# અથર્વવેદનો સુબોધ અનુવાદ

# બ્રહ્મવિદ્યા પ્રકરણ

## ભૂમિકા

અથર્વવેદમાં ૨૦ કાંડ છે. તેમાં ૧૩ માથી ૧૮ મા કાંડ સુધીનો વિષયવાર મંત્રસંગ્રહ છે. જેમકે—

### પ્રકરણ પ્રમાણે સાત કાંડ

| | | | | |
|---|---|---|---|---|
| ૧૩ મા | કાંડમાં | અધ્યાત્મ | પ્રકરણ | છે. |
| ૧૪ ,, | ,, | વિવાહ | ,, | ,, |
| ૧૫ ,, | ,, | વ્રાત્ય | ,, | ,, |
| ૧૬ ,, | ,, | દુઃખવિમોચન | ,, | ,, |
| ૧૭ ,, | ,, | અભ્યુદય | ,, | ,, |
| ૧૮ ,, | ,, | પિતૃમેધ | ,, | ,, |
| ૨૦ ,, | ,, | ઇન્દ્રસૂક્ત | ,, | ,, |

આ પ્રમાણે આ સાત કાંડ વ્યવસ્થિત પ્રકરણબદ્ધ છે. પરંતુ ૧૨ મા કાંડ સુધી તથા ૧૯ મા કાંડમાં વિષયવાર સૂક્તસંગ્રહ નથી. જુઓ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ પ્રથમ | કાંડમાં | ૪ મંત્રોના | સૂક્ત | વધારે | છે. |
| ૨ દ્વિતીય | ,, | ૫ ,, | ,, | ,, | ,, |
| ૩ તૃતીય | ,, | ૬ ,, | ,, | ,, | ,, |
| ૪ ચતુર્થ | ,, | ૭ ,, | ,, | ,, | ,, |
| ૫ પંચમ | ,, | ૧૧ ,, | ,, | ,, | ,, |
| ૬ ષષ્ઠ | ,, | ૩ ,, | ,, | ,, | ,, |
| ૭ સપ્તમ | ,, | ૧-૨ ,, | ,, | ,, | ,, |

આ પ્રમાણે સૂક્તોમાં મંત્રસંખ્યા પ્રમાણે આ સાત કાંડ સંગ્રહિત કરેલાં છે; અર્થાત્ આ કાંડ વિષયક્રમાનુસાર નથી. આ કાંડમાં સૂક્તોમાં કયા કયા વિષયો આવેલા છે તે હવે જુઓ—

### અથર્વવેદ કાંડોમાં સૂક્તો

#### પહેલું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧ | મેધાજનનં | ૪ |
| ૨ | રોગોપશમનં | ૪ |
| ૩ | મૂત્રમોચનં | ૯ |
| ૪ | અપાં ભેષજં | ૪ |
| ૫ | અપાં ભેષજં | ૪ |
| ૬ | અપાં ભેષજં | ૪ |
| ૭ | યાતુધાનનાશનં | ૭ |
| ૮ | યાતુધાનનાશનં | ૪ |
| ૯ | વિજયાય પ્રાર્થના | ૪ |
| ૧૦ | પાશ-વિમોચનં | ૪ |
| ૧૧ | નારી-સુખપ્રસૂતિઃ | ૬ |
| ૧૨ | યક્ષ્મનાશનં | ૪ |
| ૧૩ | વિદ્યુત્ | ૪ |

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧૪ | કુલયા કન્યા | ૪ |
| ૧૫ | પુષ્ટિકર્મ | ૪ |
| ૧૬ | શત્રુબાધનં | ૪ |
| ૧૭ | રૂધિરસ્રાવનિવૃત્તયે ધમનીબન્ધનં | ૪ |
| ૧૮ | અલક્ષ્મીનાશનં | ૪ |
| ૧૯ | શત્રુનિવારણું | ૪ |
| ૨૦ | શત્રુનિવારણું | ૪ |
| ૨૧ | શત્રુનિવારણું | ૪ |
| ૨૨ | હૃદ્રોગ–કામિલાનાશનં | ૪ |
| ૨૩ | શ્વેતકુષ્ઠનાશનં | ૪ |
| ૨૪ | શ્વેતકુષ્ઠનાશનં | ૪ |
| ૨૫ | જ્વ–રનાશનં | ૪ |
| ૨૬ | શર્મપ્રાપ્તિઃ | ૪ |
| ૨૭ | સ્વસ્ત્યયનં | ૪ |
| ૨૮ | રક્ષોઘ્નં | ૪ |
| ૨૯ | રાષ્ટ્રાભિવર્ધનં, સપત્નક્ષયણું ચ | ૬ |
| ૩૦ | દીર્ઘાયુઃ પ્રાપ્તિઃ | ૪ |
| ૩૧ | પાશમોચનં | ૪ |
| ૩૨ | મહદ્ બ્રહ્મ | ૪ |
| ૩૩ | આપઃ | ૪ |
| ૩૪ | મધુવિદ્યા | ૫ |
| ૩૫ | દીર્ઘાયુઃ પ્રાપ્તિઃ | ૪ |
| | | ૧૫૩ |

| | | | | |
|---|---|---|---|---|
| ૪ મંત્રોનાં | સૂક્ત | ૩૦ | મંત્ર | ૧૨૦ |
| ૫ ,, | ,, | ૧ | ,, | ૫ |
| ૬ ,, | ,, | ૨ | ,, | ૧૨ |
| ૭ ,, | ,, | ૧ | ,, | ૭ |
| ૯ ,, | ,, | ૧ | ,, | ૯ |
| | | ૩૫ | | ૧૫૩ |

પ્રથમ કાંડમાં ૪ મંત્રોનાં સૂક્ત વધારે છે.

× × ×

## બીજું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧ | પરમં ધામ | ૫ |
| ૨ | ભુવનપતિસૂક્તં | ૫ |
| ૩ | આસ્રાવસ્ય ભેષજં | ૬ |
| ૪ | દીર્ઘાયુઃ પ્રાપ્તિઃ | ૬ |
| ૫ | ઇન્દ્રસ્ય વીર્યાણિ | ૭ |
| ૬ | સપત્નહા અગ્નિઃ | ૫ |
| ૭ | શાપમોચનં | ૫ |
| ૮ | ક્ષત્રિયરોગનાશનં | ૫ |
| ૯ | દીર્ઘાયુઃ પ્રાપ્તિઃ | ૫ |
| ૧૦ | પાશમોચનં | ૮ |
| ૧૧ | શ્રેયઃ પ્રાપ્તિઃ | ૫ |
| ૧૨ | શત્રુનાશનં | ૮ |
| ૧૩ | દીર્ઘાયુઃ પ્રાપ્તિઃ | ૫ |
| ૧૪ | દસ્યુનાશનં | ૬ |
| ૧૫ | અભયપ્રાપ્તિઃ | ૬ |
| ૧૬ | સુરક્ષા | ૫ |
| ૧૭ | બળપ્રાપ્તિઃ | ૭ |
| ૧૮ | શત્રુનાશનં | ૫ |
| ૧૯ | શત્રુનાશનં | ૫ |
| ૨૦ | શત્રુનાશનં | ૫ |
| ૨૧ | શત્રુનાશનં | ૫ |
| ૨૨ | શત્રુનાશનં | ૫ |
| ૨૩ | શત્રુનાશનં | ૫ |
| ૨૪ | શત્રુનાશનં | ૮ |
| ૨૫ | પૃશ્નિપર્ણી | ૫ |
| ૨૬ | પશુસંવર્ધનં | ૫ |
| ૨૭ | શત્રુપરાજયઃ | ૭ |
| ૨૮ | દીર્ઘાયુઃ પ્રાપ્તિઃ | ૫ |
| ૨૯ | દીર્ઘાયુષ્યં | ૭ |
| ૩૦ | કામિનીમનો અભિમુખીકરણું | ૫ |
| ૩૧ | ક્રિમિજંભનં | ૫ |
| ૩૨ | ક્રિમિનાશનં | ૬ |
| ૩૩ | યક્ષ્મવિવર્હણું | ૭ |
| ૩૪ | પશવઃ | ૫ |
| ૩૫ | વિશ્વકર્મા | ૫ |
| ૩૬ | પતિવેદનં | ૮ |
| | | ૨૦૭ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫ | મંત્રોના | સૂક્ત | ૨૨ | મંત્ર | ૧૧૦ |
| ૬ | ,, | ,, | ૫ | ,, | ૩૦ |
| ૭ | ,, | ,, | ૫ | ,, | ૩૫ |
| ૮ | ,, | ,, | ૪ | ,, | ૩૨ |
| | | | ૩૬ | | ૨૦૭ |

દ્વિતીય કાંડમાં ૫ મંત્રોનાં સૂક્ત વધારે છે.

\+ + +

## ત્રીજું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧ | શત્રુસેનાસંમોહનં | ૬ |
| ૨ | શત્રુસેનાસંમોહનં | ૬ |
| ૩ | સ્વરાજ્યે રાજ્ઞઃ પુનઃસ્થાપનં | ૬ |
| ૪ | પ્રાજાભી રાજ્ઞઃ સંવરણં | ૭ |
| ૫ | રાષ્ટ્રસ્ય રાજા રાજકૃતશ્ચ | ૮ |
| ૬ | શત્રુનાશનં | ૮ |
| ૭ | યક્ષ્મનાશનં | ૭ |
| ૮ | રાષ્ટ્રધારણં | ૬ |
| ૯ | દુઃખનાશનં | ૬ |
| ૧૦ | રાયસ્પોષપ્રાપ્તિઃ | ૧૩ |
| ૧૧ | દીર્ઘાયુઃ પ્રાપ્તિઃ | ૮ |
| ૧૨ | શાલા નિર્માણ | ૯ |
| ૧૩ | આપઃ | ૭ |
| ૧૪ | ગોષ્ઠઃ | ૬ |
| ૧૫ | વાણિજ્યં | ૮ |
| ૧૬ | સ્વસ્તયે પ્રાર્થના | ૭ |
| ૧૭ | કૃષિઃ | ૯ |
| ૧૮ | વનસ્પતિઃ | ૬ |
| ૧૯ | અજરં ક્ષત્રં | ૮ |
| ૨૦ | રયિસંવર્ધનં | ૧૦ |
| ૨૧ | શાન્તિઃ | ૧૦ |
| ૨૨ | વર્ચઃ પ્રાપ્તિઃ | ૬ |
| ૨૩ | વીર-પ્રસૂતિઃ | ૬ |
| ૨૪ | સમૃદ્ધિ-પ્રાપ્તિ | ૭ |
| ૨૫ | કામસ્ય ઇષુઃ | ૬ |
| ૨૬ | દિક્ષુ આત્મરક્ષા | ૬ |
| ૨૭ | શત્રુનિવારણં | ૬ |
| ૨૮ | પશુપોષણં | ૬ |
| ૨૯ | અવિઃ | ૮ |
| ૩૦ | સાંમનસ્યં | ૭ |
| ૩૧ | યક્ષ્મનાશનં | ૧૧ |
| | | ૨૩૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬ | મંત્રોનાં | સૂક્ત | ૧૩ | મંત્ર | ૭૮ |
| ૭ | ,, | ,, | ૬ | ,, | ૪૨ |
| ૮ | ,, | ,, | ૬ | ,, | ૪૮ |
| ૯ | ,, | ,, | ૨ | ,, | ૧૮ |
| ૧૦ | ,, | ,, | ૨ | ,, | ૨૦ |
| ૧૧ | ,, | ,, | ૧ | ,, | ૧૧ |
| ૧૩ | ,, | ,, | ૧ | ,, | ૧૩ |
| | | | ૩૧ | | ૨૩૦ |

ત્રીજા કાંડમાં ૬ મંત્રોનાં સૂક્ત વધારે છે.

× × ×

## ચોથું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧ | બ્રહ્મવિદ્યા | ૭ |
| ૨ | આત્મવિદ્યા | ૮ |
| ૩ | શત્રુનાશનં | ૭ |
| ૪ | વાજીકરણં | ૮ |
| ૫ | સ્વાપનં | ૭ |
| ૬ | વિષઘ્નં | ૮ |
| ૭ | વિષનાશનં | ૭ |
| ૮ | રાજ્યાભિષેકઃ | ૭ |
| ૯ | આંજનં | ૧૦ |
| ૧૦ | શંખમણિઃ | ૭ |
| ૧૧ | અનડ્વાન્ | ૧૨ |
| ૧૨ | રોહિણી વનસ્પતિઃ | ૭ |
| ૧૩ | રોગનિવારણં | ૭ |
| ૧૪ | સ્વર્જ્યોતિઃ પ્રાપ્તિઃ | ૯ |
| ૧૫ | વૃષ્ટિઃ | ૧૬ |
| ૧૬ | સત્યાનૃતસમીક્ષકઃ | ૯ |

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧૭ | અપામાર્ગઃ | ૮ |
| ૧૮ | અપામાર્ગઃ | ૮ |
| ૧૯ | અપામાર્ગઃ | ૮ |
| ૨૦ | પિશાચક્ષયણં | ૯ |
| ૨૧ | ગાવઃ | ૭ |
| ૨૨ | અમિત્રક્ષયણં | ૭ |
| ૨૩ | પાપ-મોચનં | ૭ |
| ૨૪ | પાપમોચનં | ૭ |
| ૨૫ | પાપમોચનં | ૭ |
| ૨૬ | પાપ-મોચનં | ૭ |
| ૨૭ | પાપમોચનં | ૭ |
| ૨૮ | પાપમોચનં | ૭ |
| ૨૯ | પાપમોચનં | ૭ |
| ૩૦ | રાષ્ટ્રીદેવી | ૮ |
| ૩૧ | સેનાનિરીક્ષણં | ૭ |
| ૩૨ | સેનાસંયોજનં | ૭ |
| ૩૩ | પાપ-નાશનં | ૮ |
| ૩૪ | બ્રહ્મૌદનં | ૮ |
| ૩૫ | મૃત્યુસંતરણં | ૭ |
| ૩૬ | સત્યૌજા અગ્નિઃ | ૧૦ |
| ૩૭ | કૃમિનાશનં | ૧૨ |
| ૩૮ | વાજિનીવાન્ ઋષભઃ | ૭ |
| ૩૯ | સંનતિઃ | ૧૦ |
| ૪૦ | શત્રુનાશનં | ૮ |
| | | ૩૨૪ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭ | મંત્રોનાં | સૂક્ત | ૨૧ | મંત્રો | ૧૪૭ |
| ૮ | ,, | ,, | ૧૦ | ,, | ૮૦ |
| ૯ | ,, | ,, | ૩ | ,, | ૨૭ |
| ૧૦ | ,, | ,, | ૩ | ,, | ૩૦ |
| ૧૨ | ,, | ,, | ૨ | ,, | ૨૪ |
| ૧૬ | ,, | ,, | ૧ | ,, | ૧૬ |
| | | | ૪૦ | | ૩૨૪ |

ચોથા કાંડમાં ૭ મંત્રોનાં સૂક્તો વધારે છે.

× × ×

## પાંચમું કાંડ

| સૂક્ત | નામ |
|---|---|
| ૧ | અમૃતાસુઃ |
| ૨ | ભુવનેષુ જ્યેષ્ઠઃ |
| ૩ | વિજયાય પ્રાર્થના |
| ૪ | કુષ્ઠતક્મનાશન્ |
| ૫ | લાક્ષા |
| ૬ | બ્રહ્મવિદ્યા |
| ૭ | અરાતિનાશનં |
| ૮ | શત્રુનાશનં |
| ૯ | આત્મા |
| ૧૦ | આત્મરક્ષા |
| ૧૧ | સંપત્કર્મ |
| ૧૨ | ઋતસ્ય યજ્ઞઃ |
| ૧૩ | સર્પવિષનાશનં |
| ૧૪ | કૃત્યાપરિહરણં |
| ૧૫ | રોગોપશમનં |
| ૧૬ | વૃષરોગશમનં |
| ૧૭ | બ્રહ્મજાયા |
| ૧૮ | બ્રહ્મગવી |
| ૧૯ | બ્રહ્મગવી |
| ૨૦ | શત્રુસેનાત્રાશનં |
| ૨૧ | શત્રુસેનાત્રાસનં |
| ૨૨ | તક્મનાશનં |
| ૨૩ | ક્રિમિઘ્નં |
| ૨૪ | બ્રહ્મકર્મ |
| ૨૫ | ગર્ભાધાનં |
| ૨૬ | નવશાલાયાં ઘૃતહોમઃ |
| ૨૭ | અગ્નિઃ |
| ૨૮ | દીર્ઘાયુઃ |
| ૨૯ | રક્ષોઘ્નં |
| ૩૦ | દીર્ઘાયુષ્યં |
| ૩૧ | કૃત્યાપરિહરણં |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮ | મંત્રોના | સૂક્ત | ૨ | મંત્ર | ૧ |
| ૯ | ,, | ,, | ૪ | ,, | ૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઃ | મંત્રોના | સૂક્ત | ૨ | મંત્ર | ૨૦ |
| ૧૧. | ,, | ,, | ૬ | ,, | ૬૬ |
| ૧૨ | ,, | ,, | ૫ | ,, | ૬૦ |
| ૧૩ | ,, | ,, | ૩ | ,, | ૩૯ |
| ૧૪ | ,, | ,, | ૩ | ,, | ૪૨ |
| ૧૫ | ,, | ,, | ૩ | ,, | ૪૫ |
| ૧૭ | ,, | ,, | ૨ | ,, | ૩૪ |
| ૧૮ | ,, | ,, | ૧ | ,, | ૧૮ |
| | | | ૨૧ | | ૩૭૬ |

પંચમ કાંડમાં ૧૧ મંત્રોના સૂક્ત વધારે છે.

× × ×

## છઠ્ઠું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧ | અમૃતપ્રદાતા | ૩ |
| ૨ | જેતા ઇન્દ્રઃ | ૩ |
| ૩ | આત્મગોપનં | ૩ |
| ૪ | આત્મગોપનં | ૩ |
| ૫ | વર્ચઃ પ્રાપ્તિઃ | ૩ |
| ૬ | શત્રુનાશનં | ૩ |
| ૭ | અસુરક્ષયણં | ૩ |
| ૮ | કામાત્મા | ૩ |
| ૯ | કામાત્મા | ૩ |
| ૧૦ | સંપ્રોક્ષણં | ૩ |
| ૧૧ | પુંસવનં | ૩ |
| ૧૨ | સર્પ-વિષ-નિવારણં | ૩ |
| ૧૩ | મૃત્યુંજયઃ | ૩ |
| ૧૪ | બલાસનાશનં | ૩ |
| ૧૫ | શત્રુનિવારણં | ૩ |
| ૧૬ | અક્ષિરોગભૈસજ્ં | ૪ |
| ૧૭ | ગર્ભ દંહણં | ૪ |
| ૧૮ | ઇર્ષ્યાવિનાશનં | ૩ |
| ૧૯ | પાવમાનં | ૩ |
| ૨૦ | યક્ષ્મનાશનં | ૩ |
| ૨૧ | કેશવર્ધની ઔષધિઃ | ૩ |
| ૨૨ | ભૈષજ્યં | ૩ |

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૨૩ | અપાં ભેષજ્યં | ૩ |
| ૨૪ | અપાં ભેષજ્યં | ૩ |
| ૨૫ | મન્યા વિનાશનં | ૩ |
| ૨૬ | પાપ્મનાશનં | ૩ |
| ૨૭ | અરિષ્ટક્ષયણં | ૩ |
| ૨૮ | અરિષ્ટક્ષયણં | ૩ |
| ૨૯ | અરિષ્ટક્ષયણં | ૩ |
| ૩૦ | પાપશમનં | ૩ |
| ૩૧ | ગૌઃ | ૩ |
| ૩૨ | યાતુધાનક્ષયણં | ૩ |
| ૩૩ | ઇન્દ્રસ્તવઃ | ૩ |
| ૩૪ | શત્રુનાશનં | ૫ |
| ૩૫ | વૈશ્વાનરઃ | ૩ |
| ૩૬ | વૈશ્વાનરઃ | ૩ |
| ૩૭ | શાપનાશનં | ૩ |
| ૩૮ | વર્ચસ્યં | ૪ |
| ૩૯ | વર્ચસ્યં | ૩ |
| ૪૦ | અભયં | ૩ |
| ૪૧ | દીર્ઘાયુઃ પ્રાપ્તિઃ | ૩ |
| ૪૨ | પરસ્પર ચિત્તૈકીકરણં | ૩ |
| ૪૩ | મન્યુશમનં | ૩ |
| ૪૪ | રોગનાશનં | ૩ |
| ૪૫ | દુઃષ્વપ્નનાશનં | ૩ |
| ૪૬ | દુઃષ્વપ્નનાશનં | ૩ |
| ૪૭ | દીર્ઘાયુઃ પ્રાપ્તિઃ | ૩ |
| ૪૮ | સ્વસ્તિવાચનં | ૩ |
| ૪૯ | અગ્નિસ્તવઃ | ૩ |
| ૫૦ | અભયયાચના | ૩ |
| ૫૧ | એનોનાશનં | ૩ |
| ૫૨ | ભૈષજ્યં | ૩ |
| ૫૩ | સર્વતો રક્ષણં | ૩ |
| ૫૪ | અમિત્રદંભનં | ૩ |
| ૫૫ | સૌમનસ્યં | ૩ |
| ૫૬ | સર્પેભ્યો રક્ષણં | ૩ |
| ૫૭ | જલચિકિત્સા | ૩ |
| ૫૮ | યશઃ પ્રાપ્તિઃ | ૩ |

| સૂક્ત | નામ | મંત્ર | સૂક્ત | નામ |
|---|---|---|---|---|
| ૫૯ | ઓષધિઃ | ૩ | ૯૬ | ચિકિત્સા |
| ૬૦ | પતિલાભઃ | ૩ | ૯૭ | અભિભૂર્વીરઃ |
| ૬૧ | વિશ્વસૃષ્ટા | ૩ | ૯૮ | અજરં ક્ષત્રં |
| ૬૨ | પાવમાનં | ૩ | ૯૯ | સંગ્રામજયઃ |
| ૬૩ | વર્ચોબલપ્રાપ્તિઃ | ૪ | ૧૦૦ | વિષદૂષણં |
| ૬૪ | સાંમનસ્યં | ૩ | ૧૦૧ | વાજીકરણં |
| ૬૫ | શત્રુનાશનં | ૩ | ૧૦૨ | અભિસાંમનસ્યં |
| ૬૬ | શત્રુનાશનં | ૩ | ૧૦૩ | શત્રુનાશનં |
| ૬૭ | શત્રુનાશનં | ૩ | ૧૦૪ | શત્રુનાશનં |
| ૬૮ | વપનં | ૩ | ૧૦૫ | કાસશમનં |
| ૬૯ | વર્ચઃ પ્રાપ્તિઃ | ૩ | ૧૦૬ | દર્વાશાલા |
| ૭૦ | અઘ્ન્યા | ૩ | ૧૦૭ | વિશ્વજીત્ |
| ૭૧ | અન્નં | ૩ | ૧૦૮ | મેધાવર્ધનં |
| ૭૨ | વાજીકરણં | ૩ | ૧૦૯ | પિપ્પલી ભૈષજ્યં |
| ૭૩ | સાંમનસ્યં | ૩ | ૧૧૦ | દીર્ઘાયુઃ પ્રાપ્તિ. |
| ૭૪ | સાંમનસ્યં | ૩ | ૧૧૧ | ઉન્મત્તતામોચનં |
| ૭૫ | સપત્નક્ષયણં | ૩ | ૧૧૨ | પાશમોચનં |
| ૭૬ | આયુષ્યં | ૪ | ૧૧૩ | પાપનાશનં |
| ૭૭ | પ્રતિષ્ઠાપનં | ૩ | ૧૧૪ | ઉન્મોચનં |
| ૭૮ | દમ્પત્યો રયિપ્રાપ્તયે પ્રાર્થના | ૩ | ૧૧૫ | પાપમોચનં |
| ૭૯ | ઉર્જઃ પ્રાપ્તિઃ | ૩ | | |
| ૮૦ | અરિષ્ટક્ષયણં | ૩ | ૧૧૬ | મધુમદ્જં |
| ૮૧ | ગર્ભાધાનં | ૩ | ૧૧૭ | આનૃણ્યં |
| ૮૨ | જાયાકામના | ૩ | ૧૧૮ | આનૃણ્યં |
| ૮૩ | ભૈષજ્યં | ૪ | ૧૧૯ | પાશમોચનં |
| ૮૪ | નિર્ઋતિમોચનં | ૪ | ૧૫૦ | સુકૃતસ્ય લોકઃ |
| ૮૫ | યક્ષ્મનાશનં | ૩ | ૧૨૧ | સુકૃતલોક પ્રાપ્તિઃ |
| ૮૬ | વૃષકામના | ૩ | ૧૨૨ | તૃતીયો નાકઃ |
| ૮૭ | રાજ્ઞઃ સંવરણં | ૩ | ૧૨૩ | સૌમનસં |
| ૮૮ | ધ્રુવો રાજા | ૩ | ૧૨૪ | નિર્ઋત્યપસ્તરણં |
| ૮૯ | પ્રીતિસંજનનં | ૩ | ૧૨૫ | વીરસ્ય રથઃ |
| ૯૦ | ઇષુનિષ્કાસનં | ૩ | ૧૨૬ | દુન્દુભિઃ |
| ૯૧ | યક્ષ્મનાશનં | ૩ | ૧૨૭ | યક્ષ્મનાશનં |
| ૯૨ | વાજી | ૩ | ૧૨૮ | રાજા |
| ૯૩ | સ્વસ્ત્યયનં | ૩ | ૧૨૯ | ભગપ્રાપ્તિઃ |
| ૯૪ | સાંમનસ્યં | ૩ | ૧૩૦ | સ્મરઃ |
| ૯૫ | કુષ્ઠૌષધિઃ | [illegible] | [illegible] | |

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧૩૧ | સ્મરઃ | ૫ |
| ૧૩૩ | મેખલાબન્ધનં | ૫ |
| ૧૩૪ | શત્રુનાશનં | ૩ |
| ૧૩૫ | બલપ્રાપ્તિઃ | ૩ |
| ૧૩૬ | કેશદૃંહણં | ૩ |
| ૧૩૭ | કેશવર્ધનં | ૩ |
| ૧૩૮ | ક્લીબત્વં | ૫ |
| ૧૩૯ | સૌભાગ્યવર્ધનં | ૫ |
| ૧૪૦ | સુમંગલૌ દન્તૌ | ૩ |
| ૧૪૧ | ગોકર્ણયો લંક્ષ્યકરણં | ૩ |
| ૧૪૨ | અન્નસમૃદ્ધિઃ | ૩ |
| | | ૪૫૪ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩ મંત્રોના | સૂક્ત | ૧૨૨ | મંત્ર | ૩૬૬ |
| ૪ ,, | ,, | ૧૨ | ,, | ૪૮ |
| ૫ ,, | ,, | ૮ | ,, | ૪૦ |
| | | ૧૪૨ | | ૪૫૪ |

છઠ્ઠા કાંડમાં ૩ મંત્રોનાં સૂક્તો અધિક છે.

\+ + +

## સાતમું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧ | આત્મા | ૨ |
| ૨ | આત્મા | ૧ |
| ૩ | આત્મા | ૧ |
| ૪ | વિશ્વપ્રાણઃ | ૧ |
| ૫ | આત્મા | ૫ |
| ૬ | અદિતિઃ | ૪ |
| ૭ | આદિત્યાઃ | ૧ |
| ૮ | શત્રુનાશનં | ૧ |
| ૯ | સ્વસ્તિદા પૂષા | ૪ |
| ૧૦ | સરસ્વતી | ૧ |
| ૧૧ | સરસ્વતી | ૧ |
| ૧૨ | રાષ્ટ્રસભા | ૪ |
| ૧૩ | શત્રુનાશનં | ૨ |
| ૧૪ | સવિતા | ૪ |
| ૧૫ | સવિતા | ૧ |
| ૧૬ | સવિતા | ૧ |
| ૧૭ | દ્રવિણાર્થં પ્રાર્થના | ૪ |
| ૧૮ | વૃષ્ટિઃ | ૨ |
| ૧૯ | પ્રજા | ૧ |
| ૨૦ | અનુમતિઃ | ૬ |
| ૨૧ | એકો વિભુઃ | ૧ |
| ૨૨ | જ્યોતિઃ | ૨ |
| ૨૩ | દુઃષ્વપ્નનાશનં | ૧ |
| ૨૪ | સવિતા | ૧ |
| ૨૫ | વિષ્ણુઃ | ૨ |
| ૨૬ | વિષ્ણુઃ | ૮ |
| ૨૭ | ઇડા | ૧ |
| ૨૮ | સ્વસ્તિ | ૧ |
| ૨૯ | અગ્નાવિષ્ણૂ | ૨ |
| ૩૦ | અંજનં | ૧ |
| ૩૧ | શત્રુનાશનં | ૧ |
| ૩૨ | દીર્ઘાયુઃ | ૧ |
| ૩૩ | દીર્ઘાયુઃ | ૧ |
| ૩૪ | શત્રુનાશનં | ૧ |
| ૩૫ | સપત્નીનાશનં | ૩ |
| ૩૬ | અંજનં | ૧ |
| ૩૭ | વાસઃ | ૧ |
| ૩૮ | કેવલઃ પતિઃ | ૫ |
| ૩૯ | આપઃ | ૧ |
| ૪૦ | સરસ્વાન્ | ૨ |
| ૪૧ | સુપર્ણઃ | ૨ |
| ૪૨ | પાપમોચનં | ૨ |
| ૪૩ | વાક્ | ૧ |
| ૪૪ | ઇન્દ્રાવિષ્ણૂ | ૧ |
| ૪૫ | ઇર્ષ્યાનિવારણં | ૨ |
| ૪૬ | સિનીવાલી | ૩ |
| ૪૭ | કુહૂઃ | ૨ |
| ૪૮ | રાકા | ૨ |
| ૪૯ | દેવપત્ન્યઃ | ૨ |
| ૫૦ | વિજયઃ | ૯ |
| ૫૧ | પરિપાણં | ૧ |

| સૂક્ત | નામ | મંત્ર | સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|---|---|---|
| ૫૨ | સાંમનસ્યં | ૨ | ૮૭ | વ્યાપકો દેવઃ | ૧ |
| ૫૩ | દીર્ઘાયુઃ | ૭ | ૮૮ | સર્પવિષનાશનં | ૧ |
| ૫૪ | અધ્યાપકવિઘ્નશમનં | ૨ | ૮૯ | દિવ્યા આપઃ | ૪ |
| ૫૫ | માર્ગસ્વસ્ત્યયનં | ૧ | ૯૦ | શત્રુબલનાશનં | ૩ |
| ૫૬ | વિષભૈષજ્યં | ૮ | ૯૧ | સુત્રામા ઇન્દ્રઃ | ૧ |
| ૫૭ | સરસ્વતી | ૨ | ૯૨ | સુત્રામા ઇન્દ્રઃ | ૧ |
| ૫૮ | અન્નં | ૨ | ૯૩ | શત્રુનાશનં | ૧ |
| ૫૯ | શાપ-મોચન | ૧ | ૯૪ | સાંમનસ્યં | ૧ |
| ૬૦ | રમ્ય ગૃહં | ૭ | ૯૫ | શત્રુનાશનં | ૩ |
| ૬૧ | તપઃ | ૨ | ૯૬ | શત્રુનાશન | ૧ |
| ૬૨ | શત્રુનાશનં | ૧ | ૯૭ | યજ્ઞઃ | ૮ |
| ૬૩ | દુરિતનાશનં | ૧ | ૯૮ | હવિ | ૧ |
| ૬૪ | પાપ મોચન | ૧ | ૯૯ | વેદી | ૧ |
| ૬૫ | દુરિતનાશનં | ૩ | ૧૦૦ | દુષ્વપ્નનાશનં | ૨ |
| ૬૬ | બ્રહ્મ | ૧ | ૧૦૧ | દુષ્વપ્નનાશનં | ૨ |
| ૬૭ | આત્મા | ૧ | ૧૦૨ | આત્મનઃ અહિંસનં | ૨ |
| ૬૮ | સરસ્વતી | ૩ | ૧૦૩ | ક્ષત્રિયઃ | ૨ |
| ૬૯ | સુખં | ૧ | ૧૦૪ | ગૌઃ | ૧ |
| ૭૦ | શત્રુદમનં | ૫ | ૧૦૫ | દૈવ્યં વચઃ | ૧ |
| ૭૧ | અગ્નિઃ | ૧ | ૧૦૬ | અમૃતત્વં | ૧ |
| ૭૨ | ઇન્દ્રઃ | ૩ | ૧૦૭ | સંતરણં | ૧ |
| ૭૩ | ધર્મઃ | ૧૧ | ૧૦૮ | શત્રુનાશનં | ૨ |
| ૭૪ | ગંડમાલાચિકિત્સા | ૪ | ૧૦૯ | રાષ્ટ્રભૃતઃ | ૭ |
| ૭૫ | અઘ્ન્યા | ૨ | ૧૧૦ | શત્રુનાશનં | ૩ |
| ૭૬ | ગંડમાલાચિકિત્સા | ૬ | ૧૧૧ | આત્મા | ૧ |
| ૭૭ | શત્રુનાશન | ૩ | ૧૧૨ | પાપનાશનં | ૨ |
| ૭૮ | બન્ધમોચનં | ૨ | ૧૧૩ | શત્રુનાશનં | ૨ |
| ૭૯ | અમાવાસ્યા | ૪ | ૧૧૪ | શત્રુનાશનં | ૨ |
| ૮૦ | પૂર્ણિમા | ૪ | ૧૧૫ | પાપલક્ષણનાશનં | ૪ |
| ૮૧ | સૂર્યાચન્દ્રમસૌ | ૬ | ૧૧૬ | જ્વરનાશનં | ૨ |
| ૮૨ | અગ્નિઃ | ૬ | ૧૧૭ | શત્રુનિવારણં | ૧ |
| ૮૩ | પાશ મોચનં | ૪ | ૧૧૮ | વર્મધારણં | ૧ |
| ૮૪ | ક્ષત્રભૃદગ્નિઃ | ૩ | | | ૨૮૬ |
| ૮૫ | અરિષ્ટનેમિઃ | ૧ | | | |
| ૮૬ | ત્રાતા ઇન્દ્રઃ | ૧ | | | |

૧ મંત્રોના સૂક્ત ૫૬ મંત્ર ૫૬
૨ „ „ ૨૬ „ ૫૨

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ | મંત્રોના | સૂક્ત | ૧૦ | મંત્ર | ૩૦ |
| ૪ | ,, | ,, | ૧૧ | ,, | ૪૪ |
| ૫ | ,, | ,, | ૩ | ,, | ૧૫ |
| ૬ | ,, | ,, | ૪ | ,, | ૨૪ |
| ૭ | ,, | ,, | ૨ | ,, | ૧૧ |
| ૮ | ,, | ,, | ૩ | ,, | ૨૪ |
| ૯ | ,, | ,, | ૧ | ,, | ૯ |
| ૧૧ | ,, | ,, | ૧ | ,, | ૧૧ |
| | | | ૧૧૮ | | ૨૮૬ |

સાતમા કાંડમાં ૧-૨ મંત્રોનાં સૂક્ત અધિક છે.

× × ×

## આઠમું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧ | દીર્ઘાયુઃ પ્રાપ્તિઃ | ૨૧ |
| ૨ | દીર્ઘાયુઃ પ્રાપ્તિઃ | ૨૮ |
| ૩ | શત્રુનાશનં | ૨૬ |
| ૪ | શત્રુદમનં | ૨૫ |
| ૫ | પ્રતિસરો મણિઃ | ૨૨ |
| ૬ | ગર્ભદોષનિવારણું | ૨૬ |
| ૭ | ઓષધયઃ | ૨૮ |
| ૮ | શત્રુપરાજયઃ | ૨૪ |
| ૯ | વિરાટ્ | ૨૬ |
| ૧૦ | વિરાટ્ | ૬૭ |
| | | ૨૯૩ |

+ + +

## નવમું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧ | મધુવિદ્યા | ૨૪ |
| ૨ | કામઃ | ૨૫ |
| ૩ | શાલા | ૩૧ |
| ૪ | ઋષભઃ | ૨૪ |
| ૫ | પંચૌદનં અજઃ | ૩૮ |
| ૬ | અતિથિ-સત્કારઃ | ૭૩ |
| ૭ | ગૌઃ | ૨૬ |

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૮ | યક્ષ્મનિવારણું | ૨૨ |
| ૯ | આત્મા | ૨૨ |
| ૧૦ | આત્મા | ૨૮ |
| | | ૩૧૩ |

× × ×

## દશમું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧ | કૃત્યાદૂષણું | ૩૨ |
| ૨ | બ્રહ્મપ્રકાશનં | ૩૩ |
| ૩ | સપત્નક્ષયણો વરણમણિઃ | ૨૫ |
| ૪ | સર્પવિષદૂરીકરણું | ૨૬ |
| ૫ | વિજયપ્રાપ્તિઃ | ૫૦ |
| ૬ | મણિબંધનં | ૩૫ |
| ૭ | સર્વાધારવર્ણનં | ૪૪ |
| ૮ | જ્યેષ્ઠબ્રહ્મવર્ણનં | ૪૪ |
| ૯ | શતૌદના ગૌઃ | ૨૭ |
| ૧૦ | વશા ગૌઃ | ૩૪ |
| | | ૩૫૦ |

× × ×

## અગિયારમું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧ | બ્રહ્મૌદનં | ૩૭ |
| ૨ | રુદ્રઃ | ૩૧ |
| ૩ | ઓદનઃ | ૫૬ |
| ૪ | પ્રાણઃ | ૨૬ |
| ૫ | બ્રહ્મચર્યં | ૨૬ |
| ૬ | પાપમોચનં | ૨૩ |
| ૭ | ઉચ્છિષ્ટ-બ્રહ્મ-સૂક્તં | ૨૭ |
| ૮ | અધ્યાત્મં | ૩૪ |
| ૯ | શત્રુનિવારણું | ૨૬ |
| ૧૦ | શત્રુનાશનં | ૨૭ |
| | | ૩૧૩ |

+ + +

## બારમું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧ | ભૂમિસૂક્તં | ૬૩ |
| ૨ | યક્ષ્મ રોગનાશનં | ૫૫ |
| ૩ | સ્વર્ગ-ઓદનઃ | ૬૦ |
| ૪ | વશા ગૌઃ | ૫૩ |
| ૫ | બ્રહ્મગવી | ૭૩ |
| | | ૩૦૪ |

+ + +

## તેરમું કાંડ

| | | |
|---|---|---|
| ૧ | અધ્યાત્મ-પ્રકરણં | ૬૦ |
| ૨ | અધ્યાત્મં | ૪૬ |
| ૩ | અધ્યાત્મં | ૨૬ |
| ૪-૯ | અધ્યાત્મં | ૫૬ |
| | | ૧૮૮ |

× × ×

## ચૌદમું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧ | વિવાહ-પ્રકરણં | ૬૪ |
| ૨ | વિવાહ-પ્રકરણં | ૭૫ |
| | | ૧૩૯ |

× × ×

## પંદરમું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧ | અધ્યાત્મ પ્રકરણં<br>વ્રાત્ય પ્રકરણં<br>૧૮ પર્યાયાઃ | ૨૨૦ |

+ × +

## સોળમું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧ | દુઃખમોચનં<br>૯ પર્યાયાઃ | ૧૦૩ |

× × ×

## સત્તરમું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧ | અભ્યુદયાય પ્રાર્થના | ૩૦ |

+ + +

## અઢારમું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧ | પિતૃમેધઃ | ૬૧ |
| ૨ | પિતૃમેધઃ | ૬૦ |
| ૩ | પિતૃમેધઃ | ૭૩ |
| ૪ | પિતૃમેધઃ | ૮૯ |
| | | ૧૮૩ |

× × ×

## ઓગણીસમું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧ | યજ્ઞઃ | ૩ |
| ૨ | આપઃ | ૫ |
| ૩ | જાતવેદાઃ | ૩ |
| ૪ | આકૂતિ૦ | ૪ |
| ૫ | જગતો રાજા | ૧ |
| ૬ | જગદ્ બીજઃ પુરૂષઃ | ૧૬ |
| ૭ | નક્ષત્રાણિ | ૫ |
| ૮ | નક્ષત્રાણિ | ૭ |
| ૯ | શાન્તિઃ | ૧૪ |
| ૧૦ | શાન્તિઃ | ૧૦ |
| ૧૧ | શાંતિઃ | ૬ |
| ૧૨ | ઉષા | ૧ |
| ૧૩ | એકવીરઃ | ૧૧ |
| ૧૪ | અભયં | ૧ |
| ૧૫ | અભયં | ૬ |
| ૧૬ | અભયં | ૨ |
| ૧૭ | સુરક્ષા | ૧૦ |
| ૧૮ | સુરક્ષા | ૧૦ |
| ૧૯ | શર્મ | ૧૧ |
| ૨૦ | સુરક્ષા | ૪ |
| ૨૧ | છંદાંસિ | ૧ |

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧૨ | બ્રહ્મા | ૧૧ |
| ૧૩ | અથર્વાણઃ | ૨૦ |
| ૧૪ | રાષ્ટ્રં | ૮ |
| ૧૫ | અશ્વઃ | ૧ |
| ૧૬ | હિરણ્યધારણં | ૪ |
| ૧૭ | સુરક્ષા | ૧૫ |
| ૧૮ | દર્ભમણિઃ | ૧૦ |
| ૧૯ | દર્ભમણિઃ | ૯ |
| ૩૦ | દર્ભમણિઃ | ૫ |
| ૩૧ | ઔદુંબરમણિઃ | ૧૪ |
| ૩૨ | દર્ભઃ | ૧૦ |
| ૩૩ | દર્ભઃ | ૫ |
| ૩૪ | જંગિડમણિઃ | ૧૦ |
| ૩૫ | જંગિડઃ | ૫ |
| ૩૬ | શતવારો મણિઃ | ૬ |
| ૩૭ | બલપ્રાપ્તિઃ | ૪ |
| ૩૮ | યક્ષ્મનાશનં | ૩ |
| ૩૯ | કુષ્ઠનાશનં | ૧૦ |
| ૪૦ | મેધા | ૪ |
| ૪૧ | રાષ્ટ્રં બલમોજશ્ચ | ૧ |
| ૪૨ | બ્રહ્મયજ્ઞઃ | ૪ |
| ૪૩ | બ્રહ્મા | ૮ |
| ૪૪ | ભૈષજ્યં | ૧૦ |
| ૪૫ | આંજનં | ૧૦ |
| ૪૬ | અસ્તૃતમણિઃ | ૭ |
| ૪૭ | રાત્રિઃ | ૯ |
| ૪૮ | રાત્રિ | ૬ |
| ૪૯ | રાત્રિઃ | ૧૦ |
| ૫૦ | રાત્રિઃ | ૭ |
| ૫૧ | આત્મા | ૨ |
| ૫૨ | કામઃ | ૫ |
| ૫૩ | કાલઃ | ૧૦ |
| ૫૪ | કાલઃ | ૫ |
| ૫૫ | રાયસ્પોષપ્રાપ્તિઃ | ૬ |
| ૫૬ | દુષ્વપ્નનાશનં | ૫ |
| ૫૭ | દુષ્વપ્નનાશનં | ૫ |
| ૫૮ | યશઃ | ૬ |
| ૫૯ | યશા | ૩ |
| ૬૦ | અંગાનિ | ૨ |
| ૬૧ | પૂર્ણાયુઃ | ૧ |
| ૬૨ | સર્વપ્રિયત્વં | ૧ |
| ૬૩ | આયુર્વર્ધનં | ૧ |
| ૬૪ | દીર્ઘાયુત્વં | ૪ |
| ૬૫ | અવનં | ૧ |
| ૬૬ | અસુરક્ષયણં | ૧ |
| ૬૭ | દીર્ઘાયુત્વં | ૮ |
| ૬૮ | વૈદિકં કર્મ | ૧ |
| ૬૯ | આપઃ | ૪ |
| ૭૦ | પૂર્ણાયુઃ | ૧ |
| ૭૧ | વેદમાતા | ૧ |
| ૭૨ | પરમાત્મા | ૧ |
| | | ૪૫૩ |

× × ×

## વીસમું કાંડ

| સૂક્ત | નામ | મંત્ર |
|---|---|---|
| ૧-૧૪૩ | ઇન્દ્રસૂક્તાનિ | ૯૫૮ |

### કુલ મંત્રો ૫૯૭૭

આ સાત કાંડોમાં સાત પ્રકરણ છે. પહેલા ૧૨ કાંડ અને ઓગણીસમા કાંડમાં પ્રકરણ નથી જ. તેમાં પ્રકરણો પ્રમાણે સૂક્તો એકત્રિત કરવામાં આવે તો અધ્યયનની ઘણી જ સરળતા થાય એટલે જ તેનો વિચાર બધાએ કરવો જોઇએ.

પહેલા સ્થાનમાં ક્ષાત્ર પ્રકરણ ( પૃષ્ઠ ૧૦ ) ચિકિત્સા પ્રકરણ ( પૃ. ૧૧-૧૨ ) આપેલાં છે. આ સૂક્તોનો એક બીજાનો સબંધ જોઇને સર્વ સૂક્તોને એકત્રિત કરવામાં આવે તો અધ્યયન માટે કેટલું સરળ અને સરસ થઇ પડે, આજના સૂક્તો વિષયાનુસાર સંગ્રહિત કરેલાં નથી. તે બધાને વિષય પ્રમાણે સંગ્રહિત કરવાથી અધ્યયન કરનારાઓને અર્થનું અનુસંધાન સહજમાં જાણ્યુ થઇ શકે છે.

## વિષયવાર સંગ્રહ

બ્રહ્મજ્ઞાન, ઇશ્વર, રાજ્યશાસન, માતૃભૂમિ, ચિકિત્સા, યુદ્ધ, શત્રુ પરાજય એવા ૪૦૫૦ વિષયોના તે તે વિષયના સૂક્તક્રમ પ્રમાણે મૂકવામાં આવે તો વેદની દુર્બોધતા એની મેળે જ દૂર થઇ જાય અને સંસ્કૃત જાણનારા પાઠકોને વેદનો નિત્યપાઠ કરવામાં અને તેથી લાભ પ્રાપ્ત કરવામાં ઘણી જ સહેલાઇ થશે.

## દેવતાવાર મંત્રોનાં પ્રકરણો

ઋગ્વેદની આજની વ્યવસ્થા ઋષિઓના ક્રમ પ્રમાણે છે. ( પૃ. ૧૩ ) માત્ર નવમું મંડળ "સોમ દેવતાનું" છે. તેથી તે તો તૈયાર કરેલી "દૈવત સંહિતા" છે. અગ્નિ, ઇન્દ્ર, મરુત્, સોમ, અશ્વિનૌ, ઔષધિ વગેરે દેવતાઓના મંત્રો એકત્રિત કરવામાં આવે અને ચારે વેદના મંત્રો દેવતા પ્રમાણે રાખવામાં આવે તો પ્રત્યેક દેવતાના મંત્ર એકી સાથે અધ્યયન માટે મળી શકે અને પ્રકરણો પ્રમાણે મંત્રો હોવાથી અર્થજ્ઞાન થવામાં પણ ઘણી સરળતા થાય.

હાલની સંહિતાઓ જેવી છે તેવીજ રહેશે. તેમાં ખાસ ફેરફાર કરવાના નથી. પરંતુ દૈવત-સંહિતા બનાવીને વિષયાનુસાર મંત્રો એટલા માટે એકત્રિત કર્યા છે કે પાઠકોને એક જ વિષયનું જ્ઞાન સહજમાં થઇ શકે. જેવી રીતે—

ઇન્દ્ર સૂક્તોથી યુદ્ધ વ્યવસ્થાનું જ્ઞાન.
મરુત્ સૂક્તોથી સૈન્ય વ્યવસ્થાનું જ્ઞાન.
અશ્વિનૌ સૂક્તોથી આરોગ્ય વ્યવસ્થાનું જ્ઞાન.

આ પ્રમાણે અન્યાન્ય દેવતાઓનાં સૂક્તોથી અન્યાન્ય વિષયોનું જ્ઞાન થવું સહેલું છે. આજે એકત્રિત મંત્રો ન હોવાથી કોઇને અર્થનો સંબંધ બંધ બેસતો આવતો નથી. તેટલા માટે આજે આ પ્રમાણે વિષયવાર તથા દેવતા પ્રમાણે મંત્રસંગ્રહ કરવાની અત્યાવશ્યકતા છે.

અધ્યયનની સરળતા માટે દૈવત-સંહિતા છાપવામાં આવી છે તેમાં વૈદિક સંહિતાઓના સર્વ મંત્રો પ્રકરણ અનુસાર છે. એક પણ મંત્ર છોડવામાં આવ્યો નથી. તે "વેદ" ગ્રન્થ આઠસોથી નવસો પાનાનો હંમેશા પાસે રાખી શકાય તેવો અનુકૂળ છે, વધારે પ્રમાણમાં મોટો પણ નથી અને તેનું મૂલ્ય પણ સાધારણ જ છે.

સર્વવેદ ધર્મને માનનારા વિદ્વાનો આ વિષયનો વિચાર કરે અને આજની કઠિણતાને દૂર કરવા માટે પોતાની સમ્મતિ પ્રદર્શિત કરીને પોતાથી બનતી સહાયતા કરે.

આ અથર્વવેદના સૂક્તોનાં નામ જોવાથી સહજ૦ ધ્યાનમાં આવી શકશે કે અથર્વવેદના પ્રથમ ૧૨ કાણ્ડમાં અને ઓગણીસમા કાણ્ડમાં સૂક્ત સંગ્રહ વિષયાનુસાર થએ૦ નથી. કાણ્ડ ૧૩ થી ૧૮ સુધી અને ૨૦ મો કાણ્ડ આમ ૦ સાત કાણ્ડ પ્રકરણાનુસાર છે. તે જ પ્રમાણે બીજા કાંડો પણ વિષયાનુસાર બનાવવામાં આવે તો વિષય સમજવામાં કેટલે સરળ થાય, તેનો પાઠક વિચાર કરી શકે છે.

આ "બ્રહ્મજ્ઞાન પ્રકરણ" માં કુલ ૧૦૬ સૂક્ત બ્રહ્મજ્ઞાનની સાથે સંબંધ રાખનારાં એકત્રિત કરવામાં આવ્યાં છે. પાઠક જો આનો વિચાર કરશે તો બ્રહ્મ૦ વિષયમાં અથર્વવેદના મંત્રોનું શું કહેવું છે તે યથાસ્થિ૦ રીતે તેઓ સમજી શકશે. અહીં કાંડ પ્રમાણે જે સૂક્તો લી૦ છે તે આ પ્રમાણે છે—

| | | | | |
|---|---|---|---|---|
| ૧ પ્રથમ | કાંડ સૂક્ત | ૧૩, ૨૦, ૩૧ | – | ૩ સૂક્ત |
| ૨ દ્વિતીય | ,, ,, | ૧, ૨, ૧૧, ૧૬, ૩૪ | – | ૫ ,, |
| ૩ તૃતીય | ,, ,, | ૨૬ | – | ૧ ,, |
| ૪ ચતુર્થ | ,, ,, | ૧, ૨, ૧૧, ૧૪, ૧૬, ૨૦ | – | ૬ ,, |
| ૫ પંચમ | ,, ,, | ૧, ૨, ૬, ૯, ૧૦, ૧૧ | – | ૬ ,, |
| ૬ ષષ્ઠ | ,, ,, | ૧, ૨, ૩૩, ૩૪, ૩૫, ૩૬, ૬૧, ૮૦, ૧૧૧, ૧૧૩ | – | ૧૦ ,, |
| ૭ સપ્તમ | ,, ,, | ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૧૪, ૧૫, ૧૭, ૨૧, ૨૨, ૨૪, ૨૫, ૨૬, ૪૦, ૪૧, ૪૪, ૬૩, ૬૬, ૬૭, ૭૧, ૮૨, ૮૭, ૧૦૨, ૧૦૫, ૧૦૬ | – | ૨૬ ,, |
| ૮ અષ્ટમ | ,, ,, | ૬ | – | ૧ ,, |
| ૯ નવમ | ,, ,, | ૬, ૧૦ | – | ૨ ,, |
| ૧૦ દશમ | ,, ,, | ૨, ૭, ૮, | – | ૩ ,, |
| ૧૧ એકાદશ | ,, ,, | ૭ | – | ૧ ,, |
| ૧૨ દ્વાદશ | ,, ,, | ૦ | – | ૦ ,, |
| ૧૩ ત્રયોદશ | ,, ,, | ૧-૬ | – | ૬ ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૪ | ચતુર્દશ | કાંડ સૂક્ત | ૦ | – ૦ | સૂક્ત |
| ૧૫ | પંચદશ | ,, ,, | ૧–૧૮ | – ૧૮ | ,, |
| ૧૬ | ષોડશ | ,, ,, | ૧–૯ | – ૯ | ,, |
| ૧૭ | સપ્તદશ | ,, ,, | ૦ | – ૦ | ,, |
| ૧૮ | અષ્ટાદશ | ,, ,, | ૦ | ૦ ૦ | ,, |
| ૧૯ | એકોનવિંશ | ,, ,, | ૩, ૫, ૬, ૪૩, ૫૧, ૭૧ | – ૬ | ,, |
| ૨૦ | વિંશ | ,, ,, | ૦ | – ૦ | ,, |
| | | | કુલ | ૧૦૬ | |

આ પ્રમાણે બ્રહ્મજ્ઞાનની સાથે સંબંધ રાખનારા સૂક્તો આ ગ્રંથમાં સંગ્રહિત કરવામાં આવેલ છે. હવે એ જોઇએ કે આ સૂક્તોથી બ્રહ્મના કયા કયા ગુણો પ્રગટ થઇ રહ્યા છે.

### કમળમાં બ્રહ્મ

**पुण्डरीकं नवद्वारं त्रिभिर्गुणेभिरावृतम् ।**
**तस्मिन् यद् यक्षं आत्मन्वत् तद्वै ब्रह्मविदो विदुः ॥**
( ૧૦।૮।૪૩ )

નવદ્વારવાળું કમળ, ત્રણ ગુણોથી વેષ્ટિત છે, તેમાં જે આત્માવાન્ યક્ષ રહે છે તેને બ્રહ્મજ્ઞાની જાણે છે.

આ હૃદય કમળ છે, તેમાં આત્માવાળો યક્ષ રહે છે, તે જ મનુષ્યો માટે જાણવા યોગ્ય વિષય છે. તેને યથાવત્ જાણવાથી જ મનુષ્યનું જીવન કૃતકૃત્ય થઇ શકે છે અને તેને ન જાણવાથી મનુષ્યનું જીવન નિરર્થક બને છે. તેથી બ્રહ્મજ્ઞાનના વિષયોને બરાબર જાણવાનો યત્ન મનુષ્યે કરવો જોઇએ. તેટલા માટે જ બ્રહ્મજ્ઞાની સાથે સંબંધ રાખનારા આ સૂક્તોને અહીંઆ એકત્રિત કરવામાં આવ્યાં છે.

૧ **त्वं विश्वेषां जनिता यथासः** ( ૪।૧।૭ )- તું સર્વનો ઉત્પન્નકર્તા છે.

૨ **त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी त्वं जीर्णो दण्डेन वञ्चसि त्वं जातो भवसि विश्वतोमुखः** ( ૧૦।૮।૨૭ )– તું સ્ત્રી, તું પુરુષ, તું કુમાર અને કુમારી છે, તું વૃદ્ધ બનીને લાકડીને ટેકે ચાલે છે પરંતુ તારાં મુખ ચારે બાજુ ફેલાએલાં છે.

૩ **उतैषां पिता, उत वा पुत्र एषां, उतैषां ज्येष्ठ उत वा कनिष्ठः** ( ૧૦।૮।૨૮ )– તું તેનો પિતા અને તેનો પુત્ર, તેનાથી શ્રેષ્ઠ અને કનિષ્ઠ પણ છે.

૪ **एको ह देवो मनसि प्रविष्टः प्रथमो जातः स उ गर्भे अन्तः**– દેવ મનમાં પ્રવેશી ચૂક્યો છે, તે પ્રથમ જન્મ્યો, ત્યાર પછી તે ગર્ભમાં પણ આવેલો છે.

૫ **एषा पुराणी परि सर्वं बभूव** ( ૧૦।૮।૩૦ )- તે પુરાણી છે છતાં સર્વ રૂપ બની ગઇ છે.

૬ **अन्ति सन्तं न जहाति, अन्ति सन्तं न पश्यति** ( ૧૦।૮।૩૧ ) – પાસે હોવા છતાં તે છોડતી નથી; નજીક હોવા છતાં તે જોતી નથી.

૭ **देवस्य पश्य काव्यं न ममार न जीर्यति**– દેવનું કાવ્ય જુઓ, જે મરતો નથી તેમજ જીર્ણ પણ થતો નથી.

૮ **यो विद्यात् सूत्रं विततं यस्मिन्नोताः प्रजा इमाः, सूत्रं सूत्रस्य यो विद्यात् स विद्याद्ब्राह्मणं महत्** ( ૧૦।૮।૩૭ )- જે ફેલાએલા સૂત્રને જાણે છે, જેમાં સર્વ પ્રજાઓ પરોવાએલી છે, સૂત્રના સૂત્રને જે જાણે છે તે મહાન બ્રહ્મને જાણે છે.

૯ **स्तुहि देवं सवितारं** ( ૬।૧।૧ )- સર્વના ઉત્પાદક દેવની સ્તુતિ કર, ( સવિતા- પોતાનામાંથી સર્વનો પ્રસવ કરનારો દેવ. )

૧૦ **अहं जजान पृथिवीमुत द्यां अहं ऋतूंरजनयं सप्त सिन्धून्** (૬।૬૧।૩)- મેં પૃથ્વી અને દ્યુલોક બનાવ્યાં, મેં ઋતુઓ બનાવીં અને સાત સાગર પણ મેં જ બનાવ્યા છે.

### સર્વવ્યાપક અને સર્વાધાર

૧૧ **स बुध्न्यादाष्ट्र जनुषोऽभ्यग्रं** ( ૪।૧।૫ )- તે પ્રગટ થતાની સાથે જ ચારે તરફ ફેલાયો છે.

૧૨ **यो भूतं च भव्यं च सर्वं यश्चाधितिष्ठति** ( ૧૦।૮।૧ )– જે ભૂત, ભવિષ્ય સર્વનો અધિષ્ઠાતા છે.

૧૩ **स्कंभेनेमे विष्टभिते द्यौश्च भूमिश्च तिष्ठतः** (૧૦।૮।૨)- સર્વાધાર પરમેશ્વરે આધાર આપીને આ દ્યુ અને ભૂમિને ટકાવી નાખ્યાં છે.

૧૪ **स्कंभ इदं सर्वमात्मन्वत् यत् प्राणन्निमिषच्च यत्**- સર્વાધાર ઇશ્વરના આધાર પર જ સર્વ આત્માવાળા, પ્રાણવાળા અને આંખો ઉઘાડમીંચ કરનારા રહેલાં છે.

૧૫ **आविः सन्निहितं गुहा जरन्नाम महत्पदम्। तत्रेदं सर्वमार्पितमेजत्प्राणत् प्रतिष्ठितम्**

( ૧૦।૮।૬ )- નજીક જ હૃદયની ગુફામાં તે મહાન પદ છે, જેમાં હાલચાલ કરનારા, પ્રાણવાળા જે છે તે સર્વ આધારિત થએલાં છે.

૧૬ **तदाधार पृथिवीं विश्वरूपं, तत्संभूय भवत्येकमेव** ( ૧૦।૮।૧૧ )- તે વિશ્વરૂપ પૃથ્વીને ધારણ કરે છે, તે સર્વ મળીને એકજ બને છે.

૧૭ **अनन्तं विततं पुरुत्रा** ( ૧૦।૮।૧૧ )- અનન્ત ચારે તરફ ફેલાએલ છે.

૧૮ **अनन्तं अन्तवच्चा समन्ते**- અનન્ત અને અન્તવાળો બન્ને એક બીજામાં મળેલા છે.

૧૯ **ते नाकपालश्चरति विचिन्वन्, विद्वान् भूतमुत भव्यमस्य**- ભૂત અને ભવ્ય જાણતો તે સ્વર્ગપાલક વિવેક કરતો કરતો ચાલે છે.

૨૦ **ततः परिष्वजीयसी देवता सा मम प्रिया** ( ૧૦।૮।૨૫ )- જે સર્વને આલિંગન આપનારી દેવતા છે તે મને પ્રિય છે.

૨૧ **इयं कल्याणी अजरा मर्त्यस्य अमृता गृहे** ( ૧૦।૮।૨૬ )- આ કલ્યાણ કરનારી દેવતા મૃત્યના ( માનવીના ) ઘેર અમર છે.

૨૨ **न तत्पृथिव्यां नो दिवि येन प्राणन्ति वीरुधः** ( ૧।૩૨।૧ )- જેનાથી વનસ્પતિઓ ઇત્યાદિ જીવિત રહે છે તે પૃથ્વીમાં અથવા દ્યુલોકમાં નથી તે સર્વત્ર છે,

૨૩ **तमु ष्टुहि यो अन्तः सिन्धौ सूनुः** ( ૬।૧।૨ )- ભવસમુદ્રની અંદર જે સત્યની પ્રેરણા કરનારો છે તેની સ્તુતિ કર.

૨૪ **युवानं अद्रोघवाचं सुशेवं ( स्तुहि )**- જે સદા તરુણ, દ્રોહરહિત વાણીથી યુક્ત છે અને સેવા કરવાને યોગ્ય છે, તેની સ્તુતિ કર.

૨૫ **अनड्वान् दाधार पृथिवीं उत द्यां** (૪।૧૧।૧)- સંચાલકે પૃથ્વી અને દ્યુને ધારણ કરેલ છે. ( **अनड्वान्**- બળદ, વિશ્વશકટને ચાલનારો ઇશ્વર. )

૨૬ **अनड्वान् दाधार उर्वन्तरिक्षम्**- વિશ્વશકટના સંચાલકે આ મહા અન્તરિક્ષને ધારણ કર્યું છે.

૨૭ **अनड्वान् दाधार प्रदिशः षड्ऊर्वीः, अनड्वान् विश्वं भुवनमा विवेश**-તે સંચાલકે વિસ્તૃત ૭ દિશાઓમાં રહેનારા વિશ્વને ધારણ કર્યું છે અને તે જ તેમાં પ્રવેશ પામીને રહેલો છે.

૨૮ **इन्द्रो जातो मनुष्येष्वन्तः** ( ૪।૧૧।૩ )- પ્રભુ મનુષ્યોમાં રહે છે.

૨૯ **अनड्वान् दुहे सुकृतस्य लोक** ( ૪।૧૧।૪ )- આ વિશ્વશકટ ચલાવનારો પુણ્યલોકમાં દોહન કરીને આપે છે.

૩૦ **यो विश्वजित् विश्वभृद् विश्वकर्मा** (૪।૧૧।૫)- જે વિશ્વને જીતનારો, વિશ્વનુ ભરણ પોષણ કરનારો અને સર્વ કર્મોનો કર્તા છે.

૩૧ **येन देवाः स्वरारुरुहुः** ( ૪।૧૧।૬ )- જેના આધારથી દેવ સ્વર્ગને પ્રાપ્ત થયા.

૩૨ **तेन गेष्म सुकृतस्य लोकं घर्मस्य व्रतेन तपसा यशस्यवः**- તેથી અમે પુણ્યલોકમાં જઇશુ, યજ્ઞના વ્રતથી અને તપથી યશસ્વી બનીશુ

૩૩ **इन्द्रो रूपेण अग्निः वहेन प्रजापतिः परमेष्ठी विराट्** ( ૪।૧૧।૭ )- ઇન્દ્ર સ્વરૂપથી અગ્નિ, પ્રજાપતિ, પરમેષ્ઠી અને વિરાટ્ છે.

૩૪ **यस्योरुषु त्रिषु विक्रमणेष्वधिक्षियन्ति भुवनानि विश्वा** ( ૭।૨૬।૩ )- જેના ત્રણ વિક્રમમાં ( પરાક્રમમાં ) સર્વ ભુવનો રહેલાં છે.

૩૫ **उरु क्षयाय नस्कृधि**-અમારા નિવાસ માટે સ્થાન કર.

૩૬ **तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः दिवीव चक्षुराततम्** ( ૭।૨૬।૭ )- આકાશમાં જેમ સૂર્ય દેખાય છે તે પ્રમાણે વિષ્ણુના પરમસ્થાન જ્ઞાની જુએ છે.

૩૭ **यो अग्नौ रुद्रो यो अप्स्वन्तर्य ओषधीर्वीरुध आविवेश** ( ૭।૮૭।૧ )- જે અગ્નિમાં, જળમાં અને જે ઔષધિ વનસ્પતિઓમાં રુદ્ર દેવ છે. ( અર્થાત્ જે સર્વવ્યાપક છે. )

૩૮ **य इमा विश्वा भुवनानि चाक्लृपे तस्मै रुद्राय नमो अस्त्वग्नये**- જે આ સર્વ ભુવનોની રચના કરે છે તે તેજસ્વી રુદ્રને નમસ્કાર હો.

૩૯ **त्रिपाद् ब्रह्म पुरुरूपं वि तष्ठे तेन जीवन्ति प्रदिशश्चतस्रः** ( ૯।૧૦।૧૯ )- ત્રિપાદ્ બ્રહ્મ અનેકરૂપ બનીને રહેલો છે, તેનાથી ચારે દિશાઓ જીવન્ત રહેલી છે.

૪૦ **तस्य भूतं भव्यं वशे** ( ૯।૧૦।૨૪ )-તેના અધિકારમાં ભૂત તથા ભવિષ્ય છે.

૪૧ **एकं सत् विप्रा बहुधा वदन्ति** ( ૯।૧૦।૨૮ )- જેને જ્ઞાની અનેક નામોથી જાણે છે તે સત એકજ છે.

૪૨ **यस्मिन्भूमिरन्तरिक्षं द्यौर्यस्मिन्नध्याहिता, यत्राग्निश्चन्द्रमाः सूर्यो वातस्तिष्ठन्त्यार्पिताः स्कंभं तं**

ब्रूहि ( १०।७।१२ )- ભૂમિ, અન્તરિક્ષ અને દ્યુ તથા અગ્નિ, ચંદ્ર, સૂર્ય અને વાયુ જેમાં રહે છે તે સર્વાધાર છે.

૪૩ यस्य त्रयस्त्रिंशद्देवा अंगे सर्वे समाहिताः स्कंभं तं ब्रूहि ( १०।७।१३ )- સર્વ તેત્રીસ દેવ જેના અંગમાં રહે છે એવા એ સર્વાધાર દેવ છે.

૪૪ ये पुरुषे ब्रह्म विदुस्ते विदुः परमेष्ठिनम् ( १०।७।१७ )- જે માનવ શરીરમાં બ્રહ્મને જાણે છે તે જ પરમેષ્ઠિને જાણે છે.

૪૫ यस्य भूमिः प्रमान्तरिक्षमुतोदरं, दिवं यश्चक्रे मूर्धानं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ( १०।७।३२ ) -ભૂમિ જેના પગ, અન્તરિક્ષ જેનું પેટ અને દ્યુ જેનું મસ્તક છે એવા શ્રેષ્ઠ બ્રહ્મને નમસ્કાર હો.

૪૬ पूषेमा आशा अनुवेद सर्वाः सो अस्माँ अभयतमेन नेषत् ( ७।९।२ )- પૂષા આ સર્વ દિશાઓ જાણે છે, તે અમને નિર્ભય માર્ગથી લઈ જાય છે.

૪૭ स्वस्तिदा आघृणिः सर्ववीरोऽप्रयुच्छन् पुर एतु प्रजानन् ( ७।९।१ )- તે કલ્યાણ કરનારો, તેજસ્વી, સર્વ પ્રકારે વીર, સર્વ જાણનારો, પ્રમાદ ન કરતાં અમારો નેતા બને

૪૮ विश्वंभर विश्वेन मा भरसा पाहि ( २।१६।५ ) – વિશ્વનું ભરણ પોષણ કરનારા હે દેવ ! સંપૂર્ણ પોષણ શક્તિથી મારું રક્ષણ કર.

૪૯ य आत्मदा बलदा यस्य विश्व उपासते प्रशिषं यस्य देवाः ( ४।२।१ )- જે આત્મશક્તિ અને બળ આપે છે અને સર્વ દેવો જેની આજ્ઞાનું પાલન કરે છે.

૫૦ योऽस्येशे द्विपदो यश्चतुष्पदः- જે દ્વિપાદ અને ચતુષ્પાદ પ્રાણીઓનો સ્વામી છે.

૫૧ यः प्राणतो निमिषतो महित्वैको राजा जगतो बभूव ( ४।२।२ )- જે પ્રાણ ધારણ કરનારા, નિમેષ કરનારા ( આંખ ઉઘાડ બીડ કરનારા ) સર્વ જગતનો તે પોતાના મહત્વથી એક રાજા થયો છે.

૫૨ यस्य छायाऽमृतं यस्य मृत्युः- જેની છાયામાં રહેવાથી અમર થવાય છે અને જેની છાયાથી દૂર રહેવાથી મૃત્યુ થાય છે.

૫૩ स दाधार पृथिवीमुत द्यां ( ४।२।७ )- તેણે પૃથ્વી અને દ્યુને ધારણ કરેલ છે.

૫૪ ब्रह्मणा भूमिर्विहिता ब्रह्म द्यौरुत्तरा हिता, ब्रह्मेदमूर्ध्वं तिर्यक्चान्तरिक्षं व्यचो हितं (१०।२।२५) -ભૂમિ, દ્યુ અને ઉપર નીચે પ્રસરેલા અન્તરિક્ષને બ્રહ્માએ સારી રીતે ટકાવી રાખેલ છે.

૫૫ रोहितो द्यावापृथिवी जजान तत्र तन्तुं परमेष्ठी ततान ( १३।१।६ )-રોહિતે દ્યુ અને પૃથ્વી ઉત્પન્ન કરી અને પરમેષ્ઠીએ તેમાં એક સૂતર ફેલાવ્યું.

૫૬ य इमे द्यावा पृथिवी जजान यो द्रापिं कृत्वा भुवनानि वस्ते ( १३।३।१ )- જેણે આ દ્યુ અને પૃથ્વી બનાવ્યાં અને ભુવનોનો ડગલો બનાવી તેમને ધારણ કરે છે.

૫૭ यो मारयति प्राणयति यस्मात् प्राणन्ति भुवनानि विश्वा ( १३।३।३ )- જે મારે છે અને જીવિત કરે છે, જેનાથી સર્વ ભુવનો જીવંત રહે છે.

૫૮ भूतो भविष्यत् भुवनस्य यस्पतिः (१३।३।७)- જે ભૂત, ભવિષ્ય, ભુવનોનો પતિ છે.

૫૯ तमिदं निगतं सहः, स एष एक एकवृदेक एव, एते अस्मिन् देवा एकवृतो भवन्ति ( १३।४।१२-१३ )- તે એકત્રિત થયેલ સામર્થ્ય છે, તે એકજ છે, એકલો એકજ છે, સર્વ દેવો તેનામાં એક રૂપ બને છે.

૬૦ सोऽवर्धत स महानभवत, स महादेवोऽभवत् ( १५।१।४ )- તે વૃદ્ધિને પામ્યો, તે મહાન બન્યો, તે મહાદેવ થયો.

સર્વાધાર ઇશ્વરનું વર્ણન કરનારાં આ વચનો વાંચવાથી ઇશ્વરનો બધાને આધાર આપવાનો જે ગુણ છે તેનો બોધ સ્પષ્ટ રીતે થાય છે. આ વચનોનો વિચાર આ દૃષ્ટિબિન્દુથી જો પાઠકગણ કરશે તો વિચારને અન્તે સંપૂર્ણ વિશ્વને આધાર દેનારો પ્રભુ કેવો છે તેનો તેમને બરોબર ખ્યાલ આવશે.

### સર્વશ્રેષ્ઠ દેવ

૧ तदिदास भुवनेषु ज्येष्ठं यतो जज्ञ उग्रस्त्वेषनृम्णः ( ५।२।१ )- તે સર્વ ભુવનોમાં શ્રેષ્ઠ તત્વ હતો. જ્યાંથી ઉગ્ર તેજોબળ યુક્ત પ્રકાશ ઉત્પન્ન થયો.

૨ यदेनं मदन्ति विश्व ऊमाः- તેને પ્રાપ્ત કરીને સર્વ સંરક્ષક આનંદિત થાય છે.

૩ अव्यनश्च व्यनच्च सस्नि (५।१।२)– પ્રાણ રહિત અને પ્રાણવાળો સાથે સાથે રહે છે. (જડ અને ચેતન સાથે રહે છે)

૪ महो गोत्रस्य क्षयति स्वराजा तुरश्चिद्विश्वं अर्णवत् तपस्वान् (५।१।८)– મહાન ગોરક્ષક રાષ્ટ્રનો સ્વરાજા બનીને તે રહે છે અને વેગવાન્ તપસ્વી નિઃસંદેહ વિશ્વમાં ભ્રમણ કરે છે. (તે સર્વ વ્યાપક છે.)

૫ सत्यमहं गभीरः काव्येन सत्यं जातेनास्मि जातवेदाः (५।११।३)– આ સત્ય છે કે હું ગંભીર છું, આ સત્ય છે કે કાવ્ય પ્રગટ થવાથી હું જાતવેદા (જેનાથી વેદ થયા) એવો હું જ છું

૬ न मे दासो नार्यो महित्वा व्रतं मीमाय यदहं धरिष्ये– જે નિયમ હું બનાવું છુ તેને બરાબર પાલન કરું છુ, મારા નિયમોને દાસ અથવા આર્ય કોઈ તોડી શકતું નથી.

૭ न त्वदन्यः कवितरो न मेधया धीरतरो वरुण स्वधावान् (५।११।४)- હે વરુણ! તારાથી ભિન્ન કોઈ અધિક જ્ઞાની, અધિક બુદ્ધિવાન અને અધિક ધૈર્યવાન્ નથી, તેમજ પોતાની ધારકશક્તિથી યુક્ત પણ કોઈ નથી.

૮ त्वं ता विश्वा भुवनानि वेत्थ– તું સર્વ ભુવનોને જાણે છે.

૯ स चिन्नु त्वज्जनो मायी बिभाय– તે કપટી મનુષ્ય તારાથી ડરે છે.

૧૦ त्वं ह्यंग वरुण स्वधावन् विश्वा वेत्थ जनिमा सुप्रणीते (५।११।५)– હે પ્રિય વરુણ! તું સામર્થ્યવાન છે. હે સર્વને ચલાવનારા દેવ! તું સર્વના જન્મ જાણે છે.

૧૧ युज्यो मे सप्तपदः सखासि (५।११।९)– તું મારો યોગ્ય અને સપ્તપદ મિત્ર છે.

૧૨ तस्मा उ राधः कृणुहि सुप्रशस्तं सखा नो असि परमं च बन्धुः (५।११।११)– તું અમારો મિત્ર અને ભાઈ છે તેથી તુ અમને પ્રશસ્ત ધન આપ.

૧૩ वय देवानां सुमतौ स्याम् (३।१६।४)- અમે દેવોની ઉત્તમ બુદ્ધિમાં રહીએ.

૧૪ यस्य सूर्यश्चक्षुश्चन्द्रमाश्च पुनर्णवः, अग्निं यश्चक्र आस्यं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः (१०।७।३३)- સૂર્ય જેની એક આંખ છે, ફરી ફરી નવીન બનનારો ચંદ્ર જેની બીજી આંખ છે, અગ્નિને જેણે પોતાનું મુખ બનાવ્યું તે શ્રેષ્ઠ બ્રહ્મને અમારા નમસ્કાર હો.

૧૫ यस्य वातः प्राणापानौ चक्षुरङ्गिरसोऽभवन्, दिशो यश्चक्रे प्रज्ञानीस्तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः (१०।७।३४)– વાયુ જેના પ્રાણ અને અપાન છે, અંગિરસ (અગ્નિ) જેની આંખ છે, દિશાઓ જેના કાન છે તે શ્રેષ્ઠ બ્રહ્મને નમસ્કાર હો.

૧૬ स्कम्भो दाधार द्यावापृथिवी उभे इमे स्कम्भो दाधारोर्वन्तरिक्षम्। स्कम्भो दाधार प्रदिशः षडुर्वीः स्कम्भ इदं विश्वं भुवनमा विवेश (१०।७।३५)- દ્યાવા, પૃથ્વી, મહાન્ અન્તરિક્ષ, ૭ દિશાઓ આધાર સ્તંભે ધારણ કરી અને તે સર્વ ભુવનોમાં પ્રવિષ્ઠ થયો છે.

૧૭ महद्यक्षं भुवनस्य मध्ये तपसि क्रान्तं सलिलस्य पृष्ठे। तस्मिन् छ्रयन्ते य उ के च देवा वृक्षस्य स्कंधः परित इव शाखाः (१०।७।३८)– આ ભુવનના મધ્યમાં મહાન્ પૂજનીય દેવ છે, તેના આશ્રયે સર્વ દેવો રહે છે, જેવી રીતે વૃક્ષની શાખાઓ હોય છે તેવી રીતે.

આ રીતે સર્વથી મોટા દેવ અર્થાત્ પરમેશ્વરનું વર્ણન થએલ છે. પાઠક મનનપૂર્વક તેને જુએ અને સર્વથી મહાન દેવને પોતાના હૃદયમાં ધારણ કરે.

## સર્વના પિતા

૧ इयं पित्र्या राष्ट्री (४।१।२)– આ પિતૃસ્થાનની તેજસ્વીની શક્તિ છે.

૨ अर्धेन विश्वं भुवनं जजान (१०।८।७)– અર્ધ ભાગમાંથી સર્વ વિશ્વ ઉત્પન્ન થયું છે.

૩ प्रजापतिश्चरति गर्भे अन्तरदृश्यमानो बहुधा वि जायते (१०।८।१३)– પ્રજાપતિ ગર્ભમાં દાખલ થાય છે, ન દેખાનારો અનેક પ્રકારે ઉત્પન્ન થાય છે.

૪ अर्धेन विश्वं भुवनं जजान, यदस्यार्धं कतमः स केतुः (१०।८।१३)–અર્ધા ભાગથી સર્વ ભુવનો ઉત્પન્ન કર્યાં, જે અર્ધો ભાગ બાકી રહ્યો તેનાં ચિન્હો શું છે?

૫ स नः पिता जनिता स उत बन्धुर्धामानि वेद भुवनानि विश्वा (२।१।३)– તે અમારો પિતા છે, જનક છે અને ભાઈ છે, તે સર્વ ભુવનો અને સ્થાનોને જાણે છે.

૬ यो देवानां नामध एक एव तं संप्रश्नं भुवना

યન્તિ સર્વા-તે અન્ય દેવોનાં નામ ધારણ કરનારો એકજ પ્રભુ છે, તે પ્રશ્ન પૂછવા યોગ્ય પરમાત્માની પાસે સર્વ ભુવનો જાય છે.

૭ दिव्यो गन्धर्वो भुवनस्य यस्पतिरेक एव नमस्यः विक्ष्वीड्यः (१।२।१)- જે સર્વનો દિવ્ય આધાર અને ભુવનોનો એકલો સ્વામી છે તે નમવા યોગ્ય અને પ્રજાજનોમાં સ્તુત્ય છે.

સર્વના પિતા-પરમપિતા-પરમેશ્વર છે. તે જેવી રીતે પિતા છે તેવી રીતે ભ્રાતા પણ છે અને સખા પણ છે, મિત્ર પણ છે તેજ સર્વ કાંઈ છે. આમ જાણીને મનુષ્ય પોતાના મનમાં "હું તેનો અમૃત પુત્ર છું" અને "તે અમારો પરમ પિતા છે" એવો ભાવ હંમેશાં ધારણ કરે.

## વિશ્વનો સમ્રાટ

૧ सम्राट् देवता बृहस्पतिः (४।१।५)- સર્વનો સમ્રાટ બૃહસ્પતિ દેવતા છે.

૨ ऋतावानं वैश्वानरं ऋतस्य ज्योतिषस्पतिं अजस्रं घर्म ईमहे (६।३६।१)- સત્ય, સત્યપ્રકાશી, વિશ્વના નેતા, તેજના સ્વામી, નિરંતર પ્રકાશનારા, વિશ્વના સંચાલક, ઈશ્વરને અમે પ્રાપ્ત કરીએ છીએ.

૩ अग्निः परेषु धामसु कामो भूतस्य भव्यस्य सम्राडेको वि राजति (६।३६।३)-અગ્નિ સમાન તેજસ્વી જે શ્રેષ્ઠ સ્થાનમાં રહે છે, જે ભૂત-ભવિષ્યનો એક સમ્રાટ છે, તે વિરાજે છે.

૪ बृहन्नेषामधिष्ठाता अन्तिकादिव पश्यति। (४।१६।१)- તેનો મહાન અધિષ્ઠાતા નજીકથી જ સર્વને જુએ છે.

૫ य स्तायन् मन्यते चरन्त्सर्वं देवा इदं विदुः- જે ઢેલાય છે, જે વિચરે છે અને જાણે છે, દેવ આ સર્વ બરાબર જાણે છે.

૬ यः तिष्ठति चरति यश्च वञ्चति, यो निलायं चरति यः प्रतङ्कम्, द्वौ संनिषद्य यन्मन्त्रयेते राजा तद्वेद वरुणस्तृतीयः (४।१६।२)- જે ઊભો રહે છે, જે ચાલે છે, જે ઉતરાય છે, જે ગુપ્ત અથવા સ્પષ્ટ ખુલ્લો વ્યવહાર કરે છે, બે એકત્ર બેસીને જે કાંઈ વિચાર કરે છે તે સર્વ ત્રીજો શ્રેષ્ઠ રાજા પરમેશ્વર જાણે છે,

૭ उतेयं भूमिर्वरुणस्य राज्ञः उतासौ द्यौर्बृहती दूरे अन्ता, उतो समुद्रौ वरुणस्य कुक्षी, उतास्मिन्नल्प उदके निलीनः (४।१६।३)- આ ભૂમિ વરુણ રાજાની છે, જે ઘણે દૂર દ્યુ છે તે પણ તેનો જ છે, આ સમુદ્ર તેની કુખો છે પરંતુ તે આ અલ્પ ઉદકમાં પણ વિલીન થયો છે.

૮ उत यो द्यामतिसर्पात् परस्तान्न स मुच्यातै वरुणस्य राज्ञः (४।१६।४)- જો કોઈ દ્યુલોકથી પણ ઉપર જાય તો પણ તે વરૂણ રાજાના શાસનથી છૂટી શકશે નહિ.

૯ सर्वं तद्राजा वरुणो वि चष्टे यदन्तरा रोदसी यत् परस्तात् (४।१६।५)- જે આ દ્યાવા પૃથ્વીમાં છે, જે પેલેપાર છે તે સર્વ રાજા વરૂણ જુએ છે,

૧૦ संख्याता अस्य निमिषो जनानां- લોકોના આયુષ્યની આંખના પલકારા તેણે ગણી રાખ્યા છે.

સર્વ વિશ્વના સમ્રાટનું આ વર્ણન જોવા જેવું છે. તે સર્વનો શાસક છે, તેના પાશ સર્વત્ર ફેલાએલા છે. કોઈ ગમે તે સ્થળે જાય પણ તેનાથી તે છૂટી શકશે નહિ તેથી જ કહ્યું છે કે—

## વિશ્વશાસકના પાશ

૧ तस्य स्पशो न निमिषन्ति भूर्णयः (५।६।३)- તે પ્રભુના દૂતો પાશ લઈને ફરે છે, તેઓ કદી પણ આંખો બંધ કરતા નથી, તે હંમેશાં જોયા જ કરે છે.

૨ पदेपदे पाशिनः सन्ति सेतवे- બાંધવા માટે પગલે પગલે તે દૂતો ઉભેલા છે.

૩ दिवः स्पशः प्र चरन्तीदमस्य सहस्राक्षा अति पश्यन्ति भूमिम्- (४।१६।४) આ દિવ્ય દેવના દૂત આ વિશ્વમાં સંચાર કરે છે, તે હજારો આંખથી ભૂમિને જુએ છે.

૪ ये ते पाशा वरुण सप्तसप्त त्रेधा तिष्ठन्ति विषिता रुशन्तः छिनन्तु सर्वे अनृतं वदन्तं यः सत्यवाद्यति तं सृजन्तु (४।१६।६)- હે વરુણ! જે વિનાશક પાશ સાત સાત કરીને ત્રણ જગાએ બાંધેલા છે, અસત્યવાદીને બાંધી દે અને જે સત્યવાદી છે તેને છોડી દે.

૫ शतेन पाशैरभि धेहि वरुण एनं मा ते मोचि अनृतवाङ् नृचक्षः (४।१६।७)- સેંકડો પાશોથી હે વરુણ! તેમને બાંધ. હે માનવોને જોનાર વરુણ! તે

અસત્યભાષીઓ તારાથી છૂટી ન જાય.

६ आस्तां जाल्म उदरं श्रंसयित्वा कोश इवाबंधः परिकृत्यमानः ( ४।१६।७ )- ન બંધાએલ થેલાની જેમ દુષ્ટ મનુષ્ય પોતાના પેટને નીચે નાખીને કપાઇને પડ્યો રહે.

આ પ્રમાણે તેના પાશ ચારે તરફ ફેલાએલા છે, અધાર્મિક મનુષ્ય તેનાથી બંધાઇ જાય છે. આ જાણીને મનુષ્ય ધર્મના નિયમોના અનુસાર ચાલે અને બંધનથી વિમુક્ત રહે.

### પાપથી બચાવ

१ मुमुक्तमस्मान्दुरितादवद्यात् ( ५।६।८ )- આ પાપથી અમને બચાવો.

२ योऽस्मांश्चक्षुषा मनसा चित्त्याकूत्या च यो अघायुरभिदासात्, त्वं तानग्ने मेन्यामेनीन् कृणु (५।६।१० )- જે પાપી અમોનેઆંખ, મન, ચિત્ત, સંકલ્પથી દાસ બનાવવા ચાહે છે, તેમને તું પોતાના શસ્ત્રથી શસ્ત્રહીન કર.

३ अवयाता हरसो दैव्यस्य ( १।१।२ )- દિવ્ય આપત્તિઓથી દૂર કરનારો તું જ છે.

४ अदारसृद् भवतु देव ( १।२०।१ )- હે દેવ ! અમારામાં અંદર-અંદર ફૂટ ન થાય.

५ मा नो विददभिभा, मो अशस्तिः मा नो विदद् वृजिना द्वेष्या या ( १।२०।१ )- પરાભવ અમારી પાસે ન આવે, અકીર્તિ અમોને પ્રાપ્ત ન થાય અને દ્વેષ વધારનારા કુટિલકૃત્ય અમારી પાસે ન આવે.

वरीयो यावया वधं ( १।२०।३ )- વધ અથવા શસ્ત્ર અમારાથી દૂર રહે.

પાપથી બચવું એ મનુષ્યનું કર્તવ્ય છે. ઉચ્ચ બનવા માટે આજ ખરું અનુષ્ઠાન છે.

### પ્રભુની પ્રાપ્તિ

१ तं त्वा प्रपद्ये, तं त्वा प्र विशामि, सर्वगुः सर्वपूरुषः, सर्वात्मा, सर्वतनूः सह यन्मेऽस्ति तेन (५।६।११ )- હે પ્રભુ ! તને હું પ્રાપ્ત કરું છું, તારામાં હું પ્રવેશ કરું છું, સર્વ ગતિઓ અથવા ગાયોની સાથે, સર્વ પુરૂષોની સાથે, સર્વ આત્મબળની સાથે, સર્વ શરીરોની સાથે, જે મારો છે તેની સાથે હું તારામાં પ્રવિષ્ઠ થાઉં છું.

२ अकामो धीरो अमृतः स्वयंभू रसेन तृप्तो न कुतश्चनोनः तमेव विद्वान् न बिभाय मृत्योः आत्मानं धीरं अजरं युवानम् ( १०।८।४४ )- નિષ્કામ, ધીર, અમર, સ્વયંભૂ, રસથી તૃપ્ત, ક્યાંય પણ ન્યૂન નહિ, તે જાણીને મૃત્યુથી દૂર થવાય છે. આ આત્મા ધીર, જરારહિત અને યુવાન છે.

३ शास इत्था महां अस्यमित्रसाहो अस्तृतः, न यस्य हन्यते सखा न जीयते कदाचन । ( १।२०।४ )-તું આ પ્રમાણે મહાન શાસક છે, તું શત્રુઓનો પરાજય કરનારો પરંતુ તું પોતે સદા અપરાજીત છે, જેનો મિત્ર મારી જતો નથી તેમજ કદી પરાજીત થતો નથી એવો તું છે.

મહાન શાસક પ્રભુ છે, તેનો જે મિત્ર બનીને રહે છે તેનો નાશ કદી થતો નથી. તેથી સ્વાર્થની કામના વધારીને દુષ્ટ આચરણ કોઇ મનુષ્ય કદી ન કરે અને સદાચારથી પોતાનું જીવન ચલાવે. જેથી મનુષ્ય ઉત્તમ રીતિથી ઉન્નતિના પથપર ચાલીને પોતાનું જીવન સફળ બનાવી શકે છે.

### દર્શન અને અદર્શન

१ अयातमस्य दद्दशे न यातं ( १०।८।८ )- તેની ચાલ દેખાતી નથી પરંતુ તેનું ન ચાલવું દેખાય છે.

२ परं नेदीयः अवरं दवीयः- દૂરનો નજીક છે અને જે નજીક છે તે ઘણો દૂર છે.

३ दूरे पूर्णेन वसति, दूर ऊनेन हीयते, महद्यक्षं भुवनस्य मध्ये, तस्मै बलिं राष्ट्रभृतो भरन्ति ( १०।८।१५ )- પૂર્ણ હોવા છતાં પણ તે દૂર છે, ન્યૂન હોવા છતાં પણ તે દૂરજ છે, ભુવનની મધ્યમાં તે મહા પૂજનીય દેવ છે, તેને માટે રાષ્ટ્રસેવક પોતાનું બલિદાન અર્પણ કરે છે.

४ तदेव मन्येऽहं ज्येष्ठं तदु नात्येति किं चन ( १०।८।१६ )- તેને હું શ્રેષ્ઠ માનું છું, જેનું અતિક્રમણ ( અવજ્ઞા ) કોઇ કરી શકતું નથી.

५ स विद्वान ज्येष्ठं मन्येत स विद्याद्ब्राह्मणं महत् ( १०।८।२० )- તે જ્યેષ્ઠ બ્રહ્મને જાણે છે, તે મહા બ્રહ્મને જાણે છે.

તે પ્રભુ અતિ સમીપ હોવા છતાં પણ દેખાતો નથી, આમ તો તે ઘણે દૂર છે, તેથી પણ તે દેખાતો નથી, તે સર્વજ્ઞ છે, કેવળ વિચાર કરવાથી જ " તે છે " એવી જાણ થાય છે.

## સત્ અને અસતનું ઉત્પત્તિસ્થાન.

**१ सतश्च योनिं असतश्च ( ४।२।१ )**– સત્ અને અસત્ જેનાથી ઉત્પન્ન થાય છે.

**२ स हि दिवः स पृथिव्या ऋतस्थाः ( ४।२।४ )**– તે દ્યુ અને પૃથ્વી પર ઋતુ-સત્ય નિયમ ચલાવનારો છે.

" સત્ " આત્મા માટેનો સંકેત છે અને " અસત્ " પ્રકૃતિનો સંકેત છે. " અસત્ " નો અર્થ ( अस्यति ) પોતાની અંદરથી વસ્તુ માત્રને આકારોની સાથે બહાર ફેંકનારી, પ્રકૃતિનો એવો પણ અર્થ થઇ શકે છે. સત્ અને અસતમાં સંચાલન કરનારો તે જ છે.

## સર્વથી પ્રથમ ઉત્પન્ન

**१ ब्रह्म जज्ञानं प्रथमं पुरस्तात् ( ४।१।१ )**– સર્વથી પ્રથમ બ્રહ્મ પ્રગટ થયો

**२ तस्मा प्रथमाय धास्यवे ( ४।२।२ )**– તે સર્વનો આધાર છે.

**३ ब्रह्म ब्रह्मण उज्जभार ( ४।१।३ )**– બ્રહ્મથી બ્રહ્મ પ્રથમ પ્રગટ થયો.

**४ को ददर्श प्रथमं जायमानं अस्थन्वन्तं यदनस्था बिभर्ति ( ९।९।४ )**– કોણ જુએ છે, પ્રથમ ઉત્પન્ન થનારાને, જે અસ્થિરહિત હોવા છતાં અસ્થિવાળાને ધારણ કરે છે, ચેતન જડને ધારણ કરે છે.

**५ पश्यदक्षण्वान् न वि चेतदन्धः ( ९।९।१५ )**– આંખવાળો જુએ છે, અન્ધ જોઇ શકતો નથી.

**६ द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परि षस्वजाते ( ९।९।२० )**–બે પક્ષી-એક સાથે રહેનારા મિત્ર એક વૃક્ષ પર પાસે પાસે બેઠેલા છે.

સર્વથી પ્રથમ ઉત્પન્ન અર્થાત્ પ્રકટ થનારા પરમાત્મા છે, ઇશ્વર છે. અનેક રીતિથી તેનું પ્રથમ પ્રગટ થવાનું વર્ણન મંત્રોમાં કરેલું છે. તે આ મંત્રોમાં પાઠક જોઇ શકે છે.

## દેવોનો જન્મ

**१ देवानां जनिमा विवक्ति ( ४।१।३ )**– જ્ઞાની દેવોના જન્મ વિષે કહે છે.

**२ स देवान्त्सर्वानुरस्युपदद्य संपश्यन् याति भुवनानि विश्वा ( १०।८।१८ )**– તે સર્વ દેવોને પોતાની છાતી પર લઇને સર્વ ભુવનોને જોતો જોતો જાય છે.

**३ सर्वा देवानां चरति व्रतानि ( ४।१।१२ )**– સર્વ દેવોના વ્રતોને તે ચલાવે છે.

**४ बृहन्तो नाम ते देवा ये असतः परि जज्ञिरे, एकं तदंगं स्कंभस्यासदाहुः परो जनाः ( १०।७।२५ )**– જે અસતથી ઉત્પન્ન થયેલ તે મહાન દેવ છે. સર્વાધારનું એક અંગ અસત્ છે એવું શ્રેષ્ઠલોકો કહે છે.

**५ यस्य त्रयस्त्रिंशद्देवा अंगे गात्रा विभेजिरे ( १०।७।२७ )**– તેત્રીસ દેવ જેના અંગમાં ગાત્ર-અવયવો બનેલા છે.

પરમેશ્વર એક છે, પરન્તુ સૂર્ય, ચન્દ્ર આદિ દેવો અનેક છે અને તેઓ આ વિશ્વના અનેક પ્રકારનાં કાર્યો કરી રહેલ છે. સૂર્ય પ્રકાશ આપી રહ્યો છે, વાયુ જીવન આપી રહ્યો છે, ચન્દ્રમાં શાન્તિ આપી રહ્યો છે, ભૂમિ અન્ન આપે છે, પાણી તરસ મટાડે છે. આ પ્રમાણે અનેક દેવ પરમેશ્વરની યોજનાનુસાર અનેક કાર્યોમાં ઉદ્યુક્ત રહેલા છે. આ દેવોનો જન્મ થાય છે અને તેઓ વિવિધ કાર્યો કરે છે. આ સર્વ પરમાત્માની યોજના છે.

## મહાગૃહ

**१ मही क्षेमं रोदसी अस्कभायत् ( ४।१।४ )**– પૃથ્વીથી દ્યુલોક સુધી એકજ ઘર તેણે સ્થિર કર્યું છે,

**२ महान् मही अस्कभायद्वि जातो द्यां सद्म पार्थिवं च रजः ( ४।१।१४ )**– પ્રગટ થતાની સાથે જ તેણે દ્યુ, અન્તરિક્ષ અને પૃથ્વી મળીને એક ઘર બનાવ્યું.

**३ अस्य काव्यो हिनोति महो देवस्य पूर्व्यस्य धाम ( ४।१।६ )**– જ્ઞાની આ પ્રાચીન મહાન દેવના સ્થાનનું વર્ણન કરી શકે છે.

પરમાત્મા અને સર્વ દેવો એક વિશાળ ઘરમાં રહે છે. પૃથ્વી નીચે અને આકાશ ઉપર એમ આ વિશાળ ઘર છે. તેમાં નાના પ્રકારના દેવો રહે છે. આ દેવોમાં પરસ્પર વિરોધી દેવો પણ રહે છે. જેવી રીતે અગ્નિ અને જળ એનો વિરોધ પ્રસિદ્ધ છે, પરંતુ આ સર્વ દેવ વિશ્વરૂપી ઘરમાં રહે છે અને પરમેશ્વરના આદેશાનુસાર કાર્ય કરે છે. તે પરમેશ્વરની આજ્ઞા સર્વ માને છે.

## સ્વયંપ્રકાશ

**१ स्वर्यस्य च केवलं ( १०।८।१ )**– જે પ્રભુનો કેવળ સ્વયંપ્રકાશ છે.

२ तस्माद् देवो रोचत एव एतत् ( १०।८।२४ )- આ દેવ તેને પ્રકાશિત કરે છે.

३ दोषो गाय, बृहद्गाय, द्युमद्धेहि ( ६।१।१ )- રાત્રીના સમયે ભજન કર, ખૂબ જ ભજન કર, તેજસ્વી દેવની ધારણા કર,

४ तदस्मभ्यं सविता सत्यधर्मा प्रजापति अनुमतिर्नि यच्छात् ( ७।२४।१ ) તે સુખ સર્વના જનિતા, સત્યધર્મવાળા, પ્રજાના પતિ અમને અનુકૂળ મતિથી આપે

તે પરમેશ્વર સ્વયં પ્રકાશ છે તેના પ્રકાશથી સર્વ દેવ પ્રકાશિત થાય છે

### વિશ્વરૂપ યશ

१ तिर्यग्विलश्चमस ऊर्ध्वबुध्नस्तस्मिन् यशो निहित विश्वरूपं ( १०।८।९ )- ત્રાંસા મોઢાવાળો અને ઉપરના ભાગમાં પીઠનો ભાગ છે એવો લોટો-મસ્તક-ધડપર રાખેલ છે, તેમાં વિશ્વરૂપ યશ રાખેલ છે

२ तदासत ऋषय सप्त साकं ये अस्य गोपा महतो बभूवु - તેમા સાત ઋષિ સાથે સાથ બેઠેલા છે અને તેઓ આ મહાનના રક્ષક બનેલા છે.

३ यदेजति पतति यच्च तिष्ठति प्राणदप्राणन्निमिषच्च यद् भुवत् (१०।८।११)- જે ચાલે છે, જે પડે છે, જે હસે છે, જે પ્રાણ ધારણ કરે છે અને જે નથી પણ કરતો, જે આંખોની ઉઘાડબીડ કરે છે, એવી રીતે તે થાય છે

४ शत सहस्रमयुतं न्यर्बुदं असंख्येय स्वं अस्मिन्निविष्टम् ( १०।८।२४ )- સો, હજાર, દસહજાર, લાખ અથવા અસંખ્ય સ્વશક્તિઓ એમ રહેલી છે

સર્વ વિશ્વ આ પરમેશ્વરના સામર્થ્યથી, શકિતથી, યશથી, ઉત્પન્ન થયુ છે. જે કાંઇ અહીં છે તે તેનુ સામર્થ્ય જ છે એમ સમજીને સર્વ પદાર્થોમા તેનુ સામર્થ્ય જોવુ જોઇએ દરેક વસ્તુને જોઇને પરમેશ્વરના અદ્ભૂત સામર્થ્યને જાણવુ જોઇએ

### નમન

१ यः अथर्वाणं पितरं देवबन्धु बृहस्पति नमसाव च गच्छात् ( ४।१।७ )- જે શાન્ત, સર્વનો પિતા, દેવોના ભાઇ, જ્ઞાની દેવને નમસ્કાર કરે છે

२ तस्मै ज्येष्ठाय ब्रह्मणे नम ( १०।८।१ )- તે જ્યેષ્ઠ બ્રહ્મને મારા નમસ્કાર હો

३ यो देवमुत्तरावन्तमुपासातै सनातनम् । ( १०।८।२२ )- જે સનાતન શ્રેષ્ઠ દેવની ઉપાસના કરે છે.

४ सनातनमेनमाहु उताद्य स्यात् पुनर्णवः ( १०।८।२३ )- જેને સનાતન કહે છે, તે આજે નવા જેવો બન્યો છે

५ त त्वा यौमि ब्रह्मणा दिव्य देव नमस्ते अस्तु दिवि ते सधस्थम् ( २।२।१ )- એવા તને હુ ઉપાસનાથી પ્રાપ્ત કરૂ છુ હે દિવ્ય દેવ ! તને નમસ્કાર હો, તારૂ સ્થાન દ્યુલોકમાં છે

६ मृडात् गन्धर्वो भुवनस्य यस्पतिरेक एव नमस्य सुशेवा ( २।२।२ )- તે વિશ્વનો આધાર અમને સુખી કરે, તે ભુવનોનો એક જ પાલક નમનને યોગ્ય છે અને સેવા કરવા યોગ્ય છે

७ अभि त्य देवं सवितार ओण्यो कविक्रतुं, अर्चामि सत्यसव रत्नधां अभि प्रियं मति ( ७।१४।१ ) –તે સર્વના પ્રસવિતા, રક્ષકોનો જ્ઞાની, કર્તા, સત્ય અને રમણીયતાનો ધારક, રત્નધારક, પ્રિય અને મનનીય દેવની, હું પૂજા કરૂ છુ

તે પરમેશ્વર નમન કરવા યોગ્ય, ઉપાસ્ય, પૂજનીય, દેવ છે, મનુષ્ય હમેશા તેની ઉપાસના કરે.

### જ્ઞાની ભક્ત

१ वेनस्तत् पश्यत् परम गुहा यत्, यत्र विश्व भवत्येकरूप ( २।१।१ )- જ્ઞાની જ તેને જોઇ શકે છે. જે ગુફામા રહે છે અને જ્યાં વિશ્વ એક રૂપ થઇ જાય છે

२ प्र तद्वोचेदमृतस्य विद्वान् गन्धर्वो धाम परमं गुहा यत् ( २।१।२ )- જે ગુફામા છે તે અમૃતના ધામને જ્ઞાની જાણે છે

३ त्रीणि पदानि निहिता गुहास्य यस्तानि वेद स पितुष्पितासत्- ત્રણ પગ તેણે ગુફામાં રાખેલ છે, જે તેને જાણે છે તે પિતાનો પિતા થાય છે, તે મહા જ્ઞાની થાય છે

४ ब्रह्मेनद्विद्यात्तपसा विपश्चित् ( ८।७।३ )- જ્ઞાની તપથી તે બ્રહ્મને જાણે.

५ माया ह जज्ञे मायाया ( ८।९।५ )- માયાથી માયા ( કપટથી કપટ ) ઉત્પન્ન થાય છે.

६ य इत् तद् विदुस्ते अमृतत्वमानशु (९।१०।१)- જે તે બ્રહ્મને જાણે છે તે અમરત્વ પ્રાપ્ત કરે છે

७ विद्म ते धाम परमं गुहा यत् (१।१३।१)- બુદ્ધિમાં જે તારૂ સ્થાન છે, તેની અમને જાણ છે

८ अष्टाचक्रा नवद्वारा देवानां पूरयोध्या, तस्यां हिरण्यय कोश स्वर्गो ज्योतिषावृतः (१०।२।३१)- આઠચક્ર અને નવદ્વારોવાળી આ શરીરરૂપી દેવોની અયોધ્યા નગરી છે તેમાં તેજથી ઘેરાએલ સુવર્ણમય કોશ સ્વર્ગ જ છે.

९ पृष्ठात्पृथिव्या अहमन्तरिक्षमारुहं, अन्तरिक्षाद्दिवमारुहम्, दिवो नाकस्य पृष्ठात्स्व ज्योतिरगामहम् (४।१४।३)- હુ પૃથ્વીથી અન્તરિક્ષમાં, અન્તરિક્ષથી દ્યુ અને દ્યુલોકથી સ્વર્ગજ્યોતિને પહોચ્યો છુ

જ્ઞાની ભક્ત તે જ છે જે પરમેશ્વરને જાણે છે અને જ્ઞાન પૂર્વક તેની ઉપાસના કરે છે

## યજ્ઞ

१ जुषेथां यज्ञं (५।६।८)- યજ્ઞનું સેવન કરો

२ अमृतमस्मासु धत्तम्- અમને અમૃત આપો.

३ यज्ञं ये विश्वतोधारं सुविद्वांसो वितेनिरे (४।१४।४)- ઉત્તમ વિદ્વાન વિશ્વના ધારક યજ્ઞને કરે છે

४ यज्ञेन यज्ञमयजन्त देवाः, तानि धर्माणि प्रथमान्यासन्, ते ह नाक महिमान सचन्त यत्र पूर्वे साध्या सन्ति देवा· (७।५।१)- પહેલાં દેવ યજ્ઞથી યજ્ઞ કરતા હતા, તે પહેલાં સમયનો ધર્મ હતો આ યજ્ઞકર્તા મહાન બનીને તે સ્વર્ગમા ગયા જ્યાં પહેલા સાધક જઈને રહેતા હતા

५ स देवानामधिपतिर्बभूव (७।५।२)- તે યજ્ઞ દેવનો સ્વામી થયો.

યજ્ઞ મનુષ્યને કરવા યોગ્ય કર્મ છે યજ્ઞમાં જ્ઞાનીઓનો સત્કાર, સગઠન અને દાન આ ત્રણ કાર્યો થાય છે, આ કાર્ય જનતાની ઉન્નતિ કરનારૂ છે

## શસ્ત્રધારી દેવ

१ तिग्मायुधौ तिग्महेती सुशेवौ सोमारुद्राविह सु मृडतं नः (६।६।५)- તીક્ષ્ણ શસ્ત્ર ધારણ કરનારા તીક્ષ્ણ અસ્ત્રવાળા, ઉત્તમ સેવા કરવા યોગ્ય સોમ અને રૂદ્ર અહીં અમને સુખી કરે (સોમ-શાન્ત, રૂદ્ર-તીક્ષ્ણ, રવિ-પ્રાણ)

જેઓ શસ્ત્ર ધારણ કરે છે તેઓ પોતાના શસ્ત્રોને તીક્ષ્ણ બનાવીને રાખે જેથી શત્રુઓનો પરાજય થાય અને પોતાનો વિજય થાય

## જીવ

१ जीवो मृतस्य चरति स्वधाभि अमर्त्यो मर्त्येना सयोनिः (९।१०।८)- અમરજીવ મૃર્ત્યદેહની સાથે સમાન યોનિમા ઉત્પન્ન થઇને વિચરે છે

२ अद्या ममार स ह्यः सं आनः (७।१०।९)- આજે તે મરી ગયો જે કાલે પ્રાણ ધારણ કરીને રહે છે

જીવ આ જગતમા છે શરીરને છોડે છે અને ફરી પાછુ ધારણ કરે છે, તેની ઉન્નતિને માટે જ યજ્ઞ, કર્મ, જ્ઞાન વગેરે છે.

વિશેષ કરીને પરમાત્માના ગુણો આ વેદમ ત્રોમા જોવાના હતા તે આપણે જોયા પાઠક તેનો વ૨વાર વિચાર કરે અને પરમેશ્વર, પરબ્રહ્મ, પરમાત્મા ઇત્યાદિ શબ્દોથી જે અતર્ક્ય શક્તિનો બોધ થાય છે તેનુ વૈદિક્ત સ્વરૂપ જાણે, એ જ આ મ ત્રોનો સગ્રહ કરવાનો ઉદ્દેશ છે.

પાઠક એમ ન સમજે કે અહીં આપેલા સૂક્તોનો અનુક્રમ પૂર્વકનો ક્રમ બરાબર છે. તેમાં આગળ પાછળ પણ થઇ શકે છે કોઇ વિદ્વાન બીજો ક્રમ બતાવે અને જો તે ઉત્તમ જણાય તો અમે તે ક્રમનો જરૂર સ્વીકાર કરીશુ. તેમા અમને કોઇ ગર્વ કે અહ કાર નથી. પરમેશ્વર વિષયના સર્વ અથર્વસૂક્તો એક સ્થાન પર એકત્રિત થાય એજ ઇચ્છા હતી તે ઇચ્છાથી જ આ સગ્રહ કર્યો છે, જે પાઠકોની સમક્ષ રજુ છે. આનાથી પરમાત્મા વિષેની ચોક્કસ વૈદિકકલ્પના પાઠકોની સમક્ષ જલ્દીથી આવી શકશે એવી અમોને આશા છે

સ્વાધ્યાય-મ ડળ,
પારડી (જિ. સુરત)

શ્રીપાદ દામોદર સાતવળેકર



# અથર્વવેદનો સુબોધ અનુવાદ

પ્રથમ વિભાગ

# બ્રહ્મવિદ્યા પ્રકરણ

## કાંડ ૪, સૂકત ૧

(ऋषिः- वेनः । देवता- बृहस्पतिः, आदित्यः । छन्दः- त्रिष्टुप्; २, ५ पुरोऽनुष्टुप्)

ब्रह्म जज्ञानं प्रथमं पुरस्ताद्वि सीमतः सुरुचो वेन आवः ।
स बुध्न्याऽउपमा अस्य विष्ठाः सतश्च योनिमसतश्च वि वः ॥ १ ॥
इयं पित्र्या राष्ट्र्येत्वग्रे प्रथमाय जनुषे भुवनेष्ठाः ।
तस्मा एतं सुरुचं ह्वारमह्यं घर्मं श्रीणन्तु प्रथमाय धास्यवे ॥ २ ॥

**અર્થ**— ( पुरतात् प्रथमं ) પૂર્વકાળથી પણ પ્રથમ ( जज्ञानं ब्रह्म ) પ્રગટ થયેલા બ્રહ્મને ( सुरुचः सीम-तः ) ઉત્તમ પ્રકાશિત મર્યાદાઓથી ( वेनः वि आवः ) જ્ઞાનીજનોએ જોએલો છે. ( सः ) એ જ્ઞાની ( अस्य बुध्न्याः वि-स्थाः ) પોતાની અવકાશ સંચારી વિશિષ્ટ પ્રથાથી-સ્થિત અને ( उप-माः ) ઉપમા દેવાને યોગ્ય એવા સૂર્યાદિ દેવતાઓને જોઇને ( सतः च असतः योनिं ) સત્ય અને અસત્યના ઉત્પત્તિ સ્થાનને પણ ( वि वः ) જે પ્રકાશિત કરે છે. ( ૧ )

( इयं भुवने-स्थाः पित्र्या राष्ट्री ) આ માનવીની અંદર વાસ્તવ્ય કરનારી પિતાથી પ્રાપ્ત થએલી ચમકનારી બુદ્ધિ ( प्रथमाय जनुषे अग्रे एतु ) મુખ્ય જીવનને માટે આગળ ધપો. ( तस्मै प्रथमाय धास्यवे ) એ પ્રથમ ધારણ કરનારાને અર્પણ કરવા માટે ( एतं सुरुचं ह्वारं अ-ह्यं घर्मं श्रीणन्तु ) આ તેજસ્વી, દુષ્ટોને દબાવી દેનારો, હીનતાથી રહિત, યજ્ઞને સિદ્ધ કરીએ. ( ૨ )

**ભાવાર્થ**— સર્વથી પ્રથમ પ્રગટ થએલા બ્રહ્મને તેના પ્રકાશની મર્યાદાઓ દ્વારા જ્ઞાની જાણે છે અને તેજ જ્ઞાની ઉપમા આપવા યોગ્ય આકાશ સંચારી સૂર્યાદિ ગ્રહો અને નક્ષત્રોને નિહાળીને સત્ અને અસત્‌ના મૂળ ઉત્પત્તિ સ્થાનના વિષયમાં સત્ય ઉપદેશ કરે છે. ( ૧ )

આ માનવીમાં સ્થિત થએલી પિતાથી પ્રાપ્ત થએલી તેજસ્વી બુદ્ધિ શ્રેષ્ઠ જીવન વ્યતીત કરવાની ઇચ્છાથી આગળ ધપો. તેમજ તે બુદ્ધિ બધાને મુખ્યતઃ ધારણકર્તા પરમાત્માને માટે સમર્પણ કરવાના હેતુથી તેજસ્વી, દુષ્ટોને દૂર કરનારી, ઉચ્ચ અને શ્રેષ્ઠ યજ્ઞને સિદ્ધ કરે. ( ૨ )

प्र यो जज्ञे विद्वानस्य बन्धुर्विश्वा देवानां जनिमा विवक्ति ।
ब्रह्म ब्रह्मण उज्जभार मध्यान्नीचैरुच्चैः स्वधा अभि प्र तस्थौ ॥ ३ ॥
स हि दिवः स पृथिव्या ऋतस्था मही क्षेमं रोदसी अस्कभायत् ।
महान्मही अस्कभायद्वि जातो द्यां सद्म पार्थिवं च रजः ॥ ४ ॥
स बुध्न्यादाष्ट्र जनुषोऽभ्यग्रं बृहस्पतिर्देवता तस्य सम्राट् ।
अहर्यच्छुक्रं ज्योतिषो जनिष्टाथ द्युमन्तो वि वसन्तु विप्राः ॥ ५ ॥
नूनं तदस्य काव्यो हिनोति महो देवस्य पूर्व्यस्य धाम ।
एष जज्ञे बहुभिः साकमित्था पूर्वे अर्धे विषिते ससन्नु ॥ ६ ॥

---

(यः विद्वान्) જે વિદ્વાન્ (अस्य बन्धुः प्रजज्ञे) એનો બંધુ થાય છે તે (देवानां जनिमा विवक्ति) બધા દેવતાઓના જન્મને કથે છે. (ब्रह्मणः ब्रह्म उज्जभार) બ્રહ્મથી બ્રહ્મ પ્રગટ થયો છે! (मध्यात् नीचैः उच्चैः) તેના મધ્યભાગથી અને ઉચ્ચ ભાગથી તેમજ નીચેના ભાગથી (स्व-धाः अभि प्रतस्थौ) તેની પોતાની ધારકશક્તિઓ ફેલાએલી છે. (૩)

(स हि दिवः) તેજ દ્યુલોકને અને (सः पृथिव्याः ऋत-स्थाः) પૃથ્વીને સત્ય નિયમથી ટકાવી રાખનારો છે. તેણે જ (मही रोदसी क्षेमं अस्कभायत्) મહાન દ્યુલોક અને પૃથ્વીલોકને ઘરની જેમ સ્થિર કર્યા છે. (महान् जातः) તે મહાન દેવ પ્રગટ થઇને (द्यां पार्थिवं सद्म रजः च) દ્યુલોક, પૃથ્વીના નિવાસ સ્થાનને અને અંતરિક્ષ લોકને (मही अस्कभायत्) વિસ્તૃતરૂપ આપીને સ્થિર કરે છે. (૪)

(तस्य सम्राट् देवता बृहस्पतिः) તે જગતનો સમ્રાટ બૃહસ્પતિ દેવ છે અને (सः बुध्न्यात् जनुषः अग्रं अभि आष्ट्र) તે પ્રથમ જન્મથી પણ પહેલા કાળથી ચારે તરફ વ્યાપ્ત છે. (अथ यत् ज्योतिषः शुक्रं अहः जनिष्टः) હવે જે જ્યોતિથી શુદ્ધ દિન ઉત્પન્ન થયો તેથી (द्युमन्तः विप्राः विवसन्तु) પ્રકાશિત થનારો જ્ઞાની વિશેષ પ્રકારથી નિવાસ કરે. (૫)

(काव्यः नूनं) જ્ઞાની નિશ્ચયથી (अस्य पूर्वस्य देवस्य तत् महः धाम) તે પ્રાચીન દેવના મહાન ધામ (हिनोति) ને પ્રાપ્ત કરે છે. (इत्था बहुभिः साकं एषः जज्ञे) આજ પ્રમાણે અનેકની સાથે આ જ્ઞાની

---

જે જ્ઞાની આ પરમાત્માનો બન્ધુ બને છે તેજ દેવોના દેવત્વના વિષયમાં સત્યજ્ઞાન કથે છે. પરબ્રહ્મથી જ્ઞાન પ્રકાશિત થયું છે અને તેના નીચેના, મધ્યના અને ઉચ્ચના અર્થાત્ બધા જ અંગોમાંથી ધારકશક્તિઓ ચારે તરફ ફેલાઇ રહી છે. (૩)

તે એકજ દેવ દ્યુલોક અને પૃથ્વીલોક વગેરેને સત્યનિયમોથી પોતપોતાના સ્થાનમાં સ્થિર કરનારો છે. તેણે જ આ દ્યુલોક અને પૃથ્વીલોકને ઘર જેવા બનાવ્યા છે એ પ્રગટ થએલા મહાન્ દેવોને દ્યુલોક, અંતરિક્ષલોક અને આ આપણા ઘરના જેવો ભૂલોક વિસ્તૃત અને મહાન્ બનાવીને પોતપોતાના સ્થાનમાં તેમને સુદૃઢ કરેલા છે. (૪)

આ જગતના એકમાત્ર સમ્રાટ બૃહસ્પતિ દેવ છે. તે આદિકાળથી ચારે તરફ પૂર્ણતાથી ફેલાએલો છે તેની જ્યોતિથી જે પવિત્ર દિવસ પ્રકાશિત થાય છે, તેનાથી પ્રકાશિત થનારો જ્ઞાની વિશેષ પ્રકારથી જીવન વ્યતીત કરે. (૫)

જ્ઞાની નિશ્ચયથી તે પ્રાચીન દેવનું તે પ્રસિદ્ધ મહાન્ ધામ પ્રાપ્ત કરે છે. વસ્તુતઃ જ્ઞાનીનો જન્મ પણ અનેક મનુષ્યોના

योऽथर्वाणं पितरं देवबन्धुं बृहस्पतिं नमसाव च गच्छात् ।
त्वं विश्वेषां जनिता यथासः कविर्देवो न दभायत्स्वधावान् ॥ ७ ॥

પણ ઉત્પન્ન થયો હતો. પરંતુ જે સમયે ( **पूर्वे अर्धे वि-सिते** ) પૂર્વ દિશાનું અરધું દ્વાર ખુલ્યું ત્યારે તેઓમાનો પ્રત્યેક ( **ससन् नु** ) તો હજુ ગાઢનિદ્રામાં હતો. ( ૬ )

( **यः** ) જે ( **अथर्वाणं पितरं देवबन्धुं** ) નિશ્ચળ પિતા દેવોના ભાઈ ( **बृहस्पतिं नमसा च अव गच्छात्** ) બૃહસ્પતિ દેવને નમસ્કાર કરીને આ પ્રમાણે જાણે. " ( **त्वं विश्वेषां जनिता असः** ) તું બધાનો ઉત્પાદક છે, ( **यथा कविः स्वधावान् देवः न दभायत** ) અને જ્ઞાની, સ્વકીય સામર્થ્યયુકત દેવ કદી પણ દબાઇ જતો નથી. ( ૭ )

જન્મોની સાથેજ થયો હોય છે પરંતુ પ્રયત્નથી જ્ઞાનીને માટે જે સમયે તે પૂર્વ મહાદ્વાર થોડું ખૂલે છે ત્યારે જાગ્રત રહેવાને કારણે તે દ્વારમાં જ્ઞાની પ્રવેશ પામે છે પરંતુ અન્ય લોક બહાર જ ઉંઘતા પડી રહે છે. ( ૬ )

મનુષ્ય, દેવોના ભાઇ, પરમપિતા નિશ્ચળ બૃહસ્પતિની નમ્રતા સાથે કરેલી ઉપાસના દ્વારા આ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરે છે કે, " હે, દેવ ! તું જ બધાનો ઉત્પાદક છે, તું જ જ્ઞાની અને સ્વકીય સામર્થ્યથી યુકત છે અને તું કયારેય પણ ન દબાનારો દેવ છે. " ( ૭ )

---

# બ્રહ્મની વિદ્યા

આ સૂકતમાં, " બ્રહ્મની વિદ્યા " ખૂબજ મનોહર રીતે વર્ણવી છે. જેઓ બ્રહ્મવિદ્યાનું મનન કરે છે તેમને માટે આ સૂકત ઘણુંજ બોધપ્રદ થશે. એનું પ્રથમ કથન છે—

### પ્રાચીન દેવ

**पुरस्तात् प्रथमं ब्रह्म जज्ञानम् ॥** ( મં. ૧ )

" અત્યન્ત પ્રાચીનતમ કાળની જે કલ્પના કરવામાં આવે છે તે પ્રાચીનકાળથી પણ અતિ પ્રાચીનકાળથી તે બ્રહ્મ પોતાના પ્રકાશથી પ્રકાશિત થઇ રહ્યા છે. " જે સમયે અન્ય કોઇ પણ પદાર્થ ઉત્પન્ન થયો નહતો તે સમયથી સ્વયં પ્રકાશી બ્રહ્મ પ્રકાશિત થઇ રહ્યો છે. એનું તાત્પર્ય એ છે કે આ બ્રહ્મ સ્વયં પ્રકાશિત છે, પ્રકાશિત રહેવા માટે તેને અન્ય કોઇની પણ સહાયતા લેવી પડતી નથી. તેની અતિપ્રાચીનતમ હસ્તિ ની બાબતમાં આ સૂકતમાં નીચે લખેલાં વચનો જોવા જેવાં છે:—

१ प्रथमाय तस्मै धास्यचे ।( મં. ૨ )
२ अग्रं स बुध्न्यात् जनुषः अभि आगृ । ( મં. ૫ )
३ पूर्वस्य अहय देवस्य तत् धाम । ( મં. ६ )

"( ૧ ) બધાથી પ્રથમ એ ધારક છે. ( ૨ ) સહુથી પ્રથમ જેની ઉત્પત્તિ થઇ છે તેનાથી પણ પહેલાં જે ચારે તરફ વ્યાપી રહ્યો છે. ( ૩ ) બધાથી જૂનામાં જૂનું આ દેવનું સ્થાન છે. "

આ મંત્રોમાં આ દેવની અતિપ્રાચીનતા હોવાના વિષયમાં નિશ્ચયાત્મક વર્ણન છે. આથી સિદ્ધ થાય છે કે આ દેવ સ્વયંસિદ્ધ અથવા સ્વયંભૂ, સર્વાધાર અને સર્વ જગતની ઉત્પત્તિ થવા પહેલાં તે અસ્તીત્વ ધરાવે છે.

### તેનું જ્ઞાન !

એનું જ્ઞાન કઇ રીતે પ્રાપ્ત થઇ શકે છે તે વિષયમાંવિચાર કરવા માટે નીચે આપેલા મંત્રો પુષ્કળ મદદકર્તા થઇ પડે છે-

**सुरुचः सीमतः वेनः वि आवः** ।( મં. ૧ )

" ( **सु-रुचः** ) ઉત્તમ પ્રકાશમાન ( **सीमा-तः** ) સીમાઓથી પણ ( **वेनः** ) જ્ઞાની મનુષ્ય તેને જુએ છે." જે પ્રમાણે વાદળોમાં છૂપાએલો સૂર્ય વાદળોની ચમકતી કીનારીથી જણાઇ આવે છે, એજ પ્રમાણે સૂર્ય ચન્દ્ર વગેરેની

પાછળ રહીને સૂર્ય, ચંદ્ર વગેરેને ચમકાવનારો એ દેવ એ ગોળાઓની ચમકાવ્યથીજ જાણી શકાય છે। "જેને સૂર્ય વગેરે પ્રકાશિત નથી કરતા પરંતુ જેના તેજથી સૂર્ય વગેરે પ્રકાશિત થઇ રહ્યા છે તેજ બ્રહ્મ છે" અર્થાત્ સૂર્યાદિની સુપ્રકાશિત સીમાઓને જોવાથી અને વિચાર કરવાથી પરમાત્માનું જ્ઞાન થઇ શકે છે સૃષ્ટિમા એનું કાર્ય જોવાથી એ પરમાત્માનું જ્ઞાન થઇ શકે છે, તેના જ્ઞાન માટે બીજો કોઇ માર્ગ છે નહિ

### તેના માટે ઉપમા

આ પરમાત્મા પ્રત્યક્ષ દેખાતો નથી સૃષ્ટિમાં તેનું કાર્ય જોઇને તેનું અનુમાન થઇ શકે, અથવા તેને ઉપમાઓથી પણ વર્ણવી શકાય જેની રીતે -

**अस्य उपमाः बुध्न्या वि-स्थाः।** ( મં ૧ )

"તેને માટે ઉપમાઓ ( **बुध्न्याः** ) આકાશમા ( **वि स्थाः** ) વિશિષ્ટ રીતે રહેતા સૂર્યાદિ ગોલકો છે એજ છે," "તે ચન્દ્રનો પણ ચન્દ્રમા છે' એ પ્રમાણે કહી શકાય અર્થાત્ સૂર્યાદિગ્રહોની ઉપમા આપીનેજ તેને સમજાવી શકાય અથવા તો મનુષ્ય સૃષ્ટિમા તેના કાર્યો નિહાળીને તેના વિષયમા અનુમાન કરી શકાય. અથવા સૂર્યાદિ ગોળકોને તે પ્રકાશિત કરનારો છે માટે તે સૂર્યનો પણ સૂર્ય છે એમ જાણવુ આવી આવી ધારણાઓથીજ તેના વિષયમાં કાંઇક અનુમાન બાંધી શકાય

### આદિકારણ

બધાનું આદિકારણ-મૂખ્ય-મૂળ પરમાત્માજ છે. સત્ અથવા અસત્, ઘણા દીર્ઘકાળ પર્યંત ટકી રહેનાર અથવા ક્ષણભંગુર એવા જે પદાર્થો છે એનું મૂળ અથવા આદિકારણ પણ તેજ છે જુઓ –

**सत' असत च योनिं सः वि व ।** ( મં ૧ )

"સત્ અથવા અસત્નું આદિકારણ ને છે એ વિષયમાં યથાયોગ્ય વિવરણ માત્ર જ્ઞાનીજ કરી શકે છે" અન્ય મનુષ્યોને તેની બાબતમાં કાંઇજ્ઞાન હોતું નથી તેઓ તેની બાબતમાં સંપૂર્ણ અજ્ઞાની હોય છે

### શ્રેષ્ઠ જીવન

જ્ઞાની પોતે પોતાનું જીવન વ્યતીત કરે છે તેનું વિવેચન દ્વિતીય મંત્રમાં કર્યુ છે તે નીચે પ્રમાણે છે—

**इय पित्र्या राष्ट्रयेत्वग्रे प्रथमाय जनुषे भुवनेष्ठाः। तस्मा एत सुरुच ह्वारमह्य घर्मं श्रीणन्तु प्रथमाय धास्यवे ॥ २ ॥** ( મં ૨ )

"માનવીમાં સ્થિત થએલી પિતાથી પ્રાપ્ત થએલી મનુષ્યની બુદ્ધિ પ્રથમ શ્રેણીનુ શ્રેષ્ઠજીવન વ્યતીત કરવા માટે ઉત્સુક બનીને આગળ વધે અને સર્વાધાર પરમાત્માના સંતોષ માટેજ આ સુંદર શ્રેષ્ઠ યજ્ઞ કર્મને કરે" આ મંત્રના કેટલાક શબ્દો મનન કરવા જેવા છે—

૧ **भुवनेष्ठाः ( भुवने-स्थाः )** ભુવનમા રહેનારી 'ભુવન" શબ્દનો અર્થ છે— "મનુષ્ય, માનવજાતિ, પ્રાણી, જગત્, ઉત્પત્તિ પામેલા સર્વ પદાર્થો પૃથ્વી, ઘર, સ્થાન અને અભ્યુદય માટે પ્રાપ્ત સ્થિતિ" આમાંથી અહિયા, "મનુષ્ય અથવા માનવજાતિ એ અર્થ અભિપ્રેત છે, કારણ કે તેમાં રહેલી શક્તિ ( **प्रथमाय जनुषे** ) પ્રથમ શ્રેણીનું જીવન વ્યતીત કરવા માટે ( **अग्रे एतु** ) આગળ વધે અર્થાત્ ઉત્સાહથી પોતાનું જીવન સુધારે એમ કહેવામાં આવ્યું છે માનવેતર પ્રાણીઓમાં તેની સંભાવના હોતી નથી તેથી મનુષ્ય વિષયક અર્થજ અહિયાં અપેક્ષિત છે

**पित्र्या राष्ट्री ( पित्र्या )** પિતાપાસેથી આનુવંશિક શુભ સંસ્કારોથી સુસંસ્કૃત ( **राष्ट्री** ) તેજસ્વી સુપ્રકાશિત બુદ્ધિ

આ પ્રકારની બુદ્ધિ મનુષ્યમાં શુભ સંકલ્પ સુદૃઢ કરે અને આ સંકલ્પના બળથી મનુષ્ય બળવાન બનીને ( **प्रथमाय जनुषे** ) પ્રથમ અર્થાત્ શ્રેષ્ઠ કોટીનું જીવન વ્યતીત કરવાનો ઉત્સાહ પોતાના મનમાં વધારે. ઉત્સાહથી તે શ્રેષ્ઠજીવન વ્યતીત કરે. મધ્યમાં કોઇ પ્રલોભન આવે તો તેમા જરા પણ ફસાય નહિ, કોઇ અણધાર્યું વિઘ્ન આવી પડે તો હતાશ ન બને અર્થાત્ શુભાશુભ સ્થિતિઓ પ્રાપ્ત થવા છતા પણ પોતાનો શ્રેષ્ઠ માર્ગ ન છોડે ત્યાર પછી—

**प्रथमाय धास्यवे घर्मं श्रीणन्तु।** ( મં ૨ )

"સર્વના આધારભૂત પરમાત્મા માટે યજ્ઞ સિદ્ધ કરે" અર્થાત યજ્ઞ કરે અને તે તેને સમર્પણ કરવાની બુદ્ધિથીજ કરે કારણ કે યજ્ઞનો પુરૂષ તેજ છે અને બધા જ યજ્ઞ તેને માટે કરવામાં આવે છે.

### યજ્ઞનું લક્ષણ

આ મંત્રમાં યજ્ઞનું લક્ષણ ત્રણ શબ્દોદ્વારા બતાવ્યુ છે તેથી યજ્ઞનું સ્વરૂપ નિહાળવા માટે સમજવા માટે આ ત્રણ શબ્દોનું મનન કરવુ જોઇએ.

૧ **अ ह्वय-( अहीनं )**=જેનામાં હીનતા નથી, જેનામાં હીન અથવા ત્યાજ્યભાવ બિલકુલ નથી અર્થાત જે ઉચ્ચ ભાવ યુક્ત છે

૨ સુરુચં= અત્યંત તેજસ્વી, તેજસ્વિતા વધારનારો.

૩ હ્વારં= દબાવનારો, બુરાઇ અને દુષ્ટતાને દબાવીને સીધી કરનારો, દુષ્ટતાને માથું ઉંચકવાનો અવસર ન દેનારો.

" ઘર્મ " આ શબ્દ અહિં યજ્ઞવાચક છે. એનો અર્થ " ઉષ્ણતા સૂર્યપ્રકાશ, યજ્ઞ " એવો થાય છે. અહિં ઉષ્ણતા એટલે મનુષ્યના મનની ઉષ્ણતા અર્થાત ઉત્સાહશક્તિ છે. જે શ્રેષ્ઠકર્મથી મનુષ્યના પુરુષાર્થ પ્રાપ્તિ માટેનો ઉત્સાહ વૃદ્ધિ પામે તે યજ્ઞ કર્મનું નામ " ઘર્મ " છે. પૂર્વોક્ત પ્રકારનો મનુષ્ય આ પ્રકારનો શ્રેષ્ઠયત્ન કરે અને પોતાના જીવનનું સાર્થક કરે.

## પરમાત્માનું સામર્થ્ય

આ ચતુર્થ મંત્રમાં કહ્યું છે કે તેજ બધાનો આધાર છે, જેણે આ સંપૂર્ણ જગતને ટકાવી રાખ્યું છે—

**१ स हि दिवः पृथिव्याः च ऋतस्थाः। ( મં. ૪ )**
**२ सः मही रोदसी क्षेमं अस्कभायत् ( મં. ૪ )**
**३ द्यां पार्थिवं सद्म रजः च स जातः मही अस्कभायत्। ( મં. ૪ )**

" ( ૧ ) તેણે દ્યુલોકને અને પૃથ્વીલોકને સત્ય નિયમોથી ધારણ કરેલ છે. ( ૨ ) મહાન્ દ્યાવાપૃથ્વીને તેણે સુખપૂર્ણ બનાવી છે. અને ( ૩ ) દ્યુલોક, પૃથ્વીલોક અંતરિક્ષને એ સુપ્રસિદ્ધ પરમાત્માએ વિસ્તૃત અને સુદૃઢ બનાવ્યા છે. "

આ સંપૂર્ણ જગતના રચયિતા તે પરમાત્મા જ છે અને તે તેને પોતાના સત્ય નિયમોથી રચે છે-ચલાવે છે અને સુદૃઢ કરે છે. આ વિષયમાં સપ્તમ મંત્રનું કથન જોવા જેવું છે—

**त्वं विश्वेषां जनिता असः ( મં. ૭ )**

" તું બધાનો ઉત્પન્નકર્તા છે. " આમાં અસંદિગ્ધ રીતે કહ્યું છે કે તેજ બધાનો ઉત્પાદક છે. આજ વાત ભિન્ન શબ્દો દ્વારા તૃતીય મંત્રમાં પણ કહી છે કે—

**महान् ब्रह्मणः उज्जभार । ( મં. ૩ )**
**मध्यात् नीचैः उच्चैः स्वधा अभिप्रतस्थौ।( મં ૩ )**

" બ્રહ્મ બ્રહ્મથીજ પ્રકટ થયેલ છે, તેના મધ્યભાગથી, નિમ્નભાગથી અને ઉચ્ચભાગથી તેણે પોતાની ધારકશક્તિઓ ચારે બાજુ ફેલાવી છે. " બ્રહ્મથીજ બ્રહ્મ પેદા થાય છે, અને તેનાથી જ અનંત ધારણશક્તિઓ ઉત્પન્ન થાય છે અને તેનાથી જ આ વિશ્વનું ધારણ થાય છે.

" બ્રહ્મ " શબ્દના અર્થ-પરબ્રહ્મ, પરમાત્મા, જ્ઞાન, મંત્ર વેદ, બ્રાહ્મણ, ભક્ત, તપ, પવિત્રાચરણ, ધન, અન્ન, સૂર્ય, બુદ્ધિ, પ્રજાપતિ વગેરે છે. અહીં એક " બ્રહ્મ શબ્દનો અર્થ પરમાત્મા છે અને બીજો " બ્રહ્મ " શબ્દનો અર્થ ' આત્મા જ્ઞાન, બુદ્ધિ, તપ ' વગેરે છે. બ્રહ્મમાં " સ્વ-ઘા " નિજ ધારકશક્તિ છે. તેજ બધાનું ધારણ કરે છે તેનામાં પોતાની શક્તિ હોવાથી કોઇ અન્યની શક્તિની અપેક્ષા તે કરતો નથી. તે બીજાઓને શક્તિ આપે છે, તેજ તેનું પરમ સામર્થ્ય છે તેનાથીજ આ સૂર્ય, ચન્દ્ર વગેરે તેજના ગોળા બન્યા છે અને તેની શક્તિથી પોતપોતાના સ્થાનમાં તેઓ સ્થિત છે.

## જ્ઞાની

આ પરમાત્માનો જે બંધુ હોય છે, અર્થાત્ જે ભાઇ જેવો તેની સાથે વ્યવહાર રાખે છે, તેજ તેના સામર્થ્યનું વર્ણન કરી શકે છે.

**यः विद्वान् अस्य बन्धुः जज्ञे,**
**सः देवानां जनिमा विवक्ति । ( મંત્ર ૩ )**

" જે જ્ઞાની તેના બંધુ તરીકે પ્રસિદ્ધ થાય છે તેજ તે પરમાત્માથી ઉત્પન્ન થયેલ સૂર્યાદિ દેવોની ઉત્પત્તિ વગેરે વિષયનું યથાયોગ્ય વિવરણ કરી શકે છે." કારણ કે તેજ મનુષ્ય ઠીક રીતે તે પરમાત્માની શક્તિને જાણી શકે છે, તેના ભાઇ બનવાનું તાત્પર્ય એ છે કે ઉચ્ચ અધિકારોથી સમ્પન્ન થવું-જીવાત્મા એ પરમાત્માનો જેવો " અમૃત પુત્ર " છે તેવોજ તે તેનો " બંધુ " પણ છે. આ શબ્દ જીવાત્માની ઉન્નતિની કક્ષાઓનો દર્શક છે. વસ્તુતઃ બાપ્ર વગેરે સંબંધ તેમાં લાક્ષણિક રીતે ગુંથાએલો છે, આ સંબંધવાચકમનુષ્યની ઉન્નતિની અવસ્થાનો દર્શક છે.

આ મનુષ્યની યોગ્યતા કેવી રીતે વૃદ્ધિ પામે છે એ બાબતમાં પંચમ મંત્રનું એક વચન ઘણુંજ મનોરંજક છે. હવે તે જોઇએ-

**अध यत् ज्योतिषा शुक्रं अहः जनिष्ट**
**( तेन ) द्युमन्तः विप्राः वि वसन्तु । ( મં. ૫ )**

" જે પરમાત્માની જ્યોતિનો પ્રકાશપૂર્ણ દિન હોય છે, તેના પ્રકાશથી પ્રકાશિત થતાં થતાં તે વિશેષ પ્રકારથી રહે." અર્થાત્ તેની રહેણી કરણી વિશેષ નિયમોથી બંધાએલી હોવી જોઇએ. વિશેષ પરિશુદ્ધ રીતથી જીવન વ્યતીત કરવાથીજ તેની યોગ્યતા વધતી રહે છે. તેને પરમાત્માના પ્રકાશથી

પ્રજ્વલિત થતાં થતાં દિવસનો સર્વત્ર અનુભવ થવો જોઇએ જ્યાં-જ્યાં તે વિચરે ત્યાં-ત્યાં પરમાત્માની અખંડ જ્યોત-તેની દૃષ્ટિએ પડવીજ જોઇએ. તેના પ્રકાશથી તેનો વ્યવહાર માર્ગ પ્રકાશિત થવો જોઇએ, ત્યારે જ ઉન્નતિ સંભવી શકે.

સૂર્યના પ્રકાશથી જે "દિવસ" બને છે તેની તે પરમાત્માના પ્રકાશથી થતા "દિવસની" સાથે તુલના કરવાથી તેને દિવસ કહેવો પણ યોગ્ય નથી. કારણ કે સૂર્ય પરમાત્માના પ્રકાશથી પ્રકાશિત થાય છે આને લીધે પરમાત્માના પ્રકાશનું મહત્વ બીજા બધા પ્રકાશો કરતાં સવિશેષ જ છે.

### જ્ઞાનીની જાગૃતિ

જે વિદ્વાન આ પ્રકારના માર્ગથી પોતાની ઉન્નતિ કરવાની ઇચ્છાવાળો છે, તેને માટે ઉચિત છે કે તે જાગ્રત રહે પ્રાપ્ત અવસરથી યોગ્ય લાભ ઉઠાવતો જાય, આમ કરવાથીજ નિઃસંદેહ તેનીઉન્નતિ થાય છે જ્યારે યોગ્ય અવસર આવ્યો હોય ત્યારે જો તે સુપ્ત બની જશે તો તે પાછળ પડી જશે. આ વિષયમાં છઠ્ઠો મંત્ર ઘણો મહત્વપૂર્ણ ઉપદેશ આપે છે—

१ पप बहुभिः साकं इत्था जज्ञे । ( મં. ૬ )

२ ( परंतु ) अस्य पूर्वस्य देवस्य तत् महः धाम काव्यः नूनं हिनोति । ( મં. ૬ )

३ ( अन्ये ) पूर्वे अर्धे विमिते ससन् नु । (મં. ૬)

"આ જ્ઞાની બીજા ઘણા અન્ય મનુષ્યો સાથેજ ઉત્પન્ન થયો હતો. ( ૨ ) પરંતુ પ્રાચીન દેવનું તે શ્રેષ્ઠધામ તે એકલો જ્ઞાનીજ પ્રાપ્ત કરે છે. ( ૩ ) તેની સાથે જન્મેલા અન્ય સાધારણ લોકો પૂર્વનું મહાદ્વાર જે વખતે ખુલી ગયું હતું તે વખતે ઉંઘતા પડયા હતા" દ્વાર ખૂલવાને સમયે જ્ઞાની જાગતો હતો, તેને લીધેજ જ્ઞાનીનો પ્રવેશ દેવતાના સ્થાનમા થયો, બીજા લોકો ઉંઘતા પડયા હતા એટલે તેઓ અંદર દાખલ થઇ શકયા નહિ. આ મંત્ર સુઅવસરના મહત્વનું યથાર્થ વર્ણન કરે છે.

જે દિવસે જ્ઞાનીનો જન્મ થયો હતો તેજ દિવસે બીજા અનેક મનુષ્યોનો જન્મ થયો હશે પરંતુ યોગ્ય અવસર ગુમાવી દેવાથી અન્ય માનવી પાછળ રહી ગયાં અને જાગૃત જ્ઞાની પ્રાપ્ત અવસરનો લાભ લઇને આગળ વધી ગયો. મનુષ્ય માત્ર જન્મથી જ ઉચ્ચ નથી બની શકતો, તેણે જાગૃત રહી પોતાની ઉન્નતિનો પ્રયત્ન કરવો જોઇએ ત્યારેજ તેની ઉન્નતિની શકયતા હોય છે. જે વાચકો પોતાની આધ્યાત્મિક ઉન્નતિ કરવાની ઇચ્છાવાળો છે તેણે આ મંત્રનું યોગ્ય મનન કરી ઉચિત બોધ પ્રાપ્ત કરવો જોઇએ.

### નમન અને ગુણચિંતન

આ સૂકતના અંતના સાતમા મંત્રમાં જ્ઞાની બનવા માટે મુખ્ય બે સાધનો કહ્યાં છે. એક છે પરમાત્માને ભકિત ભાવથી નમન કરવું અને બીજું તેના ગુણોનું ચિંતન કરવું. હવે આ બન્ને સાધનોનો વિચાર કરીએ—

**यः अथर्वाणं पितरं देवबंधुं बृहस्पतिं नमसा अवगच्छात् । ( મં. ૭ )**

"નિશ્ચલ પરમપિતા સંપૂર્ણ દેવોના બંધુ, જે સર્વશ્રેષ્ઠ છે, તેને જે માનવી નમન કરે છે તેજ તેને બરાબર જાણી શકે છે." ભકિતપૂર્વક પરમાત્માને શરણે જવું, તેને પ્રેમભર્યા હૃદયથી પ્રણામ કરવા, તેની સામે નમ્ર બનવું. આ સર્વ માર્ગ એવા છે કે જેમને ગ્રહણ કરવાથી મનુષ્ય વધુ ને વધુ ઉચ્ચ કક્ષાએ પહોંચતો જાય છે. આધ્યાત્મિક ઉન્નતિને માટે તેમજ આત્મિકશકિતનો વિકાસ કરવા માટે નમ્ર બનવાની અત્યંત આવશ્યકતા છે. નમ્ર બન્યા સિવાય આત્માની શકિત-વિકસિત થઇ શકતી નથી. નમ્રતાપૂર્ણ અંતઃકરણથી પરમાત્માના ગુણનું ચિંતન કરવું જોઇએ. અને તે આ પ્રમાણે કરી શકાય—

**१ त्वं विश्वेषां जनिता असः ( મં. ૭ )**

**२ कविः स्वधावान् देवः न दभायत् ॥ ( મં. ૭ )**

"હે દેવાધિદેવ ! તું જ એકલો આ સર્વનો ઉત્પાદક છે. હે દેવ ! તું જ સાચો જ્ઞાની છે અને નિજસામર્થ્યથી યુક્ત છે. તેથી જ તને કોઇ પણ દબાવી દઇ શકે નહિ." આ પ્રમાણે એ પ્રભુનું, પરમાત્માનું ગુણગાન કરવું જોઇએ. આ પ્રકારે—

**तस्य सम्राट् देवता बृहस्पतिः ( મં. ૬ )**

"આ જગતનો સાચો એક સમ્રાટ્ બૃહસ્પતિ છે." અહીં બૃહસ્પતિ દેવ એટલે પરમાત્મા જ છે, બૃહસ્પતિનો અર્થ, "જ્ઞાનનો સ્વામી, મહાન્ વિશ્વનો પ્રભુ" એવો થાય છે. આ સૂકતનો તેજ દેવતા છે, જે પરબ્રહ્મ પરમાત્માની સર્વજ્ઞતાનું વર્ણન કરી રહ્યો છે.

આ સૂકતમાં પરબ્રહ્મનું સ્વરૂપ, તેનું સામર્થ્ય, તેની પ્રાપ્તિ માટેનો ઉપાય ઇત્યાદિ મહત્વપૂર્ણ બાબતો કહી છે, જે વાચકો બ્રહ્મવિદ્યાના અભ્યાસી છે, તેમને આ સૂકતના મનનથી ઘણો જ લાભ થઇ શકે છે.

( ऋषिः- अथर्वा । देवताः- सोमारुद्रौ । १ ब्रह्म, २ कर्माणि, ३-४ रुद्रगणाः । ५-८ सोमारुद्रौ, ९ हेतिः, १०-१४ सर्वात्मा रुद्रः । )

ब्रह्म जज्ञानं प्रथमं पुरस्ताद् वि सीमतः सुरुचो वेन आवः ।
स बुध्न्या उपमा अस्य विष्ठाः सतश्च योनिमसतश्च वि वः ॥ १ ॥
अनाप्ता ये वः प्रथमा यानि कर्माणि चक्रिरे ।
वीरान् नो अत्र मा दभन् तद् व एतत् पुरो दधे ॥ २ ॥
सहस्रधार एव ते समस्वरन् दिवो नाके मधुजिह्वा असश्चतः ।
तस्य स्पशो न नि मिषन्ति भूर्णयः पदेपदे पाशिनः सन्ति सेतवे ॥ ३ ॥
पर्यू षु प्र धन्वा वाजसातये परि वृत्राणि सक्षणिः ।
द्विषस्तदध्यर्णवेनेयसे सनिस्रसो नामासि त्रयोदशो मास इन्द्रस्य गृहः ॥ ४ ॥

---

અર્થ— ( पुरस्तात् प्रथमं ) પૂર્વકાળથી પણ પ્રથમ ( जज्ञानं ब्रह्म ) પ્રગટ થએલા બ્રહ્મને ( सुरुचः सीमतः ) ઉત્તમ પ્રકાશિત મર્યાદાઓથી ( वेनः वि आवः ) જ્ઞાનીએ જોયો છે. ( सः ) તેજ જ્ઞાની ( अस्य बुध्न्याः वि-स्थाः ) તેની આકાશ સંચારી વિશેષ રીતિથી સ્થિત અને ( उप-माः ) ઉપમા દેવા યોગ્ય, સૂર્યાદિ દેવોને જોઇને ( सतः च असतः योनिं ) સત અને અસત્‌ના ઉત્પત્તિસ્થાનને પણ જાણે છે. ( ૧ )

( ये प्रथमाः अनाप्ताः ) જેઓ પહેલાં શ્રેષ્ઠજ્ઞાની પુરુષો હતા તેમણે ( वः यानि कर्माणि चक्रिरे ) તમારે માટે જે કર્મ કર્યાં તે ( नः वीरान् अत्र मा दभन् ) અમારા વીરોને અહીં કષ્ટ ન આપે ( तत् एतत् वः पुरः दधे ) એ સર્વ તમારી સન્મુખ ધરી દઉં છું. ( ૨ )

( दिवः सहस्रधारे नाके एव ) દ્યુલોકની સહસ્રધારાઓથી યુક્ત સુખપૂર્ણ સ્થાનમાં ( ते असश्चतः मधुजिह्वाः समस्वरन् ) તેઓ નિશ્ચળ શાંત સ્વભાવવાળા અને મધુરભાષી લોકો બધા મળીને એક સ્વરથી કહે છે કે ( तस्य भूर्णयः स्पशः न निमिषन्ति ) તેને પકડવા માટે પાશ લીધેલા દૂતો કદી આંખો બંધ કરતા નથી. ( सेतवे पदे पदे पाशिनः सन्ति ) તેને બાંધવા માટે પગલે પગલે પાશ લઇને ઉભેલા છે. ( ૩ )

( वाजसातये वृत्राणि सक्षणिः ) અન્નદાન માટે પ્રતિબંધ કરનારા શત્રુઓને દૂર કરવાવાળા બનીને

---

ભાવાર્થ— સર્વથી પ્રથમ પ્રકટ થએલા બ્રહ્મને તેની પ્રકાશની મર્યાદાઓ દ્વારા જ્ઞાની જાણે છે અને તેજ જ્ઞાની ઉપમા દેવા યોગ્ય આકાશ સંચારી સૂર્યાદિ ગ્રહો અને નક્ષત્રો નિહાળીને સત્ અને અસત્‌નું મૂળ ઉત્પત્તિસ્થાનના વિષયમાં ઉપદેશ કરે છે. ( ૧ )

પ્રથમના જ્ઞાની પુરુષોએ જે જે પ્રશસ્ત કામો કર્યાં છે તેમનું સ્મરણ કરી એવાં કર્મો તમે કરો અને બાળ-બચ્ચાં અને વીરોને બચાઓ એજ તમારી પાસે પ્રાર્થના છે. ( ૨ )

પ્રકાશપૂર્ણ સ્વર્ગધામમાં રહેનારા શાંત અને મધુર સ્વભાવવાળા જ્ઞાની લોકો એક સુરથી કહે છે કે એ પ્રભુના દૂત કદી પણ આંખ બંધ કરતા નથી. પોતાની આંખો હંમેશાં ખુલ્લી રાખીને હાથમાં પાશ લઇને પાપીઓને બાંધવા માટે પગલે પગલે તત્પર રહે છે. ( ૩ )

જે લોકો અન્નદાન વગેરે પરોપકારના કાર્યોમાં વિઘ્નો ઉત્પન્ન કરે છે તેમને દૂર કરો, જે પ્રકારે શત્રુઓ પર જમીન

न्यु॑१ तेना॑रात्सीर॒सौ स्वाहा॑ ।
ति॒ग्मायु॑धौ ति॒ग्महे॑ती सु॒शेवौ॒ सोमा॑रुद्रावि॒ह सु मृ॑डतं नः ॥ ५ ॥
अ॒वै॑तेना॑रात्सीर॒सौ स्वाहा॑ ।
ति॒ग्मायु॑धौ ति॒ग्महे॑ती सु॒शेवौ॒ सोमारुद्रावि॒ह सु मृ॑डतं नः ॥ ६ ॥
अ॒पै॑तेना॑रात्सीर॒सौ स्वाहा॑ ।
ति॒ग्मायु॑धौ ति॒ग्महे॑ती सु॒शेवौ॒ सोमा॑रुद्रावि॒ह सु मृ॑डतं नः ॥ ७ ॥
मु॒मु॒क्तम॒स्मान्दु॒रि॒ताद॑व॒द्याज्जु॒षेथां॑ य॒ज्ञम॒मृत॑म॒स्मासु॑ धत्तम् ॥ ८ ॥
चक्षु॑षो हेते॒ मन॑सा हेते॒ ब्रह्म॑णो हेते॒ तप॑सश्च हेते ।
मे॒न्या मे॒निर॑स्यमे॒नय॒स्ते स॑न्तु ये॒३॑स्माँ अ॑भ्यघाय॑न्ति ॥ ९ ॥

---

(उपरि सु प्रधन्व) તેમને બધાને ચારે બાજુ દૂર ભગાડી દો કારણ કે (तत् द्विपः अर्णवेन अधि ईयसे) આપ શત્રુઓ પર સમુદ્ર પરથી પણ ચઢઇ કરી શકો છો અને તેથી જ (सनिस्रस नाम असि) આપનું નામ સનિસ્રસ અર્થાત ચઢાઇ કરવામાં કુશળ એ અર્થનું છે (त्रयोदशः मास इन्द्रस्य गृहः) તેરમો મહિને ઇન્દ્રનું ઘર છે (૪)

(नु एतेन असौ अरात्सीः) નિશ્ચયથી તેં આ પ્રકારે સિદ્ધિ પ્રાપ્ત કરી છે (स्वा-हाः) આત્મ-સર્વસ્વનું સમર્પણ જ સિદ્ધિનો માર્ગ છે. (तिग्मायुद्धौ तिग्महेती) તીક્ષ્ણ હથિયારવાળા અને તીક્ષ્ણ અસ્ત્રવાળા (सुसेवौ सोमारुद्रौ) ઉત્તમ સેવા કરવાને યોગ્ય સોમ અને રૂદ્ર (इह न मृडतं) અહીં અમને સુખી કરો. (૫)

(एतेन असौ अव अरात्सीः) આજ રીતથી તું આ સિદ્ધિ પ્રાપ્ત કરે છે (स्वाहा) ત્યાગ એજ સિદ્ધિનું મૂળ છે. (तिग्मायुधौ) ઉત્તમ શસ્ત્રાસ્ત્રવાળા વીરો અહીં બધાને સુખી કરો. (૬)

(एतेन असौ अप अरात्सीः) આજ રીતથી તું સિદ્ધિ પ્રાપ્ત કરે છે. (स्वाहा) ત્યાગ જ સિદ્ધિનું મૂળ છે. (तिग्मा०) ઉત્તમ શસ્ત્રાસ્ત્રધારી વીર અહીં બધાને સુખી કરો. (૭)

(अस्मान् अवद्यात् दुरितात् मुमुक्तं) અમો બધાને નિંદનીય પાપથી છોડવો. (यज्ञं जुषेथां) યજ્ઞનું સેવન કરો અને (अस्मासु अमृतं धत्तं) અમારામાં અમૃત ધારણ કરો. (૮)

હે (चक्षुषः हेते) આંખનાં આયુધો (मनसः हेते) હે મનનાં શસ્ત્રો! (ब्रह्मणः हेते) હે જ્ઞાનનાં આયુધો! અને (तपसः च हेते) તપનાં આયુધો (मेन्याः मेनिः असि) તું શસ્ત્રોનું શસ્ત્ર છે. (ये

---

માર્ગે ચઢાઇ કરી શકાય છે તેજ પ્રમાણે સમુદ્ર પરથી પણ દુશ્મનો પર ચઢાઇ કરવામાં તું કુશળ બન. તેરમો માસ પણ અન્ય મહિનાની જેમ ઇન્દ્રનું ઘર છે. (૪)

આ માર્ગથી પ્રત્યેકને સિદ્ધિ મળી શકે છે. પરોપકારને માટે આત્મસર્વસ્વનું સમર્પણ કરવું એજ સિદ્ધિનું મૂળ છે. ઉત્તમ શસ્ત્રાસ્ત્રધારી સેવા કરવાને યોગ્ય વીર આ પ્રમાણે અહીં બધા સુખી કરે. (૫) આ રીતથીજ દરેક માનવી સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. ત્યાગની ભાવના એજ સિદ્ધિનું મૂળ છે. સર્વ વીર પુરૂષો આજ માર્ગથી બધાને સુખી કરે. (૬) આ પ્રકારેજ સિદ્ધિ પ્રાપ્ત થઇ શકે છે. ત્યાગભાવ એજ સિદ્ધિનું મૂળ છે. સર્વ વીરો આજ માર્ગથી બધાને સુખી કરે. (૭) પાપથી દૂર રહો. પ્રશસ્ત સત્કાર્ય કરો અને અમરત્વ પ્રાપ્ત કરો. (૮)

योऽस्माँश्चक्षुषा मनसा चित्त्याकूत्या च यो अघायुरभिदासात् ।
त्वं तानग्ने मेन्यामेनीन् कृणु स्वाहा ॥ १० ॥
इन्द्रस्य गृहोऽसि ।
तं त्वा प्र पद्ये तं त्वा प्र विशामि सर्वगुः सर्वपूरुषः
सर्वात्मा सर्वतनूः सह यन्मेऽस्ति तेन ॥ ११ ॥
इन्द्रस्य शर्मासि ।
तं त्वा प्र पद्ये तं त्वा प्र विशामि सर्वगुः सर्वपूरुषः
सर्वात्मा सर्वतनूः सह यन्मेऽस्ति तेन ॥ १२ ॥
इन्द्रस्य वर्मासि ।
तं त्वा प्र पद्ये तं त्वा प्र विशामि सर्वगुः सर्वपूरुषः
सर्वात्मा सर्वतनूः सह यन्मेऽस्ति तेन ॥ १३ ॥

---

अस्मान् अभ्यघायन्ति ) જે અમોને સતાવે છે ( ते अ-मेनयः सन्तु ) તેઓ શસ્ત્રરહિત બને. (૯)

( यः यः अघायुः अस्मान् ) જે કોઇ પાપાચરણ કરનારો અમને ( चक्षुषा, मनसा, चित्त्या ) ચક્ષુઓ, મન, ચિત્ત ( च आकूत्या अभिदासात् ) અને સંકલ્પથી દાસ બનાવવાનો યત્ન કરે, હે અગ્નિ ! ( त्वं तान् मेन्या अ-मेनीन् कृणु ) તું તેમને તારા શસ્ત્રથી શસ્ત્રહીન બનાવ. ( स्वा-हा ) આત્મસર્વસ્વનું સમર્પણ એજ મુક્તિનો હેતુ છે. (૧૦)

( इन्द्रस्य गृहः असि ) તું ઇન્દ્રનું ઘર છે, ( सर्व-गुः ) હું સર્વ પ્રકારની ગતિથી યુકત, ( सर्व-पूरुषः ) સર્વ પુરુષાર્થ શક્તિથી યુકત, ( सर्व-आत्मा ) સર્વ આત્મબળથી યુકત, ( सर्व-तनूः ) સર્વ શારીરિક શક્તિઓથી યુકત ( यत् मे अस्ति तेन सह ) જે કાંઈ મારૂં છે તે સર્વ સાથે ( तं त्वा प्रपद्ये ) તેનાથી હું તને પ્રાપ્ત કરૂં છું અને ( तं त्वा प्रविशामि ) તેનાથી હું તારામાં પ્રવેશ કરૂં છું. (૧૧)

( इन्द्रस्य शर्म असि ) ઇન્દ્રનું તું આશ્રયસ્થાન છે. હું ( सर्व-गुः ) સર્વગતિ, પુરુષાર્થ શક્તિ, આત્મિકબળ અને શારીરિકશક્તિથી યુકત બનીને તથા જે કાંઇ મારી પાસે છે તે સાથે તને પ્રાપ્ત કરૂં છું, અને તારામાં આશ્રય લઉં છું. (૧૨)

( इन्द्रस्य वर्म असि ) ઇન્દ્રનું કવચ તું જ છે. હું સર્વગતિ પૌરૂષશક્તિ, આત્મિક અને શારીરિક બળથી યુકત થઇને તથા જે કાંઇ મારી પાસે છે તે સર્વ લઇને તને પ્રાપ્ત કરૂં છું અને તારામાં આશ્રય લઉં છું. (૧૩)

---

આંખ, મન, જ્ઞાન અને તપ એ મહાન્ શસ્ત્રાસ્ત્રો છે, આ અન્ય શસ્ત્રોનાં પણ શસ્ત્ર છે. એનાથી તે દુષ્ટોને શસ્ત્રહીન કર કે જે પોતાના બળથી બીજાઓને સતાવે છે. (૯)

જે કોઇ પાપી આતતાયી ચક્ષુ, મન, ચિત્ત અથવા સંકલ્પથી બીજાને દાસ બનાવવાનો પ્રયત્ન કરશે, તેમને તું એ શસ્ત્રોથી શસ્ત્રહીન કર. આ માર્ગમાં આત્મસર્વસ્વનું સમર્પણ એજ બંધમુક્ત થવાનો એક ઉપાય છે. (૧૦)

इन्द्र॑स्य॒ वरू॑थमसि ।
तं त्वा॒ प्र प॑द्ये॒ तं त्वा॒ प्र वि॑शामि॒ सर्व॑गुः॒ सर्व॑पूरुषः
सर्वा॑त्मा॒ सर्व॑तनूः स॒ह यन्मेऽस्ति॒ तेन॑ ॥ १४ ॥

( इन्द्रस्य वरूथं असि ) ઇન્દ્રની તું ઢાલ છે. સર્વગતિ પૌરૂષશક્તિ, આત્મિક અને શારીરિકબળથી યુક્ત થઇને તથા જે કાંઇ મારૂં છે તે સર્વ સાથે તને પ્રાપ્ત કરૂં છું, અને તારામાં આશ્રય લઉં છું. ( ૧૪ )

સર્વગતિ, સર્વ પુરૂષાર્થશક્તિ, સર્વ આત્મિકબળ અને સંપૂર્ણ શારીરિકબળોની સાથે તથા અન્ય જે કાંઇ મારૂં કહેવા યોગ્ય છે તેને સાથે લઇને પ્રભુને શરણે જાઉં છું. તેના ગૃહમાં પ્રવેશ કરૂં છું અને ત્યાં જ રહું છું, એજ અમારા બધા માટે સાચું ઘર અને સર્વ માટે સુરક્ષિત સ્થાન છે. ( ૧૧-૧૪ )

# બ્રહ્મપ્રાપ્તિનો માર્ગ

આ સૂક્તનો પહેલો મંત્ર ( કાં. ૪।૧।૧ ) ચોથા કાંડનો પ્રથમ સૂક્તનો પહેલો મંત્ર છે. તથા આ સૂક્તનો દ્વિતીય મંત્ર ચતુર્થ ( કાં. ૪।૭।૭ કાંડમાં ) સપ્તમ મંત્રનો સપ્તમ મંત્ર છે. તે મંત્રોના અર્થ, ભાવાર્થ અને સ્પષ્ટિકરણ પાઠક ત્યાંજ જોઇ લે.

તો પણ દ્વિતીય મંત્ર કાં. ૪।૭।૭ માં છે તથાપિ તે મંત્ર ત્યાં વિષ દૂર કરવાના ઔષધિ પ્રકરણમાં છે. તેથી પ્રકરણાનુસાર ત્યાં ઔષધિ પ્રકરણનો સામાન્ય અર્થ દર્શાવે છે. પરંતુ આ બ્રહ્મવિદ્યા અને આત્મોન્નતિનું પ્રકરણ છે. તેથી આ પ્રકરણમાં એનો અર્થ આ પ્રકરણને અનુકૂળ થશે અને એમ કરવા માટે શબ્દોનો તેજ અર્થ લઇને અર્થ જોવો જોઇએ. કારણ કે આ સામાન્ય અર્થનો જ મંત્ર છે અને આવા મંત્રો ભિન્ન-ભિન્ન પ્રકરણોમાં આવવા છતાં ત્યાંના યોગ્ય અર્થ બતાવી શકે છે. જેવી રીતે કોઇએ પોતાના અનુયાયીઓને કહ્યું કે, " તમે તૈયાર થઇ જાઓ. " તો આ સામાન્ય સૂચના મળતાં જ દરેક શાખાના કાર્યકર્તા પોતપોતાના કર્તવ્યકર્મમાં તત્પર થવાનો આશય સમજી લે છે, અને આ આદેશાનુસાર બ્રાહ્મણ પોતાના જ્ઞાનકર્મમાં, ક્ષત્રિય પોતાના યુદ્ધકર્મમાં, વૈશ્ય પોતાના વ્યાપાર-વ્યવહારના કાર્યમાં તથા શૂદ્ર પોતાની કારીગરીના કાર્યમાં પોતાની સિદ્ધતા કરી શકે છે. એકજ સામાન્ય આજ્ઞા ભિન્ન-ભિન્ન શ્રોતાઓમાં ભિન્ન-ભિન્ન કાર્ય માટે પ્રેરણા આપી શકે છે. તેજ પ્રમાણે આ મંત્રની સામાન્ય આજ્ઞા પૂર્વોક્તસ્થાન ( કાં. ૪।૭।૭ ) પર ઔષધિ પ્રયોગના કાર્યની પ્રેરણા આપે છે, જ્યારે અહીં ઉપાસના યોગની પ્રેરણા આપે છે. પાઠક તેનો વિચાર કરીને આ સામાન્ય મંત્રનું મહત્ત્વ જાણી શકે છે.

પ્રથમ મંત્રનો વિસ્તૃત અર્થ અને સ્પષ્ટીકરણ ચતુર્થ કાંડના સૂ. ૧ મં. ૧ ની વ્યાખ્યાઓમાં પાઠકગણ જોઇ શકશે. આ પ્રથમ મંત્રનો એ આશય છે– " બ્રહ્મ સર્વથી પ્રથમ પ્રકટ થએલા છે. તેના પ્રકાશની જ્યાં મર્યાદા હોય છે, તે

નિહાળીને જ્ઞાની આ બ્રહ્મને જાણી શકે છે. અજ્ઞાની સૂર્યાદિ તેજસ્વી પદાર્થોનું અદ્‌ભૂત તેજ જોઇ અને તેને ઉપમા આપવા યોગ્ય છે એવો અનુભવ કરીને, આ કલ્પના ઉપલક્ષથી મૂળ ઉત્પત્તિસ્થાનની બાબતમાં નિશ્ચિત જ્ઞાન પ્રાપ્ત કરીને તેનો ઉપદેશ આપી શકે છે. ( મં. ૧ ) "

જેવી રીતે સૂર્યનો પ્રકાશ કોઇ પણ પદાર્થપર પડવાથી અર્થાત્ તેના પ્રકાશની મર્યાદા બંધાઇ જવાથી જોઇ શકાય છે, જો મર્યાદા ન હોય તો સૂર્યનો પ્રકાશ જોઇ શકાય નહિ, એજ પ્રમાણે પરમાત્માના પરમ તેજનો અનુભવ પણ સૂર્યાદિ વિવિધ કેન્દ્રોમાં તેની મર્યાદા હોવાથી જ થાય છે. અર્થાત્ જો જગત ન ઉદ્‌ભવે તો પરમાત્માના અદ્‌ભૂત સામર્થ્યનો અનુભવ કેવી રીતે થઇ શકે. પરમાત્મા પરમ તેજસ્વી છે, સર્વથી પ્રથમ અનાદિકાળથી પ્રકાશિત થઇ રહ્યો છે. આ બધું સત્ય છે. તો પણ સૂર્યચંદ્રાદિ કેન્દ્રોમાં તેના પ્રકાશની અંતિમ સીમા વ્યક્ત થઇ રહી છે તેથી જ તેના સામર્થ્યનું જ્ઞાન થઇ શકે છે. જે પ્રમાણે ઘરના ઓરડામાં બળતા દિવાનો પ્રકાશ ઓરડાની દિવાલો પર પડે છે અને તેથી જ નજરે પડે છે, જો દિવાલ તેને અટકાવવાને ત્યાં ન હોત તો તેને આપણે જોઇ શકત નહિ. તેજ પ્રમાણે આ વિશ્વના ઘરરૂપી ઓરડામાં પરમાત્મારૂપી દીપ ચમકી રહ્યો છે. અગ્નિ, સૂર્યચન્દ્ર આદિ દેવતાઓરૂપી દિવાલોપર તેનો પ્રકાશ પડીને મર્યાદિત થયો છે અને તે મર્યાદાથીજ તેની શક્તિનું જ્ઞાન થાય છે. બ્રહ્મપ્રાપ્તિના માર્ગની આ એક સીડી છે.

વિશ્વમાં પરમાત્માની શકિતનું કાર્ય જોઇને સદસત્‌નું મૂળ વગેરે કારણોને જાણવાં જોઇએ. જ્ઞાની, કવિ, સંત જ આ પ્રકારે પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે અને તેના સંબંધે સત્ય ઉપદેશ કરી શકે છે.

આ પ્રથમ મંત્રનો આશય છે. ત્યાર પછી દ્વિતીય મંત્રમાં કહ્યું છે કે– "પૂર્વકાળના જ્ઞાની ભદ્રપુરૂષોએ જે પ્રકારે ઘણાં જ પ્રશસ્ત કર્મ કર્યાં હતાં, એજ પ્રમાણે તું પણ પ્રશસ્તતમ કાર્ય કર. તારા બાળ–બચ્ચાં અને વીરોનું રક્ષણ કર, અને તેમની ઉન્નતિ કર, આજ તને ખરો ઉપદેશ આપવાનો છે. ( મં. ૨ ) " તારી સન્મુખ એજ આદર્શ રહે કે જે પ્રાચીન કાળના શ્રેષ્ઠપુરૂષોએ પોતાની સામે રાખ્યો હતો. આ પ્રમાણે પ્રાચીનકાળના શ્રેષ્ઠપુરૂષોનાં જીવનચરિત્ર પણ તું તારી સમક્ષ રાખ અને તેમના જેવો બનવાનો પ્રયત્ન કર. તેમણે પરમાર્થસાધન કરતાં કરતાં પણ સંસારયાત્રા કેવી રીતે ચલાવી, પરમાત્માની ભક્તિ કરતાં કરતાં પણ પોતાનાં બાળ બચ્ચાંઓની ઉન્નતિ કઇ રીતે કરી, પોતાનાં સંતાનોને વિનાશથી કેવી રીતે બચાવ્યાં, ઇત્યાદિ બાબતો તેમનાં ચરિત્રોમાંથી મનન કરી એ વાતોને તારા પોતાના જીવનમાં ઢાળી દે અને એના જેવું આચરણ કરીને તારી પોતાની ઉન્નતિનું સાધન બનાવ. આ ઉપદેશ આ દ્વિતીય મંત્રદ્વારા પ્રાપ્ત થાય છે. આ સામાન્ય વ્યવહારનો મંત્ર વૈદ્યક પ્રકરણમાં વૈદ્યકનો વ્યવહાર ઉત્તમ બનાવવાની પ્રેરણા આપે છે, જ્યારે અહીંયાં આત્મોન્નતિના પ્રકરણમાં સંસારની સાથે પરમાર્થનું સાધન કેવી રીતે થાય તેની પ્રેરણા આપી રહ્યો છે પાઠક આ પ્રમાણે એકજ સામાન્ય મંત્રનું મહત્ત્વ સમજે અને વેદોની આ અદ્‌ભુત શૈલીનો અનુભવ કરે.

આ બે મંત્રોનો આ પ્રમાણે ગુહ્ય અર્થ સમજાવ્યા પછી હવે તૃતીય મંત્રનું મનન શરૂ કરીએ.

## સ્વર્ગના મહાન સંતોની ઘોષણા

જેઓને સ્વર્ગસુખોનાં અનુભવ પ્રાપ્ત થયો છે તેવા સંત–મહંતોએ જનતાને કલ્યાણ માટે જે ઉપદેશ કર્યો છે તે ઉપદેશ આ તૃતીય મંત્રમાં આપવામાં આવ્યો છે.

**ते असश्चतः मधुजिव्हाः सहस्रधारे दिवो नाके समस्वरन् ॥ ३ ॥**

" તેઓ સ્થિરવ્રત, મધુર ભાષણ કરવાવાળા, સહસ્ર-ધારાઓમાં *જ્યાં અમૃત પ્રાપ્ત થઇ શકે છે એ દ્યુલોકના* સ્થાનનો અનુભવ લેનારા સંત–મહંત એક સ્વરથી આ ઉપદેશ આપે છે. " અર્થાત્ તે લોકો જનતાના ભલા માટે એક સ્વરથી નીચે લખેલો ઉપદેશ આપે છે—

***तस्य भूर्णय स्पशः न निमिषन्ति ।***
**सेतवे पदे पदे पाशिनः सन्ति ॥ ( मं. ३ )**

" તે પરમાત્માના દૂતો દુષ્ટોને પાશોથી બાંધનારા આંખો કદી બંધ કરતા નથી. અર્થાત્ લોકોના પુણ્ય–પાપોને ખુલ્લી આંખોથી સદાને માટે જોતા રહે છે. પાપીઓને પાશથી બાંધવા માટે પોતાના પાશો સહિત સર્વ જગતમાં દરેક સ્થાનમાં સદા તૈયાર રહે છે. " અર્થાત્ તેમની દૃષ્ટિમાંથી કોઇ પાપી કદી પણ બચી શકતો નથી દરેક પાપીને તેના પાપ–ભોગ પ્રમાણે દંડ દેવાને તત્પર રહે છે, અને અવશ્ય તે

પાપીને બંધનમાં નાંખે છે. આથી કોઇ પાપી એમ ન સમજે કે પાપ કરીને હું પરમાત્માના દંડમાંથી બચી જાઉં. પગલે પગલે પરમાત્માના દૂતો પોતાની આંખો ખુલ્લી રાખીને ઉભા છે. તેઓ તત્કાળ પાપીને પકડે છે. આ દૂતોનો તેને પકડવાનો પ્રબંધ એટલો બધો પૂર્ણ છે કે પાપીને ઘણીવાર એમ જ થાય છે કે પોતે તદ્દન સ્વતંત્ર છે, પરંતુ ખરૂં જોતાં તે સંપૂર્ણ–પણે બંધનમાં છે. પરમાત્માનો એટલો અદ્દભુત પ્રબંધ છે. તેથી સર્વ મનુષ્યોએ એ સમજવું જોઇએ કે ઉચિત ધર્માનુકૂલ વ્યવહાર દક્ષતાથી કરવાનો પ્રયત્ન તેમણે કરવો જોઇએ. પાપથી બચે અને આ પ્રકારના સાવધાન આચરણથી પરમાત્માના તે ગુપ્તચરોથી બચી જાય. એવો કોઇ સંભવ નથી કે કોઇ છૂપે ખૂણે પાપ કરે અને તે પાપ છુપું રહે. આ કારણસર વિશેષ સાવધાની રાખવાની આવશ્યકતા છે. જે મનુષ્ય પુણ્યમાર્ગ પર ચાલનારો હશે તો તેની ઉત્તમ રક્ષા પણ ઇશ્વરના એજ દૂતો તેટલી જ સાવધાનીથી કરે છે અને તેટલા માટે જ પુણ્યાત્માને કદી પણ કોઇનો ડર હોતો નથી.

જે પાઠક આ મંત્રનો ઉત્તમ પ્રકારે વિચાર કરશે અને તે પ્રમાણે પોતાનું આચરણ રાખશે તો અવશ્ય તે સુધરી જશે, એમાં જરા પણ સંદેહ નથી. જો આત્મિકશક્તિનો વિકાસ કરવાની પાઠકોની ઇચ્છા હશે તો તેમને માટે પરિશુદ્ધ આચરણની અત્યંત આવશ્યકતા છે. આ ઉપદેશ આ મંત્રદ્વારા ઉત્તમ રીતે મળી રહે છે.

### શત્રુઓને નસાડવા

ચતુર્થ મંત્રમાં શત્રુઓના લક્ષણનું વર્ણન કરીને એવા શત્રુઓને દૂર કરવાનો ઉપદેશ આપેલો છે. " વૃત્ર " શબ્દનો અર્થ અહીં શત્રુવાચક થાય છે. જે ઘેરે છે, જે ચારે તરફથી પ્રતિબંધ ઉત્પન્ન કરે છે. વિશેષતઃ ( **वाज-सातये** ) અન્નદાન આદિ પરોપકારના કૃત્યોમાં અડચણ ઉભી કરે છે. તે શત્રુ છે. પાઠક જો વિચાર કરશે કે આ અડચણો ઉભી કરનારા તેના શત્રુઓ કોણ છે, તો તેને તેમનો પત્તો જરૂર મળી આવશે. ધાર્મિક, સામાજિક, રાષ્ટ્રીય, વૈયક્તિક અથવા સાંઘિક રૂકાવટો ઉત્પન્ન કરનારા અનેક શત્રુઓ વિદ્યમાન છે, તેમને દૂર કરીને પોતાની ઉન્નતિનો માર્ગ ખુલ્લો કરવાની આવશ્યકતા છે. એવા શત્રુઓને ( **परि सु प्रयन्च** ) બધી બાજુથી ઉત્તમ પ્રકારે પ્રબંધ કરી વિશેષ રીતિથી દૂર નસાડી દો. તમારી પાસે તેમને ચોભવા ન દો. શત્રુઓ પર ચઢાઇ જમીન પરથી તેમજ સમુદ્ર પરથી એમ બન્ને રીતે થઇ શકે છે, તેમજ ઉપરથી પણ થઇ શકે છે, તેમજ બીજી પણ અનેક રીતિઓ હોઇ શકે. અહિ તાત્પર્ય રીતોનું વર્ણન કરવાનું નથી. ગમે તે રીત હોય પણ તેને આચરણમાં મૂકી દુશ્મનોને દૂર કરી પોતાની ઉન્નતિનો માર્ગ ખુલ્લો કરી દેવો જોઇએ. પ્રતિબંધ રહિત માર્ગ થવો એનોજ અર્થ મુક્તિ છે. તેનો માર્ગ આ મંત્રથી બતાવ્યો છે. માર્ગ તો આધ્યાત્મિક મુક્તિ માટે તેમજ સામાજિક તથા રાષ્ટ્રિય મુક્તિ માટે પણ અત્યંત ઉપયુક્ત છે.

### સિદ્ધિનો માર્ગ

શત્રુઓનો પ્રતિબંધ દૂર કરવો. પોતાનો માર્ગ પ્રતિબંધ રહિત કરવો અને સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો ઉપદેશ આ ચાર મન્ત્રોમાં પહેલાં ગણાવ્યા પ્રમાણે કરવામાં આવ્યો છે. હવે વિચાર એ છે કે એવી સિદ્ધિ કયા પ્રકારે થઇ શકે. આ શંકાના સમાધાન માટે કહ્યું છે કે—

**एतेन त्वं अतरासीः** ( મં. ૫ )
**एतेन त्वं अतरासीः** ( મં. ૬ )
**एतेन त्वं अतरासीः** ( મં. ૭ )

" આ માર્ગથી જ તું સિદ્ધિ પ્રાપ્ત કરી શકીશ " અર્થાત્ પૂર્વોક્ત ચાર મંત્રોમાં જે ધર્મ માર્ગ કહ્યો છે તેનું આચરણ કરવાથી જ મનુષ્યને સિદ્ધિ મળી શકે છે. ચાર મંત્રોમાં જે ધર્મ કહ્યો છે તેનું સંક્ષિપ્ત સ્વરૂપ આવું છે- " ( ૧ ) પરમેશ્વરની ભક્તિ કરવી. ( ૨ ) શ્રેષ્ઠ પુરૂષોનો આદર્શ આપણી સન્મુખ રાખવો. ( ૩ ) પાપનો ભય ધારણ કરવો. ( ૪ ) અને પ્રતિબંધક વિઘ્ન અથવા શત્રુને દૂર કરવો. " ઉન્નતિના આ ચાર સૂત્ર છે. તેમનું આચરણ કરવાથી મનુષ્યની ઉન્નતિ થઇ શકે છે. આ ઉન્નતિમાં એક વાતની ખાસ આવશ્યકતા છે અને તે છે " સ્વાહા " કરવું. સ્વાહા કરવાનો અર્થ હવે જોઇએ—

### સ્વા–હા કરો

આ સૂક્તમાં મંત્ર ૫ થી ૭ સુધીના ત્રણ તથા દસમા મંત્રમાં એકવાર એમ કુલ ચાર વખત " **स्वाहा** " શબ્દ આવ્યો છે. તેથી આ સૂક્તમાં અનેકવાર અને વારંવાર સ્વાહા આવવાથી તેનું મહત્વ આ સૂક્તોક્ત સિદ્ધિમાં અધિક છે. તેથી સ્વાહા શબ્દનો અર્થ જોવો જોઇએ.

( **स्व** ) પોતાનું સર્વસ્વ ( **हा** ) ત્યજી દેવું તેનું નામ સ્વાહા છે. પોતાના અધિકારમાં જે તન, મન, ધન વગેરે છે તે બધું જનતાની ભલાઇ માટે સમર્પણ કરવં તેનં નામ

સ્વાહા કરવું છે. પોતાની શક્તિમાત્ર પોતાના ભોગ વિલાસ વધારવામાં ખર્ચ ન કરતાં સર્વ જનતાની ભલાઈ કરવાના પ્રશસ્તતમ કાર્ય કરવામાં તેનો વ્યય કરવાનું સ્વાહા શબ્દથી સૂચિત કરવામાં આવે છે. તેને લીધે જ યજ્ઞના હવનમાં સ્વાહા શબ્દનો ઉચ્ચાર કરવામાં આવે છે. તેનો અર્થ એવો થાય કે યજ્ઞમાં આપેલી આહુતિ બીજાની ઉન્નતિ માટે આપી છે. તેથી હું મારો પોતાનો ભોગ વધારવા ઇચ્છતો નથી. યજ્ઞ ખરેખર આપણને આજ શીખવે છે. દ્રવ્યયજ્ઞ, વિદ્યાયજ્ઞ, જ્ઞાનયજ્ઞ આદિ અનંત યજ્ઞો છે. તેનો અર્થ જ એ છે કે દ્રવ્ય, જ્ઞાન આદિ પરોપકારાર્થે સમર્પણ કરવું અને તેને માત્ર પોતાનો જ ભોગ વધારવામાં ખર્ચ ન કરવું, પરોપકારને માટે આત્મ-સર્વસ્વનું સમર્પણ કરવું તેનું નામજ સ્વાહાકાર છે. આ સ્વાહાકાર કરવાથી જ આ સૂક્તમાં પરમ ઉચ્ચસિદ્ધિ પ્રાપ્ત થઇ શકે છે તેથી આ સ્વાહાકાર જેટલો વધારે થશે તેટલી સિદ્ધિ વધારે થશે. સિદ્ધિને માટે આ સ્વાહાકારની અત્યંત આવશ્યકતા છે. મં. ૫-૭ સુધીના ત્રણ મંત્રોમાં ત્રણ વખત એકી વખત એકી સાથે કહેવાથી આ આત્મસમર્પણનું અત્યંત મહત્વ સિદ્ધ થાય છે. પાઠક પણ તે જોઇ શકશે કે જગતમાં પણ ત્યાગ કરનારની જ વિશેષ પ્રતિષ્ઠા થાય છે, નહિ કે સ્વાર્થી મનુષ્યની અર્થાત્ સ્વાર્થત્યાગ જેવી રીતે જગતના વ્યવહારમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા માટે આવશ્યક છે, તેજ પ્રમાણે પરમાર્થસાધન માટે પણ આવશ્યક છે.

## સોમ અને રૂદ્ર

જગતમાં શાંતિ અને ઉગ્રતા વધારનારી બે શક્તિઓ છે. તેમનાં " સોમ-રૂદ્ર, અગ્નિ-સોમ, ઇન્દ્ર-સોમ " એવાં નામો વેદમાં આવી ગયાં છે. સોમશક્તિ જગતમાં શાંતિકારક છે અને રૂદ્ર શક્તિ ઉગ્રતા વધારનારી છે. પ્રત્યેક સ્થાનમાં આ બન્ને શક્તિઓ કામ કરે છેજ, કદાચ એક ઓછી હોય તો બીજી પ્રબળ હોય છે. જે પ્રબળ હોય છે તેનો પ્રભાવ વધારે હોય છે અર્થાત્ જો કોઇનામાં સોમશક્તિનો પ્રભાવ વધારે હશે તે પુરૂષ શાંત, ગંભીર, વિવેકી, વિચારી હશે. તથા જેનામાં રૂદ્રશક્તિનો પ્રભાવ વધારે હશે તે પુરૂષ શૂર, વીર, યુદ્ધપ્રિય, ક્રૂર અથવા કઠોર હશે. આ પ્રમાણે મનુષ્યની સ્વાભાવિક પ્રવૃત્તિ જોવાથી તરતજ સમજાઇ જાય કે તેનામાં કઇ શક્તિ વિશેષ પ્રબળ છે અને કઇ ન્યૂન છે.

જે પ્રમાણે વ્યક્તિમાં સોમ અથવા રૂદ્રશક્તિની ન્યૂનાધિકતા હોય છે તેજ પ્રમાણે સમાજમાં અથવા જાતિમાં પણ સોમ યા રૂદ્રશક્તિની ન્યૂનાધિકતા હોય છે. આજ કારણથી બ્રાહ્મણ અને ક્ષત્રિય એ વર્ણો શાંત સ્વભાવવાળા અને ઉગ્ર-સ્વભાવવાળા બને છે. બ્રાહ્મણની શાંતિ અને ક્ષત્રિયની ઉગ્રતા એજ કારણથી સુપ્રસિદ્ધ છે. માટે સોમારુદ્રૌ એ દેવતાવાચક શબ્દથી આદર્શ બ્રાહ્મણ-ક્ષત્રિયોનો બોધ થાય છે.

મંત્ર ૫-૭ સુધીના ત્રણે મંત્રોમાં સોમારુદ્રૌ દેવતા છે. " આ બન્ને દેવતાઓ અમને સુખી બનાવે " એવી પ્રાર્થના આ ત્રણ મંત્રોમાં છે. વ્યક્તિમાં જે શાંતિ અથવા ઉગ્રતા હોય છે તે તેના હિત માટે સહાયક બને અર્થાત્ મનુષ્યની શાંતિ તેને શિથિલ બનાવનારી ન હોવી જોઇએ અને મનુષ્યની ઉગ્રતા તેને હિંસક ન બનાવે એ અર્થ અહિં લેવો વધારે ઉચિત લેખાય. સમાજમાં પણ શાંતિપ્રિય બ્રાહ્મણ અને યુદ્ધપ્રિય ક્ષત્રિય પરસ્પર સહાયકારી બની પરસ્પરની ઉન્નતિ કરીને સાથે-સાથે રાષ્ટ્રનો ઉદ્ધાર કરનારા પણ બનો. આ પ્રમાણે મનુષ્યની ઉન્નતિ થતી રહે, બધાનું સુખ વધતું રહે અને કોઈ પણ હીન અથવા દીન ન બને. ઉપર વર્ણવેલી રીતિઓથી મનુષ્ય ત્યાગભાવથી અને આત્મસમર્પણથી યુક્ત બનીને શાંતિ તથા ઉગ્રતાથી યોગ્ય સહાયતા લેતાં-લેતાં સિદ્ધિને પ્રાપ્ત કરે, આહેતુ આ ત્રણ મંત્રોનો છે. પાઠક આ મંત્રોનો વિચાર કરશે તો તેમના ધ્યાનમાં આ વાત જરૂર આવી શકશે કે કઇ રીતે સ્વાર્થત્યાગ અને આત્મસમર્પણપૂર્વક આત્મોન્નતિના માર્ગનું અવલંબન કરીને મનુષ્ય ઉન્નતિ પ્રાપ્ત કરી શકે છે. આ ત્રણ મંત્રોનો આશય જ ભિન્ન-ભિન્ન શબ્દો દ્વારા અષ્ટમ મંત્રમાં કહેલો છે. આ આઠમા મંત્રના ત્રણ ભાગ છે-

## ત્રણ ઉપદેશ

१ अवद्यात् दुरितात् अस्मान् मुमुक्तम् । ( મં. ૮ )

२ यज्ञं जुषेथाम् । ( મં. ૮ )

३ अस्मासु अमृतं धत्तम् । ( મં. ૮ )

" ( ૧ ) નિંદ્ય પાપાચરણથી અમોને મુક્ત કર, ( ૨ ) યજ્ઞનું સેવન કર, ( ૩ ) અમારામાં અમૃતને ધારણ કરો. " આ ત્રણ ઉપદેશ અષ્ટમ મંત્રમાં છે. પાપાચરણથી દૂર રહેવું. આત્મસમર્પણરૂપ યજ્ઞ કરવો અને અંતમાં અમૃતને પ્રાપ્ત કરવું. આ ત્રણ ઉપદેશ છે, જે પૂર્વે આપેલા મંત્રનો સાર છે. અત્યાર સુધી આ સૂક્તમાં જે ઉપદેશ આપવામાં આવ્યો છે તેનો સાર આ ત્રણ મંત્ર ભાગમાં આવી ગયો છે. " પાપથી

બચવું, સત્કર્મ કરવું અને મૃત્યુને દૂર કરીને અમૃતને પ્રાપ્ત કરવું" બધા ધર્મના નિયમ આ ત્રણ મંત્ર ભાગમાં સંમિલિત થએલા છે અમૃત પ્રાપ્ત કરવું એ મનુષ્યોનું સાધ્ય છે. તેનું સાધન યજ્ઞ અર્થાત્ સત્કર્મ કરવું છે અને પાપાચરણ ન કરવું એ નિષિદ્ધ કર્મનો નિષેધ છે, આ પ્રમાણે આ ત્રિવૃત્તયજ્ઞ અથવા ત્રિકર્મ કરવાનું છે" કદાચિત બીજું કાંઇ પણ સિદ્ધ ન થાય તો પણ આ ઉપદેશ મનુષ્યના મનમાં સ્થિર થઇ જાય તો તેનો બેડોપાર થઇ શકે છે કેટલા વ્યાપક મહત્વનો ઉપદેશ કેટલા થોડા શબ્દોમાં વેદે અહીં આપેલો છે તેનો વિચાર પાઠક કરશે તો તેને આ ઉપદેશોનું મહત્વ સમજાઇ શકાશે

## શસ્ત્રોનું શસ્ત્ર

શત્રુઓને દબાવીને દૂર કરવાનો ઉપદેશ પહેલાં ઘણીએ વખત આપ્યો છે તેનું પાલન કરવા માટે શત્રુઓના શસ્ત્રાસ્ત્રોની અપેક્ષાથી આપણાં પોતાના શસ્ત્રાસ્ત્રો વધારવાની આવશ્યકતા રહે છે આપણા શસ્ત્રાસ્ત્રો જોઇને શત્રુ પણ પોતાનાં શસ્ત્રાસ્ત્રો વધારતા રહે છે આ પ્રમાણે બન્નેનાં શસ્ત્રાસ્ત્રો જો વધતાં રહે તો તે એટલા બધાં વધી જાય કે તેની કાંઇ પરિમિતિ રહે નહિ ત્યાર પછી જે રાષ્ટ્ર અત્યધિક શસ્ત્રાસ્ત્રોથી સજ્જીત હોય તેનું નિયમન કઇ રીતે કરી શકાય, એ પ્રશ્ન વિચારવંત મનુષ્યની સામે ઉપસ્થિત થાય છે તે પ્રશ્નનો ઉકેલ નવમા મંત્રમાં આપેલો છે—

**चक्षुष॰ मनसः ब्रह्मण॰ तपस हेतिः मेन्या मेनि** (મં ૯)

" આંખ, મન, જ્ઞાન, તપ જેવાં જે શસ્ત્રો છે તે શસ્ત્રોનાં પણ શસ્ત્રો છે" અર્થાત્ સાચાં શસ્ત્રોથી કેટલીએ ગણી શક્તિ તેમનામાં છે તેમનામાં જે આત્મિકબળ હોય છે, તેનાથી તેઓ શસ્ત્રાસ્ત્રોના બળથી કેટલાએ ગણા અધિક સમર્થ બળવાન હોય છે આથી શસ્ત્રાસ્ત્રોના પાશવીબળનો પ્રતિકાર નેત્ર-મન જ્ઞાન તપરૂપી આત્મિકબળવાળી આધ્યાત્મિકશક્તિઓથી થઇ શકે કેવળ દષ્ટિક્ષેપથી, કેવળ મનની ઇચ્છાથી, કેવળ જ્ઞાનના યોગથી અથવા તપના પ્રભાવથી પાશવીશસ્ત્રોનો પ્રતિકાર કરી શકાય છે લોઢાના શસ્ત્રાસ્ત્ર ક્ષત્રિયોનાં છે જ્યારે આ આત્મિકબળ બ્રાહ્મણોનું છે. વિશ્વામિત્રનાં પાશવીશસ્ત્ર તપસ્વી વસિષ્ઠની ઇચ્છાશક્તિની સામે વ્યર્થ સિદ્ધ થયાં એ ઐતિહાસિક કથા અહીં બરાબર લાગુ પડી શકે છે

## પાશવીબળનો આત્મિકબળથી પ્રતિકાર

પાશવીબળ જેની પાસે વધે છે તે પોતાના સુખને વધારવા માટે બીજાઓ પર અત્યાચાર કરે છે આ કારણથી તે (अघ+आयु) જેની આયુ પાપમય થઇ ચૂકી છે એવો પાપી બને છે જે પ્રકારે એક પાપી વ્યક્તિ બીજાપર અત્યાચાર કરે છે તેજ પ્રકારે પાશવીશસ્ત્રાસ્ત્રોથી યુક્ત એક પાપી રાષ્ટ્ર પણ બીજા રાષ્ટ્રોપર અત્યાચાર કરે છે, તેથી તેને પણ "अघ-आयु" અર્થાત પાપીજીવનવાળું રાષ્ટ્ર કહેવાય છે, તેનું વર્ણન આ છે—

**ये अस्मान् अभ्यघायन्ति । (મં ૯)**
**यो अघायु अस्मान् अभिदासात् (મં ૧૦)**

" જે અમને ચારે બાજુથી પાપાચરણથી દુઃખ દે છે, જે પાપી અમને દાસ બનાવવા ચાહે છે અથવા અમારા સર્વસ્વનો નાશ કરવા ચાહે છે" આ મંત્રોમાં પાશવી અત્યાચારોનાં સ્વરૂપ બતાવ્યાં છે. (૧) એક તો એ છે કે બીજાનો ઘાત પાપ-પુણ્યનો વિચાર કર્યા વગર કરવો. (૨) અને બીજો એ છે કે બીજાના સર્વસ્વનો નાશ કરવો આ પાશવી અત્યાચારના સ્વરૂપ છે જગતમાં પ્રવર્તતી બધી ગુનામી અને લોકોના બધા દુઃખનું મુખ્ય આજ કારણ છે પાઠક જગતના ઇતિહાસમાં દષ્ટિક્ષેપ કરશે તો તેને જણાઇ આવશે કે "એક બળવાન બીજા નિર્બળને પોતાની પેટપૂર્તિ માટે હજમ કરી રહ્યો છે" આજ પાશવી અત્યાચાર છે. આ બળવાનનાં શસ્ત્રાસ્ત્રોને નિર્બળ બનાવવાનો એક માત્ર કેવળ ઉપાય આત્મિકબળનો જ છે—

**चक्षुषा, मनसा, चित्या, आकूत्या, मेन्या तान् अमेनीन् कृणु । (મં. ૧૦)**
**ब्रह्मण॰ तपस॰ च मेन्या ते अमेनय सन्तु (મં. ૯)**

" આંખ, મન, ચિત્ત અને સંકલ્પરૂપી શસ્ત્રોથી તે અત્યાચારી શત્રુઓને શસ્ત્ર રહિત બનાવો. જ્ઞાન અને તપના શસ્ત્રથી તેને શસ્ત્રહીન બનાવો"

અર્થાત્ પાશવીશસ્ત્રોનો સામનો આવા આત્મિકબળથી કર તારૂં મન, આંખ, ચિત્ત, સંકલ્પ, જ્ઞાન અને તપ એજ આત્માના શસ્ત્રો છે તેમને તું તેજસ્વી બનાવ અને લોઢાનાં શસ્ત્રોનો તેનાથી પ્રતિકાર કર તમારામાં આ આત્મિકબળ જેટલા પ્રમાણમાં વૃદ્ધિ પામશે તેટલા પ્રમાણમાં શત્રુઓનું પાશવીબળ સત્વહીન અને લુલું-પાંગળું બની જશે.

પાશવીશક્તિવાળાનો સામનો કરવાનો આજ સનાતન માર્ગ છે. આજ માર્ગથી વસિષ્ઠે વિશ્વામિત્રનો અને પ્રહ્લાદે હિરણ્યકશ્યપુનો સામનો કર્યો હતો. આ આત્મિકબળના માર્ગથી અન્તમાં નિસંદેહ વિજય થશેજ. સર્વથી પ્રભાવશાળી આ આત્મિક બળ છે. જેઓ પાશવીબળવાળા છે તેઓ પોતાના લોહશસ્ત્રાસ્ત્રોના ઘમંડથી આત્મિકબળ વધારવાનો પ્રયત્ન કરતા નથી અથવા તો અત્યાચારની પ્રવૃત્તિને કારણે પોતાનું આત્મિકબળ વધારી શકતા નથી. અનત્યાચારી, શાંતિપૂર્ણ અહિંસામય આત્મિકબળના માર્ગપરથી જનારા લોકો જેટલો પોતાનો માર્ગ વધારે કાપી શકશે તેટલો તેમનો વિજય વધારે થતો જશે, કારણ કે તેમના શત્રુઓ આ માર્ગમાં આવી શકતા જ નથી, અને યદ્યપિ તેઓ આ આત્મિકબળના માર્ગપર આવી ગયા તો પણ તેમાં એજ આત્મિક ઉન્નતિવાળા મનુષ્યોની જીત થશે. તેનું કારણ એ છે કે જો તે માર્ગપર ચાલવાને માટે એ શત્રુ અહિંસામય, અનત્યાચારી બનશે તો દુઃખનું મૂળજ નષ્ટ થઇ જશે, અને પછી ઝગડાનું કારણજ રહેશે નહિ. જેવી રીતે વસિષ્ઠના આત્મિકબળને જોઇને વિશ્વામિત્રે અત્યાચારી ક્ષાત્રબળનો ત્યાગ કરી શાંતિમય અનત્યાચારી બ્રાહ્મબળનો સ્વીકાર કર્યો. ત્યાર પછી બન્નેમાં કલહ થવાનું કોઇ કારણ જ રહ્યું નહિ. આ પ્રમાણે આત્મિક બળવાળાની હંમેશા જીતજ થતી રહે છે.

આ આત્મિકબળ દ્વારા પાશવી અત્યાચારોને રોકવાના માર્ગમાં " स्वा-हा " અર્થાત્ આત્મસર્વસ્વનું સમર્પણ કરવાની અત્યંત આવશ્યકતા રહે છે. તેને માટેજ દશમ મંત્રમાં ફરી વખત " स्वाहा " શબ્દદ્વારા ત્યાગનો ઉપદેશ આપ્યો છે. પાઠક અહીં યાદ રાખે કે અત્યંત સ્વાર્થત્યાગ વિના આ આત્મશુદ્ધિ અને આત્મબળના માર્ગપરથી ચાલવું અસંભવ છે. આ આત્મસર્વસ્વના સમર્પણનું સ્વરૂપ જુઓ—

### આત્મસમર્પણ

" પોતાનું કહેવા યોગ્ય જે કાંઇ પણ હોય તે સત્કાર્યમાં સમર્પણ કરવું તેને જ આત્મસમર્પણ કહેવાય છે. " તેનું વર્ણન આ પ્રમાણે છે—

**यत् मे अस्ति तेन सह, सर्वतनूः, सर्वगुः सर्वात्मा, सर्व पुरुषः त्वा प्रपद्ये, त्वा प्रविशामि ॥ ११-१४ ॥**

" જે કાંઇ મારૂં છે તે સાથે લઇને તેમજ સર્વ શરીર, સર્વ ઇન્દ્રિયો, સર્વ આત્મશક્તિઓ, સર્વ પુરુષાર્થ શક્તિઓ સાથે તને પ્રાપ્ત કરૂં છું અને તારામાં પ્રવેશ થાઉં છું. "

આ મંત્રમાં સ્વાર્થસમર્પણની પરમસીમાનું વર્ણન કર્યું છે. આ જગતમાં મારૂં જે કાંઇ છે તે સર્વ પરમાર્થસિદ્ધિને માટે હું સમર્પણ કરૂં છું અને તેની સાથે મારૂં શરીર મારી ઇન્દ્રિયો, મારૂં મન વગેરે શક્તિઓ અને બધા પુરૂષાર્થની શક્તિઓ પણ એ પરમ કાર્યને માટે સમર્પિત કરૂં છું. આમ " स्वाहा " શબ્દનો સ્પષ્ટ અર્થ આ મંત્રોદ્વારા બતાવવામાં આવ્યો છે. આ મંત્રોના અધ્યયનથી આત્મસમર્પણનો અર્થ કેટલો વ્યાપક છે તે વાતની જાણ થઇ શકે છે. આ પ્રકારનું આત્મસમર્પણ જેઓ કરી શકે છે તે ત્યાગીઓ જ અંતમાં બંધમુક્ત થઇને અમૃત પ્રાપ્ત કરી શકે છે જેને કોઇ પણ પ્રકારની પાશવીશક્તિથી બાંધી શકાતો નથી.

આ રીતે આ સૂક્તમાં આત્મોન્નતિના માર્ગનો ઉપદેશ આપ્યો છે. આ માર્ગથી આત્મશુદ્ધિ થઇને વૈયક્તિક, સામાજિક, રાજકીય અને પારમાર્થિક ઉન્નતિનું સાધન મનુષ્ય કરી શકે છે. આ સૂક્ત અનેક દૃષ્ટિબિંદુઓથી જોતાં મનન કરવા યોગ્ય છે. જે પાઠક આ પ્રમાણે દર્શાવેલી રીતથી આ સૂક્તનું અધિક મનન કરશે તેઓ પોતાના ઉદ્ધારનો ઉત્તમ બોધ પ્રાપ્ત કરી શકશે.

# જ્યેષ્ઠબ્રહ્મનું વ

## કાંડ ૧૦, સૂકત

( ऋषिः- कुत्सः । देवता-७

यो भूतं च भव्यं च सर्वं यश्चाधितिष्ठति ।
स्वर्यस्य च केवलं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥ १ ॥
स्कम्भेनेमे विष्टभिते द्यौश्च भूमिश्च तिष्ठतः ।
स्कम्भ इदं सर्वमात्मन्वद्यत्प्राणन्निमिषच्च यत् ॥ २ ॥
तिस्रो ह प्रजा अत्यायमायन् न्यन्या अर्कमभितोऽविशन्त ।
बृहन् ह तस्थौ रजसो विमानो हरितो हरिणीरा विवेश ॥ ३ ॥
द्वादश प्रधयश्चक्रमेकं त्रीणि नभ्यानि क उ तच्चिकेत
तत्राहतास्त्रीणि शतानि शङ्कवः षष्टिश्च खीला अविचाचला ये ॥ ४ ॥
इदं सवितर्वि जानीहि षड्यमा एक एकजः ।
तस्मिन् हापित्वमिच्छन्ते य एषामेक एकजः ॥ ५ ॥

---

અર્થ— ( यः भूतं भव्यं ) જે ભૂતકાળમાં અને ભવિષ્યકાળમાં તથા વર્તમાનકાળમાં પણ ( यः सर्वं अधितिष्ठति ) જે સર્વ પર અધિષ્ઠાતા થઇને રહે છે ( यस्य च केवलं स्वः ) જેનું કેવળ પ્રકાશમય સ્વરૂપ છે ( तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ) એવા શ્રેષ્ઠ બ્રહ્મને નમસ્કાર હજો. ( ૧ )

( स्कंभेन वि-स्तभिते ) આ સર્વાધાર પરમાત્માએ ટેકવી રાખેલ ( द्यौः च भूमिः च तिष्ठतः ) દ્યુલોક અને ભૂમિ એ ટકી રહ્યાં છે. ( येत् प्राणत् यत् निमिषत् च ) જે પ્રાણ ધારણ કરે છે અને જે આંખોના પલકારા મારે છે ( इदं सर्वं आत्मन्वत् स्कम्भे ) આ સર્વ આત્માથી યુકત વિશ્વ સ્કંભમાં છે. ( ૨ )

( तिस्रः ह प्रजाः अत्यायं आयन् ) ત્રણ પ્રકારની પ્રજાઓ અતિક્રમણને પ્રાપ્ત કરે છે. ( अन्याः अर्कं अभितः नि अविशन्त ) એક પ્રકારની ( સત્ત્વગુણવાળી પ્રજા ) સૂર્યને પ્રાપ્ત કરે છે. બીજી ( बृहन् ह रजसः विमानः तस्थौ ) મહાન રજોલોકમાં વિસ્તરતી રહે છે અને ત્રીજી ( हरिणीः हरितः आविवेश ) હરણ કરનારી હરિદ્રવર્ણને પ્રાપ્ત કરે છે. ( ૩ )

( द्वादश प्रधयः ) બાર શ્રેષ્ઠ બુદ્ધિઓ છે, ( एकं चक्रं ) એક ચક્ર જેવી છે, ( त्रीणि नभ्यानि ) ત્રણ નાભિયો છે, ( कः उ तत् चिकेत् ) તેને ભલા કોણ જાણી શકે છે ? ( तत्र त्रीणि शतानि षष्टि च शङ्कवः आहताः ) તે ચક્રમાં ત્રણસો સાઠ ખીંટીઓ લગાવી છે અને તેટલા જ ( खीलाः ) ખીલા મારેલા છે. ( ये अविचाचलाः ) જે બિલકુલ હાલતા નથી એટલે કે મજબુત છે. ( ૪ )

( सवितः ) હે સવિતા ! ( इदं विजानीहि ) તું આ જાણ કે અહીં ( षड्यमाः एकः एकजः ) છ જોડકાં છે અને એક એકલો છે. ( यः एषां एकजः एकः ) તેમાં જે એકનો એક છે ( तस्मिन् ) તેમાં ( ह आपित्वं इच्छन्ते ) નિશ્ચયપૂર્વક પોતાનો સંબંધ જોડવાની અન્ય ઇચ્છા કરે છે. ( ૫ )

आविः सन्निहितं गुहा जरन्नाम महत्पदम् ।
तत्रेदं सर्वमार्पितमेजत्प्राणत्प्रतिष्ठितम् ॥ ६ ॥
एकचक्रं वर्तत एकनेमि सहस्राक्षरं प्र पुरो नि पश्चा ।
अर्धेन विश्वं भुवनं जजान यदस्यार्धं क्व१ तद्बभूव ॥ ७ ॥
पञ्चवाही वहत्यग्रमेषां प्रष्टयो युक्ता अनुसंवहन्ति ।
अयातमस्य ददृशे न यातं परं नेदीयोऽवरं दवीयः ॥ ८ ॥
तिर्यग्बिलश्चमस ऊर्ध्वबुध्नस्तस्मिन् यशो निहितं विश्वरूपम् ।
तदासत ऋषयः सप्त साकं ये अस्य गोपा महतो बभूवुः ॥ ९ ॥
या पुरस्ताद्युज्यते या च पश्चाद्या विश्वतो युज्यते या च सर्वतः ।
यया यज्ञः प्राङ् तायते तां त्वा पृच्छामि कतमा सर्चाम् ॥ १० ॥
यदेजति पतति यच्च तिष्ठति प्राणदप्राणन्निमिषच्च यद्भुवत् ।
तद्दाधार पृथिवीं विश्वरूपं तत्संभूय भवत्येकमेव ॥ ११ ॥

---

( गुहा जरन् नाम ) જે ગુફામાં સંચાર કરી શકે છે, ( महत् पदं ) તે ઘણું જ પ્રસિદ્ધ સ્થાન છે, ( आविः सन्निहितं ) જે પ્રગટ થવાને યોગ્ય ઘણો નજીક પણ છે, ( एजत् प्राणत् ) જે કંપાયમાન અને પ્રાણવાન છે, ( तत्र इदं सर्वं आर्पितं प्रतिष्ठितं ) તે તે ગુફામાં સમર્પિત અને પ્રતિષ્ઠિત છે. ( ૬ )

( एक चक्र एक नेमि वर्तते ) તે એક પૈડું એકજ પરિધિવાળું છે જે ( सहस्र आरं प्र पुरः नि पश्चा ) જેમાં હજારો આરા છે અને જે આગળ પાછળ થયા કરે છે. ( अर्धेन विश्वं भुवनं जजान ) અર્ધમાં સર્વ ભુવનો બનાવેલાં છે. ( अस्य यत् अर्धं क तत् बभूव ) જે તેનો અર્ધો ભાગ છે તે કયાં રહેલો છે ? ( ૭ )

( एषां पञ्चवाही अग्रं वहति ) તેમાંથી પાંચ જેને ઉઠાવી શકાય છે તે અંત સુધી પહોંચી શકે છે. ( पृष्ट्यः युक्ताः अनुसंवहन्ति ) જે અશ્વો જોડેલા છે તેઓ સારી રીતે ભાર વહન કરી રહ્યા છે. ( अस्य अयातं ददृशे, न यातं ) તેની ન ચાલવાની ગતિ દેખાય છે પરંતુ ચાલવાની ગતિ દેખાતી નથી. તેમજ જે ( परं नेदीयः अवरं दवीयः ) બહુ દૂર છે, તે બહુ જ સમીપ છે અને જે તદ્દન પાસે છે, તે ઘણો જ દૂર છે. ( ૮ )

( तिर्यग्बिलः ऊर्ध्वबुध्नः चमसः ) ત્રાંસાં મોઢાવાળું અને ઉપર પૃષ્ઠભાગવાળું એક પાત્ર છે. ( तस्मिन् विश्वरूपं यशः निहितं ) તેમાં નાના રૂપધારી યશ રાખવામાં આવ્યું છે. ( तत् सप्त ऋषयः साकं आसत ) ત્યાં સાથે સાથે સાત ઋષિઓ બેઠેલા છે. ( ये अस्य महतः गोपाः बभूवुः ) જે આ મહાનુભાવના સંરક્ષક છે. ( ૯ )

( या पुरस्तात् युज्यते या च पश्चात् ) જે આગળ તેમજ પાછળ જોડાઇ રહે છે. ( या विश्वतो युज्यते या च सर्वतः ) ચારે બાજુથી બધી રીતે જે જોડાઇ રહી છે. ( यया यज्ञः प्राङ् तायते ) જેનાથી પૂર્વની તરફ યજ્ઞ પ્રસરે છે ( तां त्वा पृच्छामि ) તે વિષયમાં હું તને પૂછું છું. ( ऋचां सा कतमा ) ઋચાઓમાં તે કઇ ઋચા છે. ( ૧૦ )

( यत् एजति, पतति, यत् च तिष्ठति ) જે કંપે છે, જે પડે છે અને જે સ્થિર રહે છે. ( यत् प्राणत्, अप्राणत्, निमिषत् च भुवत् ) જે પ્રાણને ધારણ કરવાવાળો છે, જે પ્રાણરહિત તેમજ જે આંખોની

अनन्तं विततं पुरुत्रानन्तमन्तवच्चा समन्ते ।
ते नाकपालश्चरति विचिन्वन्विद्वान्भूतमुत भव्यमस्य ॥ १२ ॥
प्रजापतिश्चरति गर्भे अन्तरदृश्यमानो बहुधा वि जायते ।
अर्धेन विश्वं भुवनं जजान यदस्यार्धं कतमः स केतुः ॥ १३ ॥
ऊर्ध्वं भरन्तमुदकं कुम्भेनेवोदहार्यम् ।
पश्यन्ति सर्वे चक्षुषा न सर्वे मनसा विदुः ॥ १४ ॥
दूरे पूर्णेन वसति दूर ऊनेन हीयते ।
महद्यक्षं भुवनस्य मध्ये तस्मै बलिं राष्ट्रभृतो भरन्ति ॥ १५ ॥
यतः सूर्य उदेत्यस्तं यत्र च गच्छति ।
तदेव मन्येऽहं ज्येष्ठं तदु नात्येति किं चन ॥ १६ ॥
ये अर्वाङ्मध्य उत वा पुराणं वेदं विद्वांसमभितो वदन्ति ।
आदित्यमेव ते परि वदन्ति सर्वे अग्निं द्वितीयं त्रिवृतं च हंसम् ॥ १७ ॥

---

ઉઘાડ બીડ કરે છે, જે હંમેશાં હસ્તિ ધરાવે છે. (तत् विश्वरूपं पृथिवीं दाधार) આ વિશ્વરૂપી સત્વ તે આ પૃથ્વીને ધારણ કરે છે. (तत संभूय एकं एव भवति) તે બધા સાથે મળીને એક જ થાય છે. (૧૧)

(अनन्तं पुरुत्रा विततं) અનંત ચારે તરફ પ્રસરેલું છે. (अनन्तं अन्तवत् च समन्ते) અનન્ત અને અંતવાળો એ બન્ને એક બીજામાં મળેલાં છે. (अस्य भूतं उत भव्यं ते विचिन्वन्) તેના ભૂતકાળની, ભવિષ્યકાળની, વર્તમાનકાળની વસ્તુ માત્રમાં પરસ્પર સંબંધકર્તા રહીને અને પાછળથી (विद्वान्) બધાને જાણતો હોઈને (नाकपालः चरति) સુખપાલક તરીકે ચાલ્યા જ કરે છે. (૧૨)

(प्रजापतिः अदृश्यमानः गर्भे अन्तः चरति) પ્રજાપતિ અદૃશ્ય રહેવા છતાં ગર્ભમાં સંચાર કરે છે. (बहुधा विजायते) તે અનેક પ્રકારથી ઉત્પન્ન થાય છે. (अर्धेन विश्वं जजान) અર્ધ ભાગથી સર્વ ભુવનોને ઉત્પન્ન કરે છે. (यत् अस्य अर्धं सः कतमः केतुः) જે તેનું બીજું અર્ધ છે તેની નિશાની શું છે? (૧૩)

(कुम्भेन उदकं ऊर्ध्वं भरन्तं उदहार्यं इव) જેવી રીતે ઘડાથી પાણી ભરી ઉપર લાવનાર ભીસ્તિ હોય છે. (सर्वे चक्षुषा पश्यन्ति) બધા આંખોથી જુએ છે. (सर्वे मनसा न विदुः) પરંતુ સર્વ મનથી જાણી શકતા નથી. (૧૪)

(पूर्णेन दूरे वसति) પૂર્ણ હોવા છતાં પણ તે દૂર રહે છે. (ऊनेन दूरे हीयते) તે ન્યૂન હોવા છતાં પણ દૂર જ રહે છે. (भुवनस्य मध्ये महत् यक्षं) વિશ્વની વચ્ચે તે ખૂબ જ પૂજ્ય દેવ છે. (तस्मै राष्ट्रभृतः बलिं भरन्ति) તેને માટે રાષ્ટ્રસેવક પોતાનું બલિદાન આપે છે. (૧૫)

(यतः सूर्यः उदेति) જ્યાંથી સૂર્ય ઉગે છે અને (यत्र च अस्तं गच्छति) જ્યાં અસ્ત પામે છે. (तत् एव अहं ज्येष्ठं मन्ये) તેજ શ્રેષ્ઠ છે, એમ હું માનું છું (तत् उ किं चन न अत्येति) તેની અવજ્ઞા (अतिक्रमण) કોઈ કરી શકતું નથી. (૧૬)

(ये अर्वाङ् मध्ये उत वा पुराणं) જે પૂર્વના વચમાં અથવા અતિ જૂના (वेदं विद्वांसं अभितः

सहस्राह्ण्यं वियतावस्य पक्षौ हरेर्हंसस्य पततः स्वर्गम् ।
स देवान्त्सर्वानुरस्युपदद्य संपश्यन् याति भुवनानि विश्वा ॥ १८ ॥
सत्येनोर्ध्वस्तपति ब्रह्मणाऽर्वाङ् वि पश्यति ।
प्राणेन तिर्यङ् प्राणति यस्मिन् ज्येष्ठमधि श्रितम् ॥ १९ ॥
यो वै ते विद्यादरणी याभ्यां निर्मथ्यते वसु ।
स विद्वान् ज्येष्ठं मन्येत स विद्यात् ब्राह्मणं महत् ॥ २० ॥
अपादग्रे समभवत् सो अग्रे स्व१राभरत् ।
चतुष्पाद् भूत्वा भोग्यः सर्वमादत्त भोजनम् ॥ २१ ॥
भोग्यो भवदथो अन्नमदद्बहु ।
यो देवमुत्तरावन्तमुपासातै सनातनम् ॥ २२ ॥
सनातनमेनमाहुरुताद्य स्यात्पुनर्णवः ।
अहोरात्रे प्र जायेते अन्यो अन्यस्य रूपयोः ॥ २३ ॥

---

वदन्ति ) જે વેદવેત્તાની ચારે બાજુથી પ્રશંસા કરે છે. ( ते सर्वे आदित्यं एव परि वदन्ति ) તેઓ બધા આદિત્યની જ પ્રશંસા કરે છે. ( द्वितीयं अग्निं ) બીજો અગ્નિ અને ( त्रिवृतं हंसं ) ત્રિવૃત્ત હંસની પ્રશંસા કરે છે. ( ૧૭ )

( अस्य हंसस्य ) આ હંસને ( स्वर्गं पततः ) સ્વર્ગમાં જતાં જતાં ( पक्षौ सहस्राह्ण्यं वियतौ ) તેની બન્ને પાંખો હજારો દિવસો સુધી ફેલાયલી રહે છે. ( सः सर्वान् देवान् उरसि उपपद्य ) તે સર્વ દેવતાઓને પોતાની છાતીપર લઇને, ( विश्वा भुवनानि संपश्यन् याति ) બધાં ભુવનોને જોતો જોતો જાય છે. ( ૧૮ )

( सत्येन ऊर्ध्वः तपति ) સત્યની સાથે તે ઉપર ઉપર તપ્યા કરે છે ( ब्रह्मणा अर्वाङ् विपश्यति ) જ્ઞાનથી તે નીચે જુએ છે ( प्राणेन तिर्यङ् प्राणति ) પ્રાણથી તે ત્રાંસો પ્રાણ પકડે છે ( यस्मिन् ज्येष्ठं अधिश्रितं ) જેમાં શ્રેષ્ઠ બ્રહ્મ રહે છે. ( ૧૯ )

( यः वै ते अरणी विद्यात् ) જે તે બે અરણિયોને જાણે છે ( याभ्यां वसु निर्मथ्यते ) જેનાથી વસુ નિર્માણ કરવામાં આવે છે. ( सः विद्वान् ज्येष्ठं मन्यते ) જે જ્ઞાની જ્યેષ્ઠ બ્રહ્મને જાણે છે અને ( सः महत् ब्राह्मणं विद्यात् ) તે મહાન્ બ્રહ્મને પણ જાણે છે. ( ૨૦ )

( अग्रे अपात् सं अभवत् ) પ્રારંભમાં પાદરહિત આત્મા માત્ર એક જ હતો. ( सः अग्रे स्वः आभरत् ) તે પ્રારંભમાં સ્વાત્માનંદ પોતામાં ભરતો જ રહ્યો. ( चतुष्पाद् ज्येष्ठं मन्यते ) તે જ્ઞાની જ્યેષ્ઠ બ્રહ્મને જાણે છે અને ( सः महत् ब्राह्मणं विद्यात् ) તે મોટા બ્રહ્મને પણ જાણે છે. ( चतुष्पाद भोग्यः भूत्वा ) ચાર પગવાળો ભોગ્ય બનીને, ( सर्व भोजनं आदत्त ) તે સર્વ ભોજનને પ્રાપ્ત કરવા લાગ્યો. ( ૨૧ )

( भोग्यः अभवत् ) તે ભોગ્ય બન્યો. ( अथो बहु अन्नं अदन् ) તે બહુ અન્ન ખાવા લાગ્યો, ( यः सनातनं उत्तरावन्तं देवं उपासातै ) જે સનાતન અને જ્યેષ્ઠ દેવની ઉપાસના કરે છે. ( ૨૨ )

( एनं सनातनं आहुः ) તેને સનાતન કહે છે. ( उत अद्य पुनः नवः स्यात् ) અને તેજ પાછો આજે

*

शतं सहस्रमयुतं न्यर्बुदमसंख्येयं स्वमस्मिन्निविष्टम् ।
तदस्य घ्नन्त्यभिपश्यत एव तस्माद् देवो रोचत एष एतत् ॥ २४ ॥
बालादेकमणीयस्कमुतैकं नेव दृश्यते ।
ततः परिष्वजीयसी देवता सा मम प्रिया ॥ २५ ॥
इयं कल्याण्य1जरा मर्त्यस्यामृता गृहे ।
यस्मै कृता शये स यश्चकार जजार सः ॥ २६ ॥
त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी ।
त्वं जीर्णो दण्डेन वञ्चसि त्वं जातो भवसि विश्वतोमुखः ॥ २७ ॥
उतैषां पितोत वा पुत्र एषामुतैषां ज्येष्ठ उत वा कनिष्ठः ।
एको ह देवो मनसि प्रविष्टः प्रथमो जातः स उ गर्भे अन्तः ॥ २८ ॥
पूर्णात्पूर्णमुदचति पूर्णं पूर्णेन सिच्यते ।
उतो तदद्य विद्याम यतस्तत्परिषिच्यते ॥ २९ ॥

---

નવો બને છે. ( अन्यः अन्यस्य रूपयोः ) અને તેનાથી પરસ્પરનાં રૂપોનાં ( अहोरात्रे प्रजायेते ) દિવસ અને રાત્રી બને છે. ( ૨૩ )

( शतं, सहस्रं, अयुतं ) સો, હજાર, દશહજાર, ( न्यर्बुदं असंख्येयं स्वं अस्मिन् निविष्टम् ) લાખ અથવા અસંખ્ય સત્વો તેમાં સમાએલાં છે. ( अस्य अभिपश्यतः एव ) તેને જોતાં જ ( तत् घ्नन्ति ) તે સત્વો આઘાત કરે છે. ( तस्मात् एष देवः एतत् रोचते ) એનાથી આ દેવ તેને પ્રકાશિત કરે છે. ( ૨૪ )

( एकं बालात् अणीयस्कं ) એક વાળથી પણ જે અતિ સૂક્ષ્મ છે ( उत् एकं नैव दृश्यते ) અને જે દૂરથી તો દેખી પણ શકાતો નથી. ( ततः परिष्वजीयसी देवता ) તેથી જે બન્નેને આલિંગન દેનારી દેવતા છે. ( सा मम प्रिया ) તે મારા પ્રિય છે. ( ૨૫ )

( इयं कल्याणी अजरा ) એ કલ્યાણ કરનારી અક્ષય છે. ( मर्त्यस्य गृहे अमृता ) જે મરણ પામનારા છે તેમના ઘરમાં તે અમર છે. ( यस्मै कृता सः शये ) જેને માટે તે કરવામાં આવે છે તે સૂઇ જાય છે અને ( यः चकार सः जजार ) જે કર્મ કરે છે તેજ વૃદ્ધ બને છે. ( ૨૬ )

( त्वं स्त्री त्वं पुमान् असि ) તું સ્ત્રી છે તેમજ પુરુષ પણ છે, ( त्वं कुमारः उत वा कुमारी ) તું છોકરો છે તેમજ તુંજ છોકરી પણ છે, ( त्वं जीर्णः दण्डेन वञ्चसि ) તું વૃદ્ધ હોવાથી લાકડીને ટેકે ચાલે છે. ( त्वं जातः विश्वतो-मुखः भवसि ) તું પ્રકટ થઇને ચારે તરફ તારૂં મુખ પ્રસરે છે. ( ૨૭ )

( उत एषां पिता ) તું જ તેનો પિતા ( उत वा एषां पुत्रः ) અને તું જ તેનો પુત્ર છે. ( एषां ज्येष्ठः उत वा कनिष्ठः ) તેમાં જ્યેષ્ઠ અથવા કનિષ્ઠ આ બધાં ( एकः ह देवः मनसि प्रविष्टः ) એક જ દેવ મનમાં પ્રવિષ્ટ થઇને ( प्रथमः जातः स उ गर्भे अन्तः ) પહેલાં જે થયો હતો તેજ ફરી વખત ગર્ભમાં પ્રવેશ કરે છે. ( ૨૮ )

( पूर्णात् पूर्णं उदचति ) પૂર્ણમાંથી પૂર્ણ થાય છે. ( पूर्णं पूर्णेन सिच्यते ) પૂર્ણ જ પૂર્ણ દ્વારા

एषा सनत्नी सनमेव जातैषा पुराणी परि सर्वं बभूव ।
मही देव्युषसो विभाती सैकेनैकेन मिषता वि चष्टे ॥ ३०॥
अविर्वै नाम देवतर्तेनास्ते परीवृता ।
तस्या रूपेणेमे वृक्षा हरिता हरितस्रजः ॥ ३१ ॥
अन्ति सन्तं न जहात्यन्ति सन्तं न पश्यति ।
देवस्य पश्य काव्यं न ममार न जीर्यति ॥ ३२ ॥
अपूर्वेणेषिता वाचस्ता वदन्ति यथायथम् ।
वदन्तीर्यत्र गच्छन्ति तदाहुर्ब्राह्मणं महत् ॥ ३३ ॥
यत्र देवाश्च मनुष्याश्चारा नाभाविव श्रिताः ।
अपां त्वा पुष्पं पृच्छामि यत्र तन्मायया हितम् ॥ ३४ ॥
येभिर्वात इषितः प्रवाति ये ददन्ते पञ्च दिशः सध्रीचीः ।
य आहुतिमत्यमन्यन्त देवा अपां नेतारः कतमे त आसन् ॥ ३५ ॥

સીંચાય છે. ( उतो अद्य तत् विद्याम ) હવે આજે તે અમે જાણીએ કે ( यतः तत् परिषिच्यते ) જ્યાંથી તે સીંચાય છે. ( ૨૯ )

( एषा सनत्नी ) આ સનાતન શક્તિ છે. ( सनं एव जाता ) સનાતનકાળથી વિદ્યમાન્ છે, તેજ ( पुराणी सर्वं परि बभूव ) અતિ પુરાણી શક્તિ બધું જ બની રહી છે. (मही देवी उषसः विभाति) આજ મહાન દેવી ઉષાઓને પ્રકાશિત કરે છે. ' सा एकेन एकेन मिषता वि चष्टे ) તેજ એકલી એકલી પ્રાણીઓને સાથે સાથે દેખાય છે. ( ૩૦ )

( अविः वै नाम देवता ) રક્ષણ કરનારી નામની એક દેવતા છે તેજ ( ऋतेन परिवृता आस्ते ) સત્યથી ઘેરાએલી છે. ( तस्याः रूपेण इमे वृक्षाः ) તેના રૂપથી આ બધાં વૃક્ષો (हरिताः हरितस्रजः) લીલાં અને પર્ણોથી લીલાંછમ થએલાં છે. ( ૩૧ )

( अन्ति सन्तं न जहाति ) સમીપ હોવા છતાં પણ તે છોડતો નથી અને ( अन्ति सन्तं न पश्यति ) તે સમીપ હોવા છતાં પણ દેખાઈ શકતો નથી. (देवस्य पश्य काव्यं) એ દેવનું આ કાવ્ય જુઓ, જે (न ममार न जीर्यति) મરતો પણ નથી અથવા જીર્ણ પણ થતો નથી. ( ૩૨ )

( अपूर्वेण इषिताः वाचः ) જેની પહેલાં કોઈ છે નહિ, આ દેવતાએ પ્રેરિત કરેલી આ વાચા છે. ( ताः यथायथं वदन्ति ) તે વાચાઓ યથાયોગ્ય વર્ણન કરે છે. ( वदन्ती यत्र गच्छति ) બોલતી બોલતી તે જ્યાં પહોંચે છે. ( तत् महत् ब्राह्मणं आहुः ) તે મહાન બ્રહ્મ છે એમ કહે છે. ( ૩૩ )

( देवाः च मनुष्याः च ) દેવ અને મનુષ્યો ( नाभौ आराः इव यत्र श्रिताः ) નાભિ અને આરાની જેમ આશ્રિત થએલા છે, ( अपां पुष्पं त्वा पृच्छामि ) તે આપ્-તત્વના પુષ્પ હું તને પુછું છું, કે ( यत्र तत् मायया हितम् ) જ્યાં તે માયાથી આચ્છાદિત થઈને રહે છે. ( ૩૪ )

( येभिः इषितः वातः प्रवाति ) જેનાથી પ્રેરિત બનીને વાયુ વહે છે ( ये सध्रीचीः पञ्च दिशः ददन्ते)

इमामेषां पृथिवीं वस्त एकोऽन्तरिक्षं पर्येको बभूव ।
दिवमेषां ददते यो विधर्ता विश्वा आशाः प्रति रक्षन्त्येके ॥ ३६ ॥
यो विद्यात्सूत्रं विततं यस्मिन्नोताः प्रजा इमाः ।
सूत्रं सूत्रस्य यो विद्यात्स विद्याद् ब्राह्मणं महत् ॥ ३७ ॥
वेदाहं सूत्रं विततं यस्मिन्नोताः प्रजा इमाः ।
सूत्रं सूत्रस्याहं वेदाथो यद्ब्राह्मणं महत् ॥ ३८ ॥
यदन्तरा द्यावापृथिवी अग्निरैत्प्रदहन्विश्वदाव्यः ।
यत्रातिष्ठन्नेकपत्नीः परस्तात्क्वेवासीन्मातरिश्वा तदानीम् ॥ ३९ ॥
अप्स्वासीन्मातरिश्वा प्रविष्टः प्रविष्टा देवाः सलिलान्यासन् ।
बृहन्ह तस्थौ रजसो विमानः पवमानो हरित आ विवेश ॥ ४० ॥
उत्तरेणेव गायत्रीममृतेऽधि वि चक्रमे ।
साम्ना ये साम संविदुरजस्तद्ददृशे क्व ॥ ४१ ॥

---

જે એક બીજાની સાથે મળેલી પાંચે દિશાઓને ધારણ કરે છે, ( ये देवाः आहुतिं अति अमन्यन्त ) જે દેવો આહુતિઓને અધિક માને છે ( ते अपां नेतारः कतमे आसन् ) તે જળના નેતાઓ કોણ છે ? ( ૩૫ )

( एषां एकः इमां पृथिवीं वस्ते ) તેઓમાંનો એક આ પૃથ્વી પર વસે છે, ( एकः अन्तरिक्षं परि बभूव ) એક અંતરિક્ષમાં વ્યાપી રહેલો છે, ( एषां य विधर्ता ) તેઓમાં જે ધારક છે તે ( दिवं ददते ) દ્યુલોકને ધારણ કરે છે અને ( एके विश्वा आशाः प्रति रक्षति ) તે સર્વ દિશાઓનું રક્ષણ કરે છે. ( ૩૬ )

( यस्मिन् इमाः प्रजाः ओताः ) જેમાં-સર્વમાં આ પ્રજા પરોવાએલી છે, ( यः विततं सूत्रं विद्यात् ) જે આ ફેલાએલા સૂત્રને બરાબર જાણે છે અને ( सूत्रस्य सूत्रं यः विद्यात् ) જે સૂત્રના પણ સૂત્રને જાણે છે ( सः महत् ब्राह्मणं विद्यात् ) તે મહાન્ બ્રહ્મને પણ જાણે છે. ( ૩૭ )

( यस्मिन् इमाः प्रजाः ओताः ) જેમાં આ પ્રજાઓ પરોવાએલી છે, ( अहं विततं सूत्रं वेद ) આ ફેલાએલા સૂત્રને હું જાણું છું, ( सूत्रस्य सूत्रं अहं वेद ) સૂત્રના સૂત્રને પણ હું જાણું છું અને ( अथो यत् महत् ब्राह्मणं ) જે મહાન બ્રહ્મ છે તેને પણ હું જાણું છું. ( ૩૮ )

( यत् द्यावा पृथिवी अन्तरा ) જે દ્યુલોક અને પૃથ્વીની વચ્ચે ( विश्वदाव्यः प्रदहन् अग्निः ऐत् ) વિશ્વને ચલાવનારો અગ્નિ જ હોય છે. ( यत्र परस्तात् एक-पत्नीः अतिष्ठन् ) જ્યાં લાંબા ગાળા સુધી એક જ પત્ની રહે છે ( तदानीं मातरिश्वा क्व एव आसीत् ) તે સમયે વાયુ કયાં હતો ? ( ૩૯ )

( मातरिश्वा अप्सु प्रविष्टः आसीत् ) વાયુ જળોમાં પ્રવેશ પામેલો હતો. ( देवाः सलिलानि प्रविष्टाः आसन् ) બધા દેવતાઓ જળોમાં પ્રવેશ પામેલા હતા. ( बृहत् ह रजसः विमानः तस्थौ ) તેજ સમયે મહાન્ રજનું પ્રમાણ વિશેષ હતું અને ( पवमानः हरितः आ विवेश ) વાયુ સૂર્યના કિરણોની સાથે હતો. ( ૪૦ )

( उत्तरेण अमृते अधि गायत्रीं अधि विचक्रमे ) ઉચ્ચતર રૂપથી અમૃતમાં ગાયત્રીને વિશેષ રીતિથી પ્રાપ્ત કરે છે. ( ये साम्ना साम सं विदुः ) જે સામથી સામને જાણે છે ( तत् अजः क्व ददृशे ) તે અજન્માએ કયાં જોયો. ( ૪૧ )

निवेशनः संगमनो वसूनां देव इव सविता सत्यधर्मा ।
इन्द्रो न तस्थौ समरे धनानाम् ॥ ४२ ॥
पुण्डरीकं नवद्वारं त्रिभिर्गुणेभिरावृतम् ।
तस्मिन्यद्यक्षमात्मन्वत्तद्वै ब्रह्मविदो विदुः ॥ ४३ ॥
अकामो धीरो अमृतः स्वयंभू रसेन तृप्तो न कुतश्चनोनः ।
तमेव विद्वान्न बिभाय मृत्योरात्मानं धीरमजरं युवानम् ॥ ४४ ॥

---

( सत्यधर्मा सविता देव इव ) સત્યના ધર્મથી યુક્ત સવિતા દેવની સમાન ( वसूनां संगमनः निवेचनः ) સર્વ ધનોને આપવાવાળો અને સર્વ નિવાસનો હેતુ છે તે ( धनानां समरे ) ધનોના યુદ્ધમાં ( इन्द्रः न तस्थौ ) ઇન્દ્રની જેમ સ્થિર રહે છે. ( ૪૨ )

( नवद्वारं पुण्डरीकं ) નવદ્વારવાળું કમળ ( त्रिभिः गुणेभिः आवृतं ) સત્વ, રજ, તમ, આ ત્રણે ગુણોથી જે ઘેરાએલો છે. ( तस्मिन् यत आत्मवत् यक्षं ) તેમાં જે આત્માવાળો પૂજ્ય દેવ છે. ( तत् वै ब्रह्मविदः विदुः ) તેને બ્રહ્મજ્ઞાની જાણે છે. ( ૪૩ )

( अकामः धीरः अमृतः स्वयंभूः ) નિષ્કામ, ધીર, અમર, સ્વયંભૂ ( रसेन तृप्तः ) રસથી સંતુષ્ટ થએલો એ દેવ ( न कुतश्चन उनः ) કોઇ પણ ઠેકાણેથી જે ન્યૂન નથી. ( तं एव विद्वान् मृत्योः न विभाय ) તેને જાણવાવાળા જ્ઞાની મૃત્યુથી ડરતા નથી, કારણ કે ( आत्मानं धीरं अजरं युवानं ) તેજ ધીર, અજર, યુવાન આત્મા છે. ( ૪૪ )



# ઉચ્છિષ્ટ બ્રહ્મસૂક્ત

## કાંડ ૧૧, સૂક્ત ૭

( ऋषिः- अथर्वा । देवताः- अध्यात्मं, उच्छिष्टः )

उच्छिष्टे नाम रूपं चोच्छिष्टे लोक आहितः ।
उच्छिष्ट इन्द्रश्चाग्निश्च विश्वमन्तः समाहितम् ॥ १ ॥
उच्छिष्टे द्यावापृथिवी विश्वं भूतं समाहितम् ।
आपः समुद्र उच्छिष्टे चन्द्रमा वात आहितः ॥ २ ॥
सन्नुच्छिष्टे असंश्चोभौ मृत्युर्वाजः प्रजापतिः ।
लौक्या उच्छिष्ट आयत्ता व्रश्च द्रश्चापि श्रीर्मयि ॥ ३ ॥
दृढो दृंहस्थिरो न्यो ब्रह्म विश्वसृजो दश ।
नाभिमिव सर्वतश्चक्रमुच्छिष्टे देवताः श्रिताः ॥ ४ ॥
ऋक् साम यजुरुच्छिष्ट उद्गीथः प्रस्तुतं स्तुतम् ।
हिङ्कार उच्छिष्टे स्वरः साम्नो मेडिश्च तन्मयि ॥ ५ ॥

---

અર્થ—( उच्छिष्टे नाम रूपं ) ઉચ્છિષ્ટ અર્થાત્ અવશિષ્ટમાં નામ અને રૂપ ( उच्छिष्टे लोकः आहितः ) ઉચ્છિષ્ટમાં લોકલોકાંતર સ્થિર થએલ છે. ( उच्छिष्टे इन्द्रः च अग्निः च ) ઉચ્છિષ્ટમાં ઇન્દ્ર, અને અગ્નિ તથા ( अन्तः विश्वं समाहितं ) તેની અંદર સંપૂર્ણ વિશ્વ સમાયેલું છે. ( ૧ )

( उच्छिष्टे द्यावापृथिवी ) ઉચ્છિષ્ટમાં દ્યુલોક અને ભૂલોક ( विश्वं भूतं समाहितं ) બધા જ ભૂત માત્ર ત્યાં સ્થિર થએલાં છે. ( उच्छिष्टे आपः समुद्रः चन्द्रमाः वातः आहितः ) જળ, સમુદ્ર, ચન્દ્રમા, વાયુ એ બધા તેમાં જ સ્થિર થએલા છે. ( ૨ )

( सत् असत् च उभौ उच्छिष्टे ) સત્ય અને અસત્ય બન્ને ઉચ્છિષ્ટમાંજ છે. ( मृत्युः वाजः प्रजापति ) મૃત્યુ, અન્ન અથવા બળ અને પ્રજાપાલક, ( लौक्याः व्रः च द्रः च ) લોકોની બાબતમાં સર્વ ધન તથા સ્વીકારવા યોગ્ય અને નાશ કરવા યોગ્ય બધાજ પદાર્થો, ( उच्छिष्टे आयत्ताः ) ઉચ્છિષ્ટમાંજ સંબંધિત થએલ છે. ( श्रीः मयि ) શોભા મારામાં છે. ( ૩ )

( दृढः दृंह-स्थिरः न्यः ) સુદૃઢ, દૃઢતાથી સ્થિર રહેવાવાળા અને ગતિમાન ( ब्रह्म विश्वसृजः दश देवताः ) જ્ઞાન, વિશ્વની ઉત્પત્તિ કરનારી દસ શકિતઓ ધારણ કરનારી દેવતાઓ ( नाभिं चक्रं इव सर्वतः ) નાભિની ચારે બાજુ આરાઓની જેમ બધી બાજુથી ( उच्छिष्टे श्रिताः ) ઉચ્છિષ્ટમાં જ સ્થિત છે. ( ૪ )

ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ, ઉદ્ગીથ, ( प्रस्तुतं स्तुतं ) સ્તુતિ અને સ્તવન, ( हिंकारः स्वरः ) હિંકાર, સ્વર, ( साम्नो मेडिः ) સામગાનના આલાપ તે બધા જ ઉચ્છિષ્ટમાં છે. ( तन्मयि ) તે બધા મારામાં રહો. ( ૫ )

ऐन्द्राग्नं पांवमानं महानाम्नीर्महाव्रतम् ।
उच्छिष्टे यज्ञस्याङ्गान्यन्तर्गर्भ इव मातरि ॥ ६ ॥
राजसूयं वाजपेयमग्निष्टोमस्तदध्वरः ।
अर्काश्वमेधावुच्छिष्टे जीवबर्हिर्मदिन्तमः ॥ ७ ॥
अग्न्याधेयमथो दीक्षा कामप्रश्छन्दसा सह ।
उत्सन्ना यज्ञाः सत्राण्युच्छिष्टेऽधि समाहिताः ॥ ८ ॥
अग्निहोत्रं च श्रद्धा च वषट्कारो व्रतं तपः ।
दक्षिणेष्टं पूर्तं चोच्छिष्टेऽधि समाहिताः ॥ ९ ॥
एकरात्रो द्विरात्रः संद्यःक्रीः प्रक्रीरुक्थ्यः ।
ओतं निहितमुच्छिष्टे यज्ञस्याणूनि विद्यया ॥ १० ॥
चतूरात्रः पञ्चरात्रः षड्रात्रश्चोभयः सह ।
षोडशी सप्तरात्रश्चोच्छिष्टाज्जज्ञिरे सर्वे ये यज्ञा अमृते हिताः ॥ ११ ॥
प्रतीहारो निधनं विश्वजिच्चाभिजिच्च यः ।
साह्नातिरात्रावुच्छिष्टे द्वादशाहोऽपि तन्मयि ॥ १२ ॥
सूनृता संनतिः क्षेमः स्वधोर्जामृतं सहः ।
उच्छिष्टे सर्वे प्रत्यञ्चः कामाः कामेन तातृपुः ॥ १३ ॥

---

( ऐद्राग्नं पावमानं ) ઇન્દ્ર, અગ્નિ અને પાવમાન વાયુના સૂક્ત, ( महानाम्नीः महाव्रतं ) મહાનામ અને મહાવ્રતવાળા મંત્રભાગ તે સર્વ ( यज्ञस्य अंगानि उच्छिष्टे ) યજ્ઞના અંગ ઉચ્છિષ્ટમાં સ્થિત છે જેવી રીતે ( मातरि अन्तः गर्भः इव ) માતાના ઉદરમાં ગર્ભ રહે છે. ( ૬ )

રાજસૂય, વાજપેય, અગ્નિષ્ટોમ, ( तत् अध्वरः ) તે હિંસારહિત યજ્ઞ, અર્ક–અશ્વમેધ, ( मदिन्तमः जीवबर्हिः ) આનંદ આપનારો જીવોનો રક્ષક યજ્ઞ તે સર્વ ઉચ્છિષ્ટમાંજ સ્થિત છે. ( ૭ )

( अग्न्याधेयं अथो दिक्षा ) અગ્ન્યાધાન, દીક્ષા, ( छन्दसा सह कामपः ) છન્દોના કામોની પૂર્ણતા કરનારો યજ્ઞ ( उत्सन्ना सत्राणि ) ઉત્સન્ન યજ્ઞ અને સર્વ સત્રો ઉચ્છિષ્ટમાં જ સ્થિત છે. ( ૮ )

અગ્નિહોત્ર, શ્રદ્ધા, વષટ્કાર, વ્રત, તપ, દક્ષિણા, ઇષ્ટ, પૂર્ત આ સર્વ ઉચ્છિષ્ટમાં રહે છે. ( ૯ )

એકરાત્ર, દ્વિરાત્ર, સદ્ય ક્રીઃ, પ્રક્રીઃ ઉકથ્ય એ સર્વ યજ્ઞો અને ( यज्ञस्य अणूनि ) યજ્ઞના અન્ય અંશો ( विद्यया उच्छिष्टे ओतं निहितं ) વિદ્યાની સાથે ઉચ્છિષ્ટમાં ઓતપ્રોત થએલા છે. ( ૧૦ )

ચાર રાત્રિ, પાંચ રાત્રિ, છ રાત્રિ, ( उभयः ) ઉભય અર્થાત્ આઠ, દશ અને બાર રાત્રીવાળા ( षोडशी ) સોળ, ( सप्तरात्र ) અને સાત રાત્રીવાળા આ બધા યજ્ઞ ઉચ્છિષ્ટથી બનેલા છે અને ( अमृते हिताः ) તેઓ અમૃતમાં રહે છે. ( ૧૧ )

પ્રતિહાર, નિધન, વિશ્વજીત્, અભિજીત્, સાહ્ન, અતિરાત્ર દ્વાદશાહ એ બધા ઉચ્છિષ્ટમાં રહેલા છે. આ સર્વ જ્ઞાન મારામાં રહે. (૧૨)

नव भूमीः समुद्रा उच्छिष्टेऽधि श्रिता दिवः ।
आ सूर्यो भात्युच्छिष्टेऽहोरात्रे अपि तन्मयि ॥ १४ ॥
उपहव्यं विषुवन्तं ये च यज्ञा गुहा हिताः ।
बिभर्ति भर्ता विश्वस्योच्छिष्टो जनितुः पिता ॥ १५ ॥
पिता जनितुरुच्छिष्टोऽसोः पौत्रः पितामहः ।
स क्षियति विश्वस्येशानो वृषा भूम्यामतिघ्न्यः ॥ १६ ॥
ऋतं सत्यं तपो राष्ट्रं श्रमो धर्मश्च कर्म च ।
भूतं भविष्यदुच्छिष्टे वीर्यं लक्ष्मीर्बलं बले ॥ १७ ॥
समृद्धिरोज आकूतिः क्षत्रं राष्ट्रं षडुर्व्यः ।
संवत्सरोऽध्युच्छिष्ट इडा प्रैषा ग्रहा हविः ॥ १८ ॥
चतुर्होतार आप्रियश्चातुर्मास्यानि नीविदः ।
उच्छिष्टे यज्ञा होत्राः पशुबन्धास्तदिष्टयः ॥ १९ ॥
अर्धमासाश्च मासाश्चार्तवा ऋतुभिः सह ।
उच्छिष्टे घोषिणीरापः स्तनयित्नुः श्रुतिर्मही ॥ २० ॥

---

( सूनृता संनतिः ) સત્યભાષણ, નમ્રભાવ, ( क्षेमः स्वधा ऊर्जं ) કલ્યાણ, સ્વધા, બળ, ( अमृतं सहः ) અમરપણું, સહનશકિત એ ( सर्वे कामाः कामेन तातृपुः ) સર્વ કામ જે કામનાઓથી તૃપ્તિ કરનારા છે, ( उच्छिष्टे प्रत्यञ्चः ) તે સર્વ ઉચ્છિષ્ટમાં રહેલા છે. ( ૧૩ )

નવભૂમિ, સર્વ સમુદ્રો અને ( दिवः ) દ્યુલોક પણ ( उच्छिष्टे अधिश्रिताः ) ઉચ્છિષ્ટમાં આશ્રિતરૂપે રહે છે. સૂર્ય ઉચ્છિષ્ટમાં જ ( आभाति ) પ્રકાશે છે. જેનાથી અહોરાત્ર થાય છે. આ સર્વ જ્ઞાન ( मयि ) મારામાં રહે. ( ૧૪ )

ઉપહવ્ય, વિષૂવાન અને ( ये च गुहा हिताः यज्ञाः ) જે ગુફામાં આશ્રિત યજ્ઞ છે તેને ( विश्वस्य भर्ता जनितुः पिताः ) વિશ્વનો પોષક અને પિતાના પણ જે પિતા ( उच्छिष्टः बिभर्ति ) ઉચ્છિષ્ટ સંજ્ઞાવાળો પરમાત્મા તે ધારણ કરે છે. ( ૧૫ )

( उच्छिष्टः जनितुः पिता ) ઉચ્છિષ્ટ પિતાનો પણ તે પરમપિતા છે તે ( असोः पौत्रः पितामहः ) પ્રાણનો તે પૌત્ર છે પરંતુ તે સર્વનો પિતામહ પણ છે. ( सः विश्वस्य ईशानः क्षियति ) તે વિશ્વનો ઈશ્વર થઇને સર્વત્ર રહે છે. તે ( वृषा भूम्यां अविदन्यः ) બળવાન અને ભૂમિ પર સર્વથી શ્રેષ્ઠ છે. ( ૧૬ )

ઋત, સત્ય, તપ, રાષ્ટ્ર, શ્રમ, ધર્મ, કર્મ, ભૂત, ભવિષ્યત્, વીર્ય, લક્ષ્મી, ( बले बलं ) બલિષ્ઠમાં રહેલું બળ પણ સર્વ ઉચ્છિષ્ટમાં રહેલું છે. ( ૧૭ )

સમૃદ્ધિ, ( ओजः ) શકિત, ( आकूतिः ) સંકલ્પ, ક્ષાત્ર, રાષ્ટ્ર ( षट् ऊर्व्यः ) ૭ ભૂમિઓ, સંવત્સર, ( इडा ) અન્ન, ( पैपाः ग्रहाः ) પ્રૈષ, ગ્રહ અને હવિ આ સર્વ ઉચ્છિષ્ટમાં રહેલાં છે. ( ૧૮ )

ચતુર્હોતા, ( आप्रियः चातुर्मास्यानि नीविदः ) યજ્ઞ, હોત્રા, પશુબન્ધ અને તેની સર્વ ઇષ્ટિઓ ઉચ્છિષ્ટમાં રહેલી છે. ( ૧૯ )

शर्करा: सिकता अश्मान ओषधयो वीरुधस्तृणा ।
अभ्राणि विद्युतो वर्षमुच्छिष्टे संश्रिता श्रिता ॥ २१ ॥
राद्धिः प्राप्तिः समाप्तिर्व्याप्तिर्मह एधतुः ।
अत्याप्तिरुच्छिष्टे भूतिश्चाहिता निहिता हिता ॥ २२ ॥
यच्च प्राणति प्राणेन यच्च पश्यति चक्षुषा ।
उच्छिष्टाज्जज्ञिरे सर्वे दिवि देवा दिविश्रितः ॥ २३ ॥
ऋचः सामानि च्छन्दांसि पुराणं यजुषा सह ।
उच्छिष्टाज्जज्ञिरे सर्वे दिवि देवा दिविश्रितः ॥ २४ ॥
प्राणापानौ चक्षुः श्रोत्रमक्षितिश्च क्षितिश्च या ।
उच्छिष्टाज्जज्ञिरे सर्वे दिवि देवा दिविश्रितः ॥ २५ ॥
आनन्दा मोदाः प्रमुदोऽभीमोदमुदश्च ये ।
उच्छिष्टाज्जज्ञिरे सर्वे दिवि देवा दिविश्रितः ॥ २६ ॥
देवाः पितरो मनुष्या गन्धर्वाप्सरसश्च ये ।
उच्छिष्टाज्जज्ञिरे सर्वे दिवि देवा दिविश्रितः ॥ २७ ॥

(अर्धमासाः) પખવાડિયું, (मासाः) મહિનાઓ, (आर्तवाः ऋतुभिः सह) ઋતુઓની સાથે ઋતુ સંબંધેના પદાર્થ, (स्तनयित्नुः) મેઘો, (मही श्रुतिः) મહાન ગર્જનાઓ (घोषणी आपः) મહાન ગર્જના કરનારા જલપ્રવાહો આ સર્વ ઉચ્છિષ્ટમાં રહે છે. (૨૦)

(शर्कराः सिकताः अश्मानः) કરકરી કપચી, રેતી, પત્થરો, (ओषधयः वीरुधः तृणा) ઔષધિઓ, વનસ્પતિઓ અને ઘાસ (अभ्राणि विद्युतः वर्षं) મેઘ, વિદ્યુત્ અને વર્ષા (उच्छिष्टे संश्रिताः श्रिताः) વગેરે સર્વ ઉચ્છિષ્ટમાં આશ્રિત થએલાં છે. (૨૧)

(राद्धिः प्राप्तिः समाप्तिः) સિદ્ધિ, પ્રાપ્તિ અને સમાપ્તિ, (व्याप्तिः महः एधतुः) વ્યાપ્તિ, મહત્ત્વ અને વૃદ્ધિ, (अत्याप्तिः भूतिः) અતિશય પ્રાપ્તિ, ઐશ્વર્ય એ સર્વ ઉચ્છિષ્ટમાં (आहिता निहिता हिता) સમાએલાં છે. (૨૨)

(यत् च प्राणेन प्राणिति) જે પ્રાણથી પ્રાણને ધારણ કરે છે અને (यत् च चक्षुषा पश्यति) જે ચક્ષુઓથી નિહાળે છે. આ સર્વ ઉચ્છિષ્ટથી (जज्ञिरे) નિર્માણ થએલ છે. (दिवि-श्रितः देवा दिविः) જે દેવો દ્યુલોકમાં છે તે સર્વ દ્યુલોકમાં રહેલા છે તેમજ ઉચ્છિષ્ટમાં પણ રહેલા છે. (૨૩)

ઋચા, સામ, છંદ, પુરાણ અને યજુર્વેદ, પ્રાણ, અપાન, ચક્ષુ. શ્રોત્ર, (क्षतिः अक्षतिः) લૌતિક અને અલૌતિક પદાર્થો, આનંદ, મોદ, પ્રમોદ, (अभीमोदः मुदः) પ્રત્યક્ષ આનંદ, દેવ, પિતર, મનુષ્ય, ગંધર્વ, અપ્સરાઓ, દ્યુલોકમાં રહેનારા સર્વ દેવતાઓ તે સર્વ (उच्छिष्टात् जज्ञिरे) ઉચ્છિષ્ટથી ઉત્પન્ન થયા છે. (૨૪–૨૭)

# ઉચ્છિષ્ટ સૂકતનો આશય

આ સૂકતની ભાષા ઘણીજ સરળ હોવાથી તેનો અલગ ભાવાર્થ લખવાની આવશ્યકતા રહેતી નથી.

### ઉચ્છિષ્ટનો અર્થ

" ઉચ્છિષ્ટ " અર્થાત્ ' ઉર્ધ્વ ભાગમાં અવશિષ્ટ ' જે ઉચ્ચ સ્થાનમાં સમાએલો છે. વિશ્વ બનાવ્યા પછી જે ભાગ અવશિષ્ટ એટલે કે બાકી રહ્યો તેનું નામ ' ઉચ્છિષ્ટ ' છે. પુરૂષ સૂકતમાં કહ્યું છે કે—

**त्रिपादूर्ध्वं उदैत्पुरुषः पादोऽस्येहा भवत्पुनः ।**
( ઋ ૧૦।૯૦।૪ )

' ત્રિપાત્ ' પુરૂષનો ઉચ્ચ સ્થાનમાં ઉદય થયો છે અને તેનો એક અંશ અહિ આ વિશ્વમાં ફરી ફરી ઉત્પન્ન થાય છે. એક અંશનું આ વિશ્વ સર્જાય છે અને વિનાશ પામે છે પરંતુ જે ત્રિપાત્ પુરૂષ ઉર્ધ્વભાગમાં અવશિષ્ટ રહે છે તે તેવો ને તેવોજ એક રૂપમાં રહે છે. આ પ્રમાણે પરબ્રહ્મનો એક અલ્પભાગ વિશ્વના રૂપમાં આકાર લે છે અને શેષ રહેલો ભાગ જેમને તેમ મૂળ રૂપમાં, સ્થિતિમાં અવશિષ્ટ રહે છે. આનું નામજ ઉચ્છિષ્ટ છે અને તેજ ઉર્ધ્વભાગમાં અવશિષ્ટ રહે છે.

( **उच्छिष्टे नाम रूपं** ) આજ પરબ્રહ્મમાં નામરૂપ રહેલ છે, એમ કહીને બધુંજ તેમાં છે એમ કહ્યું છે કારણ કે જે કાંઇ આ વિશ્વમાં છે તે રૂપવાળું અને નામમય છે. જેને રૂપ નથી નામ નથી એવું આ વિશ્વમાં કાંઇજ નથી, સંપૂર્ણ વિશ્વ જ નામ રૂપવાળું છે. આપણે કોઇ ચીજનું નામ લઇએ અને તે આપણા ચક્ષુ સામે આવીને ખડી થાય તેજ નામરૂપ છે, અને આ સર્વ નામરૂપમય આ ઉચ્છિષ્ટ પરબ્રહ્મમાં રહેલું છે.

નામ પણ ઉચ્છિષ્ટમાં છે અને રૂપ પણ ઉચ્છિષ્ટમાં રહેલું છે. આમ કહેવાથી તે ઉચ્છિષ્ટ પરબ્રહ્મમાં નામરૂપ રહેલું છે એવો અર્થ થયો. જેવી રીતે ઘડો એ નામ અને ઘડાનું રૂપ એ સર્વ માટીમાં જ રહેલું હોય છે, અર્થાત્ આ માટીજ નામરૂપાત્મક ઘટાકાર થઇને આપણી સમક્ષ આવે છે. એજ પ્રમાણે ઉચ્છિષ્ટ પરબ્રહ્મ નામરૂપ ધારણ કરીને, વિશ્વનો આકાર ધારણ કરીને, વિશ્વરૂપ બનીને આપણી સમક્ષ આવે છે. તેજ પરમાત્માનું વિશ્વરૂપ દર્શન જે ભગવદ્‌ગીતાના અગિયારમા અધ્યાયમાં વર્ણવ્યું છે અને યજુર્વેદના રૂદ્રાધ્યાયમાં વર્ણવેલું છે.

### ઉચ્છિષ્ટમાં રૂપ

' ઉચ્છિષ્ટમાં નામરૂપ રહેલાં છે ' આજ મંત્રભાગ મુખ્ય છે. આગળ ઉપર તેનું સ્પષ્ટીકરણ આપેલુંજ છે. જેવી રીતે ઉચ્છિષ્ટમાં લોક, ઇન્દ્ર, અગ્નિ, વિશ્વ, દ્યાવા-પૃથિવી, સર્વ ભૂત માત્ર, જળ, સમુદ્ર, ચન્દ્ર, વાયુ, ( મંત્ર ૧-૨ ) નવ ભૂમિઓ, સૂર્ય, ( મં. ૧૪ ) રેતી, પત્થર, મોટી મોટી શિલાઓ, ઔષધો, વનસ્પતિઓ, ઘાસ, અભ્ર, વિદ્યુત્ વૃષ્ટિ, ( મં. ૨૧ ) જે પ્રાણથી જીવિત રહે છે, જે આંખથી જુએ છે, જે આકાશમાં છે, ( મં. ૨૩ ) દેવ, પિતર, મનુષ્ય, ગંધર્વ, અપ્સરા, ( મં. ૨૭ ) વિશ્વ ઉત્પન્ન કરનારા દસ દેવતાઓ ( મં. ૪ ) આ સર્વ ઉચ્છિષ્ટમાં સમાયેલા છે. આ સર્વ રૂપવાળા પદાર્થ છે, તેમનો આશ્રય ઉચ્છિષ્ટ પરમાત્મા જ છે.

### ઉચ્છિષ્ટમાં નામ

હવે નામનું વર્ણન જોઇએ– ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, ઉદ્‌ગીથ, સ્તવન, હિંકાર, સ્વર, સામવેદના આલાપ ( મં.૫ ) ઇન્દ્રાગ્નિના સૂકત, પવમાન સૂકત, ( મં. ૬ ) છન્દ, પુરાણ, ( મં. ૨૪ ) આ સર્વ નામ છે, આ બધા શબ્દો છે. શબ્દ સૃષ્ટિનો આ સર્વ વિસ્તાર છે અને આ સર્વ નામ ઉચ્છિષ્ટના આધાર પર જ રહે છે.

આ રીતે નામ અને રૂપ ઉચ્છિષ્ટ બ્રહ્મમાં રહે છે, જે રૂપ છે તે ઉચ્છિષ્ટનું જ રૂપ છે અને જે નામ છે તે પણ તેનુંજ નામ છે. આ પ્રમાણે આ નામરૂપ પણ તેમાંજ રહે છે.

### ઉચ્છિષ્ટમાં કર્મ

આ રીતે નામ અને રૂપ ઉચ્છિષ્ટ બ્રહ્મમાં છે એ વાતની પ્રતિતિ થયા પછી " કર્મ " ક્યાં રહે છે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. તેનો ઉત્તર પણ આજ સૂકતમાંથી મળી રહે છે કે— રાજસૂય, વાજપેય, અગ્નિષ્ટોમ અધ્વર, અશ્વમેધ ( મં. ૭ )

અગ્ન્યાધાન, દીક્ષાયજ્ઞ, સત્ર, ( મં. ૮ ) અગ્નિહોત્ર, વ્રત, તપ, દક્ષિણા, ઇષ્ટાપૂર્ત, ( મં. ૯ ) એકરાત્ર, દ્વિરાત્ર, સદ્યઃ ક્રીઃ, પ્રક્રીઃ, ઉકથ, ( મં. ૧૦ ) ચતુરાત્ર, પંચરાત્ર, ષડ્રાત્ર, સપ્તરાત્ર, અષ્ટરાત્ર, દશરાત્ર, દ્વાદશાહ, ષોડશિ, ( મં. ૧૧ ) વિશ્વજિત, અતિરાત્ર ( મં. ૧૨ ) વગેરે સર્વ યજ્ઞકર્મ છે અને તે સર્વ તે ઉચ્છિષ્ટમાંજ રહે છે. તે ઉચ્છિષ્ટ બ્રહ્મના આધાર પર આ સંપૂર્ણ કર્મમાર્ગની વ્યવસ્થા રચાઇ છે, અર્થાત્ બધાજ કર્મોનો આધાર બ્રહ્મજ છે.

### ઉચ્છિષ્ટમાં કાળ

કાળ પણ ઉચ્છિષ્ટ બ્રહ્મના આધારથીજ રહે છે અતઃ કહ્યું છે કે- અર્ધમાસ ( પક્ષ ), માસ ( મહિનો ), ઋતુઓ, ( મં. ૨૦ ) અયન, વર્ષ, સંવત્સર, ( મં. ૧૮ ) તે સર્વ ઉચ્છિષ્ટ બ્રહ્મમાં રહેલા છે. ભૂત, ભવિષ્યત્, ( મં. ૧૭ ) સંપૂર્ણ કાળ અને કાળના અવયવ આ પ્રમાણે ઉચ્છિષ્ટ બ્રહ્મના આધાર પર છે એમ અહિ કહેવામાં આવ્યું છે.

### કર્મ

કાળની સાથે કર્મનો સંબંધ છે. એકરાત્ર, દ્વિરાત્ર વગેરે અનેક યજ્ઞો કાળમર્યાદાની સાથે સંબંધ રાખે છે. કેટલીએ ઇષ્ટિઓ નાના નાના કાળખંડોની સાથે સંબંધિત હોય છે અને કેટલાએ સત્રો દીર્ઘકાળના હોય છે. તથાપિ સર્વ પ્રકારના યજ્ઞ આ પ્રમાણે કાળની સાથે મર્યાદિત થએલા હોય છે. અર્થાત્ જેવી રીતે નામરૂપનો પરસ્પર સંબંધ છે તેવીજ રીતે કાળ અને કર્મનો પરસ્પર સંબંધ છે. પાઠક તેનો બરાબર વિચાર કરે અને તેનો અનુભવ કરે.

### કર્મના ભેદો

શ્રદ્ધા, તપ, વ્રત, દીક્ષા, ( મં. ૯ ) સૂનૃત, નમ્રભાવ, કલ્યાણ, સ્વધા-અર્થાત્ પોતાની ધારણાશક્તિ, બળ, અમૃતત્વ, સહન સામર્થ્ય, કામના, વાસના, ( મં. ૧૩ ) ઋત, સત્ય, શ્રમ, ધર્મ, વીર્ય-પરાક્રમ, લક્ષ્મી, શોભા, ( મં. ૧૭ ) સમૃદ્ધિ, સંકલ્પ, ક્ષાત્રબળ, ( મં. ૧૮ ) સિદ્ધિ, પ્રાપ્તિ, સમાપ્તિ, વ્યાપ્તિ, મહત્વ, વૃદ્ધિ, ( મં. ૨૨ ) આનંદ, મોદ, પ્રમોદ ( મં. ૨૫ ) વગેરે સર્વ જે કર્મની સાથે સંબંધ રાખે છે તેઓ પણ માનવીની ઉન્નતિ માટે અતિ આવશ્યક છે. આ સર્વ ઉચ્છિષ્ટ બ્રહ્મના આધાર પર રહે છે.

### પ્રાણ

જે પ્રાણથી સજીવ રહે છે, જે આંખોથી જુએ છે તેઓ સર્વ પ્રાણિમાત્ર ઉચ્છિષ્ટ બ્રહ્મનો આશ્રય લઇનેજ રહે છે. અર્થાત્ તેઓ ઉચ્છિષ્ટ બ્રહ્મથી પૃથક્ નથી જ. ( મં. ૨૩ )

### દ્વંદ્વો

સત્ય, અસત્ય, જીવન, મૃત્યુ, વ અને દ્ર, ( વરણ અને દ્રાવણ ) આ સર્વ દ્વન્દ્વો ઉચ્છિષ્ટ બ્રહ્મમાંજ રહે છે, અર્થાત્ જે કાંઇ અહીં છે તે સર્વનો સંબંધ પરબ્રહ્મની સાથે છેજ. પરબ્રહ્મથી પૃથક્ અસ્તિત્વ કોઇનું પણ હોઇ શકે નહિ.

### કર્મકાંડ

આ સૂક્તમાં અનેક યજ્ઞોનાં નામો આવેલાં છે તેમનાં સ્વરૂપ યજુર્વેદની વ્યાખ્યા કરતી વખતે વધારે સ્પષ્ટ કરવામાં આવશે કારણ કે કર્મકાંડ યજુર્વેદનો વિષય છે.

### વિશ્વરૂપ દર્શન

જે વિશ્વરૂપદર્શનના વિષયનો ઉલ્લેખ અહીં કર્યો છે તે શ્રીમદ્ ભગવદ્ગીતાના ૧૧મા અધ્યાયમાં વિસ્તારથી કહ્યું છે અને યજુર્વેદના રુદ્રાધ્યાયમાં પણ અધિક વિસ્તારથી કહેલું છે. પાઠક તુલના કરીને વેદનાં તત્વો બરાબર જાણે.

## બ્રહ્મની પ્રાપ્તિ

કાંડ ૭, સૂક્ત ૬૬ ( ૬૮ )

( ऋषिः- ब्रह्मा । देवता- ब्रह्म )

यद्यन्तरिक्षे यदि वात आस यदि वृक्षेषु यदि वोलपेषु ।
यदश्रवन्पशव उद्यमानं तद्ब्राह्मणं पुनरस्मानुपैतु ॥ १ ॥

## ગુહ્ય-અધ્યાત્મ-વિદ્યા

કાંડ ૨, સૂક્ત ૧

( ऋषिः- वेनः । देवता- ब्रह्म, आत्मा )

वेनस्तत्पश्यत्परमं गुहा यद्यत्र विश्वं भवत्येकरूपम् ।
इदं पृश्निरदुहज्जायमानाः स्वर्विदो अभ्यनूषत व्राः ॥ १ ॥
प्र तद्वोचेदमृतस्य विद्वान् गन्धर्वो धाम परमं गुहा यत् ।
त्रीणि पदानि निहिता गुहास्य यस्तानि वेद स पितुष्पितासत् ॥ २ ॥

---

અર્થ—( यदि अन्तरिक्षे यदि वाते ) જ્યારે અન્તરિક્ષમાં અને જો વાયુમાં, ( यदि वृक्षेपु यदि वा उलपेपु ) જો વૃક્ષોમાં અથવા જો પત્થરમાં તમો જોશો તો તેમાં જે ( आस ) હંમેશાં રહે છે. ( यत् पाशवः अस्रवन् ) જે પ્રાણીઓ સ્રવે છે ( तत् उद्यमानं ब्राह्मणं ) તે પ્રકટ થનારો બ્રહ્મ ( पुनः अस्मान् उपैति ) ફરીથી પ્રાપ્ત થાયે છે. ( ૧ )

અર્થ —( वेनः तत् परमं पश्यत् ) માત્ર ભક્ત જ તે પરમશ્રેષ્ઠ પરમાત્માને નિહાળી શકે છે. ( यत् गुहा ) જે હૃદયરૂપી ગુફામાં વાસ કરે છે અને ( यत्र विश्वं एकरूपम् भवति ) જેનામાં સમ્પૂર્ણ જગત્ એકરૂપ થઇ જાય છે. ( इदं पृश्निः जायमानाः अदुहत् ) તેનુંજ પ્રકૃતિએ દોહન કરીને જ જન્મ લેનારા પદાર્થો બનાવ્યા છે અને તેને માટેજ ( स्वर्विदः व्राः ) પ્રકાશને જાણીને વ્રત પાલન કરનારો માનવી જ તેની ( अभ्यनूपत ) ઉત્તમ પ્રકારે સ્તુતિ કરે છે. ( ૧ ) ( यत् गुहा ) જે હૃદયની ગુફામાં છે. ( तत् अमृतस्य परमं धाम ) તેજ અમૃતનું શ્રેષ્ઠ સ્થાન ( विद्वान् गन्धर्वः प्रवोचत् ) જ્ઞાની વક્તા કહે છે.

---

ભાવાર્થ—જે બ્રહ્મ આ અવકાશમાં, વાયુમાં, પત્થરમાં વિરાજે છે, જે પશુઓમાં અર્થાત્ પ્રાણીઓમાં પ્રવાહિત થાય છે અર્થાત્ જે સ્થિર, ચલમાં વિદ્યમાન છે તે સર્વત્ર પ્રકાશિત થનારો બ્રહ્મ અમને પ્રાપ્ત થાય છે.

બ્રહ્મ નામ મહાન આત્મતત્વ જે સર્વત્ર સ્થિર તેમજ ચલમાં વ્યાપક છે, તે સર્વત્ર પ્રકાશિત થાય છે, જેની શક્તિથી સંપૂર્ણ જગતને આ સુંદર રૂપ મળ્યું છે, તે બ્રહ્મ અમને સર્વને મનુષ્યોને પ્રાપ્ત થઇ શકે છે. તેથી તેની પ્રાપ્તિને માટે મનુષ્ય પ્રયત્ન કરે.

ભાવાર્થ—જેનામાં જગતની વિવિધતા ભેદનો ત્યાગ કરીને એકરૂપતાને પ્રાપ્ત કરે છે અને જેનો નિવાસ હૃદયમાં છે તે પરમાત્માને ભક્ત જ પોતાના હૃદયમાં સાક્ષાત જોઇ શકે છે. આ પ્રકૃતિએ તેજ એક આત્માની વિવિધ શક્તિઓનો નિચોડ કાઢીને ઉત્પન્ન થનારા આ વિવિધ જગત્‌ને નિર્માણ કર્યું છે. તેટલા માટેજ આત્મજ્ઞાની મનુષ્ય સર્વદા તે એક આત્માનું ગુણ-ગાન કરે છે. ( ૧ ) જે માત્ર પોતાના હૃદયમાં છે તે અમૃતના પરમધામનું વર્ણન આત્મજ્ઞાની અને સંયમી વક્તાજ કરી

स नः पिता जनिता स उत बन्धुर्धामानि वेद भुवनानि विश्वा ।
यो देवानां नामध एक एव तं संप्रश्नं भुवना यन्ति सर्वा ॥ ३ ॥
परि द्यावापृथिवी सद्य आयमुपातिष्ठे प्रथमजामृतस्य ।
वाचमिव वक्तरि भुवनेष्ठा धास्युरेष नन्वेषो अग्निः ॥ ४ ॥
परि विश्वा भुवनान्यायमृतस्य तन्तुं विततं दृशे कम् ।
यत्र देवा अमृतमानशानाः समाने योनावध्यैरयन्त ॥ ५ ॥

---

( अस्य त्रीणि पदा ) તેના ત્રણ પદો ( गुहा निहिता ) હૃદયની ગુફામાં રાખેલાં છે. ( यः तानि वेद ) જે તેને જાણે છે, ( सः पितुः पिता असत ) તે પિતાનો પણ પિતા અર્થાત્ ઘણો જ સમર્થ બની જાય છે. (૨) ( सः नः पिताः ) તે આપણા સર્વનો પિતા છે. ( जनिता ) જન્મ આપનારો ( उत सः बन्धुः ) અને તે આપણો ભ્રાતા પણ છે તે ( विश्वा भुवनानि धामानि वेद ) સર્વ ભુવનો અને સ્થાનોને જાણે છે ( यः एकः एव ) તે એકલો એક જ ( देवानां नाम-धः ) સંપૂર્ણ દેવોનાં નામ ધારણ કરનારો છે. ( तं सं-प्रश्नं ) તેજ ઉત્તમ પ્રકારથી પૂછવાને યોગ્ય પરમાત્મા પ્રતિ ( सर्वा भुवना यन्ति ) સંપૂર્ણ ભુવનો પહોંચે છે. (૩) ( सद्यः ) તરત જ ( द्यावा-पृथिवी परि आयं ) દ્યુલોક અને પૃથ્વીલોકમાં સર્વત્ર હું ફરી આવ્યો છું અને હવે, ( ऋतस्य प्रथमजां उपातिष्ठे ) સત્યના પ્રથમ ઉત્પાદકની ઉપાસના કરૂં છું. ( वक्तरि वाचं इव ) વકતામાં જેવી રીતે વાણી રહે છે, તેવી રીતે તે ( भुवने-स्था ) સર્વ ભુવનોમાં રહે છે અને ( एषः धास्युः ) તેજ સર્વનો ધારક અને પોષક છે. ( ननु एषः अग्निः ) નિશ્ચયપૂર્વક તે અગ્નિ જ છે. ( यत्र ) જેનામાં ( अमृतं आनशानाः देवाः ) અમૃત પીનારા સર્વ દેવો ( समाने यो नौ ) સમાન આશ્રયને ( अध्यैरयन्त ) પામે છે તે ( ऋतस्य ) સત્યના ( विततं कं तन्तुं दृशे ) ફેલાયેલા સુખકારક તંતુઓ જોવાને માટે ( विश्वा भुवनानि परि आयं ) સર્વ ભુવનો ફરી આવ્યો છું. (૫)

---

શકે છે. તેના ત્રણ પાદ હૃદયમાં ગુપ્ત રહેલા છે. જે તેમને બરાબર જાણે છે તેજ પરમજ્ઞાની હોય છે. (૨) તેજ આપણા સર્વનો પિતા, જન્મદાતા અને ભાઇ પણ છે. તેજ સર્વ પ્રાણીઓની સર્વ અવસ્થાઓને યથાવત્ સંપૂર્ણ પણે જાણે છે. તે માત્ર એકલોજ એક છે અને અગ્નિ વગેરે અન્ય સર્વ દેવોના નામ તેનેજ પ્રાપ્ત થાય છે, અર્થાત્ તેનેજ આપવામાં આવે છે. જિજ્ઞાસુલોકો તેના વિષયમાં વારંવાર પ્રશ્નો પૂછે છે અને જ્ઞાન પ્રાપ્ત કરતાં કરતાં અન્તમાં તેને પ્રાપ્ત કરે છે. (૩) દ્યુલોક અને પૃથ્વીલોકની અંદર જે અનંત પદાર્થો હોય છે, તેમનું નિરીક્ષણ કરી લીધા પછી આપણને જ્ઞાન થાય છે કે અટલ સત્ય નિયમોનો પ્રથમ પ્રવર્તક એક પરમાત્માજ છે, એટલા માટે હું તેની ઉપાસના કરૂં છું. જે પ્રમાણે વકતામાં વાણી છૂપાએલી છે, તેવી રીતે જગતના સર્વ પદાર્થો અથવા સર્વ પ્રાણીઓમાં તે સર્વનો ધારણ કરનાર, પોષણ કરનાર એક જ આત્મા રહે છે, તેને અગ્નિ પણ કહી શકાય છે, અર્થાત્ જેવી રીતે અગ્નિ લાકડામાં ગુપ્ત રહે છે તેજ પ્રમાણે તે સર્વ પદાર્થોમાં ગુપ્તરૂપે રહેલો છે. (૪) જે એક પરમાત્મામાં અગ્નિ, વાયુ, સૂર્યાદિ દેવ સમાન રીતથી આશ્રય કરી રહેલા છે અને જેની અમૃતમયી શકિત ઉપરોકત દેવોમાં સંપૂર્ણપણે કાર્ય કરી રહી છે, તેજ એક સર્વત્ર પ્રસરેલું વ્યાપક સત્ય છે. તેનો સાક્ષાત્કાર કરવા માટે મેં બધી વસ્તુઓનુ નિરીક્ષણ કર્યું છે અને નિરીક્ષણને અ તે મને અનુભવ થયો છે કે તે એકજ સૂત્ર સર્વમાં ફેલાએલું છે. (૫)

# ગુહ્ય-આધ્યાત્મિક-વિદ્યા

### ગૂઢ વિદ્યા

'ગૂઢ વિદ્યા'નો અર્થ એવો થાય કે 'ગૂઢતત્વને જાણવાની ઓળખવાની વિદ્યા.' ઘણાઓનું એવું મંતવ્ય છે કે આ વિદ્યા ગુપ્ત રાખવાની છે એટલા માટે તેને ગૂઢ અથવા ગુહ્ય વિદ્યા કહે છે, પરંતુ આ ખરૂં નથી. દશ્ય સંસારમાં સર્વનું આધાર ભૂત એકજ તત્વ છે, સંસારના સર્વ પદાર્થો દશ્ય છે અને આ સર્વવ્યાપક આધારતત્વ અદશ્ય છે. પ્રત્યેક મનુષ્ય સર્વ પદાર્થના રંગ,રૂપ, આકર અને વજન વગેરે જોઇ શકે છે, પરંતુ તે પદાર્થની અંદર વ્યાપ્ત બનેલા તત્વને તે જાણી શકતો નથી, ઘણાજ થોડાં માણસો તેનો અનુભવ કરી શકે છે. મનુષ્યનો સ્થૂળ દેહ બધા જોઇ શકે છે, પરંતુ તે જ દેહમાં રહેલા ગુહ્ય અથવા ગુપ્ત આત્માનાં દર્શન કોણ કરી શકે છે. પરંતુ જેટલું દેહ અસ્તિત્વ સત્ય છે તેટલું જ બલકે તેથી અધિક સત્ય દેહધારી આત્માના અસ્તિત્વમાં છે. આજ પ્રમાણે સંપૂર્ણ જગતની અંદર વ્યાપક થએલાં ગુહ્યતત્વ વિષે સમજવું જોઇએ.

દશ્ય આકારવાળું જગત્ દેખાય છે. તેથી તે ગુહ્ય નથી પરંતુ આ દશ્ય જગતને આધાર જે ગુહ્યતત્વે આપેલો છે તે તેટલી સ્પષ્ટતાથી જોઇ શકતો નથી, તેને શોધી કાઢવો, તેનો અનુભવ કરવો, તેનો સાક્ષાત્કાર કરવો એ આ "ગુહ્ય વિદ્યાનું" કાર્યક્ષેત્ર છે, તેટલા માટેજ તેને "ગુહ્યવિદ્યા, ગૂઢ વિદ્યા, ગુહ્યાત્ ગુહ્યતરનું જ્ઞાન, બ્રહ્મવિદ્યા, પરાવિદ્યા, વિદ્યા" વગેરે અનેક નામો છે. આ સર્વ શબ્દોનું તાત્પર્ય "તે જગતના આધાર આત્મતત્વનું જ્ઞાન" તેજ છે.

વેદમંત્રોમાં આ વિદ્યા વિશેષ રીતથી બતાવેલી છે. પ્રત્યેક સ્થળમાં અને વિવિધ રીતિથી તેનું વર્ણન કર્યું છે. કેટલાએ મંત્રોમાં સ્પષ્ટ વર્ણન છે જ્યારે કેટલાયમાં ગુહ્ય વર્ણન છે. આ સૂક્ત સ્પષ્ટ વર્ણન કરનારૂં છે. તેથી ઉપાસકોને તેના મનનથી ઘણો જ લાભ થઇ શકે છે.

### ગૂઢ વિદ્યાનો અધિકારી

સર્વ વિદ્યાઓમાં આ ગુહ્યવિદ્યા મુખ્ય છે. તે માટે દરેક જણે તે વિદ્યા પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવો જ જોઇએ. વાસ્તવમાં જોવામાં આવે તો જણાઇ આવશે કે સર્વ મનુષ્ય તેની જ પ્રાપ્તિના માર્ગમાં લાગેલાં છે. કેટલાકે ઘણો લાંબો રસ્તો પકડ્યો છે જ્યારે કેટલાકે તદ્દન નજીકનો રસ્તો પકડ્યો છે. આ અનેક માર્ગોમાંથી કયો માર્ગ આ સૂક્તને યોગ્ય છે એટલે કે રૂચે છે તે હવે અહીં આપણે જોઇએ.

**वेनः तत्पश्यत् ॥ १ ॥**

"વેનજ તેને જોઇ શકે છે." એ પ્રથમ મંત્રનું વિધાન છે. અહીં દૃષ્ટા તેને પ્રત્યક્ષ જોઇ શકે છે. જે પ્રકારે મનુષ્ય સૂર્યને આકાશમાં પ્રત્યક્ષ જોઇ શકે છે તેજ પ્રમાણે આ ભક્ત તે આત્માને પોતાના હૃદયમાં પ્રત્યક્ષ રીતે જોઇ શકે છે. આ ભાવ અહીં સ્પષ્ટ છે. આ અધિકાર માત્ર "વેન"નોજ છે. આ "વેન" કોણ છે? '**वेन**' ધાતુનો અર્થ— "ભજન-પૂજન કરવું, વિચારી જોવું, ભક્તિ કરવી તથા આવા પ્રકારની ઉપાસના કરવા માટે જવું" એવો થાય છે. આજ અર્થ અહિ આ વેન્ શબ્દમાં રહેલો છે. "જે ઇશ્વરનું ભજન પૂજન કરે છે. હૃદયપૂર્વક તેની ભક્તિ કરે છે, વિચારની દૃષ્ટિએ તેને જાણવાનો પ્રયત્ન કરે છે," આવા પ્રકારનો જે જ્ઞાની ભક્ત છે, તેજ અહિ વેન શબ્દથી અભિપ્રેત થએલો છે, તેથી માત્ર "બુદ્ધિમાન" એવોજ અર્થ અહીં ઘટાવવો યોગ્ય નથી. બુદ્ધિ ગમે તેટલી વિશાળ થઇ હો છતાં પણ જ્યાં સુધી તેના હૃદયમાં ભક્તિની લહરીઓ ઉઠે નહિ ત્યાં સુધી તે પ્રકારના શુષ્કજ્ઞાનથી પરમાત્માનો સાક્ષાત્કાર થઇ શકતો નથી તે વાત આ સૂક્ત દ્વારા વિશેષ રીતથી અહીં સ્પષ્ટ કરવાની છે.

બીજા મંત્રમાં કહ્યું છે કે—

**अमृतस्य धाम विद्वान् गन्धर्वः ॥ २ ॥**

"અમૃતના ધામને જાણનારો ગંધર્વજ તેનું વર્ણન કરી શકે છે." તેમાં ગંધર્વ શબ્દ વિશેષ મહત્વપૂર્ણ છે. ગંધર્વ શબ્દનો અર્થ "સંત, પવિત્રઆત્મા" એવો કોશમાં પ્રસિદ્ધ છે. અને આ શબ્દ પૂર્વ કહેલા શબ્દની સાથે ઘણોજ મળતો

આવે છે, છતાં પણ " गां वाणीं धारयति " અર્થાત્ "પોતાની વાણીને ધારણ કરવાવાળો" એ અર્થ અહીં વધારે યોગ્ય છે. એમ તો વાણી બધાજ ધારણ કરે છે પરંતુ અહીં તો પોતાની વાણીનો વધારે ઉપયોગ ન કરતાં પોતાની વાક્ શકિતને સંયમમાં રાખનાર, અત્યન્ત આવશ્યકતા હોય તોજ વાણીનો ઉપયોગ કરનારો, એવો અર્થ ગંધર્વ શબ્દમાં રહેલો છે, વિશેષ અર્થથી પરિપૂર્ણ પરંતુ અતિઅલ્પ શબ્દો બોલનારો વિદ્વાન એવો અર્થ ગંધર્વ શબ્દનો લેવો જોઇએ. આથઃ આત્મજ્ઞાની વક્તાનું વકતૃત્વ મૂકતાથીજ થઇ શકે છે, અથવા બહુજ થોડા પરંતુ અર્થપૂર્ણ શબ્દોથીજ આત્મજ્ઞાની, પવિત્રાત્મા, આપ્તપુરૂષ જે કાંઇ કહેવાનું હોય તે કહી દે છે. જ્યાં સુધી લૌકિકવિદ્યાનું જ્ઞાન મનુષ્યના મનમાં ખળભળાટ મચાવે છે ત્યાં સુધી તે મનુષ્ય મેઘગર્જનાની જેમ પોતાની વાણી ગર્જાવ્યે જાય છે, પરંતુ તેની અસર શ્રોતાઓ પર વિશેષ થતી નથી. જ્યારે આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે અથવા ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે ત્યારે તેનું વકતૃત્વ ઘટવા માંડે છે, પરંતુ તે અલ્પ શબ્દોનો પ્રભાવ વધતોજ જાય છે. વાક્ શકિત ઉપર સંયમ વધતો જ જાય છે. આ અવસ્થા તે ગંધર્વની અવસ્થા સમજવી જોઇએ.

અહીં " વેન અને ગંધર્વ " એ બે શબ્દો આત્મજ્ઞાનનો અધિકારી વાચક શબ્દો છે. ઉપાસક, ભકત તથા ગંભીર શબ્દોનો પ્રયોગ સંયમ સાથે જે કરનારો છે તેજ પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે અને તેજ તેનું વર્ણન પણ કરી શકે છે.

### પૂર્વ તૈયારી ( પ્રથમ અવસ્થા )

તે ઉપાસક આત્મજ્ઞાની હોય શકે છે, પરંતુ તેવા ઉપાસક બનવા માટે પૂર્વ તૈયારીની આવશ્યકતા છે. આ પૂર્વ તૈયારી નીચે આપેલા શબ્દો દ્વારા તે સૂકતમાં દર્શાવવામાં આવી છે–

**सद्यः द्यावा पृथिवी परि आयम् ॥ ४ ॥**

**विश्वा भुवनानि परि आयम् ॥ ५ ॥**

" એક વખત દ્યુલોક અને પૃથ્વીલોકમાં ચક્કર લગાવીને આવ્યો છું, સંપૂર્ણ ભુવનોમાં ફરી–ફરી આવ્યો છું." અર્થાત્ દ્યુલોક અને પૃથ્વીલોક તથા અન્યાન્ય ભુવનોમાં અને સ્થાનોમાં જે જે દ્રષ્ટવ્ય, પ્રાપ્તવ્ય અને ભોકતવ્ય છે તેને જોયું, પ્રાપ્ત કર્યું અને ભોગવ્યું છે. જગતમાં ખૂબ ભ્રમણ કર્યું, કાર્યવ્યવહાર કર્યાં, ધન દોલત કમાઇ, રાજ્યાદિ ભોગ વિલાસ પ્રાપ્ત કર્યાં, વિજય મેળવ્યા, યશ ફેલાવ્યો, જે કાંઇ

૫ [ અથર્વ. અનુ. ]

કરવાનું હતું તે બધું કરી ચૂકયો છું. અભ્યુદયને માટે મનુષ્ય જે કાંઇ કરી શકે એવી સંભાવના છે તે કરી ચૂકયો છું. આ ગૂઢતત્વના દર્શનની પ્રથમ અવસ્થા છે. આ અવસ્થામાં ભોગેચ્છા પ્રધાન હોય છે.

### દ્વિતીય અવસ્થા

તેના પછી દ્વિતીય અવસ્થા શરૂ થાય છે. જ્યારે વિચાર આવવા માંડે છે કે આ નાશવંત ભોગ ગમે તેટલા પ્રાપ્ત કરીએ તો પણ તેનાથી સાચી તૃપ્તિ થતી નથી; માટે સાચી તૃપ્તિ, મનનું સાચું સમાધાન પ્રાપ્ત કરવા માટે કાંઇ પણ પ્રયત્ન કરવો જોઇએ. આ દ્વિતીય અવસ્થામાં ભોગવિલાસની પ્રવૃત્તિ ઓછી થતી જાય છે અને અલૌકિક તત્વદર્શનની પ્રવૃત્તિ વધતી જાય છે, તેનો નિર્દેશ આ સૂકતમાં નીચે લખેલા પ્રકારથી કરવામાં આવ્યો છે—

**अमृतस्य विततं कं तन्तुं दृशे विश्वा भुवनानि परि आयम् ॥ ५ ॥**

" અમૃતના સુખકારક ફેલાએલા મૂળ સૂત્રને જોવાને માટે મેં સર્વ ભુવનોમાં ચક્કર લગાવ્યાં છે, " અર્થાત્ આ દ્વિતીય અવસ્થામાં તેનાં ભ્રમણ એટલા માટે થાય છે કે આ વિવિધતાથી પરિપૂર્ણ જગતમાં એકતાનો મૂળ સ્રોત હોય તો તેને જોઉં. આ દુઃખ, કષ્ટ, ભેદભાવ, લડાઇ ઝગડાથી પરિપૂર્ણ જગતમાં સુખ, આરામ, ઐકય અને અવિરોધ આપનારૂં કોઇ તત્વ હોય તો તેને શોધું, આ ઉદ્દેશ્યથી તે ભ્રમણ થાય છે. જીજ્ઞાસુની આ બીજી અવસ્થા છે. આ અવસ્થાવાળો માણસ તીર્થક્ષેત્રો અને પુણ્ય પ્રદેશોમાં જાય છે, ત્યાં સજ્જનોની સાથે તેનો મેળાપ થાય છે, દેશદેશાંતરમાં પહોંચે છે અને ત્યાંથી તે જ્ઞાન પ્રાપ્ત કરે છે. તેનો તે સમયનો ઉદ્દેશ્ય એ હોય છે કે આ વિભેદપૂર્ણ, દુઃખમય અવસ્થામાંથી અભેદમય સુખકારક, અવસ્થાને તે પ્રાપ્ત કરે. આટલા પ્રયત્નો કરવાથી તેને કંઇ ને કંઇ તો જરૂર પ્રાપ્ત થાય છે જ અને પછી તે પ્રાપ્ત થએલા જ્ઞાનને પોતામાં સ્થિર કરવાનો યત્ન કરવાની તે તૈયારી કરવા માંડે છે. આ પ્રમાણે દ્વિતીય અવસ્થામાંથી તે તૃતીય અવસ્થામાં પહોંચે છે. આ ત્રીજી અવસ્થાનું વર્ણન આ સૂકતમાં નીચે લખ્યા શબ્દો દ્વારા કરવામાં આવ્યું છે—

### તૃતીય અવસ્થા

**द्यावा पृथिवी परि आयं सद्यः ऋतस्य प्रथमजां उपातिष्ठे ॥ ४ ॥**

" હું દ્યુલોક અને પૃથ્વીલોકમાં ખૂબ ફરી ફરીને આવ્યું છું અને હવે સત્યના પ્રથમ પ્રવર્તકની ઉપાસના કરું છું. "

જગતભરમાં પરિભ્રમણ કરીને વિચારપૂર્વક નિરીક્ષણ કરવાથી એવી જાણ થાય છે કે આ વિભિન્ન જગતમાં એક અભિન્નતત્વ છે અને તેજ ( कं ) સાચું સુખ દેનારો છે. જ્યારે આ જ્ઞાન તેને થાય છે ત્યારે તે તેની પાસે જવાની ઇચ્છા કરે છે. ઉપાસનાથી ભિન્ન એવો બીજો કોઇ અન્ય માર્ગ તેને પ્રાપ્ત કરવાને માટે છે જ નહિ, અને તેથી તેજ માર્ગમાં એ ઉપાસક આવીને ઉભો રહે છે. આ અવસ્થાઓ આ સૂકતના મંત્રો દ્વારા વ્યકત કરવામાં આવી છે. આ મંત્રોની સાથે યજુર્વેદ વાજસનેયી સંહિતાના મંત્રો જોવાથી આ વિષય પર વધુ પ્રકાશ પડે છે. એટલા માટે હવે એ મંત્ર અહીંયાં આપીએ છીએ—

**परित्य भूतानि परीत्य लोकान् परीत्य सर्वाः प्रदिशो दिशश्च । उपस्थाय प्रथमजामृतस्या-त्मनात्मानमभि सं विवेश ॥ ११ ॥**
**परि द्यावा पृथिवी सद्य इत्वा परि लोकान्परि दिशः परि स्वः । ऋतस्य तन्तुं विततं विचृत्य तदपश्यत्तदभवत्तदासीत् ॥ १२ ॥**

( વા. યજુ. અ. ૩૨ )

" ( **भूतानि परीत्य** ) સર્વ ભૂતોને જાણીને અથવા સર્વ ભૂતોમાં ફરીને ( **लोकान् परीत्य** ) સર્વ લોકોમાં ભ્રમણ કરીને ( **सर्व दिशः प्रदिशः च परित्य** ) સર્વ દિશાઓ અને ઉપદિશાઓમાં ભ્રમણ કરીને અર્થાત્ તે સર્વને યથા-વત્ જાણીને ( **ऋतस्य प्रथमजां उपस्थाय** ) સત્યના પ્રથમ નિયમના પ્રવર્તકની ઉપાસના કરીને ( **आत्मना आत्मानं** ) કેવળ આત્મસ્વરૂપથી પરમાત્મા પ્રતિ ( **अभि सं विवेश** ) સર્વ પ્રકારે પ્રવેશ કરું છું. ( ૧૧ ) ( **सद्यः द्यावा पृथिवी परि इत्वा** ) એક વખત દ્યુલોક અને પૃથ્વીલોકના સર્વ પદાર્થોને જોઇને ( **लोकान् परि** ) સર્વ લોકોને જોઇને ( **दिशः परि** ) દિશાઓનું પરિક્ષણ કરીને ( **स्वः परि** ) આત્મપ્રકાશને જાણીને ( **ऋतस्य विततं तन्तुं** ) અટલ સત્યના પથરાએલા સૂત્રને છૂટા પાડીને જ્યારે ( **तद् अपश्यत्** ) તે સૂત્રને જુએ છે ત્યારે ( **तद् अभवत्** ) તે તેવો બને છે કે જેવો ( **तद् आसीत्** ) તે પહેલાં હતો. ( ૧૨ ) "

આ બન્ને મંત્રો ઉપાસકની ઉન્નતિના માર્ગમાં ઘણીજ ઉત્તમ રીતે પ્રકાશ પાથરે છે. જગતમાં ફરી આવવાની જે વાત અથર્વવેદમાં કહેવામાં આવી હતી તેનું વધુ સ્પષ્ટીકરણ આ મંત્રોના પ્રથમ અર્ધભાગ દ્વારા સારી રીતે થયું છે. " સર્વ ભૂતો, સર્વ લોકલોકાંતર, સર્વ ઉપદિશાઓ દ્યુ અને પૃથ્વીના અંતર્ગત સર્વ પદાર્થો અથવા પોતાની સત્તા જ્યાં સુધી પહોંચી શકે ત્યાં સુધી જઇને, ત્યાં સુધી વિજય કરીને, ત્યાં સુધી પુરુષાર્થ અને પ્રયત્નોથી યશ ફેલાવીને તથા તેમનું સર્વનું પરીક્ષણ, નિરીક્ષણ, સમીક્ષણ વગેરે જે કાંઇ થઇ શકવાનો સંભવ હોય તે સર્વ કરી લઇને જોઇ લીધું. આટલા નિરીક્ષણથી જાણ થઇ કે અટલ સત્યનિયમોને ચલાવનાર એકજ સત્સ્વરૂપ આત્મા સર્વમાં વસેલો છે, તેજ સર્વત્ર ફેલાએલો છે, તેના આધારથી જ સર્વ ચીજો રહે છે, તેના આધાર સિવાય કોઇ પણ રહી શકતું નથી. જ્યારે આ જ્ઞાન થયું ત્યારે તેની જ ઉપાસના કરી અને કેવળ પોતાના આત્માથી જ તેમાં પ્રવેશ કર્યો. જ્યારે ત્યાંનો અનુભવ લીધો ત્યારે ઉપાસક તેના જેવો બની ગયો. જેવો તે પહેલાં હતો.

પાઠક આ મંત્રોને એ આશયથી જુએ તો તેમને જણાશે કે જે અથર્વવેદના આ સૂકતના મંત્રો દ્વારા જે આશય વ્યક્ત થયો છે તેજ ઘણા વિસ્તારથી આ મંત્રોમાં વર્ણવ્યો છે, અને આ મંત્રો ઉન્નતિની અવસ્થાઓ પણ સ્પષ્ટ શબ્દો દ્વારા બતાવે છે, જુઓ—

૧ પ્રથમ અવસ્થા— ( **अज्ञानावस्था** ) પોતા વિષે અથવા જગત્ વિષે પૂર્ણ અજ્ઞાન.

૨ દ્વિતીય અવસ્થા— ( **भोगावस्था** ) જગત્ પોતાના ભોગ માટે છે એવી માન્યતા હોવી અને જગતને પોતાના સ્વાધીન કરવાનો યત્ન કરવો, જગત્ પર પ્રભુત્વ સ્થાપિત કરવું. આ અવસ્થામાં જ રાજ્યૈશ્વર્યના ભોગ વધારવાની ઇચ્છા પ્રબળ થાય છે.

૩ તૃતીય અવસ્થા— ( **त्यागावस्था** ) જગતના ભોગ-વિલાસથી અસમાધાન મળતાં, વિભકતમાં વ્યાપક બનેલી અવિભકત સત્તાવાળી સદ્વસ્તુને શોધવાનો પ્રયત્ન કરવો. આ જિજ્ઞાસુ અવસ્થા છે.

૪ ચતુર્થ અવસ્થા—( **भक्तावस्था** ) વિભિન્ન વિશ્વમાં વ્યાપક એક અભિન્ન આત્મતત્વને મનુષ્ય જ્યારે જોવા માંડે છે અને શ્રદ્ધા તથા ભકિતથી તેની ઉપાસના કરવા માંડે છે.

૫ પંચમ અવસ્થા—( **स्वरूपावस्था** ) ઉપાસના અને

ભક્તિ દૃઢ અને સહજ થઇ ગયા પછી તે તદ્રૂપ બની જાય છે, માની લો કે તેમાં તે એકરૂપ બનીને પ્રવેશ કરે છે અથવા જેવો તે હતો તેવો તે બની જાય છે. આજ સાક્ષાત્કારની અવસ્થા છે. અહીંયા તેને સર્વ જ્ઞાન પ્રત્યક્ષ થાય છે.

આજ માર્ગનું આ અથર્વસૂકતમાં વર્ણન કર્યું છે. આથી પાઠકોને સ્પષ્ટ જણાયું હશે કે પૂર્વ તૈયારી કઇ કઇ છે અને આગળનો માર્ગ કયો છે.

## પૂર્ણાવસ્થા

પૂર્વોકત યજુર્વેદના મંત્રોમાં કહ્યું છે કે —

**उपस्थाय प्रथमजामृतस्य**
**आत्मनात्मानमभि सं विवेश ॥ ११ ॥**
**ऋतस्य तन्तुं विततं विचृत्य ।**
**तदपश्यत्तदभवत्तदासीत् ॥ १२ ॥** (વા. ય. અ. ૩૨)

" સત્યના પહેલા પ્રવર્તક પરમાત્માની ઉપાસના કરીને આત્માથી પરમાત્મામાં પ્રવેશ થયો, સત્યના પથરાએલા સૂત્રને પૃથક કરીને જોયું તો એવો બન્યો જેવો તે પહેલાં હતો. " આ સર્વ વર્ણન પૂર્ણ અવસ્થાનું છે. તેને નિમ્ન લિખિત શબ્દો દ્વારા આ અથર્વસૂકતમાં કહ્યું છે—

**स्वर्विदः व्राः अभ्यनूषत ॥ १ ॥**
**अमृतस्य धाम विद्वान् ॥ १ ॥**
**यस्तानि वेद स पितुष्पिताऽसत् ॥ २ ॥**

" (**व्रा**) વ્રત પાલન કરનારો (**स्वर्विदः**) આત્મજ્ઞાની તેની સ્તુતિ કરે છે, તે અમૃતના ધામને જાણે છે. તે પિતાનો પિતા અર્થાત્ સર્વમાં અધિક જ્ઞાની અથવા સર્વમાં અધિક સમર્થ હોય છે. " આ અંતિમ ફળ છે. પૂર્ણ અવસ્થામાં પહોંચવાને માટેનો નિશ્ચય તેથીજ થઇ શકે છે.

પ્રથમ મંત્રમાં " **व्राः** " શબ્દ ઘણોજ મહત્વનો છે. વ્રતો અથવા નિયમોનું પાલન કરનારો પોતાની ઉન્નતિને માટે જે નિયમો આવશ્યક હશે તેમનું પોતાની ઇચ્છાથી પાલન કરનારનું આ નામ છે. નિયમ પોતેજ જોઇને પોતેજ એ વ્રતનું પાલન કરવું એ મોટા પુરૂષાર્થથીજ સાધ્ય થઇ શકે છે, તેમાં વ્રતભંગ થવાથી પોતે પોતાનેજ દંડ આપવાનો હોય છે, પોતે જ પ્રાયશ્ચિત્ત કરવાનું હોય છે, મહાન્ આત્માજ આવું કરી શકે છે. દરેક માનવી બીજા પર અધિકાર ચલાવી શકે છે પરંતુ પોતે પોતાપરજ અધિકાર ચલાવવો અતિ મુશ્કેલ છે, પોતાની સંપૂર્ણ શક્તિઓ પોતાને આધિન રાખવી અને કયારેય પણ કુવિચારાદિ શત્રુઓના આધીન ન થવું ઇત્યાદિ મહત્વપૂર્ણ વાતો આ આત્મશાસનમાં આવે છે, પરંતુ જે આ કરશે તેજ આત્મજ્ઞાની અને વિશેષ સમર્થ બનશે અને તેનુંજ મહત્વ સર્વ લોકો માન્ય રાખશે.

## સૂત્રાત્મા

મણકાઓની માળા બને છે, આ માળામાં જેટલા મણકા હોય છે તે બધામાં સૂત્ર તો એક જ હોય છે. જેના આધારથી આ મણકાઓ રહે છે, સૂત્ર તૂટી જાય તો માળા રહે નહિ અને મણકા પણ વેરાઇ જાય છે. જેવી રીતે અનેક મણકાઓ વચ્ચે એકજ સૂત્ર અથવા દોરો હોય છે, તેજ પ્રમાણે આ જગત્‌ના સૂર્યચંદ્રાદિ વિવિધ મણકાઓમાં પરમાત્માનું વ્યાપક સૂત્ર અથવા તંતુ અથવા સૂતર છે, જેના આધાર પર આ સર્વ વિશ્વ રહેલું છે, તેનું પ્રત્યક્ષ દર્શન થતું નથી. આખી માળાનું જ બધા વર્ણન કરે છે, પરંતુ જે સૂતરના આધારે તે સર્વ મણકા માળારૂપે રહે છે, તે સૂત્રનું મહત્વ તો તત્વજ્ઞાની જ જાણી શકે છે અને તે જગદાધારને પ્રાપ્ત કરી શકે છે.

વેદમાં " **तन्तु, सूत्र** " વગેરે શબ્દો આ અર્થમાં આવેલા છે. જગતના સંપૂર્ણ પદાર્થ માત્રની અંદર તે પરમાત્માનું સૂત્ર ફેલાએલું છે. કોઇ પણ પદાર્થ તેના આધાર વિના ટકી ન શકે. આ વાત જાણવી, તે જ્ઞાનને પ્રત્યક્ષ કરવું અને તેનો સાક્ષાત્કારથી અનુભવ લેવો એ ગૂઢવિદ્યાનો વિષય છે. જે આ સૂકત દ્વારા બતાવ્યું છે.

## અમૃતનું ધામ

આ આત્માજ અમૃતનું ધામ છે, તેને શોધવો એ પ્રત્યેકનું આવશ્યક કર્તવ્ય છે. તેને કયાં શોધવો એજ પ્રશ્ન ખૂબ વિચારણીય છે, તેની પ્રાપ્તિને માટેજ સર્વ જગત્ ફરી રહ્યું છે. વિચારણીય દૃષ્ટિથી જોઇશું તો જણાશે કે સુખ અને આનંદને માટે દરેક પ્રાણી પ્રયત્ન કરી રહ્યો છે, અને દરેકનો વિચાર પણ એજ હોય છે કે બાહ્ય પદાર્થની પ્રાપ્તિથી સુખ થાય છે. આને લીધેજ મનુષ્ય શું અથવા અન્ય કીટપતંગાદિ પ્રાણી શું ચારે તરફ ભ્રમણ કરી રહ્યાં છે, એક જગાએથી બીજી જગાએ જઇ રહ્યા છે. ઇષ્ટ પદાર્થ પ્રાપ્ત થતાં ક્ષણભર સુખનો અનુભવ લે છે અને પછી દુઃખ જેવું ને તેવું જ ચાલુ રહે છે. તે દુઃખનું મનન કરતાં કરતાં મનુષ્યના મનમાં

વિચાર આવી જાય છે કે આનંદકંદને બહાર શોધતા રહેવા કરતાં તેને આપણી પોતાની અંદરજ શોધી જોઇએ. આજ વાત, " મેં દાના પૃથ્વીમાં ભ્રમણ કર્યું છે, મેં સર્વ ભૂતોમાં ચક્કર લગાવ્યું, દિશાઓ અને ઉપદિશાઓ જોઇ અને હવે હું સર્વત્ર વ્યાપક એક સૂત્રાત્માને જાણીને તેની ઉપાસના કરું છું. " ઇત્યાદિ જે ભાવ ચતુર્થ અને પંચમ મંત્રનો છે તેમાં બતાવાય છે. ગૂઢવિદ્યાનો પ્રારંભ તેની પાછીના ક્ષેત્રમાં છે. અહીંથીજ ગૂઢતત્વની શોધ શરૂ થાય છે, જેવી રીતે આંખ બહારના સર્વ પદાર્થોને જોઇ શકે છે પરંતુ પોતામાં પડેલું કણું તે જોઇ શકતી નથી, એ પ્રમાણે મનુષ્ય સર્વ જગત પર વિજય મેળવી શકે છે પરંતુ પોતાનું આત્મનિરીક્ષણ કરવું તેને માટે મુશ્કેલ બની જાય છે. આ ગુપ્તવિદ્યાનું ક્ષેત્ર છે. તેથી તેને ક્યાં શોધવો એ તપાસવું જોઇએ. આ સૂકતમાં એ વિષયનું સ્પષ્ટીકરણ કરનારા શબ્દો આ છે—

### ગુહા

**યત્ પરમં ગુહા ॥ ૧ ॥ યત્ ધામ પરમં ગુહા ॥ ૨ ॥**

"આ પરમધામ ગુફામાં છે" તેથી તેને ગુફામાંજ શોધવો ઉચિત છે. આ હેતુથીજ ઘણા લોકો પર્વતોની ગુફાઓમાં જાય છે અને ત્યાં એકાન્ત સેવન કરે છે, યોગ્ય ગુરૂની પાસે રહીને પર્વત કંદરામાં એકાન્ત સેવન કરીને અનુષ્ઠાન કરવાથી આ ગુહ્યવિદ્યાનો અનુભવ લેવાના વિષયમાં મોટો લાભ નિઃસંદેહ થાય છે; પરંતુ તે એક બાહ્ય સાધન છે, સાચી ગુફા તો હૃદયની ગુફાજ છે, હૃદયની ગુફા તો બધાજ જાણે છે, તેમાંજ તે ગુહ્યતત્વની શોધ કરવી જોઇએ.

સર્વ પ્રાણી તથા સર્વ મનુષ્યો બહાર જુએ છે, આ બહિર્દષ્ટિથી ગુહ્યતત્વની શોધ થઇ શકતી નથી, આ કાર્ય માટે દૃષ્ટિ અંતર્મુખ થવી જોઇએ, પોતાની ઇન્દ્રિયશક્તિઓનો પ્રવાહ અંદરની બાજુ અર્થાત્ ઉલટ દિશામાં શરૂ થવો જોઇએ, ત્યારેજ આ ગુહ્યતત્વની શોધ થઇ શકે છે. પોતાના હૃદયમાં જ તે ગુપ્ત આત્માને જોવો જોઇએ, અર્થાત તેની પ્રાપ્તિને માટે બાહ્યદિશાઓમાં ભ્રમણ કરવાની આવશ્યકતા નથી હોતી, અંતર્મુખ બનીને પોતાની હૃદયની ગુફામાં શોધવો જોઇએ.

### ચાર ભાગ

આ અમૃતનું ધામ હૃદયમાં છે. જો આ અમૃતના ચાર ભાગ માની લઇએ તો ત્રણ ભાગ અંદર ગુપ્ત છે અને કેવળ એક ભાગજ બહાર વ્યકત છે. જે બહાર દેખાય છે, જે સ્થૂળ દૃષ્ટિથી અનુભવી શકાય છે, તે અત્યંત અલ્પ છે પરંતુ જે અંદર ગુપ્ત છે તે ઘણોજ વિસ્તૃત છે. આપણા શરીરમાં જ જોઇએ– આત્મા–બુદ્ધિ, મન, પ્રાણ તે અમારી અંતઃશકિતઓ અદૃશ્ય છે અને સ્થૂળ શરીર એ દૃશ્ય છે, જો શકિતની તુલના કરવામાં આવે તો સ્થૂળ શરીરની શકિત કરતાં આંતરિકશકિતઓ બહુજ પ્રભાવશાળી હોય છે, અર્થાત્ સ્થૂળ અને વ્યકતની શકિત કરતાં સૂક્ષ્મ અને અવ્યકતની શકિત ખૂબજ વિશાળ છે. તેજ અહીં નીચે આપેલા શબ્દો દ્વારા વ્યકત થાય છે—

**त्रीणि पदानि निहिता गुहास्य यस्तानि वेद स पितुष्पिताऽसत् ॥ २५ ॥**

" તેના ત્રણ પગલાં ગુફામાં ગુપ્ત હોય છે. જે તેમને જાણે છે તે સમર્થથી પણ સમર્થ થાય છે. " અર્થાત સ્થૂળ શરીરની શકિતની સ્વાધીનતા થવા કરતાં આંતરિકશકિતઓ પર પ્રભુત્વ પ્રાપ્ત થવાથી અધિક સામર્થ્ય પ્રાપ્ત થાય છે. એ વિષયમાં આ મંત્રો જુઓ—

**पादोऽस्य विश्वा भुतानि त्रिपादस्यामृतं दिवि ॥३॥**
**त्रिपादूर्ध्वं उदैत्पुरुषः पादोऽस्येहाऽभवत्पुनः ॥ ४ ॥**
( ઋ. ૧૦।૯૦; વા. ય. ૩૧ )

**त्रिभिः पद्भिर्द्यामरोहत्पादोस्येहाऽभवत्पुनः ॥**
( અથર્વ ૧૯।૬ )

**त्रिपाद्ब्रह्म पुरुरूपं वितष्टे तेन जीवन्ति प्रदिशश्चतस्रः ।**
( અથર્વ. ૯।૧૦।૧૯ )

" તેના એક પાદથી સર્વ ભૂતપ્રાણીઓ બનેલાં છે અને ત્રણ પાદ અમૃત ધુલોકમાં છે. ત્રણ પાદ પુરુષનો ઉદય ઉપર થયો છે અને એક પાદ પુરૂષનો ઉદય અહીં વારંવાર પ્રગટ થાય છે, ત્રણ પાદ બ્રહ્મ ઘણાં રૂપો ધારણ કરીને ઉભો છે જેથી ચારે દિશાઓ જીવિત રહે છે. "

આ સર્વ મંત્રોનું તાત્પર્ય તેજ છે જે આ સૂકતના ઉપરના ભાગમાં આપવામાં આવ્યું છે. એ અમૃતની તદ્દન નાની શકિત સ્થૂળમાં પ્રગટ થાય છે, શેષ અનંત શકિત અપ્રગટ સ્થિતિમાં ગુપ્ત રહે છે અને તે ગુપ્ત શકિતથી જ તે વ્યકતમાં કાર્ય કરતી રહે છે. પાઠક મનની શકિતની સાથે શરીરની શકિતની તુલના કરશે તો ઉપરની વાતની પ્રચિતી તેમને જણાઇ જશે, મનની શકિત ઘણી મોટી છે, તેનો થોડો જ

ભાગ શરીરમાં આવી ગયો છે અને અહીં કાર્ય કરી રહ્યો છે. આ સ્થૂળમાં કાર્ય કરનારૂં અંશ રૂપ મન વારંવાર મૂળ ગુપ્ત મનની શકિતથી પ્રભાવિત થઇ જાય છે. નવજીવન પ્રાપ્ત કરે છે, અને વારંવાર શરીરમાં આવીને કાર્ય કરી જાય છે, આજ વાત અધિક સત્યતાથી અમૃતતત્વની સાથે વધારે સંગત બને છે, તેનો કેવળ એક અંશ પ્રગટ છે, શેષ અનંત શકિત ગુપ્ત છે, તેની સાથે પોતાનો સંબંધ જોડવો એ ગુહ્ય વિદ્યાનું સાધ્ય છે,

### એક રૂપ

જગતમાં વિવિધતા છે અને આ આત્મતત્વમાં એકરૂપતા છે, જગતમાં ગતિ છે જ્યારે તેમાં શાંતિ છે, જગતમાં ભિન્નતા છે જ્યારે તેમાં એકતા છે. આ પ્રમાણે જગત અને આત્માનું વર્ણન કરવામાં આવ્યું છે, સર્વ માણસો આ વર્ણનથી પરિચિત છે. આ સૂકતમાં પણ જુઓ—

**वेनस्तत्पश्यत्परमं गुहा यत्र विश्वं भवत्येकरूपम्।**
**इदं पृश्निरदुहज्जायमानाःस्वर्विदो अभ्यनूषत व्राः॥१**

" જ્ઞાની ભક્ત જ તેને જોઇ શકે છે, જે હૃદયની ગુફામાં છે અને જેનામાં સંપૂર્ણ વિશ્વ પોતાની વિવિધતાને ત્યાગીને એકરૂપ બની જાય છે, એની શકિતને પ્રકૃતિ ખેંચે છે અને જન્મ લેનારા પદાર્થોને ઉત્પન્ન કરે છે, તેથી આત્મજ્ઞાની વ્રત-પાલન કરનારો ભક્ત તે આત્માનાં જ ગુણગાન કરે છે. "

પાઠક પોતાની અંદર જ તેનો અનુભવ કરી લે. જાગૃતિમાં જગતની વિવિધતાનો અનુભવ થાય છે, સ્વપ્નમાં પણ કાલ્પનિક સૃષ્ટિમાં વિવિધતાનો અનુભવ થાય છે પરંતુ તૃતીય અવસ્થા એટલે ગાઢનિદ્રા–સુષુપ્તિમાં ભિન્નતાનો અનુભવ થતો નથી. અને કેવળ એકત્વનો અનુભવ વ્યકત કરવો અસંભવ છે, તેથી જ આ અવસ્થામાં કોઇ પણ પ્રકારનું ભાન રહેતું નથી. સુષુપ્તિ, સમાધિ અને મુક્તિમાં " બ્રહ્મરૂપતા " હોય છે. તમ-રજ-સત્ત્વગુણોની ભિન્નતાનો ત્યાગ કરવામાં આવે તો ઉપરોક્ત ત્રણે સ્થાનોમાં બ્રહ્મરૂપતા, આત્મરૂપતા, અથવા સાદી ભાષામાં કહીએ તો ઇશરૂપતા થાય છે અને આ અવસ્થામાં ભિન્નત્વનો અનુભવ થતો નથી, તેથી જ આ અવસ્થાને " એક-ત્વ " નહિ કહેતાં " अ-द्वैत् " કહેવામાં આવે છે. આ ઉદ્દેશથી જ આ મંત્રમાં કહ્યું છે કે—

**यत्र विश्वं एकरूपं भवति ॥ १ ॥**

" જ્યાં સમગ્ર વિશ્વ એકરૂપ થઈ જાય છે. " અર્થાત્ જેનામાં જગતની વિવિધતા અનુભવાતી નથી પરંતુ તે સર્વ વિવિધતાને એકતાનું રૂપ જ આવી જાય છે. વૃક્ષનું મૂળ, થડ, શાખા, પલ્લવ વગેરે ભિન્ન રૂપોનો અનુભવ છે પરંતુ તેની ગોટલી અથવા બીજમાં આજ ભિન્નતા એકરૂપતામાં પરિણમેલી જોવામાં આવે છે. એજ પ્રમાણે આ વિશ્વરૂપી વૃક્ષની વિવિધતા તેના મૂળ ઉત્પત્તિસ્થાનમાં જઇને જોવાથી એકરૂપતામાં દેખાઇ આવશે, આ મુખ્ય આદિ કારણને લીધે પોતાની અંદર વિવિધ શક્તિઓ ધારણ કરીને પ્રકૃતિ પેદા થનારા પદાર્થોને ઉત્પન્ન કરે છે, આ પ્રમાણે ઉત્પન્ન થનારા એકતત્વથી ઉત્પન્ન થનારાં અનેક તત્વો ઉત્પન્ન થાય છે, તેનું જ નામ આ મંત્રમાં " **जायमानाः** " કહેવામાં આવ્યું છે. આની અંદર મનુષ્ય પણ આવી જાય છે અને પ્રાણી તથા અપ્રાણી પણ આવી જાય છે, તેમાં મનુષ્ય પણ ( व्राः ) વ્રતપાલનાદિ સુનિયમોથી પોતાની ઉન્નતિ કરીને આદિ મૂળને જાણતાં અને અનુભવ કરતાં અને ( **स्वर्विदः** ) પ્રકાશ પ્રાપ્ત કરીને પ્રતિદિન અનુષ્ઠાન કરતાં કરતાં સમર્થ બની જાય છે.

### અનુભવનું સ્વરૂપ

આત્મજ્ઞાની મનુષ્યને અમૃત ધામનો અનુભવ કઇ રીતે થાય છે તથા તેના અનુભવનું સ્વરૂપ હવે આપણે જોવું જોઇએ- " આત્મજ્ઞાની મનુષ્ય અમૃત ધામનો અનુભવ પોતાની હૃદય ગુફામાં કરે છે, અનંત શકિતઓ ત્યાં જ એકત્રિત થએલી હોય છે આ તેનો અનુભવ છે. " ( મંત્ર ૨જો જુઓ. )

અને તે અનુભવ કરે છે કે, " તેજ પરમાત્મા આપણા બધાનો પિતા ઉત્પાદક અને ભાઇ છે. તેજ સર્વજ્ઞ છે. " ( મંત્ર ૩ ) એટલું જ નહિ પરંતુ " તે આપણી સાચી માતા અને આપણો સાચો મિત્ર છે " આ પણ તેનો અનુભવ છે. અહીં ઋગ્વેદ અને અથર્વ મંત્રોની તુલના કરીએ—

**स नः पिता जनिता स उत बन्धुर्धामानि**
**वेद भुवनानि विश्वा। यो देवानां नामध एक**
**एव तं सं प्रश्नं भुवना यन्ति सर्वा॥** (અથર્વ. ૨।૧।૩)

**यो नः पिता जनिता यो विधाता धामानि**
**वेद भुवनानि विश्वा। यो देवानां नामधा**
**एक एव तं सं प्रश्नं भुवना यन्त्यन्या॥**
( ઋગ્વેદ ૧૦।૮૨।૩)

**स नो बन्धुर्जनिता स विधाता धामानि वेद**
**भुवनानि विश्वा** ( વા. યજુ. ૨૨।૧૦)—

આ મંત્રોમાં થોડો પાઠભેદ છે પરંતુ સર્વનું તાત્પર્ય તો ઉપર દર્શાવેલુંજ છે. આજ જ્ઞાની ભકતનો અનુભવ છે. અને એવોજ એક અનુભવ યજુર્વેદના મંત્રમાં આપેલો છે તે પણ અહીં જુઓ--

જગતનો તાણો વાણો

**वेनस्तत्पश्यत्परमं गुहा यद्यत्र विश्वं भवत्येक नीडम्। तस्मिन्निदं सं च विचैति सर्वं स ओतः प्रोतश्च विभूः प्रजासु ॥** ( વા. યજુ. ૩૨।૮ )

" જ્ઞાની ભકત તે પરમાત્માને જાણે છે, જે હૃદયની ગુફામાં છે અને જેમાં સંપૂર્ણ વિશ્વ એક માળામાં રહેનારાંની જેમ રહે છે તથા જેનામાં આ સર્વ વિશ્વ એક વખત (**सं एति**) મળી જાય છે અથવા લીન થઇ જાય છે અને બીજે સમયે (**वि एति**) અલગ થઇ જાય છે. (**सः विभूः**) તે સર્વત્ર વ્યાપક તથા વૈભવથી યુકત અને છે (**प्रजासु ओतः प्रोतः**) પ્રજાઓમાં તાણા વાણાના સુતરની જેમ ફેલાએલો છે."

કાપડમાં જેમ તાણો અને વાણો હોય છે તેમ પરમાત્મા આ જગતમાં ફેલાએલો છે, એ તે જ્ઞાનીનો અનુભવ છે.

બાળક પર જ્યારે આપત્તિ આવે છે ત્યારે તે બાળક પોતાના માતા, પિતા, મોટા ભાઇ, કાકા, દાદા, નાના વગેરે પાસે સહાય માટે જાય છે. તેજ બાળક મોટો થાય છે અને જો આપત્તિ આવે છે તો પોતાના સમર્થ મિત્રની પાસે જાય છે અને તેનાથી સહાયતા મેળવે છે. એજ પ્રમાણે અન્ય પ્રસંગે ગુરુ, રાજા વગેરેની સહાયતા લે છે. આ સર્વ સંબંધો પરમાત્માં જ્ઞાની અનુભવ કરે છે. અર્થાત્ જ્ઞાની ભકતને માટે પરમાત્માજ સમ્રાટ, રાજા, સરદાર, શાસક, શિક્ષક-ગુરુ, માતા, પિતા, મિત્ર, ભાઇ વગેરેનાં રૂપ ધારણ કરે છે.

એકનાં જ અનેક નામ

એકજ મનુષ્યને તેનો પુત્ર પિતા કહે છે, તેની પત્ની તેને પતિ કહે છે, તેના ભાઇ તેને બંધુ કહે છે. એ પ્રમાણે વિવિધ સંબંધીઓ તે એકજ પુરૂષને વિવિધ સંબંધોથી ઓળખતા હોવાથી વિવિધ નામોથી બોલાવે છે. આ પ્રમાણે એકજ મનુષ્યને વિવિધ નામ મળવા છતાં તેના એકત્વમાં કોઇ ભેદ થતો નથી.

એજ પ્રમાણે પરમાત્મા એક હોવા છતાં પણ તેના અનંત ગુણોને લીધે અને અનંતગુણ સૃષ્ટિના અનંત પદાર્થોમાં તેના આવવાથી તેને અનંત નામો આપવામાં આવે છે. જેવી રીતે અગ્નિમાં જે ઉષ્ણતાનો ગુણ છે તે પરમાત્મા પાસેથી પ્રાપ્ત થયો છે, તેથી અગ્નિનું અગ્નિ નામ વાસ્તવિક ગુણની દૃષ્ટિએ જોતાં તે નામ પરમાત્માનું જ છે, કારણ કે તે તો અગ્નિનો પણ અગ્નિ છે. આજ પ્રકારે અન્યાન્ય દેવોના નામના વિષયમાં પણ જાણવું ઉચિત છે.

શરીરમાં પણ જુઓ- આંખ, નાક, કાન, વગેરે ઇન્દ્રિયો સ્વયં પોતે પોતાનાં કાર્યો કરી શકતી નથી પરંતુ આત્માની શકિતને પોતાની અંદર સમાવી લઇ તેઓ પોતાનાં કાર્યો કરવામાં સમર્થ બને છે. આથી સર્વ ઇન્દ્રિયોનાં નામ આત્મામાં સમાઇ જાય છે, આથીજ આત્માને આંખની આંખ અને કાનનો કાન કહે છે. આ પ્રકારે પરમાત્મા સૂર્યના સૂર્ય, વિદ્યુતના વિદ્યુત છે, દેવોનાં નામ ધારણ કરનારા પરમાત્મા છે એમ જે તૃતીય મંત્રમાં કહ્યું છે, તે આ પ્રકારે સત્ય છે.

તે એકજ છે

પરમાત્મા એક માત્ર છે આ વાત આ તૃતીય મંત્રમાં "**एक एव**" (તે એકજ છે) તે શબ્દો દ્વારા ભાર પૂર્વક કહી છે. કોઇને પણ પરમાત્માના અસ્તિત્વના વિષયમાં યત્ કિંચિત્ પણ શંકા ન રહે તેટલા માટે "**एव**" પદની યોજના અહીં કરી છે. ભકતને પણ ઇશ્વરના "એકત્વ"નો અનુભવ થાય છે કારણ કે "વિભકતમાં પણ અવિભકત" વગેરેનો અનુભવ તેને થાય છે વગેરે વિષયો આ પહેલાં ચર્ચાઇ ગયા છે.

જ્ઞાની ભકતનો વિશેષ અનુભવ આ પણ છે કે તે પરમાત્મા "**सं प्रश्नः**" છે અર્થાત્ પ્રશ્ન પૂછવા યોગ્ય અને તેની પાસેથી ઉત્તર લેવા યોગ્ય છે. ભકિતથી યુકત ભકત જ્યારે તેને પ્રશ્નો પૂછે છે ત્યારે તે તેનો ઉત્તર સાક્ષાત્કારથી આપે છે, મુશ્કેલીના પ્રસંગમાં તેની સહાયતાની યાચના કરીએ તો અને એકાંતમાં અનન્ય શરણ વૃત્તિથી તેની પ્રાર્થના કરીએ તો આપણી પ્રાર્થના નિઃસંદેહ તે સાંભળે છે, અને ભકતનાં કષ્ટ દૂર પણ કરે છે. બીજા મિત્રો સહાયાર્થ યથાસમય આવી શકશે કે નહિ તે નક્કી કહી શકાય નહિ, પરંતુ આ પરમાત્મા એવો મિત્ર છે કે તે અનન્યભાવથી શરણ જવાથી સદા સહાયતાર્થ સિદ્ધ રહે છે અને કયારેય પણ એવું નથી બન્યું કે તેણે શરણાગતની સહાય કરી ન હોય તેથી જ સહાયતાને

માટે જો કોઇને પૂછવું જ હોય તો બીજા મિત્રોની પ્રાર્થના કરવા કરતાં તેની પ્રાર્થના કરવી વધારે યોગ્ય છે. કારણ કે તે દરેક સમયે પ્રાર્થના સાંભળવા માટે તૈયાર રહે છે અને તેનો દયામય હસ્ત સદા આપણા બધા પર રહેલો છે.

એ સર્વનો ( धास्युः ) ધારણ, પોષણ કરનારો છે અને (**भुवनेस्था**) સંપૂર્ણ સ્થિર અને ચળ જગતમાં વિરાજેલો છે અર્થાત્ દરેક પદાર્થમાં વ્યાપ્ત થયેલો છે, કોઇ પણ સ્થાન તેના સિવાય ખાલી નથી. વક્તામાં જેમ વક્તૃત્વ છે તેવી રીતે તે જગતમાં વ્યાપ્ત છે. ખરેખર તે અગ્નિ જ છે. (૪) તે પ્રમાણે પાઠક કહી શકે કે તેજ સૂર્ય છે અને તેજ વિદ્યુત છે, કારણ કે પદાર્થમાત્રની સત્તા જ તે છે. તે પછી અગ્નિ, વાયુ, રવિ, તેજ છે એમ કહેવાની આવશ્યકતા જ ક્યાં રહે છે ? પરંતુ અહીં દરેકને સમજાય એટલા માટે એમ કહ્યું છે. મનુષ્યનો શબ્દ આત્મશક્તિથી જ ઉત્પન્ન થાય છે, તેજ પ્રમાણે સૂર્ય પણ પરમાત્માની શક્તિથી જ પ્રકાશિત થાય છે.

### દેવોનું અમૃતપાન

આ સૂક્તના પાંચમા મંત્રમાં કહ્યું છે કે તે પરમાત્મામાં જ દેવો અમૃતપાન કરે છે—

**यत्र देवा अमृतमानशानाः समाने योनावध्यै-रयन्त ॥ ५ ॥**

" તે પરમાત્મામાં દેવ અમૃતપાન કરતાં કરતાં સમાન અર્થાત્ એકજ આશ્રયમાં પહોંચે છે. "

અર્થાત્ સર્વ દેવ તેનામાં સમાન અધિકારથી, સમાનરૂપથી અથવા પોતાની વિભિન્નતાને છોડીને એકરૂપ બનીને તેનામાં લીન બને છે અને ત્યાંનું અનુપમેય અમૃત પીએ છે.

મુક્તિ, સમાધિ અને સુષુપ્તિમાં આ વાત અનુભવાય છે. મુક્તિ અથવા સમાધિ તો દરેકથી અનુભવાતી નથી, પરંતુ સુષુપ્તિ તો દરેકના અનુભવમાં છે જ. આ અવસ્થામાં સર્વ જીવો બ્રહ્મરૂપ બને છે. તે સમયે માનવી શરીરમાં રહેનારો દેવ અર્થાત્ સર્વ ઇન્દ્રિયો પોતાનો ભેદભાવ છોડીને એક આદિકારણમાં લીન થઇ જાય છે અને ત્યાં આત્મામાં ડૂબકી લગાવી અમૃતાનુભવ કરે છે. આ અમૃતપાનથી તેનો બધો થાક ઉતરી જાય છે અને જ્યારે સુષુપ્તિમાં તે ઇન્દ્રિયો જાગૃતાવસ્થામાં ફરીવાર પાછી આવે છે, ત્યારે ફરી તેઓ તેજસ્વી બને છે. અગર ચાર-આઠ દિવસ મનુષ્યને સુષુપ્તિ ન મળે તો મનુષ્ય-શરીર નિવાસી એક પણ દેવ પોતાનું કાર્ય કરવાને યોગ્ય નહિ રહે. માંદવાડમાં પણ માંદા માણસને દરરોજ જ્યાં સુધી ઘસઘસાટ ઉંઘ આવે છે ત્યાં સુધી તેનો માંદવાડ ચિંતાજનક મનાતો નથી, પરંતુ જો ચાર પાંચ દિવસ રોગીને ઉંઘ ન આવે તો વૈદ્ય પણ કહે છે કે રોગી અસાધ્ય થતો જાય છે; એટલું મહત્વ તમોગુણમય સુષુપ્તિ અવસ્થામાં પ્રાપ્ત થનારી બ્રહ્મરૂપતાનું અને તેમાં પ્રાપ્ત થનારા અમૃત પાનનું છે. આ ઉપરથી પાઠક અનુમાન કરી શકશે કે સમાધિ અને મુક્તિમાં મળનારા અમૃતપાનથી કેટલો લાભ અને કેટલો આનંદ થતો હશે ?

યજુર્વેદમાં આજ મંત્ર થોડા પાઠભેદથી આવી ગયો છે, તે પણ અહીં જોવા જેવો છે—

**यत्र देवा अमृतमानशानास्तृतीये धामन्नध्यैरयन्त ।**
( વા. યજુ. ૩૨।૧૦ )

" ત્યાં દેવો અમૃતનું પાન કરતાં કરતાં ત્રીજા ધામમાં પહોંચી જાય છે. " પૂર્વોક્ત મંત્રમાં જ્યાં " **समाने योनौ** " શબ્દ છે ત્યાં આ મંત્રમાં " **तृतीये धामन्** " શબ્દ છે. સમાન યોનીનો અર્થજ તૃતીય ધામ છે. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ એમ જો ત્રણ અવસ્થાઓ માની લેવામાં આવે તો ત્રીજી અવસ્થા સુષુપ્તિજ આવે છે, જેમાં સર્વ દેવો પોતાનો ભેદભાવ છોડીને, એકરૂપ બનીને, બ્રહ્મરૂપ બનીને અમૃત પાન કરે છે. સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ આ ત્રણ પ્રકૃતિના રૂપ અહીં લઇએ તો સર્વ ઇંદ્ર, ચન્દ્ર, સૂર્યાદિ દેવ પોતાની વિભિન્નતા ત્યાગીને તે બ્રહ્મમાં લીન બનીને અમૃતરૂપ બને છે. જ્ઞાની, ભક્ત, મહાત્મા, સાધુસંત આ લોકો પોતાના સમાન ભાવથી મુક્ત અવસ્થામાં લીન બની અમૃત ભોગના મહાનંદને પ્રાપ્ત કરે છે. આજ પ્રમાણે દરેક સ્થળે તેનો અર્થ જોવો જોઇએ.

( પાઠક આ સૂક્તનું મનન કાં. ૧, સૂ. ૧૩ અને ૨૦ એ બે સૂક્તોની સાથે કરે. )

અહીં આ સૂક્તનો વિચાર સમાપ્ત થાય છે. જો પાઠક આ સૂક્તના એક એક મંત્રનો તથા મંત્રના એક એક ભાગનો વિચાર કરશે અને તેના પર અધિક મનન કરશે તો તેના મનમાં ગૂઢ વિદ્યાની વાતો સ્વયંસ્ફૂરિત થશે. આ સૂક્તમાં શબ્દો વીણી વીણીને મૂકેલા છે, અને દરેક શબ્દ સવિશેષ ભાવ દાખવી રહ્યો છે. વિશેષ વિચાર કરવામાં સુગમતા પડે એટલા માટે ઋગ્વેદ અને યજુર્વેદના પાઠ પણ અહીં આપેલા છે, કે જેથી પાઠક તેનું અધિક મનન કરી શકે. વેદની આ વિશેષ વિદ્યા છે તેથી પાઠક આ સૂક્તના મનનથી જેટલો અધિક લાભ ઉઠાવી શકશે તેટલું અધિક ઇચ્છનીય છે.

# એક પૂજનીય ઇશ્વર

## કાંડ ૨, સૂક્ત ૨

(ऋषिः- मातृनामा । देवता- गन्धर्वाप्सरसः)

दिव्यो गन्धर्वो भुवनस्य यस्पतिरेक एव नमस्यो विक्ष्वीड्यः ।
तं त्वा यौमि ब्रह्मणा दिव्य देव नमस्ते अस्तु दिवि ते सधस्थम् ॥ १ ॥
दिवि स्पृष्टो यजतः सूर्यत्वगवयाता हरसो दैव्यस्य ।
मृडाद्गन्धर्वो भुवनस्य यस्पतिरेक एव नमस्यः सुशेवाः ॥ २ ॥
अनवद्याभिः समु जग्म आभिरप्सरास्वपि गन्धर्व आसीत् ।
समुद्र आसां सदनं म आहुर्यतः सद्य आ च परा च यन्ति ॥ ३ ॥
अभ्रिये दिद्युन्नक्षत्रिये या विश्वावसुं गन्धर्वं सचध्वे ।
ताभ्यो वो देवीर्नम इत्कृणोमि ॥ ४ ॥

અર્થ—(यः दिव्यः गन्धर्वः) જે દિવ્ય પૃથિવ્યાદિનો ધારક દેવ (भुवनस्य एक एव पतिः) ભુવનોનો એક માત્ર સ્વામી (विक्षु नमस्यः ईड्यः च) જગતમાં તે એકજ નમસ્કાર કરવા યોગ્ય અને સ્તુતિ કરવા યોગ્ય છે. હે (दिव्य देव) દિવ્ય અદ્દભુત ઈશ્વર! (तं त्वा) એવા તને (ब्रह्मणा यौमि) ઉપાસના દ્વારા આવીને મળું છું. (ते नमः अस्तु) તારે માટે નમસ્કાર હજો. (ते सध-स्थं दिवि) તારૂં સ્થાન દ્યુલોકમાં છે. (૧) (भुवनस्य एकः एव पतिः) ભુવનોના એકજ સ્વામી તે (गन्धर्वः) ભૂમિ વગેરેના ધારણ કરનાર (नमस्यः सुशेवाः) નમન કરવા અને સેવા કરવા યોગ્ય છે, (मृडात्) બધાને આનંદ આપો. આજ દિવ્ય દેવ (दिवि स्पृष्टः) દ્યુલોકમાં પ્રાપ્ત થાય છે. (यजतः) પૂજ્ય છે અને (सूर्य-त्वक्) સૂર્ય જેની ત્વચા છે અર્થાત્ સૂર્યની અંદર વ્યાપનારો તથા (दैव्यस्य हरसः) દૈવી આપત્તિને (अवयाता) દૂર કરનારો છે. તેથી જ તે સર્વ માટે પૂજનીય છે. (૨) (अन्-अवद्याभिः आभिः) દોષરહિત એવો આ પ્રાણશકિતઓની સાથે તે (उ सं जग्मे) નિશ્ચયપૂર્વક મળી રહે છે અને (अप्सरासु अपि) આ પ્રાણશકિતઓમાં પણ (गन्धर्वः आसीत्) ભૂમિ વગેરેના ધારક દેવ વિધમાન છે. (आसां स्थानं समुद्रे) તેનું સ્થાન અંતરિક્ષમાં છે, (यतः) જ્યાંથી (सद्यः) તરત જ તે (आयन्ति) આવે છે અને (परायन्ति च) દૂર જાય છે.

ભાવાર્થ— પૃથ્વી, સૂર્ય, ચન્દ્ર, નક્ષત્ર આદિ સંપૂર્ણ જગતને ધારણ કરનારો અને સંપૂર્ણ જગતનો એકજ અદ્વિતીય સ્વામી પરમેશ્વર જ છે અને તેજ સર્વ લોકોને પૂજવા અને ઉપાસના કરવા યોગ્ય છે. સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના અર્થાત ભક્તિથી તેની પ્રાપ્તિ થાય છે. આ ઇશ્વર પોતાના સ્વર્ગધામમાં રહે છે. તેને બધા લોકો નમસ્કાર કરો. (૧) સંપૂર્ણ જગતના એકમાત્ર સ્વામી અને સર્વ જગતના ધારણ અને પોષણકર્તા પરમેશ્વર જ સર્વ લોકો ને નમસ્કાર કરવા યોગ્ય અને ઉપાસના કરવા યોગ્ય છે તેની ભક્તિ અને સેવા બધાએ કરવી જોઇએ, કારણ કે તેજ સર્વને સાચો આનંદ આપનારો છે. આજ દિવ્ય અદ્દભુત દેવ સ્વર્ગ-ધામમાં પ્રાપ્ત થાય છે. સર્વથી અત્યંત પૂજનીય એવો આ એકજ દેવ છે, તે સર્વમાં રહે છે, તે એટલે સુધી કે તે સૂર્યમાં પણ છે. જ્યારે તેની પ્રાપ્તિ થાય છે ત્યારે સર્વ સાધારણ અને અસાધારણ આપત્તિઓ ટળી જાય છે. (૨) તેની સાથે જીવનની અનંત કલાઓ છે, એટલુંજ નહિ પરંતુ તે જીવનશક્તિઓમાં પણ છે. આ સર્વનો

याः क्लन्दास्तमिषीचयोऽक्षकामा मनोमुहः ।
ताभ्यो गन्धर्वपत्नीभ्योऽप्सराभ्योऽकरं नमः ॥ ५ ॥

આ વાત ( मे आहुः ) મને સમજાવી છે. (૩) ( अभ्रिये विद्युत् ) વાદળોની વિદ્યુત્માં અથવા ( नक्षत्रिये ) નક્ષત્રના પ્રકાશમાં પણ ( याः ) જે તમે ( विश्वा-वसुं-गन्धर्वं ) વિશ્વને વસાવનાર ધારક દેવને ( सचध्वे ) પ્રાપ્ત કરે છે અથવા તેની સેવા કરે છે, તેટલા માટે હે ( देवीः ) દેવીઓ ! ( ताभ्यः वः ) તમને ( इत् नमः कृणोमि ) નિશ્ચયપૂર્વક હું નમસ્કાર કરૂં છું. (૪) ( याः क्लन्दाः ) જે બોલાવનારી અથવા પ્રેરણા કરવાવાળી ( तमिषी-चयः ) ગ્લાનિને દૂર કરનારી, ( अक्ष-कामाः ) આંખોની કામનાઓ તૃપ્ત કરનારી, ( मनो-मुहः ) મનને મોહ પમાડનારી ( ताभ्यः गन्धर्व-पत्नीभ्यः अप्सराभ्यः ) તે ગંધર્વ પત્નીરૂપ અપ્સરાઓને અર્થાત સર્વધારક આત્માની પ્રાણશક્તિઓને ( नमः अकरम् ) હું નમસ્કાર કરૂં છું. (૫)

નિવાસ મધ્ય લોક–અંતરિક્ષ છે, જ્યાંથી આ સર્વ શક્તિઓ પ્રકટ થાય છે અને જ્યાં ફરીથી તે ગુપ્ત થઇ જાય છે. (૩) વાદળો ચમકનારી, વિદ્યુતમાં શું, કે નક્ષત્રોનાં પ્રકાશમાં શું, આ સર્વ જગતનો પાલનકર્તા એક રસ રૂપે ભરાએલો છે અને તેની સેવા સંપૂર્ણ જીવનની શક્તિરૂપ દેવીઓ કરી રહી છે, તેથી તેમને પણ નમન કરવું યોગ્ય છે. (૪) આ પ્રાણશક્તિઓ સર્વને પ્રેરણા આપનારી, સર્વને ચલાવનારી, પરિશ્રમ થાકને દૂર કરનારી, આંખોની કામના તૃપ્ત કરનારી અને મનને મોહ પમાડનારી છે. આ આત્માની શક્તિઓ છે. તે દૃષ્ટિથી હું તેમને સર્વને નમસ્કાર કરૂં છું. ( અર્થાત્ તેમને કરેલો મારો નમસ્કાર પણ તે અદ્વિતીય ઇશ્વરને જ પહોંચશે, કારણ કે શક્તિઓ તેના આધારથી જ રહે છે. ) (૫)

# એક પૂજનીય ઈશ્વર

### પૂર્વ સંબંધ

પ્રથમ સૂકતમાં " ગુહ્ય અધ્યાત્મવિદ્યા "નું વર્ણન કરવામાં આવ્યું છે. તે સૂકતમાં જે પરમાત્મા દેવનું વર્ણન કરવામાં આવ્યું છે, તેનુંજ વર્ણન અહીં " गंधर्व " શબ્દથી કરવામાં આવ્યું છે. તે પ્રથમ સૂકતના દ્વિતીય મંત્રમાં પણ " ગંધર્વ " શબ્દ છે. આથી પૂર્વ સૂકતનો આ સૂકતની સાથેનો સંબંધ સ્પષ્ટ થઇ જાય છે.

### ગન્ધર્વ અને અપ્સરા

" ગંધર્વ " શબ્દનો અર્થ પૂર્વ સૂકતના સ્પષ્ટિકરણના પ્રસંગે કરવામાં આવ્યો જ છે. ( गां + धर्वः ) અર્થાત્ ( गां ) ભૂમિ, સૂર્ય, વાણી, ઇન્દ્રિયો, અંતઃકરણ–શક્તિઓ વગેરેને ( धर्वः ) ધારણ પોષણ કરનાર આત્મા એ તેનો અર્થ છે. ભૂમિ, સૂર્ય તથા અન્યાન્ય ચરાચર સ્થૂળ સૂક્ષ્મ સર્વ પદાર્થોનું ધારણ પોષણ કરવાને કારણે પરમાત્માનું આ નામ છે. તેજ પ્રકારે લઘુ કાર્યક્ષેત્રમાં શરીરમાં સ્થિત વાણી, પ્રાણશક્તિ, ઇન્દ્રિયશક્તિ વગેરેના તેમજ સ્થૂળ સૂક્ષ્માદિ દેહોને ધારણ કરવાને કારણે જીવાત્માનું પણ આજ નામ છે. આ સૂકતમાં મુખ્યતઃ પરમાત્માનું વર્ણન છે. પરંતુ અલ્પાંશે આ વર્ણન અર્થને સંક્ષિપ્ત કરવાથી જીવાત્મામાં પણ ઘટાવી શકાય. આ ગંધર્વનું રૂપ પાઠક સારી રીતે સ્મરણમાં રાખે. " ગંધર્વ " શબ્દના બીજા અર્થ પ્રથમ સૂકતમાં પાઠક જોઇ શકશે.

**गंधर्व-पत्नीभ्यः अप्सराभ्यः ॥ ( મંત્ર ૫ )**

ગંધર્વની પત્નીઓ જ અપ્સરાઓ છે. ગંધર્વ એક છે પરંતુ તેની અપ્સરાઓ અનેક છે. ( अप्+सरस् ) અર્થાત્

( अप् ) જળના આશ્રયે ( सरस् ) ચાલવાવાળી, આ નામ જળાશ્રિત પ્રાણવાચક છે " आपोमय. प्राण " જળમય અથવા જળના આશ્રયે પ્રાણ રહે છે આ ઉપનિષદોનું કથન છે, અને તેજ વાત આ શબ્દોમા પણ છે. એટલા માટે " अप्सरा. " શબ્દ પ્રાણશકિતનો વાચક વેદમાં છે શ્વાસ અને ઉચ્છ્વાસ અર્થાત્ પ્રાણ આયુષ્યરૂપી વસ્ત્રના તણા વાણાનું સુતર વણી રહ્યા છે એવુ પણ વેદમાં અન્યત્ર વર્ણન છે—

यमेन ततं परिधिं वयन्तोऽप्सरस उप सेदुर्वसिष्ठाः।
( ઋગ્વેદ ૭।૩૩।૯ )

" ( अप्सरस. वसिष्ठा ) જળાશ્રિત પ્રાણ, ( यमेन ततं ) યમે ફેલાવેલી ( परिधिं ) તાણાની મર્યાદા સુધી ( वयन्तः ) આયુષ્યરૂપી કાપડ વણે છે.

" यम " = આયુષ્યનો તાણો પ્રસરાવનાર વણકર.
" ताना " = આયુષ્યની અવધિ, આયુષ્ય મર્યાદા,
" प्राण " = કાપડ વણનારા વણકરો
" कापड " = આયુષ્ય

' મનુષ્યનું આયુષ્ય એક કાપડ છે જે મનુષ્ય દેહરૂપી સાળ પર વણાય છે તેમાં વણકર પ્રાણ છે તેમજ અહીં " अप्सरस् " શબ્દ અને " वसिष्ठ " એ બે શબ્દો પ્રાણ વાચક આવેલા છે. ( अप्सरस् ) જળાશ્રયથી રહેનારા ( वसिष्ठ ) નિવાસનો હેતુ પ્રાણ છે

તેથી પણ અનુમાન થઇ શકે છે કે જળતત્વના આધારથી રહેનારો પ્રાણ જે આત્માની ધર્મપત્નીરૂપ છે એમ અહીં કહેવામાં આવ્યું છે તે પ્રાણ શકિત, જીવનની કલા જ નિઃસંદેહ હોઇ શકે ગંધર્વ જો આત્મા છે તો તેની ધર્મપત્ની અપ્સરા નિઃસંશય પ્રાણશકિત અથવા જીવનશકિત જ છે. આત્મા અને શકિત આ બે શબ્દો અહીંના " ગંધર્વ અને અપ્સરા " ના વાચક છે એમ ઉત્તમ રીતે માની લઇ શકાય છે. શરીરમાં નાના પ્રાણ અને જગતમાં વિશ્વવ્યાપક પ્રાણ છે એ કારણથી ગંધર્વનો અર્થ આત્મા-પરમાત્મા માનવાથી બન્ને સ્થળે અર્થની સંગતિ બરાબર સાધી શકાય છે

મહાન્ ગંધર્વ

આ સૂકતમાં પહેલા બે મંત્રોથી અતિમહાન્ ગંધર્વનું પ્રેમપૂર્ણ વર્ણન થઇ રહ્યું છે. આ વર્ણન જોવાથી નિશ્ચય થાય છે કે અહીં ગંધર્વ શબ્દ પરમાત્મા વાચક છે જુઓ—

૧ भुवनस्य एक एव पतिः— ભુવનોનો એક માત્ર સ્વામી, તેના સિવાય જગતનો બીજો કોઇ પતિ નથી આ પરમેશ્વર જ સર્વના એક પ્રભુ છે.

૨ एक एव नमस्यः— આ એક અદ્વિતિય પરમાત્મા મ. ૧, ૨ ) સર્વ લોકોએ નમસ્કાર કરવા લાયક છે તેના સ્થાન પર અન્ય કોઇની પણ ઉપાસના કરવી જોઇએ નહિ ( મં. ૧ ૨ )

૩ दिव्य गन्धर्वः— આ અદ્ભૂત છે, દિવ્ય પદાર્થ છે અહીં આ મનની ગતિ કુંઠિત થઇ જાય છે, અને આ જ ( गां ) ભૂમિથી પ્રારંભ કરીને સંપૂર્ણ જગત્નો સાચો ( धर्वः ) ધારક, પોષક છે ( મં. ૧ )

૪ विक्षु ईड्य.— સર્વ જગતમા તેજ એક પ્રશંસાને યોગ્ય છે.

૫ दिवि ते सधस्थ— સ્વર્ગધામમાં, ગુહ્યધામમાં અથવા તૃતીયધામમાં તેનુ સ્થાન છે ( મ ૧) ( આ વિષયમાં પ્રથમ સૂકતના મંત્ર ૧, ૨, જુઓ, જેમાં તેના ગુહ્યના વાસ્તવ્યનું વર્ણન કરેલુ છે )

૬ दिवि स्पृष्ट -તેનો સ્પર્શ અર્થાત્ તેની પ્રાપ્તિ પૂર્વોક્ત તૃતીય ગુહ્ય સ્થાનમાંજ થાય છે. આ પણ પૂર્વોકત શબ્દોનું જ સ્પષ્ટિકરણ છે ( મ. ૨ )

૭ सूर्यत्वक्— મહાન સહસ્રરશ્મિ સૂર્ય ભગવાન જ તેનો દેહ છે અર્થાત્ તે તેનામા જ છે એટલું જ નહિ, પરંતુ સૂર્યનો મહાન પ્રકાશ પણ તેનાથી પ્રાપ્ત થએલો છે, આ તેનો મહિમા છે ( મ. ૨ ) આ પ્રમાણે અન્યાન્ય પદાર્થોમાં તેની સત્તા જોવી જોઇએ. આ શબ્દ તો તેનું એક ઉપલક્ષણ માત્ર છે.

૮ विश्वा-वसु. ( गंधर्वः )— વિશ્વમાં તેજ વસનારો છે ( મ. ૪ )

આ લક્ષણોથી સ્પષ્ટ જણાઇ આવે છે કે અહીંના ગંધર્વનું વર્ણન નિઃસંદેહ પરમાત્માનું વર્ણન છે. કોઇ પણ અન્ય પદાર્થમાં આ સર્વ અર્થ પૂર્ણ સ્વરૂપથી સાર્થ થઇ શકતા નથી આથી પાઠકગણ આ લક્ષણોનું મનન કરીને પોતાના મનમાં આ પરમાત્મા દેવની ભકિત સ્થિર કરે કારણ કે તે એકજ સર્વને માટે પૂજનીય દેવ છે.

બ્રહ્મની બ્રાહ્મ ઉપાસના

આ પરમાત્માની પ્રાપ્તિ તેની ઉપાસનાથી જ થાય છે.

આ સૂકતમાં તેની " બ્રાહ્મ ઉપાસના " કરવાનું વિધાન ખૂબ જ મહત્વપૂર્ણ છે.

१ तं त्वा यौमि ब्रह्मणा। ( મં. ૧ )

२ नमस्यः। ( મં. ૧, ૨ ) नमस्ते अस्तु। ( મં. ૧ )

३ विक्षु ईड्यः। ( મં. ૧ )

४ सुशेवाः। ( મં. ૨ ).

આ ચાર મંત્રભાગ તેની બ્રાહ્મ ઉપાસના કરવાની માર્ગની સૂચના આપી રહ્યા છે. બ્રાહ્મ ઉપાસના નો અર્થ " બ્રહ્મયજ્ઞ " અથવા મન દ્વારા કરવાની " માનસ ઉપાસના " છે. આત્મા, બુદ્ધિ, ચિત્ત, મન વગેરે અંતઃસાધનો દ્વારા આ પરમાત્મ પૂજા થઇ શકે છે. આ શકિતઓનું શારીરિક નામ જ બ્રહ્મ છે. બ્રહ્મ શબ્દનો અર્થ મંત્ર પણ છે અને મંત્રનો આશય છે " મનન " મનનથી જ આ ઉપાસના કરવી જોઇએ. મનના મનનથી જ તે થઇ શકે .છે. બીજી કોઇ રીતે તે થઇ શકતી નથી. આ સ્પષ્ટતાથી બતાવવા માટે જ અહીં " બ્રહ્મણા " શબ્દ આ મંત્રમાં પ્રયુકત થએલા છે. આ વાત લક્ષમાં લઇએ તો ઉપર જણાવેલા ચાર મંત્રભાગોનો અર્થ આ પ્રમાણે થાય—

**१ तं त्वा यौमि ब्रह्मणा**—એ તું પરમાત્માને મનનથી જ પ્રાપ્ત કરૂં છું. ( મનન )

**२ नमस्यः ( नमस्ते )**- તું જ એક નમસ્કાર કરવા યોગ્ય છે. ( નમન )

**३ विक्षु ईड्यः**—સર્વ જગતમાં પ્રશંસા કરવા યોગ્ય તું જ એક છો. ( સર્વત્રદર્શન )

**૪ સુ-શેવાઃ**—તુજ એક ઉત્તમ સેવાને માટે યોગ્ય છે. ( સેવન )

આ ચાર મંત્રભાગોના મનનથી માનસપૂજાની વિધિ જણાઇ આવે છે. ( ૧ ) પ્રભુના ગુણોનું માનસિક મનન કરવું. ( ૨ ) તેને મનથી નમન કરવું. ( ૩ ) પ્રત્યેક પદાર્થમાં તથા પ્રાણીમાત્રમાં તેનાં દર્શન કરવા અને ( ૪ ) સર્વ કર્મો તેની સેવા કરવા માટે જ કરવા. આ ચાર માર્ગ પ્રભૂની ઉપાસનાના છે. આ ચાર ભાગમાંથી જેટલા ભાગોનું અનુષ્ઠાન થયું હશે, તેટલી ઉપાસના તેટલા જ પ્રમાણથી થઇ છે એમ માનવું જોઇએ. પાઠક વિચાર કરે અને પોતાની ઉપાસનાની પરીક્ષા આ કસોટીથી કરે. પ્રત્યેક મનુષ્ય પોતાને પરમાત્માનો ઉપાસક તો માનેજ છે. પરંતુ તેનાથી જે ઉપાસના થઇ રહી છે તે આ વૈદિક માનસ ઉપાસનાની ઉકત કસોટીથી કઇ કક્ષા પર ગણી શકાય એ પણ જોવું જોઇએ. આ દૃષ્ટિબિન્દુથી જોતાં આ ચાર મંત્રભાગ વિશેષ મહત્વપૂર્ણ છે.

" મનન, નમન, સર્વત્રદર્શન અને સેવન " - આ ચાર નામ સંક્ષેપથી માનસ ઉપાસનાના ચાર અંગોના દર્શક માની લઇ શકાય

૧ " મનન "—થી પરમાત્માના મહત્વની મનમાં સ્થિરતા થાય છે. આ દૃષ્ટિથી તેની અત્યંત આવશ્યકતા છે.

૨ " નમન "—જ્યારે મનથી તેનું મહત્વ જણાઇ ગયું તો સ્વભાવતઃ જ મનુષ્ય તે પ્રભુની સામે નમી જાય છે, લીન થઇ જાય છે. મનન પછીની આ સ્વાભાવિક અવસ્થા છે.

૩ " દર્શન " મનનથી જ તેની સાર્વત્રિક સત્તાનો પણ અનુભવ થઇ શકે છે. સ્થિર અને ચલમાં એક રસે વ્યાપક થવાનો સાક્ષાત્કાર થવાની આ ત્રીજી ઉચ્ચ અવસ્થા છે. જગત્ની અંદર પ્રભુનોજ સર્વત્ર સાક્ષાત્કાર આ અવસ્થામાં થઇ શકે છે.

આ ત્રણે માનસિકક્રિયાઓ છે. આના પછી તે ભકત પોતાને પરમાત્માના પરમયજ્ઞમાં સમર્પણ કરે છે. એ સેવા અવસ્થા છે.

" સેવન " તે આ અવસ્થામાં તેનો સેવક બને છે. સેવન અને " ભજન " આ બન્ને શબ્દો સમાન અર્થવાળા જ છે. સેવન અને ભજન એકજ અર્થ બતાવે છે. પ્રભુના કાર્ય માટે પોતે પોતાને જ સમર્પિત કરવો એ ભકિત અથવા સેવા છે.

## નામ સ્મરણ

નામસ્મરણનું પણ એજ તાત્પર્ય છે. જેવી રીતે " હરિ " ( દુઃખોને હરી લેનારો ) દેવ છે, તેથી હું પણ દુખિયોનું દુઃખ યથાશકિત દૂર કરીશ અને બીજાને સુખ દેવાનું કાર્ય કરીને ઇશ્વરની સેવા કરીશ ! " રામ " ( આનંદ દેનારો ) ઇશ્વર છે માટે હું પણ દીન, દુઃખી મનુષ્યો અથવા પ્રાણીઓની પીડા દૂર કરવાના યત્ન દ્વારા પરમાત્માની ભકિત અથવા સેવા કરીશ. " નામસ્મરણ " નો આજ ઉદ્દેશ્ય છે જો કે આજ કાલ તો કેવળ નામનું સ્મરણ જ રહ્યું છે પરંતુ તેનાથી પ્રાપ્ત થતું કર્તવ્યનું પાલન કોઇ કરતું નથી. તો પણ વસ્તુતઃ તેથી મહાન કર્તવ્યનો બોધ થાય છે. પાઠક વિચારપૂર્વક જાણે અને પરમેશ્વરનાં આટલાં નામ કહેવાનો મુખ્ય ઉદ્દેશ્ય સમજી લે. અનેક ગ્રન્થો વાંચવાથી જે કર્તવ્ય નથી સમજાતું તે એક નામનું મનન કરવાથી સમજી શકાય છે. તેટલા માટેજ

*

વેદાદિ ગ્રન્થોમાં પરમાત્માનાં અનેક નામ આપવામાં આવે છે, અને તે સર્વ ઘણાંજ માર્ગદર્શક હોય છે. પરંતુ નિરીક્ષણ કરનારો અને કર્મ કરનારો ભકત જોઇએ. અસ્તુ.

ઇશ્વર ઉપાસનાના આ ચાર ભાગ છે. તેનો વધુ વિચાર પાઠક કરે અને એ માર્ગ પર ચાલે. આજ સીધો, સરળ અને અતિ સુગમ માર્ગ છે.

### બ્રહ્મ ઉપાસનાનું ફળ

ઉપરોકત પ્રકારની માનસ ઉપાસના કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તેનું વર્ણન પણ આ મંત્રોમાં પાઠક જોઇ શકે છે—

૧ **तं त्वा यौमि**— પરમેશ્વરની સાથેનો મેળાપ, બ્રહ્મરૂપ અવસ્થા પ્રાપ્ત કરવી. ( મં- ૧ )

૨ **द्वैव्यस्य हरसः अवयाता**-પરમાત્મા સર્વ મહા પીડાઓને દૂર કરનારો છે તેથી સર્વ પીડા તેની પ્રાપ્તિથી દૂર થઇ જાય છે. ( મં. ૨ )

૩ **मृडात्**—તે આનંદ આપે છે. ( મં. ૨ )

આ શબ્દોના મનનથી પાઠકને જણાઇ જશે કે ઉપાસનાનું ફળ પરમાનંદની પ્રાપ્તિ જ છે. તે પ્રભુ સચ્ચિદાનંદ સ્વરૂપ હોવાથી તેની સાથે ભળી જવાથી તે આનંદ ઉપાસકમાં પણ આવી જાય છે અને જેટલી ઉપાસનાની દૃઢતા તથા પૂર્ણતા હશે એટલો જ તે આનંદ દૃઢ અને પૂર્ણ હશે. આ ફળ પ્રાપ્ત કરવાનો પૂર્વોક્ત વૈદિક માર્ગ છે.

અહીં પહેલા બે મન્ત્રોનો વિચાર થયો. તેના પછીના ત્રણ મંત્રોનું વર્ણન ઠીક પ્રકારે સમજાય એટલા માટે તે વર્ણનને પ્રથમ પોતાના શરીરમાં ઉતારીને સમજવું જોઇએ અને પછી તેજ ભાવ વિશાળ જગતમાં જોવો જોઇએ.

### આપણા અંદરની જીવન શકિત

આથી પહેલાં બતાવવામાં આવ્યું છે કે જળતત્વના આશ્રયે કાર્ય કરનારી પ્રાણશકિત અથવા જીવનશકિત "**अप्सराः**" શબ્દથી આ સૂકતમાં વર્ણવવામાં આવી છે. તેનું વર્ણન જુઓ—

૧ **क्रन्दाः**—બૂમો પાડનારી, બોલાવનારી, પ્રેરણા દેનારી પ્રાણશકિત અથવા જીવનશકિત પ્રાણીઓને પ્રેરિત કરે છે તેવા અર્થનું વાચક આ નામ છે.

૨ **तामिषी-चयः**—( **तमिषी** ) ગ્લાની અથવા થાકને ( **चयः** ) દૂર કરનારી. થાકને દૂર કરનારી પ્રાણશકિત છે. જે ઉત્સાહ પ્રાણીમાત્રમાં છે તે પ્રાણશકિતનો જ છે. પ્રાણાયામથી ઉત્સાહની વૃદ્ધિ અને થાક દૂર થવ નો અનુભવ છે.

૩ **अक्षः-कामाः**-( **अक्षि+कामाः** ) આંખોની કામનાઓ પૂર્ણ કરનારી. પાઠક જોઇ શકશે કે જ્યાં સુધી શરીરમાં પ્રાણ રહે છે ત્યાં સુધી શરીર આંખોને તૃપ્ત કરી શકે છે. મડદું જોઇને કોઇ પણ મનુષ્યની આંખ તૃપ્ત થતી નથી. આનાથી આંખોની તૃપ્તિ પ્રાણશકિતથીજ થાય છે એ તદ્દન સ્પષ્ટ છે.

૪ **मनो-मुहः**—મનને મોહિત કરનારી. તેનો ભાવ પણ ઉપર પ્રમાણે જ છે.

આ ચાર શબ્દો શરીરમાં રહેલી પ્રાણશકિતઓ અથવા જીવનશકિતઓના વાચક છે. પાઠક આ શબ્દોના અર્થનો અનુભવ પોતાના હૃદયમાં જ કરે. તેમનેજ ( મંત્ર ૫ માં ) "**गंधर्व-पत्नी अप्सराः**" કહી છે. ગંધર્વ આ શરીરમાં રહેલ જીવાત્મા છે અને તેની પત્નીઓ જીવનશકિતઓ અથવા પ્રાણશકિતઓ છે. પ્રાણ જળતત્વના આશ્રયે રહે છે, તેટલા માટે જળાશ્રિત હોવાને કારણે ( **अप्+सरः** ) આ શબ્દ પ્રાણમાં અત્યંત સાર્થ થઇ રહે છે. આ પ્રાણશકિતઓને નમન પાંચમા મંત્રમાં કરેલું છે. પ્રાણને આધીન સર્વ જગત્ છે, આ સમજવાથી પ્રાણનું મહત્વ સમજી શકાશે. પાઠક પણ પોતાના શરીરમાં પ્રાણનું મહત્વ જુએ. જ્યાં સુધી પ્રાણ શરીરમાં છે ત્યાં સુધી તેની શોભા કેવી હોય છે અને પ્રાણ ચાલી ગયા પછી શરીરની કેવી અવસ્થા થઇ જાય છે. તેનું મનન કરવાથી શરીરમાં પ્રાણનું મહત્વ સમજી શકાય છે. જે નિયમ એક શરીર માટે છે તેજ નિયમ બધાં શરીરો માટે છે. આ પ્રકારે પ્રાણની દિવ્યશકિતનો અનુભવ કરીને આ મંત્ર ૫ માં પ્રાણને નમન કરેલ છે.

### પ્રાણનો પ્રાણ

અહીંઆ એક પ્રશ્ન ઉદ્ભવે છે કે આ પત્નીઓ સ્વતંત્ર છે કે પરતંત્ર "પત્ની" શબ્દ ઉચ્ચારવાથી જ તે પતિને આધીન, પતિની સાથે રહેવાથી શોભા વધારનારી, પતિ વિનાની થવાથી દુઃખી, પતિજ જેનું ઉપાસ્ય દૈવત છે ઇત્યાદિ વાતોનું જ્ઞાન થાય છે. વેદના ધર્મમાં પતિની સાથે ધર્માચરણ કરનારી સદ્ધર્મચારિણી જ પત્ની હોય છે. આથી ગંધર્વ ( આત્મા ) અને અપ્સરા ( પ્રાણશકિત ) ને તે સંબંધથીજ જોવાં જોઇએ. જેવી રીતે પતિથી શોભા પામીને પત્ની ગૃહસ્થીનું

કાર્ય કરે છે, તેજ પ્રકારે આ નાના ગંધર્વ (જીવાત્મા) ની સાથે તેની અપ્સરા સ્ત્રી (પ્રાણશક્તિ) બળ પ્રાપ્ત કરીને પોતાના ગૃહ (શરીર) ની અંદરનું સર્વ કામ કાજ ચલાવે છે. એથી જે સૌન્દર્ય અથવા શોભા ધર્મપત્નીની દેખાય છે તે વાસ્તવમાં પતિથીજ પ્રાપ્ત થએલી હોય છે. તેથી ધર્મપત્નીને કરેલો નમસ્કાર ધર્મપત્ની માટે નથી હોતો પરંતુ તે તો તેના પતિને માટેજ હોય છે કારણ કે પતિ વિરહિત વિધવા સ્ત્રીને અશુભ સમજીને કોઇ નમસ્કાર કરતું નથી. તેજ પ્રમાણે અહીં એ સિદ્ધ કરવું છે કે પ્રાણશક્તિ અથવા જીવનશક્તિ જીવાત્માના આશ્રયથી જ કાર્ય કરનારી હોય છે, તેના અભાવે તે કાર્ય કરી શકતી નથી. તેથી જે વર્ણન, પ્રશંસન અથવા મહત્વ પ્રાણશક્તિનું બતાવ્યું છે તે પ્રાણનું નહિ પરંતુ પ્રાણના પ્રાણનું અર્થાત્ આત્માનું છે. આ વાત ભૂલવી જોઇએ નહિ. આજ કારણથી અહીંયા પ્રાણશક્તિને કરેલું નમન આત્માના ઉદ્દેશ્યથી જ છે, નહિ કે કેવળ પ્રાણને માટે.

### આમ શા માટે કહ્યું છે ?

આટલા બધા લંબાણપૂર્વક આ વાત શા માટે ચર્ચી હશે? અહીંયા વેદ એ બતાવી આપવા માગે છે કે સંપૂર્ણ સ્થૂળ વિશ્વનો જે રંગ, રૂપ, રસ, આકાર વગેરે છે તે સર્વ આત્માની શક્તિને કારણે બનેલાં છે. અગર જગત્‌માંથી આત્માની શક્તિ દૂર કરવામાં આવે તો જગત્ પણ રહે નહિ, તેમજ તેની શોભા પણ રહે નહિ. જે પ્રમાણે પતિરહિત સ્ત્રી વિધવા બની જઇ, શોભારહિત બની જાય છે, તેજ પ્રમાણે આત્મા રહિત શરીર મૃત, મડદું અને તેજ વગરનું થઇ જાય છે. તે દર્શનીય રહેતું નથી. આજ પ્રમાણે જગત્ પણ આત્માથી રહિત થઇ જાય તો તે નિઃસત્વ બની જાય. તેથીજ જગતની તરફ જોતી વખતે આત્મદૃષ્ટિ હોવી જોઇએ, નહિ કે સ્થૂળ દૃષ્ટિ. જે પ્રકારે કોઇ સુવાસિની સ્ત્રીની તરફ જોવાથી તેનામાં તેના પતિની સત્તા જોવાય છે. પતિહીન સ્ત્રી દુર્વાસિની ગણાય છે, તેજ પ્રમાણે આત્મારહિત શરીર અને પરમાત્મા રહિત જગત્ છે.

ગુલાબનું ફૂલ, આંબાનું વૃક્ષ, સૂર્યનો પ્રકાશ, તેજ પ્રમાણે પ્રાણીઓને પ્રાણ આદિ સર્વ જોતાં છતાં સર્વત્ર આત્માની શક્તિનો અનુભવ કરવો જોઇએ. તે સર્વનો ધારક " ગંધર્વ " સર્વત્ર ઉપસ્થિત છે અને તેના પ્રભાવથી સર્વ પ્રભાવિત થઇ રહ્યા છે, એવો ભાવ મનમાં સદા જાગ્રત રહેવો જોઇએ. આ વિચારથી જોવાથી અપ્સરાઓને કરેલું નમન ગંધર્વને કેવી રીતે પહોંચે છે એ વાત સ્પષ્ટ થશે અને આ ગંધર્વ ભુવનોનો એક અદ્વિતીય પતિ પણ છે, તેજ સર્વ માટે (**नमस्यः**) નમસ્કાર કરવા યોગ્ય છે એમ કહેવામાં આવ્યું છે. પરંતુ આગળ ઉપર ચોથા અને પાંચમા મંત્રમાં અપ્સરાઓને નમસ્કાર કરેલ છે. આ વિરોધ ઉત્પન્ન થાય છે. આ વિરોધ પૂર્વોક્ત દૃષ્ટિથી વિચાર કરવાથી રહેશે નહિ—

### વિરોધાલંકાર

**ताभ्यो वो देवीर्नम इत्कृणोमि ॥ (મં. ૪)**
**ताभ्यो गंधर्व-पत्नीभ्यः अप्सराभ्यः अकरं नमः ॥ (મં. ૫)**

" તે ગંધર્વ પત્ની અપ્સરા દેવીઓને હું નમસ્કાર કરૂં છું. પહેલા બે મંત્રોમાં " એક જ જગત્પાલક ગંધર્વ નમસ્કાર કરવા યોગ્ય છે એમ કહીને અંતિમ બે મંત્રોમાં તેને કરતાં તેની ધર્મપત્નીઓને જ નમસ્કાર કર્યો છે " આ વિરોધાલંકાર છે. પહેલા કથનની બિલકુલ વિરુદ્ધ આ બીજું કથન છે. જે (**नमस्यः**) નમસ્કાર કરવા યોગ્ય છે તેને તો નમન કર્યું જ નહિ પરંતુ જે નમસ્કાર યોગ્ય હોવાના વિષયમાં કોઇ ઠેકાણે કહ્યું નથી તેને નમસ્કાર કર્યો છે. આ સૂક્તમાં વિરોધ પણ એટલો જ એક સરખો છે પહેલા બે મંત્રોમાં ગંધર્વનેજ નમસ્કાર યોગ્ય હોવાના વિષયમાં બે વાર કહ્યું છે એટલું જ નહિ પરંતુ—

**एक एव नमस्यः (મં. ૧, ૨)**

" તેજ એક નમસ્કાર કરવા યોગ્ય દેવ છે " એમ નિશ્ચયાર્થક વાક્યમાં કહ્યું છે જેથી કોઇને સંદેહ થાય નહિ. પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે જ્યારે નમસ્કાર કરવાનો વખત આવી ગયો ત્યારે તે પ્રકારે એ મંત્રોમાં (મં. ૪ ૫ માં) તેની પત્નીઓ ને જ નમસ્કાર કર્યા છે અને ખાસ કરીને પતિ ને નમન નથી કર્યું. આ સાધારણ વિરોધ નથી. તેથી તેનો હેતુ જોવો જોઇએ—

### વ્યવહારની વાત

જ્યારે આપ કોઇ મિત્રને નમસ્કાર કરો છો ત્યારે તમો વિચાર કરો કે શું તમો તેના આત્માને નમસ્કાર કરો છો કે તેના શરીરને અથવા તેના પ્રાણને અથવા તેની ઇન્દ્રિયોને, કરો છો તમારી સમક્ષ તો તેનો આત્મા રહેતો જ નથી તેમજ તમો તેના આત્માને જોઇ પણ શકતા નથી. ન તો તમે તેને સ્પર્શ કરી શકો છો જેને તમે જોઇ શકતા નથી તેને તમે

નમસ્કાર કેવી રીતે કરી શકો છો? વિચાર કરશો તો જણાશે કે આપનો નમસ્કાર આપના મિત્રના આત્મા માટે નથી હોતો.

પરંતુ જો "આત્માને માટે નમન નથી" એમ સ્વીકારવામાં આવે તો કહેવું જોઇએ કે, કોઇ પણ મનુષ્ય પોતાના મિત્રના મરેલા શરીરને, નિર્જીવ શરીરને નમસ્કાર કરતો નથી તો પછી નમસ્કાર કોને માટે કરવામાં આવે છે. આ વાત અમારા હંમેશની વ્યવહારની છે પરંતુ તેનો ઉત્તર દરેક મનુષ્ય આપી શકે નહિ પરંતુ દરેક મનુષ્ય બીજાને નમસ્કાર તો કરતો જ હોય છે.

### જડ અને ચેતનની સંધિ-પ્રાણ

અહીં વાસ્તવિક વાત એ છે કે સ્થૂળ શરીર અને તેની ઇન્દ્રિયો, પ્રત્યક્ષ દેખાય છે અને પ્રાણ યદ્યપિ અદૃશ્ય છે તથાપિ શ્વાસોચ્છ્વાસની ગતિથી તે પ્રત્યક્ષ થાય છે પરંતુ મન, બુદ્ધિ અને આત્મા અદૃશ્ય છે. તેમાં પણ મન, બુદ્ધિ કર્મોના અનુસંધાનથી જાણી શકાય છે પરંતુ આત્મા તો સર્વદા અપ્રત્યક્ષ છે. જુઓ—

શરીર—ઇન્દ્રિયો—"પ્રાણ"—મન બુદ્ધિ—આત્મા

દૃશ્ય◄ ————————o————————►અદૃશ્ય

પ્રાણ એવા સ્થાનમાં સ્થિત છે કે તે એક તરફ દૃશ્ય અને બીજી તરફ અદૃશ્યને જોડનારૂં મધ્યબિન્દુ છે. તેટલા માટે સ્થૂળ દૃશ્યથી સૂક્ષ્મ અદૃશ્ય સુધી પહોંચવા માટે યોગાદિ શાસ્ત્રોમાં પ્રાણનું જ આલંબન કહ્યું છે. કારણ કે આ પ્રાણ એકજ એવો છે જે સ્થૂળ સૂક્ષ્મ, દૃશ્ય, અદૃશ્ય, જડ, ચેતન, શક્તિ પ્રુરંત તેને જોડી દે છે. આ કારણને લીધે જ પ્રાણ એ ભુવનોનું મધ્ય કહેવાય છે. અને આધ્યાત્મિક ઉન્નતિના સાધનને માટે પ્રાણનું જ અવલંબન મુખ્ય માનવામાં આવ્યું છે. કારણ કે અદૃશ્યનો અનુભવ થતાં થતાં આસક્તિ વધે છે. અને તેથી સૂક્ષ્મ તત્વનું અનુસંધાન વધારે થાય છે.

સાધારણ અજ્ઞાની લોકો સ્થૂળ શરીરને જોતાંજ નમન કરે છે. તેનાથી અધિક જ્ઞાની પ્રાણનું અસ્તિત્વ જાણીને નમન કરે છે. તેનાથી પણ ઉચ્ચકોટીના જ્ઞાની તેનામાં જે અધિષ્ઠાતા છે તેને જોઇને નમન કરે છે. યદ્યપિ નમન એકજ છે તો પણ નમન કરનારના અધિકાર ભેદને અનુસાર નમન ભિન્નભિન્ન વસ્તુઓ માટે હોય છે.

### સ્થૂળથી સૂક્ષ્મનું જ્ઞાન

આમાં એક વાત સત્ય છે અને તે એ છે કે જો જગતમાં સ્થૂળશરીર-સ્થૂળ પદાર્થ-એક પણ ન રહે તો ચેતન આત્માની કલ્પના થવી અસંભવ છે. એટલા માટે ચેતન આત્માની શક્તિ જાણવા માટે સ્થૂળ વિશ્વની રચના અત્યંત આવશ્યક છે. આથી સ્થૂળના આલંબનથી સૂક્ષ્મની કલ્પના કરવામાં આવે છે, અને એટલા માટે જ શરીરમાં કામ કરતી પ્રાણ શક્તિઓને (મંત્ર. ૪, ૫ માં) નમન કરીને શરીરના મુખ્ય અધિષ્ઠાતા આત્મા સુધી નમન પહોંચાડવામાં આવે છે. અહીં ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે જડ શરીરને નમન નથી કર્યું પરંતુ જડચેતનની સુતિ કરનારી પ્રાણશક્તિઓને નમન કર્યું છે. અર્થાત્ સ્થૂળને પાછળ રાખીને જ્યાં સૂક્ષ્મ શક્તિઓનો પ્રારંભ થાય છે ત્યાં એ સૂક્ષ્મ શક્તિઓને નમન કર્યું છે. અહીં સ્થૂળનું અવલંબન તદ્દન છોડી દેવાનો પણ ઉપદેશ મળે છે.

### પ્રત્યક્ષમાંથી અપ્રત્યક્ષ

આ વિવરણ પરથી પાઠક સમજ્યા હશે કે પ્રત્યક્ષ વસ્તુના નિમિત્તથી તેને અનુસંધાનમાં રાખી અપ્રત્યક્ષને નમન કરી શકાય છે. જે સર્વ જગતનો એક પ્રભુ છે તે સર્વ વ્યાપક અને પૂર્ણ અદૃશ્ય છે. વાસ્તવમાં સર્વ માણસોએ તેનેજ નમન કરવું યોગ્ય છે. બીજો કોઇ પણ નમસ્કારને માટે યોગ્ય છેજ નહિ. છતાં પણ જગતના સ્થૂળ-સૂર્ય, ચંદ્રાદિ પદાર્થોને પ્રત્યક્ષ જોવાથીજ તેના સામર્થ્યનું થોડું અનુમાન થઇ શકે છે. જગતના કાર્ય જોઇનેજ તેની અદ્ભુત રચના ચાતુર્યનો અનુભવ થાય છે. તેટલા માટે જ જગતમાં દરેક પદાર્થમાં તેની સત્તાનો અનુભવ કરવો જોઇએ અને પ્રત્યેક પદાર્થને જોઇને પ્રત્યેક પદાર્થનું મહત્વ તેને કારણે છે એમ જાણીને તેમાં તેને નમન કરવું જોઇએ. અને ત્યારેજ તેને નમન થઇ શકે છે. સૂર્યને જોઇને તેના પ્રકાશનું તેજ પરમાત્મામાંથી પ્રાપ્ત થયેલું છે એમ જાણીને તેના અગાધ સામર્થ્યનો તેમાં અનુભવ કરતાં કરતાં અંતઃકરણપૂર્વક તેને નમન કરવું જોઇએ. આજ બાબત દરેક વસ્તુ માટે બની શકે છે. આજ વાત આ સૂક્તના ચોથા મંત્રમાં કહેલી છે—

अभ्रिये दिद्युन्नक्षत्रिये या
विश्वावसुं गन्धर्वं सचध्वे ॥ (મંત્ર ૪)

"મેઘની વિદ્યુતમાં શું કે નક્ષત્રોના પ્રકાશમાં શું વિશ્વને વસાવનારા સર્વધારક પરમાત્માને પ્રાપ્ત કરે છે." આ મંત્રમાં તેજ વાત કહેલી છે કે વિદ્યુતની ચમક જોવાથી અથવાતેજ ગોલકોને જોવાથી તે અદ્વિતીય આત્માની સત્તાની જાગૃતિ

અપના ભાન થવું જોઇએ, તે પરમાત્માનું સામર્થ્ય લક્ષમાં આવવું જોઇએ. તે આદિદેવનું અદ્દભૂત રચના ચાતુર્ય મનમાં પ્રત્યક્ષ થવું જોઇએ. આ પ્રભુને સર્વત્ર વસેલો, ઉપસ્થિત, જાણવો જોઇએ. આજ તે રીત છે કે જેનાથી જ્ઞાની તેનો સર્વત્ર સાક્ષાત્કાર કરતો રહે.

પાઠક અહિ જોઇ શકશે કે, પ્રથમ અને દ્વિતીય મંત્રમાં, "તે પ્રભુજ એકલો વંદનીય છે" એમ કહ્યુ છે અને નમન કરતી વખતે જગતમાં કાર્ય કરનારી પ્રાણશકિતઓને ( મંત્ર ૪, ૫ માં ) નમન કર્યું. તેની સંગતિ પૂર્વે કહેલી રીતે થઇ શકે છે. આ દૃષ્ટિથી તેમાં કોઇ વિરોધ નથી હોતો અને વિચાર કરવાથી જાણુ થઇ શકે છે કે આજ માર્ગ સીધો અને સરળ છે. આ ઉપાસના માર્ગથી જ જવાનું દરેકને માટે સુગમ છે. વાદળાંઓમાં ચમકનારી વિદ્યુતમાં તથા તેજ ગોલકોના પ્રકાશમાં તે પ્રભુનું સામર્થ્ય જોઇને તેનો સાક્ષાત્કાર કરવાનો છે. જો વિશ્વના અંતર્ગત પદાર્થોનો વિચાર કરવાનું જ છોડી દેવામાં આવે તો તે પ્રભુનું સામર્થ્ય કેવી રીતે સમજાઇ શકે!

અહીં ચતુર્થ અને પંચમ મંત્રોનો વિચાર સમાપ્ત થયો અને આ વિચારની પ્રત્યક્ષતા આપણે આપણા પોતામાં જોઇ કારણ કે આજસ્થાન છે જ્યાં આપણને પ્રત્યક્ષ અનુભવ થાય છે. હવે આ જગતમાં વ્યાપક દૃષ્ટિથી જોવાનું છે. પરંતુ તે પહેલાં આપણે તૃતીય મંત્રનો વિચાર કરવો જોઇએ. આ તૃતીય મંત્રમાં બે કથન ઘણાં મહત્વપૂર્ણ છે, હવે તે જુઓ—

### પ્રાણોનું આવાગમન

**समुद्र आसां सदनं म आहुर्यतः सद्य आ च परा च यन्ति ॥** ( મં. ૩ )

"સમુદ્ર તેમનું સ્થાન છે એમ મને કહેવામાં આવ્યું છે, જ્યાંથી વારંવાર તે અહીં આવે છે અને દૂર ચાલી જાય છે." આ મંત્રમાં પ્રાણશકિતનું વર્ણન ઉત્તમ રીતે કર્યું છે. **( आयन्ति, परायन्ति )** અહીં આવે છે અને પાછી દૂર જાય છે. પ્રાણની આ બે ગતિઓ છે. એક ગતિ. "આવવું" અને બીજી ગતિ "જવું" છે. શ્વાસ અને ઉચ્છ્વાસ આ બે પ્રાણની ગતિઓ પ્રસિદ્ધ છે. પ્રાણ અપાન એ પણ બે નામ છે. એક ગતિ બહારથી અંદર જવાનો માર્ગ બતાવે છે અને બીજી અંદરથી બહાર જવાનો માર્ગ બતાવે છે આ બે ગતિઓ સર્વને વિદિત છે.

આ પ્રાણોનું સ્થાન હૃદયના અંદરનો માનસસમુદ્ર છે. હૃદયસ્થાન છે. આ સાગર અથવા સમુદ્રમાં જઇને પ્રાણ ડૂબકી મારે છે અને ત્યાં સ્નાન કરીને ફરી બહાર આવે છે. વેદોમાં અન્યત્ર કહ્યુ છે કે—

**एकं पादं नोत्खिदति सलिलाद्धंस उच्चरन् ।**
**यदङ्ग स तमुत्खिदेन्नैवाद्य न श्वः स्यान्न रात्री**
**नाहः स्यान्न व्युच्छेत्कदा चन ॥**

અથર્વ ૧૧।૪(૬)૨૧.

આ ( हं-सः ) પ્રાણ પોતાનો એક પગ હમેશાં ત્યાં રાખે છે, જો તે પગ ત્યાંથી તે ઉચકી લે તો આ જગતમાં કોઇ પણ જીવિત રહી શકે નહિ દિવસ પણ નહિ હશે અને રાત્રી પણ નહિ હશે ( અથર્વ. ૧૧।૪(૬)૨૧ ) "પ્રાણ અંદરથી બહાર જતી વખતે પોતાનો સંબંધ છોડતો નથી. અગર બહાર જતી વખતે તેનો સંબંધ છૂટી જાય તો પ્રાણીનું મૃત્યુ થાય." આ વાત આ સૂકતના તૃતીય મંત્રમાં કહી છે. હૃદયનુ અંતરિક્ષરૂપી સમુદ્ર એ પ્રાણનું સ્થાન છે. ત્યાંથી તે એકવાર બહાર આવે છે અને બીજીવાર અંદર જાય છે, પરંતુ બહાર આવે છે ત્યારે તે સદાને માટે બહાર રહેતો નથી, જો તે બહાર જ રહી જાય અને અંદર દાખલ ન થાય તો પ્રાણી જીવંત રહી શકે નહિ. આ પ્રાણનો જીવનની સાથેનો સબંધ અહીં જોવો આવશ્યક છે. આ જોવાથી જ પ્રાણનું મહત્વ ધ્યાનમાં આવી શકશે. અને પ્રાણની શકિતનું મહત્વ જાણ્યા પછી પ્રાણનો પણ જે પ્રાણ છે, તે આત્માનું મહત્વ ત્યાર પછી આજ રીતથી અને આજ યુક્તિથી જાણી શકાય છે.

### પ્રાણનો પતિ

આ વાસ્તવમાં એક જ પ્રાણ છે. તથાપિ વિવિધ સ્થળોમાં રહેવાથી અને વિવિધ કાર્યો કરવાથી તેના વિવિધ ભેદ માનવામાં આવે છે. પાંચ મુખ્ય પ્રાણ અને ઉપપ્રાણ પાંચ મળીને દસ પ્રકારના ભેદ શાસ્ત્રકારોએ ગણેલા છે. પરંતુ આ કોઇ આખરી સીમા નથી, અનેક સ્થળોની અને અનેક કાર્યોની કલ્પના કરવાથી અનેક ભેદ માની શકાય છે. પ્રાણને માટે **अप्सराः** શબ્દ આ સૂકતમાં વાપરવામાં આવ્યો છે અને તે એક ગંધર્વની સાથે રહે છે એમ પણ આલંકારિક વર્ણન કરવામાં આવ્યું છે. આ દૃષ્ટિબિંદુથી નિમ્ન મંત્રભાગ હવે જોઇએ—

**अनवद्याभिः सम्‌ जग्म आभिः**
**अप्सरास्वपि गंधर्व आसीत्‌ ॥** ( મંત્ર ૩ )

" આ અનેક નિર્દોષ અપ્સરાઓની સાથે તે એક ગંધર્વ સંગતિ કરે છે અને તે અપ્સરાઓમાં તે ગંધર્વ રહે છે. "

જો ગંધર્વ અને અપ્સરા આ શબ્દો દૂર કરવામાં આવે અને આપણે નિશ્ચિત કરેલા અર્થને અનુસાર શબ્દ રાખીએ તો આ મંત્રભાગનો અર્થ નીચે લખ્યા પ્રમાણે થાય છે– " આ અનેક નિર્દોષ પ્રાણશક્તિઓની સાથે તે એક આત્મા સંગતિ કરે છે, સંમિલિત થાય છે અને તે પ્રાણોની અંદર પણ આ સર્વધારક આત્મા રહે છે. "

આ અર્થ ઘણો જ સરળ અને સુબોધ હોવાથી તેનું અધિક સ્પષ્ટીકરણ કરવાની કોઇ આવશ્કતા રહેતી નથી કારણ કે પ્રત્યેક વાતનું વિશેષ સ્પષ્ટીકરણ આની પહેલાં આવી ચૂક્યું છે. તેથી આ રૂપક પાઠક પોતે જ સમજી જશે. બધા પ્રાણ આત્મામાંથી શક્તિ લઇને શરીરમાં કાર્ય કરે છે, અને આત્મા પણ પ્રાણોમાં રહે છે. આ બાબતમાં યજુર્વેદ કહે છે કે—

**सो असावहम् ।** ( યજુ. અ. ૪૦।૧૭ )

" ( सः ) આ ( असौ ) અસુ અર્થાત્ પ્રાણની વચ્ચે રહેનારો આત્મા ( अहं ) હું છું. " અર્થાત પ્રાણોની મધ્યમાં આત્મા રહે છે, અને આત્માના બહારના ભાગમાં પ્રાણ અથવા જીવનશક્તિ છે, અને આ બન્ને જગતનો સર્વ વ્યવહાર કરી રહ્યાં છે.

## બ્રહ્માંડ દેહ

પાઠક આ બધી વાતોનો અનુભવ પોતામાં કરે. પરંતુ અહીં કેવળ પોતાના દેહમાં જ જોઇને અથવા અનુભવ કરીને થોભી જવાનું નથી, જે વાત નાના ક્ષેત્રરૂપી આપણા દેહમાં જોઇ હતી તેજ મહાબ્રહ્માંડ દેહમાં પણ જોવાની છે, અથવા વિરાટ પુરૂષમાં કલ્પના કરવાની છે. આ સૂક્તમાં વિશ્વ-વ્યાપક આત્માનું વર્ણન કરવું એ મુખ્ય ઉદ્દેશ છે. તો પણ સમજ પડે એટલા માટે આ સર્વ વાતો પોતાના દેહમાં નિહાળવાનો વિચાર કર્યો, હવે તેજ રીતે બ્રહ્માંડદેહમાં કલ્પના કરવી જોઇએ.

જે રીતે પ્રાણીના દેહમાં પ્રાણ છે તેજ રીતે બ્રહ્માંડરૂપી દેહમાં વિશ્વવ્યાપક પ્રાણનો મહાસમુદ્ર છે. આ મહાપ્રાણ-સમુદ્રમાંથી આપણે પ્રાણનો થોડો જ અંશ લઇએ છીએ. આજ પ્રકારે અન્યાન્ય શક્તિઓ પણ આ બ્રહ્માંડદેહમાં ખૂબ જ વિશાળ રૂપમાં છે. બન્ને સ્થળે શક્તિઓ એકજ સ્વરૂપની છે પરંતુ અલ્પત્વ અને મહત્વનો ભેદ છે. તેથીજ આપણા પોતાની અંદરની વ્યવસ્થા જોવાથી બાહ્ય વ્યવસ્થા જાણી લઇ શકાય છે.

## સારાંશ

પાઠક આ સૂક્તમાં પરમાત્માની સર્વવ્યાપક સત્તા જોઇ શકે છે. તેજ એક ઉપાસ્ય દેવ છે. તે જ સર્વનો આધાર છે. તે જ સર્વનાં દુઃખ દૂર કરે છે અને બધાને સુખ આપે છે.

તેની પ્રાપ્તિ માનસ ઉપાસનાથી કરવી જોઇએ. સર્વ સ્થળો-માં તે ઉપસ્થિત છે એમ માની તેને નમન કરવું જોઇએ. સૃષ્ટિના અંતર્ગત દરેક પદાર્થમાં તેનું કાર્ય જોવાથી અને તેનો અભ્યાસ કરવાથી તેના વિષયમાં જ્ઞાન થવા માંડે છે. અને તેના પરત્વે શ્રદ્ધા વધતી જાય છે.

તેની સાથે પ્રાણશક્તિ રહે છે જે ક્યારેક જગતમાં પ્રગટ થાય છે તો ક્યારેક ગુપ્તરૂપે છૂપાઇ રહે છે. તે ક્યાં પ્રગટ થાય છે અને ક્યાં ગુપ્ત છૂપી રહે છે એ જોવાથી જગતમાં ચાલતા તેના કાર્યની કલ્પના થઇ શકે છે.

તે જેવી રીતે વાદળાંની વિજળીમાં પ્રકાશ મૂકે છે તેજ પ્રકારે નક્ષત્રોમાં પણ પ્રકાશ મૂકે છે. જે પ્રકાશવાળા છે તેનો પણ તે પ્રકાશદાતા છે. મોટાઓમાં તે મહાન છે. સૂક્ષ્મથી પણ તે અતિસૂક્ષ્મ છે. આ પ્રકારે તેને જાણીને સર્વભૂતોમાં તેનો અનુભવ કરીને તેને નમન કરવું જોઇએ. તેની સામે આદરથી અને ભક્તિથી આપણું માથું નીચે નમાવવું જોઇએ.

સર્વ જગતમાં જે પ્રેરણા, ઉત્સાહ અને પ્રેમ વસી રહ્યો છે તે સર્વ તેની જીવનશક્તિથી છે, આમ જાણીને તેનો મહિમા જોઇ તેની પૂજા કરવી જોઇએ.

" મનન, નમન, સર્વત્રદર્શન " કર્યા પછી તેની સેવા કરવા માટે તેના કાર્યમાં આપણને પોતાને સમર્પિત કરી દેવા જોઇએ. " સજ્જનનું પાલન અને દુર્જનનું નિર્દાલન " રૂપ પરમાત્માના કર્મમાં પૂર્વોક્ત રીતિને અનુસાર પોતાના કર્તવ્યનો ભાગ આનંદથી પાર પાડવો એજ તેની ભક્તિ કરવા જેવું છે અને તે કરવા માટે " દુઃખીઓનું દુઃખ દૂર કરવાનું કાર્ય આપણા શિર પર આનંદથી લઇ લેવું જોઇએ. " પ્રભુ પ્રાપ્તિનો આ સીધો ઉપાય આ સૂક્ત દ્વારા પ્રકાશિત થયો છે. પાઠક તેનો અધિક વિચાર કરે.

# જીવન-રસનો મહાસાગર

## કાંડ ૧, સૂક્ત ૩૨

( ऋषिः- ब्रह्मा । देवताः- द्यावापृथिवी )

इदं जनासो विदथ महद्ब्रह्म वदिष्यति ।
न तत्पृथिव्यां नो दिवि येन प्राणन्ति वीरुधः ॥ १ ॥
अन्तरिक्ष आसां स्थाम श्रान्तसदामिव ।
आस्थानमस्य भूतस्य विदुष्टद्वेधसो न वा ॥ २ ॥
यद्रोदसी रेजमाने भूमिश्च निरतक्षतम् ।
आर्द्रं तदद्य सर्वदा समुद्रस्येव स्रोत्याः ॥ ३ ॥
विश्वमन्यामभीवार तदन्यस्यामधिश्रितम् ।
दिवे च विश्ववेदसे पृथिव्यै चाकरं नमः ॥ ४ ॥

અર્થ— ( जनासः ) હે લોકો ! ( इदं विदथ ) આ જ્ઞાન પ્રાપ્ત કરો, તે જ્ઞાની ( महत् ब्रह्म वदिष्यति ) મહાન બ્રહ્મના વિષયમાં તે કહેશે. ( येन वीरुधः प्राणन्ति ) જેનાથી ઔષધિઓ આદિ પ્રાણ પ્રાપ્ત કરે છે. ( तत् पृथिव्यां न, नो दिवि ) તે પૃથ્વીમાં પણ નથી તેમજ દ્યુલોકમાં પણ નથી. ( ૧ ) ( आसां अन्तरिक्षे स्थाम ) આ ઔષધિ વગેરેનું અંતરિક્ષમાં સ્થાન છે. ( श्रान्तसदां इव ) થાકીને બેઠેલાની જેમ ( अस्य भूतस्य आस्थानम् ) આ બનેલાનું જે સ્થાન છે ( तत् वेधसः विदुः वा न ) તે જ્ઞાની લોકો જાણે છે કે નહિ ? ( ૨ ) ( यत् रेजमाने रोदसी ) જે હાલતા દ્યાવાપૃથ્વીને અને ( भूमिः च ) કેવળ ભૂમિથી પણ ( निरतक्षतं ) બનાવ્યું ( तत् अद्य सर्वदा आर्द्रं ) તે આજ દિવસ સુધી સદાસર્વદા રસમય છે. ( समुद्रस्य स्रोत्याः इव ) જેવી રીતે સમુદ્રના સ્રોત હોય છે. ( ૩ ) ( विश्वं ) બધાએ ( अन्यां अभिवार ) બીજીને ઘેરી લીધી છે ( तत् ) તે ( अन्यस्यां अधिश्रितम् ) બીજીમાં આશ્રિત થએલો છે. ( दिवे च ) દ્યુલોક અને ( विश्व वेदसे च पृथिव्यै ) સંપૂર્ણ વાદળોથી યુક્ત પૃથ્વીને માટે ( नमः अकरं ) મેં નમસ્કાર કર્યો છે. ( ૪ )

ભાવાર્થ—હે લોકો ! આટલું જરૂર સમજી લો કે જે તત્વજ્ઞાન સમજશે તેજ જ્ઞાની તેનું વિવરણ કરી શકશે. તત્વજ્ઞાન આ છે કે જેનાથી પોતાની વૃદ્ધિ કરનારી વનસ્પતિઓ આદિ પોતાનું જીવન પ્રાપ્ત કરે છે, તે જીવનનું સત્વ પૃથ્વી પર નથી કે દ્યુલોકમાં પણ નથી. ( ૧ ) આ વનસ્પતિ આદિનું સ્થાન અંતરિક્ષ છે. જેવી રીતે થાકેલા અને માંદા આરામ કરે છે તે રીતે આ વનસ્પતિ વગેરે અંતરિક્ષમાં રહે છે. આ બનેલા જગતનો જે આધાર છે તેને કયા જ્ઞાની લોકો જાણે છે અને કયા જ્ઞાની લોકો જાણતા નથી ? ( ૨ ) હાલનારા અને એક બીજામાં મળી જનારા દ્યુલોક અને પૃથ્વીલોક દ્વારા જે કાંઇ બનાવાયું છે તે બધું આજ સમય સુધી તદ્દન નવું અર્થાત્ જીવનરસથી પરિપૂર્ણ છે. જેવી રીતે સરોવરમાંથી નીકળતા સ્રોતો પાણીથી એટલે રસથી પરિપૂર્ણ હોય છે. ( ૩ ) આ સર્વ જગત બીજી શક્તિ ઉપર રહેલું છે અને તે શક્તિ પણ બીજાને આશ્રયે રહેલી છે. દ્યુલોક અને સર્વ વાદળોથી યુક્ત પૃથ્વીદેવીને હું નમન કરૂં છું કારણ કે આ બે દેવતાઓ આ જગતનું નિર્માણ કરનારી છે. ( ૪ )

# જીવન-રસનો મહાસાગર

### સ્થૂળસૃષ્ટિ

જે સૃષ્ટિ દેખાય તે સ્થૂળસૃષ્ટિ છે. તેમાં માટી, પત્થર આદિ અતિસ્થૂળ પદાર્થ, વૃક્ષ વનસ્પત્યાદિ વૃદ્ધિ પામનારા પદાર્થો, પશુ, પક્ષી આદિ હાલચાલ કરનારા તથા વૃદ્ધિ પામનારા પ્રાણી તથા વૃદ્ધિ પામનારા, હાલચાલ કરનારા અને ઉન્નતિને પ્રાપ્ત કરનારા મનુષ્યો ઉચ્ચકોટીના પ્રાણિઓ છે. પત્થર, માટી આદિ સ્થિર સૃષ્ટિને છોડી દઇએ અને વનસ્પતિ, પશુ તથા માનવસૃષ્ટિમાં જોવા જઇએ તો તેઓ ઉત્પન્ન થાય છે, વૃદ્ધિ પામે છે અને પ્રાણ ધારણ કરે છે આ વાત સ્પષ્ટ દેખાઇ આવે છે. તેમાં દેખાઇ આવતું જીવનસત્વ કયું તત્વ છે ? શું તે માત્ર સ્થૂળ જ છે અથવા તેનાથી કોઇ ભિન્ન તત્વ છે ? તેનો વિચાર આ સૂકતમાં કરેલો છે.

સર્વ લોક આ જીવનરસનું જ્ઞાન પ્રાપ્ત કરે. જો તેમને જીવનમાંથી આનંદ પ્રાપ્ત કરવો હોય તો તેમને માટે યોગ્ય છે કે તેઓ આ ( जनासः विदथ ) જ્ઞાનને પ્રાપ્ત કરે. આ મનન કરવા યોગ્ય સૂચના મંત્રના પ્રારંભમાં જ આપી છે. ( મંત્ર. ૧ )

આ જીવનરસની વિદ્યા કોણ આપી શકશે ? કોનાથી તે પ્રાપ્ત થશે ? એ શંકા અહીં ઉત્પન્ન થાય છે. આ વિષય પ્રથમ મંત્રમાંજ આગળ ઉપર કહેવામાં આવ્યું છે કે જે આ વિદ્યાને જાણતો હશે તેજ ( महत् ब्रह्म वदिष्यति ) મહાબ્રહ્મના વિષયમાં અર્થાત્ આ મહત્વપૂર્ણ જ્ઞાનના વિષયમાં કહેશે. જેને આ વિદ્યા પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેઓ આવા વિદ્વાનની પાસે જાય અને જ્ઞાન પ્રાપ્ત કરે. બીજા કોઇની પાસે જવાની જરૂર નથી.

### જીવનનો રસ

સારાંશમાં એટલું સમજવું જોઇએ કે, " જે જીવનતત્વના આશ્રયથી વૃદ્ધિ પામનાર વૃક્ષ વનસ્પતિ પ્રાણી આદિ પ્રાણ ધારણ કરે છે તે જીવનનું આધારતત્વ ન તો પૃથ્વી પર છે અથવા ન તો દ્યુલોકમાં છે." ( મંત્ર ૧ ) તે બીજા કોઇ અન્ય સ્થાનમાં છે તેથી તેને આ બાહ્ય દ્યાવા પૃથિવીથી ભિન્ન કોઇ અન્ય સ્થાનમાં જ શોધી લેવો જોઇએ.

આ પ્રથમ મંત્રમાં સ્પષ્ટ શબ્દોથી કહેવાયું છે કે જેનાથી જીવનનો રસ મળે છે તે તત્વ આ સ્થૂળ સંસારથી બહાર અર્થાત્ તે અતિસૂક્ષ્મ છે. તે કયાં છે તેનો પૂર્ણ ઉત્તર આગળના મંત્રોમાં આવી જશે.

### ભૂતમાત્રનો આશ્રય

દ્વિતીય મંત્રમાં કહ્યું છે કે, " આ સૃષ્ટિગત સર્વ પદાર્થોનું આશ્રયસ્થાન અંતરિક્ષ છે. આ સ્થૂળ પદાર્થોનું સ્થાન અંતરિક્ષમાં છે તે જ્ઞાની પણ જાણે છે કે નહિ કોણ જાણે ? " અર્થાત્ તેનું જ્ઞાન બધા જ્ઞાનીઓને છે કે નહિ ? જ્ઞાનીઓમાં જેઓ પરિપૂર્ણ જ્ઞાની હોય છે તેઓજ કેવળ આ જાણે છે. સૃષ્ટિવિદ્યાને જાણવાવાળા આ વાત જાણી શકતા નથી. પરંતુ આત્મવિદ્યાનું જ્ઞાન જેને છે તે યથાવત્ તેને જાણે છે. ( ૨ )

આ દ્વિતીય મંત્રમાં " ભૂત " શબ્દ છે, તેનો અર્થ, " બનેલો પદાર્થ. " જે આ બનેલી સૃષ્ટિ છે તેનું એ નામ છે અને તેની જે વિદ્યા છે તેનું નામ છે ભૂતવિદ્યા. આ સૃષ્ટિને આધાર આપનારૂં એક સૂક્ષ્મતત્વ છે જેનું જ્ઞાન આધ્યાત્મવિદ્યા જાણનારા જ જાણી શકે છે. માટે જીવનરસવિદ્યાનું અધ્યયન કરનારે જે જ્ઞાતા હોય એવા સદ્‌ગુરૂ પાસે જવું અને તેની પાસેથી જીવનવિદ્યા પ્રાપ્ત કરવી. આજ જ્ઞાની ( महत् ब्रह्म वदिष्यति ) મહાબ્રહ્મનું જ્ઞાન કહેશે. આ પ્રમાણે દ્વિતીય મંત્રનો પ્રથમ મંત્રની સાથે સંબંધ છે.

### સનાતન જીવન

તૃતીય મંત્રમાં કહ્યું છે કે, " આ દ્યાવા–પૃથિવીની અંદર બનેલા પદાર્થો છે તે સદાસર્વદા જે સમયથી બન્યા છે ત્યારથી માંડીને આજ દિવસ સુધી જીવનરસથી પરિપૂર્ણ ભરેલા છે અને તેથીજ તદ્દન નવીન જેવા રહેલા છે. તેનામાં જીવન રસ એવો ભર્યો છે, જેવું સરોવરમાંથી નીકળનારી વિવિધ નહેરોમાં સરોવરનું જળ ભરચક ભરેલું હોય તેમ.

### જગતના માતા પિતા

અદિતિ–ભૂમિ જગતની માતા છે અને દ્યૌષ્પિતા જગતના પિતા છે. ભૂલોક અને દ્યુલોક, ભૂમિ અને સૂર્ય, સ્ત્રીશક્તિ અને પુરૂષશક્તિ, ઋણશક્તિ અને ધનશક્તિ, રયીશક્તિ અને પ્રાણશક્તિ, પ્રકૃતિ અને પુરૂષ, પ્રકૃતિ અને આત્મા આ પ્રમાણે એ

શક્તિઓથી જગત્ બન્યું છે. અને એટલા માટેજ તેમને જગતના માતાપિતા કહેલા છે. વિવિધ ગ્રન્થકારોએ ઉક્ત દ્વન્દ્વશક્તિઓનાં આ વિવિધ નામોમાંથી કોઇ પણ નામનો પ્રયોગ કર્યો છે અને જગત્‌ની મૂળ ઉત્પાદકશક્તિઓનું વર્ણન કર્યું છે.

### જીવનનો એક મહાસાગર

વેદમાં દ્યાવા પૃથિવી–દ્યુલોક અને પૃથ્વીલોકને જગતનાં માતાપિતા તરીકે વર્ણવેલાં છે. કારણ કે સંપૂર્ણ જગત્ તેમની અંદર સમાએલું છે. આ બનેલું જગત બન્યા પછી વધે પણ છે અને બગડે પણ છે પરંતુ બનેલા પૂર્ણ પદાર્થોમાં જે જીવનતત્વ વ્યાપી રહ્યું છે તે એકરૂપથી વ્યાપે છે તેથી સમ્પૂર્ણ જગતના નિયમ અટલ અને એક સરખા છે. હજારો વર્ષો પૂર્વે જેવું જીવન સંસારમાં ચાલતું હતું તેવુંજ આજ પણ ચાલી રહ્યું છે. આથી જીવનના અમૃતની અગાધસત્તાની કલ્પના થઇ શકે છે.

જેવી રીતે એક સાગરમાંથી નીકળેલા અનેક સ્રોતોમાં એક સરખું જ પાણી એટલે કે જીવનરસ સમાએલો છે અને વહે છે તેવી રીતે આ સંસારમાં બનેલા અનંત પદાર્થોમાં એકજ અગાધ જીવનના મહાસાગરમાંથી જીવનરસ ફેલાય છે. માનો કે સંપૂર્ણ પદાર્થ તે જીવનામૃતથી ઓતપ્રોત-ભરપૂર થઇ રહ્યો છે.

પાઠક ક્ષણભર પોતે પોતાને પણ તેજ જીવનમહાસાગરમાં ઓતપ્રોત ભરાએલા એક ઘડા જેવો માને અને પોતાની અંદર
...ત વહી રહેલો છે તે લક્ષમાં લે. જેવી
... પોતાની ચારે તરફ પાણીનો અનુભવ
... મનુષ્ય પણ તે જીવન મહાસાગરમાં તરવા
... તેથી એવું ધ્યાન કરવાથી તે જીવના-
...હેજ કલ્પના થઇ શકે છે. આ જીવન
...દી પણ તે જુનું થતું નથી, કદી બગડી
...ન્ય પદાર્થો બનીને બગડે તો પણ તે તો
...ન રહે છે અને તેજ સર્વને જીવન આપે
...ર્વદા આર્દ્ર ) તે આજે અને સર્વદા એક
...પૂર્ણ રહે છે. સર્વને જીવનરસ આપવા છતાં જેનામાંથી એક રતિભર પણ જીવનરસ ઘટતો નથી તેટલી અગાધ જીવનશક્તિ તેનામાં છે.

### બધાનો એકજ આશ્રય

ચતુર્થ મંત્રનું કથન છે કે, " સંપૂર્ણ વિશ્વ અર્થાત્ આ સ્થૂળ જગત એક બીજી શક્તિ પર આધાર રાખે છે, અને તે શક્તિ બીજી શક્તિના આશ્રયે રહી છે. તે આધારનું તત્ત્વ પૃથ્વી અને દ્યુલોકના સ્વરૂપમાં દેખાઇ રહ્યું છે તેથી હું દ્યુલોકમાં તેની પ્રકાશશક્તિને અને પૃથ્વીમાં તેની આધારશક્તિને નમસ્કાર કરૂં છું. " અર્થાત્ સમ્પૂર્ણ જગતમાં તેની શક્તિ જ જગતના *રૂપમાં પ્રગટ થઇ ગઇ છે. એમ જાણીને, જગતને જોઇને તેની* શક્તિનું સ્મરણ કરતાં કરતાં આ વિષયમાં મારી પોતાની નમ્રતા પ્રગટ કરૂં છું.

### સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ

આ મંત્રમાં " વિશ્વ " શબ્દ સ્થૂળ જગતનો બોધક છે. આ સ્થૂળનો આધાર ( **અન્યા** ) બીજો છે, અને તે તેની અંદર છે અથવા તેના બાહ્યભાગમાં આ સર્વ વિશ્વ છે. પ્રત્યેક સ્થૂલ પદાર્થની અંદર આ સૂક્ષ્મતત્ત્વ છે અને આ તત્વ વળી ત્રીજા અતિસૂક્ષ્મ તત્ત્વ પર આશ્રિત છે. આ ત્રીજું તત્વજ સર્વનો એક માત્ર આધાર છે, અને તેનું જીવનઅમૃત સર્વમાં એકરસ થઇને વ્યાપી રહ્યું છે. આ જીવનના સમુદ્રમાં સર્વ વિશ્વના પદાર્થ તરી રહ્યા છે અથવા સર્વ પદાર્થરૂપી નાના મોટા સ્રોત તે એક અદ્વિતીય જીવન–મહાસાગરમાંથી વહી રહ્યા છે. તેનામાં તેનું જીવનકાર્ય કરી રહ્યું છે તે દર્શાવવાનો આ સૂક્તનો ઉદ્દેશ છે. અનેકમાં એકજ જીવન ભરેલું છે. તેનો અનુભવ અહીં થાય છે.

આ સૂક્ત કેવળ વાંચવા માટે નથી. પરંતુ તે મનની ધારણા કરીને, પોતાના મનમાં ધારણાથી સ્થિર કરીને તેનું અનુષ્ઠાન કરવા માટે છે. જે પાઠક તેની ઉપર કહ્યા પ્રમાણે ધારણા કરી શકશે તે તેનાથી યોગ્ય લાભ પ્રાપ્ત કરી શકશે. પાઠક અહીં જોઇ શકશે કે નાનામાં નાના સૂક્ત દ્વારા વેદ કેવો અદ્ભુત ઉપદેશ આપી રહ્યો છે. નિ:સંદેહ આ ઉપદેશ જીવન પલટાવી દેવામાં સમર્થ છે. પરંતુ તે લાભ તેજ પ્રાપ્ત કરી શકશે જે પોતાના જીવનમાં તેને ઉતારવાનો પ્રયત્ન કરશે.

## અમૃતદાતા ઇશ્વર

### કાંડ ૬, સૂક્ત ૧

( ऋषि - अथर्वा । देवता - सविता )

दोषो गाय बृहद्गाय द्युमद्धेहि ।
आथर्वण स्तुहि देवं सवितारम् ॥ १ ॥
तमु ष्टुहि यो अन्तः सिन्धौ सूनुः ।
सत्यस्य युवानमद्रोघवाचं सुशेवम् ॥ २ ॥
स घा नो देवः सविता साविषदमृतानि भूरि ।
उभे सुष्टुती सुगातवे ॥ ३ ॥

---

અર્થ— હે ( आथर्वण ) અથર્વાના અનુયાયી ! ( सवितारं देवं ) સવિતા દેવની ( स्तुहि ) સ્તુતિ કર ( दोषो गाय ) રાત્રીને વખતે ગા, ( बृहत् गाय ) ખૂબ જ ભજન કર, ( द्युमत् धेहि ) તેજયુક્ત જે છે તેની ધારણા કર ( ૧ )

( य सिन्धौ अन्तः सत्यस्य सूनुः ) જે ભવસમુદ્રની વચ્ચે સત્યની પ્રેરણા કરનારો તથા ( युवानं ) યુવા ( सुशेवं ) ઉત્તમ સુખ આપનારો અને ( अ-द्रोघ-वाचं ) દ્રોહ વગરની વાણીથી યુક્ત ( तं उ स्तुहि ) તેનું ગુણવર્ણન કર. ( ૨ )

( स घ सविता देव ) તે સર્વ પ્રેરક દેવ ( उभे सुष्टुती सुगातवे ) બન્ને પ્રકારની સ્તુતિને યોગ્ય, ઉત્તમ માર્ગ પરથી અમે જઇએ, તેને માટે ( नः भूरि अमृतानि साविषत् ) અમને ઘણું જ અમૃતમય સુખ આપતો રહે છે ( ૩ )

---

ભાવાર્થ—હે યોગમાર્ગમાં પ્રવૃત્ત મનુષ્ય ! તૂ સર્વપ્રેરક એક ઇશ્વરની ઉપાસના કર રાત્રીને વખતે તેનું ગુણગાન કર, તેનું ખૂબજ ભજન કર અને તેના તેજની મનમા ધારણા કર ! ( ૧ )

તે એક ઇશ્વર જ આ ભવસમુદ્રની વચ્ચે સત્યની પ્રેરણા કરનારો છે. તે બાળક પણ બનતો નથી કે વૃદ્ધ પણ થતો નથી, પરંતુ સતાસર્વદા તરુણ રહે છે તેજ સર્વ સુખ દેનારો છે અને હિતકારક વાણીનો પ્રવર્તક છે તેનાં જ ગુણગાન કર ( ૨ )

સર્વને પ્રેરણા આપનારો તે એક દેવ બન્ને પ્રકારના પ્રશંસનીય માર્ગો પરથી પ્રગતિ કરે તે માટે અમને અનંત સુખ સદા આપતો રહે છે ( ૩ )

---

# અમૃતદાતા ઈશ્વર

### એક દેવની ભક્તિ !

આ સૂક્તમા એક દેવની ભક્તિ કરવાનો ઉત્તમ આદેશ છે વિશેષ વિચાર ન કરીએ તો પણ આ સૂક્તનો અર્થ જોવાથી આ સૂક્ત સૂર્યદેવની ઉપાસના કરવાનો ઉપદેશ આપે છે, એમ જણાઇ આવે છે પરમાત્માના પ્રતિનિધિરૂપે સૂર્ય સૂર્યમાળામા છે તેથી તેની ઉપાસના કરવાથી પરંપરયા પરમાત્માની ઉપાસના થઇ શકે છે, તેમાં સંદેહ નથી. પરંતુ આ પ્રતિકોપાસના કેવળ સાધારણ અને અલ્પબુદ્ધિવાળા માણસોના મન સ્થિરતા માટે ઉપયોગી છે વેદમાં અગ્નિ, વિદ્યુત અને સૂર્ય દ્વારા પાર્થિવ, અંતરિક્ષ અને દ્યુલોક

સંબંધી ત્રણ દશ્ય તેજમય દર્શન કરાવીને પરમાત્મોપાસનાનો જ પાઠ આપવામાં આવ્યો છે. આ નિયમને અનુસાર અહીં સવિતાદેવ દ્વારા સૂર્યનું દર્શન કરાવતાં-કરાવતાં એક અદ્વિતીય પરમાત્માની જ ઉપાસના કહી છે. તેનું ઉત્તમ પ્રમાણ આ છે—

**दोषो गाय** ( મં. ૧ )

" રાત્રીના સમયે તેનાં ગુણગાન કર, " તેની ભક્તિ કર, તેની ઉપાસના કર. જો 'દિવસે દેખાનારા સૂર્યની જ ઉપાસના આ સૂકતમાં હોત તો રાત્રીને સમયે તેના ગુણગાન કર ' એમ કહેવું અનુચિત હતું, કારણ કે સૂર્યની ઉપાસના માત્ર દિવસના વખતમાં જ થઈ શકે, રાત્રીના સમયે નહિ. આ સૂકતમાં તો રાત્રીના એકાંત સમયમાં તે સૂર્યદેવનું ખૂબ ભજન કરો એવી આજ્ઞા છે. જુઓ—

**दोषो गाय बृहद् गाय** । ( મં. ૧ )

" રાત્રીના સમયે ભજન કર, ખૂબ જ ભજન કર " આ પ્રમાણે રાત્રીના સમયે જ ભજન કરવાનું કહ્યું છે, જો આ સૂર્યની જ ઉપાસના આ સૂકતમાં અભિષ્ટ હોય તો તેની ઉપાસના રાત્રીનો નામ નિર્દેશ કરીને શા માટે કહી હોત ? આ સૂકતમાં દિવસનું તો ક્યાંય નામ સુદ્ધાં આવ્યું નથી, પરંતુ રાત્રીનો સ્પષ્ટ ઉલ્લેખ છે. એટલું જ નહિ પરંતુ તે રાત્રીમાં—

**द्युमत् धेहि** । ( મં. ૧ )

" તેજવાળા સ્વરૂપની મનમાં ધારણા કર. " સૂર્યનું તેજ દિવસમાં દેખાય છે, રાત્રીના સમયમાં નહિ. પરંતુ અહીં તો રાત્રીને સમયે સૂર્યના તેજનું ધ્યાન કરવું એમ લખ્યું છે, તેથી જે સૂર્ય રાત્રીના સમયે ઉપાસના માટે પ્રાપ્ત થઈ શકે છે અને જેના તેજની ધારણા રાત્રીને સમયે પણ થઈ શકે છે, એવા સૂર્યનું વર્ણન આ સૂકતમાં છે એમ આપણે કહી શકીએ છીએ. અર્થાત્ સૂર્યનો પણ સૂર્ય જે પરમાત્મા છે, જેના શાસનથી આ સર્વ અહીં પ્રકાશી રહ્યો છે, તે પરમાત્મારૂપી સૂર્યની ઉપાસના આ સૂકત દ્વારા કહી છે. તેના ગુણ જે ઉપાસનાને સમયે મનન કરવા જોઈએ, તેનું વર્ણન નીચે લખેલી રીતે આ સૂકતમાં થયું છે—

૧ **बृहत्** = તે સર્વથી મોટો છે, તેનાથી કોઈ મોટું નથી.

૨ **द्युमत्** = તે પ્રકાશમાન્ છે,

૩ **देव** = તે સર્વ પ્રકારે દિવ્ય છે, તે દાતા, પ્રકાશક અને ઐશ્વર્યયુકત છે.

૪ **सविता** = તે સર્વની ઉત્પત્તિ કરનારો અને સર્વનું ઐશ્વર્ય વધારનારો છે.

૫ **सिन्धौ अन्तः** = આ સંસારસમુદ્રના ઉંડા સ્થાનમાં પણ તે વિદ્યમાન છે.

૬ **सत्यस्य सूनुः**=સત્યની પ્રેરણા કરનારો તે સત્યરૂપ છે.

૭ **युवा**=તે હંમેશાં યુવાન છે, તે કદી બાળક પણ ન હતો કે વૃદ્ધ પણ થશે નહિ, તે સદા તરુણ જેવો શકિતશાળી છે.

૮ **सुशेव**=ઉત્તમ સુખ આપનારો અથવા ( **सु-सेवः** ) ઉત્તમ પ્રકારે સેવા કરવા યોગ્ય.

૯ **अ-द्रोघ-वाक्** = હિંસારહિત શબ્દોની પ્રેરણા કરનારો.

૧૦ **अमृतानि भूरि साविषत्** = અનંત સુખોને આપતો રહે છે.

પરમાત્માના આ દસ ગુણો આ સૂકતમાં વર્ણવેલા છે, ઉપાસકે આ ગુણોનું મનન કરવું જોઈએ. પરમાત્માના આ ગુણોનું મનન કરીને, તેની ધારણા મનમાં કરીને પોતામાં જ્યાં સુધી બની શકે તેટલા પ્રમાણમાં આ ગુણોની વૃદ્ધિ કરવી જોઈએ, સર્વસ્વ રીતે આ ગુણોનો ઉત્કર્ષ મનુષ્યમાં કદાચ ન પણ થઈ શકે તો કોઈ હરકત નથી. જ્યાં સુધી બની શકે ત્યાં સુધી જેટલી હદે જવાય તેટલી હદ સુધી તેમનો ઉત્કર્ષ કરવો આવશ્યક છે.

પરમાત્માના આ ગુણોનું મનન કરવાથી તેના તેજ સ્વરૂપનો સાક્ષાત્કાર સર્વત્ર થવા માંડે છે. યોગમાર્ગમાં પ્રવૃત્ત થઈને પ્રાણાયામ, ધ્યાન, ધારણા કરીને થોડીક પ્રવૃત્તિ શરૂ કરવાથી પ્રકાશદર્શન થવા માંડે છે. આ પ્રકાશદર્શનનું નિત્ય સ્મરણ કરવાથી અને તેને ધ્યાનમાં સ્થિર કરવાથી યોગસિદ્ધ ઉન્નતિનો-પ્રકાશનો માર્ગ સિદ્ધ થતો જાય છે. આ તેજના કેન્દ્રને આ સંસાર-મહાસાગરમાં સર્વત્ર ઉપસ્થિત જોઈને અને તેના વિના કોઈ પણ પદાર્થ છે જ નહિ એવો મનનો નિશ્ચય કરવો જોઈએ. તેનું તેજ, તેના સત્ય-નિયમ અને તેની દયાનો સર્વત્ર અનુભવ કરવાથી તેની સર્વત્ર ઉપસ્થિતિ જણાઈ આવે છે.

### અહિંસક વાણી

પરમાત્મા પોતે જ હિંસારહિત વાણીનો પ્રવર્તક છે, તેથી જે મનુષ્યો તેના ભક્ત બનવા માગતા હોય તેઓ સદા દ્રોહરહિત વાણીનો પ્રયોગ કરે. " **अद्रोघ वाक्** ". અર્થાત્ જે શબ્દોમાં અલ્પ પણ દ્રોહ ન હોય, થોડી પણ

હિંસા ન હોય, બીજાને દુઃખ થાય એવો સહેજ પણ આશય ન હોય એવા પ્રકારની વાણી માણસોએ બોલવી ઉચિત છે. આ શબ્દો દ્વારા ઇશ્વરભકતે કેવા પ્રકારનું આચરણ કરવું જોઇએ તે દર્શાવ્યું છે. જો પરમેશ્વર પોતે દ્રોહમય શબ્દોનો પ્રયોગ કરતા નથી તો તેના ભકતોએ પણ એવા શબ્દો વાપરવા જોઇએ નહિ, અર્થાત્ ભગવદ્દ્ભકત પોતાના મનમાં હિંસાનો ભાવ રાખે નહિ, હિંસાભાવ વાણીથી પણ પ્રગટ કરે નહિ, અથવા હિંસાનું કોઇ કામ પણ ન કરે. આ પ્રકારે પ્રયત્ન કરવાથી એક વખત એવો આવશે કે ઉપાસકના મનમાં કદી પણ હિંસાની લહેર ઉદ્‌ભવશે જ નહિ જ્યારે આ અવસ્થા પ્રાપ્ત થાય છે ત્યારે તેની સામે હિંસક જંતુ પણ પોતાની હિંસાવૃત્તિ ભૂલી જાય છે. આત્મોન્નતિને માટે આ પ્રકારની " અદ્રોહવૃત્તિ "ની પરમ આવશ્યકતા રહે છે.

અદ્રોહવૃત્તિ કેવળ દ્રોહ નિષેધ જ વ્યકત કરે છે એમ કોઇએ સમજવું જોઇએ નહિ. દ્રોહ નિષેધ એટલે " અન્યનું સુખ વધારવા માટે આત્મસમર્પણ કરવાની આ વૃત્તિમાં આવશ્યકતા છે." અહિંસા, અદ્રોહ આ શબ્દો માત્ર હિંસા–નિવૃત્તિ જ દર્શાવતા નથી પરંતુ જનતાની સેવા કરવાથી ભગવાનની સેવા થાય છે. તે સેવા કરવાની પણ તેમાં આવશ્યકતા છે.

## સત્યનો માર્ગ

અહિંસાની સાથે " સત્ય "નો માર્ગ પણ આ સૂકતમાં બતાવ્યો છે. પરમાત્માને " **सत्यस्य सूनुः** " કહેલ છે, અહીં " **सूनु** " શબ્દનો અર્થ ( **सु-प्रसवे** ) પ્રસવ કરવો છે. સત્યનો પ્રસવ કરવો એટલે સત્ય માનવું, સત્ય બોલવું અને સત્યનું આચરણ કરવું અર્થાત્ સત્યરૂપ બનવું એવો છે. પરમાત્મા સત્યના પ્રવર્તક છે એમ કહીએ તો ઇશ્વર–ભકતને માટે એજ ઉચિત છે કે તે સત્યનિષ્ઠ બને. પોતાની ઉન્નતિ માટે સત્યની અત્યંત આવશ્યકતા છે.

અહિંસાવૃત્તિ અને સત્યનિષ્ઠા આ બે ભાવનાઓથી મનુષ્યની ઉન્નતિ થઇ શકે છે અને પરમાત્માનો સાક્ષાત્કાર થઇ શકે છે.

## બે માર્ગ

અહિંસા અને સત્ય એ બે પ્રશંસનીય માર્ગ છે. તેનાથી જ મનુષ્યમાત્રનું આ લોકમાં તેમજ પરલોકમાં કલ્યાણ થઇ શકે છે. આ બે માર્ગો માટે આ સૂકતમાં આ પ્રમાણે કહ્યું છે.

**उमे सुष्टुती सुगातवे सः भूरि अमृतानि साविषत्।**
( મં. ૩ )

" આ બે ઉત્તમ પ્રશંસનીય માર્ગો પરથી ( **सु** ) ઉત્તમ રીતે ( **गातवे** ) જવાને માટે પરમાત્મા પુષ્કળ સુખસાધન આપણને આપે છે. " આજ તેની અપાર દયા છે. આ જગતમાં તેણે અનંત સુખસાધન નિર્માણ કર્યાં છે, અને મનુષ્યોને આપ્યાં છે. તેનો ઉદ્દેશ્ય એજ છે કે મનુષ્યો તે સુખસાધનોનું અવલંબન કરીને અહિંસા અને સત્યના સાધન દ્વારા પોતાની ઉન્નતિનુ સાધન બનાવે અને અંતમાં પરમાત્માને પ્રાપ્ત કરે. પરમેશ્વરની અપાર દયાનો આ પ્રમાણે અનુભવ કરીને તેના પર દઢ શ્રદ્ધા રાખવી એજ યોગ્ય છે.

ઉપરોકત બે માર્ગથી ઐહિક અભ્યુદય સાધન, અને પારમાર્થિક નિઃશ્રેયસ સાધન પણ થઇ શકે છે. ધર્મના આ બે અંગો જ છે. પરમાત્માએ આ જગતમાં જે સુખસાધન નિર્માણ કર્યાં છે તેમને લઇને અભ્યુદય અને નિઃશ્રેયસ સાધન કરીને પરમગતિને મનુષ્ય પ્રાપ્ત થાઓ.

## અથર્વાના અનુયાયી

આ સૂકતનો ઉપદેશ " **अ-थर्वण** "ને માટે કરેલો છે. " થર્વ "નો અર્થ કુટિલતા, હિંસા, ચંચળતા ઇત્યાદિ " અ-થર્વ "નો અર્થ છે, " અકુટિલતા, અહિંસા અને સ્થિરતા. " જે મનુષ્ય અકુટિલતા અને અહિંસાવૃત્તિનું પાલન કરીને મનઃસ્થૈર્ય પ્રાપ્ત કરે છે અર્થાત્ યોગમાર્ગનું અનુષ્ઠાન કરીને ચિત્તવૃત્તિઓનો નિરોધ કરે છે તેમને અથર્વા કહે છે. આ યોગમાર્ગના જે અનુયાયી હોય છે તેમને " આથર્વણ " કહે છે. આ આથર્વણોની ઉન્નતિ કયા પ્રકારે થાય છે તેનું વર્ણન આ સૂકતમાં કરેલું છે. આ દૃષ્ટિથી પાઠક આ સૂકતનો વિચાર કરશે, તો તેમને આત્મોન્નતિનું વેદપ્રતિપાદિત યોગમાર્ગનું જ્ઞાન પ્રાપ્ત થઇ શકશે.

આશા છે કે પાઠક આ સૂકતથી અહિંસા અને સત્યનું મહત્વ જાણીને તેના અવલંબનથી પોતાની ઉન્નતિનું સાધન બનાવે અને વેદનો ઉપદેશ પોતાના દૈનિક આચરણમાં લાવીને આલોક તેમજ પરલોકમાં પરમ ઉન્નતિ પ્રાપ્ત કરે.

# અમૃતરસમય દેવ

## કાંડ ૭, સૂક્ત ૪૦ ( ૪૧ )

( ऋषिः- प्रस्कण्वः । देवताः- सरस्वान् )

यस्य॑ व्रतं प॒शवो॒ यन्ति॒ सर्वे॒ यस्य॑ व्र॒त उ॑पति॒ष्ठन्त॒ आपः॑ ।
यस्य॑ व्र॒ते पु॑ष्टप॒ति॒र्निवि॑ष्ट॒स्तं सर॑स्वन्त॒मव॑से हवामहे ॥ १ ॥
आ प्र॒त्यञ्चं॑ दा॒शुषे॑ दा॒श्वंस॑ सर॑स्वन्तं पु॒ष्टप॑तिं रयि॒ष्ठाम् ।
रा॒यस्पोषं॑ श्रव॒स्युं॑ वसा॑ना इ॒ह हु॑वेम॒ सद॑नं रयी॒णाम् ॥ २ ॥

---

અર્થ— ( सर्वे पशवः यस्य व्रतं यन्ति ) સર્વ પશુ જેના નિયમને અનુસાર જાય છે. ( यस्य व्रते आपः उपतिष्ठन्ति ) જેના કર્મને અનુસાર જળ ઉપસ્થિત થાય છે, ( यस्य व्रते पुष्टपतिः निविष्टः ) જેના વ્રતમાં પોષણકર્તા કાર્ય કરે છે, ( तं सरस्वन्तं अवसे हवामहे ) તે અમૃતરસવાળા દેવની અમારી રક્ષાને માટે અમે પ્રાર્થના કરીએ છીએ. ( ૧ )

( दाशुषे प्रत्यञ्चं दाश्वंसं ) દાતાને પ્રત્યેક સમયે સામે જોઇને દાન દેનારાઓ, ( पुष्टपतिं सरस्वन्तं ) પુષ્ટિ કરનારા, અમૃતરસવાળા, ( रयि-स्थां ) ઐશ્વર્યમાં સ્થિર રહેવાવાળા, ( रायस्पोषं श्रवस्युं ) ધનની પુષ્ટિ કરનારા અને અનાજવાળા ( रयीणां सदनं ) ધનોના આશ્રય સ્થાનરૂપ દેવની ( इह वसानाः ) અહીં રહેનારા અમે બધા ( आ हुवेम ) પ્રાર્થના કરીએ છીએ. ( ૨ )

---

ભાવાર્થ—સર્વ પશુ પક્ષી જેના નિયમમાં રહે છે, જળ જેના નિયમ વડે વહે છે, જેના નિયમથી સર્વની પુષ્ટિ થાય છે તે દેવની અમે પ્રાર્થના કરીએ છીએ કે તે અમારી રક્ષા કરે. ( ૧ )

દરેક દાતાને જે ધન આપે છે, સર્વનું જે પોષણ કરે છે, જેનાથી સર્વની શોભા બને છે, જે સર્વના ઐશ્વર્યને વધારે છે અને જેની પાસે અન્ન વિપુલ પ્રમાણમાં છે, જેના આશ્રયે સર્વ ધનભંડાર રહે છે, તે દેવની અમે પ્રાર્થના કરીએ છીએ કે જેની કૃપાથી અમે સર્વ આ સ્થાનમાં રહેનારા લોકો સુરક્ષિત રહીએ. ( ૨ )

ઇશ્વરની પાસે સંપૂર્ણ અમૃત રસ છે. તે સ્વયં સર્વનું પોષણ કરે છે તેથી અમે તેની પ્રાર્થના કરીએ છીએ કે તે અમારી રક્ષા કરે, અમને પુષ્ટ બનાવે, અમને ધન સંપન્ન બનાવે અને અમૃતરસથી યુક્ત કરે.

# મહાન્ શાસક

## કાંડ ૧, સૂક્ત ૨૦

( ऋषिः- अथर्वा । देवताः- सोमः, मरुतः )

अदारसृद् भवतु देव सोमास्मिन्यज्ञे मरुतो मृडता नः ।
मा नो विददभिभा मो अशस्तिर्मा नो विदद् वृजिना द्वेष्या या ॥ १ ॥
यो अद्य सेन्यो वधोऽघायूनामुदीरते ।
युवं तं मित्रावरुणावस्मद्यावयतं परि ॥ २ ॥
इतश्च यदमुतश्च यद्वधं वरुण यावय ।
वि महच्छर्म यच्छ वरीयो यावया वधम् ॥ ३ ॥
शास इत्था महाँ अस्यमित्रसाहो अस्तृतः ।
न यस्य हन्यते सखा न जीयते कदा चन ॥ ४ ॥

અર્થ—હે ( देव सोम ) સોમદેવ ! ( अ-दार-सृत् भवतु ) આપસ-આપસમાં ભંગાણુ ઉત્પન્ન કરવાનું કાર્ય ન થાય હે ( मरुतः ) મરૂતો ! ( अस्मिन् यज्ञे ) આ યજ્ઞમાં ( नः मृडत ) અમને સુખી કરો. ( अभिभाः नः मा विदद् ) પરાભવ અમારી પાસે ન આવે ( अशस्ति मो ) અકીર્તિ અમે પ્રાપ્ત ન કરીએ ( या द्वेष्या वृजिना ) જે દ્વેષ વધારનારાં કુટિલકૃત્યો છે તે પણ ( नः मा विदद् ) અમારી પાસે ન આવે. (૧) ( अघायूनां ) પાપમય જીવનવાળાનો ( यः सेन्यः वधः ) જે શૂરવીરોથી આજે વધ ( अद्य उदीरते ) આજ થઈ રહ્યો છે, હે મિત્ર અને વરુણો ( युवं ) તમે ( तं असत् परि यावयतं ) તેને અમારી પાસેથી સર્વથા દૂર કરી દો. ( ૨ ) હે ( वरुण ) સર્વશ્રેષ્ઠ ઈશ્વર ! ( यत् इतः च यत् अमुतः ) જે અહીંથી તેમજ ત્યાંથી વધ થતો હોય તેને ( वधं यावय ) પણ દૂર કરી દો. ( महत् शर्म वि यच्छ ) મહાન આશ્રય અને સુખ અમને આપો અને ( वधं वरीयः यावय ) વધને અમારાથી ખૂબ જ દૂર કરી દો. ( ૩ ) ( इत्था महान् शासः ) આ પ્રમાણે સત્ય અને મહાન્ શાસક ઈશ્વર ( अ-मित्र-साहः अस्तृतः ) શત્રુનો પરાજય કરનારો અને કદી પણ ન હારવાવાળો ( असि ) તું છે. ( यस्य सखा ) જેનો મિત્ર ( कदाचन न हन्यते ) કદી પણ મરી જતો નથી અને ( न जीयते ) કદી પરાજીત પણ થતો નથી. ( ૪ )

ભાવાર્થ—હે ઈશ્વર ! અંદર-અંદર ભંગાણુ વધારનારું કોઈ કાર્ય અમારાથી ન થાય, આ સતકર્મથી અમને સુખ પ્રાપ્ત થાઓ, પરાજય, અકીર્તિ, અયશ, દ્વેષ અને કુટિલતા અમારી પાસે પણ ન આવે ( ૧ ) હે દેવ ! શૂરવીરો દ્વારા જે પાપીઓનો વધ થઈ રહ્યો છે, એવા વધના પ્રસંગ પણ અમારામાં ઉત્પન્ન ન થાઓ. (૨) હે પ્રભુ ! અમારામાં અથવા બીજાઓમાં વધ કરવાનો ભાવ ન રહે. વધનો ભાવજ અમારા બધાથી દૂર કરીને અને તારો મહાન્ આશ્રય-સુખપૂર્ણ-આશ્રય અમને આપો. ( ૩ ) આ પ્રકારે તારુંજ મહાન્ સત્યશાસન સર્વની ઉપર રહે, તુંજ શત્રુઓને સાચી રીતે દૂર કરનારો અને સર્વદા અપરાજીત છે, તારો મિત્ર બનીને જે રહે છે તેનો કદી પણ વધ થશે નહિ અને તેનો કદી પરાજય પણ થશે નહિ. ( ૪ )

# મહાન્ શાસક

સૂક્તની સાથે સંબંધ

અંતમાં " ઇશ્વર-ભક્તિયુક્ત સત્યજ્ઞાન જ છે " આ વિશેષ વાત કહી છે. તેનું વિશેષ [...]માં થઇ રહ્યું છે. સર્વથી પ્રથમ અંદર-[...]ર કરવાની સૂચના આપી છે.

-આપસની ફાટફૂટ દૂર કરો

[...]त् भवतु " અમારું આચરણ આપસ-[...] દૂર કરવાવાળું હો. એ આ ઉપદેશનું તાત્પર્ય [...] આપુ[...] છે. જુ[...]

दार् [...] द= ફાટવું ધાતુ )

दार-सृत् = ફૂટનો પ્રયત્ન, ફાટફૂટનું કાર્ય.

अ-दार-सृत् = ફૂટ દૂર કરનારું કાર્ય.

" अ-दार-सृत् भवतु " અર્થાત્ " અંદર-અંદરની ફાટફૂટ દૂર કરવાનું કાર્ય અમારા બધાથી થતું રહે." આપસ-આપસની ફૂટને કારણે શત્રુઓ અમારા પર હુમલો કરે છે અને શત્રુઓનો હુમલો થવાને કારણે તેમને નસાડી મૂકવાનો યત્ન કરવો પડે છે. આથી યુદ્ધનું કારણ આપસ-આપસની ફૂટ જ છે. જો આપસ-આપસમાં ફાટફૂટ ન હોય અને બધા લોકો એકબીજા સાથે સંપથી અને એક વિચારથી રહે તો બીજા લોકો હુમલો કરતાં પણ ડરશે. જ્યાં આપસમાં ફૂટ હોય છે ત્યાં જ શત્રુઓ હુમલો કરે છે. આથી યુદ્ધનું કારણ આપસ-આપસની ફૂટમાં જ છે તે જોવું જોઇએ અને આ ફૂટને દૂર કરવી જોઇએ. રાષ્ટ્રીય સુખની આ જ ખરી બુનિયાદ છે.

આપસમાંની ફૂટ દૂર થયા પછી જ ( मृडत ) સુખી થવાની સંભાવના છે, નહિ તો સુખની આશા નિરર્થક છે. અંદર-અંદરનું ભંગાણ દૂર થવાથી જે લાભ થશે તે નિમ્નલિખિત પ્રકારથી પ્રથમ મંત્રના ઉત્તરાર્ધમાં વર્ણવ્યા છે.

૧ अभिभा नः मा विदत्=પરાજય અમારી પાસે ન આવે.

૧ अशस्तिः मो = દુષ્કીર્તિ અમારી પાસે ન આવે.

૨ वृजिना नः मा = કોઇ પણ કુટિલકૃત્ય અમારાથી ન થાય.

૪ द्वेष्या नः मा विदत् = દ્વેષભાવ અમારી પાસે ન આવે.

જે વખતે અમે અમારામાંથી અંદર-અંદરનો કલહ દૂર કરીશું તે સમય પછી કોઇનો દ્વેષ કરવાનું કાંઇ પણ કારણ અમારે માટે નહિ રહે. કોઇ સાથે કપટયુક્ત કુટિલ વ્યવહાર કરવાની આવશ્યકતા નહિ પડે, અમારો કદી પરાભવ નહિ થાય, અથવા અમારા પર કોઇ આપત્તિ નહિ આવે, અને અમારી અપકીર્તિ પણ થશે નહિ, અર્થાત્ જ્યારે અમે અંદર-અંદરના ઝઘડા દૂર કરીને અમારામાં ઉત્તમ પ્રકારનું સંગઠન કરીશું અને એકતાના બળથી આગળ વધીશુ, ત્યારે સર્વ લોકો અમારા મિત્ર બનીને અમારી સાથે મિત્રતાનો વ્યવહાર રાખશે અમે પણ બધાની સાથે સરળ વ્યવહાર કરતા જઇશુ. એકતાને કારણે અમારું બળ વધશે અને તેથી કદી પણ પરાભવ થશે નહિ, તથા અમારું યશ ફેલાતું જશે. (મંત્ર ૧)

દ્વિતીય અને તૃતીય મંત્રમાં જે સૈનિક વીરોથી દુષ્ટોનો સંહાર થવાનું વર્ણન છે. તે વર્ણન એવું છે— અમારી અંદર-અંદરની ફૂટને કારણે જ દુષ્ટ લોકો અમને સતાવે છે ત્યારે જ તેમનો વધ કરવાનો પ્રસંગ ઉભો થાય છે. જો અમારો સમાજ સુસંગઠિત હશે તો તે વધનું મૂળ જ નાશ પામવાથી પછી વધ રહેશે જ નહિ અને અમને ( महत् शर्म ) મહાસુખ પ્રાપ્ત થશે. " शर्म " શબ્દનો અર્થ " સુખ અને આશ્રય " છે. પૂર્વાપર સંબંધ જોવાથી સમન્વય છે કે પરમેશ્વરનો આશ્રય જ અહીં ઉત્તમ છે. કારણ કે સાચું સુખ પરમાત્માના આશ્રયથીજ મળે છે (મંત્ર ૨-૩)

### મહાન્ શાસક

એક ઇશ્વર જ મહાન્ શાસનકર્તા છે, તેના ઉપર અન્ય કોઇનો અધિકાર નથી, સર્વ તેના શાસનમાં જ કાર્ય કરે છે. તેજ સર્વોપરિ છે, તે શત્રુઓનો સાચો નાશ કરનાર અને કદી પરાજિત થનારો નથી. જો આવા સમર્થ પ્રભુનો કોઇ મિત્ર બનીને રહે તો તેનો પણ કદી નાશ થાય નહિ અને તેનો પણ કદી પરાજય થાય નહિ, અર્થાત્ પ્રભુનો મિત્ર બનીને રહેનાર અને વ્યવહાર કરતારનો યશ સર્વત્ર પ્રસરશે અને તેની જ ખ્યાતિ સર્વત્ર પ્રસરશે. ( મંત્ર ૪ )

પૂર્વ સૂક્તમાં જે " જ્ઞાન-કવચ, બ્રહ્મકર્મ " નું વર્ણન કરેલું છે તે બ્રહ્મ-કવચ આ જ છે કે " પરમેશ્વરનું શાસન સર્વોપરિ માનવું અને તેના સખા બનીને વ્યવહાર કરવો. "

આશા છે કે પાઠક આ પ્રકારે પ્રભુના મિત્ર બનવાના પ્રયત્ન કરશે.

## જગતનો એક સમ્રાટ્

### કાંડ ૬, સૂકત ૩૬

( ऋषिः- अथर्वा ( स्वस्त्ययनकामः ) । देवताः- अग्निः )

ऋतावानं वैश्वानरमृतस्य ज्योतिषस्पतिम् ।
अजस्रं घर्ममीमहे ॥ १ ॥
स विश्वा प्रति चाक्लृप ऋतूंरुत्सृजते वशी ।
यज्ञस्य वय उत्तिरन् ॥ २ ॥
अग्निः परेषु धामसु कामो भूतस्य भव्यस्य ।
सम्राडेको वि राजति ॥ ३ ॥

**અર્થ**— ( **ऋतावानं** ) સત્યયુકત, ( **ऋतस्य ज्योतिषः पतिं** ) સત્યપ્રકાશના સ્વામી, અને ( **अजस्रं घर्मं वैश्वानरं** ) નિરંતર પ્રકાશનારા સર્વ વિશ્વના ચાલક ઇશ્વરની ( **ईमहे** ) અમે પ્રાપ્તિ કરીએ છીએ. ( ૧ )

( **सः विश्वा प्रति चाक्लृपे** ) તે સર્વને સમર્થ બનાવે છે. ( **वशी ऋतून् उत् सृजते** ) અને તે સર્વને પોતાને વશ કરનારા વસંત આદિ ઋતુઓને બનાવે છે. અને ( **यज्ञस्य वयः उत्तिरन्** ) યજ્ઞને માટે ઉત્તમ અન્ન બનાવે છે. ( ૨ )

( **भूतस्य भव्यस्य कामः** ) ભૂત, ભવિષ્યમાં ઉત્પન્ન થનારા જગતની કામનાઓ પૂર્ણ કરનારો ( **एकः सम्राट् अग्निः**) એક સમ્રાટ્ પ્રકાશમય દેવ (**परेषु धामसु विराजति**) દૂર દૂરના સ્થાનોમાં પણ બિરાજે છે.(૩)

## જગતનો એક સમ્રાટ્

### સર્વનો એક ઇશ્વર

ઇશ્વર સર્વ જગતનો " એક સમ્રાટ્ " છે એ વાત આ સૂકતમાં ઘણીજ ઉત્તમતાથી કહી છે. તે ઇશ્વર ( **परेषु धामसु विराजति** ) દૂરમાં દૂરના સ્થાનમાં પણ વિરાજમાન છે. પાસે તો છે જ પણ અતિ દૂર પણ છે, અર્થાત્ તે સર્વત્ર છે. સર્વ ( **भूतस्य भव्यस्य** ) ભૂતકાળમાં ઉત્પન્ન થએલા પદાર્થોનો જેવી રીતે તે સમ્રાટ્ હતો તેવી રીતે આજે વર્તમાન સમયમાં દેખાતા સર્વ જગત્નો તે સ્વામી છે, એટલું જ નહિ પરંતુ ભવિષ્યકાળમાં ઉત્પન્ન થનારા જગત્નો પણ તે સ્વામી રહેશે, અર્થાત્ સંપૂર્ણ જગત્નો સર્વકાળમાં તે સ્વામી છે. અને એનાથી ભિન્ન બીજો કોઇ સ્વામી નથી જ.

તે સર્વથી અધિક સામર્થ્યવાન્ છે અને એટલા માટે જ તે ( **विश्वा चाक्लृपे** ) સર્વને સામર્થ્યવાન બનાવી શકે છે. તે સમર્થ છે એટલે સર્વને ( **वशी** ) પોતાના વશમાં રાખે છે, તેના શાસનની બહાર કોઇ પણ નથી. તે સર્વ પ્રકારનાં અનાજ તથા વિવિધ ઋતુઓમાં થનારા યજનીય પદાર્થો અને ભોગ્ય પદાર્થો ઉત્પન્ન કરે છે.

તે ત્રણે કાળમાં ( **ऋतावानं** ) સત્યસ્વરૂપ છે અને ( **ऋतस्य पतिः** ) સત્ય-નિયમોનું પાલન કરવાવાળો છે. તેજ સર્વ ( **वैश्वानरः** ) વિશ્વનો સંચાલક-વિશ્વને ચલાવનારો છે. સર્વને માટે તે જ ઉપાસ્ય અને પ્રાપ્ત કરવા યોગ્ય છે.

આ સૂકતમાં એકેશ્વરની ઉત્તમ ઉપાસના કહી છે. તેથી ઉપાસના માટે આ સૂક્ત ઉત્તમ છે.

## પ્રજાપાલક

### કાંડ ૭, સૂકત ૨૪ (૨૫)

( ऋषिः- ब्रह्मा । देवताः- इन्द्रः, अग्निः, सविता )

यन्न इन्द्रो अखनद्यदग्निर्विश्वे देवा मरुतो यत्स्वर्काः ।
तदस्मभ्यं सविता सत्यधर्मा प्रजापतिरनुमतिर्नि यच्छात् ॥ १ ॥

**અર્થ—** ( यत् ) જે અગ્નિ, ઇન્દ્ર, વિશ્વેદેવ, ( स्वर्काः मरुतः ) ઉત્તમ તેજસ્વી મરૂત્ આ સર્વમાં પ્રત્યેક ( नः अखनत् ) અમારે માટે ખોદી રહ્યો છે ( तत् ) તે (सत्यधर्मा प्रजापतिः अनुमतिः सविता) સત્યધર્મવાળો પ્રજાપાલક અનુમતિ રાખવાવાળો સવિતા ( नियच्छात् ) આપો. ( ૧ )

સર્વ પ્રાણીમાત્રને માટે વિદ્યુત્, અગ્નિ, પૃથિવી ઇત્યાદિ સર્વ દેવ તથા વિવિધ પ્રકારના વાયુ જે લાભ કરે છે, તે લાભ સૂર્યથી પ્રાપ્ત થાય છે, પરંતુ તેની પાસેથી યોગ્ય રીતિથી લાભ પ્રાપ્ત કરવો જોઇએ. કારણ કે સાચો પ્રજાપાલક આ સૂર્ય જ છે.

---

## વ્યાપક અને શ્રેષ્ઠ દેવ

### કાંડ ૭, સૂકત ૨૫ (૨૬)

( ऋषिः- मेधातिथिः । देवताः- विष्णुः, वरुणः )

ययोरोजसा स्कभिता रजांसि यौ वीर्यैर्वीरतमा शविष्ठा ।
यौ पत्येते अप्रतीतौ सहोभिर्विष्णुमगन्वरुणं पूर्वहूतिः ॥ १ ॥
यस्येदं प्रदिशि यद्विरोचते प्र चानति वि च चष्टे शचीभिः ।
पुरा देवस्य धर्मणा सहोभिर्विष्णुमगन्वरुणं पूर्वहूतिः ॥ २ ॥

**અર્થ—** ( ययोः ओजसा ) જે બે જણાના બળથી ( रजांसि स्कभिता ) લોકલોકાંતર સ્થિર થયાં છે, ( यौ वीर्यैः शविष्ठा वीरतमा ) જે બન્ને પોતાના પરાક્રમ અને બળથી અત્યંત શૂરવીર છે, ( यौ सहोभिः अप्रतीतौ पत्येते ) જે બન્ને જણા પોતાના બળને લીધે પાછા ન હઠતાં આગળ વધે છે, તે બન્ને ( विष्णुं वरुणं ) વિષ્ણુ અર્થાત્ વ્યાપકદેવ તરફ અને વરુણ અર્થાત્ શ્રેષ્ઠદેવ તરફ (पूर्वहूतिः अगन्) સર્વથી પ્રથમ પ્રાર્થના કરતાં કરતાં તેને પ્રાપ્ત કરૂં છું. ( ૧ )

( यस्य प्रदिशि ) જેની દિશાઓ અને ઉપદિશાઓમાં ( इदं यत् विरोचते ) જે પ્રકાશે છે, (प्र अनति च ) અને ઉત્તમ રીતે પ્રાણ ધારણ કરે છે. ( देवस्य धर्मणा सहोभिः ) આ દેવના ધર્મ અને બળથી ( शचिभिः विचष्टे च ) તથા શક્તિઓથી જુએ છે, તે ( विष्णुं च वरुणं च पूर्वहूतिः अगन् ) વ્યાપક અને શ્રેષ્ઠ દેવની સર્વથી પ્રથમ પ્રાર્થના કરીને તેને પ્રાપ્ત કરૂં છું. ( ૨ )

**ભાવાર્થ—** જેણે પોતાના બળથી આ ત્રિલોકને પોતાના સ્થાનમાં સ્થિર કર્યાં છે, જે પોતાની વિવિધ શક્તિયોથી અત્યંત બળવાન અને પરાક્રમી બનેલ છે. જે કદી પાછો હઠતો નથી, પરંતુ આગળ જ વધે છે તે વ્યાપક અને સર્વશ્રેષ્ઠ દેવની હું સહુથી પ્રથમ પ્રાર્થના કરૂં છુ કારણ કે તે સર્વથી શ્રેષ્ઠદેવ છે. ( ૧ )

✲

જેની શક્તિથી દિશાઓ અને ઉપદિશાઓમાં સર્વત્ર પ્રકાશ ફેલાઈ રહ્યો છે, જેની જીવનશક્તિથી સર્વ પ્રાણીમાત્ર પ્રાણ ધારણ કરે છે. જે દેવના પોતાના ધર્મથી અને બળથી સર્વ પ્રાણીઓ જુએ છે અને અનુભવ કરે છે, તે વ્યાપક અને સર્વશ્રેષ્ઠ દેવની સહુથી પ્રથમ પ્રાર્થના કરૂં છું, કારણ કે તે સર્વથી વરિષ્ઠદેવ છે. ( ૨ )

આ સૂક્ત તદ્દન સ્પષ્ટ હોવાથી તેનું વિવરણ કરવાની કોઈ આવશ્યકતા નથી. આ સૂક્તમાં પ્રથમ મંત્રના બે દેવ ભિન્ન ભિન્ન છે એમ માનીને વર્ણન કરેલ છે, પરંતુ બીજા જ મંત્રમાં તે બંનેને એક માનેલા છે અને એક વચની પ્રયોગ કરેલ છે. આથી ' વિષ્ણુ અને વરૂણ ' આ બે શબ્દો એક અભિન્ન દેવતાનું વર્ણન કરે છે એ સ્પષ્ટ છે. પાઠક તેની વધારે શોધ કરે.

---

# વિશ્વશકટનો ચાલક

## કાંડ ૪, સૂક્ત ૧૧

( ऋषि - मृगवङ्गिरा । देवताः - अनड्वान्, इन्द्रः )

अनड्वान्दाधार पृथिवीमुत द्यामनड्वान्दाधारोर्व१न्तरिक्षम् ।
अनड्वान्दाधार प्रदिशः षडुर्वीरनड्वान्विश्वं भुवनमा विवेश ॥ १ ॥
अनड्वानिन्द्रः स पशुभ्यो वि चष्टे त्रयां छक्रो वि मिमीते अध्वनः ।
भूतं भविष्यद्भुवना दुहानः सर्वा देवानां चरति व्रतानि ॥ २ ॥
इन्द्रो जातो मनुष्येष्वन्तर्घर्मस्तप्तश्चरति शोशुचानः ।
सुप्रजाः सन्त्स उदारे न सर्षद्यो नाश्नीयादनडुहो विजानन् ॥ ३ ॥

---

અર્થ— ( अनड्वान् पृथिवीं दाधार ) વિશ્વરૂપી શકટને ચલાવનારો ઇશ્વર પૃથ્વીને ધારણ કરે છે. ( अनड्वान् द्यां उत उरु अन्तरिक्षं दाधार ) આ ઇશ્વરે જ ઘુલોક અને તે મહાઅંતરિક્ષને ધારણ કર્યું છે. ( अनड्वान् षट् उर्वीः प्रदिशः दाधार ) આ જ ઇશ્વરે છ મહાદિશાઓને ધારણ કરી છે. ( अनड्वान् विश्वं भुवनं आविवेश ) આ જ ઇશ્વર સર્વ ભુવનોમાં પ્રવેશ પામેલો છે. ( ૧ )

( सः अनड्वान् इन्द्रः ) આ ગોધો ( અનડ્વાન્ ) ઇન્દ્ર છે તે ( पशुभ्यः विचष्टे ) પશુઓનું નિરીક્ષણ કરે છે. ( शक्रः त्रयान् अध्वनः वि मिमीते ) આ સમર્થ પ્રભુ ત્રણે માર્ગોને માપી રહે છે. ( भूतं भविष्यत् भुवना दुहानः ) ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળના પદાર્થોને નિર્માણ કરતાં કરતાં ( देवानां सर्वा व्रतानि चरति ) દેવોના સર્વ વ્રતોને ચલાવે છે. ( ૨ )

( इन्द्रः मनुष्येषु अन्तः जातः ) ઇન્દ્ર મનુષ્યોની અંદર પ્રગટ થએલ છે, તે ( तप्तः घर्मः शोशुचानः चरति ) તપી રહેલા સૂર્યની જેમ પ્રકાશતો ચાલી રહ્યો છે. ( अनडुहः विजानन् ) આ સંચાલકને જાણતાં જાણતાં ( यः न अश्नीयात् ) જે પોતાને માટે કદી ભોગ કરશે નહિ ( सः ) તે ( सु-प्रजाः सन् ) સુપ્રજાવાન થઈને ( उत्-आरे न सर्पन् ) દેહપાત પછી ભટકતો નથી. ( ૩ )

---

ભાવાર્થ—ઇન્દ્રે પૃથ્વી, અંતરિક્ષ, ઘુલોક અને છ દિશાઓને ધારણ કરી છે અને તે સર્વ ભુવનોમાં પ્રવિષ્ટ થએલ છે. ( ૧ )

આ જ ઇન્દ્રને અનડ્વાન્ કહે છે, તે સર્વનો નિરીક્ષક છે. આ સમર્થ ઇન્દ્રે ત્રણે માર્ગોને નિર્માણ કરેલ છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળના સર્વ પદાર્થોનું નિર્માણ કરતાં કરતાં તે સર્વ અન્યાન્ય દેવતાઓનાં વ્રતોને ચલાવે છે. ( ૨ )

આ પ્રભુ મનુષ્યોની અંદર પ્રગટ થાય છે. તે પ્રકાશમાન સૂર્યની જેમ તેજસ્વી છે. આ ઇશ્વરને જે જાણે છે તે સ્વાર્થી

अनड्वान्दुहे सुकृतस्य लोक ऐनं प्याययति पवमानः पुरस्तात् ।
पर्जन्यो धारा मरुत ऊधो अस्य यज्ञः पयो दक्षिणा दोहो अस्य ॥ ४ ॥
यस्य नेशे यज्ञपतिर्न यज्ञो नास्य दातेशे न प्रतिग्रहीता ।
यो विश्वजिद्विश्वभृद्विश्वकर्मा घर्मं नो ब्रूत यतमश्चतुष्पात् ॥ ५ ॥
येन देवाः स्वरारुरुहुर्हित्वा शरीरममृतस्य नाभिम् ।
तेन गेष्म सुकृतस्य लोकं घर्मस्य व्रतेन तपसा यशस्यवः ॥ ६ ॥
इन्द्रो रूपेणाग्निर्वहेन प्रजापतिः परमेष्ठी विराट् ।
विश्वानरे अक्रमत वैश्वानरे अक्रमतानडुह्यक्रमत ।
सोऽदृंहयत सोऽधारयत ॥ ७ ॥

(**सुकृतस्य लोके अनड्वान् दुहे**) પુણ્યલોકમાં આ ઇશ્વર તૃપ્તિ આપે છે અને (**पुरस्तात् पवमानः एनं आप्याययति**) પ્રથમ હતા તેનાથી વધારે પવિત્ર કરીને તેને આગળ વધારે છે. (**पर्जन्यः अस्य धाराः**) પર્જન્ય તેની ધારાઓ છે. (**मरुत ऊधः**) મરૂત્ અર્થાત વાયુ તેના સ્તન છે, (**अस्य यज्ञः पयः**) તેનો યજ્ઞ તે જ તેનું દૂધ છે અને (**अस्य दक्षिणा दोहः**) તેની દક્ષિણા દૂધને દોહવાના પાત્રના જેવી છે. (૪)

(**यज्ञपतिः यस्य न ईशे**) યજ્ઞપતિ તેનો સ્વામી નથી. (**न यज्ञः**) તેમજ યજ્ઞ પણ સ્વામી નથી. (**न दाता, न प्रतिग्रहीता अस्य ईशे**) દાતા તેમજ દાન લેનારો પણ તેનો સ્વામી નથી. (**यः विश्वजित्**) જે સર્વને જીતવાવાળો, (**विश्वाभृत् विश्वकर्मा**) સર્વનો પોષણકર્તા અને સર્વનો સર્જક છે (**घर्मं नः ब्रूत**) તે ઉષ્ણતા આપનારનું અમને વર્ણન કહો. તે (**यतमः चतुष्पात्**) કેવો ચાર પગવાળો છે? (૫)

(**येन देवाः शरीरं हित्वा**) જેની સહાયતાથી દેવ શરીરનો ત્યાગ કરીને (**अमृतस्य नाभिं स्वः आरुरुहुः**) અમૃતના કેન્દ્રરૂપ આત્મીય પ્રકાશસ્થાન પર ચઢ્યા હતા. (**घर्मस्य तेन व्रतेन तपसा यशस्यवः**) પ્રકાશપૂર્ણ તે વ્રતથી અને તપશ્ચર્યાથી યશને વધારવાની ઇચ્છા કરનારા અમે (**सुकृतस्य लोके गेष्म**) સુકૃતના લોકમાં અમારૂં પોતાનું સ્થાન અમે પ્રાપ્ત કરીશું. (૬)

(**इन्द्रः रूपेण अग्निः**) પ્રભુ જ પોતાના રૂપથી અગ્નિ બનેલો છે. તે (**परमेष्ठी प्रजापतिः**) પરમાત્મા પ્રજાપાલન કરનાર ઇશ્વર (**वहने विराट्**) સર્વ વિશ્વને ઉંચકી રાખવાને લીધે વિરાટ્ બન્યો છે, તે (**विश्वा-**

ભોગ-તૃષ્ણાનો ત્યાગ કરીને સુપ્રજ્ઞવાન્ બનીને દેહપાત પછી અહીં-તહીં ન ભટકતાં પોતાના મૂળ સ્થાનને પ્રાપ્ત કરે છે. (૩)

આ ઇશ્વર પુણ્યલોકમાં તૃપ્તિ આપે છે અને પ્રારંભથી જ પવિત્ર બનાવતો તે જીવાત્માને આગળ વધારે છે. પર્જન્ય તેની પુષ્ટિની ધારાઓ છે, વાયુ અથવા પ્રાણ તેના સ્તન છે કે જેમાંથી ઉપરોક્ત ધારાઓ નીકળે છે, યજ્ઞ પુષ્ટિકારક દૂધ છે અને દક્ષિણા દોહનપાત્રની સમાન છે. (૪)

યજ્ઞ, યજ્ઞપતિ, દાતા અથવા દાન લેનારો આમાંથી કોઇ પણ તેના પર શાસન કરી શકતા નથી. તે વિશ્વને જીતનારો, વિશ્વનું પોષણ કરનારો અને વિશ્વસંબંધી સર્વ કર્મ કરવાવાળો છે. તેના ચતુષ્પાત્-સ્વરૂપ વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. (૫)

જેની સહાયતાથી દેવ શરીરત્યાગ પછી અમૃતના કેન્દ્રરૂપી આત્મશક્તિ પર સ્વામિત્વ પ્રાપ્ત કરે છે. પ્રકાશને વધારનારાં વ્રત અને તપથી યશ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવાવાળા અમે પુણ્યલોકમાં અમારૂં પોતાનું સ્થાન પ્રાપ્ત કરીશું. (૬)

मध्यमेतदनडुहो यत्रैष वह आहितः ।
एतावदस्य प्राचीनं यावान्प्रत्यङ् समाहितः ॥ ८ ॥
यो वेदानडुहो दोहान्त्सप्तानुपदस्वतः ।
प्रजां च लोकं चाप्नोति तथा सप्तऋषयो विदुः ॥ ९ ॥
पद्भिः सेदिमवक्रामन्निरां जङ्घाभिरुत्खिदन् ।
श्रमेणानड्वान्कीलालं कीनाशश्चाभि गच्छतः ॥ १० ॥
द्वादश वा एता रात्रीर्व्रत्या आहुः प्रजापतेः ।
तत्रोप ब्रह्म यो वेद तद्वा अनडुहो व्रतम् ॥ ११ ॥

नरे अक्रमत् ) સર્વ નરોમા વ્યાપ્ત થયો છે. તે ( वैश्वानरे अक्रमत् ) અગ્નિ વગેરેમાં ફેલાએલો છે. તે ( अनडुहि अक्रमत ) રથ ખેંચનારા પ્રાણીઓમાં ફેલાએલો છે. ( सः अदृंहयत ) તે દઢ બનાવે છે અને ( सः अधारयत ) તે જ ધારણ કરનાર છે. ( ૭ )

( अनडुहः एतत् मध्यं ) આ સંચાલકનો તે મધ્ય છે. ( यत्र एषः वहः आहितः ) જ્યાં આ વિશ્વનો ભાર રહેલો છે, ( एतावत् अस्य प्राचीनं ) જેટલો તેનો પૂર્વ ભાગ છે અને ( यावान् प्रत्यङ् समाहितः ) તેટલો તેનો પાછળનો ભાગ રાખેલો છે. ( ૮ )

( यः अन् उपदस्वतः अनडुहः सप्त दोहान् वेद ) જેનો કદી વિનાશ થતો નથી એવા એ સંચાલકના સાત પ્રવાહોને જે જાણે છે ( प्रजां च लोकं च आप्नोति ) તે પ્રજા અને લોકોને પ્રાપ્ત થાય છે. ( तथा सप्त ऋषयः विदुः ) એવું સાત ઋષિઓ જાણે છે. ( ૯ )

( पद्भिः सेदिं अवक्रामन् ) પગલાંઓથી ભૂમિનું આક્રમણ કરે છે. ( जङ्घाभिः इरां उत्खिदन् ) જાંઘોથી અન્નને ઉત્પન્ન કરતા ( श्रमेण कीलालं ) અને પરિશ્રમથી રસને ઉત્પન્ન કરતાં-કરતાં ( अनड्वान् कीनाशः च ) બળદ અને ખેડૂત ( अभिगच्छतः ) ચાલે છે. ( ૧૦ )

( द्वादश वै एताः रात्रीः ) નિશ્ચયથી બાર એવી આ રાત્રીઓ ( प्रजापतेः व्रत्याः आहुः ) જે પ્રજાપતિના વ્રતને માટે યોગ્ય છે એમ કહેવામાં આવે છે. ( तत्र यः ब्रह्म उपवेद ) ત્યાં જે બ્રહ્મને જાણે છે, ( तत् वै अनडुहः व्रतं ) તે જ તે વિશ્વચાલકનું વ્રત છે. ( ૧૧ )

ઇન્દ્ર જ અગ્નિ, પરમેષ્ઠી, પ્રજાપતિ અને વિરાટ્ છે, તે જ સર્વ મનુષ્યોમાં અને પ્રાણીઓમાં વ્યાપ્ત છે. તે સર્વત્ર છે અને તે જ સર્વને બળ દેનારો છે. ( ૭ )

સંચાલક દેવનો તે મધ્યભાગ છે જેના પર આ સંસારરૂપી શકટનો ભાર રાખેલો છે. આ મધ્યભાગના પૂર્વભાગમાં અને પશ્ચિમભાગમાં આ સંસાર રહેલો છે. ( ૮ )

જે આ સંસારરૂપી શકટના સંચાલક દેવના સાત દોહન-પ્રવાહોને જાણે છે તે સુપ્રજાઓ ને પુણ્યલોકોને પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે સપ્તર્ષિઓ જાણે છે. ( ૯ )

પગલાંઓથી ભૂમિપર ચાલે છે, જાંઘોથી અન્ન ઉત્પન્ન કરે છે, શ્રમથી અન્નરસ ઉત્પન્ન કરે છે, આ પ્રકારે બળદ અને ખેડૂત એ બન્ને સાથે સાથે ચાલે છે. ( ૧૦ )

એ બાર રાત્રીઓ છે જે પ્રજાપતિના વ્રત કરવા માટે યોગ્ય છે. તે સમયે બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરવું એજ વિશ્વચાલકનું વ્રત છે. ( ૧૧ )

दुहे सायं दुहे प्रातर्दुहे मध्यंदिनं परि ।
दोहा ये अस्य संयन्ति तान्विद्मानुपदस्वतः ॥ १२ ॥

( सायं दुहे प्रातः दुहे ) સાયંકાળે અને પ્રાતઃકાળે હું દોહન કરૂં છું. ( मध्यं दिनं परि ) બપોરના પણ દોહન કરૂં છું. ( ये अस्य दोहाः संयन्ति ) તેનાથી જે રસ પ્રાપ્ત થાય છે ( तान् अन्-उपदस्वतः विद्म ) એવા એ અવિનાશીને અમે જાણીએ છીએ. ( ૧૨ )

પ્રાતઃકાળ, મધ્યદિન અને સાયંકાળે દોહન થાય છે, આ દોહનથી જે રસ પ્રાપ્ત થાય છે તે જ અવિનાશી રસ હોય છે. (૧૨)

# વિશ્વશકટનો ચાલક

### વિશ્વ શકટનું સ્વરૂપ

આ સર્વ સંસાર અથવા આ સર્વ વિશ્વ એક મોટા શકટ ( ગાડા ) જેવું છે. આ ગાડામાં સર્વ મનુષ્યો અને પ્રાણીઓ બેઠેલાં છે અને પોતપોતાના લક્ષ્યસ્થાન પર જઈ રહ્યાં છે. આ ગાડાનું વર્ણન વેદોમાં આ પ્રકારે આવેલું છે.—

मनो अस्या अन आसीद्द्यौरासीदुतच्छदिः ।
शुक्रावनड्वाहावास्तां यदयात्सूर्या गृहम् ॥ १० ॥
ऋक्सामाभ्यामभिहितौ गावौ ते सामनावितः ।
श्रोत्रं ते चक्रे आस्तां दिवि पन्थाश्चराचरः ॥ ११ ॥
शुची ते चक्रे यात्या व्यानो अक्ष आहतः ।
अनो मनस्मयं सूर्याऽऽरोहत्प्रयती पतिम् ॥ १२ ॥
( ઋ. ૧૦।૮૫।૧૦-૧૨ )

" તેનો મનરૂપી રથ હતો, જે રથનો ઉપલો ભાગ દ્યુલોક હતો, બે સફેદ બળદો તેને જોડેલા હતા, જ્યારે સૂર્યાદેવી પતિને ઘેર જવા લાગી. ( ૧૦ ) આ બળદો ઋચા તથા સામવેદના મંત્રોથી પ્રેરિત થએલા હતા. શ્રોત્રરૂપી બે પૈડા આ રથને લાગેલાં હતાં, અને તેનો માર્ગ આકાશથી ચરાચર રૂપ હતો. ( ૧૧ ) આ પૈડાં શુદ્ધ છે અને આ બેની વચ્ચેનો જે આધાર દંડ તે વ્યાન વાયુનો છે. આ મનોમય રથ છે જેના પર બેસીને સૂર્યાદેવી પતિને ઘેર જાય છે. ( ૧૨ )

અહીં આ રથનો ઉપરનો ભાગ દ્યુલોક છે એમ કહ્યું છે અર્થાત્ તેનો નીચેનો ભાગ પૃથ્વી છે અને મધ્યભાગ અંતરિક્ષ છે. શરીરમાં મસ્તિષ્ક, છાતી અને પગ એ રથના ત્રણ ભાગ છે વિશ્વમાં ત્રણલોક એ ત્રણ ભાગ છે. શરીરમાં દસ ઇન્દ્રિયો ઘોડાની જગાએ છે, તેજ પ્રમાણે જગતના વિશાળ રથને દસ દેવો લાગેલા છે. જેનાથી આ દસ ઇન્દ્રિયો બનેલી છે. જે લોકોને શરીરરૂપી રથની બરાબર કલ્પના આવી શકશે તેમને વિશ્વરૂપી વિશાળ રથની પણ કલ્પના બરાબર આવી જશે. પિણ્ડ-બ્રહ્માંડ, શરીરરથ-વિશ્વરથ, તેની તુલના દરેક સ્થળે થાય છે. અહીં વિચારથી જાણીને બ્રહ્માણ્ડના વિશાળ રથની કલ્પના કરવી ઉચિત છે. આ વિશ્વરથના સંચાલક ઇશ્વર આ સૂકતના વર્ણનનો વિષય છે. આ જ "અનડ્વાન્ અથવા ઇન્દ્ર" છે.

ઇન્દ્ર શબ્દ ઇશ્વર વાચક છે એ જાણીતું છે પરંતુ "અનડ્વાન" શબ્દ ઇશ્વર વાચક હોય એ બાબતમાં પાઠકોને શંકા થાય એ સ્વાભાવિક છે, કારણ કે ' अनः शकटं वहति इति अनड्वान् ' અર્થાત્ શકટ અથવા ગાડી ખેંચનારો બળદ એવો તેનો અર્થ છે. જે પ્રકારે ગાડીને બળદ ચલાવે છે તે પ્રમાણે વિશ્વરૂપી રથને જે ચલાવે છે તે વિશ્વ રથનો ( अनड्वान् ) બળદ જ છે. વિશ્વ ચલાવનારો જે પ્રભુ છે તે જ તેને ખેંચી રહ્યો છે. બીજા કોની શક્તિ છે કે તે તેને ચલાવે ? તેથી પ્રથમ મંત્રમાં કહ્યું છે કે, "ભૂમિ, અંતરિક્ષ અને દ્યુલોક સર્વદિશાઓની સાથે તેના આધારે જ રહેલ છે અને તે સર્વ ભુવનોમાં પ્રવિષ્ટ થએલો છે." ( મંત્ર ૧ ) આ મંત્રમાં જે 'અનડ્વાન્' શબ્દ આવેલો છે તે સર્વ વિશ્વને આધાર આપનારો, સર્વ વિશ્વવ્યાપક દેવતા વાચક છે. જો કે "અનડ્વાન્" શબ્દ સંસ્કૃતમાં "બળદ"

વાચક છે તો પણ અહીં તેનો અર્થ " વિશ્વ-ચાલક " એવો થાય છે કેટલાક લોકો અહીં માત્ર બળદની જ કલ્પના કરે છે અને અર્થનો અનર્થ કરે છે, તેમને માટે યોગ્ય છે કે તેઓ મંત્રના વર્ણનનો પણ સાથે સાથે વિચાર કરે અને પ્રસંગાનુકૂળ અર્થ કરીને લાભ ઉઠાવે

" જે રથનો ઉપરનો ભાગ દ્યુલોક છે, મધ્યભાગ અંતરિક્ષ છે અને નીચેનો ભાગ ભૂમિ છે, તે રથમા મનુષ્યમાન બેસેના છે. હું પણ તેમાં બેઠો છુ, અને આ રથને ચલાવનાર સ્વય પ્રભુ છે એવો આ રથ આપણને-સર્વને આપણા ઇચ્છિત સ્થળે પહોંચાડે છે " આ અત્યંત શ્રેષ્ઠ કાવ્યમય કલ્પના આ મંત્રમા કહેલી છે અર્જુનનો રથ ભગવાન શ્રીકૃષ્ણ ચલાવી રહ્યા હતા વસ્તુત. " કુરુક્ષેત્ર " અર્થાત્ કર્મક્ષેત્રમાં દરેક મનુષ્યનો દેહરથ પરમાત્માની શક્તિથી જ ચલાવાઇ રહ્યો છે એજ પ્રમાણે વિશ્વનો આ પ્રચંડ રથ પણ તેની જ શક્તિથી ચાલી રહ્યો છે આ કલ્પના મનમાં લાવીને " વિશ્વ ચાલક " ઇશ્વરનુ જ્ઞાન પ્રાપ્ત કરવુ એ દરેક મનુષ્યને માટે ઉચિત છે આ કલ્પનાનું જેટલુ વધારે મનન કરવામાં આવે તેટલુ પરમાત્માની શક્તિનુ અધિક જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે, અને મનુષ્ય ઇશ્વરની અગાધ શક્તિને વધારે જાણી શકે છે

જેવી રીતે રથના અનેક વિભાગ પોતે અલગ અલગ હોવા છતાં પણ તે ભાગો રથમાં જોડાઇ જવાથી સર્વ એકબીજાની સાથે અટૂટ સબંધ બાંધે છે, અને તેમાથી એક પણ ભાગ જો ઢીલો પડી જાય તો આખો રથ તૂટી જાય છે, તેવી રીતે આ વિશ્વ એકબીજા સાથે બધાએલ છે, જો કે સૂર્યચંદ્રાદિ લોકલોકાંતર એકબીજાથી ઘણા દૂર અંતર પર છે તથપિ તેમનો પરસ્પરનો સબધ એટલો જ દૃઢ હોય છે જેટલો રથમા એક પૈડાનો બીજા પૈડા સાથે મનુષ્યના શરીરમા પણ અનેક અવયવો હોય છે, તેઓ અલગ અલગ હોવા છતાં પણ પરસ્પર સબધિત છે, તેમાંથી એક જો અલગ પડી જાય અથવા રોગી બની જાય તો સર્વ શરીર પર આપત્તિ આવી પડે છે. આ જ પ્રકારે મનુષ્યસમાજમા જ્ઞાની, શૂર, વેપારી અને કારીગર એમ ચાર અવયવ છે આ સર્વ વ્યક્તિશ એક બીજાથી પૃથક્ હોય છે પરંતુ સંઘભાવનાથી એકબીજા સાથે એવા બધાએલા છે કે જેવા શરીરના અવયવો જો અમુક વ્યક્તિઓ સંઘના નિયમો તોડીને શત્રુની સાથે મળી જાય તો સંઘનું બળ નાશ પામે છે કારણ કે જેવી રીતે વ્યક્તિનું શરીર રથ છે, સમાજનુ શરીર પણ રથ છે, તેજ પ્રમાણે વિશ્વનું શરીર પણ એક મોટો, ભારે, વિશાળ રથ છે ત્રણે સ્થળના નિયમો તો એક સરખા જ છે. આ રથની કલ્પના કરીને અને તેનું મનન કરીને પાઠક પુષ્કળ બોધ પ્રાપ્ત કરી શકે છે સર્વ વિશ્વ મળીને એક રથ છે. તેમાં કોઇ વિભક્તભાવ નથી પ્રત્યેક સજીવ અથવા નિર્જીવ પદાર્થ આ એકજ રથના જુદાં જુદા અંગો છે અને તેમણે આ કલ્પનાથી જ તેમાં રહેવુ જોઇએ. આ રથને જે ચલાવે છે તેજ ઇંદ્ર છે, તેજ પ્રભુ છે, તેજ ઇશ્વર છે. જુઓ—

•अनड्वान् इन्द्रः। ( મ. ૨ )

આ રથને જે ચલાવે છે તેજ ઇન્દ્ર છે આ વિશ્વમાં જે ગતિ દેખાય છે તે તેની જ ગતિ છે આ જડ જગતને ચેતના આપનાર તે એક જ ઇશ્વર છે. તે શુ કરે છે તે જુઓ—

( १ ) शक्रः प्रयान् अध्वनः मिमीते ।
( २ ) भूतं भविष्यत् भुवना दुहानः ॥
( ३ ) देवानां सर्वा व्रतानि चरति। ( મ. ૨ )

" તે સમર્થ ત્રણે માર્ગોને માપે છે. ( ૨ ) ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળના ભોગ આપે છે ( ૩ ) અને દેવોનાં સર્વ વ્રતોને ચલાવે છે " આ તેનાં કાર્ય છે

( ૧ ) ત્રણ માર્ગ આ છે—સત્વ, રજ અને તમ, પ્રકૃતિનિવાસીઓના આ ત્રણ માર્ગ છે કોને કયા માર્ગથી જવુ જોઇએ અને કેવી રીતે જવુ જોઇએ તેની તેને બરાબર જાણ હોય છે તેજ આ ત્રણે માર્ગોનાં માપ જાણે છે

( ૨ ) ત્રણે કાળમા દોહન– ભૂત વર્તમાન અને ભવિષ્ય ત્રણે કાળમાં તે દોહન કરે છે અને પૂર્વોક્ત માર્ગો પર ચાલનારાઓના ભોગને માટે જે જોઇએ તે આપે છે. જેને જે દેવ યોગ્ય હોય છે, તેને અનુકુળ તેવા ઉપભોગ તેને આપે છે અને તેની ઉન્નતિ તે કરે છે

( ૩ ) દેવોના વ્રતોને ચલાવે છે– દેવોનાં વ્રત આ છે-સૂર્યનું વ્રત પ્રકાશ ઉત્પન્ન કરવાનું છે, જળનું વ્રત વહેવાનુ છે, વાયુનું સૂકવવાનુ વ્રત છે, આ તો બાહ્ય દેવોના વ્રતો છે, શરીરની અંદરનાં દેવોનાં વ્રત આ પ્રમાણે છે– આંખનુ વ્રત જોવાનું છે, કાનનું વ્રત સાંભળવાનું છે, પ્રાણનું જીવન આપવાનું વ્રત છે આ સર્વ વ્રતો આત્માની શક્તિથી થઇ રહ્યાં છે.

તેનો વિચાર કરવાથી તે પરમાત્માનો મહિમા જાણી શકાય છે

## મનુષ્યોમાં દેવ

આ દેવ જે વિશ્વરૂપી શકટને ચલાવે છે અને સંપૂર્ણ ભુવનોમાં વ્યાપ્ત છે તે મનુષ્યોમાં પ્રગટ થાય છે. જુઓ—

**इन्द्रो मनुष्येषु अन्तः जातः । ( મં. ૩ )**

" આ ઇન્દ્ર દેવ મનુષ્યોની વચ્ચે પ્રગટ થાય છે. " મનુષ્યના હૃદયમાં તે પ્રગટ થાય છે. મનુષ્ય તેને પોતાનામાં નિહાળે છે, અને અનુભવ કરે છે. વિશ્વનો ઇશ્વર મનુષ્યના હૃદયમાં પ્રકાશે છે. મનુષ્યમાં આ કેટલું મહાન્ સામર્થ્ય છે કે વિશ્વનો સંચાલક તેના હૃદયમાં વસે છે અને પ્રગટ થાય છે. મનુષ્યે પોતાની આ શક્તિ ઓળખવી જોઇએ. આ જ્ઞાનનું ફળ જુઓ—

**( ૧ ) अनडुहः विजानन् , ( ૨ ) यः न अश्नीयात्,**
**( ૩ ) सः सुप्रजाः सन् उत-आरे न सर्पत् । ( મં. ૩ )**

"( ૧ ) આ વિશ્વરૂપી શકટને ચલાવનારને જે જાણે છે, ( ૨ ) તે પોતાને માટે સ્વાર્થથી ભોગ ભોગવતો નથી, તેનું કારણ ( ૩ ) તે સુપ્રજા પ્રાપ્ત કરે છે અને દેહપાત પછી અહીં-તહીં ભટકતો નથી. " અર્થાત્ સીધો પોતાના અમૃત-ધામને પહોંચે છે. તેમાં પ્રથમ પરમાત્માને જાણવો અને પશ્ચાત્ સ્વાર્થ છોડીને પરોપકારના કાર્યમાં પોતાનું જીવન સમર્પિત કરવું. આ બન્ને " જ્ઞાન અને કર્મ " નું યથાવત્ અનુષ્ઠાન કરવાથી માંડમાંડ ત્રીજા મંત્ર ભાગમાં સિદ્ધિ મળી શકે છે. આ ઇશ્વર કેવી રીતે જીવાત્માને પવિત્ર કરતાં કરતાં ઉપર ઉઠાવે છે તે ચતુર્થ મંત્રમાં ક્રમપૂર્વક કહ્યું છે—

**( ૧ ) पुरस्तात् पवमानः ( ૨ ) एनं आप्याययति ।**
**( ૩ ) सुकृतस्य लोके अनड्वान् दुहे । ( મં. ૪ )**

" ( ૧ ) પ્રથમથી જ પવિત્ર બનાવીને ( ૨ ) ઇશ્વર તેને વધારે છે, પુષ્ટ કરે છે અને તેની વૃદ્ધિ કરે છે. ( ૩ ) પુણ્ય-લોકમાં તે તેને તૃપ્તિનું સાધન આપે છે. " પરમેશ્વરનો ઉપાસક હોવાથી પવિત્ર હોવાનો પહેલો લાભ થાય છે, આત્મિક-બળની વૃદ્ધિ થવી એ બીજો લાભ છે અને પુણ્યલોક પ્રાપ્ત કરીને ત્યાં વિવિધ પ્રકારની તૃપ્તિ પ્રાપ્ત થવી એ ત્રીજો લાભ છે. પરમાત્મોપાસનાનું આ ફળ છે. આ પ્રમાણે પવિત્ર થનો જીવાત્મા ઉન્નત થાય છે અને પોતાના નિજધામને પહોંચે છે. પરમાત્મા આ પ્રમાણે સહાયક થાય છે, તેટલા માટે કહ્યું છે કે—

**विश्वजित्, विश्वभृत्, विश्वकर्मा । ( મં. ૫ )**

" તે વિશ્વને જીતનારો, વિશ્વનું પાલન કરનારો, તથા વિશ્વ સંબંધે સર્વ કર્મો કરનારો છે." તેથી ઉપાસક નિર્ભય થતાં થતાં તેની સહાયતાથી આગળ વધે છે અને પોતાના પ્રાપ્તવ્ય સ્થાનને પહોંચે છે તે સ્થાન, જ્યાં તેને જવાનું છે, જે અમૃતનું કેન્દ્ર છે. કયા અનુષ્ઠાનથી આ જીવાત્મા ત્યાં પહોંચે છે તે વિષયનો ઉપદેશ છઠ્ઠા મંત્રમાં જોવા જેવો છે—

**व्रतेन तपसा यशस्यवः सुकृतस्य लोकं गेष्म । ( મં ૬ )**

" વ્રત અને તપથી યશ પ્રાપ્ત કરતાં-કરતા પુણ્યલોક પ્રાપ્ત કરીશું. " આ મંત્રભાગમાં વ્રતપાલન અને તપનું આચરણ યશ અને આત્મોન્નતિનું સાધન છે એમ સ્પષ્ટ કહ્યું છે. વિચાર કરવાથી જાણ થઇ જશે કે આ તો પરલોકની સદ્ગતિ પ્રાપ્ત કરવાનું ઉત્તમ સાધન છે. આ સાધન પ્રાપ્ત કરવાથી—

**शरीरं हित्वा अमृतस्य नाभिं स्वः आरुरुहुः । ( મં. ૬ )**

" શરીરનો ત્યાગ કર્યા પછી અમૃતના કેન્દ્રમાં આત્મ-પ્રકાશથી મુક્ત થઇને ઉપર ચડે છે. " આ છે તપનો પ્રભાવ, અને વ્રતપાલનનું મહત્વ. પાઠક તેનું મહત્વ જાણીને તેજ માર્ગથી પોતાની ઉન્નતિ સિદ્ધ કરી શકે છે.

મંત્ર ૭ માં " ઇન્દ્ર, અગ્નિ, પ્રજાપતિ, પરમેષ્ઠી, વિરાટ્ " ઇત્યાદિ નામો તે એકજ દેવના છે એમ કહ્યું છે. આ વાત ઋગ્વેદમાં, ૧, ૧૬૪, ૪૬ માં પણ બીજી રીતે કહી છે. દેવ સર્વત્ર વ્યાપે છે, સર્વને બળવાન બનાવે છે અને સર્વની ધારણા કરે છે, અર્થાત્ દરેકને તેનો આધાર છે, અને દરેકને તે પ્રાપ્ય છે. કોઇને અપ્રાપ્ય છે એમ નથી. આઠમા મંત્રનો આશય એવો છે કે આ ઇશ્વર બધાની વચ્ચે હોવાથી તે જ સર્વનું મધ્યબિન્દુ છે, તેનું કારણ અન્ય વિશ્વ તેની બન્ને બાજુ સમાન પ્રમાણમાં છે. તે સર્વના મધ્યમાં હોવાથી આ વિશ્વ તેની બન્ને બાજુ સમાન પ્રમાણમાં વિભક્ત બનેલું છે, એ વાત આપમેળે જ સિદ્ધ થાય છે. જેવી રીતે શકટનો મધ્યદંડ બન્ને પૈંડાઓની વચ્ચેથી પસાર થાય છે અને તેની આગળ અને પાછળ એમ રથના બે ભાગ બની જાય છે એજ પ્રમાણે આ ઇશ્વર વિશ્વશકટનો મધ્યદંડ છે અને સર્વ વિશ્વ તેની ચારે બાજુ વિંટાએલું છે.

## સપ્તઋષિ

" આ અવિનાશી ઇશ્વરના અથવા આત્માના સાત દોહન-પાત્ર છે અને તેમાં સપ્તપ્રવાહ દોહવામાં આવે છે, તેમને સપ્તઋષિના નામથી ઓળખવામાં આવે છે. " ( મં. ૯ )

આ નવમા મંત્રનું કથન છે. આ સાત દોહનપાત્ર અર્થાત્ દૂધ દોહવાનાં જે વાસણ તે આપણી સાત જ્ઞાન-ઇન્દ્રિયો છે. બે આંખો રૂપનું દોહન કરે છે, બે કાન શબ્દરસનું દૂધ કાઢે છે, નાકના બે નસકોરાં સુવાસનો રસ લે છે અને એક મુખ મધુરાદિ રસોનું દોહન કરે છે. આ સાત પ્રકૃતિમાતાના દૂધ દોહવાના વાસણો છે, આ જ રસ મનુષ્યમાત્ર પીએ છે અને પુષ્ટ બનીને ઉન્નતિ પ્રાપ્ત કરે છે, આ જ સાત ઋષિ છે—

**सप्त ऋषयः प्रति हिताः शरीरे**
**सप्त रक्षन्ति सदमप्रमादम् ॥** ( યજુ. ૩૪-૫૫ )

" પ્રત્યેક શરીરમાં સપ્તઋષિ રહેલા છે, તે સાતેજણ આ શરીરરૂપી ઘરની પ્રમાદ કર્યા વગર રક્ષા કરે છે. " આ વાત ઉપરના મંત્રમાં કહી છે. અહીં સાત દોહવાના વાસણ જે કહ્યાં છે તેજ આ સાત ઋષિઓ છે, અથવા આ સાત ઋષિ આ સાત દોહનપાત્રોમાં પરમ માતાનું દૂધ દોહે છે એમાં કોઈ સંદેહ નથી. સર્વસાધારણતયા સપ્તઋષિ જે કહ્યા છે તેમના નામ ઉપર આપવામાં આવ્યાં જ છે. પરંતુ અમારા મનમાં એક વાત ખટકે છે તે એ છે કે અહીં બે આંખ, બે કાન, નાકના બે નસકોરાં આ છ ઋષિઓ માન્ય છે, પરંતુ વસ્તુતઃ આ બે અર્થાત બે આંખ એક જ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. તેથી તેમને ભિન્ન માનવા એ અજુગતું છે. જો કે ગણત્રીને ખાતર આ સાત થાય છે તો પણ વસ્તુતઃ એ સાત ભિન્ન છે એમ માની શકાય નહિ. મંત્રમાં સાત ઋષિ ભિન્ન માન્યા છે, અને તેમનાં દોહવાનાં વાસણો પણ સાત ભિન્ન માન્યાં છે અર્થાત તેમાં દોહાએલું દૂધ પણ સાત ભિન્ન પ્રકારનું હોવું જોઇએ. આ વાત ઉપર માનેલા સપ્તપાત્ર અને સપ્તઋષિઓથી સિદ્ધ થતી નથી, તેને બીજે સ્થળે શોધવી જોઇએ. અમારા મત પ્રમાણે સપ્તઋષિ અને તેમનાં દોહવાનાં સાત દોહનપાત્ર આ પ્રમાણે છે—

૧ **आत्माः**—આ ઋષિ પરમાત્મામાંથી " આનંદ " રૂપી દૂધ પોતામાં દોહે છે.
૨ **बुद्धि ( संज्ञान ;**— આ ઋષિ પરમાત્મામાંથી " ચિત્ " અથવા વિ-જ્ઞાનરૂપી દૂધ પોતાની અંદર નીચોવે છે.
૩ **अहंकारः**—આ ઋષિ પરમાત્મામાંથી " હું " પણાનો ભાવરૂપી દૂધ દોહે છે.
૪ **मनः**—આ ઋષિ તેની પાસેથી " મનનશક્તિ " રૂપ દૂધ દોહે છે.
૫ **प्राणः**—આ ઋષિ તેની પાસેથીજ " જીવન " રૂપી દૂધ દોહે છે.
૬ **ज्ञानेन्द्रिय (संघ )**— આ ઋષિ તેની પાસેથી જ " વિષયજ્ઞાન " રૂપી દૂધ પોતામાં નીચોવે છે.
૭ **कर्मेन्द्रियः**— આ ઋષિ તેની પાસેથી જ " કર્મ-શક્તિ" રૂપી દૂધ દોહે છે.

આ સાત ઋષિ એક બીજાથી ભિન્ન છે. તેમની પાસે વિભિન્ન દોહનપાત્ર પણ છે. અને પ્રત્યેકનું દોહેલું દૂધ પણ ભિન્ન છે, અને તેના સેવનથી પુષ્ટી પણ ભિન્ન ભિન્ન પ્રકારની થાય છે. તેથી આ સાત ઋષિ અને આ સાત દોહનપાત્ર છે એમ માનવુ ઉચિત છે. પાઠક આ બાબતમાં વધુ વિચાર કરે અને વધુ બોધ પ્રાપ્ત કરે.

### બળદ અને ખેડૂત

દસમા મંત્રમાં બળદ અને ખેડૂતના રૂપકથી ખૂબ જ બોધપ્રદ ઉપદેશ આપવામાં આવ્યો છે. તેનો વ્યક્ત અર્થ આ પ્રમાણે છે— " પગલાંથી ભૂમિ પર ચાલે છે, જાંઘોથી અન્ન ઉત્પન્ન કરે છે, પરિશ્રમથી રસ બનાવે છે. આ પ્રકારે બળદ અને ખેડૂત ઘણું મોટું કાર્ય કરે છે. " આ વાત તો ખેતીમાં પ્રત્યક્ષ દેખાય જ છે. પરંતુ આ મંત્રમાં કેવળ આટલું જ કહેવું એ મુખ્ય ઉદ્દેશ નથી. કારણ કે અહીં જે ખેડૂતનું વર્ણન કર્યું છે તે " ક્ષેત્ર-જ્ઞ " અર્થાત્ જીવાત્મા છે. ભગવદ્ગીતામાં તેનું નામ " ક્ષેત્રજ્ઞ " આવેલું છે. ખેતરને સારી રીતે જાણનારો ખેડૂત જેવી રીતે તે ખેતરમાંથી સારી રીતે ફાયદો ઉઠાવે છે તેવી રીતે આ શરીરરૂપી કાર્યક્ષેત્રને યથાવત્ જાણવાવાળો આ જીવાત્મારૂપી ખેડૂત આ શરીરરૂપી કર્મક્ષેત્રમાં શુભ વિચારરૂપી ખેતી કરીને પુષ્કળ લાભ ઉઠાવે છે. તેની ખેતીમાં હળ ચલાવનારો અને બીજી સહાયતા કરનારો પરમેશ્વર છે જેનું વર્ણન આ જ સૂકતમાં ' અનડ્વાન્ ' શબ્દથી થએલું છે. આ પ્રકારે આ તેનું ક્ષેત્ર છે અને આ તેની ખેતી છે, ખેડૂત આ ખેતીનો ઉપભોગ કરનારો છે. પાઠક આ ઉત્તમ રૂપકનો વિચાર કરીને યોગ્ય બોધ પ્રાપ્ત કરે.

### બાર રાત્રીઓ

અગિયારમા મંત્રમાં " પ્રજાપતિનું વ્રત કરવાની બાર રાત્રીઓ છે " એમ કહેવામાં આવ્યું છે. રાત્રી અન્ધકારની દ્યોતક છે, અન્ધકાર અજ્ઞાનનો વાચક છે, તેથી અહીં બાર ઘોર અંધકારની રાત્રીઓનું તાત્પર્ય બાર પ્રકારનાં ગાઢ અજ્ઞાનનું છે. દરેકની અંદર આ અજ્ઞાન રહે છે અને જેટલા

પ્રમાણમાં એ અજ્ઞાન દૂર થતું જાય છે તેટલા પ્રમાણમાં મનુષ્યની યોગ્યતા વધતી જાય છે. જ્યારે બારે પ્રકારનું અજ્ઞાન દૂર થઇ જાય છે, ત્યારે આ પુરૂષ વિશુધાત્મા બને છે અને મોક્ષનો અધિકારી બને છે. ( ૧ ) પરમાત્મા, ( ૨ ) જીવાત્મા, ( ૩ ) બુદ્ધિ, ( ૪ ) અહંકાર, ( ૫ ) મન, ( ૬ ) પ્રાણ, ( ૭ ) જ્ઞાનેન્દ્રિય, ( ૮ ) જ્ઞાનેન્દ્રિયોનો વિષય, ( ૯ ) કર્મેન્દ્રિય, ( ૧૦ ) કર્મેન્દ્રિયોનો વિષય, ( ૧૧ ) શરીર, ( ૧૨ ) વિશાળ જગત્. આ બાર ક્ષેત્રોનાં બાર અજ્ઞાન, મિથ્યાજ્ઞાન, વિપરીતજ્ઞાન અથવા જે કાંઇ કહેવાય તે મનુષ્યમાં રહે છે. તે સર્વ દૂર થવું જોઇએ અને તેના વિષયમાં જ્ઞાન, વિજ્ઞાન, સંજ્ઞાન અને પ્રજ્ઞાન પ્રાપ્ત થવું જોઇએ. પ્રત્યેક મનુષ્ય વિચાર કરીને જાણે કે પોતાનામાં આ અજ્ઞાનોમાંથી કયું અજ્ઞાન કેટલું છે અને કયું વિજ્ઞાન કેટલું પ્રાપ્ત કરવામાં આવ્યું છે, આ પ્રમાણે તપાસ કરવાથી પત્તો લાગશે કે જે માર્ગ કાપવાનો છે તે કેટલો કપાયો છે અને હજુ કેટલું ચાલવાનું બાકી છે. આ એક પ્રકારની પરીક્ષા જ આ મંત્રે લીધી છે એમ પાઠક સમજે અને આ દૃષ્ટિથી પોતાની પરીક્ષા કરે. આનાથી પુષ્કળ આત્મ-સુધારો થઇ શકે છે.

વ્રત

જે વ્રતથી ઉપરોક્ત બાર પ્રકારનું અજ્ઞાન દૂર થઇ શકે છે તે વ્રત આ અગિયારમા મંત્રના ઉત્તરાર્ધમાં કહેલ છે.

*યઃ બ્રહ્મ ઉપવેદ તત્ વ્રતમ્ ।* ( મં. ૧૧ )

" જે જ્ઞાન પ્રાપ્ત કરે છે તે તેનું વ્રત છે." આ જ વ્રત મનુષ્યની ઉન્નતિ કરે છે. જ્ઞાન પ્રાપ્ત કરવું, અર્થાત્ પૂર્વોક્ત બાર પ્રકારનું અજ્ઞાન, અને મિથ્યાજ્ઞાન દૂર કરવાને માટે બાર પ્રકારનું જ્ઞાન અને વિજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. આ વ્રત પાલન કરવાથી તેના અજ્ઞાનનો મેલ ધોવાઇ જાય છે અને તે વધારે શુદ્ધ થતો જાય છે. તેથી આ વ્રત જ્યાં સુધી બની શકે ત્યાં સુધી મનુષ્યે કરવું જોઇએ.

બારમા મંત્રમાં આ જ અનુષ્ઠાનનું સ્વરૂપ કહ્યું છે—' હું સવારે, બપોરે અને સાંજે તેનું દોહન કરૂં છું." આ દોહન શું છે ? તેના દોહનપાત્ર કયા કયા છે અને તેને દોહવાવાળા કોણ છે તેનું વર્ણન આ જ સૂકતમાં અમોએ પહેલાં કર્યું છે. આ વ્રત છે પરમાત્માની ઉપાસના દ્વારા જ્ઞાન અને આનંદ તેની પાસેથી પ્રાપ્ત કરવો એજ આ દોહન છે. જે જેટલા પ્રમાણમાં આ દૂધ પીશે તે તેટલા પ્રમાણમાં વધુ પુષ્ટ બનશે. " અવિનાશીતત્વથી આ દોહન થાય છે એમ જે જાણે છે," તેને જ આ વ્રતથી લાભ થઇ શકે છે. આ અંતિમ કથન છે. આ નિઃસંદેહ સત્ય છે. પાઠક આ પ્રકારે આ સૂકતનું મનન કરે અને લાભ ઉઠાવે.

---

# સર્વ-સાક્ષી પ્રભુ

## કાંડ ૪, સૂકત ૧૬

( ऋषिः- ब्रह्मा । देवताः- वरुणः, सत्यानृतान्वीक्षणम् )

बृहन्नेषामधिष्ठाता अन्तिकादिव पश्यति ।
य स्तायन्मन्यते चरन्त्सर्वं देवा इदं विदुः ॥ १ ॥

અર્થ— ( एषां बृहन् अधिष्ठाता अन्तिकात् इव पश्यति ) તેનો મહાન્ અધિષ્ઠાતા તદ્દન નજીકના સમાન જુએ છે. ( यः तायत् ) જે ફેલાય છે અને પાલન કરે છે, ( चरन् ) જે વિચરે છે અને ચાલે છે. ( मन्यते ) જે જાણે છે ( देवाः इदं सर्वं विदुः ) દિવ્યજનો આ બધું જાણે છે. ( ૧ )

ભાવાર્થ— આ સંપૂર્ણ લોકલોકાંતરોનો એક મહા અધિષ્ઠાતા છે જે તે સર્વનું નિરીક્ષણ પ્રત્યેકની સમીપ રહીને સમાન કરે છે, તે સર્વનો વિસ્તાર કરે છે અને રક્ષણ કરે છે, સર્વમાં વિચરે છે અને સર્વને ચલાવે છે તથા સર્વને જાણે છે. તે પ્રભુના આ ગુણ સર્વજ્ઞાની જનો જાણે છે. ( ૧ )

यस्तिष्ठति चरति यश्च वञ्चति यो निलायं चरति यः प्रतङ्कम् ।
द्वौ संनिषद्य यन्मन्त्रयेते राजा तद्वेद वरुणस्तृतीयः ॥ २ ॥
उतेयं भूमिर्वरुणस्य राज्ञ उतासौ द्यौर्बृहती दूरेअन्ता ।
उतो समुद्रौ वरुणस्य कुक्षी उतास्मिन्नल्प उदके निलीनः ॥ ३ ॥
उत यो द्यामतिसर्पात्परस्तान्न स मुच्यातै वरुणस्य राज्ञः ।
दिव स्पशः प्र चरन्तीदमस्य सहस्राक्षा अति पश्यन्ति भूमिम् ॥ ४ ॥
सर्वं तद्राजा वरुणो वि चष्टे यदन्तरा रोदसी यत्परस्तात् ।
संख्याता अस्य निमिषो जनानामक्षानिव श्वघ्नी नि मिनोति तानि ॥ ५ ॥

( यः तिष्ठति, चरति ) જે ઉભો રહે છે અથવા ચાલે છે ( च यः वंचति ) અને જે છેતરાય છે, ( यः निलायं चरति, यः प्रतंकं ) જે ગુપ્ત વ્યવહાર કરે છે અથવા જાહેર વ્યવહાર કરે છે તથા ( द्वौ संनिषद्य यत् मंत्रयेते ) બે માણસો એક સાથે બેસીને જે કાંઈ વિચાર કરે છે. (तत्) તે સર્વને ( तृतीयः राजा वरुणः वेद ) ત્રીજો રાજા વરૂણ જાણે છે. ( ૨ )

( इयं भूमिः ) આ પૃથ્વી, (उत उत असौ बृहती दूरं अन्ता द्यौः) અને ઘણે દૂર અંતર પર દેખાતો તે ધુલોક છે, આ સર્વ ( वरुणस्य राज्ञः ) વરૂણ રાજાનું છે. ( उतो समुद्रौ वरुणस्य कुक्षी ) અને બન્ને સમુદ્રો વરૂણની બન્ને બગલો છે, ( उत अस्मिन् अल्प उदके निलीनः ) તથા તે તેટલા અલ્પ ઉદકમાં પણ લીન થએલો છે. ( ૩ ) ( उत यः परस्तात् यां अतिसर्पात् ) અને ધુલોકની પણ પેલે પાર દૂર સુધી ચાલ્યો જાય છે. ( सः वरुणस्यः राज्ञः न मुच्यातै ) તે વરૂણ રાજાના શાસનથી છૂટી શકતો નથી. ( अस्य दिवः स्पशः इदं प्रचरन्ति ) તે દિવ્ય દેવના દૂત આ જગતમાં સંચાર કરે છે, તે ( सहस्र अक्षाः भूमिं अति पश्यति ) હજારો આંખોથી ભૂમિને વિશેષ રીતે જુએ છે. ( ૪ )

( राजा वरुणः तत् सर्वं विचष्टे ) વરૂણ રાજા તે સર્વને જુએ છે. (यत् रोदसी अन्तरा यत् परस्तात्) જે ધુલોક અને ભૂમિની વચ્ચે છે અને જે તેના પર છે ( जनानां निमिषः अस्य संख्याताः ) મનુષ્યોની આંખની ઉઘાડબીડને પણ ગણી છે ( तानि निमिनोति ) તેમને તે માપે છે ( इव श्वघ्नी अक्षान् ) જેવી રીતે જુગારી પાસાઓને તાકીતાકીને જુએ છે. ( ૫ )

કોઇ મનુષ્ય ઉભો હોય, કોઇ ચાલતો હોય, કોઇ કોઇને છેતરતો હોય, કોઇ ઘરની અંદર છૂપાઇને કાંઇ કરતો હોય અથવા કોઇ ખુલી જગ્યામાં કાર્ય કરતો હોય અથવા બે માણસો એક સ્થાનમાં બેસીને કાંઇ અંદર અંદર ગુપ્ત વિચાર કરતા હોય આ સર્વ વાતોને તે પ્રભુ તે જ વખતે જાણે છે ( ૨ )

આ ભૂમિ તથા મહાન્ ધુલોક તથા તેની વચ્ચેના સર્વ પદાર્થો તે પ્રભુના છે. આ મહાસમુદ્રો તેની બગલમાં છે. તે જેમ મહાસાગરોમાં છે તેવી રીતે પાણીના નાના છાંટાઓમાં પણ છે ( ૩ ) જો કોઇ કુકર્મ કરીને ધુલોકને પણ પેલેપાર દૂર નાસી જાય તો પણ તે આ પ્રભુના શાસનથી છૂટી શકતો નથી. કારણ કે તેના દિવ્ય ગુપ્તચરો આ જગતમાં સંચાર કરે છે અને તેઓ હજારો આંખોથી આ ભૂમિનું નિરીક્ષણ કરે છે. ( ૪ )

જે કાંઇ આ ભૂમિ અને ધુલોકની વચ્ચે છે તેનું નિરીક્ષણ પ્રભુ પોતે કરે છે. એટલે સુધી કે તે મનુષ્યોની આંખોની પાંપણોની ઉઘાડબીડને પણ ગણે છે અર્થાત્ તેને અજ્ઞાત એવું કાંઇ જ નથી. ( ૫ )

ये ते पाशा वरुण सप्तसप्त त्रेधा तिष्ठन्ति विषिता रुशन्तः ।
छिनन्तु सर्वे अनृतं वदन्तं यः सत्यवाद्यति तं सृजन्तु ॥ ६ ॥
शतेन पाशैरभि धेहि वरुणैनं मा ते मोच्यनृतवाङ् नृचक्षः ।
आस्तां जाल्म उदरं श्रंसयित्वा कोश इवाबन्धः परिकृत्यमानः ॥ ७ ॥
यः समाभ्योऽ वरुणो यो व्याम्योऽ यः संदेश्योऽ वरुणो यो विदेश्यः ।
यो दैवो वरुणो यश्च मानुषः ॥ ८ ॥
तैस्त्वा सर्वैरभि ष्यामि पाशैरसावामुष्यायणामुष्याः पुत्रः ।
तानु ते सर्वाननुसंदिशामि ॥ ९ ॥

---

હે ( वरुण ) વરૂણ દેવ ! ( सप्त सप्त त्रेधा विषिताः ) સાત સાત ત્રણ પ્રકારથી બંધાએલ ( ये ते रुशन्तः पाशाः तिष्ठन्ति ) જે તારા વિનાશક પાશ છે તે ( सर्वे अनृतं वदन्तं छिनन्तु ) સર્વ અસત્ય બોલનારાઓને બાંધી દે અથવા છિન્નભિન્ન કરે. ( यः सत्यवादी तं अति सृजन्तु ) જે સત્યવાદી છે તેને છોડી દે. ( ૬ ) હે ( वरुण ) ઇશ્વર ! ( शतेन पाशैः एनं अभिधेहि ) સો સો ફંદાઓમાં તેમને બાંધી દો. હે ( नृ-चक्षः ) મનુષ્યોને જોવાવાળા ! ( जाल्मः उदरं श्रंसयित्वा ) દુષ્ટ-નીચ લોકો પોતાના પેટને નીચે રાખીને ( अबन्धः कोश इव ) ન બંધાએલા એવા કોષના જેવા, ( परिकृत्यमानः आस्तां ) કપાએલા પડી રહે. ( ૭ ) ( वरुणं यः समाभ्यः ) વરૂણ જે સમાનભાવ રાખવાવાળો અને ( यः व्याम्यः ) જે વિષમભાવ રાખવાવાળો છે ( वरुणः यः सं-देश्यः, यः वि-देश्यः ) વરૂણ જે સમાન દેશમા રહેનારો છે અને જે વિશેષ દેશમાં પણ રહેવાવાળો છે ( वरुणः यः देवः यः च मानुषः ) વરૂણ જે દેવોનો સંબંધી અને જે મનુષ્યોનો પણ સંબંધી છે. ( ૮ )

હે ( अमुष्यायण ) અમુક પિતાના પુત્ર ! હે ( अमुष्याः पुत्रः ) અમુક માતાના પુત્ર ( असौ ) તે તું ( त्वा ) તને ( तैः सर्वैः पाशैः अभिष्यामि ) તે સર્વ પાશોથી હું તને બાંધું છું અને ( तान् सर्वान् उ ते अनुसंदिशामि ) તે સર્વને તારે માટે પ્રેરિત કરૂં છું. ( ૯ )

---

જેઓ અસત્ય બોલે છે તેમને પ્રભુ પોતાના હિંસકપાશોથી બાંધી દે છે, અને જે સત્યવાદી હોય છે તેમને મુક્ત કરે છે. (૬) હે પ્રભુ ! તું દુષ્ટોને સેંકડો પાશોથી બાંધી દે છે અસત્યવાદી તારા પાશોથી છૂટી શકતા નથી. જે દુષ્ટ મનુષ્ય પોતાના પેટને માટે બીજાઓને સતાવે છે, તુ તેમના પેટનો નાશ કરીને અંતમાં તેનો પણ નાશ કરે છે. ( ૭ ) સર્વની સાથે સમાનભાવ રાખવાવાળો, સર્વ દેશમાં સમાન રીતે રહેવાવાળો એક દિવ્ય વરણુદેવ અર્થાત્ પરમેશ્વર છે. તેજ પ્રમાણે વિષમભાવ રાખનારો અને નાના નાના સ્થળોમાં રહેનારો એક માનુષ વરણુ અર્થાત્ મનુષ્યોમાં રહેનારો જીવાત્મા પણ છે. ( ૮ )

હે અમુક માતા પિતાના સુપુત્ર ! તું ઉત્તમ રીતે સત્ય વ્યવહાર કર, નહિ તો તે પ્રભુના પાશોથી તું બંધાઇ જઇશ, જેનું વર્ણન અહીં કરવામાં આવ્યું છે. ( ૯ )

# સર્વ-સાક્ષી પ્રભુ

### સર્વાધિષ્ઠાતા પ્રભુ

આ સૂક્તમાં સર્વસાક્ષી, સર્વદ્રષ્ટા, સર્વાધિષ્ઠાતા, પ્રભુનું વર્ણન છે, આ સૂક્ત એટલું સ્પષ્ટ, સુબોધ અને ભાવપૂર્ણ છે કે જેની પ્રશંસા આપણા શબ્દોમાં થવી અસંભવ છે. પહેલા મંત્રમાં કહ્યું છે કે,—" આ જગતના એક મહાન્ અધિષ્ઠાતા છે. તે સર્વ મનુષ્યોના વ્યવહારોને દરેકની પાસે રાખીને એક સમાન જુએ છે. " પ્રત્યેક મનુષ્ય આ કથન સ્મરણમાં રાખે. તે પ્રભુ જે કામ કરે છે તેનું વર્ણન આ સૂક્તના પ્રથમ મંત્રમાં નિમ્ન લિખિત શબ્દોમાં કરેલુ છે.

( १ ) तायत्- ( ताय्-संतानपालनयोः ) તે સર્વને ફેલાવે છે અર્થાત્ વિસ્તાર પામવાનો અથવા પૂર્ણ વૃદ્ધિ પામવાનો અવસર આપે છે, તથા સર્વનું યથાયોગ્ય પાલન કરે છે. કોઇ પણ પ્રકારની ન્યૂનતા થવા દેતો નથી આ સર્વ મનુષ્યો પર તેની મહાન્ દયા છે. ( મં. १ )

( २ ) चरन्- ને સર્વત્ર જાય છે, સર્વ સ્થાનમાં તેની પ્રાપ્તિ છે, સર્વને તે ચલાવે છે, તે સર્વ વ્યાપક છે. ( મં.१ )

( ३ ) मन्यते- ( मन्-ज्ञाने ) તે જાણે છે, તે સર્વજ્ઞ છે. ( મં. १ )

( ४ ) अन्तिकात् इव पश्यति- પાસે રહીને જેમ જુએ તે પ્રમાણે સર્વના વ્યવહાર યથાવત્ જુએ છે. તે સર્વત્ર વ્યાપક હેવાથી તે સર્વનું ઉત્તમ પ્રકારથી નિરીક્ષણ કરે છે. ( મં. १ )

( ५ ) अधिष्ठाता—તે સર્વનો મુખ્ય અધિષ્ઠાતા, શાસક અને પ્રભુ છે. તેનો ઉપરી કોઇ નથી. ( મં. १ )

### તેની સર્વજ્ઞતા

" તે સર્વના વ્યવહાર પાસે રહીને જોનારની માફક જુએ છે." એમ જે પ્રથમ મંત્રમાં કહ્યું છે, તેનું જ સ્પષ્ટીકરણ દ્વિતીય મંત્ર દ્વારા થયું છે. " કોઇ માણસ કોઇ એક સ્થાન પર રહેલો હોય, ચાલતો હોય, દોડતો હોય, છૂપાઇને કાંઇ કરતો હોય અથવા જાહેર સ્થળે વ્યવહાર ચલાવતો હોય, બે માણસો અથવા અધિક મનુષ્યો બિલકુલ એકાન્તમાં કોઇ વિચાર કરતા હોય તો તે સર્વ પ્રભુને યથાવત્ વિદિત થઇ જાય છે. ( મં. २ ) અર્થાત્ તેનાથી છૂપાઇને કોઇ મનુષ્ય કાંઇ પણ કરી શકતો નથી. આ તેની સર્વજ્ઞતાનું ઉત્તમ વર્ણન છે.

ભૂમિ અહીં આપણી નજીક છે અને દ્યુલોક બહુ દૂર છે, છતાં પણ તે સર્વ પર તે પ્રભુનો સમાન અધિકાર છે. આટલા મોટા વિસ્તારવાળા વિશ્વ પર એકલે હાથે જ સ્વામિત્વ ચલાવે છે. તે એટલો મહાન્ છે કે આ સર્વ સમુદ્રો તેની બગલમાં સમાઇ જાય છે. તે એટલો મહાન્ હોવા છતાં પણ તદ્દન નાનામાં નાના પાણીના એક ટીપામાં પણ તે વિરાજમાન છે. પ્રત્યેક સૂક્ષ્મમાં સૂક્ષ્મ અણુરેણુમાં પૂર્ણપણે તે વ્યાપક છે. ( મં. ३ ) આ તૃતીય મંત્રનું કથન છે.

### પ્રબળ શાસક

તેનું શાસન એટલું પ્રબળ છે કે કોઇ મનુષ્ય તેના શાસન અધિકારમાંથી છૂટવાને માટે ગમે ત્યાં નાસી જાય, અથવા દ્યુલોકની પણ પેલેપાર ચાલ્યો જાય તો પણ તે તેનાથી દૂર જઇ શકતો નથી. તે ગમે ત્યાં જાય તો પણ તે તેના શાસનમાં જ રહેવાનો. એ પોતે જ સર્વનું નિરિક્ષણ કરે છે, અને તેના દૂત પણ એટલા પ્રબળ છે કે તેની દૃષ્ટિ બધાની ઉપર એક સરખી જ રહે છે. ( મં. ४ )

જે કાંઇ આ દ્યુલોકની વચમાં છે તે સર્વને તે પ્રભુ જાણે જ છે. તે એટલે સુધી કે તે જુએ છે, માપે છે, અને ગણે છે, કે દરેક માનવીની પાપણોની પલકો કેટલી થઇ છે તે સર્વ જાણે છે. જે આટલી ઝીણવટથી સર્વ કાંઇ જુએ છે, તેને ન સમજાય એવી રીતે કોઇ મનુષ્ય કાંઇ પણ શું કરી શકે છે ? કદી નહિ. ( મં. ५ ) તે માટે સર્વ મનુષ્યોએ એ માનવું જોઇએ કે તે અમારો નિરીક્ષક છે. અતઃ તેને પોતાની સન્મુખ માનીને ઉત્તમ કર્મ કરીને પોતાનો અભ્યુદય અને નિઃશ્રેયસની સિદ્ધિ દરેક મનુષ્યે પ્રાપ્ત કરવી જોઇએ.

### તેના પાશ

જગત, શરીર, કર્મેન્દ્રિય, જ્ઞાનેન્દ્રિય, મન, ચિત્ત, બુદ્ધિ આ સાત ક્ષેત્રોમાં તેના વિવિધ પાશ ફેલાએલા છે. પ્રત્યેક ક્ષેત્રને અનુકૂળ એવા તેના પાશ છે. અને પ્રત્યેક ક્ષેત્રમાં પણ સત્વ,

જ અને તમ આ ત્રણ ભેદો પ્રમાણે પાશ પણ ભિન્ન હોય છે. આ સર્વ પાશ, " અસત્ય ભાષણ કરવાવાળાને બાંધે છે અને સત્યવાદીને મુક્ત કરે છે. " ( મં. ૬ ) સત્યનિષ્ઠાનું આ મહત્વ પાઠક જાણી લે અને જ્યાં સુધી બની શકે ત્યાં સુધી સત્યપાલનમાં દત્તચિત્ત બનીને પોતાના જન્મની સાર્થકતા કરે. સાતમા મંત્રનો આશય પણ એવો જ છે.

આઠમા મંત્રમાં, " દૈવી વરુણ અને માનુષી વરુણ " નું વર્ણન છે. આ વર્ણનથી વેદની વર્ણન શૈલીની જાણ બરાબર જણાઇ આવે છે તેથી તેના વિષયમાં થોડું વિવરણ કરવું જોઇએ.

### બે વરુણ

| દિવ્ય વરુણ | માનુષ વરુણ |
| --- | --- |
| ૧ **સમાભ્યઃ**—સર્વની સાથે સમાનભાવ રાખનારો. | ૧ **વ્યાભ્યઃ**– વિષમ ભાવથી જોનાર. |
| ૨ **સંદેશ્યઃ**—સમાન દેશમાં રહેનારો અર્થાત્ સર્વ સ્થળોમાં સમાન રીતે રહેનારો. | ૨ **વિદેશ્યઃ**— જે સ્થાન વિશેષમાં રહેનારો છે. |
| ૩ **દૈવઃ**—જે દેવ સંબંધે છે | ૩ **માનુષઃ** —જે મનુષ્યોના સંબંધમાં છે |
| ૪ **વરુણઃ**– જે શ્રેષ્ઠ ઇશ્વર છે. | ૪ **વરુણઃ**–જે શ્રેષ્ઠ જીવાત્મા છે. |

પરમેશ્વર સર્વની સાથે સમાન વ્યવહાર કરનારો, સર્વ સ્થળોમાં સમાન રીતે વ્યાપક બનનારો દેવ છે. અને જીવાત્મા દરેકની સાથે વિષમવૃત્તિથી વ્યવહાર કરનારો તથા નાના નાના સ્થળોમાં રહેનારો છે. બન્ને પોતપોતાની કક્ષામાં વરુણ જ છે, પરંતુ એકની વ્યાપકતા વિશાળ છે, જ્યારે બીજાની અલ્પ છે. એક જ શબ્દથી જીવાત્મા અને પરમાત્માનું વર્ણન કેવી રીતે થઇ શકે છે એ વાત પાઠક અહીં બરાબર સમજે. આ વેદની વર્ણન શૈલી છે.

અન્તિમ મંત્રમાં મનુષ્યમાત્રને સંદેશ આપ્યો છે કે, આ પ્રભુના ઉપાસક બનો, તેના આદેશમાં રહો, અને સત્યપાલન દ્વારા તેને અનુકૂલ બનીને ચાલો. જે લોકો એ પ્રમાણે નહિ વર્તે તેમને પાશથી બાંધવામાં આવશે. જેઓ સત્યનું પાલન કરશે તેઓ મુક્ત થઇ જશે.

---

# ભુવનોમાં જ્યેષ્ઠદેવ

## કાંડ ૫, સૂક્ત ૨

( ऋषिः– बृहद्दिवो अथर्वा । देवताः– वरुणः )

तदिदास भुवनेषु ज्येष्ठं यतो जज्ञ उग्रस्त्वेषनृम्णः ।
सद्यो जज्ञानो नि रिणाति शत्रूननु यदेनं मदन्ति विश्व ऊमाः ॥ १ ॥
वावृधानः शवसा भूर्योजाः शत्रुर्दासाय भियसं दधाति ।
अव्यनच्च व्यनच्च सस्नि सं ते नवन्त प्रभृता मदेषु ॥ २ ॥

**અર્થ**— ( **तत् इत् भुवनेषु ज्येष्ठं आस** ) તે નિશ્ચયથી ભુવનોમાં શ્રેષ્ઠ બ્રહ્મ હતો. ( **यतः उग्रः त्वेषनृम्णः जज्ञे** ) જ્યાંથી ઉગ્ર તેજોબળથી યુક્ત સૂર્ય ઉત્પન્ન થયો. આ ( **सद्यः जज्ञानः शत्रून् नि रिणाति** ) તત્કાળ પ્રગટ થતાંની સાથે જ શત્રુઓનો નાશ કરે છે. ( **यत एनं विश्व ऊमाः अनुमदन्ति** ) તેથી તેને પ્રાપ્ત કરીને સર્વ સંરક્ષક હર્ષિત બને છે. ( ૧ )

( **शवसा वावृधानः भूरी-ओजाः शत्रुः** ) બળથી વધનારો મહાબળવાન શત્રુ ( **दासाय भियसं दधाति** ) દાસને જ ભય આપે છે. અહીં ( **अव्यनत् च व्यनत् च सस्नि** ) પ્રાણરહિત અને પ્રાણયુક્ત બન્ને

---

**ભાવાર્થ**— સંપૂર્ણ ભુવનોમાં તે શ્રેષ્ઠ તત્વ છે કે જ્યાંથી સૂર્ય જેવા તેજસ્વી ગોળા નિર્માણ થાય છે. તે પ્રગટ થતાની સાથે જ અંધારું દૂર થાય છે. તેથી તેને જોઇને જ સંરક્ષક લોક નિર્ભય થવાથી હર્ષિત થાય છે. ( ૧ )

त्वे क्रतुमपि पृञ्चन्ति भूरि द्विर्यदेते त्रिर्भवन्त्यूमाः
स्वादोः स्वादीयः स्वादुना सृजा समदः सु मधु मधुनाभि योधीः ॥ ३ ॥
यदि चिन्नु त्वा धना जयन्तं रणेरणे अनुमदन्ति विप्राः ।
ओजीयः शुष्मिन्त्स्थिरमा तनुष्व मा त्वा दभन्दुरेवासः कशोकाः ॥ ४ ॥
त्वया वयं शाशद्महे रणेषु प्रपश्यन्तो युधेन्यानि भूरि ।
चोदयामि त आयुधा वचोभिः सं ते शिशामि ब्रह्मणा वयांसि ॥ ५ ॥
नि तद्दधिषेऽवरे परे च यस्मिन्नाविथावसा दुरोणे ।
आ स्थापयत मातरं जिगत्नुमत इन्वत कर्वराणि भूरि ॥ ६ ॥

સાથે સાથે જ રહે છે, અને ( ते प्रभृता मद्देषु सं नवन्त ) તેઓ પોષિત બનીને આનંદમાં સ્તુતિ કરતા રહે છે. ( ૨ )

( यत् एते ऊमाः ) જ્યારે આ રક્ષકો ( त्वे अपि क्रतुं भूरि पृञ्चन्ति ) તારામાં જ પોતાની બુદ્ધિ અનેક પ્રકારે જોડે છે, ત્યારે ( द्विः त्रिः भवन्ति ) બમણા ત્રણગણા થાય છે ( स्वादोः स्वादीयः स्वादुना सं सृज ) સ્વાદિષ્ટ કરતાં પણ વધારે મધુર રસને ત્રણપણાની સાથે મેળવીને, અને ( अदः सुमधु मधुना समभि योधीः ) તે મધુર રસમાં મધુરતાની સાથે પ્રાપ્ત થાઓ. ( ૩ )

હે ( शुष्मिन् ) બળવાન ! ( चित् नु ) નિશ્ચયથી ( रणे रणे धना जयन्तं त्वा ) પ્રત્યેક યુદ્ધમાં ધનને જીતીને તેઓ તને પ્રાપ્ત થઇને ( यदि विप्राः अनुमदन्ति ) જો જ્ઞાની લોકો આનંદિત થશે તો તેમને માટે ( स्थिरं ओजीयः आतनुष्व ) સ્થિર એવું બળ પ્રસરાવ. ( दुरेवासः कशोकाः त्वा मा दभन् ) દુરાચારી અને શોક કરવાવાળા તને ન દબાવે. ( ૪ )

( भूरि युधेन्यानि प्रपश्यन्तः ) ઘણાં યુદ્ધોમાં પ્રાપ્ત થએલું ધન જોઇને ( वयं रणेषु त्वया शाशद्महे ) અમે સર્વ યુદ્ધોમાં તારી સાથે રહીને શત્રુઓનો નાશ કરીશું. ( ते आयुधा वचोभिः चोदयामि ) તારાં શસ્ત્રોને વચનો દ્વારા ચલાવું છું. અને ( ते वयांसि ब्रह्मणा सं शिशामि ) તારી ગતિઓને જ્ઞાનથી હું તીક્ષ્ણ બનાવું છું. ( ૫ )

( अवरे परे च ) નાના તથા મોટા બન્નેને ( यस्मिन् दुरोणे ) જે ઘરમાં ( नि दधिषे ) ધારણ કરે છે

---

મહાબળવાન શત્રુ દાસ-વૃત્તિવાળા લોકોના અંતઃકરણમાં પણ ભય ઉત્પન્ન કરે છે. ( વીર-વૃત્તિના લોકો શત્રુઓથી કદી ડરતા નથી. ) આ જગતમાં પ્રાણરહિત અને પ્રાણસહિત આ બન્ને એકબીજાને આશ્રયે રહે છે, અને તે પરસ્પરની સહાયતાથી પરિપુષ્ટ બનીને આનંદિત બને છે. ( અર્થાત્ વિભક્ત રહેવાથી તેઓ ક્ષીણ બને છે. ) ( ૨ )

સર્વ રક્ષકો જ્યારે પરમાત્મામાં પોતાની બુદ્ધિનો સંયોગ કરે છે ત્યારે બમણું અને ત્રણગણું બળ પ્રાપ્ત કરે છે. તેઓ પોતે મધુર રસથી પણ અધિક બનીને તેમાં અધિક માધુર્ય ઉત્પન્ન કરે છે. ( ૩ )

પ્રત્યેક યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરીને ધન કમાનારા વીરોને જ્ઞાની લોકો અનુમોદન આપે, અને આ બન્ને મળીને સ્થિર બળ પ્રસરાવે. દુષ્ટ દુરાચારી લોકો સજ્જનોને કદી પણ દબાવી ન શકે. ( ૪ )

યુદ્ધમાં પ્રાપ્ત થનારા ધનને જોઇને અમે સર્વ તારા જેવા ઉત્તમ વીરની સાથે રહીને શત્રુઓનો નાશ કરીશું. તારાં શસ્ત્રોને અમારા વાક્તૃત્વથી અમે ઉત્તેજીત કરીએ છીએ અને ચલાવીએ છીએ અને તારી હાલચાલને જ્ઞાનથી અમે સતેજ બનાવીએ છીએ. ( ૫ )

स्तुष्व वर्ष्मन्पुरुवर्त्मानं समृभ्वाणमिनतममाप्तमाप्त्यानाम् ।
आ दर्शति शवसा भूर्योजाः प्र सक्षति प्रतिमानं पृथिव्याः ॥ ७ ॥
इमा ब्रह्म बृहद्दिवः कृणवदिन्द्राय शूषमग्रियः स्वर्षाः ।
महो गोत्रस्य क्षयति स्वराजा तुरश्चिद्विश्वमर्णवत्तपस्वान् ॥ ८ ॥
एवा महान्बृहद्दिवो अथर्वावोचत्स्वां तन्वमिन्द्रमेव ।
स्वसारौ मातरिभ्वरी अरिप्रे हिन्वन्ति चैने शवसा वर्धयन्ति च ॥ ९ ॥

---

અને ત્યાં ( जिगत्नुं मातरं आ स्थापयत ) પ્રગતિશીલ માતાને સ્થાપિત કરીને ( अतः भूरि कर्वराणि इन्वत ) તેનાથી ઘણાં કર્મોને પાર કરો. ( ૬ )

હે ( वर्ष्मन् ) બળવાન્! ( पुरुवर्मानं ऋभ्वाणं ) ઘણા માર્ગોવાળો અને ઘણો તેજસ્વી ( इनतमं आप्त्यानां आप्तं ) શ્રેષ્ઠ અને સંબંધીમાંના સંબંધીનીજ (सं-स्तुष्व) સ્તુતિ કર! ( भूरि-ओजाः शवसा आदर्शति ) મહાબળવાન્ બળથી આદર્શ બને છે અને ( पृथिव्याः प्रतिमानं प्र सक्षति ) ભૂમિની સમાનતાને પ્રાપ્ત કરે છે. ( ૭ )

( अग्रियः स्वः-सा. बृहद्दिव ) પ્રથમથી જ આત્માના પ્રકાશથી યુક્ત બૃહદ્દિવ અર્થાત્ મહાન્ તેજસ્વી ઋષિએ ( शूषं इमा ब्रह्म ) બળયુક્ત આ સ્તોત્ર ( इन्द्राय कृणवत् ) પ્રભુને માટે કર્યું. તે ( महः गोत्रस्य स्वराजा क्षयति ) મહાન્ ગોરક્ષક રાષ્ટ્રનો સ્વાધીન રાજા બનીને રહે છે. ( तुरः तपस्वान् चित् विश्वं अर्णवत् ) વેગવાળો તપસ્વી શંકા વગર વિશ્વમાં ભ્રમણ કરે છે. ( ૮ )

( महान् बृहद्दिवा अथर्वा ) મોટા મહા તેજસ્વી યોગી અથર્વાએ ( स्वां तन्वं ) પોતાના શરીરને ( इन्द्रं एव अवोचत् ) ઇન્દ્ર જ ઘોષિત કર્યું, શરીરમાં ઇન્દ્ર રહે છે એવું ઘોષિત કર્યું ( मातरि-श्वरी स्वसारौ ) માતૃભૂમિમાં ભરણ-પોષણ કરનારી બે બહેનો, બે શક્તિઓ ( च अ-रिप्रे एने ) જેઓ નિર્દોષ છે તે બન્નેને ( शवसा हिन्वन्ति ) બળથી પ્રેરિત કરે છે ( वर्धयन्ति च ) અને વધારે પણ છે. ( ૯ )

---

(નાના હોય યા મોટા સર્વ એક ઘરમાં સમાનતાથી રહેશે ત્યારે સંપનું બળ વધીને તેમની રક્ષા થશે.) સર્વ લોકો પોતાના મનમાં પોતાની વિજયી માતૃભૂમિને સ્થાપિત કરે જેથી તે ઘણાં કર્મો કરી શકશે. ( ૬ )

અનેક માર્ગોથી ઉન્નતિ કરનારા તેજસ્વી, શ્રેષ્ઠ અને આપ્તપુરુષોની સ્તુતિ કરો, તેઓ મહાબળવાન્ પોતાના બળથી આદર્શરૂપ બનાવે છે, અને જે પ્રકારે ભૂમિ સર્વને આધાર આપે છે તે પ્રમાણે બધાને આધાર આપે છે. ( ૭ )

આત્માના પ્રકાશથી યુક્ત તેજસ્વી જ્ઞાનીલોક પ્રભુની બહુ સ્તુતિ કરે છે, અર્થાત્ તેનાં ગુણોનું વર્ણન કરે છે. તેઓ રાષ્ટ્રના સ્વાધીન રાજા બનીને પરાક્રમશીલ અને તેજસ્વી હોઇને સંપૂર્ણ વિશ્વમાં પોતાના પ્રભાવને વધારે છે. ( ૮ )

ખૂબ તેજસ્વી યોગી જ્ઞાનીજનો પોતાના શરીરમાં રહેનારા આત્માનું સ્તોત્ર કરે છે માતૃભૂમિમાં રહેનારી બંને બહેનો ( અર્થાત્ માતૃભાષા અને માતૃસભ્યતા ) માતૃભૂમિનું ભરણ-પોષણ કરતી કરતી નિર્દોષ બનીને પોતાના બળથી સર્વને પ્રેરિત કરીને આગળ વધારે છે. ( ૯ )

# ભુવનોમાં જ્યેષ્ઠદેવ

### સૂક્તની વિશેષતા

આ સૂક્ત જો કે મુખ્યતઃ સર્વશ્રેષ્ઠ પરમાત્માનું વર્ણન કરે છે અને તેની પ્રાપ્તિનો ઉપાય બતાવે છે તથાપિ શ્લેષાલંકારથી રાજ્યશાસન વિષયક અને અન્યાન્ય અભ્યુદય વિષયક મહત્વપૂર્ણ વાતોનો પણ સાથે સાથે ઉપદેશ આપી રહ્યું છે. આ કારણથી આ સૂક્ત જે પ્રમાણે સંસારીજનોને લાભકારી છે તે જ પ્રકારે પરમાર્થને માટે પ્રયત્ન કરનારાઓ માટે પણ તે બોધકારક છે. તેમાં પ્રાયઃ પ્રત્યેક મંત્રમાં શ્લેષાર્થ હોવાથી આ સૂક્ત પણ પૂર્વ સૂક્તની માફક અત્યંત ક્લિષ્ટ અને દુર્બોધ થએલ છે. તો પણ તેનું મનન કરવાથી જે વિચારો મનમાં આવી ગયા છે તે અહિયાં પ્રસ્તુત કર્યા છે—

### જ્યેષ્ઠનું લક્ષણ

પ્રથમ મંત્રમાં જ્યેષ્ઠનાં ત્રણ લક્ષણો કહેલાં છે. તે લક્ષણો પહેલાં જોઇએ—

( ૧ ) **यतः उग्रः त्वेष-नृम्णः जज्ञे ।**— જ્યાંથી ઉગ્ર તેજ ઉત્પન્ન થાય છે અને જેનાથી તેજસ્વિતા વધે છે. ( મં. ૧ )

( ૨ ) **सद्यः जज्ञानः शत्रून् निरिणाति ।**— ઉત્પન્ન થતાની સાથે જ શત્રુઓને દૂર કરે છે. કાર્યની શરૂઆત કરતાની સાથેજ વૈરિઓને પરાજીત કરે છે. ( મં. ૧ )

( ૩ ) **विश्वे ऊमाः यं अनुमदन्ति ।**– સર્વ સંરક્ષકો જેને અનુકુળ રહીને આનંદિત બને છે. જેની સાથે આનંદથી રહેતાં રહેતાં સર્વ સંરક્ષક પોતાની રક્ષાનું કાર્ય ઉત્તમ પ્રકારે કરે છે. ( મં. ૧ )

( ૪ ) **तत् भुवनेषु ज्येष्ठं आस ।**—તેઓ નિઃસંદેહ ભુવનોમાં શ્રેષ્ઠ છે. જેનામાં પૂર્વોક્ત ત્રણ લક્ષણ સંગત હોય છે. તે સર્વમાં શ્રેષ્ઠ છે એમ કહેવું જોઇએ.

સર્વથી પ્રથમ પરમેશ્વરને, " જ્યેષ્ઠ, અને શ્રેષ્ઠ," કહ્યો છે કારણ કે ( ૧ ) તેનાથી સૂર્યના જેવા તેજોગોળ ઉત્પન્ન થાય છે અને પ્રકાશે છે. ( ૨ ) તે જ્યાં પ્રગટ થાય છે ત્યાં શત્રુતા નષ્ટ થાય છે. અને ( ૩ ) સર્વ તેને માન આપે છે. અર્થાત્ જ્યેષ્ઠત્વનાં ત્રણે લક્ષણો તેનામાં સાર્થ થાય છે. તેટલા માટેજ કહે છે કે પરમેશ્વર સર્વ ભુવનોમાં જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ છે. અન્ય કોઇ તેની સમાનતામાં શ્રેષ્ઠ છે નહિ. તેનું તાત્પર્ય એ છે કે તેજસ્વિતા, શત્રુ દૂરકરણની શક્તિ અને રક્ષક વીરોની અનુકૂળતા જેની પાસે હોય છે તેને જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ કહેવું યોગ્ય છે. રાષ્ટ્રમાં પણ જે શ્રેષ્ઠ પુરૂષો કહેવાય છે, " તેઓ તેજસ્વી હોય છે. તેમની યોજનાઓથી બીજા મનુષ્યો પણ તેજસ્વી કાર્ય કરવાનો સમર્થ બને છે, તેઓ ધાર્મિક, સામાજિક, ઔદ્યોગિક અથવા રાજકીય શત્રુઓને દૂર કરે છે, અને તેમની સાથે રાષ્ટ્રના બીજા વીરોની અનુકૂળ સંમતિ હોય છે. " જે પુરૂષોમાં આ ત્રણ લક્ષણ હોય છે તેઓ જ સર્વથી શ્રેષ્ઠ અને સર્વના નેતા મનાય છે.

પ્રથમ લક્ષણમાં " **त्वेष+नृम्ण** " શબ્દ છે. વસ્તુતઃ આ શબ્દ " **त्वेष+नृ+मनः** " છે અર્થાત્ તેનો અર્થ " તેજસ્વી મનુષ્યનું મન, અથવા મનુષ્યનુ તેજસ્વી મન છે. " જેનામાં એવું તેજસ્વી મન હોય છે તે જ જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ હોય છે. તે મન પણ " **उग्रः** " અર્થાત્ વીરતાયુક્ત હોવું જોઇએ, શૌર્ય, વીર્ય, ધૈર્ય આદિ ગુણોથી યુક્ત મન હોવું જોઇએ. મનુષ્યનું મન તેજસ્વી અને વીરભાવનાથી યુક્ત હોવાથી જ તે પોતાના શત્રુઓને દૂર હઠાવી શકે છે અને લોકમતની અનુકૂળતા પણ તેને મળી શકે છે. વ્યક્તિમાં પણ શ્રેષ્ઠત્વને માટે આ ત્રણે ગુણોની આવશ્યકતા છે. જે આત્માથી આવું મનનું બળ પ્રગટ થાય છે તેજ શ્રેષ્ઠ આત્મા છે. આ પ્રમાણે પ્રથમ મંત્રનો વ્યાપક ભાવ છે.

## દાસની ગભરામણ

### દાસનાં લક્ષણ

દ્વિતીય મંત્રમાં " દાસ '' ના લક્ષણ કહ્યાં છે. પહેલાં મંત્રમાં વીર પુરૂષનાં ત્રણ લક્ષણ કહ્યાં છે. આ બીજા મંત્રમાં દાસનું એકજ લક્ષણ કહ્યું છે તે લક્ષણ " બીરૂતા " છે—

( ૫ ) **शत्रुः दासाय भियसं दधाति ।**— શત્રુથી દાસને માટે ભય ઉત્પન્ન થાય છે, શત્રુને જોઇને દાસને ગભરામણ થાય છે. શત્રુ માત્ર દાસવૃત્તિના મનુષ્યને જ ગભરાવી શકે છે. વીરવૃત્તિનો મનુષ્ય શત્રુથી ડરતો નથી. ભીતિનો

સંબંધ દાસભાવના સાથે છે. અહીં "શત્રુઓથી ગભરાતું" એ એક દાસનું લક્ષણ કહ્યું છે. લોકો દાસ એટલા માટે બને છે કે તેઓ શત્રુઓથી ગભરાઇ જાય છે. આ લક્ષણોની સાથે પ્રથમ મંત્રમાં કહેલાં વીરોનાં લક્ષણોથી અનુમાન થનારા વિરોધી દાસભાવનાં ત્રણ લક્ષણ જાણી શકાય છે—"(૧) તેનું હીન જીવન, (૨) પોતાની નાદાનીથી શત્રુનું બળ વધારવું અને (૩) આત્મરક્ષા જેઓ કરી શકતા નથી તેમની અનુકૂળતા." આ ત્રણ લક્ષણો જો ઉમેરવામાં આવે તો દાસનાં ચાર લક્ષણ ગણાય. તેજહીન મન્દજીવન, પોતાની નાદાનીથી શત્રુનું બળ વધારવું, આત્મરક્ષા ન કરવી અને શત્રુઓથી ડરવું આ ચાર લક્ષણ દાસનાં છે. આ લક્ષણો જ્યાં વસેલાં છે ત્યાં જ દાસ વસે છે એમ સમજવું જોઇએ. અથવા આ લક્ષણો જે રાષ્ટ્રમાં હશે તે રાષ્ટ્રમાં દાસ વસતા હશે. આ લક્ષણોથી પાઠકને સમજાઇ જશે કે દાસ કોણ છે અને આર્ય કોણ છે? શ્રેષ્ઠ કોણ છે અને કનિષ્ઠ કોણ છે. પહેલા મન્ત્રે આર્ય અથવા શ્રેષ્ઠનાં ત્રણ લક્ષણો બતાવ્યાં અને આ બીજા મંત્રમાં દાસનાં લક્ષણ બતાવ્યાં છે. પાઠક તેનો વિચાર કરીને આત્મપરીક્ષા કરે, અને પોતાનામાં કદાચિત દાસનાં કોઇ લક્ષણ દેખાઇ આવે તો તેને દૂર કરીને પોતાનામાં જ્યેષ્ઠ-શ્રેષ્ઠ આર્યત્વનાં લક્ષણ વધારે.

### વિરોધીઓનું સહકાર્ય

આ જગતમાં વિરોધીઓના ઝગડાઓનો વૃતાન્ત ઘણાં સ્થળોએથી સાંભળવામાં આવે છે. વિરોધીઓના ઝગડામાં સામેલ થનારા બન્ને પક્ષ પ્રતિપક્ષીઓની શક્તિ ક્ષીણ થાય છે. આ જાતના નાશથી બચવાનો ઉપાય આ બીજા મંત્રના ઉત્તરાર્ધમાં કહેલો છે, તે ઉપાય છે વિરૂદ્ધ ધર્મિઓ સાથે સહકાર્ય કરવું. જુઓ—

'(૬) **અઠ્યનત્ ચ ચ્યનત્ ચ સસ્નિ, તે પ્રમુતા મંદ્દેશુ સં નવન્ત** ।- જડ અને ચેતન આ વિરૂદ્ધ ધર્મવાળા બન્ને પરસ્પર હળીમળીને રહે છે, આથી તેઓ પુષ્ટ બનીને આનંદમાં રહે છે. (મં. ૨)

આપણા શરીરમાં જ જુઓને શરીર જડ છે જ્યારે આત્મા ચેતન છે, આ બન્નેના ગુણધર્મ પરસ્પર ભિન્ન છે, આ બંનેના ધર્મ પરસ્પર ભિન્ન હોવા છતાં તેઓ એકજ સ્થાનમાં એવા હળીમળીને રહે છે કે તેમને કોઇ ભિન્ન કહી શકતું નથી. આ પ્રમાણે આ વિભિન્ન ધર્મિઓની એકતા થવાથી આ બને પરસ્પરની શક્તિથી પરિપુષ્ટ બને છે અને બંનેની વૃદ્ધિ થાય છે. સ્થૂળથી સૂક્ષ્મની વૃદ્ધિ અને સૂક્ષ્મમાંથી સ્થૂળની પુષ્ટિ થાય છે. જડની સહાયતા ચેતનને માટે અને ચેતનની સહાયતા જડને માટે હોય છે. પરસ્પર વિરૂદ્ધ ધર્મવાળા આ બન્ને એક બીજાની સાથે રહેવાથી વિલક્ષણ કાર્ય કરવાને સમર્થ બન્યા છે, જો આ બંને જણા સાથે રહે નહિ તો આ જગતના ચમત્કાર જોવા મળે નહિ. આ સર્વ ચમત્કારો કેવળ આ વિરૂદ્ધશક્તિઓ એક સ્થળે સાથે રહીને કાર્ય કરે છે એટલે જ થઇ શકે છે. પૂર્વના સૂક્તમાં "બે વિરોધીચક્રો એક સ્થળ પર કાર્ય કરવા માંડે તો તે બન્નેની શક્તિ વધી જાય છે." (મં. ૧૫) એવું કહ્યું છે. એ કથનની સાથે આ ઉપદેશની તુલના પાઠક કરી લે—

જડ-ચેતને સાથે સાથે કાર્ય કરવાનો આ ઉપદેશ અહીં એ હેતુથી આપ્યો છે કે સામાન્ય જનતામાં કેટલાક લોક જડ બુદ્ધિના હોય છે, જ્યારે કેટલાક તીવ્ર બુદ્ધિના હોય છે. આ બન્ને એક બીજા સાથે લડે નહિ, તે ઉપરાંત બળવાન અને નિર્બળ, જ્ઞાની અને અજ્ઞાની, પૈસાદાર અને ગરીબ, મુડીવાળા અને મજુર એમ વિરૂદ્ધધર્મના લોકો રહે છે. પ્રાયઃ એ લોકોના ઝગડા થવા જ કરે છે, અને આ ઝગડાઓથી આપસઆપસની શક્તિ નષ્ટ થાય છે, તેથી તેમને માટે એ જ ઉચિત છે કે જડ-ચેતન, પ્રકૃતિ-પુરૂષની જેમ પરસ્પર હળીમળીને રહે અને પરસ્પરની સહાયતાથી બન્નેની શક્તિ વધારે. આ ઉપદેશ બહુજ કિંમતી છે અને જે તેનું મનન કરશે તેમને ઉન્નતિનો માર્ગ અવશ્ય દેખાઇ આવશે જ્ઞાની અને અજ્ઞાની એક બીજા સાથે મળે, અજ્ઞાનીઓને જ્ઞાનીઓ જ્ઞાનદાન કરે અને અજ્ઞાની જ્ઞાનીઓને પોતાના બળની સહાયતા આપે. આ જ પ્રમાણે સ્ત્રી અને પુરૂષ વિષમધર્મી હોવા છતાં ગૃહસ્થધર્મથી એક બીજામાં વિલીન થાય આથી સ્ત્રીને પુરૂષની અને પુરૂષને સ્ત્રીની સહાયતા મળશે અને બંનેની શક્તિઓથી બન્નેની ઉન્નતિ થશે આ પ્રમાણે પરસ્પર વિરૂદ્ધધર્મીઓનો મેળ થવાથી બન્નેની ઘણી ઉન્નતિ થાય છે. ઉન્નતિનો આ મહાસિદ્ધાંત આ દ્વિતીય મંત્રમાં કહ્યો છે, તેથી આ દ્વિતીય મંત્રનું મહત્વ ઘણું જ અધિક છે.

રાજનૈતિક ક્ષેત્રમાં જ્યાં વિવિધ જાતિઓનો આપસઆપસમાં સંઘર્ષ થાય છે ત્યાં આવા પ્રકારના મેળ મિલાપનું તત્વ જો કામમાં લાવવામાં આવે તો ઘણો મોટો

લાભ થવાનો સંભવ છે. આ તત્વ પર જ્યારે ભિન્ન ભિન્ન જાતિઓ એકબીજા સાથે મળશે ત્યારે બધાનું મળીને એક મહાન્ રાષ્ટ્ર થશે અને તેની શક્તિ વિલક્ષણ કાર્યો કરવામાં સમર્થ થશે. બ્રાહ્મણ જ્ઞાનથી, ક્ષત્રિય બળથી, વૈશ્ય ધનથી અને શુદ્ર પોતાની કારીગરીથી પોતાના રાષ્ટ્રની પૂજા કરે. આ પરસ્પર વિરૂદ્ધધર્મવાળા લોકો એક બીજા સાથે હળીમળીને રહે અને પોતાની શક્તિ વધારે. આ પ્રકારની એકતા હંમેશા લાભદાયક જ થઇ શકે છે. મનુષ્યના વ્યવહારમાં વિરોધના અનેક પ્રસંગો આવે છે. એ સમયે જો આ નિયમ સ્મરણમાં હશે તો જનતાનુ બહુ મોટું કલ્યાણ થઇ શકે છે.

## શક્તિની વૃદ્ધિ

(૭) **ऊमा· त्वे क्रतुं पृञ्चन्ति, द्विः त्रिः भवन्ति ।**– સંરક્ષક વીરો તારામાં પોતાની બુદ્ધિનો યોગ કરે છે. જેથી તેઓ બમણા અને ત્રણમણા બળવાન્ થઇ જાય છે. જે લોકો પોતાના અંતઃકરણને ઇશ્વરમાં એકલય બનાવે છે, ચિત્તની એકાગ્રતા કરીને પરમેશ્વરનું ધ્યાન કરે છે તેમનાં બળ વધે છે. અહીં "क्रतु" શબ્દનો અર્થ "પ્રજ્ઞાશક્તિ અને કર્મશક્તિ" છે. અર્થાત્ જે લોકો પોતાની બુદ્ધિ અને કર્તૃત્વશક્તિને પણ ઇશ્વરાર્પણ બુદ્ધિથી એક જ સત્કર્મમાં લગાવે છે તેમની શક્તિ વધે છે. અહીં બુદ્ધિ અને કર્મશક્તિને એક કેન્દ્રમાં કેન્દ્રિત કરવાનું મહત્વ દર્શાવ્યું છે. કોઇ પણ વ્યવહારના એક જ કેન્દ્રમાં મન, બુદ્ધિ, ચિત્ત ઇત્યાદિ પોતાની સર્વ શક્તિઓ એકાગ્ર કરવાથી શક્તિની વૃદ્ધિ થાય છે અથવા પોતાની શક્તિથી અધિકથી અધિક કાર્ય થવાની શક્યતા વધે છે. આપણા અંતઃકરણને અનેક કાર્યોમાં વ્યગ્ર રાખવાથી આપણી શક્તિ ક્ષીણ થાય છે, પરંતુ અનેક વ્યવસાયોની જંજાળને એક બાજુ કરી કોઇ પણ એક જ કાર્યમાં મનને લગાડવામાં આવે તો એકાગ્રતાથી આપણું બળ વધવાને લીધે આપણું કાર્ય સહજમાં સિદ્ધ થઇ જાય છે. "ऊव" નો અર્થ છે સ્વસંરક્ષણ કરવાવાળા લોકો. જે પોતાની તથા જનતાની રક્ષાનું કાર્ય કરે છે તેઓને માટે પોતાનું ચિત્ત એવું એકાગ્ર બનાવવું અત્યંત આવશ્યક છે. જો તેમનું ચિત્ત અનેક ચિંતાઓથી વ્યસ્ત રહે તો તેમનાથી રક્ષણનું કાર્ય પણ થઇ શકશે નહિ. અર્થાત્ ચિત્તને એકાગ્ર કરવાથી શક્તિ બમણી અથવા ત્રણગણી થઇ શકે છે, અને ચિત્તની વ્યગ્રતા વધારવાથી શક્તિ ક્ષીણ થાય છે. આ જ નિયમથી યોગમાર્ગની ઉત્પત્તિ થઇ છે, ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવો એનું જ નામ યોગ છે. ચિત્તવૃત્તિઓનો નિરોધ એટલે ચિત્તવૃત્તિઓને અનેક સ્થળોથી હટાવી લઇ એક જ સ્થળમાં સ્થિર કરવી તે છે. આપણા મનની શક્તિઓ વધારવાને માટે જ આ યોગ-સાધન છે. ઉદાહરણાર્થ જોઇએ કે, કોઇ એક માણસ પાસે એક રૂપિયાની શક્તિ છે. જો તે એક કાર્યમાં એક પાઇની શક્તિ ખર્ચે તો ૧૯૨ કામોને એક એક પાઇની શક્તિ મળે અને આટલી ઓછી શક્તિને લીધે કોઇ પણ કાર્ય સિદ્ધ થાય નહિ, પરંતુ તે જો કોઇ એક કામમાં આખા રૂપિયાની શક્તિ લગાડે તો તેથી તેને તે કાર્યમાં અધિક સિદ્ધિ મળી શકે છે. એકાગ્રતાથી શક્તિ આ પ્રકારે વધતી જાય છે. પોતાની થોડી થોડી શક્તિ અનેક કાર્યોમાં ખર્ચ કરવા કરતાં પોતાની સર્વ શક્તિ એક જ કાર્યમાં ખર્ચ કરવી, ઉપર બતાવેલા ઉદાહરણ પ્રમાણે તે બહુ જ લાભકર્તા થઇ પડે છે. આ વર્ણનથી પાઠકના ધ્યાનમાં આ વાત આવી ચૂકી હશે કે શક્તિ વધારવી એનો અર્થ શક્તિને બમણી ત્રણગણી કરવાની નથી પરંતુ તેટલીજ શક્તિથી અધિકમાં અધિક કાર્ય કરી શકવું એ છે. એકાગ્રતાથી કાર્યક્ષમતા વધી જાય છે. એજ નિયમ અહીં કહ્યો છે.

## માધુર્ય

(૮) **स्वादोः स्वादीयः स्वादुना सं सृज। सुमधु मधुना समभि योधीः ।**– મધુરતાથી મધુર બનીને તેમાં વધુ મિઠાશ લાવો. ઉત્તમ મિઠાશ વધારે મિઠાશથી સંયુક્ત કર, આ રૂપક છે. પ્રકૃતિના સ્વાદુરસની સાથે જીવાત્માનો સ્વાદુરસ મળેલો છે. આ મેળાપથી માનવદેહરૂપી સ્વાદુ મીઠો રસ બન્યો છે. તેમાં જો અધિક મધુર પરમાત્માનો અમૃતરસ મેળવવામાં આવે તો સર્વથી ઉત્તમ મધુરતા થઇ જાય. આ માધુર્ય સંતો અને મહંતોમાં દેખાઇ આવે છે. ઉત્તમ મધુ પરમાત્મા છે. તેને જીવાત્માના માધુર્યમાં મેળવવો જોઇએ. આ આધ્યાત્મોન્નતિનુ અનુષ્ઠાન આ મંત્રમાં કહેલું છે. જેઓ પોતાની ઉન્નતિ આ સાધનથી કરવા ઇચ્છતા હોય તેઓ આ મધુર સાધન અપનાવે. મનુષ્યે સર્વપ્રથમ પ્રકૃતિ અને પુરૂષના સંબંધમાં માધુર્યનો અનુભવ કરવો જોઇએ અને પછી તેમાં પરમાત્માની મધુરતા મેળવવી જોઇએ. આ માધુર્યનો માર્ગ વ્યવહારમાં પણ ઘણો જ ઉપયોગી છે. વ્યવહારમાં વાત-ચીતમાં અને વિચારમાં માધુર્ય રાખવાથી મિત્રો વધે છે અને શત્રુઓ ઘટી જાય છે. કેટલાક મનુષ્યો એવા કડવા બોલા હોય છે કે કારણ વગર કડવાં વેણ વાપરીને મિત્રોને પણ શત્રુ બનાવે છે અને નુકશાન વેઠે છે. આ બહુજ અનિષ્ટ છે.

એટલા માટે જ મનુષ્યને ઉચિત છે કે તે પોતાની અંદર મિઠાશ વધારે અને પોતાના સર્વ વ્યવહાર માધુર્યયુક્ત બનાવે જેથી તેના મિત્રો વધશે અને અનેક પ્રકારથી લાભ થશે. ( મં. ૩ )

### બ્રાહ્મણ ક્ષત્રિયોની એકતા

**( ૯ ) રણે રણે ઘન્ના જયન્તં ત્વા વિપ્રાઃ અનુમદન્તિ, સ્થિરં ઓજીયઃ આતનુષ્વ ।**–પ્રત્યેક યુદ્ધમાં ધનોને જીતનારા તારા જેવા વીરોને જ્યારે જ્ઞાની અનુમોદન આપે છે, ત્યારે તું સ્થિર બળ ફેલાવ. આમાં મુખ્ય કથન તો એ છે કે પરમેશ્વર પ્રત્યેક યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરે છે, તેટલા માટે જ્ઞાની લોકો તેની ઉપાસના કરે છે. અને પરમેશ્વર પણ તેમને માટે સ્થિર બળ ઉત્પન્ન કરે છે. આ તો પરમેશ્વર વિષયક ભાવાર્થ થયો, પરંતુ અહીં તેથી પણ અધિક આશય છે, અને તે આ છે– " પ્રત્યેક યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરનારા ક્ષત્રિય વીરોનું અનુમોદન જ્ઞાની બ્રાહ્મણો કરે. તો જે દેશમાં આ પ્રમાણે હળી-મળીને કાર્ય કરનાર બ્રાહ્મણ તથા ક્ષત્રિયો રહે છે તે રાષ્ટ્રમાં હંમેશા સ્થિર રહેનારું બળ ઉત્પન્ન થાય છે. અર્થાત્ તે રાષ્ટ્ર અત્યંત બળવાન બની જાય છે. " યજુર્વેદમાં કહ્યું છે કે—

**યત્ર બ્રહ્મ ચ ક્ષત્રં ચ સમ્યઞ્ચૌ ચરતઃ સહ ।**
**તં લોકં પુણ્યં પ્રજ્ઞેષં યત્ર દેવાઃ સહાગ્નિના ॥**

( યજુ. ૨૦।૨૫ )

" જે રાષ્ટ્રમાં બ્રાહ્મણ અને ક્ષત્રિય હળીમળીને સાથે સાથે ચાલે છે તે રાષ્ટ્રને પુણ્યદેશ કહે છે. " આ કથનની સાથે આ સૂક્તનું કથન પાઠક સરખાવી જુએ.

**૧ રણે રણે જયન્તં વિપ્રાઃ અનુમદન્તિ ।**–યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરતારા વીરોનું જ્ઞાની લોકો અભિવાદન કરે છે.

**૨ યત્ર બ્રહ્મ ચ ક્ષત્રં ચ સમ્યઞ્ચૌ સહ ચરતઃ ।**- જે દેશમાં બ્રાહ્મણ અને ક્ષત્રિય હળીમળીને રહે છે.

આ બન્ને વર્ણો જ્યાં એક સાથે હોય છે તે રાષ્ટ્રમાં બળ રહે છે. તેથી દરેક રાષ્ટ્રના જ્ઞાની અને શૂરવીર હળીમળીને રહે અને પોતાનું બળ વધારે આનાથી પ્રતિકૂળ સ્થિતિ જ્યાં હશે એટલે કે જે રાષ્ટ્રમાં બ્રાહ્મણ અને ક્ષત્રિયો આપસ-આપસમાં લડતા હશે તે રાષ્ટ્ર અધોગતિની ગર્તામાં ફસાઇ પડશે, તેમાં કોઇ શંકાને સ્થાન નથી. બ્રાહ્મણ-ક્ષત્રિયોની એકતાથી બળની વૃદ્ધિ અને અંદર અંદરના કલહથી નાશ થાય છે.

**( ૧૦ ) દુરેવાસઃ કશોકાઃ ત્વા મા દભન્ ।**— દુષ્ટ અને શોક કરનારાઓ તને દબાવે નહિ. આધ્યાત્મપક્ષમાં, " દુષ્ટ વિચાર અને શોકના વિચાર મનુષ્યના મનને દબાવી દે નહિ. " રાષ્ટ્રની બાબતમાં, " દુષ્ટ, હત્યા કરનારા લોકો અને બીજાઓને રડાવનારા લોકો રાષ્ટ્રને દબાવે નહિ. " બ્રાહ્મણ અને ક્ષત્રિયોએ હળીમળીને રહીને આપસઆપસમાં એકતા સ્થાપીને રાષ્ટ્રનું બળ એટલું વધારવું જોઇએ કે જેથી રાષ્ટ્રમાં દુષ્ટ લોકોનો ઉપદ્રવ વધવા ન પામે, સર્વત્ર રક્ષણનો પ્રબન્ધ એવો ઉત્તમ હોય કે જેનાથી દુષ્ટ સદા દબાઇ રહે, કદી પણ માથું ઉંચકી શકે નહિ. વ્યક્તિમાં, કુટુંબમાં, જાતિમાં અને રાષ્ટ્રમાં આ ઉપદેશ ઘણોજ બોધપ્રદ છે. બ્રાહ્મણ-ક્ષત્રિયોનું અંદર અંદર યુદ્ધ થયું અર્થાત્ બન્નેમાં એક મત ન રહ્યો તો આ દુષ્ટોને માથું ઉચકવાનો અવસર મળી જાય છે, તેથી રાષ્ટ્રમાં અભેદ્ય એકતા રાખવી જોઇએ અને દુષ્ટોને વધવાને માટે તક જ દેવી જોઇએ નહિ.

**( ૧૧ ) યુધેન્યાનિ પ્રપશ્યન્તઃ વયં રણેષુ ત્વયા સાસહ્યામ ।**– યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરીને જે ધન મળે છે તેને જોઇને અમે સર્વ યુદ્ધમાં તારી સાથે રહીને શત્રુનો નાશ કરીશું. અહીં પણ પૂર્વવત્ જ્ઞાની અને શૂરોની સહકારિતાનો ઉપદેશ કર્યો છે. જ્ઞાની અને શૂર એકમતના બનીને યુદ્ધ ચલાવે અને વિજય પ્રાપ્ત કરે તથા ધન અને યશ પ્રાપ્ત કરે. ( મં. ૫ )

**( ૧૨ ) તે આયુધા વચોભિઃ ચોદયામિ ।**—તારા ક્ષત્રિયના આયુધો હું વાણીથી પ્રેરિત કરું છું. બ્રાહ્મણ પોતાના ઉપદેશથી ક્ષત્રિયોને અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરે અને ક્ષત્રિયો પણ બ્રાહ્મણની વિદ્યા વધારવા માટે યોગ્ય સહાયતા આપે. ક્ષત્રિયોના શસ્ત્રોને બ્રાહ્મણ પોતાની વાણીથી યોગ્ય પ્રેરણા આપે. ( મં. ૫ )

**( ૧૩ ) તે વયાંસિ બ્રહ્મણા સં શિશામિ ।**—તારી ગતિઓને હું મારા જ્ઞાનથી વધુ સતેજ બનાવું છું. અર્થાત્ ક્ષત્રિયોની હાલચાલને બ્રાહ્મણો પોતાના જ્ઞાનથી યોગ્ય દિશામાં દોરે. ( મં. ૫ )

આ પાંચમા મંત્રમાં પણ બ્રાહ્મણ ક્ષત્રિયની એકતાનો વિષય ખૂબ ઉત્તમ રીતે કહેવામાં આવ્યો છે. ચોથા અને પાંચમા મંત્રનો આ એક જ ભાવ છે. જે દેશમાં શૂર અને જ્ઞાની આવી રીતે એક વિચારથી વ્યવહાર કરશે, તેજ દેશનું તેજ અને પ્રભાવ નિઃસંદેહ ચારે દિશામાં પ્રસરશે. આગળના

૭ટ્ઠા મંત્રમાં પણ આ એકતાનો જ વિષય ભિન્ન રીતિથી કહેવામાં આવ્યો છે જુઓ—

**( ૧૪ ) यस्मिन् दुरोणे अवरे परे च निदाधिपे, तत् अयसा अविध ।**— જે ઘરમાં નાના મોટા એક સાથે મળીને રહે છે તે ઘર બળથી સુરક્ષિત હોય છે ઉંચ નીચ નાના મોટા, બળવાન અને નિર્બળ, સધન નિર્ધન, માલિક નોકર ઇત્યાદિ લોકો હોય છે પ્રાય તેમનામાં વિરોધ હોય છે, અને વિરોધને કારણે એક બીજાની સાથે લડતા રહે છે પરંતુ જે ઘરમાં અથવા રાષ્ટ્રમાં નાના તથા મોટા લોકોમાં એકતા રહે છે અથવા તે સર્વ એક ઘરમાં રહેતા હોય તેમ હળીમળીને રહે છે ત્યાં જ તેમનુ એકતાના બળથી રક્ષણ થાય છે અર્થાત્ જે દેશના નાના મોટા એકબીજામાં ઝગડતા રહે છે તે દેશ અસુરક્ષિત રહેવાથી પડતીદશામાં જાય છે ગમે તેટલુ મોટુ રાષ્ટ્ર કેમ ન હોય, તે એક નાના ઘરની જેમ બધા લોકોને તેની જાણ હોવી જોઇએ રાષ્ટ્રમા કોઇને પણ એમ ન જણાવુ જોઇએ કે હું નાનો છુ અથવા બીજો મોટો છે આ વિષયમાં એક મંત્ર જુઓ—

( ૧ ) **अज्येष्ठासो अकनिष्ठास एते सं भ्रातरो वावृधुः सौभगाय ।** ( ઋ ૫।૬૦।૫ )

( ૨ ) **ते अज्येष्ठा अकनिष्ठास उद्भिदोऽमध्यमासो महसा वि वावृधुः ।**
**सुजातासो जनुषा पृश्निमातरो दिवो मर्या आ नो अच्छा जिगातन ।** ( ઋ. ૫।૫૯।૬ )

" ( ૧ ) જેનામાં કોઇ મોટો નથી અથવા કોઇ નાનો પણ નથી. આ સર્વ પરસ્પર ભાઇ ભાઇ છે અને તે સર્વ પોતાના કલ્યાણને માટે મળીને પ્રયત્ન કરે છે ( ૨ ) તેનામાં કોઇ મોટો નથી, નાનો નથી અથવા મધ્યમ પણ નથી તેઓ બધા એક સરખા છે અને પોતાના ઉદયને માટે ઉત્સાહથી પ્રયત્ન કરે છે તેઓ ઉત્તમ કુળમા ઉત્પન્ન થએલા, ભૂમિને પોતાની માતા માનનારા, દિવ્ય મનુષ્યો અમારી પાસે સારી રીતે આવો "

આ મંત્રોમાં એવા વીરોનું વર્ણન છે કે જેમનામાં કોઇ ઉંચ કે નીચ નથી સર્વ એક શ્રેણીના હોઇને માતૃભૂમિની ઉપાસના કરનારા અને પોતાના સામુદાયિક યત્નને માટે યત્ન કરવાવાળા છે તેઓ બધા નાના અથવા મોટા એક જ ઘરમાં સમાન રીતે રહેનારા સામુદાયિક યત્નોથી અને મેળથી પોતાની શક્તિ વધારીને ઉન્નતિ કરે છે આધ્યાત્મપક્ષમાં પરમાત્માના ઘરમાં નાના અને મોટા બધા એક સમાન હોય છે. અહીંનું નાનાપણુ ત્યાં નાનાપણું નથી અથવા અહીંનું મોટાપણું ત્યા મોટાપણું નથી. ત્યાં તો અંત કરણની શુદ્ધતા પરજ ઉંચ નીચની શ્રેણી નક્કી થાય છે

**( ૧૫ ) जिगत्नुं मातरं आस्थापयत ।**— પ્રગતિશીલ પોતાની માતૃભૂમિને પોતાના અંત કરણમાં સ્થાપન કરે છે પૂર્વે આપેલા ઋગ્વેદના મંત્રમા તેઓ માતૃભૂમિના ઉપાસક હોય છે, એમ સ્પષ્ટ કહેલુ જ છે અને તે જ વાત ફરીથી અહીં કહી છે આ જ બાબતમાં બીજો એક મંત્ર જોવા જેવો છે તે હવે જોઇએ

**इळा सरस्वती मही तिस्रो देवीर्मयोभुवः ।**
**बर्हिः सीदन्त्वस्रिधः ॥** ( ઋ ૧।૧૩।૯ )
**तिस्रो देवीर्बर्हिरिदं सदन्तामिडा सरस्वती मही । भारती गृणाना ॥** ( અથર્વ. ૫।૨૭।૯, યજુ ૨૭।૧૯ )

"( **इळा, भारती** ) માતૃભાષા ( **सरस्वती** ) માતૃ સભ્યતા અથવા માતૃસંસ્કૃતિ અને ( **मही** ) માતૃભૂમિ આ ત્રણ દેવીઓ અન્તઃકરણમા સ્થિર રહે " અર્થાત્ મનુષ્યે પોતાના અંત કરણથી આ દેવીઓની ઉપાસના કરવી જોઇએ આ જ ઉપદેશ આ સૂક્તના આ મંત્રભાગમાં છે, ( **मातरं आस्थापयत** ) માતૃભૂમિને પોતાના મનમા ઉત્તમ પ્રકારે સ્થાપિત કરો અર્થાત્ માતૃભૂમિના હીતને લક્ષમાં રાખીને બ્રાહ્મણ, ક્ષત્રિય, નાના મોટા, ઉંચ નીચ સર્વ એક બનો અને હળીમળીને પોતાની ઉન્નતિ કરવા માટે યત્ન કરો, અને અંદર અંદરના ઝગડા ઉભા કરીને પોતાની શક્તિનો નાશ કદાપિ ન કરો ( મં ૬ )

**( ૧૬ ) अत भूरि कर्वराणि इन्वत )** આથી ઘણું જ ઉત્તમ કાર્ય તમે સિદ્ધ કરી શકશો જો પહેલા કહ્યુ તે પ્રમાણે લોકો એકતાથી રહેશે તો જ તે પ્રબળ પુરુષાર્થ કરી શકશે અર્થાત્ તેઓ અંદર અંદરના ઝગડામાં પોતાનો સમય વીતાવી દેશે તો તેમનાથી કોઇ પુરુષાર્થ થઇ શકશે નહિ, અને તેઓ નીચે નીચે ઉતરતા જશે, એટલે કે તેમની અવનતિ થશે ( મં ૬ )

### આપ્ત પુરુષની સ્તુતિ

**( ૧૭ ) पुरुधतमांनं ऋष्वाण इनतमं आप्त्यानां आप्तम् स स्तुध्व ।**- ઘણાજ માર્ગો જાણનારાઓ, તેજસ્વી,

શ્રેષ્ઠ અને આપ્તોમાં આપ્ત પુરૂષની જ પ્રશંસા કરો. અન્યની સ્તુતી ન કરો, પરમેશ્વરની પાસે જવાના અનેક માર્ગો છે, અને તે અનેક માર્ગોથી જ લોકોનું કલ્યાણ થઇ શકે છે. તે તેજસ્વી અને સર્વમાં શ્રેષ્ઠ છે, અને સર્વ આપ્તોમાં પરમ આપ્ત પણ તે જ છે. તેથી તે જ સ્તુતિ કરવા યોગ્ય છે. તેની જગાએ બીજા કોઇની સ્તુતિ કરવી યોગ્ય નથી. આપ્ત પુરૂષ તે જ છે જે સદા સત્યવચની હોય છે અને કદી પણ કોઇના અહિતની વાત કરતો નથી. જેની વાણી પ્રમાણ મનાય છે તેનું નામ જ આપ્ત છે. આવા આપ્તોમાં જે સર્વથી શ્રેષ્ઠ આપ્ત પુરૂષ હોય છે તે જ "आप्त्यानां आप्तः" છે અર્થાત્ પ્રામાણિક પુરૂષોમાં સર્વથી શ્રેષ્ઠ આપ્તપુરૂષ હોય છે તે જ 'आप्त्यानां आप्तः" છે અર્થાત્ પ્રામાણિક પુરૂષમાં સર્વથી અધિક પ્રામાણિક તે જ છે. તેથી જ પરમેશ્વરને સર્વગુરૂઓના પણ મહાગુરુ અથવા આદિગુરુ કહે છે. આ વર્ણન તો પરમાત્મા વિષયનું થયું. હવે આ સૂક્તનો સામાન્ય મનુષ્ય વિષયક ભાવાર્થ જોઇએ. જે મનુષ્ય ( पुरु-वर्त्मनिं ) ઘણા માર્ગોવાળો છે અર્થાત્ પોતાની ઉન્નતિને માટે તથા પોતાના રાષ્ટ્રના અભ્યુદયને માટે અનેક માર્ગોથી ઘણા પ્રયત્ન કરે છે. એક માર્ગે નિષ્ફળતા મળી તો બીજે માર્ગે પગલું ઉપાડે છે અને સિદ્ધિ અવશ્ય પ્રાપ્ત કરે છે. ( ऋभ्वाणं ऋभु ) કુશળ, કારીગર, કળા જાણવાવાળો, હુન્નર જાણનારો, કુશળતાથી કાર્ય કરવાવાળો, જે કાર્ય હાથમાં લે તેને કુશળતાથી કરવાવાળો, ( इन+तमं ) અત્યંત શક્તિમાન, સામર્થ્યવાન, બળવાન, ઓજસ્વી ( आप्त्यानां आप्तं ) પ્રામાણિક પુરૂષોમાં સર્વથી અધિક પ્રામાણિક એવો જે પુરૂષ હશે તેની સ્તુતિ કર. જે અનેક ઉપાયોથી કાર્યસિદ્ધિ કરવાવાળો, કર્મ કરવામાં કુશળ અને પ્રામાણિક પુરૂષ હશે તેજ પ્રશંસા ને માટે યોગ્ય છે. બીજા કોઇની સ્તુતિ કરવી યોગ્ય નથી. કેવળ જ્ઞાની, કેવળ અધિકારી, કેવળ ધની પુરૂષ જે હશે તે જો ઉપર લખ્યા પ્રમાણે જનહિતનું કાર્ય તત્પરતાથી કરે નહિ તો તેઓ સ્તુતિ કરવાને યોગ્ય નથી જ. ( મં. ૭ )

### આદર્શ પુરૂષ

( ૧૮ ) **भूरि+ओजाः शवसा आदर्शति** ।—બહુ બળવાન મનુષ્ય પોતાના સામર્થ્યથી આદર્શરૂપ બને છે. જનતામાં જે માણસ આદર્શ બને છે તે તેના બળને કારણે જ થાય છે. જેનામાં કોઇ પણ પ્રકારનું બળ હોતું નથી તે કદી પણ આદર્શ પુરૂષ બની શકતો નથી. આત્મિક, બૌદ્ધિક, માનસિક, શારીરિક વગેરે અનેક પ્રકારનાં બળ છે. જે પુરૂષમાં એમાંથી કોઇ પણ એક બળ અધિક હશે તેજ લોકોમાં તેઓ માટે તે આદર્શ બની શકશે. મનુષ્યમાં બળ હોય તો તે બળ લોકોના ઉદ્ધારના કાર્ય માટે વાપરે તો જ તે લોકોમાં આદર્શ બને છે. પૂર્વાપર સંબંધથી પાઠકને પોતાને જ આ ભાવાર્થ સમજાય જશે કે શ્રેષ્ઠ પુરૂષ કયા ગુણોથી બની શકાય છે. તેનો બોધ આ સૂક્તના મનનથી પાઠકોના મનમાં પ્રકાશિત થઇ શકશે. આ આશયથી જો મંત્ર ભાગને જોવામાં આવે તો સ્પષ્ટપણે સમજી શકાશે કે આદર્શ પુરૂષ બનવા માટે પોતે બળ કમાવવું જોઇએ અને તે બળનો ઉપયોગ પરોપકારને માટે કરવો આવશ્યક છે. આ વિષયમાં આગલો મંત્રભાગ જોવા જેવો છે.

( ૧૯ ) **पृथिव्याः प्रतिमानं प्र सक्षति** ।– તે પૃથ્વીની સાથે સમાનતા પ્રાપ્ત કરે છે, તે ભૂમિકા આદર્શરૂપ બને છે. જે પ્રકારે ગંભીરતા, ગુરૂત્વ અને સહનશીલતાનો આદર્શ પૃથ્વી છે તે જ પ્રમાણે તે ગંભીર, મહાન અને સહનશીલ બને છે. પૃથ્વી સર્વ સ્થિરચરને આધાર આપે છે, સ્થિરચરના આઘાત સહન કરીને પણ તે તેમને ઉત્તમ પોષણના પદાર્થ આપે છે. આ શાંતિ અને પરોપકારનો આદર્શ છે. પૃથ્વી બધાને આ જ ઉપદેશ આપી રહી છે. આ આદર્શ જે પુરૂષ પોતાની સામે રાખી શકે છે અને પોતાના જીવનમાં ઉતારી શકે છે તે જ આદર્શ પુરૂષ બની શકે છે. પૃથ્વી જેવી રીતે પોતાની શક્તિ પરોપકારમાં લગાડે છે, તે જ પ્રમાણે જે પુરૂષ પોતાની સર્વ શક્તિઓ જનતાની ભલાઇ માટે ખર્ચે છે તે જ અન્ય લોકોને માટે આદર્શ પુરૂષ થઇ શકે છે. ( મં. ૭ )

### કાવ્ય કેવું હોય ?

( ૨૦ ) **अग्रियः स्वर्+साः बृहद्दिवः शूषं ब्रह्म कृणवत्** ।—પ્રથમ શ્રેણીમાં સ્થિત, પોતાના પ્રકાશથી યુક્ત, મહાદ્યુલોકની જેમ તેજસ્વી ઋષિ, બળ ઉત્પન્ન કરનારૂં તે કાવ્ય કહેવાય. આ મંત્રમાં પ્રથમ ઋષિના ગુણ કહ્યા છે. તે કવિ સર્વમાં પ્રથમ સ્થાનમાં વિરાજવાવાળો હોય, આત્મિક પ્રકાશથી પ્રકાશનારો, દ્યુલોકથી પણ અધિક વિસ્તૃત અને પ્રભાવશાળી હોય ત્યારે તે કવિ ઋષિ કહેવાશે. આ ઋષિ ( शूषं ब्रह्म ) બળ વધારનારૂં સ્તોત્ર અથવા કાવ્ય બતાવે. કવિલોકો એવા પ્રકારનાં કાવ્યો બનાવે કે જે વાંચવાથી

વાચનારના મનમાં બળનું પોષણ થઇ પ્રગટ થાય, નિર્બળ અન્તઃકરણ પણ બળશાળી બને, ઉદાસીન લોકો ઉત્સાહી બને અને પુરૂષાર્થહીન લોકો પ્રબળ પુરૂષાર્થી બને. કાવ્ય આ પ્રકારનું બનવુ જોઇએ. ઋષિના કાવ્યનું આ જ લક્ષણ છે. ઋષિનું કાવ્ય નિર્જીવ મનુષ્યને પણ વિલક્ષણ પુરૂષાર્થી બનાવી શકે છે. આ વાત આગલા મંત્ર ભાગમાં જુઓ—

( ૧૧ ) **महः गो+त्रस्य स्वराजा क्षयति ।**—મહાન્ ગોરક્ષક રાષ્ટ્રનો સ્વતંત્ર રાજા બનીને જ રહે છે. " **गो+त्र** " નો અર્થ ગાયોની રક્ષા કરનારો, પુષ્ટિ અને બળને માટે ગાયની રક્ષા કરવી અત્યંત આવશ્યક છે. આવા ગોરક્ષક રાષ્ટ્રમાં રાજા બનીને જ રહે છે. જે પૂર્વે કહ્યા પ્રમાણે બળ વધારનારૂં કાવ્ય કરે છે તે રાષ્ટ્રનો સ્વતંત્ર રાજા જ માની લઇ શકાય, જે સન્માન રાજાને મળે છે તેજ સન્માન તે જ્ઞાનીને મળે છે. અથવા રાજાથી પણ અધિક માન્યતા તેને મળે છે. તેનું કારણ આગલા મંત્રભાગમાં જુઓ.

( ૧૨ ) **तुरः चित् तपस्वान् विश्वं अर्णवत् ।**— શીઘ્રતાથી કાર્ય સફળ કરનારો તે તપસ્વી વિશ્વને પણ હલાવી દે છે. એટલી મહાન્ શક્તિ તેનામાં ઉત્પન્ન થાય છે. તપસ્વી મનુષ્ય સંપૂર્ણ વિશ્વને પોતાના કાવ્યથી હલાવી દે છે. સંપૂર્ણ જગતમાં ચેતના ઉત્પન્ન કરે છે. ( મં. ૮ )

( ૧૩ ) **महान् बृहद्दिवः अ+थर्वा स्वां तन्वं इन्द्रं एव अवोचत् ।**- મહા તેજસ્વી, સ્થિર ચિત્તવાળા યોગીએ પોતાના શરીરમાં રહેનારા ઇન્દ્રને જ આ પ્રકારે કહ્યું- એજ યોગી ઋષિએ પોતાના શરીરના ઇન્દ્ર-આત્માને પણ એ જ પ્રકારે સ્તોત્રરૂપી વચનો કહ્યાં- અથવા તેનું વર્ણન કર્યું. અર્થાત્ આ સૂક્તમાં જે છે તે પોતાના શરીરની અંદરના આત્માનું જ વર્ણન છે, એવી ભાવનાથી ઋષિએ વર્ણન કર્યું છે. બીજાને જે ઉપદેશ આપવામાં આવે છે અથવા તો કવિ જે કાવ્ય કરે છે તે બીજાને માટે નથી કરતા પરંતુ તે તો તેઓ પોતાની અંદર જ ચિતરાએલું જુએ છે અથવા તેમાં જગતના કલ્યાણનો ભાવ એટલો જ તીવ્ર હોય છે. કે જેટલો પોતાના કલ્યાણનો ભાવ સાધારણ માણસમાં હોય છે, તેથી કવિ અથવા ઋષિ જે કાંઇ બોલે છે તે વિશેષ કરીને પોતાના અંતરાત્માને માટે જ હોય છે તેથી જગતના લોકો જેટલો જોઇએ તેટલો લાભ ઉઠાવે. પરંતુ કવિમાં ઉપદેશ આપવાનો અહંકાર હોતો નથી તેઓ જે બોલે છે તે કેવળ પોતાના આત્માની શાંતિને માટે જ હોય છે. ( મં. ૯ )

( ૧૪ ) **मातरि+श्वरि स्वसारौ अ+रिप्रे हिन्वन्ति शवसा वर्धयन्ति ।**- <u>માતૃભૂમિનું પોષણ કરનારી બે બહેનો</u> ( માતૃભાષા અને માતૃસભ્યતા ) નિર્દોષ હોવાને કારણે સર્વને અસર કરે છે અને બળથી આગળ વધારે છે. <u>માતૃભૂમિ, માતૃભાષા, અને માતૃસભ્યતા આ ત્રણ દેવીઓ છે.</u> આ બાબતમાં આ જ સૂક્તના વિવરણના પ્રસંગમાં અન્યત્ર વિશેષ રીતે કહેલું જ છે. આ ત્રણે દેવીઓ દોષ રહિત છે. સર્વને ચેતના દેનારી છે અને સર્વને બળની સાથે આગળ વધારનારી છે. કવિ અથવા ઋષિ પોતાના કાવ્યથી એવી ચેતના મનુષ્ય-અન્તઃકરણમાં ઉત્પન્ન કરે છે. તેથી તેની યોગ્યતા અસાધારણ સમજવામાં આવે છે.

પરમેશ્વર મહાકવિ અને મહાઋષિ હોવાથી આ વર્ણન તેના કાવ્યને માટે પૂર્ણરૂપે મળતું આવે છે. મનુષ્યોમાં જે કવિ હોય તેમને માટે આ આદેશ છે કે તેઓ પોતાના કાવ્યમાં એજ પ્રકારની ચેતનાશક્તિ રાખે આ પ્રમાણે આ બન્ને મંત્રોનાં વર્ણન પરમગુરૂ પરમાત્મા પરત્વે અને માનવી કવિઓ પરત્વે લાગુ છે. એમ કહ્યા પછી આ સૂક્તની એક વિશેષ વાત તરફ પાઠકોનું મન આકર્ષિત કરવાની ઇચ્છા છે, તે વર્ણન એ છે કે આ સૂક્તના ઋષિ, " **बृहद्दिवः अथर्वा** " છે અને એ જ ઋષિનું નામ મંત્ર ૮ અને ૯ માં આવેલું છે. તેથી આ ઋષિનું આ સૂક્ત છે એમ કહેવાય છે. આ નામ તે ઋષિનું જ છે એમાં કાંઇ સંદેહ નથી. તથાપિ તેનો શ્લેષાલંકારથી અર્થ અમે ઉપર બતાવ્યો છે. આ શબ્દોનો પરમાત્મા પરત્વેનો અર્થ પણ ઉપરના અર્થમાં સમાએલો જ છે. ( **बृहत्+द्दिवः, अ+थर्वा** ) દ્યુલોકથી પણ મોટો નિશ્ચલ આત્મા. એવો આ શબ્દોનો પરમાત્મા પરત્વેનો અર્થ છે. આ પ્રમાણે આ શબ્દો ત્રણે સ્થળોમાં યોગ્ય પ્રકારે લાગી શકે છે. પાઠક આ વાતનો અધિક વિચાર કરે. હવે અહીં આ સૂક્તનો રાષ્ટ્ર ઉન્નતિ પરત્વે ભાવાર્થ સરળ શબ્દોમાં આપીએ છીએ.

## રાષ્ટ્રોન્નતિનો સન્દેશ

( ૧ ) જેનાથી ઉગ્ર તેજસ્વિતા નિર્માણ થાય છે તે સર્વ મનુષ્યોમાં શ્રેષ્ઠ છે. તે ઉત્પન્ન થતાની સાથે જ શત્રુઓનો પરાભવ કરે છે તેથી સર્વ સંરક્ષકો તેને પોતાનો અગ્રણી ( નેતા ) બનાવીને હર્ષિત બને છે.

( ૨ ) શક્તિથી યુક્ત બનીને આગળ વધતા પ્રબળ શત્રુને જોઇને દાસવૃત્તિવાળા મનુષ્યો ડરી જાય છે, ( વીરવૃત્તિવાળા કદાપિ ડરતા નથી. ) વસ્તુત: જોવામાં આવે તો જે રીતે પરસ્પર વિરુદ્ધ ધર્મવાળા જડ અને ચેતન એક સાથે રહેવાથી પરસ્પરના બળથી બળવાન બનીને આનંદિત થાય છે. ( તે જ પ્રમાણે વિરૂદ્ધધર્મવાળા મનુષ્યગણુ જો એકઠા એક સાથે રહે તો જ તેઓ પરસ્પરના બળથી બળવાન બનીને પરમાનન્દને પ્રાપ્ત કરી શકે છે.

( ૩ ) જેઓ પોતાની બુદ્ધિ અને કર્મશક્તિને ઘણા લાંબા સમય સુધી એકજ કાર્યમાં સ્થિર કરે છે, તેઓ બમણા અને ત્રણગણા બળને પ્રાપ્ત કરે છે. મધુરમાં મધુર પદાર્થમાં પણ અધિક માધુર્ય ભેળવીને ઉત્તમ મધુરતા ઉત્પન્ન કર, અને મધુરતાથી માધુર્યની વૃદ્ધિ કર. ( અર્થાત્ પોતાના આચરણમાં મિઠાશ રાખો અને જેની સાથે સંબંધ બંધાય તેને પણ મધુર બનાઓ. )

( ૪ ) યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરનારા વીરોને જ્ઞાનીઓ અનુમોદન આપે, આથી વીર અને જ્ઞાનીઓમાં ઐક્ય થવાથી રાષ્ટ્રમાં સ્થિર બળ ઉત્પન્ન થશે અથવા દુષ્ટ મનુષ્ય પ્રબળ નહિ બને.

( ૫ ) યુદ્ધથી પ્રાપ્ત થનારા વિજયોને જોઇને અમે સર્વ જ્ઞાનીઓ વીરોની સાથે મળીને શત્રુનો નાશ કરીએ છીએ અને અમારા જ્ઞાનથી વીરોના શસ્ત્રોને સતેજ બનાવીને તેમની હીલચાલોને અધિક વેગવાળી બનાવીએ છીએ.

( ૬ ) મોટા અને નાના જે દેશમાં એક ઘરમાં સમાન ભાવથી રહે છે તે દેશની પોતાના બળથી જ રક્ષા થાય છે. પ્રગતિશીલ માતૃભૂમિને પોતાના અંતઃકરણમાં સ્થાપન કરો અને વિશેષ પુરૂષાર્થ કરો.

( ૭ ) જે ઘણા માર્ગોથી ઉન્નતિ સિદ્ધ કરે છે, જે કુશળ કર્મ કરવાવાળો હોય છે, જે શ્રેષ્ઠ હોય છે અને જે અધિક પ્રામાણીક છે તેના ઉત્તમ પુરુષની પ્રસંશા કરતા રહો. ( કોઇ બીજા હીન પુરુષની સ્તુતિ ન કરો. ) બહુ બળવાન મનુષ્ય પોતાના બળવાળા કાર્યોથી આદર્શ પુરુષ બની જાય છે, જે પૃથ્વીની માફક લોકોને આધાર દેનારા બને છે.

( ૮ ) મહા તેજસ્વી આત્મિકબળવાળા શ્રેષ્ઠ ઋષિનું બળ ઉત્પન્ન કરનારૂં આ ઇન્દ્ર સૂક્ત છે. આ તપસ્વી ઋષિ સર્વ વિશ્વને હચમચાવી દે છે અને સ્વતંત્ર રાજા જેવો બનીને રહે છે.

( ૯ ) મહા તેજસ્વી યોગી ઋષિએ ઇન્દ્રનું-માનો કે પોતાની અંદર રહેલા દેવતાનું જ- સ્તોત્ર બનાવ્યું છે. તેમાં માતૃભૂમિનું ભરણ-પોષણ કરનારી બે બહેનો ( માતૃભાષા અને માતૃસભ્યતા એ બન્ને ) નિર્દોષ રહીને ઉન્નતિને માટે પ્રેરણા આપે છે અને સર્વને બળવાન બનાવીને આગળ વધારે છે.

આ ભાવાર્થ રાષ્ટ્રીય ઉન્નતિ પરત્વે છે આ અર્થ આ સૂક્તમાં પ્રધાન સ્થાન ભોગવે છે. તેથી જ તેનું વિસ્તારપૂર્વક વર્ણન કરેલું છે. પરમાત્માના વર્ણન પરત્વેનો અર્થ પણ અહીં વિશેષ રીતે છે એ આશય પાઠક સારી રીતે સમજી ગયા જ હશે.

### દેવતા

આ સૂક્તનો દેવતા " વરુણ " સર્વાનુક્રમકારે વર્ણેલો છે. પરંતુ આ સૂક્તના નવમા અને દસમા મંત્રમાં આ સૂક્ત " ઇન્દ્ર " દેવતા માટે છે એમ સ્વયં સ્પષ્ટ કહેલું છે. તેથી તેના દેવ " ઇન્દ્ર " માનવા વધારે યોગ્ય છે. તો પણ આ વાત તપાસ કરવા યોગ્ય છે.

### ઇશ્વર વિષયક ભાવાર્થ

હવે આ સૂક્તમાં ઇશ્વર વિષયનો ભાવાર્થ સંક્ષેપમાં લખીએ છીએ- "( ૧ ) જેનાથી સૂર્યાદિ તેજસ્વી ગોળકો નિર્માણ થયા છે તે ઇશ્વર સર્વથી શ્રેષ્ઠ છે. તેનાથી અંધારૂં દૂર થાય છે તેથી સર્વ રક્ષક તેનાથી આનંદિત બને છે. ( ૨ ) તે બળથી બળવાન છે અને દુષ્ટોને ડરાવે છે તેની યોજનાથી જડ અને ચેતન એકઠા રહીને સર્વને આનંદ આપે છે. ( ૩ ) જેઓ પોતાનું ચિત્ત ઇશ્વરમાં લીન કરે છે તે દ્વિગુણિત બળ પ્રાપ્ત કરે છે અને મધુરથી પણ અધિક મધુર બને છે. ( ૪ ) આ ઇશ્વર દરેક યુદ્ધમાં વિજયી બને છે, તેથી જ્ઞાની લોકો તેને પ્રાપ્ત કરીને આનંદ ભોગવે છે, અને સ્થિર બળ પ્રાપ્ત કરીને દુષ્ટોને દૂર કરે છે ( ૫ ) હે ઇશ્વર ! તારો વિજય સર્વત્ર જોઇને અમે તારી સાથે રહેતાં રહેતાં શત્રુઓને હઠાવી દઇશું, તારાં આયુધોને અમે શબ્દોથી પ્રેરિત કરીશું અને જ્ઞાનથી તારી ગતિને જાણીશું. ( ૬ ) તારા ઘરમાં નાના અને મોટા સમાન અધિકારથી રહે છે અને તું બળથી સર્વની ઉત્તમ રક્ષા કરે છે, અમને તું પ્રકૃતિમાતાની ગોદમાં રાખે છે જેથી અમે ઉત્તમ કર્મ કરી શકીએ છીએ. ( ૭ ) જે વિવિધ માર્ગોથી પ્રાપ્ત થનારો, શ્રેષ્ઠ કારીગર અને પરમઆપ્ત પુરૂષ છે. તેની જ તું સ્તુતિ કર. તે બળવાન હોવાથી સર્વને માટે આદર્શ છે,

અને પૃથ્વીની માફક સર્વનો આધાર છે. ( ૮ ) મહા તેજસ્વી, આત્મપ્રભાવી વગેરે ઋષિઓએ આ સૂક્ત ઇન્દ્રની પ્રશંસા કરવા માટે બનાવ્યું છે. તે મહા તપસ્વી આ સંપૂર્ણ જગતને ચલાવે છે અને સ્વતંત્ર રાજા બનીને આ જગતમાં રહે છે. ( ૯ ) મહાતેજસ્વી યોગી ઋષિએ પોતેજ પોતાની પ્રભુ શક્તિ માટે આ સ્તોત્ર બનાવ્યું, જેની પાસે માતા ( પ્રકૃતિ ) અને બે બહેનો ( શક્તિઓ ) રહીને સર્વને પ્રેરિત કરે છે, અને બળથી સર્વની વૃદ્ધિ કરે છે. ”

આ પ્રકારે આ સૂક્તનો પરમાત્મા પરત્વે ભાવાર્થ છે. પાઠક આ બન્ને ભાવાર્થોની તુલનાથી આ સૂક્તનો ગંભીર આશય જાણી શકે છે. અને અનુષ્ઠાનથી ઘણો લાભ પ્રાપ્ત કરી શકે છે. આ સૂક્ત સમજવામાં ઘણું કઠણ છે; તેથી આટલું વિવરણ કરવા છતાં એના અર્થની વધારે શોધ કરવાની આવશ્યકતા છે. જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા પાઠકે આ સૂક્તનું વારંવાર મનન કરી વધુ અર્થ સમજવાનો પ્રયત્ન કરવો જોઇએ

---

# શ્રેષ્ઠ દેવ

( ઋષિઃ- અથર્વા । દેવતાઃ- વરુણઃ )

## કાંડ ૫, સૂક્ત ૧૧

कथं महे असुरायाब्रवीरिह कथं पित्रे हरये त्वेषनृम्णः ।
पृश्निं वरुण दक्षिणां ददावान्पुनर्मघ त्वं मनसाचिकित्सीः ॥ १ ॥
न कामेन पुनर्मघो भवामि सं चक्षे कं पृश्निमेतामुपाजे ।
केन नु त्वमथर्वन्काव्येन केन जातेनासि जातवेदाः ॥ २ ॥

અર્થ— ( महे असुराय कथं अब्रवीः ) મહાન્ શક્તિવાનને માટે તમે શું કહ્યું છે? અને ( त्वेषनृम्णः इह हरये पित्रे कथं ) સ્વયં તેજસ્વી હોવા છતાં તું અહીં દુઃખ હરણ કરનારા પિતાને માટે પણ કેવું અને શું કહ્યું છે? હે ( वरुण ) શ્રેષ્ઠ પ્રભો ! હે ( पुनर्मघ ) ફરી ફરી ધન આપનારા દેવ! ( पृश्निं दक्षिणां ददावान् ) ગાય આદિ દક્ષિણા દેતાં દેતાં ( त्वं मनसा अचिकित्सीः ) તેં મનથી અમારી ચિકિત્સા કરી છે. ( ૧ )

( कामेन पुनर्मघः न भवामि ) કેવળ ઇચ્છાથી જ હું ફરી ફરી ધનવાળો નથી થતો. હું ( कं संचक्षे ) આ કોને કહું ? ( एतां पृश्निं उप अजे ) આ ગાય ઇત્યાદિ પાસે હું લઇ જાઉં છું; હે ( अ-थर्वन् ) શાંત સ્વભાવવાળા દેવ ! ( केन नु काव्येन त्वं ) કયા કાવ્યથી તું અને ( केन जातेन जातवेदाः असि ) કોના હોવાથી તું જાતવેદ થયો છે ? ( ૨ )

---

ભાવાર્થ—(ભક્તનું કથન ) હે ઇશ્વર ! મહાન્ શક્તિમાનને પણ તેં શો ઉપદેશ આપ્યો છે? અને સર્વનું દુઃખ હરણ કરનારા પિતાને પણ તમે શું કહ્યું હતું ? તું પોતે તેજસ્વી છે. તેં જ આ ગાયો, ભૂમિ, વાણી આદિનું દાન દીધું છે, અને હે ફરી ફરી ધન દેવાવાળા દેવ ! તેં જ અમારી ચિકિત્સા કરી છે. ( ૧ )

કેવળ ઇચ્છા કરવાથી જ માત્ર ધનવાન થતો નથી, આ હું કોને ઠીક રીતે કહું ? હું આ ગાયો, ભૂમિ, વાણી ઇત્યાદિ પ્રાપ્ત કરું છું. હે દેવ ! કેવું કાવ્ય બનાવવાથી તથા કેવા પદાર્થને બનાવવાથી તું જાતવેદ કહેવાયો છે ! ( ૨ )

सत्यमहं गंभीरः काव्येन सत्यं जातेनास्मि जातवेदाः ।
न मे दासो नार्यो महित्वा व्रतं मीमाय यदहं धरिष्ये ॥ ३ ॥
न त्वदन्यः कवितरो न मेधया धीरतरो वरुण स्वधावन् ।
त्वं ता विश्वा भुवनानि वेत्थ स चिन्नु त्वज्जनो मायी बिभाय ॥ ४ ॥
त्वं ह्यङ्ग वरुण स्वधावन्विश्वा वेत्थ जनिमा सुप्रणीते ।
किं रजस एना परो अन्यदस्त्येना किं परेणावरममुर ॥ ५ ॥
एकं रजस एना परो अन्यदस्त्येना पर एकेन दुर्णशं चिदर्वाक् ।
तत्ते विद्वान्वरुण प्र ब्रवीम्यधोवचसः पणयो भवन्तु
नीचैर्दासा उप सर्पन्तु भूमिम् ॥ ६ ॥

---

( सत्यं अहं गभीरः ) સત્ય છે કે હું ગંભીર છું, અને ( सत्यं ) એ પણ સત્ય છે કે હું ( जातेन काव्येन जातवेदाः असि ) કાવ્ય ઉત્પન્ન કરવાથી જ જાતવેદ કહેવાઉં છું. ( यत् अहं धरिष्ये ) જેને હું ધારણ કરૂં છું ( मे व्रतं ) તે મારા નિયમને ( न दासः न आर्यः ) ન તો દાસ અથવા ન તો આર્ય ( महित्वा मीमाय ) મહત્વની સાથે પણ તોડી શકે છે. ( ૩ )

હે ( स्वधावन् वरुण ) પોતાની ધારણ શકિતથી યુકત શ્રેષ્ઠ દેવ ! (त्वत् अन्यः कवितरः न ) તારાથી ભિન્ન બીજો કોઈ અધિક કવિ છે નહિ. ( मेधया धीरतरः न ) અને બુદ્ધિને લીધે અધિક ધીરજવાળો પણ કોઈ નથી. ( त्वं ता विश्वा भुवनानि वेत्थ ) તું તે સર્વ ભુવનોને જાણે છે. તેથી ( सः मायी जनः ) તે કપટી મનુષ્ય ( त्वत् चित् नु विभाय ) તારાથી નિઃસંદેહ ભયભીત થાય છે. ( ૪ )

હે ( अङ्ग स्वधावन् सुप्रणीते वरुण ) પ્રિય, પોતાની ધારણા શકિતથી યુકત, ઉત્તમ રીતે ચલાવનારા શ્રેષ્ઠ દેવ ! ( त्वं हि विश्वा जनिमा वेत्थ ) તું જ સર્વ જન્મોને જાણે છે. હે ( अ-सुर ) જ્ઞાની ! ( एना रजसः वरः अन्यत् किं अस्ति ) આ પ્રકૃતિથી પર બીજું શું છે ? ( एना परेण अवरं किं ) અને આ દૂરની પછી નજીક પણ શું છે ? ( ૫ )

(एना रजसः परः अन्यत् एकं अस्ति ) આ પ્રકૃતિને પાર બીજો એક પદાર્થ છે અને ( एना एकेन परः ) આ એકથી પર જે છે તેને 'अर्वाक् चित् दुर्णशं', નજીકનો પદાર્થ પણ દુષ્પ્રાપ્ય છે. હે ( वरुण ) શ્રેષ્ઠદેવ ! ( तत् विद्वान् प्रब्रवीमि ) તારો મહિમા જાણવાવાળો હું કહું છું કે ( पणयः अघो वचसः भवन्तु ) કુત્સિત વ્યવહાર કરનારા લોકો નીચું મોઢું કરનારા એટલે શરમાનારા થાઓ, તથા ( दासाः भूमिं नीचैः उपसर्पन्तु ) દાસભાવવાળા લોકો ભૂમિપર નમ્રતાથી ચાલતા રહો. ( ૬ )

---

( ઇશ્વરનું ઉત્તર ) આ વાત સત્ય છે કે હું બહુ જ ગંભીર છું અને એ પણ સત્ય છે કે આ કાવ્ય પ્રકાશિત થવાથી હું જાતવેદના નામથી પ્રસિદ્ધ છું। જે નિયમને હું બનાવું છું તેને કોઇ તોડી શકતો નથી પછી તે આર્ય હોય અથવા દાસ હોય. ( ૩ )

( ભક્તનું કથન ) હે શ્રેષ્ઠ અને સમર્થ દેવ ! તારાથી ભિન્ન બીજો કોઇ પણ અધિક શ્રેષ્ઠકવિ નથી જ, અને બુદ્ધિવાન પણ નથી. તું જ સર્વ ભુવનોનો જ્ઞાતા છે. તેથી સર્વ દુષ્ટ કપટી લોકો તારાથી ભય કરતા રહે છે. ( ૪ )

હે ઇશ્વર ! તું સર્વ જન્મો ને જાણે છે. હે દેવ ! આ પ્રકૃતિને પેલેપાર શું છે, અને સર્વથી દૂર છે તેની નજીક શું છે ? ( ૫ )

( ઇશ્વરનું ઉત્તર ) આ પ્રકૃતિને પાર પણ એક વસ્તુ છે અને તે અંતિમ વસ્તુની પાસે પણ એક દુષ્પ્રાપ્ય વસ્તુ છે.

( ભક્તનું કથન ) હે દેવ ! તારો મહિમા જાણીને હું કહું છું કે દુષ્ટ વ્યવહાર કરનારાઓના મુખ નીચાં થઇ જાય અને સર્વ દાસભાવવાળા પણ અધોગતિને પહોંચે. ( ૬ )

*

देवो देवाय गृणते वयोधा विप्रो विप्राय स्तुवते सुमेधाः ।
अजीजनो हि वरुण स्वधावन्नथर्वाणं पितरं देवबन्धुम् ।
तस्मा उ राधः कृणुहि सुप्रशस्तं सखा नो असि परमं च बन्धुः ॥ ११ ॥

( गृणते देवाय वयोधाः वेदः ) સ્તુતિ કરનારા વિદ્વાનને માટે અન્ન આપનારો દેવ પણ તું જ છે. તથા તું (स्तुवते विप्राय सुमेधाः विप्रः) સ્તુતિ કરવાવાળા જ્ઞાનીઓને માટે ઉત્તમ મેધાવાન્ જ્ઞાની છે. હે ( स्वधावन् वरुण ) પોતાની ધારણા શક્તિથી યુક્ત શ્રેષ્ઠ દેવ ! તું ( देवबन्धुं पितरं अथर्वाणं अजीजनः ) દેવોના ભાઇ જેવા પાલક અથર્વા યોગીને બનાવે છે. ( तस्मा उ सुप्रशस्तं राधः कृणुहि ) તેને માટે ઉત્તમ પ્રશંસનીય ધન પ્રદાન કર. ( नः सखा असि ) તું અમારો મિત્ર છે અને ( परमं च बन्धुः ) તું પરમ બંધુ પણ છે. (૧૧)

છે। મેં અત્યાર સુધી તારે અર્થે જે કાંઇ સમર્પિત કર્યું નથી તે હવે હું તમને સમર્પિત કરૂં છું. હવે હું તારો યોગ્ય મિત્ર છું તેમજ સખા પણ છું. ( ૧૦ )

સ્તુતિ કરનારા ઉપાસકને અન્નાદિ દેનારો તું જ એક દેવ છે. ઉપાસકને ઉત્તમ જ્ઞાન આપનારો પણ તું જ છે. હે શ્રેષ્ઠદેવ ! તું જ રક્ષકોને ઉત્પન્ન કરે છે, અને તેમને ધન ઇત્યાદિ પદાર્થો અને સિદ્ધિ આપે છે. તું અમારા સર્વનો મિત્ર છે તેમજ ભાઇ પણ છે. ( ૧૧ )

---

# શ્રેષ્ઠ દેવ.

### ઇશ્વર અને ભક્તનો સંવાદ

ઇશ્વર અને ભક્તનો સંવાદ આ સૂક્તમાં હોવાથી આ સૂક્તનું મહત્વ વિશેષ છે. આવા પ્રકારના સંવાદાત્મક સૂક્ત ઘણાં જ થોડાં છે. તેથી આ સૂક્તનું મનન જરા વિશિષ્ટરીતે કરવાની જરૂર છે.

આ સૂક્તમાં ઇશ્વરનું નામ " पुनर्मघ " આવેલું છે. ફરી ફરી ધન આપવાવાળો, જે એકવાર નિર્ધન બનેલો છે તેને પણ ફરી ધન દેનારો એવો આ શબ્દનો અર્થ છે. એ પ્રકારથી ઇશ્વરની સહાયતા મળી શકે છે. આ વાત આ સૂક્તના પ્રથમ મંત્રમાં કહેલી છે—

૧ पृश्निं दक्षिणां ददावान् । ( મં. ૧ )
૨ त्वं मनसा अचिकित्सीः । ( ૨ )

" ( ૧ ) પરમેશ્વર ભૂમિ, ગાય, વાણી આદિ ધનોની દક્ષિણા વારંવાર આપે છે. અને ( ૨ ) સર્વની મનથી ચિકિત્સા કરે છે. " અર્થાત્ જગતના વિવિધ પદાર્થો આપીને ઉપભોગનાં અનંત સાધનો પ્રદાન કરે છે, જેથી મનુષ્ય સુખપૂર્વક આ ભૂમિપર રહી શકે છે. આ સ્થૂળ શરીરના સુખનો પ્રબંધ ઇશ્વર દ્વારા થાય છે. તે જ પ્રકારે સર્વની માનસચિકિત્સા પણ તે કરે છે. દરેક મનુષ્યને સન્માર્ગમાં પ્રવૃત્ત કરે છે. ઉલટા માર્ગે ચડેલા મનુષ્યને સીધે માર્ગે લાવી મૂકે છે, સન્માર્ગની પ્રેરણા કરે છે. આ પ્રમાણે અનંત માર્ગો અને રીતોથી તે સર્વનું ભલું કરે છે.

ઇશ્વરના સર્વને માથે આ અનંત ઉપકાર છે. આ મંત્રમાં "पृश्नि" શબ્દ છે. જેનો અર્થ " પ્રકૃતિ, ભૂમિ, ગાય, વાણી, વિદ્યા " ઇત્યાદિ અનેક થઇ શકે છે. અહીં પ્રાકૃતિક વિજ્ઞાનના ઉપલક્ષમાં આ શબ્દ આવેલો છે.

### બે પ્રકારના લોકો

જગતમાં બે પ્રકારના લોકો છે, અને તેમને બે પ્રકારે જ્ઞાન આપી શકાય છે. એક પ્રકારના લોકો " અસુર " કહેવાય છે અને બીજા પ્રકારના "પિતાહરિ" કહેવાય છે. " असुर "

त्वं ह्यं१ङ्ग वरुण ब्रवीषि पुनर्मघेष्ववद्यानि भूरिं ।
मो षु पणीँरभ्ये३तावतो भून्मा त्वां वोचन्नराधसं जनांसः ॥ ७ ॥
मा मां वोचन्नराधसं जनांसः पुनस्ते पृश्निं जरितर्ददामि ।
स्तोत्रं मे विश्वमा यांहि शचींभिरन्तर्विश्वांसु मानुषीषु दिक्षु ॥ ८ ॥
आ ते स्तोत्राण्युद्यतानि यन्त्वन्तर्विश्वांसु मानुषीषु दिक्षु ।
देहि नु मे यन्मे अदत्तो असि युज्यों मे सप्तपदः सखांसि ॥ ९ ॥
समा नौ बन्धुर्वरुण समा जा वेदाहं तद्यन्नांवेषा समा जा ।
ददांमि तद्यत्ते अदत्तो अस्मि युज्यस्ते सप्तपदः सखांस्मि ॥ १० ॥

---

હે ( अङ्ग वरुण ) પ્રિય શ્રેષ્ઠ પ્રભો ! ( त्वं पुनर्मघेषु ) તું પણ ફરીથી ધન પ્રાપ્ત કરવાના વ્યવસાયમાં ( भूरि अवद्यानि ब्रवीषि ) ઘણા જ નિંદ્ય દોષ થાય છે, એમ કહે છે. ( एतावतः पणीन् मो षु अभिभूत ) આ વ્યવહાર કરવાવાળાને પણ કદી હાનિ ન થાય અને ( जनासः त्वा अराधसं मा वोचन् ) લોકો તને ધનહીન પણ ન કહે. ( ૭ )

( जनासः मा अराधसं मा वोचन् ) લોકો મને ધનહીન ન કહે. હે ( जरितः ) સ્તુતિ કરવાવાળા ! ( ते पृश्निं पुनः ददामि ) તારી ગાયોને હું ફરીથી આપું છું. ( विश्वासु मानुषीषु दिक्षु अन्तः ) સર્વ મનુષ્યોથી યુક્ત એવી દિશાઓની વચ્ચે ( शचीभिः मे विश्वं स्तोत्रं आयाहि ) બુદ્ધિઓથી યુક્ત એવાં મારાં સર્વ સ્તોત્રને પ્રાપ્ત હો. ( ૮ )

( ते स्तोत्राणि ) તારાં સ્તોત્ર ( विश्वासु मानुषीषुः दिक्षु अन्तः ) સર્વ મનુષ્યોથી યુક્ત એવી દિશાઓમાં ( उद्यतानि यन्तु ) ઉત્તમ પ્રકારે પ્રસરે ( यत् मे अदत्तः ) જે મને આપવામાં આવ્યું નહિ, ( नु मे देहि ) તે મને આપો, કારણ કે તું ( मे सप्तपदः युज्यः सखा असि ) મારાં સાત પગલાં સાથે ચાલવાથી જે યોગ્ય મિત્ર બન્યો છે. ( ૯ )

હે ( वरुण ) શ્રેષ્ઠ દેવ ! ( नौ समा बन्धुः ) આપણે બન્ને સમાન બંધુઓ છીએ, અને ( जा समा ) આપણી ઉત્પત્તિ પણ સમાન છે. ( अहं तत् वेद ) હું તે પણ જાણું છું ( यत् नौ एषा समा जा ) કે અમારી જે આ સમાન ઉત્પત્તિ છે. ( यत् ते अदत्तः ) જે તને દેવામાં આવ્યું નથી. ( तत् ददामि ) તે હું તને આપું છું. ( ते युज्यः अस्मि ) તારા યોગ્ય હું છું તારો ( सप्तपदः सखा अस्मि ) સાત પગલાં સાથે ચાલીને બનેલો મિત્ર હું છું. ( ૧૦ )

---

હે શ્રેષ્ઠદેવ ! તમે કહ્યું છે કે વારંવાર ધન વધારવાના પ્રયત્નોમાં ઘણા જ દોષ ઉત્પન્ન થાય છે. તેથી હું પ્રાર્થના કરું છું કે સર્વ લોકો પર એવી દયા કર કે આ વ્યવહાર કરનારને પણ કદી હાનિ ન પહોંચે અને બીજા લોકો પણ તેમને કંજુસ ન કહે. ( ૭ )

લોકો મને પણ ધનહીન અથવા કંજુસ ન કહે. હે દેવ ! જે ગાયો આદિ મારું ધન છે, તે સર્વ હું તારે માટે સમર્પણ કરું છું. હું ઇચ્છું છું કે આ તારું સ્તોત્ર સર્વત્ર જગતમાં મનુષ્યોમાં પ્રસરે. ( ૮ )

તારાં સ્તોત્રો જગતના મનુષ્યોમાં ફેલાય, હે દેવ ! જે અત્યાર સુધી મને પ્રાપ્ત થયું નથી તે હવે મને પ્રાપ્ત થાઓ; કારણ કે હું તારો યોગ્ય મિત્ર છું. ( ૯ )

હે ઇશ્વર ! આપણે બન્ને ભાઇઓ છીએ. અમારો જન્મ પણ સરખો છે. હું જાણું છું કે આ આપણી સમાનતા કેવી

देवो देवाय गृणते वयोधा विप्रो विप्राय स्तुवते सुमेधाः ।
अजीजनो हि वरुण स्वधावन्नथर्वाणं पितरं देवबन्धुम् ।
तस्मा उ राधः कृणुहि सुप्रशस्तं सखा नो असि परमं च बन्धुः ॥ ११ ॥

( गृणते देवाय वयोधाः वेदः ) સ્તુતિ કરનારા વિદ્વાનને માટે અન્ન આપનારો દેવ પણ તું જ છે. તથા તું ( स्तुवते विप्राय सुमेधाः विप्रः ) સ્તુતિ કરવાવાળા જ્ઞાનીઓને માટે ઉત્તમ મેધાવાન્ જ્ઞાની છે. હે ( स्वधावन् वरुण ) પોતાની ધારણા શકિતથી યુકત શ્રેષ્ઠ દેવ ! તું ( देवबन्धुं पितरं अथर्वाणं अजीजनः ) દેવોના ભાઇ જેવા પાલક અથર્વા યોગીને બનાવે છે. ( तस्मा उ सुप्रशस्तं राधः कृणुहि ) તેને માટે ઉત્તમ પ્રશંસનીય ધન પ્રદાન કર. ( नः सखा असि ) તું અમારો મિત્ર છે અને ( परमं च बन्धुः ) તું પરમ બંધુ પણ છે. (૧૧)

છે ! મેં અત્યાર સુધી તારે અર્થે જે કાંઇ સમર્પિત કર્યું નથી તે હવે હું તમને સમર્પિત કરું છું. હવે હું તારો યોગ્ય મિત્ર છું તેમજ સખા પણ છું. ( ૧૦ )

સ્તુતિ કરનારા ઉપાસકને અન્નાદિ દેનારો તું જ એક દેવ છે. ઉપાસકને ઉત્તમ જ્ઞાન આપનારો પણ તું જ છે. હે શ્રેષ્ઠદેવ ! તું જ રક્ષકોને ઉત્પન્ન કરે છે, અને તેમને ધન ઇત્યાદિ પદાર્થો અને સિદ્ધિ આપે છે. તું અમારા સર્વનો મિત્ર છે તેમજ ભાઇ પણ છે. ( ૧૧ )

---

# શ્રેષ્ઠ દેવ

### ઇશ્વર અને ભકતનો સંવાદ

ઇશ્વર અને ભકતનો સંવાદ આ સૂક્તમાં હોવાથી આ સૂક્તનું મહત્વ વિશેષ છે. આવા પ્રકારના સંવાદાત્મક સૂક્ત ઘણાં જ થોડાં છે. તેથી આ સૂક્તનું મનન જરા વિશિષ્ટ-રીતે કરવાની જરૂર છે.

આ સૂક્તમાં ઇશ્વરનું નામ " पुनर्मघ " આવેલું છે. ફરી ફરી ધન આપવાવાળો, જે એકવાર નિર્ધન બનેલો છે તેને પણ ફરી ધન દેનારો એવો આ શબ્દનો અર્થ છે. બે પ્રકારથી ઇશ્વરની સહાયતા મળી શકે છે. આ વાત આ સૂક્તના પ્રથમ મંત્રમાં કહેલી છે—

૧ पृश्नि दक्षिणां ददावान् । ( મં. ૧ )
૨ त्वं मनसा अचिकित्सीः । ( ૧ )

" ( ૧ ) પરમેશ્વર ભૂમિ, ગાય, વાણી આદિ ધનોની દક્ષિણા વારંવાર આપે છે. અને ( ૨ ) સર્વની મનથી ચિકિત્સા કરે છે. " અર્થાત્ જગતના વિવિધ પદાર્થો આપીને ઉપભોગના અનંત સાધનો પ્રદાન કરે છે, જેથી મનુષ્ય સુખપૂર્વક આ ભૂમિપર રહી શકે છે. આ સ્થૂળ શરીરના સુખનો પ્રબંધ ઇશ્વર દ્વારા થાય છે. તે જ પ્રકારે સર્વની માનસચિકિત્સા પણ તે કરે છે. દરેક મનુષ્યને સન્માર્ગમાં પ્રવૃત કરે છે. ઉલટા માર્ગે ચડેલા મનુષ્યને સીધે માર્ગે લાવી મૂકે છે, સન્માર્ગની પ્રેરણા કરે છે. આ પ્રમાણે અનંત માર્ગો અને રીતોથી તે સર્વનું ભલું કરે છે.

ઇશ્વરના સર્વને માથે આ અનંત ઉપકાર છે. આ મંત્રમાં " પૃશ્નિ " શબ્દ છે. જેનો અર્થ " પ્રકૃતિ, ભૂમિ, ગાય, વાણી, વિદ્યા " ઇત્યાદિ અનેક થઇ શકે છે. અહીં પ્રાકૃતિક વિશ્વના ઉપલક્ષમાં આ શબ્દ આવેલો છે.

### બે પ્રકારના લોકો

જગતમાં બે પ્રકારના લોકો છે, અને તેમને બે પ્રકારે દાન આપી શકાય છે. એક પ્રકારના લોકો " અસુર " કહેવાય છે અને બીજા પ્રકારના " પિતાહરિ " કહેવાય છે. " असुर "

શબ્દ શારીરિકબળથી યુક્ત પુરુષવાચક છે. અને " પિતા-હરિ " નો અર્થ થાય છે, રક્ષક અને દુઃખ દૂર કરવાવાળો." આ વિષયમાં આ પ્રમાણે કહ્યું છે—

१ मह्े असुराय कथं अब्रवीः ( મં. ૧ )

२ पित्रे हरये कथं अब्रवीः ( મં. ૧ )

"( ૧ ) મહાશકિતશાળીને માટે તેં શું અને કેવી રીતે કહ્યું છે ? અને ( ૨ ) બીજાના રક્ષક અને બીજાઓનું દુઃખ હરણ કરનારા મનુષ્યને માટે કેવી રીતે અને કયો ઉપદેશ આપેલો છે ? " આ જગતમાં કેટલાક લોકો શારીરિકશકિતના ઘમંડમાં કંઇ વિશિષ્ટ પ્રકારના વ્યવહાર કરી રહ્યા છે, અને બીજા કેટલાક એવા પણ લોકો છે કે જેઓ પોતાનું બળ પરોપકારને માટે ખર્ચે છે અને બીજાની રક્ષા કરે છે, અને બીજાનાં દુઃખો દૂર કરે છે. આવા સત્પુરૂષોને તેં કયા પ્રકારે ઉપદેશ આપ્યો છે ? ઘણાએ બળવાન લોકો એવા હોય છે કે જેઓ પોતાની શકિતનો ઉપયોગ બીજાની બુરાઇ માટે કરે છે, પરંતુ કેટલાક શકિતમાન લોકો એવા હોય છે કે જેઓ પોતાની શકિતથી બીજાઓની સહાયતા પણ કરે છે. આ સર્વ લોકોને તેં કેવી જાતનો ઉપદેશ આપ્યો છે કે જેથી, આ વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓ લોકોમાં દેખાઇ આવે છે ? આ આશય આ પ્રથમ મંત્રના પ્રશ્નોનો છે. આ જગતમાં લોકોને સર્વ પ્રકારના પદાર્થો અર્પણ કરીને, તેમની આધિવ્યાધિઓનું શમન કરીને તું સર્વનું ભલું કરે છે. તો પણ જનતામાં આવી ભિન્ન પ્રવૃત્તિના લોકો કેવી રીતે ઉત્પન્ન થાય છે. એ ભાવ અહીં જોવા જેવો છે.

### પ્રયત્નનું મહત્વ

માત્ર ઇચ્છા કરવાથી જ સફળતા પ્રાપ્ત થતી નથી. ઇચ્છાની સાથે પ્રયત્નની પણ અત્યંત આવશ્યકતા છે જ. આ વાત વિશેષ રીતે દ્વિતીય મંત્રમાં કહી છે—

न कामेन पुनर्मघो भवामि । ( મં. ૨ )

" માત્ર ઇચ્છા કરવાથી જ ફરી હું ધનવાન બની શકતો નથી " અર્થાત્ ઇચ્છાની સાથે વિશેષ પ્રયત્નની પણ આવશ્યકતા છે જ. ઇચ્છા કરશે અને તેની સાથે સિદ્ધિને માટે વિશેષ પ્રયત્ન પણ કરશે તો જ તેને સિદ્ધિ પ્રાપ્ત થઇ શકે છે. નહિ તો માત્ર ઇચ્છાથી જ જો ધનવાન બનાતું હોત તો ઇચ્છા કરવાવાળો કોઇ મનુષ્ય ધનહીન રહેત જ નહિ. પરંતુ આપણે જોઇએ છીએ કે પ્રત્યેક મનુષ્ય ધનવાન બનવાની ઇચ્છા કરે છે, પરંતુ સર્વ નિર્ધન રહે છે, અને કવચિત્ કોઇ મનુષ્ય ધનવાન બને છે અને ધનવાન બનવાથી પણ ઘણા થોડા લોકો સુખી થાય છે. માટે પુરૂષાર્થનું મહત્વ વિશેષ છે જ. આ વાત-

कं संचक्षे ? ( મં. ૨ )

" કોને હું કહું ? " અર્થાત્ દરેક મનુષ્ય પૈસાદાર બનવાની ઇચ્છા રાખે છે પરંતુ પ્રયત્ન કરવાને તૈયાર હોતો નથી. આ સ્થિતિ હોવાને કારણે મંત્ર કહે છે કે, કેવળ ઇચ્છા માત્રથી સિદ્ધિ થઇ શકતી નથી. આ વાત હું કોને કહું ? કોણ આ ઉપદેશને સાચી રીતે સાંભળવાને તૈયાર છે ? સાંભળે છે તો બધાજ, પરંતુ તે પ્રમાણે કરે છે બહુ થોડાજ, જેઓ પ્રયત્ન કરે છે તેઓ—

एतां पृश्निं उप आजे । ( મં. ૨ )

" આ પ્રકૃતિ ( ભૂમિ, વાણી, ગાય ઇત્યાદિ ) ને ચલાવે છે, પ્રાપ્ત કરે છે અને પોતાની ઇચ્છા અનુસાર તેમની પાસેથી કામ લે છે. " આ બધું પ્રયત્નથી જ સાધ્ય બને છે, પરંતુ જે લોકો પ્રયત્ન તો જરા પણ કરતા નથી અને ઇચ્છાઓ તો મોટી મોટી કરે છે તેમનાથી કાંઇ પણ થઇ શકતું નથી. આથી ઉન્નતિ ચાહનારા મનુષ્યો માટે ઉચિત છે કે તેઓ સદિચ્છા ધારણ કરે અને તેમની સિદ્ધતા માટે થઇ શકે તેટલો પ્રયત્ન પણ કરે.

### ઇશ્વરનું મહત્વ

જેવા બીજા પદાર્થો છે તેવો જ ઇશ્વર પણ છે. તો પછી સર્વ પર પરમાત્માનું શાસન કેવી રીતે થયું ? આ વિષયમાં બીજા મંત્રનો પ્રશ્ન ઘણોજ મનનીય છે—

हे अथर्वन् ! त्वं केन ! केन काव्येन जातेन जातवेदाः असि ? ( મં. ૨ )

" હે નિશ્ચળ દેવ ! તું કયા કારણથી નિશ્ચળ થયો છે ? અને કયું કાવ્ય પ્રગટ કરવાથી તું જાતવેદ કહેવાયો છે ? " અર્થાત્ તું જે નિશ્ચળ છે અને તને કોઇ પણ તારા સ્થળેથી હલાવી શકતો નથી. આટલી શક્તિ તારામાં કયા કારણથી પ્રાપ્ત થઇ છે ? અને તમને જ્ઞાનનું ઉગમસ્થાન કહેવાય છે, તે પણ કયા કારણોને લીધે ? કયા પુરુષાર્થને કારણે પરમેશ્વરનું આ મહાત્મ્ય પ્રસિદ્ધ થયું છે, પરમેશ્વરની એવી કઇ પુરુષાર્થ શકિત છે કે જેથી પરમેશ્વરનું આવું ઐશ્વર્ય વધ્યું છે ? અહીં આ પ્રશ્ન છે ભકતનો. તે સાંભળીને પરમેશ્વર

ર આપે છે કે—

ષ્યે, ( तद् ) मे व्रतं न दासः आर्यः
३ )

કરૂં છું, તે મારા નિયમને દાસ અથવા
ડી શકતો નથી." વ્રત પાલનની આ દક્ષતા
થી જ તેનું શાસન સર્વતોપરિ થયું છે.
ને કરવું અને બીજાઓ પાસેથી નિયમનું
ર કાર્ય આત્મશકિતથી જ થાય છે.
ધિક શકિતમાન છે તેથી તે પોતે નિયમ
બીજાઓ પાસેથી નિયમ પાલન કરાવે
ના વિશ્વવ્યાપી રાજ્યમાં એવી વ્યવસ્થા
યમોને કોઇ પણ તોડી શકે નહિ. આવું
ને લીધે જ તેનો અધિકાર સર્વતોપરિ
લો છે. આ પરમેશ્વરની શકિતની બાબતમાં થઇ, હવે
તેના જ્ઞાનના વિષયમાં જુઓ—

**सत्यं काव्येन जातेन अहं जातवेदाः अस्मि । ( મં.૩ )**

" આ વાત સત્ય છે કે આ કાવ્યસિદ્ધ થવાને લીધે જ હું જાતવેદના નામથી પ્રસિદ્ધ થયો છું. " જાતવેદનો અર્થ, " જેનાથી વેદ પ્રસિદ્ધ થયા " એવો થાય છે. પરમેશ્વરે ઉચ્ચારેલો આ વેદ જગતમાં પ્રસિદ્ધ થવાને કારણે જ ઇશ્વરની જ્ઞાન વિષયની શ્રેષ્ઠતા જગતમાં પ્રસિદ્ધ થઇ છે. આ મંત્રભાગમાં તેની જ્ઞાનશકિતનું વર્ણન થયું. સર્વમાં પૂર્ણ અને શ્રેષ્ઠજ્ઞાન પરમેશ્વર જ સર્વને આપે છે. જેઓ ધ્યાન ધરે છે તેઓ તેનાથી સમાધાન પ્રાપ્ત કરે છે. આ સામર્થ્ય પરમેશ્વરનું જ છે. આ પ્રમાણે પરમેશ્વરની ગંભીરતાનું વર્ણન આ મંત્રમાં નિમ્ન લિખીત પ્રકારે કહ્યું છે—

**सत्यं अहं गभीरः । ( મં.૩ )**

"તે સત્ય છે કે હું ગંભીર છું." ગંભીર તેને કહી શકાય કે જેની ઉંડાઇનો તાગ કોઇને પણ સમજાય નહિ. સર્વથી ગંભીર પરમેશ્વર જ છે કારણ કે તેની ઉંડાઇનો તાગ હજી સુધી કોઇને પણ મળ્યો નથી, એટલું જ નહિ તેનાથી બનાવાએલી આ સૃષ્ટિ છે તેની ગંભીરતાનો તાગ પણ હજી સુધી કોઇ પામી શકયું નથી, તેની ગંભીરતા એટલી છે. આ ગુણ પરમાત્મામાં હોવાથી જ પરમેશ્વરનું શાસન સર્વતોપરિ થઇ ગયું છે.

આ પ્રમાણે તૃતીય મંત્રમાં પરમાત્માનું ભાષણ શ્રવણ કરીને ભકત ફરીથી પરમેશ્વરના ગુણોનું વર્ણન કરે છે—

**१ त्वत् अन्यः कवितरः न ( મં.૪ )**

**१ त्वत् अन्यः मेधया धीरतरः न । ( મં.૪ )**

" ( ૧ ) તારાથી ભિન્ન એવો બીજો કોઇ અધિક શ્રેષ્ઠ કવિ અથવા જ્ઞાની નથી. અને ( ૨ ) તારાથી ભિન્ન બુદ્ધિમાં અધિક બુદ્ધિવાન પણ બીજો કોઇ નથી. " અર્થાત્ તું જ આ ગુણોમાં સર્વથી શ્રેષ્ઠ છે. કારણ કે—

**त्वं ता विश्वा भुवनानि वेत्थ । ( મં.૪ )**

**त्वं विश्वा जनिमा वेद । ( મં.૫ )**

" તું જ આ સર્વ ભુવનોને અને જન્મોને જાણે છે. " સંપૂર્ણ પદાર્થ માત્રનું જ્ઞાન તારામાં છે. તારે માટે કોઇ પદાર્થ અજ્ઞાત નથી. તું સર્વજ્ઞ, શ્રેષ્ઠ કવિ અને વિશેષ જ્ઞાની હોવાથી સર્વ લોકોના ગુણ-દોષ તું યથાવત્ જાણે છે. આ કારણને લીધે—

**मायि जनः त्वत् विभाय । ( મં.૪ )**

" કુટીલ મનુષ્ય તારાથી ડરે છે. " કારણ કે કપટી માણસ અન્ય મનુષ્યોની સાથે કપટ કરી શકે છે. તથાપિ તે પરમેશ્વરની સાથે કપટ કરી શકતો નથી કારણ કે પરમેશ્વર તેના કામોને યથાવત્ જાણે છે, તેનાથી છૂપું એવું કશું જ નથી. તેથી સર્વ છળકપટ કરનારા તેનાથી હંમેશા ડરતા રહે છે. જાહેર રીતે તેઓ બતાવે કે ન બતાવે પરંતુ મનમાં તો તેઓ ડરતા જ રહે છે. આ સર્વજ્ઞતાને કારણે પરમેશ્વરનું શાસન સર્વતોપરિ થએલું છે.

પંચમ મંત્રમાં પણ આ જ વાત ફરીવાર કહેલી છે કે, " તે ઇશ્વર સર્વના જન્મોને યથાવત્ જાણે છે, " તો પછી કોણ તેનાથી શું છૂપાવી શકે ? પંચમ મંત્રના ઉત્તરાર્ધમાં કહ્યું છે કે—

**रजसः परः किम् अन्यत् अस्ति । ( મં.૫ )**

**किं परेण अवरम् । ( મં.૫ )**

" આ પ્રકૃતિને પેલેપાર બીજું શું છે ? અને તેને પેલેપાર પણ બીજું શું છે ? ઉત્તરમાં કહે છે કે—

**रजसः एकं परः अन्यत् अस्ति ।**

**परः एकेन दुर्णशं चित् अर्वाक् ॥ ( મં.૬ )**

" આ પ્રકૃતિને પેલેપાર એક શ્રેષ્ઠતત્વ છે અને તેની પેલેપાર અવિનાશીતત્વ છે. અહીંયા પ્રકૃતિ, જીવાત્મા અને પરમાત્માનું વર્ણન સ્પષ્ટતાથી આવેલું છે. મનુષ્યને માટે એ યોગ્ય છે કે તેને જાણે અને પોતાની ઉન્નતિનો માર્ગ તેને આશ્રયે છે એ નિશ્ચિતરૂપથી સમજે.

### ધન પ્રાપ્તિમાં દોષ

પૂર્વ પ્રમાણે આધ્યાત્મનો વિષય બતાવ્યા પછી વ્યવહારનો થોડોક ઉપદેશ કરીએ છીએ. આલોકનો વ્યવહાર

ચલાવવાને માટે ધન ઘણું જ જોઇએ. આ ધન કમાવવાના ઘણા માર્ગો હોય છે. પરંતુ—

पुनर्मघेपु भूरि अनवद्यानि । ( मं. ७ )

"ફરીથી ધન કમાવવામાં ઘણો જ દોષ અથવા નિંદ્ય કર્મ થાય છે." અર્થાત્ દોષ ન કરતાં અને નિંદ્ય કર્મ ન કરતાં જેટલું ધન કમાવી શકાય છે તેટલું જ કમાવવું જોઇએ. દોષ અને નિંદ્ય કર્મ કરીને જે ધન કમાવવાનો વ્યવહાર કરે છે તેઓ દંડનીય સમજવા જોઇએ. આ બાબતમાં જુઓ—

पणयः अधोवचसः भवन्तु । ( मं. ६ )

दासाः भूमिं नीचैः उपसर्पन्तु । ( मं. ६ )

"વ્યવહારમાં નિંદ્ય કર્મ કરીને ધન કમાવવાની ઇચ્છા કરવાવાળાઓનાં મુખ હંમેશા નીચે વળો, અને બીજાનો ઘાત કરીને ધન કમાનારા નીચ સ્થિતિમાં ઉતરી જાઓ." અર્થાત્ જે ધન કમાવવું હોય તે ધર્માનુકૂળ વ્યવહાર કરીને કમાવવું જોઇએ. અને કોઇ પણ માણસ નિંદ્ય વ્યવહાર અને ઘાતપાત કરીને ધન કમાવવાનો યત્ન ન કરે.

આ મંત્રભાગમાં "પણિ" શબ્દ છે. તેનો અર્થ "વેચાણ-ખરીદ કરનારો વાણિયો" એવો થાય છે. પણિ શબ્દમાં ખરેખર કોઇ ખરાબ ભાવ નથી. પરંતુ પાઠક સારી રીતે જાણે છે કે વાણિયાઓ શુદ્ધ ધર્માનુસાર વ્યવહાર કરીને ધન કમાવવાની ઇચ્છા રાખનારા ઘણા થોડા હોય છે, અને જેમ મરજીમાં આવે તેમ સારો ખરાબ વ્યવહાર કરીને ઝડપથી પૈસાદાર બનવાની ઇચ્છા રાખનારા જ ઘણા હોય છે. તેથી ઉક્ત મંત્રભાગમાં જે ( પણિઓ ) વાણિયાઓનું મુખ નીચું થાઓ એવો શાપ આપેલ છે, તેઓ દુષ્ટ વ્યવહાર કરનારા છે. આ પ્રમાણે "દાસ" શબ્દનો ભાવાર્થ "ક્ષય કરવાવાળો ઘાતપાત કરવાવાળો" એવો થાય છે. બીજાઓને લૂંટી લઇને ધનવાન થનારા એવો અર્થ આ મંત્રમાં દાસ શબ્દનો લેવો યોગ્ય છે. આ સર્વ કુત્સિત વ્યવહાર કરવાવાળાઓની અંતમાં દુર્દશા થાય છે. તેથી ધર્મ માર્ગથી ઉત્તમ વ્યવહાર કરીને પૈસાદાર બનવાનો પ્રયત્ન સર્વ લોક કરે, એજ ઉપદેશ અહીં છે. એમ હોવા છતાં પણ—

पताघतः पणीन् मो पु अभिभूत् । ( मं.७ )

"વાણિયાઓને પણ નુકસાન ન થાય." અર્થાત્ ઉત્તમ ધર્માનુકૂળ વ્યવહાર કરીને યોગ્ય લાભ અવશ્ય કમાવે. જ્યાં સુધી ધર્માનુકૂળ વ્યવહાર તેઓ કરી રહ્યા છે ત્યાં સુધી તેમને કોઇ પણ જાતની હરકત ન થાય, પરંતુ જે વખતે તેઓ ધર્મનિયમનો ભંગ કરે ત્યારે જ તેમને દૂર કરવા જોઇએ. વ્યવહાર કરનાર બધા જ લોકો આ ઉપદેશ પ્રમાણે પોતાના વ્યવહાર કરે અને પૈસાદાર બને.

આગળ આઠમા અને નવમા મંત્રમાં "પરમેશ્વરનું સ્તોત્ર અર્થાત્ ઇશભક્તિ સર્વ લોકોમાં ફેલાય" એવી ઇચ્છા પ્રગટ કરી છે, તેનો અર્થ એટલો જ છે કે સર્વ લોકો એક ઇશ્વરની ભક્તિથી રંગાઇ જાય તો તેમનામાં દુષ્ટ વ્યવહાર કરવાની ઇચ્છા જ ઉત્પન્ન નહિ થાય, અને બધા લોકો ઉત્તમ રીતે ધર્માનુકૂળ રીતે ચાલશે ઇશ્વરભક્તિથી મનુષ્યનું જીવન પવિત્ર જ બને છે.

### ઇશ્વરનો ભાઇ

દરેક મનુષ્યને એવો વિશ્વાસ હોવો જોઇએ કે હું પરમેશ્વરનો મિત્ર છું. જેઓ ધાર્મિક ભક્ત હોય છે તેમનામાં જ એ ભાવ ઉત્પન્ન થાય છે.

१ मे युज्यः सप्तपदः सखा असि । ( मं. ९ )

१ ते युज्यः सप्तपदः सखा अस्मि । ( मं. १० )

३ सखा नः असि । बंधुः च असि । ( मं. ११ )

ઇશ્વર મારો મિત્ર અને ભાઇ છે. વસ્તુતઃ જીવાત્મા અને પરમાત્મા પરસ્પર મિત્ર અને બંધુ, અને એક વૃક્ષ પર રહેનારા બે પક્ષિઓની જેમ પરસ્પર સમાન સખ્ય કરવાવાળા છે. કેટલાએ લોકો એવા હોય છે કે જેઓ આવી મિત્રતાનો અનુભવ કરે છે. પરંતુ તેનો વિચાર કરવામાં આવે તો જણાઇ આવશે કે ઘણા ખરા મનુષ્યોએ આ મિત્રતાને ભૂલાવી દીધી છે. ઇશ્વરની સાથે જીવંત અને જાગ્રત મિત્રતાનો સંબંધ રાખનારા કયારેક જ કોઇ સન્ત-મહન્ત થાય છે. બાકીના લોકો આ મિત્રતાનો સંબંધ ભૂલી ગએલા જ હોય છે. આ ઇશ-મિત્રતાનો સંબંધ જેટલા અન્તઃકરણોમાં જાગ્રત થઇ જાય તેટલું જ ઇચ્છનીય છે. જેનામાં આ સંબંધ જાગ્રત થાય છે તેઓજ—

देहि नु मे यत् मे अदत्तः। ( मं. ९ )

ददामि तव यत् ते अदत्तः। ( मं. १० )

"જે અત્યાર સુધી મને મળ્યું નથી તે હવે મને તું આપ. હું તને તે આપું છું કે જે મેં અત્યાર સુધી તને આપ્યું નથી." આ ભક્ત અને ઇશ્વરનો વર્તાલાપ ત્યારે પ્રત્યક્ષ થઇ શકે કે જ્યારે મનુષ્ય ઇશ્વરને પોતાનો મિત્ર માની તે પ્રમાણે અનુભવ કરશે. જે અત્યાર સુધી આપવામાં આવી નથી એવી વસ્તુ "મોક્ષ" જ છે અને તેજ આ વખતે ભક્ત માગે છે અને પરમેશ્વર આપે પણ છે. પરમેશ્વર પાસેથી પ્રાપ્ત થનારૂં આ અન્તિમ દાન છે, જે ભક્તને અન્તમાં પ્રાપ્ત થાય છે.

भग एव भगवाँ अस्तु देवस्तेना वयं भगवन्तः स्याम ।
तं त्वा भग सर्व इज्जोहवीमि स नो भग पुरएता भवेह ॥ ५ ॥
समध्वरायोपसो नमन्त दधिक्रावेव शुचये पदाय ।
अर्वाचीनं वसुविदं भगं मे रथमिवाश्वा वाजिन आ वहन्तु ॥ ६ ॥
अश्वावतीर्गोमतीर्न उपासो वीरवतीः सदमुच्छन्तु भद्राः ।
घृतं दुहाना विश्वतः प्रपीता यूयं पात स्वस्तिभिः सदा नः ॥ ७ ॥

---

( उत इदानीं भगवन्तः स्याम् ) અમે હવે ભાગ્યવાન્ થઇને ( उत प्रपित्वे उत मध्ये अह्नाम् ) તેમજ સાયંકાળે તથા બપોરના વખતે પણ હે ( मघवन् ) ભગવન્! ( उत सूर्यस्य उदितौ ) અને સૂર્યના ઉદયકાળ વખતે ( वयं देवानां सुमतौ स्याम ) અમે દેવોની સુમતિમાં રહીએ. ( ૪ )

( भगवान् भगः देवः अस्तु ) ભગવાન ભગદેવ મારી સાથે થાઓ ( तेन भगवन्तः स्याम ) તેમની સહાયતાથી અમે ભાગ્યવાન થઇએ. હે ( भग ) ભગવન્ ( तं त्वा सर्वः इत् जोहवीमि ) તેવા તને હું સર્વ રીતિથી ભજું છું. ( भग ) ભગવન્ ! ( सः नः पुरएता इह भव ) તેવો તું અમારો નેતા અહીં છો. (૫)

( उपसः अध्वराय संनमन्त ) ઉષાઓ યજ્ઞને માટે ઉત્તમ પ્રકારે નમતી રહે. ( शुचये पदाय दधिक्रावा इव ) જેવી રીતે શુદ્ધ કરેલી જગાએ પગ મૂકવા માટે ઘોડો ચાહે છે. ( वाजिनः अर्वाचीनं वसुविदं भगं मे आवहन्तु ) આ ઘોડાઓ આ તરફ ધનવાળા ભગવાનને મારી પાસે લઇ આવે. ( अश्वाः रथं इव ) જેવી રીતે ઘોડાઓ રથને લાવે છે. ( ૬ )

( अश्वावतीः गोमतीः वीरवतीः भद्राः उपासः ) ઘોડાઓ, ગાયો અને વીરોથી યુકત કલ્યાણમયી ઉષાઓ ( नः सदं उच्छन्तु ) અમારા ઘરોને પ્રકાશિત કરે ( घृतं दुहानाः ) ઘીને પ્રાપ્ત કરતાં કરતાં ( विश्वतः प्रपीताः ) સર્વ પ્રકારે હૃષ્ટપુષ્ટ થઇને ( यूयं स्वस्तिभिः सदा नः पात ) તમે સર્વ અનેક કલ્યાણોની સાથે હંમેશાં અમારી રક્ષા કરો. (૭)

---

પ્રાતઃકાળમાં, બપોરના તેમજ સાયંકાળે અમે એવાં શુભકર્મ કરીએ કે તેનાથી અમે ભાગ્યશાળી બનતા જઇએ! સૂર્યના ઉદયકાળે દેવોની ઉત્તમ મતિથી અમે યુક્ત બનીએ. ( ૪ )

ભગવાન્ પરમેશ્વર અમને ભાગ્ય દેનારો થાઓ. તેની કૃપાથી અમે ભાગ્યશાળી બનીએ। હે ભગવન્ ! અમે બધા તારું ભજન કરીએ છીએ, તેથી તું પ્રસન્ન થા અને અમને સર્વને યોગ્ય માર્ગ પર ચલાવનારો તું અમારો નેતા બન. ( ૫ )

ઉષાકાળનો સમય અહિંસામય અકુટિલ સત્કર્મની દિશાની તરફ ઝુકી જાય અને તે કર્મોથી ધનવાન્ ભગવાન્ અમારી વધારે નજીક થતા જાય. ( ૬ )

જે ઉષાઓને વખતે ઘોડા, ગાયો, અને વીર પુરુષો ઉત્સાહથી કાર્યોમાં લાગેલા હોય છે, એવી ઉષા અમારા ઘરોને પ્રકાશિત કરો. આવી ઉષાઓ ઘૃતને પ્રાપ્ત કરતી અને સર્વને દૂધ પીવડાવતી અનેક કલ્યાણોની સાથે અમારા સર્વની રક્ષા કરો ! ( ૭ )

# પ્રાતઃકાળમાં પ્રભુની પ્રાર્થના

## પ્રાતઃકાળમાં પ્રભુની પ્રાર્થના

પ્રાતઃકાળે ઉઠીને પ્રભુની પ્રાર્થના કરવી જોઇએ. આપણું મન શુદ્ધ અને પવિત્ર બનાવીને એકાગ્રતાની સાથે આ પ્રાર્થના થવી જોઇએ, એ વખતે વિરોધનો કોઇ વિચાર મનમાં આવવો ન જોઇએ, અને પરમેશ્વરની ભક્તિનોજ વિચાર મનમાં જાગતો રહેવો જોઇએ. આવા શુદ્ધભાવથી ઉષાના પવિત્ર સમયે કરેલી પ્રાર્થના પરમેશ્વર-દેવ સાંભળે છે. તેથી—

### સર્વનો ઉપાસ્ય દેવ

**આધ્રશ્ચિદ્ યં મન્યમાનસ્તુરશ્ચિદ્રાજા ચિદ્ યં ભગં ભક્ષીત્યાહ ॥ ( મં.૨ )**

આ સમયે "નિર્બળ અને બળવાન, પ્રજાજન અને રાજા સમાનભાવે પ્રભુને માન આપતાં તેની પ્રાર્થના કરે છે અને તેની પાસે પોતાના ભાગ્યનો ભાગ માગે છે." કારણ કે નિર્બળ અને બળવાન્, શાસિત અને શાસક તે સર્વ તેની સામે સમાનભાવે રહી શકે છે. આ મંત્રના શબ્દો અધિક વિચારની દૃષ્ટિથી જોવા જેવા છે. તેથી તેના શબ્દોના હવે અર્થ જુઓ—

૧ આધ્ર—આધાર દેવા યોગ્ય, જેને બીજાના આધારની આવશ્યકતા હોય છે, નિર્બળ, અશક્ત, નિર્ધન.

૨ તુરઃ—ત્વરાયુક્ત, ઝડપથી કાર્ય કરવાવાળો, વેગવાન, આગળ વધનારો, બળવાન, સામર્થ્યવાન, પોતાની શક્તિથી આગળ વધનારો.

૩ રાજા—શાસન કરનારો, સત્તા ચલાવનારો, બીજા પર અધિકાર જમાવનારો.

આ રાજા શબ્દના પ્રયોગથી અહીં શાસિત થનારી પ્રજાનો પણ અપરોક્ષ રીતે બોધ થાય છે. નિર્બળ, અશક્ત, નિર્ધન, શાસિત આદિ લોકો તથા બળશાળી, સમર્થ, પૈસાદાર અને શાસન કરવાવાળા લોકો આ સર્વ આ જગતમાં જો કે નીચ અને ઉચ્ચ સમજવામાં આવે છે પરંતુ જગન્નિયંતા પ્રભુની સન્મુખ આ સર્વ સમાનભાવથીજ રહે છે. તેની નજરે ન કોઇ નીચ છે કે ન કોઇ ઉચ્ચ છે. તેથી તે પ્રભુની પ્રાર્થના જેવી રીતે ગરીબ મનુષ્યો કરે છે તેવી જ રીતે રાજા પણ કરે છે, અને બન્ને તેની કૃપાથી પોતાના ભાગ્યની વૃદ્ધિ થશે એમ સમજે છે. આ પ્રમાણે આ ભગવાન પરમપિતા સર્વનો એક સરખો રક્ષણકર્તા છે. આ—

*

**યઃ વિધર્તા । ( મં. ૨ )**

"સર્વને વિશેષ રીતથી ધારણ કરવાવાળો છે." અન્ય સાધારણ ધારણકર્તા ઘણા છે, પરંતુ આ પ્રભુ તો ધારણ કરનારનો પણ આધાર છે. તેટલા માટે તેને વિશેષ ધારક કહે છે. આ—

**પ્રાતર્જિતં અદિતેઃ પુત્રં ભગં । ( મં. ૨ )**

"( **પ્રાતઃ જિતં** ) પ્રાતઃકાળમાં પણ વિજયી છે." અર્થાત્ અન્ય વીરો તો યુદ્ધ કરશે અને પછી વિજયી બનશે. આ કાર્ય માટે તેમને વિજય મેળવવા માટે થોડો વખત જરૂર લાગશે, તે પ્રમાણે તેને માટે નથી, તે તો હંમેશા વિજયી જ છે. કાળની શરૂઆત થવાનો પ્રારંભ ઉષઃકાળથી જ થાય છે. તે ઉષઃકાળના પ્રારંભથી જ વિજયી થાય છે, અર્થાત્ પાછળથી તો તેનો વિજય થશેજ, પરંતુ તેનો તો પ્રારંભથી જ વિજય થયો છે. એ વાત અહીં સ્પષ્ટ કરેલી છે.

### અદીનતાના રક્ષક

"**દિતિ**" નામ પરાધિનતા અથવા દીનતાનું છે અને "**અ-દિતિ**" નો અર્થ છે સ્વતંત્રતા, સ્વાધીનતા અને અદીનતા. આ સ્વાધીનતાનો આ ( **પુ-ત્ર=પુનાતિ ચ ત્રાયતે ચ ઇતિ પુત્રઃ** ) પવિત્રતા યુક્ત, તારો દેનારો છે. આવી રીતે તે ભાગ્યવાન્ હોવાથી "**ભગ**" કહેવાય છે. જે કોઇ આ પવિત્રતાની સાથે સ્વાધીનતાની રક્ષા કરશે તેજ ભાગ્યવાન્ થશે અને ઐશ્વર્યવાન પણ બનશે. "**અ-દિતિ** નો **પુત્ર**" થવું મહા પુરૂષાર્થનું કાર્ય છે, આ સાધારણ વાત નથીજ. પરમાત્મા તો સ્વયંસિદ્ધ સ્વાધીનતાના રક્ષક છે, તેથી તેમને તો આ સિદ્ધિ સ્વભાવથી જ સિદ્ધ છે અર્થાત્ પ્રયત્ન કર્યા વગર જ પ્રાપ્ત થાય છે. પુરૂષાર્થી મનુષ્ય પોતાના પુરૂષાર્થથી જ સ્વાધીનતાનો રક્ષક બને છે. તેને આ સિદ્ધિ પરમાત્મોપાસનાથી જ પ્રાપ્ત થઇ શકે છે. તેની ઉપાસના કોણ કયા

રૂપમાં કરે છે તેનું વર્ણન પ્રથમ મંત્રમાં આપેલું છે—

### ઉપાસનાની રીતો

" અગ્નિ, ઇન્દ્ર, મિત્ર, વરૂણ, અશ્વિનૌ, પૂષા, બ્રહ્મણસ્પતિ, સોમ, રુદ્રરૂપ ભગની અમે ઉપાસના કરીએ છીએ." ( મં. ૧ ) આ મંત્રનું આજ કથન છે. એકજ પરમાત્મા દેવના આ જુદા જુદા ગુણોના બોધક વિશેષણો છે. આ સૂક્તમાં " ભગ " અર્થાત્ ઐશ્વર્યની પ્રધાનતા હોવાથી આ સૂક્તમાં " ભગ " શબ્દ મુખ્ય અને અન્ય શબ્દો તેનાં વિશેષણો છે. પરંતુ જો કોઇને અન્ય ગુણની ઉપાસના કરવી હોય તો તે ગુણવાચક શબ્દ મુખ્ય માનીને અન્ય શબ્દોને તેનાં વિશેષણ માની લઇ શકાય. જેવી રીતે- ( ૧ ) ભાગ્ય પ્રાપ્તિની ઇચ્છા કરનાર " ભગ " નામને મુખ્ય માનીને ઉપાસના કરે. ( ૨ ) જ્ઞાન પ્રાપ્તિની ઇચ્છા કરનાર " બ્રહ્મણસ્પતિ " નામને મુખ્ય માનીને તેની ઉપાસના કરે. ( ૩ ) પ્રભુત્વનું સામર્થ્ય ઇચ્છતો હોય તે " ઇન્દ્ર " નામને મુખ્ય માનીને તેની ઉપાસના કરે. ( ૪ ) પુષ્ટિ ઇચ્છનારે " પૂષા " નામને મુખ્ય માનીને તેની ઉપાસના કરવી. ( ૫ ) શાંતિ ચાહનાર " સોમ " નામને મુખ્ય માનીને અન્ય નામોને તેનાં વિશેષણ માને અને તેની ઉપાસના કરે. ( ૬ ) ઉગ્રતાની ઇચ્છા કરનાર " રુદ્ર " નામને મુખ્ય માનીને તેની ઉપાસના કરે. આ પ્રમાણે અન્યાન્ય નામોને મુખ્ય અથવા ગૌણ પોતાની કામના પ્રમાણે માને અને તે પ્રભુની ઉપાસના કરીને પોતાનામાં તે ગુણની વૃદ્ધિ કરે. તે એક પ્રભુના જ આ નામ છે. કારણ કે " એકજ પ્રભુના અગ્નિ વગેરે અનેક નામો હોય છે એકજ સદ્વસ્તુનું કવિલોકો ભિન્ન ભિન્ન નામોથી વર્ણન કરે છે." આ વૈદિકશૈલિને અનુસાર આ પ્રથમ મંત્રમાં આવેલા સર્વ શબ્દો એકજ પરમાત્માના વાચક છે. તેથી કોઇ પણ ગુણને પ્રધાન માની પ્રભુની ઉપાસના કરવામાં આવે તો તેની ઉપાસના થાય છે, અને જે ગુણનું ચિન્તન કરવામાં આવે તેની વૃદ્ધિ થતી જાય છે. જે ગુણની મનમાં ઝંખના ઉત્પન્ન થાય છે તે ગુણ મનમાં વૃદ્ધિ પામે છે. એ નિયમને અનુસાર આ ઉપાસના થાય છે. આ ગુણોનું ચિન્તન કરવાને માટે વધુ સમજણ અર્પે થાય એટલા માટે આ શબ્દોના વિશેષ અર્થ આપીએ છીએ—

( ૧ ) **अग्निः**-તેજ, પ્રકાશ, ઉષ્ણતા અને ગતિ કરવાવાળો.

( ૨ ) **इन्द्रः**-શત્રુઓને દૂર કરવાવાળો, ઐશ્વર્યવાન, નિયામક, શાસન કરવાવાળો રાજા.

( ૩ ) **मित्रः**-મિત્રદૃષ્ટિથી સર્વ પર પ્રેમ કરનારો, સર્વનું હીત કરનારો.

( ૪ ) **वरुणः**-શ્રેષ્ઠ, નિષ્પક્ષપાત રીતે સત્યનું નિરીક્ષણ કરનારો, વરિષ્ઠ.

( ૫ ) **अश्विनौ**- ધન અને ઋણશક્તિથી યુક્ત, વેગવાન્, સર્વવ્યાપક, સર્વત્ર ઉપસ્થિત.

( ૬ ) **भगः**-ભાગ્યવાન્, ઐશ્વર્યયુક્ત ધનવાન્.

( ૭ ) **पूषा**- પોષક, પુષ્ટિ કરવાવાળો.

( ૮ ) **ब्रह्मणस्पतिः**-જ્ઞાનનો સ્વામી, જ્ઞાની.

( ૯ ) **सोमः**-શાંત, અલ્હાદ દેનારો, કલાનિધિ, કલાવાન, મધુર, પ્રસન્નતા આપનારો.

( ૧૦ ) **रुद्रः**-ઉગ્ર, પ્રચન્ડ, ભયાનક, ગર્જના કરનારો વીર, શૂર, વીરભદ્ર, શત્રુ-વિધ્વંસક વીર, શત્રુઓને રડાવનારો.

પ્રથમ મંત્રમાં આવેલા દસ શબ્દોના આ અર્થ છે. પાઠક આ શબ્દોના મનનથી પ્રભુની ઉપાસના કરી શકે છે. જે ગુણ પોતાનામાં વધારવાની ઇચ્છા હોય તે ગુણવાચક શબ્દથી પ્રભુનું ધ્યાન કરવું અને અન્ય શબ્દોને તેના ગુણવાચક વિશેષણો માનવાં એ ઉપાસનાની રીત છે. આ પ્રમાણે મનન અને નિદિધ્યાસ રાખવાથી મનનું વાયુમંડળ એટલે મનનું વાતાવરણજ એવું બને છે, અને આવશ્યક ગુણ મનમાં વિકાસ પામે છે. અહીં પાઠકે લક્ષમાં રાખવાનું છે કે પોતાની ઉન્નતિને માટે પોતાના મનની અંદર એવા પ્રકારનું વાયુમંડળ ઉત્પન્ન કરવાની આવશ્યકતા છે, તેથી તૃતીય મંત્રમાં કહ્યું છે—

### ધારણા

**इमां धियं दददुः उदव ।** ( મં. ૩ )

" આ બુદ્ધિને વધારતાં વધારતાં અમારી ઉન્નત અવસ્થા કરીને રક્ષા કર. " અહીં પ્રાર્થનામાં ધન માગ્યું નથી, પરંતુ " બુદ્ધિ " માગી છે. આ " ધારણાવાળી બુદ્ધિ " કર્મશક્તિથી યુક્ત રહે છે તે છે. આ વાત વિશેષ રીતથી ધ્યાનમાં રાખવા જેવી છે. ભાગ્ય પ્રાપ્ત કરવું હોય, ધન, ઐશ્વર્યની વૃદ્ધિ કરવી હોય, અથવા પ્રભુત્વ સંપાદન કરવું હોય તો આ સર્વને માટે પુરૂષાર્થ કરવામાં સમર્થ એવી ધારણાવાળી બુદ્ધિની આવશ્યકતા છે. તેના વિના ઉન્નતિ અસંભવ છે. ધી શબ્દમાં જેવી બુદ્ધિમત્તાનો ભાવ છે તેજ પ્રકારે પુરૂષાર્થમયી કર્મશક્તિનો પણ ભાવ છે એ ભૂલવું જોઇએ નહિ.

આ 'ધી' જેટલી વધશે તેટલી મનુષ્યની યોગ્યતા વધતી જશે. જે બુદ્ધિમાં જ્ઞાનશક્તિ, પુરૂષાર્થશક્તિની સાથે સંમિલિત હોય છે તે બુદ્ધિ અમને જોઇએ આ ઇચ્છા, "इमां धियं" શબ્દોમાં છે. પ્રથમ અને દ્વિતીય મંત્રમાં જે બુદ્ધિ અને કર્મ શક્તિ વિકસિત કરવાનો ઉપદેશ કરવામાં આવ્યો છે, તે બુદ્ધિ આ ત્રીજા મંત્રમાં( इमां धियं ददन् ) 'તે બુદ્ધિને આપો' એ શબ્દોમાં માગેલી છે. અહીં પ્રશ્ન એ થાય છે કે કયી બુદ્ધિ પ્રથમ દ્વિતીય મંત્રોમાં કહેલી છે? તેનું ઉત્તર આ મંત્રના મનનથી મળી શકે છે. મનન કરવા માટે આની પહેલાં શબ્દાર્થ આપેલા જ છે. પરંતુ વિશેષ સ્પષ્ટતા માટે અહીં વધું થોડું સ્પષ્ટીકરણ કરીએ છીએ—

| ઉપાસના — મંત્રનો શબ્દાર્થ | તેનાથી સિદ્ધ થનારી — અને તેનાથી ઉદ્દીપિત થનારો | ધારણા — બુદ્ધિનો ભાવ |
|---|---|---|

**પ્રથમ મંત્ર**

( अग्निं ) તેજસ્વી પરંતુ ( सोमं ) શાંત મીઠા સ્વભાવ વાળા ( मित्रा-वरुणौ ) મિત્રદૃષ્ટિથી સર્વને જોનારો અને નિષ્પક્ષપાતી બનીને સત્યાસત્ય જોનારો ( पूषणं ) પોષણ કરતા ( ब्रह्मणस्पतिं ) બ્રહ્મજ્ઞાની દેવની પ્રાર્થના હું સવારમાં કરૂં છું.

( अश्विनौ ) વેગવાન્ ધનઋણ શકિતવાળા અને( रुद्रं ) શત્રુને રડાવનાર ( भगं ) ભાગ્યયુક્ત ( इन्द्रं ) શત્રુઓને દૂર કરનારા શાસનકર્તા પ્રભુની હું પ્રાતઃકાળને સમયે પ્રાર્થના કરૂં છું.

**(૧)**

( ૧ ) હું તેજસ્વી બનીશ, પરંતુ ( ૨ ) શાંત અને મધુર સ્વભાવ ધારણ કરીને ( ૩ ) મિત્રદૃષ્ટિથી સર્વ ભૂતમાત્રને જોઇશ ( ૪) નિષ્પક્ષતાથી સત્યાસત્યની પરીક્ષા કરીશ. ( ૫ ) બીજાઓને યથાશક્તિ સહાયતા આપીને તેમનું પોષણ કરીશ અને ( ૬ ) મારામાં જ્ઞાનની વૃદ્ધિ કરીશ.

( ૧ ) હું મારો વેગ વધારીને ( ૨ ) શત્રુઓને રડાવવા યોગ્ય પરાક્રમ યુદ્ધભૂમિ પર કરીશ અને ( ૩ ) ભાગ્યવાન બનીને મારા સર્વ શત્રુઓને દૂર કરીને ઉત્તમ વ્યવસ્થાથી શાસન કરીશ.

**દ્વિતીય મંત્ર**

( प्रातर्जितं )નિત્ય વિજયી ( उग्रं ) ઉગ્ર શૂરવીર પ્રભુની હું પ્રાતઃકાળે પ્રાર્થના કરૂં છું. આ પ્રભુની ભક્તિ અશક્ત અને સશક્ત, રંક અને રાજા સર્વ કરે છે અને પોતાના ભાગ્યનો ભાગ તેની પાસે માગે છે કારણ કે તે ( विधर्ता ) સર્વનો ધારણ કરનાર અને ( अदितेः ) બંધનરહિત અવસ્થાવાળો ( पु-त्रः ) પાવનકર્તા અને તારણકર્તા છે.

**(૨)**

હું પ્રાતઃકાળમાં મારા વિજય પ્રાપ્તિનો વિચાર કરૂં છું. તેને માટે આવશ્યક ઉગ્રતા ધારણ કરીશ, અને પરમેશ્વરની ભક્તિપૂર્વક મારી અદીનતા અને સ્વાધીનતાની રક્ષાને માટે અહર્નિશ યત્ન કરીશ તથા મારામાં સર્વ પ્રકારના પવિત્રતા વધારતાં વધારતાં મારામાંની રક્ષકશક્તિ પણ વધારીશ.

---

ઉપાસનાના મંત્રોથી કેવી રીતે ધારણા થઇ શકે છે તેની રીત અહીં આપી છે. પુત્ર પિતાના જેવો બને છે અને પિતા જે કરે છે તે પુત્ર કરવા માંડે છે. આ વાત પરમપિતાના ગુણગાનથી થઇ શકે છે, કારણ કે આ જીવાત્મારૂપ " અમૃત પુત્ર " પરમાત્માની જેમ સચ્ચિદાનંદ સ્વરૂપને પ્રાપ્ત કરવું જ જોઇએ, તેથી તે માર્ગ પર જ જઇ રહ્યો છે અને તેથીજ તે ઉપાસના કરે છે.

( ૧ ) " પરમેશ્વર જ્ઞાની છે " આ વાક્ય કહેતાની સાથે જ મનમાં એવો વિચાર ઉઠે છે કે, " હું પણ જ્ઞાની બનીશ અને અધિક જ્ઞાન પ્રાપ્ત કરીશ. " ( ૨ ) " પરમેશ્વર શત્રુ નિવારક છે " એટલું કહેતાની સાથે જ મનમાં એ ભાવના ઉઠે છે કે, " હું પણ શત્રુઓનું નિવારણ કરીને શત્રુ રહિત બનું, " ( ૩ ) તે જ પ્રમાણે " પરમેશ્વર ઐશ્વર્યમય છે " એટલું કહેતાની સાથે મનમાં વિચાર ઉઠે છે કે, " હું પણ ઐશ્વર્ય કમાવવાનો પુરૂષાર્થ કરૂં. " ( ૪ ) આ જ પ્રમાણે " પરમેશ્વર આ સર્વ વિશ્વનો કર્તા છે " એટલું કહેતાની સાથે જ મનમાં આવી ભાવના ઉત્પન્ન થાય છે કે, " હું પણ કંઇક હુન્નર બનાવું. આ પ્રમાણે ઉપાસના અને ધારણાનો

એક બીજા સાથેનો સંબંધ છે. જ્યારે બુદ્ધિમાં કોઇ પણ વિશિષ્ટ વિચાર સ્થિર રીતે જામી જાય છે ત્યારે તેને "ધી" કહે છે. પાઠક હવે સમજી ગયા હશે કે પ્રથમ અને દ્વિતીય મંત્રની ઉપાસનાથી જે ધારણાવાળી બુદ્ધિ બને છે તેજ કર્મ મયી જ્ઞાનશક્તિ કેવી છે અને તે મનુષ્યમાત્રનો ઉદ્ધાર કરવા માટે કેવી રીતે સહાયક થઇ શકે છે ( **इमां धियं ददन् नः उत् अव** ) ( મં. ૩ ) "આ ધારણાવાળી બુદ્ધિ આપીને અમારી ઉન્નતિ કરતાં કરતાં અમારી રક્ષા કર." આ તૃતીય મંત્રનો ઉપદેશમાં કેટલો મહત્વપૂર્ણ ભાગ છે, તેનો વિચાર પાઠક કરે અને આ પ્રકારે મંત્રોની ઉપાસનામય વાણીથી પોતાના ઉદ્ધારનો માર્ગ જાણી લઇને પાઠક પોતાના અભ્યુદય અને નિઃશ્રેયસનું સાધન કરે.

## સત્યનો માર્ગ

તૃતીય મંત્રમાં " **प्रणेतः** " અને " **सत्यराधः** " આ બે શબ્દો વિશેષ મહત્વના છે. " **प्र-नेता** " નો અર્થ " ઉત્કર્ષ પ્રત્યે લઇ જનારો નેતા " તથા " **सत्यराधः** " નો અર્થ " સત્યના માર્ગથી સિદ્ધિ પ્રાપ્ત કરવાવાળો " છે. આ બન્ને શબ્દો પરમાત્માના ગુણ બતાવી રહ્યા છે. પરમાત્મા સર્વને ઉન્નતિને માર્ગે લઇ જઇ રહ્યો છે અને સત્યમાર્ગે જ બધાને સિદ્ધિ આપે છે. તેથી આ બે શબ્દો પરમાત્મામાં સાર્થ થાય છે એટલે સમાઇ જાય છે. આ બે શબ્દો મનુષ્ય-વાચક પણ થાય છે, તે સમયે તનો અર્થ ઘણોજ બોધપ્રદ થાય છે. મનુષ્ય તથા મનુષ્યના નેતા એ શબ્દોને પોતાના આચરણથી પોતાનામાં તાદ્દશ કરે. મનુષ્યોના નેતા પોતાના અનુયાયોને ઉત્કર્ષને માર્ગે લઇ જાય અને સિદ્ધિને માટે સત્યના સરળ માર્ગથી જ પોતાનું કાર્ય કરે અને યશ પ્રાપ્ત કરે. આવા સત્યમાર્ગથી સિદ્ધિ પ્રાપ્ત કરનારા મનુષ્યોને જ " નૃ અથવા નર " કહે છે અને આવા શ્રેષ્ઠ-સત્ય નેતાઓની સાથે રહેવાથી જ મનુષ્યને મનુષ્યોની સાથે રહેવાનું સુખ પ્રાપ્ત થઇ શકે છે. તેથીજ કહ્યું છે કે—

**नृभिः नृवन्तः स्याम ।** ( મં. ૩ )

" શ્રેષ્ઠ મનુષ્યોની સાથે થવાથી અમે મનુષ્ય યુક્ત બનીએ. તેમાંનો " **नृवान्** " શબ્દ " **मातृमान्, पितृमान्** " શબ્દના સમાન અર્થવાળો છે. જેવી રીતે ( **मातृमान्** ) પ્રશંસનીય ગુણવાળી માતાથી યુક્ત, ( **पितृमान्** ) પ્રશંસનીય ગુણવાળા પિતાથી યુક્ત તેજ પ્રમાણે ( **नृमान्, नृवान्** ) પ્રશંસનીય શ્રેષ્ઠ મનુષ્યથી યુક્ત ! નહિ તો દરેક મનુષ્યની સાથે કોઇ પણ મનુષ્ય રહે જ છે. ચોરોની સાથે પણ તેના સાથીઓ રહે જ છે. તો પણ તે ચોરને " **नृमान्** " નહિ કહી શકાય સારા માણસોની સાથે રહેવાથી જ મનુષ્યનો અભ્યુદય થવાનો સંભવ છે. તેથી " પોતાની સાથે સારાં માણસો રહે " એવી ઇચ્છા અહીં પ્રગટ કરી છે. આ પ્રકારે સારા મનુષ્યોનો સાથ મળવાથી નિઃસંદેહ મનુષ્યોનું કલ્યાણ થઇ શકે છે.

## દેવોની સુમતિ

" અમે સવારમાં, બપોરના અને સાંયકાળે એવાં કર્મ કરીએ કે જેથી અમે ( **भगवन्तः** ) ભાગ્યવાન બનતા જઇએ. તેમજ અમે દેવોની ઉત્તમ મતિમાં રહીએ." ( મં.૪ ) આ ચતુર્થ મંત્રનું કથન છે. અહીં આખો દિવસ પુરૂષાર્થ અને પ્રયત્ન કરવાની સૂચના આપવામાં આવી છે. સવારે શું કે બપોરે શું કે સાંજે શું પોતાનું ઐશ્વર્ય વધારવાને માટે પુરૂષાર્થ કરવો જ જોઇએ. સત્યમાર્ગથી ચાલતાં ચાલતાં એવાં કર્મ કરવાં જોઇએ કે જેનાથી ભાગ્ય પ્રાપ્ત થાય.

જ્યાં ભાગ્ય પ્રાપ્ત કરવાનું હોય ત્યાં મનુષ્યમાં સ્વાર્થ ઉત્પન્ન થઇ શકે છે અને ભાગ્યના મદમાં સત્ય તથા અસત્ય માર્ગનો વિચાર રહી શકતો નથી. તેથી ભાગ્ય પ્રાપ્તિનો ઉદ્યમ કરવાનો ઉપદેશ કરનારા આ મંત્રમાં કહ્યું છે કે

**वयं देवानां सुमतौ स्याम ।** ( મં. ૪ )

" અમે દેવોની સુમતિમાં રહીએ " અર્થાત્ ભાગ્ય પ્રાપ્ત કરવાને સમયે અમારાથી એવું આચરણ થાય કે જેથી દેવ અસંતુષ્ટ ન બને, અમારા પર અપ્રસન્ન ન થાય, પરિણામે અમારી બાબતમાં તેના મનમાં હંમેશાં ઉત્તમભાવ ટકી રહે. અમારાથી એવાં કર્મો થાય કે જેથી તે હંમેશાં સંતુષ્ટ રહે. આ મંત્રમાં આ સાવધાનીની સૂચના અત્યંત મહત્વ ધરાવે છે. કારણ કે ભાગ્ય અને ઐશ્વર્ય એ એવા પદાર્થ છે કે જે પ્રાપ્ત થવાથી અથવા જેની પ્રાપ્તિની ઇચ્છાથી મનુષ્ય સુમાર્ગ પર ચાલવો કઠીણ છે, પરંતુ વેદને મનુષ્યોને સુમાર્ગપર ચલાવીને પણ તેમને ધન આપવાની કાંક્ષા છે. તેથી જ્યાં પતન થવાની સંભાવના હોય ત્યાં જ આ પ્રમાણેની સાવધાનીની સૂચના આપવામાં આવે છે જેથી મનુષ્યનું પતન પણ ન થાય અને ભાગ્ય પણ પ્રાપ્ત કરે.

પાંચમાં મંત્રમાં ( **स नो भग पुरएता भवेह ।**

( મં.૫ ) " તે ભગવાન જ અમારો નેતા બને" એવો ઉપદેશ આપ્યો છે, એ પણ તે જ ઉદ્દેશથી આપેલો છે કે મનુષ્ય પરમાત્માનેજ પોતાનો નેતા સમજે અને પોતાને તેના અનુયાયી સમજે અને તેના પ્રકાશમાં અર્થાત્ તેની દોરવણી પ્રમાણે પોતાની ઉન્નતિ માટે કાર્ય કરે. પતનમાંથી બચાવવાના હેતુથી આ ઉપદેશ આપેલો છે. સર્વજ્ઞ પરમેશ્વર આપણો નિરીક્ષક છે એ વિશ્વાસ મનુષ્યને પતનથી ઘણા પ્રકારે બચાવી શકે છે.

## અહિંસાનો માર્ગ

૭મા મંત્રમાં અધ્વરના માર્ગે જવાનો ઉપદેશ છે. આ અધ્વરનો માર્ગ સમજવા માટે અધ્વર શબ્દનો અર્થ સમજવો જોઇએ—

**અધ્વર—( अ-ध्वरा )** અકુટિલતા, જ્યાં વાંકાપણું નથી, જ્યાં તદ્દન સરળભાવ છે, જ્યાં હિંસા નથી, જ્યાં બીજાને મારી પાડવાનો ભાવ નથી, જ્યાં બીજાને કષ્ટ આપીને પોતાનો સ્વાર્થ સાધવાનો વિચાર છેજ નહિ.

### 'અધ્વર' ના અર્થ

આ "અ-ધ્વર" શબ્દના અર્થ આ માર્ગનું સ્વરૂપ બતાવે છે. આ અહિંસાના માર્ગે જવાનું અને પાંચમા મંત્રના "પરમેશ્વરને પોતાનો નેતા બનાવવો;" ચોથામંત્રમાં "દેવોની સુમતિમાં રહેવું;" અને તૃતીય મંત્રમાં "સત્યમાર્ગથી સિદ્ધિ પ્રાપ્ત કરવી" એ સર્વ એકજ વાત કહેવાઇ છે. આ દૃષ્ટિથી આ ચાર મંત્ર ભિન્ન ભિન્ન ઉપદેશથી એકજ આશય બતાવે છે, એ પાઠક અહીં જોઇ શકશે કે આ સૂક્તે આ એક જ વાત કેટલા વિવિધ પ્રકારોથી કહી છે. આથી સ્પષ્ટપણે જાણ થાય છે કે વેદનો કટાક્ષ લોકોને અહિંસામય માર્ગથી ચલાવવાના વિષયમાં કેટલો અધિક છે.

## ગાયો અને ઘોડા

આ સૂક્તના તૃતીય મંત્રમાં "ગાયો અને ઘોડાઓની સાથે અમને યુક્ત કર" એમ કહેવું છે. સાતમા મંત્રમાં તેજ વાત ફરીથી કહેવાઇ છે. આથી ઘરમાં ગાયો અને ઘોડાઓ રહે એ વેદની દૃષ્ટિથી ઘરનું ભૂષણ છે, આ વાત સિદ્ધ થાય છે.

## દૂધ, દહીં, ઘી

સાતમા મંત્રમાં ( **घृतं दुहानाः** ) "ઘીનું દોહન કરવાવાળી" અને ( **विश्वतः प्रपीताः** ) "સર્વ પ્રકારે દુગ્ધપાન કરાવવાવાળી" આ ઉષઃકાળનું વર્ણન સવારના સમયે દૂધનું દોહન કરવું, દોહવાઇ રહ્યા પછી તરતજ તાજું દૂધ પીવું, માખણથી ઘી બનાવવું વગેરે વાતોનું સૂચક છે. ઘરમાં ગાયો એટલા માટે રાખવી કે તેમનું તાજું દૂધ પીવા મળે, અને ગઇકાલના દહીંમાંથી તૈયાર કરેલા માખણમાંથી તેનું આજે જ તાજું જ ઘી બનાવી તેનું સેવન કરવામાં આવે. આવા ઘીને "હૈયંગવીન ઘૃત" કહેવામાં આવે છે. આ ઘી ખાવાથી અથવા પીવાથી શરીરની પુષ્ટિ થાય છે, અને તેના હવનથી હવા પણ નીરોગી બને છે.

## ભ્રમણ

આ પ્રમાણે દુગ્ધપાન કર્યા પછી, ઘોડાપર સવાર થઇને ભ્રમણ ને માટે બહાર જવું જોઇએ અને કલાક બે કલાક ઘોડાપર સવારી કરીને પછી ઘેર આવીને પોતાના કાર્યમાં લાગી જવું જોઇએ. ઘણા થોડા એવા પાઠક હશે જેમને સવારે ઘરની ગાયનું તાજું દૂધ પીવાને મળતું હશે અને પોતાના ઉત્તમ ઘોડાપર સવાર બનીને પ્રભાતના પ્રાણદાયી વાયુમાં ભ્રમણ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થતું હોય. આજનો સમય ઘણોજ વિપરીત છે. આવા સમયમાં આવી વૈદિક પ્રથાઓ માત્ર સ્મરણમાંજ રાખવી જોઇએ.

# એક જ ઉપાસ્ય દેવ

( ऋषिः- अथर्वा, कश्यपः, सर्वे ऋषयः । देवताः- विराट् )

કાંડ ૮, સૂક્ત ૯

कुतस्तौ जातौ कतमः सो अर्धः कस्माल्लोकात्कतमस्याः पृथिव्याः ।
वत्सौ विराजः सलिलादुदैतां तौ त्वा पृच्छामि कतरेण दुग्धा ॥ १ ॥
यो अक्रन्दयत्सलिलं महित्वा योनिं कृत्वा त्रिभुजं शयानः ।
वत्सः कामदुघो विराजः स गुहा चक्रे तन्वः पराचैः ॥ २ ॥
यानि त्रीणि बृहन्ति येषां चतुर्थं वियुनक्ति वाचम् ।
ब्रह्मैनद्विद्यात्तपसा विपश्चिद्यस्मिन्नेकं युज्यते यस्मिन्नेकम् ॥ ३ ॥
बृहतः परि सामानि षष्ठात्पञ्चाधि निर्मिता ।
बृहद्बृहत्या निर्मितं कुतोऽधि बृहती मिता ॥ ४ ॥

અર્થ— ( तौ कुतः जातौ ) તે બન્ને ક્યાંથી પ્રગટ થયા ? ( सः अर्धः कतमः ) તે કયો અર્ધભાગ છે ? અને તે ( कस्मात् लोकात ) કયા લોકોથી અને ( कतमस्याः पृथिव्याः ) કયા ભૂમિના ભાગ પર ( सलिलात् विराजः ) જળતત્વથી વિરાજીત ( वत्सौ उत् ऐतां ) બન્ને બાળકો પ્રગટ થયાં છે ? ( तौ त्वा पृच्छामि ) એ બન્નેની બાબતમાં તને હું પૂછું છું ! તેઓમાંથી કોનાથી તે ગાય ( कतरेण दुग्धा ) દોહવામાં આવે છે ? ( ૧ )

( त्रिभुजं योनिं कृत्वा ) ત્રણ ભૂજાવાળું આશ્રય સ્થાન બનાવીને ( शयानः यः ) જે વિશ્રામ કરવાવાળો પોતાના ( महित्वा सलिलं अक्रन्दयत् ) મહત્વથી જળને ખળભળાવી મૂકે છે ( विराजः कामदुघः स वत्सः ) વિરાજરૂપી કામધેનુનું તે બચ્ચું ( पराचैः गुहा ) દૂર અને ગુપ્ત ( तन्वः चक्रे ) શરીરોને બનાવે છે. ( ૨ )

( यानि बृहन्ति त्रीणि ) જે મોટા ત્રણ છે; અને (येषां चतुर्थं वाचं वियुनक्ति) જેનો ચોથો વાણીને પ્રગટ કરે છે. ( विपश्चित् तपसा ) જ્ઞાની તપથી ( एनत् ब्रह्म विद्यात् ) તેને બ્રહ્મ જાણે. ( यस्मिन् एकं युज्यते ) જેનામાં એકનો યોગ કરવામાં આવે છે, અને ( यस्मिन् एकं ) જેનામાં એકનો યોગ કરવામાં આવે છે. ( ૩ )

ભાવાર્થ—( સ્ત્રીત્વ અને પુરુષત્વ ) આ બન્ને ક્યાંથી પ્રગટ થયાં છે ? તેમાં તે અરધો ભાગ ક્યાંથી માનવામાં આવે છે ? કઇ પૃથ્વીપર કયે સ્થળે કયા જળતત્વથી વિરાટ્ ઉત્પન્ન થઇને ( રયિ અને પ્રાણ ) આ બન્ને બાળકો કયા પ્રકારે ઉત્પન્ન થયાં ! તે વિરાટ્રૂપી ગાયનું દોહન કયા બાળકની સાથે થયું ? આ પ્રશ્નો હું તને પૂછું છું. ( ૧ )

ત્રિગુણમયી પ્રકૃતિમાં વ્યાપનારો પોતાની શક્તિથી જ તેનામાં ગતિ ઉત્પન્ન કરે છે. તેનાથી વિરાટ્ નામની કામધેનુ ઉત્પન્ન થાય છે, તેનું તે બાળક છે જે દૂરની ગુફામાં પોતાના શરીરોને બનાવે છે. ( ૨ )

ત્રણ મહાતત્વ છે; જે ચોથું છે તે વાણીને પ્રેરિત કરે છે. જ્ઞાની તપથી આ બ્રહ્મને જાણે છે. જેનામાં ( મન ) એકનો સંયોગ કરવામાં આવે છે. ( ૩ )

बृहती परि मात्राया मातुर्मात्राधि निर्मिता ।
माया ह जज्ञे मायाया मायाया मातली परि ॥ ५ ॥
वैश्वानरस्य प्रतिमोपरि द्यौर्यावद्रोदसी विबबाधे अग्निः ।
ततः षष्ठादामुतो यन्ति स्तोमा उदितो यन्त्यभि षष्ठमह्नः ॥ ६ ॥
षट् त्वा पृच्छाम ऋषयः कश्यपेमे त्वं हि युक्तं युयुक्षे योग्यं च ।
विराजमाहुर्ब्रह्मणः पितरं तां नो वि धेहि यतिधा सखिभ्यः ॥ ७ ॥
यां प्रच्युतामनु यज्ञाः प्रच्यवन्त उपतिष्ठन्त उपतिष्ठमानाम् ।
यस्या व्रते प्रसवे यक्षमेजति सा विराडृषयः परमे व्योमन् ॥ ८ ॥

---

( बृहतः षष्ठात् परि ) મહા છની ઉપર ( पञ्च सामानि अधि निर्मिता ) પાંચ સામનું નિર્માણ થયું છે ( बृहत्याः बृहत् निर्मितं ) મોટીથી મોટો બનાવ્યો છે. ( बृहती कुतः अधि निर्मिता ) તે મોટી કયાંથી નિર્માણ થઈ છે ? ( ૪ )

( मातुः मात्रायाः परि ) માતાની તન્માત્રાના આધાર પર ( बृहती मात्रा अधिनिर्मिता ) મહામાત્રા નિર્માણ થઇ છે. ( माया ह मायायाः जज्ञे ) માયા નિશ્ચયપૂર્વક માયાથી ઉત્પન્ન થાય છે, અને ( मायायाः परि मातली ) માયા ઉપર પણ માયાનો નિરીક્ષક છે. એટલે કે માતલી છે. ( ૫ )

( उपरि द्यौः वैश्वानरस्य प्रतिमा ) ઉપર જે દ્યુલોક છે તે વૈશ્વાનરની પ્રતિમા છે. ( यावत् अग्निः रोदसी विबबाधे ) જ્યાં સુધી અગ્નિ દ્યુલોક અને પૃથ્વીને બાધિત કરે છે, ( ततः अमुतः षष्ठात् स्तोमाः आयन्ति ) ત્યાંથી દૂરના છઠ્ઠા સ્થાનમાંથી સ્તોમ ઋષિ આવે છે, અને તેઓ ( इतः अह्नः षष्ठं अभि उत् यन्ति ) અહીંથી છઠ્ઠા દિવસ પછી નીકળે છે. ( ૬ )

હે કશ્યપ ! ( इमे षट् ऋषयः त्वा पृच्छामः ) અમે છ ઋષિઓ તને પ્રશ્નો પૂછીએ છીએ કારણ કે ( त्वं हि युक्तं योग्यं च युयुक्षे ) તું જ યુકત અને યોગ્યનું સંયોજન કરે છે. ( विराजं ब्रह्मणः पितरं आहुः ) વિરાજને બ્રહ્મનો પિતા કહે છે. ( तां नः सखिभ्यः ) તેનું અમે મિત્રો પાસે ( यतिधा विधेहि ) જેટલી રીતે થઇ શકે તેટલી રીતે વર્ણન કરો. ( ૭ )

હે ( ऋषयः ) ઋષિગણ ! ( यां प्रच्युतां ) જેના સ્થાનપર ચાલવાથી ( यज्ञाः अनु प्रच्यवन्ते ) યજ્ઞ ચાલે છે, અને જેના ( उपतिष्ठमानां उपतिष्ठन्ते ) ઉપસ્થિત થવાથી ઉપસ્થિત થાય છે. ( यस्याः प्रसवे व्रते ) જેના પ્રગટ થવાના નિયમમાં ( यक्षं एजति ) યજનીય દેવ હાલચાલ કરે છે. ( सा विराट् ) તે વિરાટ્ ( परमे व्योमन् ) પરમ આકાશમાં છે. ( ૮ )

---

મહાન્ છઠ્ઠા તત્વના આધાર પર પાંચ સામની રચના થઇ છે. મોટીમાંથી મહાનની ઉત્પત્તિ થઇ છે, પરંતુ પહેલી મોટી કયાંથી ઉત્પન્ન થઇ ? ( ૪ )

પ્રકૃતિ માતાથી તન્માત્રાની ઉત્પત્તિ થાય છે, અને તેનાથી પૃથ્વી ઇત્યાદિની ઉત્પત્તિ થાય છે, માયાથી આ પ્રકારે માયાની ઉત્પત્તિ થાય છે, અને એ માયાની ઉપર માયાનો નિરીક્ષક પણ હોય છે. ( ૫ )

વૈશ્વાનર એટલો છે જેટલો દ્યૌ છે. દ્યુલોકથી પૃથ્વી સુધી જેટલું અન્તર છે તેમાં વૈશ્વાનરની વ્યાપ્તિ છે. વૈશ્વાનર છઠ્ઠો છે જેનાથી સ્તોમ અને યજ્ઞ પ્રચલિત થએલ છે, અને તે સર્વ ફરીથી તેમાં જ મળી જાય છે. ( ૬ )

अप्राणैति प्राणेन प्राणतीनां विराट् स्वराजमभ्येति पश्चात् ।
विश्वं मृशन्तीमभिरूपां विराजं पश्यन्ति त्वे न त्वे पश्यन्त्येनाम् ॥ ९ ॥
को विराजो मिथुनत्वं प्र वेद क ऋतून्क उ कल्पमस्याः ।
क्रमान्को अस्याः कतिधा विदुग्धान्को अस्या धाम कतिधा व्युष्टीः ॥ १० ॥
इयमेव सा या प्रथमा व्यौच्छदास्वितरासु चरति प्रविष्टा ।
महान्तो अस्यां महिमानो अन्तर्वधूर्जिगाय नवगज्जनित्री ॥ ११ ॥
छन्दःपक्षे उषसा पेपिशाने समानं योनिमनु सं चरेते ।
सूर्यपत्नी सं चरतः प्रजानती केतुमती अजरे भूरिरेतसा ॥ १२ ॥

---

( अ-प्राणा प्राणतीनां प्राणेन एति ) પોતે પ્રાણ વગરની હોવા છતાં પ્રાણવાળાઓના પ્રાણની સાથે ચાલે છે. પછીથી ( विराट् स्वराजं अभ्येति ) વિરાટ્ પોતે જ પ્રકાશની પાસે પહોંચે છે. ( विश्वं मृशन्तीं अभिरूपां विराजं ) સર્વને સ્પર્શ કરવાવાળી અનુરૂપ વિરાટને ( त्वे पश्यन्ति ) તેઓ કેટલાએ જુએ છે પરંતુ ( त्वे एनां न पश्यन्ति ) તેઓ તેને જોતાં નથી. (૯)

( विराजः मिथुनत्वं कः वेद ) વિરાટ્ સ્ત્રીત્વ અને પુરુષત્વને કોણ જાણે છે? ( कः ऋतून् ) ઋતુઓને કોણ અને ( कः अस्याः कल्पं उ ) તેના કલ્પને કોણ જાણે છે ? ( अस्याः क्रमान् कः ) તેના ક્રમોને કોણ જાણે છે ? ( कतिधा विदुग्धान् ) કેટલીવાર તે દોહવાઇ તે કોણ જાણે છે ? ( कः अस्याः धाम ) તેનું સ્થાન કોણ જાણે છે ? અને ( कतिधा व्युष्टिः ) કેટલા પ્રકારથી તેનો પ્રભાત સમય થાય છે ? (૧૦)

( इयं एव सा या प्रथमा व्यौच्छत् ) આ તે જ છે કે જે પ્રથમ હોઈને પ્રકાશિત થાય છે. જે ( आसु इतरासु प्रविष्टा चरति ) તેનામાં અને બીજામાં પ્રવેશ કરીને ચાલે છે. ( अस्यां अन्तः महान्तः महिमानः ) તેનામાં મહાશક્તિઓ છે. ( नवगत् जनित्री वधूः जिगायः ) નવીન્ જનની વધૂની સમાન સર્વને જીતે છે. (૧૧)

( छन्दःपक्षे उषसा पेपिशाने ) છંદના બે પક્ષ ઉષાથી સુંદર બને છે. ( समानं योनिं अनु संचरेते ) એક જ સ્થાનને લક્ષ્યબિંદુ બનાવીને ચાલે છે. ( प्रजानती केतुमती सूर्यपत्नी ) જાણીતી એવી કેતુવાળી સૂર્યપત્ની પ્રભા ( अजरे भूरिरेतसा संचरतः ) જે અજર છે, વીર્યવાળી છે તે સંચાર કરે છે. (૧૨)

---

હે કશ્યપ ! અમે છ ઋષિ તને પૂછીએ છીએ ? તું સર્વને યોગ્ય સ્થાનમાં નિયુક્ત કરે છે, તેથી તેનું ઉત્તર આપો. વિરાટ્ યજ્ઞનો પિતા કહેવાય છે તેના વિષયમાં અમને સર્વને સર્વ પ્રકારે કહો. (૭)

હે ઋષિગણ ! જેના ચાલવાથી યજ્ઞ ચાલે છે અને જેના સ્થિર થવાથી યજ્ઞ સ્થિર બની જાય છે, જે પ્રેરણાથી આત્મા પ્રેરણા કરે છે તેજ વિરાટ્ દેવતા છે. (૮)

આ વિરાટ્ પોતે પ્રાણવગરની હોવા છતાં પ્રાણીઓના પ્રાણ સાથે ચાલે છે તથા આ વિરાટ્ સ્વયં પ્રકાશિત આત્માની પાસે પણ પહોંચે છે. સર્વને સ્પર્શ કરવાવાળી આ વિરાટ્‌ને કેટલાયે જોઇ શકે છે અને કેટલાયે જોઇ પણ નથી શકતા. (૯)

આ વિરાટ્‌ની અંદર સ્ત્રીત્વ અથવા પુરુષત્વ કયા પ્રકારે રહે છે, એનાથી ઋતુઓ અને કલ્પ કયા ક્રમથી થાય છે, અને કોણ તેને યથાવત્ જાણે છે ? આ વિરાટના ધામને કોણે જોયું છે ? અને તેના પ્રભાત સમયની જાણ કોને છે ? આ વિરાટનું કેટલા પ્રકારે દોહન કર્યું છે અર્થાત્ કેટલા રસ તેનાથી ઉત્પન્ન કરવામાં આવ્યા છે ? (૧૦)

આ વિરાટ્ પહેલાં પ્રકાશિત થઇ છે, જે અન્યમાં પ્રવેશ કરીને વિચરે છે, તેની અંદર મહાશક્તિઓ છે, તે નવવધૂની જેમ સર્વપર પ્રભાવ પાડે છે. (૧૧)

ऋतस्य पन्थामनु तिस्र आगुस्त्रयो घर्मा अनु रेत आगुः ।
प्रजामेका जिन्वत्यूर्जमेका राष्ट्रमेका रक्षति देवयूनाम् ॥ १३ ॥
अग्नीषोमावदधुर्या तुरीयासीद्यज्ञस्य पक्षावृषयः कल्पयन्तः ।
गायत्रीं त्रिष्टुभं जगतीमनुष्टुभं बृहदर्कीं यजमानाय स्वराभरन्तीम् ॥ १४ ॥
पञ्च व्युष्टीरनु पञ्च दोहा गां पञ्चनाम्नीमृतवोऽनु पञ्च ।
पञ्च दिशः पञ्चदशेन क्लृप्तास्ता एकमूर्ध्नीरभि लोकमेकम् ॥ १५ ॥
षड् जाता भूता प्रथमजर्तस्य षडु सामानि षडहं वहन्ति ।
षड्योगं सीरमनु सामसाम षडाहुर्द्यावापृथिवीः षडुर्वीः ॥ १६ ॥

---

( तिस्र ऋतस्य पन्थां अनु आगुः ) ત્રણે સત્યના માર્ગને અનુકૂળ બને છે. ( त्रयः घर्माः रेत अनु आगुः ) ત્રણે યજ્ઞ વીર્યને અનુકૂળ બને છે. ( एका प्रजां जिन्वति ) એક પ્રજા-સંતતિને તૃપ્ત કરે છે. ( एका ऊर्जं ) બીજી બળની રક્ષા કરે છે. ( एका देव-यू-नां राष्ट्रं रक्षति ) ત્રીજી દેવની સાથે યોગકરવાવાળાના રાષ્ટ્રની રક્ષા કરે છે. ( ૧૩ )

( अग्नीषोमौ यज्ञस्य पक्षौ : અગ્નિ અને સોમ એ બે યજ્ઞની બે પાંખો છે. એમ ( ऋषयः कल्पयन्तः ) ઋષિઓએ માન્યું છે. ( या तुरीया आसीत् ) જે ચતુર્થ અવસ્થા છે, તેને અને ( गायत्रीं त्रिष्टुभं जगतीं अनुष्टुभं ) ગાયત્રી, ત્રિષ્ટુપ્, જગતી અને અનુષ્ટુપ્ રૂપથી ( यजमानाय स्वः आभरन्तीं बृहदर्कीं ) યજમાનને પ્રકાશ દેનારી મહાન્ ઉપાસનાને તેઓ ( अदधुः ) ધારણ કરે છે. ( ૧૪ )

( पञ्च व्युष्टीः ) પાંચ ઉષાઓ, ( पञ्च दोहाः अनु ) પાંચ અનુકૂળ દોહન સમય, ( पञ्चनाम्नीं गां अनु ) નામવાળી પાંચ અનુરૂપ ગાયો. ( पञ्च ऋतवः ) પાંચ ઋતુઓ, ( पञ्चदशेन पञ्चदिशः क्लृप्ताः ) પંદરમાએ પાંચ દિશાઓને અનુકૂળ કરી છે ( ताः एकमूर्ध्नीः ) તે બધા એક માથા બનીને, ( एकं लोकं अभि ) એક લોકની ચારે તરફ વીંટાયેલ છે. ( ૧૫ )

( ऋतस्य प्रथमजाः ) સત્યના પહેલા પ્રવર્તક ( षट्-भूताः जाताः ) છ ભૂત બન્યાં છે. ( षट् उ सामानि ) છ સામ ( षट्-अहं वहन्ति ) છ દિવસોને લઇ જાય છે. ( षट्-योगं सीरं अनु साम-साम ) છ બળદ જોડેલા હળને સામ, સામ કહે છે, ( द्यावापृथिवीः षट् आहुः ) દ્યુલોકથી પૃથ્વી સુધી છ કેન્દ્ર છે. જેને ( षट् उर्वीः ) છ ભૂમિ કહે છે. ( ૧૬ )

---

છન્દના બે પક્ષો છે, જે એકજ છન્દમાં અનુકૂળતાથી કાર્ય કરે છે. જેવી રીતે સૂર્યની પ્રભાનો ઉષઃકાળથીજ પ્રકાશિત થવાનો પ્રારંભ થાય છે. તેવી રીતે એ બન્ને છન્દના પક્ષ અક્ષીણ બનીને વિશેષ બળની સાથે સર્વત્ર સંચાર કરે છે. (૧૨)

ત્રણે શક્તિઓ સત્યની અનુકૂળતાથી થાય છે તથા ત્રણે યજ્ઞ વીર્યની સાથે ચાલે છે. એક સંતાનની રક્ષા, બીજી બળની રક્ષા અને ત્રીજી દેવના ઉપાસકોના રાષ્ટ્રની રક્ષા કરે છે. ( ૧૩ )

અગ્નિ અને સોમ એ યજ્ઞના બે પક્ષ છે આ વાત ઋષિઓએ કબુલ કરી છે, અને તે એમ પણ માને છે કે જે ચતુર્થ અવસ્થા છે તે ત્રિષ્ટુપ, જગતી, અનુષ્ટુપરૂપથી યજમાનને માટે સર્વનું સુખ ભરી દે છે. ( ૧૪ )

એક ગાયને અનુકૂળ પાંચ ઉષાએ, પાંચ દોહન સમય છે, પાંચ ઋતુઓ, પાંચ દિશાઓ તેના પર એકકનો અધિકાર છે. આ એકની પાસે સર્વને પહોંચવાનું છે. ( ૧૫ )

*

षडाहुः शीतान्षड़ु मास उष्णानृतुं नो ब्रूत यतमोऽतिरिक्तः ।
सप्त सुपर्णाः कवयो नि षेदुः सप्त च्छन्दांस्यनु सप्त दीक्षाः ॥ १७ ॥
सप्त होमाः समिधो ह सप्त मधूनि सप्तर्तवो ह सप्त ।
सप्ताज्यानि परि भूतमायन्ताः सप्तगृध्रा इति शुश्रुमा वयम् ॥ १८ ॥
सप्त च्छन्दांसि चतुरुत्तराण्यन्यो अन्यस्मिन्नध्यार्पितानि ।
कथं स्तोमाः प्रति तिष्ठन्ति तेषु तानि स्तोमेषु कथमार्पितानि ॥ १९ ॥
कथं गायत्री त्रिवृतं व्याप कथं त्रिष्टुप्पञ्चदशेन कल्पते ।
त्रयस्त्रिंशेन जगती कथमनुष्टुप्कथमेकविंशः ॥ २० ॥

---

( षट् शीतान् आहुः ) ૭ શીતકાળના મહિના છે. ( षट् उष्णान् मासः ) ૭ ઉષ્ણતાના મહિના છે. ( नः ऋतुं ब्रूहि ) તેની ઋતુ અમને બતાઓ ( यतमः अतिरिक्तः ) તેનામાં કયો વિશેષ રિક્ત છે ? ( सप्त सुपर्णाः कवयः ) સાત ઉત્તમ પર્ણવાળા કવિ ( निषेदुः ) નિવાસ કરે છે, ( सप्त छन्दांसि ) સાત છન્દ છે ( अनु सप्त दीक्षाः ) તેમને અનુકૂળ સાત દીક્ષાઓ પણ છે. ( ૧૭ )

( सप्त होमाः ) સાત યજ્ઞ છે. ( समिधः ह सप्तः ) સમિધાઓ પણ સાત છે. ( मधूनि सप्त ) સાત મધુ અને ( सप्त ऋतवः ह ) સાત ઋતુ છે. ( सप्त आज्यानि भूतं परि आयन् ) સાત પ્રકારનાં ઘૃત સર્વ જગતમાં પ્રાપ્ત છે. ( ता सप्त गृध्राः ) તે સાત ગીધ છે. ( इति वयं शुश्रुम ) એમ અમે સાંભળીએ છીએ. ( ૧૮ )

( सप्त छन्दांसि ) સાત છંદ છે. ( उत्तराणि चतुः ) તેમાં ચાર શ્રેષ્ઠ છે. તે ( अन्य अन्यस्मिन् ) એકબીજામાં ( अधि आ अर्पितानि ) સમર્પિત છે. ( स्तोमाः तेषु कथं प्रति तिष्ठन्ति ) સ્તોમ તેમનામાં કેવી રીતે રહે છે? ( तानि स्तोमेषु कथं अर्पितानि ) તેઓ સ્તોમોમાં કેવી રીતે સમર્પિત થયા છે ? (૧૯)

( गायत्री त्रिवृत्तं कथं व्याप ) ગાયત્રી ત્રિવૃત્તમાં કેવી રીતે વ્યાપ્ત થાય છે ? ( कथं त्रिष्टुप् पञ्चदशेन कल्पते ) ત્રિષ્ટુપ પંદરમાંથી કેવી રીતે બને છે? ( त्रयस्त्रिंशेन जगती कथं ) તેત્રીસથી જગતી કેવી રીતે બને છે અને ( अनुष्टुप् एकविंशः कथम् ) અનુષ્ટુપ એકવીસનો કેવી રીતે બને છે ? ( ૨૦ )

---

સત્યમાર્ગનો પ્રથમ પ્રવર્તક આત્મા છે, તેનાથી ૭ તત્ત્વ ઉત્પન્ન થયાં છે. ૭ સામ, ૭ દિવસોના યજ્ઞ સમાપ્ત કરે છે. જે પ્રકારે ૭ બળદ જોડેલા હળને ખેડૂત ચલાવે છે તે જ પ્રમાણે આ સામ ૭ દિવસના યજ્ઞને ચલાવે છે. જગતમાં દ્યુલોક અને પૃથ્વીની અંદર પણ ૭ પૃથ્વી જેવા ગોળા છે. ( ૧૬ )

શીતકાળના ૭ માસ છે, ઉષ્ણકાળના પણ ૭ માસ છે, તેમના ઋતુ અમને બતાઓ અને એ પણ બતાવો કે તેઓમાં ખાલી કોણ છે ? સાત કવિ ઉત્તમ કાગળ લઈને અહીં બેઠા છે, તેમની સાથે સાત છન્દ છે, અને સાત દીક્ષાઓ પણ છે. ( ૧૭ )

સાત હોમ, સાત સમિધાઓ, સાત મધુઓ, સાત ઋતુ અને સાત ઘૃત ભૂતમાત્રની ચારે તરફ વીંટાયેલ છે, તેમની સાથે સાત ગીધ પણ છે એમ એમ સાંભળીએ છીએ. ( ૧૮ )

સાત છન્દ. તેના ચાર ઉત્તર પદ્ય એક બીજાની સાથે મળેલા હોય છે. આ સ્તોમોમાં તે કેવી રીતે રહે છે અને તે સ્તોમ તેમનામાં કેવી રીતે રહે છે ? ( ૧૯ )

अ॒ष्ट जा॒ता भू॒ता प्र॑थम॒जर्तस्या॒ष्टेन्द्रर्त्विजो॒ दैव्या॒ ये ।
अ॒ष्टयो॑नि॒रदि॑ति॒र॒ष्टपु॑त्रा॒ष्टमीं॒ रात्रि॑म॒भि ह॒व्यमे॑ति ॥ २१ ॥
इ॒त्थं श्रेयो॒ मन्य॑माने॒दमाग॑मं यु॒ष्माकं स॒ख्ये अ॒हम॑स्मि॒ शेवा॑ ।
स॒मान॒जन्मा॒ क्रतु॑रस्ति वः शि॒वः स वः॒ सर्वाः॒ सं च॑रति प्रजा॒नन् ॥ २२ ॥
अ॒ष्टेन्द्र॑स्य॒ षड्य॒मस्य॒ ऋषी॑णां॒ सप्त स॑प्त॒धा ।
अ॒पो म॑नु॒ष्या॒३नोष॑धी॒स्ताँ उ॒ पञ्चानु॑ सेचिरे ॥ २३ ॥
केव॒लीन्द्रा॑य दुदु॒हे हि गृ॒ष्टिर्वशं॑ पी॒यूषं॑ प्रथ॒मं दुहा॑ना ।
अथा॑तर्पयच्च॒तुर॑श्चतु॒र्धा दे॒वान्म॑नु॒ष्याँ॒३ असु॑रानु॒त ऋषी॑न् ॥ २४ ॥

---

( ऋतस्य प्रथमजाः अष्ट भूताः जाताः ) સત્યના પહેલા પ્રવર્તકથી આઠ ભૂત ઉત્પન્ન થએલા છે. હે ઇન્દ્ર ! ( ये दैव्याः ऋत्विजः अष्ट ) જે દિવ્ય ઋત્વિજ છે તે પણ આઠ છે. ( अदितिः अष्टयोनिः अष्टपुत्रा ) અદિતિ આઠ ઉત્પત્તિસ્થાનવાળી છે અને તેને આઠ પુત્ર પણ છે. ( अष्टमीं रात्रिं ) અષ્ટમીની રાત્રીએ ( हव्यं अभि एति ) હવ્ય પ્રાપ્ત થાય છે. ( ૨૧ )

( इत्थं श्रेयः मन्यमानः ) આ પ્રમાણે કલ્યાણને માનનારી ( इदं युष्माकं सख्ये ) આ પ્રકારે તમારી મિત્રતામાં ( आगमं ) આવી ગઇ છું. ( अहं शेवा अस्मि ) હું સેવનીય છું ( समान जन्मा वः क्रतुः ) તમારી સાથે ઉત્પન્ન થએલો તમારો યજ્ઞ ( शिवः अस्तु ) કલ્યાણકારી થાઓ. ( सः प्रजानन् ) તે જાણતાં જાણતાં ( वः सर्वाः संचरति ) તમારા સર્વમાં સંચાર કરે છે. ( ૨૨ )

( इन्द्रस्य अष्ट ) ઇન્દ્રના આઠ, ( यमस्य षट् ) યમના છ, ( ऋषीणां सप्तधा सप्त ) ઋષિઓના સાત પ્રકારના સાત છે. ( पञ्च आपः ) પાંચ પ્રકારના જળ, ( तान् मनुष्यान् ओषधीः ) તે મનુષ્યો અને ઔષધિઓ તરફ ( उ अनु सेचिरे ) અનુકૂળતા પ્રમાણે સિંચન કરે છે. ( ૨૩ )

( केवली गृष्टिः ) કેવળ ગાયે ( पीयूषं प्रथमं दुहाना ) અમૃતરૂપી દૂધ સહુથી પ્રથમ આપનારી ( इन्द्राय वशं दुदुहे ) ઇન્દ્રને માટે અનુકૂળતા પ્રમાણે દૂધ આપે છે, ( अथ ) અને ( चतुरः ) ચાર દેવ, મનુષ્ય, અસુર અને ઋષિઓને ( चतुर्धा अतर्पयत् ) ચાર પ્રકારે તૃપ્ત કરે છે. ( ૨૪ )

---

ગાયત્રીએ ત્રિવૃત્તને કેવી રીતે વ્યાપેલ છે ? ત્રિષ્ટુપ પંચદશની સાથે કેવી રીતે યુક્ત થયેલ છે, તેત્રીસની સાથે જગતી કેવી રીતે વ્યાપે છે અને અનુષ્ટુપ્ એકવીસની સાથે કેની રીતે સંબંધ રાખે છે ? ( ૨૦ )

સત્યના પહેલા પ્રવર્તકથી આઠ તત્વ ઉત્પન્ન થએલાં છે. આ આઠ ઋત્વિજ છે. અદિતિના પણ આ આઠ પુત્ર છે. આઠમી રાત્રીથી આ અદિતિ હવનીય પદાર્થોને પ્રાપ્ત થાય છે. ( ૨૧ )

આ પ્રમાણે મારૂં કલ્યાણ છે એમ જાણીને આપની મિત્રતાને મેં પ્રાપ્ત કરી છે. હું સેવનીય છું. તમારો યજ્ઞ સર્વના સમપ્રયત્નથી થવાનો છે, તે તમારે માટે કલ્યાણકારી નીવડો, તે યજ્ઞ તમારા સર્વમાં પ્રચલિત રહો. ( ૨૨ )

ઇન્દ્રના આઠ, યમના છ, ઋષિયોના સાત પ્રકારના સાત છે. પાંચ પ્રકારનાં જળ ઔષધિઓમાં પ્રવેશ પામીને સર્વ મનુષ્યોની સેવા કરે છે. ( ૨૩ )

કેવળ એક ગાય અમૃતરૂપી દૂધ આપે છે અને તે પોતાનું દૂધ ઇન્દ્રને માટે અર્પણ કરે છે, અને દેવ, મનુષ્ય, અસુર અને ઋષિઓને ચાર પ્રકારે તૃપ્ત કરે છે. ( ૨૪ )

को नु गौः क एकऋषिः किमु धाम का आशिषः ।
यक्षं पृथिव्यामेकवृदेकर्तुः कतमो नु सः ॥ २५ ॥
एको गौरेक एकऋषिरेकं धामैकधाशिषः ।
यक्षं पृथिव्यामेकवृदेकर्तुर्नाति रिच्यते ॥ २६ ॥

( कः नु गौः ) કોણ ગાય છે ? ( क एक ऋषिः ) કોણ એક ઋષિ છે ? ( किं उ धाम ) કયું ધામ છે ? ( काः आशिषः ) કયા આશીર્વાદ છે ? ( पृथिव्यां एकवृत् यक्षं ) પૃથ્વીમાં એકજ વ્યાપક પૂજનીય દેવ છે ? ( सः एक ऋतुः कः नु ) તે એક ઋતુ કયી છે ? ( ૨૫ )

( एकः गौः ) એક જ ગાય છે, ( एकः एकऋषिः ) એક જ એક ઋષિ છે, ( एकं धाम ) એક જ ધામ છે, ( आशिषः एकधा ) આશીર્વાદ એક જ પ્રકારે અપાય છે, ( पृथिव्यां एकवृत् यक्षं ) પૃથ્વી પર એક જ વ્યાપક પૂજનીય દેવ છે. ( एकः ऋतुः ) એક જ ઋતુ છે ( न अतिरिच्यते ) તેનાથી વધીને બીજો કોઇ છે નહિ. ( ૨૬ )

એ એક ગાય કોણ છે ? એક ઋષિ કોણ છે ? તે તેનું ધામ કયાં છે ? તેના આશીર્વાદ કયા છે ? પૃથ્વી પર એક ઉપાસ્ય કોણ છે ? એક ઋતુ કયી છે ? ( ૨૫ )

એકજ ગાય છે, અને એકજ ઋષિ છે, તેનું ધામ પણ એકજ છે, આશીર્વાદ પણ એકજ રીતે મળે છે, પૃથ્વીમાં એકજ પૂજ્ય દેવ છે, સર્વની ઋતુઓ પણ એકજ છે, તેનું અતિક્રમણ ( ઉલ્લંઘન ) કોઇ કરી શકતું નથી. ( ૨૬ )

# એકજ ઉપાસ્ય દેવ.

### એક ઉપાસ્ય દેવ

સંપૂર્ણ પૃથ્વીપર જેટલાં મનુષ્યો છે, તે સર્વનો એકજ ઉપાસ્ય દેવ છે, આ વાત આ સૂક્તના અન્તિમ મંત્રમાં કહેલી છે. જુઓ—

पृथिव्यां एकवृत् यक्षं न अतिरिच्यते । ( મં. ૨૬ )

" આ સમગ્ર પૃથ્વીપર એકજ સર્વવ્યાપી સર્વનો ઉપાસ્ય દેવ છે, તેનું અતિક્રમણ કોઇ કરી શકતું નથી." કારણ કે તેની શક્તિ સર્વોપરિ છે. તે જ ઉપાસ્ય દેવનો મહિમા આ સૂક્તમાં વર્ણવામાં આવ્યો છે, પરંતુ વર્ણન રીતે એવી તો ગૂઢ છે કે કેટલાએ મંત્રોનો અર્થ વિચાર કરવા છતાં પણ પૂર્ણપણે સમજમાં આવતું નથી. તો પણ આજ દિવસ સુધી જે કાંઇ શોધ થઇ છે તે અનુસાર કેટલુંક સ્પષ્ટીકરણ અહીં કરીએ છીએ. તેના પછી પાઠક વધારે શોધ કરવાનો પ્રયત્ન કરે.

આ સૂક્તના પહેલા મંત્રમાં " कुतः तौ जातौ ? " તે બન્ને કયાં પ્રગટ થયાં ? એ પ્રશ્ન પૂછ્યો છે. અર્થાત્ એકજ પદાર્થમાંથી આ જગતમાં સુપ્રસિદ્ધ થએલા પદાર્થો કેવી રીતે ઉત્પન્ન થયા તે પ્રશ્નનું તાત્પર્ય છે. સ્ત્રી અને પુરુષ, રયિ અને પ્રાણ, આ બન્ને માટે સાંકેતિક નામ ચન્દ્ર અને સૂર્ય પણ છે, પરંતુ અહીં એ ચન્દ્ર કે સૂર્ય અપેક્ષિત નથી પરંતુ જગતની સોમશક્તિ અને અગ્નિશક્તિ અપેક્ષિત છે. આ જ સૂક્તના ચૌદમા મંત્રમાં " अग्नीषोमौ " શબ્દ છે, આ શબ્દ આ જગતની આગ્નેયી અને સોમશક્તિનો વાચક છે આ જગતને " अग्निषोमीयं जगत् " કહે છે કારણ કે

તેમાં આ બે જ પદાર્થો છે. જે રસાત્મક શાન્તશકિત છે તે સોમની છે અને જે ઉગ્ર, તીવ્ર તથા ઉષ્ણુ છે તે આગ્નેયી શકિત છે. આ બંને માટે રયિ પ્રાણુ, ચંદ્ર સૂર્ય, ઇડા પિંગળા, પ્રકૃતિ પુરૂષ, જડ ચૈતન્ય, અનાત્મા આત્મા આવા પ્રકારનાં અનેક નામ છે. આવાં અનેક દ્વન્દ્વ સૂચક નામોથી બે તત્વોનું જ્ઞાન થાય છે. જેને સ્ત્રી અને પુરૂષ કહેવામાં આવે છે. આ બંને ઉત્પન્ન થવા પહેલાં માત્ર એક જ તત્વ વિદ્યમાન હતું. આ એકમાંથી બે તત્વો શી રીતે ઉત્પન્ન થયાં? માણુસે આ પ્રશ્નને બરાબર વિચાર કરીને જાણુવું જોઇએ કે આ બંને મૂળ કયાં છે?

મૂળમાં એક તત્વ હતું. તેના એક અંશથી પ્રકૃતિ પુરૂષની ઉત્પત્તિ થઇ; બાકી જે રહ્યું તે વિષયમાં, "**कतमः सः अर्धः**" તે અર્ધ કયું છે જેની અંદર સ્ત્રી-પુરૂષશકિત વિભિન્ન થઇ નથી. તે મૂળતત્વનો અર્ધો ભાગ કયાં રહેલો છે? આ બાબતમાં વેદમાં કહેલું છે કે—

**त्रिपादूर्ध्वमुदैत्पुरुषः पादोऽस्येहाभवत्पुनः ॥**
(ઋ. ૧૦।૯૦।૪)

"તેના ત્રણુ ભાગો ઉપર છે અને એક જ ભાગ અહીં વારંવાર બને છે." અર્થાત્ મૂળતત્વનો થોડો જ ભાગ આ જગતમાં વિવિધરૂપોનું ધારણુકર્તા છે, અથવા સ્ત્રી-પુરૂષરૂપેજ દેખાય છે. આ ભાગ—

**कस्माल्लोकात्कतमस्याः पृथिव्याः ।** (મં. ૧)

"કયા લોકમાંથી, કંઇ પૃથ્વીના કયા વિભાગમાં પ્રગટ થયો છે?" અર્થાત્ આ જગતમાં અનંત પૃથ્વીલોક છે. તેમાંથી કયા ભૂમિપર અને તે ભૂમિના કયા વિભાગપર આ પ્રગટ થએલ છે અને અહીં આવ્યો કયાંથી? તત્વજ્ઞાનની દૃષ્ટિથી આ સર્વ પ્રશ્નો વિચાર કરવા યોગ્ય છે. આ આપણી પૃથ્વીતળ પર સર્વત્ર એક સમયે પ્રાણીઓની ઉત્પત્તિ હતી નહિ. કોઇ બીજે સ્થળે થઇ અને ત્યાંથી સર્વત્ર ફેલાઇ. આ જ પ્રકાર સર્વ ઠેકાણે સમજવો જોઇએ, અને કેટલાએ ગ્રહો તથા ઉપગ્રહો હજુ એવા છે કે જ્યાં તે પ્રકારનાં પ્રાણીઓ હજુ સુધી બન્યાં પણુ નથી.

### ગાયનાં બે વાછરડાં

આ સ્ત્રી અને પુરૂષ બન્ને બાળકો જેવાં છે, તે પોતાની માતાનું દૂધ પીએ છે. એ બન્ને—

**वत्सौ विराजः सलिलादुदैताम् ।** (મં. ૧)

"આ વિરાટરૂપી ગાયનાં બન્ને બચ્ચાં જગત્ બન્યું તે પહેલાં સર્વત્ર જે પ્રકૃતિનો સમુદ્ર પ્રસરેલો હતો તેમાંથી તેમનો ઉદય થયો. પ્રાયઃ સર્વથી પ્રથમ જળ પ્રગટ થાય છે, ત્યાર પછી ઉત્પત્તિ થાય છે, બાળકો ઉત્પન્ન થવા પહેલાં જ પાણી ઉત્પન્ન થાય છે. આ ભૂમિપર પણુ પ્રારંભમાં પાણીજ હતું, તેમાં વનસ્પતિઓ ઉત્પન્ન થઇ તે પાણીમાં જળ જન્તુઓ ઉત્પન્ન થયાં. આ પ્રમાણે સર્વનો ઉદય પાણીમાંથી જ થયો છે. જન્મથી શરૂ કરીને લય સુધી આ "જળ" જ સાચો સાથ આપે છે. આ સ્ત્રી પુરૂષનો ઉદય પણુ જળથી જ થયો છે. આ પ્રમાણે આ બન્ને બાળકો એકજ ગાયનાં છે. તેઓમાંથી પોતાની માતાનું દૂધ કોણુ પીએ છે? એ પ્રશ્ન નીચેના મંત્ર ભાગમાં પૂછ્યો છે—

**तौ त्वा पृच्छामि कतरेण दुग्धा ।** (મં. ૧)

"આ બન્ને વિષે હું પૂછું છું કે તે બેમાંથી કોણે પોતાની માતાનું દૂધ પીધું છે? અને કોણે પીધું નથી?" અહીં પ્રકૃતિ અને પુરૂષ આ બન્ને બાળકોમાંથી કયું બાળક પ્રકૃતિ માતા ગાયના દૂધથી પુષ્ટ થાય છે અને કોણુ થતું નથી? એ પ્રશ્નનો મૂળ ભાવ છે. બધાએ જ આ પ્રશ્નનો વિચાર કરવો જોઇએ. આપણા પોતામાં જ જુઓ આપણામાં દેહ અને આત્મા છે, આ જ પ્રકૃતિ અને પુરૂષ છે. આમાં કુદરતી પુષ્ટિ સાધનોથી દેહની પુષ્ટિ કરવામાં આવે છે, આત્માની નહિ. અર્થાત્ દેહ જ પોતાની પ્રકૃતિમાતાનું દૂધ પીને પુષ્ટ બને છે, આત્મા તો હંમેશાં એકરસ જ રહે છે. આ પ્રમાણે વિચાર કરીને પ્રશ્નનો ભાવ અને તેનું ઉત્તર જાણુવું જોઇએ.

આ વિશ્વની રચના થવા પહેલાં કેવી અવસ્થા હતી? આ પ્રશ્ન તત્વજ્ઞાનનો વિચાર કરવાવાળાની સમક્ષ આવે છે તેનું ઉત્તર વેદે, "**सलिल अवस्था**" થી આ પ્રમાણે આપેલ છે. અગાધ, અપરંપાર, અતિશાન્ત અને ગંભીર મહાસાગરની જે અવસ્થા હોય છે તે પ્રમાણે પ્રાકૃતિક પરમાણુઓનો સમુદ્ર અતિ શાંત હતો. તેમાં જરાપણુ હાલચાલ ન હતી, કાંઇ પણુ વધઘટ ન હતી, સર્વત્ર શાન્તતા જ હતી, અહીં એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે આવી અતિ શાંતિમાં ચંચળતા કોણે ઉત્પન્ન કરી, જો ચંચળતા એ સમુદ્રનો સ્વયં સિદ્ધ ધર્મ માનવામાં આવે તો તેમાં શાન્તિ કયાંથી હોય શકે. જો તેમ માનવામાં ન આવે તો આ અશાન્તિ કોણે ઉત્પન્ન કરી? તેનું ઉત્તર આ પ્રમાણે દ્વિતીય મંત્રે આપ્યું છે—

त्रि-भुजं योनिं कृत्वा शयानः । ( મં. ૨ )

" સત્વ, રજ અને તમરૂપી ત્રણ ગુણોથી યુક્ત પ્રાકૃતિક બિછાનાપર સુવાવાળો આ એક દેવ છે. " જ્યાં સુધી આ ( शयानः ) ઉંઘતો રહે છે, ત્યાં સુધી આ પ્રાકૃતિક સમુદ્રમાં જરાપણ હાલચાલ હોતી નથી. તેની નિદ્રા સમાપ્ત થવા સુધી સર્વત્ર શાંતિ પથરાએલી રહે છે, જ્યારે તે જાગવા માંડે છે ત્યારે તેમાં હાલચાલ શરૂ થાય છે.

यः महित्वा सलिलं अकम्पयत् । ( મં. ૨ )

" જે પોતાના મહિમાથી આ જળ અવસ્થામાં ઘણી હાલચાલ શરૂ કરે છે. " આ ત્રણ ગુણો પર સૂવે છે તેને લીધે તેઓ હાલચાલ કરી શકતા નથી, પરંતુ જ્યારે તે જાગે છે ત્યારે તેઓ હાલચાલ કરવાને મૂક્ત થાય છે અને સત્વગુણ સમના ચાહે છે, રજોગુણ ખળભળાટ મચાવવા ચાહે છે અને તમોગુણ સ્તબ્ધતા ચાહે છે. આ પ્રકારે તે એક જ સલિલના ત્રણ પરમાણુઓ પોતપોતાના વિભિન્ન ગુણોને લીધે એક-બીજા પર અંદર અંદર હુમલો કરે છે અને તેને કારણે તેનું શાંત સલિલ પ્રક્ષુબ્ધ બને છે, અને એ પ્રક્ષોભનું કારણ તે ઉપાસ્યદેવનો " મહિમા " જ છે. શાંત સલિલમાં ક્ષોભ કરવો અને ક્ષોભમાં ફરી શાંતિ સ્થાપન કરવી એજ તેનો મહિમા છે.

विराजः कामदुघः सः वत्सः गुहा तन्वः चक्रे ।
( મં. ૨ )

" તે વિરાટ્રૂપી કામધેનુનું તે બાળક ગુફાની અંદર પોતે રહેવાને માટે ત્રણ શરીર બનાવે છે. " આ ત્રણ શરીર ( गुहा ) ગુપ્ત છે, પ્રગટ નથી હોતાં પ્રગટ હોત તો ગુફાની અંદર ન હોત. આ સૂક્ષ્મ શરીર, કારણ શરીર અને મહા-કારણ શરીર છે. અથવા પ્રાણ શરીર, સૂક્ષ્મ શરીર અને કારણ શરીર એ ત્રણ શરીર છે. આ શરીરો ગુપ્ત છે અને તે કારણને લીધે જ આ જગતની સ્થિતિ છે. આ આત્મદેવ આ શરીર ( ગુહા ) અતિ ગુપ્ત રીતે બનાવે છે. આ કારણથી જ તેની ઉત્પત્તિ, સ્થિતિ, વૃદ્ધિ વગેરેની જાણ સાધારણ લોકોને થતી નથી.

यानि त्रीणि बृहन्ति, चतुर्थं वाचं नियुनक्ति । ( મં. ૩ )

" આ ત્રણે શરીર બહુ જ વિલક્ષણ શરીરથી યુક્ત છે, તેમનામાં શક્તિ પણ ઘણી છે. જે ચોથું શરીર છે તે ચોથા શરીરની સાથે વાણીનો યોગ કરેલો છે. આ જ સ્થૂળ શરીર છે " આ સ્થૂળ શરીર ભાષણ કરે છે, વક્તૃત્વ કરે છે, આત્માની અંદરનો ભાવ પ્રગટ કરે છે. તેની અંદર ગુપ્ત ત્રણ શરીર છે, પરંતુ તેમાંથી એક પણ તે પ્રકારનું વક્તૃત્વ કરવાને સમર્થ નથી. જેનાથી આ સર્વ જગત્ નિર્માણ થાય છે તેને બ્રહ્મ કહે છે. આ બ્રહ્મનું જ્ઞાન તપથી થાય છે. જુઓ—

विपश्चित् तपसा एतत् ब्रह्म विद्यात् । ( મં. ૩ )

" જ્ઞાની મનુષ્ય તપથી બ્રહ્મને જાણે છે. " અર્થાત્ અજ્ઞાની મનુષ્ય તેને જાણવામાં અસમર્થ છે. તપ વિના તેને કોઇ પણ જાણી શકતું નથી. ( विपश्चित् वि-पश्-चित् ) નો અર્થ " જે જગતને વિશેષ સૂક્ષ્મ દૃષ્ટિથી જુએ છે " એવો છે. તે જ આ બ્રહ્મને જાણી શકે છે. જે સાધારણ દૃષ્ટિથી આ જગતનું નિરીક્ષણ કરે છે તે જાણી શકતો નથી. તેને જાણવાની રીત આ છે—

यस्मिन् एकं ( मनः ) युज्यते । ( મં. ૩ )

" જેમાં એક મનનો યોગ કરવામાં આવે છે. " જે તપમાં એક પોતાના મનનો યોગ કર્યા કરે છે. આ મનના યોગથી અર્થાત્ ચિત્તવૃત્તિ નિરોધથી જ્યારે આ જાગ્રતિનું મન શાંત અને સ્તબ્ધ બને છે, ત્યારે તે વિજ્ઞાની પુરુષને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. સર્વથી પ્રથમ—

बृहत्याः बृहत् निर्मितम् । ( મં. ૪ )

" મહાપ્રકૃતિથી મહત્ તત્વ નિર્માણ થયું. " પહેલાં પ્રથમ મંત્રની વ્યાખ્યા કરતી વખતે કહ્યું છે કે સર્વથી પહેલાં પ્રાકૃતિક શાંત સમુદ્ર હતો. આ મહતી દૈવી પ્રકૃતિથી ( बृहत्याः ) મહત્ તત્વ ઉત્પન્ન થયું. આ જ સર્વથી પ્રથમ સર્ગ છે. અહીં ( बृहती ) દૈવી મહતી મૂળ પ્રકૃતિથી એ મહત્ તત્વની ઉત્પત્તિ બતાવવામાં આવી પરંતુ અહીં શંકા થાય છે કે આ મૂળ પ્રકૃતિ—

बृहती कुतः अधिमिता । ( મં. ૪ )

" મહતી દૈવી પ્રકૃતિ ક્યાંથી બની ? " આ પ્રમાણે પ્રશ્નો પૂછતા જ જઇએ તો અનવસ્થા પ્રસંગ જ થશે. અતઃ દ્વિતીય મંત્રમાં કહ્યું છે કે એક સલિલ અવસ્થા સર્વથી પ્રથમ હતી. આ સર્વથી પ્રથમ અવસ્થા છે. તે કેવી રીતે બની ? એ પ્રશ્ન કોઇ-કોઇએ ન કરવો, કારણ કે આ સર્વથી પ્રથમની અવસ્થા છે. આ મહતી પ્રકૃતિની સાથે એક આત્મા શયન કરતો હતો. તેનાથી પહેલાં કોઇ પણ હતું નહિ. આ પ્રકારે સર્વથી પ્રથમ આ બન્ને છે. માટે તેઓ ક્યાંથી ઉત્પન્ન થયાં એવો પ્રશ્ન

કોઇ ન પૂછે તત્વજ્ઞાનમાં આ પ્રકારે અનવસ્થા પ્રસંગ ઉત્પન્ન કરવો એ મોટો દોષ ગણવામાં આવે છે. અસ્તુ.

**बृहतः परि पञ्च सामा अधिनिर्मितानि ।** ( મં. ૪ )

" આ મહત્ તત્વની ઉપર અર્થાત્ આ મહત્ તત્વનું સત્વ લઇને પાંચ સામોની રચના થઇ છે. '' મહત તત્વથી પાંચ તન્માત્રાઓની ઉત્પત્તિ અહીં કહી છે. અહીં સુધી સૃષ્ટિનું જે વર્ણન થયું તે આ પ્રકારે દર્શાવી શકાય—

| | | |
|---|---|---|
| મૂળ પ્રકૃતિ, સલિલ, | | પુરુષ, બ્રહ્મ, સ્વરાટ્ |
| માતા, બૃહતી, | | |
| વિરાટ્, કામધેનુ | | વંશ, વૈશ્વાનર, વિરાટ્ |
| મહત્ તત્વ | કારણ દેહ | |
| બૃહત્, કારણ | | જીવ, વત્સઃ, બ્રહ્મા |
| પંચ, તન્માત્રા | પંચ સૂક્ષ્મ ઇન્દ્રિય | |
| પંચ સામ, | | |
| શરીર, સ્થૂળ | પાંચ સ્થૂળ ઇન્દ્રિયો | જીવ, વત્સ, નિરીક્ષક |

અહીં સુધી સૃષ્ટિ રચનાના ત્રીજા યુગનું વર્ણન કરવામાં આવ્યું. આથી જીવાત્માને શાંતિ પ્રાપ્ત થાય છે, તેથી તેનું નામ સામ રાખવામાં આવ્યું છે, અને આ શરીરધારી આત્માના જીવનને આગળ ઉપર યજ્ઞનું રૂપક બતાવવાનું છે તે વિશેષ કાર્યને માટે પણ અહીં તેને સામ નામથી દર્શાવવામાં આવ્યો છે તે વાત સ્પષ્ટ છે. આ જ વાત આગલા મંત્રમાં અન્ય શબ્દોમાં કહી છે—

**मात्राया परि बृहती । मातुः मात्रा अधिनिर्मिता ।** ( મં. ૫ )

" બૃહતી પ્રકૃતિ તન્માત્રાની ઉપર છે, તે આદિ માતા છે, આ માતાથી તન્માત્રા નિર્માણ થઇ ગઇ. '' અહીં માતા, આદિ માતા, જગન્માતા, બૃહતી એ મૂળ પ્રકૃતિના જ નામ છે, તેનાથી પાંચ તન્માત્રાઓની ઉત્પત્તિ થાય છે. અહીં એક પ્રકૃતિના પાંચ વિભિન્ન ગુણધર્મવાળા પદાર્થતત્વ બન્યા એ તેની વિશેષતા છે. તેને કહે છે કે—

**मायायाः माया जज्ञे । मायाया परि मातली ।** (મં. ૫)

" આદિમાયાથી બીજી માયા બની અને માયાની ઉપર નિરીક્ષક પણ તૈયાર થયો. '' મૂળ આદિમાયાથી આ પ્રાકૃતિક શરીર બન્યું અને તેનો અધિષ્ઠાતા અથવા નિરીક્ષક જીવાત્મા પણ બન્યો. આ ચતુર્થ અવસ્થાની સૃષ્ટિ છે, તેનું જ નામ જગત છે. આદિ માયાથી આ માયા રચાઇ છે. તેનો નિરીક્ષક અહીં આત્મા છે. અહીં સુધી અવિકૃત મૂળ પ્રકૃતિમાંથી વિકૃત જગતનું નિર્માણ થવાનું વર્ણન આ પાંચ મંત્રોમાં કરેલું છે. હવે તેમાં વ્યાપક દેવનું વર્ણન કરે છે—

## વૈશ્વાનરની પ્રતિમા

**वैश्वानरस्य प्रतिमोपरि द्यौर्यावद्रोदसी विबबाधे अग्निः ।** ( મં. ૬ )

" વૈશ્વાનરની પ્રતિમા એટલી છે કે જેટલો દ્યુલોક ઉપર વિસ્તૃત છે અને જ્યાં સુધી અગ્નિનું તેજ ફેલાએલું છે. '' અર્થાત્ આ વૈશ્વાનર ભૂલોકથી દ્યુલોક સુધી ફેલાએલો છે. આ જ વિશ્વનો નેતા છે, માટે જ તેને વૈશ્વાનર કહે છે. આ વૈશ્વાનર પ્રકૃતિની સાથે રહીને જગતના સર્વ રચનાદિ કાર્ય કરે છે. સર્વ જગતનો કોઇ પ્રમુખ નેતા હોય તો તે જ છે. તે છઠ્ઠો છે, પૂર્વોક્ત કોષ્ટકમાં ( ૧ ) સ્થૂળ, સૂક્ષ્મ, ( ૩ ) કારણ, ( ૪ ) મૂળ પ્રકૃતિ, ( ૫ ) જીવ આ પાંચ અને ( ૬ ) વૈશ્વાનર છઠ્ઠો છે, પહેલા ચાર જડ છે અને છેલ્લા બે ચેતન છે. આ છઠ્ઠા વૈશ્વાનરથી—

***ततः षष्ठाद् अमुत उदितः स्तोमा यायन्ति ।*** ( મં. ૬ )

" તે નાના વૈશ્વાનરથી પ્રકાશિત થનારો યજ્ઞ અહીં મનુષ્યલોકમાં આવે છે. '' તે જ મુખ્ય દેવ સર્વ યજ્ઞનો પ્રકાશક છે. મનુષ્યની ઉત્પતિ સાથે જે યજ્ઞ ઉત્પન્ન થાય છે તે તે જ છે. અને તે જ યજ્ઞકર્મ ( *अह्नः षष्ठं अभि यन्ति* ) દિવસના છઠ્ઠા ભાગની સમાપ્તિ સમયે ફરી વખત તેની પાસે પહોંચે છે. તેનાથી જ જ્ઞાન અને કર્મની પ્રેરણા થાય છે અને તેમાં જ અંતમાં જઇને મળે છે, તેને સર્વનો દ્રષ્ટા કહે છે. તેટલા માટે જ તેને કશ્યપ ( पश्यक ) જોનારો, સર્વદ્રષ્ટા અથવા નિરીક્ષક કહેવામાં આવે છે. આ—

**त्वं हि युक्तं योग्यं च युयुक्षे** ( મં. ૭ )

" યુક્ત અને યોગ્યનો સંયોગ કરે છે. '' જે પદાર્થ જ્યાં રાખવા યોગ્ય છે જેવી રીતે સંયુક્ત કરવા યોગ્ય છે તેજ પ્રકારે તે સર્વની યથાયોગ્ય યોજના કરે છે. તેમાં કોઇ પણ પ્રકારની ભૂલ કરતો નથી, તેથી તે આવા પ્રકારની સુયોગ્ય સૃષ્ટિની રચના નિર્દોષ રીતે કરી શકે છે. ઉત્તમ દ્રષ્ટા હોવાથી જે પદાર્થ જ્યાં હોવો જોઇએ ત્યાં તે યોગ્ય રીતે છે કે નહિ તે તે જાણે છે અને તે પ્રમાણે તે યોગ્ય રીતે બનાવે છે, જો તે યોગ્ય દ્રષ્ટા ન હોય તો આટલો સુયોગ્ય સંસાર

બનાવવો તેને માટે અશક્ય બની જાત. તેથી ઋષિગણ પ્રશ્ન કરે છે કે—

**इमे वर्‍ ऋषयः ( वयं ) त्वां पृच्छाम ।** ( મં. ૭ )

" અમે ૭ ઋષિઓ તને પ્રશ્નો પૂછીએ છીએ. " વૈશ્વાનરને પ્રશ્ન પૂછવાનો અધિકાર માત્ર ઋષિઓનો જ છે. બીજો કોણ તેને પ્રશ્ન પૂછી શકે છે ? અને તે પણ બીજાને ઉત્તર શા માટે આપે ? તેથી પ્રશ્ન પૂછવા માટે પણ ચિત્તની શુદ્ધતા જોઇએ અને તેનાથી ઉત્તર લેવાની પણ તૈયારી જોઇએ. તેવી તૈયારી ઋષિ-મુનિઓની હોય છે. તેથી તેઓ વૈશ્વાનરને પ્રશ્ન પૂછે છે અને તેની પાસેથી ઉત્તર મેળવે પણ છે. તેમને ધન્ય છે જેઓ પરમાત્મા સાથે આ પ્રકારે સંબંધ જોડી શકે છે. ખરૂં જોતાં તો દરેક મનુષ્ય જે અહીં આવ્યો છે તે આવા પ્રકારની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે જ આવેલો છે, પરંતુ ઘણા થોડા લોકો આ સ્થિતિ સુધી પોતાની ઉન્નતિ કરી શકે છે. ઋષિઓના પ્રશ્ન આ પ્રકારના છે—

**विराजं ब्रह्मणः पितरं आहुः तां नः सखिभ्यः यतिधा चिन्ते हि ।** ( મં. ૭ )

" વિરાટ્‌ને બ્રહ્માનો પિતા કહે છે, તે કયી રીતે થઇ શકે છે ? તે વાત અમો સર્વને કહો. " અહીં " આત્મા–પરમાત્મા, બ્રહ્મા–બ્રહ્મ, પુરુષ–પુરૂષોત્તમ, ઇન્દ્ર–મહેન્દ્ર " એ પુત્ર અને પિતાનું સંયુક્ત નામ છે. આ પિતાપુત્રનો સંબંધ કયા પ્રકારનો છે તે મહત્ત્વપૂર્ણ પ્રશ્ન છે. દરેક મનુષ્યે તેનો વિચાર કરવો જોઇએ, અને પોતાનું તેમજ પોતાના પિતાનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. સામાન્ય મનુષ્યને તો પોતાનું જ જ્ઞાન હોતું નથી તો પોતાના પિતાનું જ્ઞાન તો ક્યાંથી જ હોય ? તેની તો શક્યતા જ કેવી રીતે હોય ?

પૂર્વોક્ત કોષ્ટકમાં, " વિરાજ અથવા વિરાટ્ " આ શબ્દ પ્રકૃતિ અને પુરુષને માટે સરખી રીતે વાપરેલા છે. આ મંત્રોમાં પણ વિરાજ શબ્દ પુલ્લિંગમાં પણ છે અને સ્ત્રીલિંગમાં પણ છે. ત્યારે જે પુલ્લિંગમાં છે તે આત્મા, પરમાત્મા વાચક છે અને જે સ્ત્રીલિંગમાં છે તે પ્રકૃતિ આદિશક્તિ આદિનો વાચક છે પરંતુ સર્વત્ર આ નિયમ પણ લાગુ નથી. કારણ કે પિતા માતા ને જ એક હોવાથી બંને પ્રયોગો તેને એકને માટે જ થએલા છે. " **वि-राज्** " શબ્દનો અર્થ " વિશેષ તેજસ્વી " છે. આ કારણે આ શબ્દ બંનેને માટે વપરાઇ શકે છે.

અહીં " બ્રહ્મા " પુરાણપુરુષથી ઉત્પન્ન થવાને કારણે જીવાત્માનું નામ છે. તેના પિતા પુરુષ અથવા પરમાત્મા છે. પાઠક અહીં જોઇ શકશે કે વેદમાં સર્વત્ર પિતા પુત્રનાં નામ એક સરખાં છે. બંનેને " ઇન્દ્ર, આત્મા, પુરુષ, વિરાટ્ " આદિ નામ છે. પિતાની શક્તિ વધારે અને પુત્રની શક્તિ અલ્પ છે, તો પણ ગુણધર્મ અને કર્મ સમાન છે. તેથી પુત્રને જાણ થશે કે આજે કદાચ મારી શક્તિ અલ્પ હશે તથાપિ હું તેને વધારીને મારા પિતાની સમાન " સમર્થ " બની શકું છું. આ વિશ્વાસ અપાવવાના હેતુ પુરઃસર આ મંત્રના પ્રશ્નની પ્રવૃત્તિ થઇ છે. તેનો વિશેષ ઉત્તર આગલા મંત્રમાં આપેલો છે તે હવે જોઇએ—

**हे ऋषयः यां प्रच्युतां यज्ञाः अनु प्रच्यवन्ते, ( यां ) उपतिष्ठमानां ( यज्ञा ) उपतिष्ठन्ते, यस्या व्रते प्रसवे यक्षं एजति, सा परमे व्योमन् विराट् ( अस्ति ) ।** ( મં. ૮ )

" હે ઋષિ લોકો ! જેની પ્રેરણાથી સર્વ યજ્ઞ ચાલે છે ! જેની પ્રેરણા બન્દ થવાથી સર્વ યજ્ઞ સ્તબ્ધ થઇ જાય છે ( અટકી જાય છે ), જેને પ્રગટ થવાને માટે પૂજનીય દેવની ગતિ કારણરૂપ બને છે ને પરમ આકાશમાં સર્વત્ર વ્યાપક વિશેષ પ્રકાશમાન દેવતા છે. " આ પરમાત્માનું વર્ણન છે. આ જ સર્વના પિતા અને માતા છે સર્વ જગત્ તેની પ્રેરણાથી જ ચાલી રહ્યું છે તેના નિયમન નીચે જ ચાલે છે, જો તે ચલાવે તો ચાલે અને ન ચલાવે તો અટકી જાય આવી તેની અગાધ શક્તિ છે, આ શક્તિનું ચિન્તન કરવું જોઇએ. સર્વત્ર તેની શક્તિ જ ફેલાઇ રહી છે અને આ જગતનો સર્વ ચમત્કાર તેની શક્તિથી જ થઇ રહ્યો છે. જેટલું પરમ આકાશ સર્વત્ર વ્યાપ્ત છે, તેટલી તેની વ્યાપ્તિ છે, અર્થાત્ સર્વત્ર સંપૂર્ણ પરિપૂર્ણ થઇને પણ તે અવશિષ્ટ છે. આગલા મંત્રનું વર્ણન તો તેનાથી પણ વધારે વિચારણીય છે—

**अप्राणा प्राणतीनां प्राणेन एति ।** ( મં. ૯ )

" જે સ્વયં પ્રાણથી જીવિત રહેતી નથી પરંતુ પોતાની શક્તિથી જ જીવિત રહે છે, અને એવી રીતે વિરાટ્ પ્રાણીઓના પ્રાણને સાથે લઇને જાય છે. " મુખ્ય દેવતાને માટે પ્રાણની સહાયતાની આવશ્યકતા નથી, તે તો પોતે પોતાની સત્તાથી જ સ્વયં શક્તિશાળી છે. અને તેટલા માટે જ તે સ્વયંભૂ કહેવાય છે. અન્ય પ્રાણીઓ માટે જીવનધારણા માટે પ્રાણની આવશ્યકતા હોય છે. આ પ્રાણ તેમની સાથે રહીને પ્રાણીઓના

જીવનનો હેતુ બને છે. પશ્ચાત્ તે—

**विराट् स्वराजं मभ्येति ।** ( મં. ૯ )

" વિરાટ્ સ્વરાજ્યની પાસે પહોંચે છે. " આ વાક્યમાં એક રાજનૈતિક ભાવાર્થ પણ રહેલો છે. ( **वि राज्** )જ્યાં રાજા નથી એવો રાજસંસ્થાહીન સમાજ ( **स्व-राजं** ) સ્વરાજ્યશાસન અર્થાત્ સ્વસંમત રાજ્યશાસનને પ્રાપ્ત કરે છે. જ્યાં રાજા સાથેની સંસ્થા ઉત્પન્ન થઇ ન હોય ત્યાંની જનતા સ્વયંશાસિત હોય છે, તેઓ પોતાની રાજ્યવ્યવસ્થા સ્વયં કરે છે. આ રાજનૈતિકભાવ વિચારણીય છે—

આ મંત્રભાગનો બીજો એક અર્થ થાય છે. તે આ છે- ( **वि-राज्** ) રાજનો અર્થ પ્રકાશ પણ થાય છે. જેની પાસે પ્રકાશ નથી તેને વિ-રાજ કહે છે જે સ્વયંપ્રકાશી નથી તે ( **स्वराजं** ) પોતાના તેજથી જે પ્રકાશે છે તેની પાસે ( **अभ्येति** ) જાય છે અને તેનાથી તેજ પ્રાપ્ત કરીને પ્રકાશિત થાય છે.

પરંતુ અહીંયા અર્થ આ પ્રમાણે દેખાય છે-વિરાટ્ અર્થાત્ જે આત્મા જગત્ વ્યવહારમાં લાગેલો છે તે શુદ્ધાત્માની પાસે જાય છે. જે ત્રિપાદ આત્મા અવશિષ્ટ છે તેને "સ્વરાટ્" કહે છે કારણ કે તે પોતાના પ્રકાશથી પ્રકાશે છે જે એકપાદ આત્મા જગત્‌માં વારંવાર આવજા કરે છે તે તેના જેવો સ્વયં પ્રભાવાન્ દેખાતો નથી. આ ભાવ માત્ર લાક્ષણિક રીતે જ સમજાઇ શકે છે. આ પ્રમાણે આ આત્મા છે—

**त्वे विश्वं मृशन्तीं अभिरूपां विराजं पश्यन्ति,**
**त्वे एनां न पश्यन्ति ।** ( મં. ૯ )

" કેટલાએ લોકો આ સર્વ જગતને સુંદરતાની સાથે પ્રકાશિત કરનારા આત્માને જુએ છે, પરંતુ કેટલાક તેને જોઇ શકતા નથી. " તે સર્વત્ર ઉપસ્થિત છે પરંતુ કેટલાક તો તેનો સાક્ષાત્કાર કરી શકે છે, અને કેટલાક એવા આંધળા છે કે તે સર્વ જગતના પ્રકાશકને પણ જોઇ શકતા નથી.

**विराजः मिथुनत्वं कः प्रवेद ? क ऋतून् वेद ?**
**कः अस्याः कल्पं वेद ।** ( મં. ૧૦ )

" આ વિરાટ્‌થી ઉત્પન્ન થનારા સ્ત્રી-પુરૂષ ભેદને કોણ જાણે છે ? ઋતુઓની ઉત્પત્તિ કોણ જાણે છે ? અને કોણ કલ્પના સમયને જાણે છે ? " તત્વજ્ઞાનની દૃષ્ટિથી આ વાતોનું જ્ઞાન મનુષ્યને હોવું જોઇએ. તથા—

*

**अस्याः कतिधा विदुग्धान् क्रमान् कः वेद ?**
**अस्याः धाम कः वेद ? अस्याः कतिधा व्युष्टि ?** ( મં. ૧૦ )

" અન્ન વગેરે રસ દેનારી ઋતુઓના ક્રમને કોણ જાણે છે ? તેના મૂળ સ્થાનને કોણે જાણ્યું છે ? અને આ સૃષ્ટિના પ્રભાત કાળને કોણ જાણે છે ? " તત્વવિચારકોએ આ પ્રશ્નોનો વિચાર કરવો યોગ્ય છે અને તેનું જ્ઞાન પણ પ્રાપ્ત કરવું જોઇએ. તેમાંના કેટલાક પ્રશ્નોનું ઉત્તર આગળ આવશે.

**इयं एव सा या प्रथमा व्यौच्छत् ।** ( મં. ૧૧ )

" આ તે જ છે કે જે પહેલાં પ્રકાશ આપે છે. " પહેલી ઉષા આ જ કરે છે અને સર્વત્ર સંચાર કરતી સર્વ જગતનુ કાર્ય કરે છે. તેની શક્તિથી જ સંપૂર્ણ જગતનું કાર્ય સુવ્યવસ્થિત રીતિથી થઇ રહ્યું છે. તથા—

**अस्यां अन्तः महान्तः महिमानः ।** ( મં. ૧૧ )

" તેની અંદર મોટી મોટી મહત્વપૂર્ણ શક્તિઓ છે. " અને આ શક્તિઓથી જ આ જગતનું સંપૂર્ણ કાર્ય કરવામાં તે સમર્થ થાય છે. ( **नवगत् जनित्री वधूः जिगाय** ) જેવી રીતે પુત્રનો પ્રસવ કરવાવાળી ઘરમાં નવીન આવેલી સુંદર કુળવધૂ ઘરમાં આખરે સ્વામિની બને છે, તેજ પ્રમાણે આ વિરાટ્ આ જગતમાં સર્વોપરિ વિરાજમાન છે. જાણતાં અજાણતાં પણ સર્વ તેનાપર પ્રેમ કરે છે.

જેવી રીતે એક જ છન્દમાં પૂર્વ અને ઉત્તર એમ બે ચરણ ( **छन्दः पक्षे** ) હોય છે અને તે બન્ને એકજ છન્દમાં સમાન અધિકારથી રહેતાં છતાં પોતપોતાની અનુકૂળતા પ્રમાણે છન્દની શોભા વધારે છે તે પ્રકારે આ જગતમાં સ્ત્રી અને પુરૂષ એ આ સંસારરૂપી છંદના બે પક્ષ છે, બન્ને પરસ્પરની સહાયતા અને પૂર્તિને માટે છે, બન્ને અલગ અલગ-છૂટાં રહે તે માટે નથી. તેઓ આ ગૃહસ્થના સંસારમાં સમાન અધિકારથી રહેતાં છતાં ( **समानं योनिं** ) પોતાના ગૃહસ્થાનમાં સમાન અધિકારથી ( **अनुसंचरेते** ) અનુકૂળતાથી રહેતાં રહેતાં આ સંસારમાં સંચાર કરે છે. તેને માટે સૂર્યપત્નીનું ઉદાહરણ આપેલુ છે.

**सूर्यपत्नी मजानती केतुमती अजरा भूरिरेतसा संचरति ।** ( મં.૧૨ )

" જેવી રીતે સૂર્યની ધર્મપત્ની પ્રભા જ્ઞાન પ્રાપ્ત કરીને,

વિજ્ઞાનયુક્ત બનીને, ક્ષીણ ન બનતાં છતાં, વિશેષ પરાક્રમી બનીને આ જગતમાં સંચાર કરે છે." તદ્દન આ જ પ્રમાણે ગૃહસ્થની ધર્મપત્ની જ્ઞાન–વિજ્ઞાનયુક્ત, બળયુક્ત, પરાક્રમ યુક્ત બનીને પોતાના સંસારનાં કાર્ય દક્ષતાથી કરે. ગૃહસ્થનો ગૃહસ્થાશ્રમ ધર્મપત્ની હોવાથી જ હોઇ શકે છે. તેથી ધર્મ પત્નીનો નિર્દેશ અહિ કરવામાં આવ્યો છે, પરંતુ આ જ શબ્દો ધર્મપતિનાં કર્તવ્ય પણ દર્શાવે છે, પતિ પણ જ્ઞાન, વિજ્ઞાનયુક્ત બને, હૃષ્ટપુષ્ટ બનીને વિશેષ પરાક્રમની સાથે કાર્ય કરતાં કરતાં, સંસારમાં વિવિધ કાર્ય કરે, અને પોતાના ગૃહસ્થધર્મની ઉન્નતિ કરે. પતિ અને પત્નીના ધર્મ સાધારણ રીતે પૂર્વોક્ત વિષયોમાં સરખા જ હોય છે. તેથી એકના ધર્મનો નિર્દેશ કરવાથી બીજાના ધર્મનું જ્ઞાન પણ થાય છે. પૂર્વોક્ત મંત્રમાં તેમના સામાન્ય ધર્મનો ઉલ્લેખ છે નહિ કે વિશેષ ધર્મોનો. અસ્તુ. હવે આ ગૃહસ્થધર્મનું થોડું વર્ણન પ્રસંગાનુરૂપ આગલા મંત્રમાં કરવામાં આવ્યું છે—

**तिस्रः ऋतस्य धर्मा अनु आगुः।**
**त्रयो घर्माः रेतः अनु आगुः। ( મં. ૧૩ )**

" ત્રણે શક્તિઓ સત્યની અનુકૂળતાની સાથે રહે છે, અને ત્રણે ધર્મો વીર્યની અનુકૂળતાની સાથે થાય છે." આ સિદ્ધાંત ગૃહસ્થાશ્રમીએ હંમેશાં ધ્યાનમાં રાખવા જોઇએ. શરીરની, અન્તઃકરણની અને આત્માની આ ત્રણે શક્તિઓ સત્યના આધારથી પ્રાપ્ત થાય છે. જે સત્યનો પૂજક નથી તેની પાસે કોઇ શક્તિ રહી શકતી નથી, તથા બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને વાનપ્રસ્થના ત્રણ ધર્મો વીર્ય, બળ, પરાક્રમની સાથે સિદ્ધ કરી શકાય છે. અશક્ત મનુષ્ય તેને સિદ્ધ કરી શકતા નથી. દરેક મનુષ્ય માટે આ બન્ને ઉપદેશ હંમેશાં ચિત્તમાં ધારણ કરવા યોગ્ય છે. સંન્યાસધર્મ તો વિશેષ યોગ્યતાવાળા મનુષ્યને માટે સિદ્ધ થઇ શકે તેમ છે. તેથી સર્વસાધારણ લોકોને માટે તેનો નિર્દેશ અહીં કર્યો નથી. તેનું આગળ ઉપર સ્પષ્ટિકરણ કર્યું છે—

**एका प्रजां जिन्वति। एका ऊर्जं जिन्वति।**
**एका देवयूनां राष्ट्रं रक्षति। ( મં. ૧૩ )**

" એક પ્રજાની રક્ષા, બીજી બળની વૃદ્ધિ અને ત્રીજી દેવના ઉપાસકોના રાષ્ટ્રની રક્ષા કરે છે." આ પ્રકારે સંતાન રક્ષા, બળ રક્ષા અને રાષ્ટ્ર રક્ષા કરવાનો ભાર ગૃહસ્થાશ્રમીઓ પર છે. આ ગૃહસ્થધર્મ છે. જે પોતાની પ્રજાનું સંવર્ધન, પાલન, પોષણ અને ઉત્તમ શિક્ષણ વગેરેનો પ્રબંધ કરતો નથી તે પોતાના ગૃહસ્થધર્મથી ભ્રષ્ટ થાય છે, જે પોતાનું બળ વધારીને, તેનાથી પોતાના રાષ્ટ્રની રક્ષા કરતો નથી તે પણ તેના જેવો જ ગૃહસ્થધર્મથી ચ્યુત થાય છે. ગૃહસ્થમાં જે ત્રણ શક્તિઓ છે તે શક્તિઓનો ઉપયોગ આ છે. દરેક ગૃહસ્થે તેનો ઉપયોગ કરીને પોતાનું કર્તવ્ય પાલન કરવું જોઇએ. સત્ય અને વીર્યને અનુકૂળ જે ગૃહસ્થના ધર્મ છે તે જ આ ધર્મ છે—

**अग्निषोमौ यज्ञस्य पक्षौ। ( મં. ૧૪ )**

" અગ્નિ અને સોમ આ બે યજ્ઞના પક્ષ છે." જે પ્રમાણે પક્ષીને બે પાંખ હોય છે તે જ પ્રકારે યજ્ઞની પણ બે પાંખ છે. હવનરૂપ યજ્ઞમાં અગ્નિ મુખ્ય છે કારણ કે અગ્નિ વગર યજ્ઞ થઇ જ શકે નહિ અને સોમરસ પણ પ્રધાન દ્રવ્ય છે. આ રીતે હવનરૂપ યજ્ઞમાં બે પદાર્થ મુખ્ય છે, પરંતુ આ જ માત્ર યજ્ઞ નથી, મનુષ્યનું જીવન એક મહાન યજ્ઞ છે, તેમાં પણ અગ્નિ અને સોમ મુખ્ય છે. અહીં સોમનું રૂપ મનુષ્યનું મન છે અને અગ્નિનું રૂપ તે વાણી છે. મનુષ્યમાં મન અને વાણી જ સર્વ કાંઇ છે. આ રીતે તેનો વધારે પણ વિચાર થઇ શકે છે. સોમ એક બાજુ શાંતિ અને અહિંસાની સૂચના આપે છે અને અગ્નિ ઉગ્રતા અને પ્રતાપની સૂચના આપે છે. મનુષ્યના સર્વ વ્યવહાર તેનાથીજ થઇ રહ્યા છે. આ યજ્ઞ જ્યાં સુધી બની શકે ત્યાં સુધી ઉત્તમ બને એમ કરવું એ દરેક મનુષ્યનું કર્તવ્ય છે.

ઉપરના ભાગમાં ત્રણ શક્તિઓનું વર્ણન છે. તે ઉપરાંત એક ( तुरीया आसीत् ) ચતુર્થ શક્તિ પણ કહી છે, તે છે પરમાત્માની વિશ્વવ્યાપિની શક્તિ જે શક્તિ ઋષિલોકો પ્રાપ્ત કરે છે અને જેથી યજમાનને ( स्वः ) સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. આ મંત્રમાં તથા આ સૂક્તના બીજા મંત્રોમાં જે છંદોનાં નામ છે તે વેદમંત્રોના ઉપાસના યોગ્ય છન્દ છે. આ મંત્રોક્ત ઉપાસના મનુષ્યને ( स्वः आभरन्ती ) સ્વર્ગસ્થાન સુધી પહોંચાડે છે. " स्वः " નો અર્થ ( स्व-र ) આત્મપ્રકાશ છે. આ ઉપાસનાથી આત્માનો પ્રકાશ અધિક ઉજ્જવળ બને છે.

આગળ મંત્ર ૧૫ થી ૨૧ સુધી પાંચ, ૭, સાત અને આઠ સંખ્યાના ગણ કરેલા છે. આ ગણ વૈદિકમંત્રોમાં

વારંવાર આવે છે. પાંચ જ્ઞાનેન્દ્રિય, ૭ ઋતુઓ, સપ્ત ઋષિઓ, આઠ વસુઓ ઇત્યાદિ ગણોની ગણના અનેક સ્થળો પર છે. તેમાંથી કેટલાએ ગણો મનુષ્યના શરીરમાં છે, કેટલાક કાળવિભાગ છે, કેટલાક બાહ્ય દેવતાઓના છે આ સર્વ મળીને સંપૂર્ણ જગત્ બને છે, અને એક બીજા સાથે અનુકૂળતાથી રહીને ઉન્નતિ કરવાથી સર્વને ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત થાય છે. જુદા પડવાથી હાનિ અને એકત્ર રહેવાથી ઉન્નતિ આ સાધારણ રીતે સર્વસામાન્ય નિયમ છે.

### સાત ગીધ

અઢારમા મંત્રમાં '**सप्त गृध्राः**' પદ છે. આ સાત ગીધ પણ માનવી શરીરમાં જ છે જેવી રીતે સપ્તઋષિઓ અહીં છે તેવી રીતે સાત ગીધ પણ છે. જે ઋષિઓ છે તે જ ગીધો બની જાય છે. બે નાક, બે કાન, બે આંખ અને એક મુખ આ સર્વ સારા કર્મમાં પ્રવૃત્ત થાય તો તેઓ ઋષિ બને છે અને તેઓ જ જો સ્વાર્થાન્ધ બન્યા તો ગીધ અથવા રાક્ષસ બને છે. વાચક પોતાના શરીરમાં તપાસ કરે કે તેઓ ઋષિ બન્યા છે કે ગીધ બન્યા છે, અને કદાચ ગીધ બન્યા હોય તો તેઓ ઋષિ બનવાનો પ્રયત્ન કરે.

જ્યારે મનુષ્ય અનાસક્તિથી વર્તે છે ત્યારે સર્વ સંસાર અને પ્રકૃતિ તેની સેવા કરવા માટે તત્પર રહે છે. તે કહે છે—

**श्रेयः मन्यमाना युष्माकं सख्ये आगमं, अहं शेवा अस्मि ।** (મં. ૨૨)

" તમારૂં કલ્યાણ કરવાની ઇચ્છાથી હું તમારી પાસે આવી છું. હું આપની સેવા કરનારી દાસી છું. " જ્યારે પ્રકૃતિ આ પ્રમાણે અનુકૂળ થાય છે ત્યારે સમજી લેવું જોઇએ કે તેનો યોગ સફળતાને પહોંચાડવા આવ્યો છે. જે પ્રકૃતિ પ્રારંભમાં જીવ પર અધિકાર ચલાવતી હતી તે જ તેના ઉદાસીનભાવને કારણે દેવી સેવિકા બનીને અનુકૂળ થાય છે તે અહીં જોવા યોગ્ય છે. તેનું વશીભૂત થવાનું બીજું પણ એક કારણ છે—

**यः समान जन्मा क्रतुः शिवः अस्तु सवः सर्वाः संचराति ।** (મં. ૨૨)

" તમારી સાથે જન્મેલો યજ્ઞ તમારે માટે કલ્યાણ કરવાવાળો થાઓ અને તમારી અંદર સંચાર કરો. " ભગવદ્‌ગીતામાં "**सह यज्ञाः प्रजाः सृष्ट्वा** । (ભ. ગી. ૩।૧૦)" કહેલું છે. પ્રજાની સાથે યજ્ઞ ઉત્પન્ન થવાનું વર્ણન તેમાં છે. આ જ વાત આ મંત્રના " **समान जन्मा क्रतुः** " શબ્દો દ્વારા કહેલ છે. મનુષ્યની સાથે જ યજ્ઞ ઉત્પન્ન થયો છે, તેના કરવાથી મનુષ્યની ઉન્નતિ થાય છે અને ન કરવાથી તેનો નાશ નિઃસંદેહ " થવાનો છે. "

### ગૌ મહિમા

**केवली सृष्टिः प्रथमं इन्द्राय पीयूषं दुदुहे ।**
**अथ देवान् ऋषीन् मनुष्यान् असुरान् अतर्पयत ॥** (મં. ૨૪)

" એકલી ગાય સર્વથી પહેલાં પોતાનું અમૃતરૂપી દૂધ ઇન્દ્રના યજ્ઞકર્મને માટે આપે છે. અને પછી જે બચે છે તેથી દેવ, ઋષિ, મનુષ્ય અને અસુરોની તૃપ્તિ કરે છે." યજ્ઞને માટે આ પ્રકારે ગાયની ઉત્પત્તિ છે. આ હવનરૂપી યજ્ઞથી વાયુશુદ્ધિ, જળશુદ્ધિ, નિરોગિતા ઇત્યાદિ થાય છે અને મનુષ્યનું જીવન સુખપૂર્ણ બને છે. આ કારણથી યજ્ઞયાગ, હોમહવન કરવાં એ મનુષ્યના ધર્મ છે, અને તે તેની ઉન્નતિનું એક એક ઉત્તમ સાધન છે. આગળના બે મંત્રો—

**को नु गौः कः एक ऋषिः किमु धाम का आशिषः ।**
**यक्षं पृथिव्यामेकवृदेकर्तुः कतमोऽनु सः ॥ २५ ॥**
**एको गौरेक ऋषिरेकं धामैका आशिषः ।**
**यक्षं पृथिव्यामेकवृदेकर्तुर्नातिरिच्यते ॥ २६ ॥**

અહીં એક જ પ્રકૃતિરૂપ ગાય છે, જે જીવાત્માઓની પુષ્ટીને માટે દૂધ આપે છે, તે સર્વનો નિરીક્ષક એક જ ઋષિ-સર્વનો એકમાત્ર નિરીક્ષક-પરમાત્મા જ પરમ ઋષિ છે. આ પૃથ્વી પર સર્વવ્યાપક એક જ પરમાત્મદેવ સર્વને ઉપાસ્ય છે, અને તેનો સર્વને માટે ઉત્તમ આશીર્વાદ છે. આ પ્રકારે વિચાર કરીને આ મંત્રોનો આશય જાણવો જોઇએ.

એક પ્રકૃતિરૂપી ગાય, એક દિવ્યદૃષ્ટિરૂપ ઋષિ, એક પરમાત્માનું ધામ, એક સ્વસ્તિરૂપ-આશીર્વાદ અને આ ભૂમિ પર વ્યાપક એક જ પૂજ્યદેવ છે, આ વાતો અહીં કરેલ છે, પૂર્વોક્ત વર્ણનથી તેનો સહજ બોધ થઇ શકે છે.

આ સૂક્તમાં પાંચ, ૭, સાત અને આઠ શબ્દો દ્વારા વેદોક્ત અનેક કોષ્ટક બને છે, પરંતુ તેઓ હજુ સુધી પૂર્ણ થયાં નથી, તેથી તે અહીં આપેલાં નથી. જ્યારે પૂર્ણતાથી તૈયાર થશે ત્યારે તેનું પ્રકાશન કરવામાં આવશે.

# વિશ્વનો સંચાલક દેવ

( ऋषिः- कौशिकः । देवताः- वैश्वानरः )

કાંડ ૬, સૂકત ૩૫

वैश्वानरो न ऊतय आ प्र यातु परावतः । अग्निर्नः सुष्टुतीरुप ॥ १ ॥
वैश्वानरो न आगमदिमं यज्ञं सजूरुप । अग्निरुक्थेष्वंहसु ॥ २ ॥
वैश्वानरोऽङ्गिरसां स्तोममुक्थं च चाक्लृपत्। ऐषु द्युम्नं स्वर्यमत् ॥ ३ ॥

અર્થ— ( वैश्वानरः ) વિશ્વનો નેતા ઇશ્વર ( ऊतये ) અમારી રક્ષા કરવાને માટે ( परावतः नः प्र आयातु ) પોતાના શ્રેષ્ઠ સ્થાનેથી અમારી પાસે આવે અને તે ( अग्निः नः सुष्टुतीः उप ) પ્રકાશનો દેવ અમારી ઉત્તમ સ્તુતિઓ સ્વીકાર કરે. ( ૧ )

( उक्थेषु अंहसु ) સ્તુતિ કરવાને સમયે ( अग्निः सजूः वैश्वानरः ) તે તેજસ્વી વિશ્વના ચાલક પ્રેમપૂર્ણ ઇશ્વર ( इमं नः यज्ञं उप आगमत् ) આ અમારા યજ્ઞની પાસે આવે. ( ૨ )

( वैश्वानरः ) વિશ્વનો ચાલક દેવ ( अंगिरसां स्तोमं उक्थं च ) જ્ઞાની ઋષિઓના સ્તુતિ સ્તોત્રોને ( अ चाक्लृपत् ) સમર્થ બનાવતા થયા છે અને તે ( एषु द्युम्नं स्वः आयमत् ) તેમાં પ્રકાશિત થનારા આત્મતેજને સ્થિર કરે છે. ( ૩ )

વિશ્વના સંચાલક દેવ જે વિશ્વના સર્વ સંપૂર્ણ પદાર્થોનું સંચાલન કરે છે, તે એક તેજસ્વી, પ્રેમમય, પ્રશંસનીય અને શ્રેષ્ઠ દેવ છે. તે ઉપાસકોને શ્રેષ્ઠ આત્મતેજ આપે છે.

# સર્વવ્યાપક ઈશ્વર

( ऋषिः- मेधातिथिः । देवता- विष्णुः )

કાંડ ૭, સૂકત ૨૬

विष्णोर्नु कं प्रा वोचं वीर्याणि यः पार्थिवानि विममे रजांसि ।
यो अस्कभायदुत्तरं सधस्थं विचक्रमाणस्त्रेधोरुगायः ॥ १ ॥

અર્થ— ( विष्णोः वीर्याणि ) સર્વવ્યાપક ઇશ્વરના પરાક્રમોનું ( कं प्रवोचं नु ) સુખ વધારનારૂં વર્ણન નિશ્ચયપૂર્વક કરૂં છું. ( यः पार्थिवानि रजांसि विममे ) જે પૃથ્વીપરના લોકોને વિશેષ રીતિથી નિર્માણ કરે છે. ( यः उरुगायः ) જે ઘણા પ્રકારે પ્રશંસિત થતાં થતાં ( त्रेधा विचक्रमाणाः ) ત્રણ પ્રકારનાં પરાક્રમો કરતાં કરતાં ( उत्तरं सधस्थं अस्कभायत ) ઉચ્ચતર સ્વર્ગીય પ્રકાશસ્થાનને સ્થિર કરે છે. ( ૧ )

ભાવાર્થ— સર્વવ્યાપક પરમેશ્વરનાં પરાક્રમ ઘણાં છે. જેઓ પોતાનું સુખ વધારવા માગે છે તેઓ તેનું વર્ણન કરે, તેનું ગુણગાન કરે. તે પરમેશ્વરે જ સર્વ પાર્થિવપદાર્થોને વિશેષ કુશળતાથી નિર્માણ કર્યા છે. તેથી તેની સર્વત્ર ઘણી જ પ્રશંસા થાય છે. તે ત્રણે લોકોમાં ત્રણ પ્રકારના પરાક્રમ કરે છે અને તેણે સર્વથી ઉપરનો એટલે સર્વથી ઉંચો દ્યુલોક આધાર વગર સ્થિર કરેલ છે. ( ૧ )

प्र तद्विष्णुं स्तवते वीर्याणि मृगो न भीमः कुंचरो गिरिष्ठाः ।
परावत आ जंगम्यात्परस्याः ॥ २ ॥
यस्योरुषुं त्रिषु विक्रमणेष्वधिक्षियन्ति भुवनानि विश्वा ।
उरु विष्णो वि क्रमस्वोरु क्षयाय नस्कृधि ।
घृतं घृतयोने पिब प्रप्र यज्ञपतिं तिर ॥ ३ ॥
इदं विष्णुर्वि चक्रमे त्रेधा नि दधे पदा । समूढमस्य पांसुरे ॥ ४ ॥
त्रीणि पदा वि चक्रमे विष्णुर्गोपा अदाभ्यः । इतो धर्माणि धारयन् ॥ ५ ॥
विष्णोः कर्माणि पश्यत यतो व्रतानि पस्पशे । इन्द्रस्य युज्यः सखा ॥ ६ ॥

---

( तत् वीर्याणि ) તેનાં પરાક્રમો દર્શાવવા માટે ( विष्णुः स्ववते ) તે વ્યાપક ઇશ્વર પ્રશંસિત થાય છે. તે ( भीमः मृगः न ) ભયાનક સિંહ જેવો ( कु-चरः गिरि-ष्ठः ) સર્વત્ર સંચાર કરનારો અને ગિરિ ગુફાઓમાં રહેવાવાળો છે. તે ( परस्याः परावतः ) દૂરથી દૂરના પ્રદેશમાંથી ( आजगम्यात् ) નજીક આવે છે. ( ૨ )

( यस्य उरुषु त्रिषु विक्रमणेषु ) જેના ત્રણ ફેરામાં ( विश्वा भुवनानि अधि क्षियन्ति ) સર્વ ભુવનો રહે છે. હે ( विष्णो, उरु विक्रमस्व ) વ્યાપકદેવ વિશેષ વિક્રમ કર. ( नः क्षयाय उरु कृधि ) અમારા નિવાસ માટે વિસ્તૃત સ્થાન આપ. હે ( घृतयोने, घृतं पिब ) રસને ઉત્પન્ન કરનારા, રસનું પાન કર અને ( यज्ञपतिं प्र प्र तिर ) યજ્ઞકર્તાને પેલે પાર લઇ જા. ( ૩ )

( विष्णुः इदं विचक्रमे ) વ્યાપકદેવ આ વિશ્વમાં પરાક્રમ કરી રહ્યો છે ( पदा त्रेधा निदधे ) પોતાના પગથી ત્રણ પ્રકારે પગલાં ભરે છે. ( अस्य पांसुरे समूढं ) તેનો જે પગ વચ્ચેના લોકમાં છે તે ગુપ્ત છે. ( ૪ )

( अदाभ्यः गोपाः विष्णुः ) જે દબાઇ જતો નથી તથા જે વ્યાપકદેવ ( त्रिणि पदा विचक्रमे ) ત્રણ પગલાંઓને આ જગતમાં રાખે છે અને ( इतः धर्माणि धारयन् ) ત્યાંથી સર્વ ધર્મનું ધારણ કરે છે. ( ૫ )

( विष्णोः कर्माणि पश्यत ) વ્યાપક દેવનાં આ કાર્યો જુઓ ( यतः व्रतानि पस्पशे ) જ્યાંથી તે સર્વ શુભધર્મોને જુએ છે. ( इन्द्रस्य युज्यः सखा ) તે જીવાત્માનો યોગ્ય મિત્ર છે. ( ૬ )

---

આ પરમેશ્વરનું ગુણસંકીર્તન કરવાથી, પરાક્રમોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને તેથી તેના મહત્વનો અનુભવ કરવો બહુ સુગમ થઇ પડે છે. જેવી રીતે સિંહ ગિરિકંદરાઓમાં સંચાર કરે છે, અને જમીનપર પણ ફરે છે તે જ પ્રમાણે તે પણ હૃદયગુફામાં સંચાર કરે છે અને આ લોકમાં વ્યાપે છે. તે દૂરથી દૂર રહેવા છતાં પણ ભક્તિ કરવાથી સમીપમાં સમીપ આવી જાય છે. ( ૨ )

પૃથ્વી, અન્તરિક્ષ અને દ્યુલોક આ ત્રણે લોકમાં તે ઇશ્વરના ત્રણ પરાક્રમ દેખાઇ આવે છે. તે ત્રણ પરાક્રમોને લીધે જ આ ત્રણ લોકનું અસ્તિત્વ થએલ છે, તેથી તે પ્રભુની અમે વિશેષ પ્રાર્થના કરીએ છીએ કે તે અમને ઉત્તમ અને વિસ્તૃત સ્થાન કાર્ય કરવાને માટે અર્પણ કરે. હે પ્રભો ! યજમાન જે સત્કર્મ કરે છે તેનો રસ ગ્રહણ કરીને યજમાનને આ દુઃખસાગરને પેલે પાર લઇ જા. ( ૩ )

વ્યાપકદેવનું કાર્ય આ ત્રણ લોકમાં જો, તેણે પોતાના ત્રણ પગલાં ત્રણ લોકમાં રાખીને ત્યાંનું કાર્ય કર્યું છે. પૃથ્વીપર તેનું કાર્ય દેખાઇ આવે છે, દ્યુલોકમાં પણ તેવો જ અનુભવ આવે છે, પરંતુ મધ્યમાં આવેલા અંતરિક્ષલોકમાં તેનું જે કાર્ય ચાલે છે તે દેખી શકાતું નથી. ( ૪ )

તે વ્યાપકદેવ કદી દબાઇ ન જનારો અને સર્વની રક્ષા કરનારો છે, આ ત્રણે લોકમાં તે એક એક પગલું રાખે છે

तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः । दिवीव चक्षुराततम् ॥ ७ ॥
दिवो विष्ण उत वा पृथिव्या महो विष्ण उरोरन्तरिक्षात् ।
हस्तौ पृणस्व बहुभिर्वसव्यैराप्रयच्छ दक्षिणादोत सव्यात् ॥ ८ ॥

(विष्णोः तत् परमं पदं) વ્યાપકદેવનું તે પરમસ્થાન (सूरयः सदा पश्यन्ति) જ્ઞાનીજનો હંમેશાં જુએ છે. (दिवि आततं चक्षुः इव) જેવી રીતે ઘુલોકમાં પ્રસરેલો ચક્ષુરૂપી સૂર્ય હોય છે. (૭)

હે (विष्णो) વ્યાપકદેવ ! (दिवः उत पृथिव्याः) ઘુલોક અને પૃથ્વીથી તથા (महः उरोः अन्तरिक्षात्) મહાન વિસ્તૃત અંતરિક્ષમાંથી (बहुभिः वसव्यैः हस्तौ पृणस्व) ઘણા ધનથી તારા બન્ને હાથ ભરી લે અને (दक्षिणात् उत सव्यात्) ડાબા અને જમણા હાથથી (आ अयच्छ) તેનું દાન કરો. (૮)

અને ત્યાંનુ સર્વ કાર્ય કરે છે. અહીંથી જ તેના સર્વ ગુણધર્મ પ્રગટ થાય છે. (૫)

હે લોકો ! આ સર્વવ્યાપક પરમેશ્વરના આ ચમત્કાર જુઓ ! જેના પ્રભાવથી તેના સર્વ વ્રતો યથાયોગ્ય રિતિથી ચાલી રહ્યાં છે. પ્રત્યેક જીવનો તે પરમેશ્વર એક ઉત્તમ, પરમ મિત્ર છે. (૬)

જે રીતે ઘુલોકમાં સૂર્યને સર્વ લોકો જુએ છે, તે પ્રમાણે જ્ઞાનીલોકો તેને હમેશાં જોયા કરે છે, અર્થાત્ તે ઇશ્વર તેમને તે પ્રકારે પ્રત્યક્ષ થાય છે. (૭)

હે સર્વવ્યાપક પ્રભો ! પૃથ્વી, અન્તરિક્ષ અને ઘુલોકમાંથી ઘણું ધન તું તારા બન્ને હાથમાં લઇ લે અને તે બન્ને હાથોથી તે ધન અમને પ્રદાન કર. (૮)

આ સૂકતમાં સર્વવ્યાપક ઇશ્વરનું વર્ણન છે. ત્રણે લોકમાં જે વિલક્ષણ ચમત્કારો દેખાઇ રહ્યા છે તે સર્વ તેની શકિતથી થઇ રહ્યા છે. તેણે જ આ ત્રણે લોક રચ્યા અને તેણે જ આ લોકને ધારણ કર્યા અને તે જ અહીંના સર્વ ચમત્કારો કરી રહ્યો છે. તે સર્વવ્યાપક હોવા છતાં સર્વસાધારણ લોકોને તે પ્રત્યક્ષ થતો નથી, પરંતુ જેવી રીતે બપોરનો સૂર્ય આકાશમાં પ્રત્યક્ષ દેખાય છે તેવી રીતે તે જ્ઞાનીજનોને પ્રત્યક્ષ દેખાઇ રહ્યો છે. આ તેનો મહિમા સર્વ લોક જુએ અને અનુભવ કરે.

---

## વ્યાપક દેવ

(ऋषिः- अथर्वा । देवताः- रुद्रः)

### કાંડ ૭, સૂકત ૮૭

यो अग्नौ रुद्रो यो अप्स्व१न्तर्य ओषधीर्वीरुध आविवेश ।
य इमा विश्वा भुवनानि चाक्लृपे तस्मै रुद्राय नमो अस्त्वग्नये ॥ १ ॥

અર્થ— (यः रुद्रः अग्नौ) જે વાણીનો પ્રવર્તક દેવ અગ્નિમાં (यः अप्सु अन्तः) જે જળની અંદર (यः ओषधीः वीरुधः आविवेश) જે ઔષધિ અને વનસ્પતિઓમાં પ્રવિષ્ટ થએલ છે. (यः इमा विश्वा भुवनानि चाक्लृपे) જે આ સર્વ ભુવનોને રચે છે, (तस्मै अग्नये रुद्राय नमः अस्तु) તે અગ્નિ જેવા તેજસ્વી વાણીના પ્રવર્તક દેવને નમસ્કાર હો. (૧)

(रुद्रः रुत्+रः) રુત્ અર્થાત્ વાણી અથવા શબ્દ તેનો પ્રવર્તક જે આત્મા છે તે સર્વ સ્થિર-ચર પદાર્થોમાં વ્યાપ્ત છે. તે જળ, અગ્નિ, ઔષધિ, વનસ્પતિ, સર્વ ભુવન ઇત્યાદિમાં છે, તે સર્વનો રચયિતા છે, તે તેજસ્વી આત્મદેવને મારા નમસ્કાર હો.

# એક આત્માનાં અનેક નામ

( ऋषिः- ब्रह्मा । देवताः- गौः, विराट्, अध्यात्मम् )

કાંડ ૯, સૂકત ૧૦

यद्गायत्रे अधि गायत्रमाहितं त्रैष्टुभं वा त्रैष्टुभान्निरतक्षत ।
यद्वा जगज्जगत्याहितं पदं य इत्तद्विदुस्ते अमृतत्वमानशुः ॥ १ ॥
गायत्रेण प्रति मिमीते अर्कमर्केण साम त्रैष्टुभेन वाकम् ।
वाकेन वाकं द्विपदा चतुष्पदाक्षरेण मिमते सप्त वाणीः ॥ २ ॥
जगता सिन्धुं दिव्यस्कभायद्रथंतरे सूर्यं पर्यपश्यत् ।
गायत्रस्य समिधस्तिस्र आहुस्ततो मह्ना प्र रिरिचे महित्वा ॥ ३ ॥
उप ह्वये सुदुघां धेनुमेतां सुहस्तो गोधुगुत दोहदेनाम् ।
श्रेष्ठं सवं सविता साविषन्नोऽभीद्धो घर्मस्तदु षु प्र वोचत् ॥ ४ ॥

અર્થ— ( यत् ) જે ( गायत्रे ) ગાયત્રમાં ( गायत्रं अधि आहितं ) ગાયત્ર રાખેલ છે, અને ( त्रैष्टुभात् वा ) ત્રૈષ્ટુભની ( निरतक्षत ) રચના કરી છે. ( यत् वा )અથવા જે ( जगत् जगति आहितं ) જગત્ જગતિમાં રાખેલ છે. ( ये इत् ) જે ( यत् पदं विदुः )આ પદને જાણે છે. તે ( ते अमृतत्वं आनशुः) અમરત્વને પ્રાપ્ત કરે છે. ( ૧ )

( गायत्रेण अर्कं प्रतिमिमीते ) ગાયત્રી છંદથી અર્ચનીય દેવનું પ્રતિમાપન અર્થાત્ ગુણવર્ણન કરે છે. ( अर्केण साम ) અર્ચનીય દેવતા દ્વારા સામ અર્થાત્ શાંતિને પ્રાપ્ત કરે છે. ( त्रिष्टुभेन वाक् ) ત્રિષ્ટુપ્ છંદથી વાણીનું માપન કરે છે, અને ( वाकेन वाकं ) વાણીથી વર્ણન કરે છે. આ પ્રકારે ( द्विपदा चतुष्पदा सप्त वाणीः अक्षरेण मिमते ) બે ચરણો અને ચાર ચરણોવાળા સાત છન્દોના અક્ષરોની ગણત્રીથી ગણવામાં આવે છે. ( ૨ )

( जगता सिन्धुं दिवि अस्कभायत् ) જગતિ છંદ દ્વારા સમુદ્રને દ્યુલોકમાં ટેકવી રાખ્યો છે, દ્યુલોકનું સમુદ્રની જેમ વર્ણન કર્યું છે. ( रथन्तरे सूर्यं परि अपश्यत् ) રથન્તરમાં સૂર્યનું દર્શન કર્યું છે, સૂર્યનું વર્ણન કર્યું છે. ( गायत्रस्य तिस्रः समिधः आहुः ) ગાયત્રી છંદની ત્રણ સમિધા–ત્રણ પાદ–છે એમ કહે છે. ( ततः मह्ना महित्वा प्ररिरिचे ) તેથી મહાન્ મહિમાથી સંયુક્ત બને છે. ( ૩ )

ભાવાર્થ— ગાયત્રી, ત્રિષ્ટુપ અને જગતિ છંદોમાં જે મહત્વપૂર્ણ જ્ઞાન ભરેલું છે તે જ્ઞાનને જે જાણે છે, તે અમૃત તત્વ-મોક્ષને પ્રાપ્ત કરે છે. ( ૧ )

ગાયત્રી છન્દથી પૂજ્ય ઇશ્વરનું વર્ણન થાય છે, તેની ઉપાસનાથી શાંતિ પ્રાપ્ત છે. ત્રિષ્ટુપ છંદથી પણ તે જ વર્ણનીય દેવનું વર્ણન થયું છે અને આ પ્રમાણે બે ચરણ અને ચાર ચરણોવાળા સર્વ છંદોથી તે જ વર્ણન થાય છે. આ સાતે છંદ અક્ષરોની ગણત્રીથી માપવામાં આવે છે. ( ૨ )

જગતિ છંદથી તેનું વર્ણન કર્યું છે કે જેણે દ્યુલોકને આધાર આપ્યો છે. રથન્તર સામ મંત્રથી સર્વના પ્રકાશક સૂર્યનું વર્ણન થાય છે. ગાયત્રી છન્દમાં ત્રણ પાદ હોય છે, અને તે છન્દમાં મહત્વપૂર્ણ જ્ઞાન ભરેલું છે. ( ૩ )

हिङ्कृण्वती वसुपत्नी वसूनां वत्समिच्छन्ती मनसाभ्यागात् ।
दुहामश्विभ्यां पयो अघ्न्येयं सा वर्धतां महते सौभगाय ॥ ५ ॥
गौरमीमेदभि वत्सं मिषन्तं मूर्धानं हिङ्ङकृणोन्मातवा उ ।
सृक्वाणं घर्ममभि वावशाना मिमाति मायुं पयते पयोभिः ॥ ६ ॥
अयं स शिङ्क्ते येन गौरभीवृता मिमाति मायुं ध्वसनावधि श्रिता ।
सा चित्तिभिर्नि हि चकार मर्त्यान्विद्युद्भवन्ती प्रति वव्रिमौहत ॥ ७ ॥
अनच्छये तुरगातु जीवमेजद् ध्रुवं मध्य आ पस्त्यानाम् ।
जीवो मृतस्य चरति स्वधाभिरमर्त्यो मर्त्येना सयोनिः ॥ ८ ॥

---

( सुहस्तः एतां सदुघां धेनुं उपह्वये ) ઉત્તમ હાથવાળો હું આ સુખથી દોહી શકાય એવી ધેનુને બોલાવું છું, ( उत गोधुक् एनां दोहत् ) અને ગાયને દોહવાવાળો આ ગાયને દોહે. ( सविता श्रेष्ठं सवं नः साविषत् ) સર્વને ઉત્પન્ન કરવાવાળો સવિતા આ શ્રેષ્ઠ અન્ન અમને આપો. ( अभीद्धः घर्मः तत् उ सु प्रवोचत् ) પ્રદિપ્ત તેજરૂપી દૂધ તે અમને બતાવે. ( ૪ )

( हिं कृण्वती वसूनां वसुपत्नी ) હીં હીં કરનારી ઐશ્વર્યનું પાલન કરવાવાળી, ( मनसा वत्सं इच्छन्ति ) મનથી વાછરડાની ઇચ્છા કરવાવાળી, ( नि आगात् ) નજીક આવી ગઇ છે. ( इयं अघ्न्या अश्विभ्यां पयः दुहां ) આ અવધ્ય ગાય બન્ને અશ્વિદેવો માટે દૂધ આપે, ( सा महते सौभगाय वर्धतां ) અને તે મોટા સૌભાગ્યને માટે આગળ વધે. ( ૫ )

( गौः मिषन्तं वत्सं अभि अमीमेत् ) ગાય ઉત્સુક વાછરડાને ચારે તરફથી પ્રેમ કરે છે અને (मातवै उ मूर्धानं हीँ कृणोत् ) તે માનવાને માટે પોતાના માથાને હીંકારથી યુકત કરે છે. ( सृक्वाणं घर्मं वावशाना ) ઉત્પાદક ઉષ્ણુતાને ચાહતી, ( पयोभिः मायुं अभि मिमीते पयते ) દૂધની સાથે પ્રકાશને ચારે તરફ ફેલાવતી અને સાથે સાથે દૂધ પણ આપે છે. ( ૬ )

( अयं सः शिङ्क्ते ) તે આ જ શબ્દ કરે છે. ( येन अभीवृताः गौः ) જેથી સંયુકત બનેલી આ ગાય તેમાં ( ध्वसनौ आधिश्रिता ) પ્રલયમાં આશ્રિત થતી થતી ( मायुं मिमाति ) પ્રકાશનું માપ કાઢે છે. ( सा चित्तिभिः मर्त्यान् नि चकार ) તે ચિન્તનશકિતની સાથે મનુષ્યોને યુકત કરે છે, અને ( विद्युतः भवन्ती वव्रिं प્रति औहत ) વિજળીની માફક ચમકાટ કરીને ઉત્તમ રૂપને પ્રાપ્ત થાય છે. ( ૭ )

---

હું ઉત્તમ સ્વચ્છ હાથોથી યુક્ત થઇને આ અમૃત-મોક્ષ-રૂપી દૂધને આપનારી જ્ઞાનમયી વાણીરૂપ ધેનુની પ્રાર્થના કરું છું. જે આ ગાયનું દોહન કરી જાણે છે તે જ આ ગાયને દોહે-સર્વનો ઉત્પાદક દેવ અમને આ જ્ઞાનરૂપી અન્ન આપે, અને પ્રકાશમય યજ્ઞરૂપી ધર્મ અમારાથી સિદ્ધ થાય. ( ૪ )

હીંકારથી યુક્ત અને મનથી શિષ્યરૂપી વત્સની કામના કરનારી આ દિવ્ય જ્ઞાનપૂર્ણ વેદવાણીરૂપી ગાય અમારી પાસે આવી ગઇ છે. આ અવધ્ય ગાય અમને અમૃત જેવું જ્ઞાનરૂપી દૂધ આપે છે અને અમારૂં મહાન સૌભાગ્ય વધારે. ( ૫ )

આ ગાય તેજ વાછરડાને દૂધ આપે છે જે ઘણો ઉત્સુક છે, તેને તે અનુકૂળ બને છે, આ યજ્ઞરૂપી ધર્મનો પ્રચાર કરવા ચાહે છે, અને યજ્ઞરૂપી જીવન જે બને છે તેને પોતાની અમૃતરસધારાઓથી પુષ્ટ કરે છે. ( ૬ )

આ તે જ એક શબ્દ છે જેથી યુક્ત બનેલી આ વાણીરૂપી ધેનુ પ્રલયકાળ પછી પણ એટલે મૃત્યુ પછી પણ પ્રકાશ આપે છે. તે મનનશક્તિથી મનુષ્યોને યુક્ત કરે છે અને વિદ્યુતની જેમ વિશેષ પ્રકાશ આપીને માર્ગ બતાવે છે. ( ૭ )

विधुं दद्राणं सलिलस्य पृष्ठे युवानं सन्तं पलितो जगार ।
देवस्य पश्य काव्यं महित्वाद्या ममार स ह्यः समान ॥ ९ ॥
य ईं चकार न सो अस्य वेद य ईं ददर्श हिरुगिन्नु तस्मात् ।
स मातुर्योना परिवीतो अन्तर्बहुप्रजा निर्ऋतिरा विवेश ॥ १० ॥
अपश्यं गोपामनिपद्यमानमा च परा च पथिभिश्चरन्तम् ।
स सध्रीचीः स विषूचीर्वसान आ वरीवर्ति भुवनेष्वन्तः ॥ ११ ॥

( पस्त्यानां मध्ये ) લોકોની વચ્ચે ( ध्रुवं एजत् जीवं ) સ્થિર ચાલક જીવ ( तुरगातु अनत् शये ) તીવ્ર ગતિમાન પ્રાણશક્તિવાળો બનીને રહે છે. આ ( मृतस्य जीवः ) મરેલા મનુષ્યનો જીવ ( अमर्त्यः ) પોતે અમર હોવા છતાં પણ ( मर्त्यो: सयोनिः ) મરેલા શરીરની સાથે સમાન યોનિમાં પ્રવેશ કરીને ( स्वधाभिः चरति ) પોતાની ધારકશક્તિથી ચાલે છે. ( ૮ )

( सलिलस्य पृष्ठे ) પ્રકૃતિ સમુદ્રની પીઠપર (दद्राणं विधुं) ગતિમાન વિધાન કર્મકર્તા (युवानं सन्तं) યુવારૂપી સત્ પદાર્થને ( पलितः जगार ) એક વૃદ્ધ પાછું કાઢે છે, ( देवस्य पश्य काव्यं ) ઇશ્વરનું આ કાવ્ય નિહાળ. ( महित्वा ) મહિમાથી જે ( ह्यः सं आन ) ગઇ કાલે પ્રાણ ધારણ કરતો હતો, (सः अद्य ममार) તે આજે મરી ગયો. ( ૯ )

( यः ईं चकार ) જે કરે છે ( सः अस्य न वेद ) તે તેને જાણતો નથી. ( यः ईं ददर्श ) જે જુએ છે ( तस्मात् हिरुग् इत् नु ) તેની નીચે જ તે છે ( सः मातुः योनौ अन्तः परिवीतः ) તે માતાની યોનિમાં પરિવેષ્ટિત બનીને ( बहु प्रजा निर्ऋतिः आविवेश ) બહુ સંતાન ઉત્પન્ન કરનારી આ પ્રકૃતિમાં પ્રવિષ્ટ થાય છે. ( ૧૦ )

( गो-पां अनिपद्यमानं) ઇન્દ્રિયોનો રક્ષક પતનને પ્રાપ્ત ન થનારો (पथिभिः आ च परा च चरन्तं) પોતાના માર્ગોથી પાસે અને દૂર જવાવાળાને ( अपश्यं ) મેં જોયો. ( सः सध्रीचीः ) તે સાથે વિરાજમાન છે, ( सः विषूचीः ) તે સર્વત્ર છે, તે ( भुवनेषु अन्तः वसानः ) ભુવનોની અંદર વસનારો ( आ वरीवर्ति ફરી ફરી આવર્તન કરે છે. ( ૧૧ )

મનુષ્યોના શરીરમાં એક જીવ છે, જે સ્થિર છે છતાં પણ જે ચલાવે છે. તે શીઘ્રગતિ છે અને પ્રાણને પણ પોતાની સાથે શરીરમાં રાખે છે. તે જીવ જ આ શરીરમાં રહે છે. મરેલા મનુષ્યનો આ જીવ સ્વયં અમર છે. તેથી તે પોતાની જ શક્તિથી ચાલે છે અને બીજા મર્ત્યદેહને ધારણ કરવા માટે બીજી કોઇ યોનિમાં દેહ ધારણ કરે છે. ( ૮ )

આ પ્રકૃતિરૂપી સંસારસાગરમાં આ જીવ પ્રગતિ કરે છે અને વિશેષકર્મ પણ કરે છે. આ જીવાત્મા યુવાન હોવા છતાં પણ બીજા મહાવૃદ્ધ પરમાત્માની અંદર પ્રવેશ પામે છે, આ તે દેવની કાવ્યમય શક્તિ જોવા જેવી છે. જે જીવ ગઇકાલે જીવતો હતો તે આજે મરે છે ( અને પછીથી બીજું શરીર પણ ધારણ કરે છે. ) આ સર્વ તે દેવનો મહિમા છે. ( ૯ )

જે કર્મમાર્ગી કર્મ કરે છે તે આ દેવના મહત્વને જાણતો નથી, પરંતુ જે જ્ઞાનમાર્ગી તેનો સાક્ષાત્કાર કરે છે તેની નીચે અર્થાત્ તેની અંદર જ તે દેવ તેને દેખાય છે. આ જીવ જ્યારે બીજું શરીર ધારણ કરવા માટે જ્યારે માતાના ગર્ભમાં પ્રવેશ કરે છે ત્યારે ઘણાં સંતાન ઉત્પન્ન કરનારી પ્રકૃતિ તેને ઘેરી લે છે અને આ પ્રમાણે તેને નવું શરીર મળે છે. ( ૧૦ )

આ જીવાત્મા ઇન્દ્રિયોનો રક્ષક છે અને પોતે પતનશીલ નથી. તે શરીરમાં પણ આવે છે અને દૂર પણ જાય છે. પરમાત્મા તેની સાથે છે, સર્વત્ર વ્યાપ્ત છે, અને સર્વ પદાર્થોમાં વિરાજમાન છે. ( ૧૧ )

*

द्यौर्नः पिता जनिता नाभिरत्र बन्धुर्नो माता पृथिवी महीयम् ।
उत्तानयोश्चम्वो३र्योनिरन्तरत्रा पिता दुहितुर्गर्भमाधात् ॥ १२ ॥
पृच्छामि त्वा परमन्तं पृथिव्याः पृच्छामि वृष्णो अश्वस्य रेतः ।
पृच्छामि विश्वस्य भुवनस्य नाभिं पृच्छामि वाचः परमं व्योम ॥ १३ ॥
इयं वेदिः परो अन्तः पृथिव्या अयं सोमो वृष्णो अश्वस्य रेतः ।
अयं यज्ञो विश्वस्य भुवनस्य नाभिर्ब्रह्मायं वाचः परमं व्योम ॥ १४ ॥
न वि जानामि यदिवेदमस्मि निण्यः संनद्धो मनसा चरामि ।
यदा मागन्प्रथमजा ऋतस्यादिद्वाचो अश्नुवे भागमस्याः ॥ १५ ॥

(द्यौः नः जनिता पिता) પ્રકાશક દેવ અમારો રક્ષક અને ઉત્પાદક છે તે જ (नाभिः) આ મારું મધ્ય છે અને (नः बन्धुः) અમારો ભાઇ છે. તથા (इयं मही पृथिवी माता) આ મહાન પૃથ્વી અમારી માતા છે. (उत्तानयोः चम्वोः योनिः अत्र) ઉપરથી પહોળા મોઢાવાળા આ બે વાસણોનું મૂળ ઉત્પત્તિ સ્થાન અહીં જ છે. અહીં (पिता दुहितुः गर्भं आधात्) દૂર રહેલી પ્રકૃતિમાં ગર્ભની સ્થાપના કરે છે. (૧૨)

(पृथिव्याः परं अन्तः त्वा पृच्छामि) પૃથ્વીનો છેવટનો અંત કયો છે એ હું તને પૂછું છું, (वृष्णः अश्वस्य रेतः पृच्छामि) બળવાન અશ્વના વીર્યના વિષયમાં હું પૂછું છું, (विश्वस्य भुवनस्य नाभिं पृच्छामि) સર્વ ભુવનોના કેન્દ્રના વિષયમાં હું પૂછું છું, (वाचः परमं व्याम पृच्छामि) વાણીનું પરમ આકાશ અર્થાત્ ઉત્પત્તિસ્થાન પૂછું છું. (૧૩)

(इयं वेदिः पृथिव्याः परः अन्तः) આ વેદી ભૂમિનો દૂરનો છેડાનો ભાગ છે, (अयं सोमः वृष्णः अश्वस्य रेतः) અને તે સોમ બળવાન અશ્વનું વીર્ય છે, (अयं यज्ञः विश्वस्य भुवनस्य नाभिः) આ યજ્ઞ સર્વ ભુવનોનું મધ્યકેન્દ્ર છે, અને (अयं ब्रह्मा वाचः परमं व्योम) તે બ્રહ્મા વાણીનું પરમસ્થાન છે. (૧૪)

(न विजानामि यत् इव इदं अस्मि) હું નથી જાણી શકતો હું કોના જેવો છું (निण्यः संनद्धः मनसा चरामि) અંદરથી બંધાએલો હું મનથી ચાલું છું. (यदा ऋतस्य प्रथमजाः मा आगन्) જ્યારે સત્યનો પહેલો પ્રવર્તક મારી સમિપ આવી ગયો, (आत् इत् अस्याः वाचः भागं अश्नुवे) તે જ સમયે તેની વાણીના ભાગને મેં પ્રાપ્ત કર્યો. (૧૫)

આ પરમાત્મા દ્યુ અર્થાત્ સૂર્યની સમાન પ્રકાશિત છે, તે અમારા સર્વનો પિતા, જનક, બંધુ અને કેન્દ્ર છે. આ પૃથ્વી અર્થાત્ પ્રકૃતિ અમારી માતા છે. આ પિતા આ પુત્રીરૂપી પ્રકૃતિમાં ગર્ભનું આધાન કરે છે. જેનાથી સર્વ સૃષ્ટિ ઉત્પન્ન થએલ છે. આ બને પ્રકૃતિ અને પુરુષમાં સર્વનું ઉત્પત્તિસ્થાન છે. (૧૨)

આ પૃથ્વીનો છેલ્લો અંતિમ ભાગ કયો છે? બળવાન્ અશ્વનું વીર્ય કયું છે? સંપૂર્ણ જગતનું કેન્દ્ર કયું છે? વાણીનું પરમ ઉત્પત્તિસ્થાન કયું છે? (૧૩)

આ યજ્ઞની વેદી આ ભૂમિનો છેવટનો અંતભાગ છે. આ સોમરસ તે બળવાન અશ્વનું વીર્ય છે. યજ્ઞ જ સર્વ જગતનું કેન્દ્ર છે અને આ બ્રહ્મા-આત્મા જ વાણીનું પરમ ઉત્પત્તિસ્થાન છે. (૧૪)

આ આત્મા કોના જેવો છે તેની જાણ નથી. આ આત્મા આ શરીરમાં બંધાઇને રહેલો છે પરંતુ મનથી મોટી હાલચાલ કરે છે. જે સમયે સત્યધર્મનો પ્રથમ પ્રવર્તક પરમાત્માને પ્રાપ્ત થાય છે ત્યારે જ આ દિવ્ય મંત્રની વાણીનું ભાગ્ય તેને પ્રાપ્ત થાય છે. (૧૫)

अपाङ् प्राङेति स्वधया गृभीतोऽमर्त्यो मर्त्येना सयोनिः ।
ता शश्वन्ता विषूचीना वियन्ता न्यन्यं चिक्युर्न नि चिक्युरन्यम् ॥ १६ ॥
सप्तार्धगर्भा भुवनस्य रेतो विष्णोस्तिष्ठन्ति प्रदिशा विधर्मणि ।
ते धीतिभिर्मनसा ते विपश्चितः परिभुवः परि भवन्ति विश्वतः ॥ १७ ॥
ऋचो अक्षरे परमे व्योमन्यस्मिन्देवा अधि विश्वे निषेदुः ।
यस्तन्न वेद किमृचा करिष्यति य इत्तद्विदुस्त इमे समासते ॥ १८ ॥
ऋचः पदं मात्रया कल्पयन्तोऽर्धर्चेन चाक्लृपुर्विश्वमेजत् ।
त्रिपाद्ब्रह्म पुरुरूपं वि तष्ठे तेन जीवन्ति प्रदिशश्चतस्रः ॥ १९ ॥

(अमर्त्यः मर्त्येन सयोनिः) અમરઆત્મા મરણધર્મવાળા શરીરની સાથે એક ઉત્પત્તિસ્થાનમાં પ્રાપ્ત થઇને (स्वधया गृभीतः अपाङ् प्राङ् एति) પોતાની ધારણાશકિતથીયુકત બનીને નીચે તથા ઉપર જાય છે (ता शश्वता विषूचीना) તે બન્ને શાશ્વત રહેવાવાળા, વિવિધ ગતિવાળા પરંતુ (वियन्ता) વિરૂદ્ધ ગતિવાળા છે. તેઓમાંથી (अन्यं निचिक्युः) એકને જાણે છે અને (अन्यं न निचिक्युः) બીજાને જાણતા નથી. (૧૬)

(भुवनस्य रेतः सप्त अर्धगर्भाः) સર્વ ભુવનોનું વીર્ય સાત અર્ધગર્ભમાં પરિણત થઇને (विष्णोः प्रदिशा विधर्मणि तिष्ठन्ति) વ્યાપકદેવની આજ્ઞામાં રહીને વિશેષ ગુણધર્મોમાં રહે છે. (ते (धीतिभिः मनसा) તે બુદ્ધિ અને મનથી યુકત બનીને તથા (ते विपश्चितः परिभुवः) તે જ્ઞાની અને સર્વત્ર ઉપસ્થિત થઇને (विश्वतः परि भवन्ति) સર્વ તરફથી ઘેરે છે. (૧૭)

(परमे व्योमन्) પરમ આકાશમાં ઉત્પન્ન થનારા (यस्मिन् ऋचः अक्षरे) જે મંત્રના અક્ષરમાં (विश्वे देवाः अधि निषेदुः) સર્વ દેવો નિવાસ કરે છે, (यः तत् न वेद) જે તે વાત નથી જાણતો તે (ऋचा किं करिष्यति) વેદના મંત્રો લઇને શું કરશે ? (ये इत् तत् विदुः ते इमे समासते) જે નિશ્ચયપૂર્વક તેને જાણે છે તેઓ આ ઉત્તમસ્થાનમાં બેસે છે. (૧૮)

(ऋचः पदं मात्रया कल्पयन्तः) મંત્રના પદને માત્રાથી સમર્થ બનાવે છે. (अर्धर्चेन् एजत् विश्वं चाक्लृपुः) અર્ધામંત્રથી ચાલનારા જગતને સમર્થ કરે છે. આ પ્રકારે (त्रिपात् ब्रह्म पुरुरूपं वि तस्थे) ત્રણ પદોવાળું જ્ઞાન બહુરૂપોથી સ્થિર થયું છે. (तेन चतस्रः प्रदिशः जीवन्ति) તેનાથી ચારે દિશાઓ જીવિત રહે છે. (૧૯)

આ આત્મા અમર છે, તથાપિ મરણધર્મવાળા શરીરની સાથે રહેવાને કારણે વિવિધ યોનિઓમાં જન્મે છે. તે પોતાની ધારકશક્તિઓની સાથે જ શરીરમાં આવે છે અથવા શરીરથી પૃથક્ થાય છે. આ બંને શાશ્વત છે અને ગતિમાન પણ છે. તો પણ તેમનો ગતિઓમાં ઘણો ફેરફાર છે. તેમાંથી એકને જાણે છે, પરંતુ બીજાનું જ્ઞાન થતું નથી. (૧૬)

સર્વ બનેલા પદાર્થોનું મૂળ બીજ સાત તત્વોમાં છે. આ સાતે મૂળતત્વ વ્યાપક પરમાત્માની આજ્ઞામાં કાર્ય કરે છે. જ્ઞાની લોકો મનથી આ જ્ઞાનને પ્રાપ્ત કરીને સર્વત્ર ઉપસ્થિત થવાથી સમાન જ્ઞાનવાન્ બને છે. (૧૭)

આ મોટા આકાશમાં શબ્દ ઉત્પન્ન થાય છે, તે શબ્દોથી થનારી ઋચાના અક્ષરમાં અનેક દેવતાઓનો નિવાસ હોય છે. જે માણસ આ વાતને જાણતો નથી તે માત્ર મંત્રને લઇને શું કરશે ? પરંતુ જે આ તત્વને જાણે છે તેઓ પરમપદમાં જઇને વિરાજમાન થાય છે. (૧૮)

सूयवसाद्भगवती हि भूया अधा वयं भगवन्तः स्याम ।
अद्धि तृणमघ्न्ये विश्वदानीं पिब शुद्धमुदकमाचरन्ती ॥ २० ॥
गौरिन्मिमाय सलिलानि तक्षत्येकपदी द्विपदी सा चतुष्पदी ।
अष्टापदी नवपदी बभूवुषी सहस्राक्षरा भुवनस्य पङ्क्तिस्तस्याः समुद्रा
अधि वि क्षरन्ति ॥ २१ ॥
कृष्णं नियानं हरयः सुपर्णा अपो वसाना दिवमुत्पतन्ति ।
त आववृत्रन्त्सदनादृतस्यादिद्घृतेन पृथिवीं व्यूदुः ॥ २२ ॥
अपादेति प्रथमा पद्वतीनां कस्तद्वां मित्रावरुणा चिकेत ।
गर्भो भारं भरत्या चिदस्या ऋतं पिपर्त्यनृतं नि पाति ॥ २३ ॥

---

હે ( अघ्न्ये ) ન મારવા યોગ્ય ગાય ! તું ( सु-यवस-अद् भगवती हि भूयाः ) ઉત્તમ ઘાસ ખાનારી ભાગ્યશાળી બન, ( अधा वयं भगवन्तः स्याम ) અને અમે ભાગ્યવાન્ બનીશું. ( विश्वदानीं तृणं अद्धि ) સર્વદા તૃણ ભક્ષણ કર. ( आचरन्ती शुद्धं उदकं पिब ) ભ્રમણ કરતી કરતી શુદ્ધ જળ પી. ( ૨૦ )

( गौ इत् सलिलानि तक्षति ) ગાય નિશ્ચયથી પાણીને ડહોળતી ( मिमाय ) શબ્દ કરે છે. ( सा एकपदी द्विपदी चतुष्पदी ) તે એક પગવાળી, બે પગવાળી, ચાર પગવાળી ( अष्टापदी नवपदी ) આઠ પગવાળી કે નવ પગવાળી ( बभूवुषी ) બહુરૂપ થવાની ઈચ્છા કરવાવાળી ( सहस्र अक्षरा ) હજારો અક્ષરોવાળી ( भुवनस्य पंक्तिः ) ભુવનની પંક્તિ છે. ( तस्याः समुद्राः अधि विक्षरन्ति ) તેનાથી સર્વ સમુદ્રના રસ વહે છે. ( ૨૧ )

( अपः वसानाः ) પાણીને પોતાની સાથે લેતાં લેતાં ( सुपर्णाः हरयः ) ઉત્તમ ગતિવાળું સૂર્યકિરણ ( कृष्णं नियानं दिवं ) સર્વનું આકર્ષણ કરવાવાળો સર્વના ગતિરૂપ સૂર્યને ( उत्पतन्ति ) ચઢે છે. ( ते ऋतस्य सदनात् ) તે જલના સ્થાનરૂપ અંતરિક્ષમાંથી ( आववृत्रन् ) નીચે આવે છે, ( आत् इत् घृतेन पृथिवीं वि ऊदुः ) અને પાણીથી ભૂમિને ભીંજાવે છે. ( ૨૨ )

( पद्वतीनां प्रथमा अपात् एति ) પગવાળી પ્રાકૃત મૂર્તિઓમાં પ્રથમસ્થાનમાં રહેનારી શકિત પાદ-રહિત હોય છે. હે મિત્ર અને વરૂણ ! ( वां कः तत् चिकेत ) તમારા બેમાંથી કોણ તેને જાણે છે ? ( गर्भः अस्याः भारं आभरति चित् ) ગર્ભમાં રહેનારો આ પ્રકૃતિનો ભાર ઉઠાવે છે, તે જ ( ऋतं पिपर्ति ) સત્યની પૂર્ણતા કરે છે અને ( अनृतं नि पाति ) અસત્યનો નાશ કરે છે. ( ૨૩ )

---

મંત્રોના પાદ માત્રાઓની સંખ્યાથી ગણાય છે. આ મંત્રના અર્ધા ભાગથી જ સંપૂર્ણ ચેતન અને વિશ્વ સામર્થ્યવાન બને છે. આ ત્રિપાદ્ બ્રહ્મ અનેક રૂપોમાં સ્થિર થએલ છે અને તેનાથી જ ચારે દિશા ઉપદિશાઓનું જીવન શરૂ થાય છે. ( ૧૯ )

હે અવધ્ય વાકરૂપી ગાય ! તું અર્થાત્ તમારો ઉપયોગ કરનારો વકતા ઉત્તમ સાત્વિકઅન્નથી ઉત્તમ ભાગ્યયુક્ત થાય અને તારા ભાગ્યથી અમે પણ ભાગ્યશાળી બનીએ. સર્વદા શુદ્ધ જળ અને અન્નનું સેવન કર. ( ૨૦ )

આ વાકરૂપી ગાય અર્થાત્ કાવ્યમય વાક્ એક, બે, ચાર, આઠ અથવા નવ પાદોવાળા છન્દમાં વિભક્ત થઇ છે તે અનેક પ્રકારની છે અને હજાર અક્ષરો સુધી તેની મર્યાદા છે. માનો કે તે સર્વ ભુવનોને પૂર્ણ કરવાવાળી છે અને તેનાથી વિવિધ રસો સ્રવે છે. ( ૨૧ )

પાસે અને દૂર મેં ધૂમાડાને જોયો અને તેથી અગ્નિનું અનુમાન કર્યું, તે અગ્નિ પર વીરલોક નાના બળદને પરિપક્વ બનાવે છે. આ યજ્ઞકર્મ સર્વથી પ્રથમ પ્રારંભમાં થતાં હતાં. ( ૨૫ )

ત્રણ દેવ કિરણોવાળા છે અર્થાત્ પ્રકાશમાન છે. તેમાંથી એક વર્ષમાં એકવખતે પ્રકાશે છે, બીજો પોતાની નિજ-શક્તિઓથી સર્વ વિશ્વને પ્રકાશિત કરે છે અને ત્રીજાની માત્ર ગતિ જ જણાય છે, પરંતુ તેનું રૂપ દેખાતું નથી. ( ૨૬ )

વાણીના ચાર સ્થાન છે તેને મનનશીલ બ્રહ્મજ્ઞાની જાણે છે. તેમાંથી ત્રણ સ્થાન હૃદયમાં ગુપ્ત છે અને મનુષ્ય જે બોલે છે તે ચતુર્થ સ્થાનમાં વ્યક્ત થતી વાણી છે. ( ૨૭ )

સત્ય કેવળ એક જ તત્વ છે પરંતુ જ્ઞાની લોકો તે એક સત્યતત્વનું વર્ણન તેના ગુણોના બોધ પ્રમાણે અનેક નામોથી કરે છે. તે એક સત્યતત્વને તેઓ ઇંદ્ર, મિત્ર, વરુણ વગેરે ભિન્ન ભિન્ન નામો આપે છે. ( ૨૮ )

# એક આત્માનાં અનેક નામ

## છન્દોનું મહત્વ

### વાણી અને ગૌરક્ષણ

ગાયત્રી, ત્રિષ્ટુપ, જગતી ઇત્યાદિ સાત છંદ મુખ્ય છે, તેના ભેદ બીજા ઘણા છે. આ સાત છન્દોમાં વેદનું જ્ઞાન ભરેલું છે તેથી તો કહ્યું છે કે– અજ્ઞાનનું આચ્છાદન કરીને જ્ઞાનને પ્રકાશમાન કરનાર આ છન્દો છે. આ છન્દોમાં કયા પ્રકારનું જ્ઞાન ભરેલું છે તે વિષયમાં થોડું વિવરણ પ્રથમ મંત્રમાં છે. તેમાં કહ્યું છે—

( **गायत्रे-गाय-त्रं** ) ગાયત્રી છંદમાં ( **गाय-** ) પ્રાણોનું ( **त्रं** ) રક્ષણ કરવાનું જ્ઞાન છે. જે લોકો ગાયત્રી છંદવાળા મંત્રોનું ઉત્તમ રીતે અધ્યયન કરશે, તેઓ પ્રાણરક્ષા કરવાની વિદ્યા ઉત્તમ રીતે જાણી શકશે. ( **त्रैष्टुभात्** ) ત્રિષ્ટુપ્ છન્દમાં ( **त्रै-ष्टुभं** ) ત્રણેના અર્થાત્ પ્રકૃતિ, જીવાત્મા અને પરમાત્માનું ગુણવર્ણન છે. આ કારણથી ત્રિષ્ટુભ છંદવાળા મંત્રોનું જેઓ ઉત્તમ રીતે અધ્યયન કરશે, તેમને પ્રકૃતિ થઇ શકે છે. એટલા માટે જ આ મંત્રમાં આગળ કહ્યું છે કે—

**य इत् तत् विदुः ते अमृतत्वं आनशुः ।** (મં. ૧)

" જે જ્ઞાની આ જ્ઞાનને–વૈદિકજ્ઞાનને યથાવત્ જાણે છે તે અમૃતને અર્થાત્ મોક્ષને પ્રાપ્ત કરે છે. " ઉપરોક્ત છંદોની વિદ્યાને જાણનારા મોક્ષના અધિકારી બને છે. તેનો અર્થ એવો નથી કે તેઓ કેવળ મોક્ષના જ અધિકારી છે અને આ જગતની ઉન્નતિને પ્રાપ્ત કરી શકતા નથી. પરંતુ જેઓ જાગતિક ઉન્નતિને જેવી રીતે પ્રાપ્ત કરે છે તેવી રીતેજ તેઓ આત્મિક ઉન્નતિને પણ પ્રાપ્ત કરે છે. જે લોકો મોક્ષના અથવા અમૃતતત્વના અધિકારી હોય છે તેઓ સામાન્ય રીતે ભૌતિક ઉન્નતિને પ્રાપ્ત કરી શકે છે એ કહેવાની આવશ્યકતા રહેતી જ નથી. કારણ કે શ્રીકૃષ્ણ ભગવાન્, રાજા જનક, શ્રીરામચંદ્ર ઇત્યાદિ મુક્તપુરૂષ આ લોકનો વ્યવહાર કરવામાં પણ પૂર્ણ દક્ષ હતા અને તેમણે ઐહિકવ્યવહાર ઉત્તમ રીતે કર્યા હતા, અને તેઓ અમૃતતત્વના અધિકારી હતા એ વિષયમાં તો

( **गायत्रेण अर्कं प्रति मिमिते** ) ગાયત્રી છંદથી અર્ચનીય દેવની શબ્દરૂપી પ્રતિમા નિર્માણ થાય છે. દરેક મનુષ્યને જે કોઇ એક અદ્વિતીય દેવની અર્ચના કરવી અત્યંત આવશ્યક હોય તે દેવની વસ્તુતઃ પ્રતિમા તો છે જ નહિ પરંતુ તેની શબ્દમયી પ્રતિમા " ગાયત્રી છન્દ " છે. આ કારણે જ કોઇ જો કોઇ સ્થાનપર પરમાત્મ-દેવની પ્રતિમા જોઇ શકે તો તે આ છન્દમાં જ જોઇ શકે છે.

( **अर्केण साम** ) આ અર્ચનીય અર્થાત્ પૂજનીય દેવની સહાયતાથી " સામ " અર્થાત્ શાન્તિ પ્રાપ્ત થાય છે. આ શાન્તિનું જ બીજું નામ " અમૃત " છે. અમૃત અને સામ એકજ અવસ્થાના વાચક શબ્દ છે. આ જ પ્રમાણે ત્રિષ્ટુપ્ છન્દથી પણ વર્ણનીય દેવતાનું વર્ણન કરી શકાય છે. ત્રિષ્ટુભ છન્દની વાણી તેનું વર્ણન કરે છે. પૂર્વ મંત્રમાં કહેલ છે કે ત્રિષ્ટુપ્ છન્દથી પ્રકૃતિ, જીવ અને પરમાત્માનું વર્ણન થાય છે, એ વાત અહીં અનુસંધાનમાં જોડી શકાય. આ પ્રમાણે—

સાત છન્દ

**द्विपदा चतुष्पदा सप्तवाणोः अक्षरेण मिमते ।**

( મં. ૨ )

" બે ચરણ અને ચાર ચરણવાળા જે સાત છન્દ છે તેમના પ્રત્યેક ચરણમાં અક્ષરના સંખ્યાનું પ્રમાણ અક્ષરોની સંખ્યાની ગણત્રી કરવાથી જાણી શકાય છે. " જેવી રીતે અનુષ્ટુપના ચરણમાં આઠ અક્ષર, આ પ્રકારે બીજા છન્દોના પદોમાં બીજી અક્ષરોની સંખ્યા ગણત્રી છે. આ પ્રકારે અક્ષરની સંખ્યાની વધઘટથી જ છન્દો બને છે.

( **गायत्रस्य तिस्रः समिधः** ) ગાયત્રી છન્દના પાદ ત્રણ છે. પ્રત્યેકમાં આઠ અક્ષરો છે. જગતિ છન્દથી જગતનું વર્ણન થાય છે એ વાત પ્રથમ મંત્રમાં કહેલી છે.

તે જ વાત પાછી આ ત્રીજા મંત્રમાં બેવડાવીને કહી છે. કે ( **जगता दिवि सिंधुं अस्कभायत्** ) જગતિ છન્દથી માનો કે દ્યુલોકમાં મહાસાગરને ફેલાવી રાખ્યો છે, અર્થાત્ જેવું મહાસાગરનું વર્ણન થાય છે તેવી રીતે જ દ્યુલોકનું વર્ણન કર્યું છે. આ મહાસાગરમાં આ નક્ષત્રો નાના નાના દ્વિપોની જેવા છે ઇત્યાદિ અલંકારિક વર્ણન અહીં સમજવું ઉચિત છે.

આ પ્રકારે ( **रथंतरेण सूर्यं पर्यपश्यत्** ) રથંતરથી સૂર્યનું જ્ઞાન પ્રત્યક્ષ થાય છે. કારણ કે તેમાં આ વર્ણન અતિસ્પષ્ટ છે. તે જ્ઞાનની ( **मह्ना महित्वा** ) મહત્તાનું શું વર્ણન કરવું ? આ જ્ઞાન તો મનુષ્યને અન્તિમ લક્ષ્ય સુધી પહોંચાડે છે આ જ્ઞાન તો મનુષ્યને આ જગત્માં અને સ્વર્ગમાં તેમજ અન્તમાં મોક્ષ સુધી ઉત્તમ માર્ગદર્શક બને છે. તેથી આ વેદમંત્રોનું જ્ઞાન સર્વથી અધિક મહત્વપૂર્ણ છે.

સારા હાથવાળા ગોરક્ષક

જે પ્રકારે ( **सुहस्तः सुदुघां धेनुं उपह्वये** ) ઉત્તમ હાથવાળો ઉત્તમ દોહન કરવા યોગ્ય ધેનુને પોકારે છે, તે પ્રકારે મનુષ્ય તે વેદવાણીરૂપી કામધેનુને પોતાની પાસે બોલાવે. ગાયનું દૂધ દોહનારો " **सुहस्तः** " અર્થાત્ ઉત્તમ પ્રેમપૂર્ણ હાથવાળો હોવો જોઇએ, તે ખરાબ હાથવાળો નહિ હોવો જોઇએ. ખરાબ હાથવાળો તે છે જે ગાયને કષ્ટ પહોંચાડે છે, તેવો ખરાબહાથવાળો મનુષ્ય ગાયને પોતાની પાસે કદી પણ ન બોલાવે. ગાય અવધ્ય હોવાથી તેની સાથે કોઇ પણ પ્રકારે ખરાબ હાથવાળા મનુષ્યનો સંબંધ આવવો નહિ જોઇએ, સુહસ્ત બનીને જ મનુષ્ય તેની પાસે જાય. આ રીતે વેદનો ઉપદેશ સ્પષ્ટતાથી કહે છે કે " ગોરક્ષણ " કરવું એ મનુષ્યનો વેદોક્ત ધર્મ છે. જે પ્રેમથી ગાયનું પાલન કરે છે તે જ સાચો વૈદિકધર્મી છે કારણ કે " ગૌ " શબ્દ જેવી રીતે ગાય વાચક છે તેવી જ રીતે તે " વેદવાણી " નો પણ વાચક છે. તેથી " ગોરક્ષા " નો અર્થ 'ગાયની રક્ષા' તેમજ " વેદજ્ઞાનની રક્ષા " પણ થાય છે. તેથી જ કહ્યું છે કે ગોરક્ષક જ વૈદિકધર્મી થઇ શકે છે.

( **गोधुक् एनां दोहत्** ) ગાયને દોહનારો આ ગાયનું તેમજ આ વેદવાણીનું દોહન કરે. ગાયને દોહવાથી અમૃત રૂપી દૂધ પ્રાપ્ત થાય છે, જ્યારે વેદવાણીરૂપી ગાયનું દોહન કરવાથી અમૃત જેવું જ્ઞાન પ્રાપ્ત થાય છે. ગાયના દૂધથી જેવી રીતે યજ્ઞ થાય છે, તેવી જ રીતે વેદજ્ઞાનથી પણ થાય છે. અહીં આ યજ્ઞ કરવાનાં બન્ને સાધનો છે. તેથી જ કહ્યું છે કે ( **तत् घर्मः सुप्रवोचत्** ) યજ્ઞનું જ તે મંત્રો વર્ણન કરે છે. વેદવાણીરૂપી ગાય પોતાના જ્ઞાનથી યજ્ઞનો માર્ગ દર્શાવી રહી છે અને આ ગાય પોતાના દૂધથી યજ્ઞ કરે છે. આ પ્રમાણે બન્ને ગાયો સમાન છે.

( **वसूनां वसुपत्नी** ) આ ગાય-વેદવાણી અને ગૌમાતા વસુઓનું પાલન કરનારી છે. વસુનામ ઐશ્વર્યનું વાચક છે. સર્વ પ્રકારનું ઐશ્વર્ય જ્ઞાનથી અને બળથી જ પ્રાપ્ત થાય

પાસે અને દૂર મેં ધૂમાડાને જોયો અને તેથી અગ્નિનું અનુમાન કર્યું, તે અગ્નિ પર વીરલોક નાના બળદને પરિપક્વ બનાવે છે. આ યજ્ઞકર્મ સર્વથી પ્રથમ પ્રારંભમાં થતાં હતાં. ( ૨૫ )

ત્રણ દેવ કિરણોવાળા છે અર્થાત્ પ્રકાશમાન છે. તેમાંથી એક વર્ષમાં એકવખતે પ્રકાશે છે, બીજો પોતાની નિજ-શક્તિઓથી સર્વ વિશ્વને પ્રકાશિત કરે છે અને ત્રીજાની માત્ર ગતિ જ જણાય છે, પરંતુ તેનું રૂપ દેખાતું નથી. ( ૨૬ )

વાણીના ચાર સ્થાન છે તેને મનનશીલ બ્રહ્મજ્ઞાની જાણે છે. તેમાંથી ત્રણ સ્થાન હૃદયમાં ગુપ્ત છે અને મનુષ્ય જે બોલે છે તે ચતુર્થ સ્થાનમાં વ્યક્ત થતી વાણી છે. ( ૨૭ )

સત્ય કેવળ એક જ તત્વ છે પરંતુ જ્ઞાની લોકો તે એક સત્યતત્વનું વર્ણન તેના ગુણોના બોધ પ્રમાણે અનેક નામોથી કરે છે. તે એક સત્યતત્વને તેઓ ઇન્દ્ર, મિત્ર, વરૂણ વગેરે ભિન્ન ભિન્ન નામો આપે છે. ( ૨૮ )

# એક આત્માનાં અનેક નામ

### છન્દોનું મહત્વ
### વાણી અને ગૌરક્ષણ

ગાયત્રી, ત્રિષ્ટુપ, જગતી ઇત્યાદિ સાત છંદ મૂખ્ય છે, તેના ભેદ બીજા ઘણા છે. આ સાત છન્દોમાં વેદનું જ્ઞાન ભરેલું છે તેથી તો કહ્યું છે કે- અજ્ઞાનનું આચ્છાદન કરીને જ્ઞાનને પ્રકાશમાન કરનાર આ છન્દો છે. આ છન્દોમાં કયા પ્રકારનું જ્ઞાન ભરેલું છે તે વિષયમાં થોડું વિવરણ પ્રથમ મંત્રમાં છે. તેમાં કહ્યું છે—

( **गायत्रे-गाय-त्रं** ) ગાયત્રી છંદમાં ( ગાય- ) પ્રાણોનું ( **त्रं** ) રક્ષણ કરવાનું જ્ઞાન છે. જે લોકો ગાયત્રી છંદવાળા મંત્રોનું ઉત્તમ રીતે અધ્યયન કરશે, તેઓ પ્રાણરક્ષા કરવાની વિદ્યા ઉત્તમ રીતે જાણી શકશે. ( **त्रैष्टुभात्** ) ત્રિષ્ટુપ્ છન્દમાં ( **त्रै-ष्टुभं** ) ત્રણેના અર્થાત્ પ્રકૃતિ, જીવાત્મા અને પરમાત્માનું ગુણવર્ણન છે. આ કારણથી ત્રિષ્ટુભ છંદવાળા મંત્રોનું જેઓ ઉત્તમ રીતે અધ્યયન કરશે, તેમને પ્રકૃતિ વિદ્યા, આત્મવિદ્યા, અને બ્રહ્મવિદ્યાનું જ્ઞાન થઇ શકશે, અને તેઓ પ્રકૃતિવિદ્યાથી ઐહિકસુખ અને આત્મવિદ્યાથી અમૃતતત્વ પ્રાપ્ત કરી શકશે, આ પ્રકારે વેદમંત્રોની વિદ્યા ઇહ-પરલોકના સુખનું સાધન બની રહે છે.

( **जगति जगत्** ) જગતિ છન્દમાં જગત્ સંબંધી જ્ઞાન ભર્યું છે. જે જ્ઞાન પ્રાપ્ત કરવાથી મનુષ્ય આ જગતમાં વિજયી થઇ શકે છે. એટલા માટે જ આ મંત્રમાં આગળ કહ્યું છે કે—

**य इत् तत् विदुः ते अमृतत्वं आनशुः ।** (મં. ૧)

" જે જ્ઞાની આ જ્ઞાનને-વૈદિકજ્ઞાનને યથાવત્ જાણે છે તે અમૃતને અર્થાત્ મોક્ષને પ્રાપ્ત કરે છે. " ઉપરોક્ત છંદોની વિદ્યાને જાણનારા મોક્ષના અધિકારી બને છે. તેનો અર્થ એવો નથી કે તેઓ કેવળ મોક્ષના જ અધિકારી છે અને આ જગતની ઉન્નતિને પ્રાપ્ત કરી શકતા નથી. પરંતુ જેઓ જાગતિક ઉન્નતિને જેવી રીતે પ્રાપ્ત કરે છે તેવી રીતેજ તેઓ આત્મિક ઉન્નતિને પણ પ્રાપ્ત કરે છે. જે લોકો મોક્ષના અથવા અમૃતતત્વના અધિકારી હોય છે તેઓ સામાન્ય રીતે ભૌતિક ઉન્નતિને પ્રાપ્ત કરી શકે છે એ કહેવાની આવશ્યકતા રહેતી જ નથી, કારણ કે શ્રીકૃષ્ણ ભગવાન, રાજા જનક, શ્રીરામચંદ્ર ઇત્યાદિ મુક્તપુરૂષ આ લોકનો વ્યવહાર કરવામાં પણ પૂર્ણ દક્ષ હતા અને તેમણે ઐહિકવ્યવહાર ઉત્તમ રીતે કર્યા હતા, અને તેઓ અમૃતતત્વના અધિકારી હતા એ વિષયમાં તો કોઇને શંકા જ નથી. આ પ્રકારે આ વેદમંત્રોનું જ્ઞાન પ્રાપ્ત કરનારો મનુષ્ય ઇહ-પરલોકમાં પરમ ઉચ્ચગતિને પ્રાપ્ત કરી શકે છે. દરેક મનુષ્ય જે આ ભૂલોકમાં દેહ ધારણ કરીને આવ્યો છે તે અમરતત્વ પ્રાપ્ત કરવા માટે જ છે. તેથી કહેવાય છે કે વેદનું જ્ઞાન પ્રત્યેક મનુષ્યને ઉન્નતિનો માર્ગ બતાવવા સમર્થ છે.

( गायत्रेण अर्कं प्रति मिमिते ) ગાયત્રી છંદથી અર્ચનીય દેવની શબ્દરૂપી પ્રતિમા નિર્માણ થાય છે. દરેક મનુષ્યને જે કોઇ એક અદ્વિતીય દેવની અર્ચના કરવી અત્યંત આવશ્યક હોય તે દેવની વસ્તુતઃ પ્રતિમા તો છે જ નહિ પરંતુ તેની શબ્દમયી પ્રતિમા " ગાયત્રી છન્દ " છે. આ કારણે જ કોઇ જો કોઇ સ્થાનપર પરમાત્મ-દેવની પ્રતિમા જોઇ શકે તો તે આ છન્દમાં જ જોઇ શકે છે.

( अर्केण साम ) આ અર્ચનીય અર્થાત્ પૂજનીય દેવની સહાયતાથી " સામ " અર્થાત્ શાન્તિ પ્રાપ્ત થાય છે. આ શાન્તિનું જ બીજું નામ " અમૃત " છે. અમૃત અને સામ એકજ અવસ્થાના વાચક શબ્દ છે. આ જ પ્રમાણે ત્રિષ્ટુપ્ છન્દથી પણ વર્ણનીય દેવતાનું વર્ણન કરી શકાય છે. ત્રિષ્ટુભ છન્દની વાણી તેનું વર્ણન કરે છે. પૂર્વ મંત્રમાં કહેલ છે કે ત્રિષ્ટુપ્ છન્દથી પ્રકૃતિ, જીવ અને પરમાત્માનું વર્ણન થાય છે, એ વાત અહીં અનુસંધાનમાં જોડી શકાય. આ પ્રમાણે—

સાત છન્દ

द्विपदा चतुष्पदा सप्तवाणोः अक्षरेण मिमते ।

( મં. ૨ )

" બે ચરણ અને ચાર ચરણવાળા જે સાત છન્દ છે તેમના પ્રત્યેક ચરણમાં અક્ષરની સંખ્યાનું પ્રમાણ અક્ષરોની સંખ્યાની ગણત્રી કરવાથી જાણી શકાય છે. " જેવી રીતે અનુષ્ટુપના ચરણમાં આઠ અક્ષર, આ પ્રકારે બીજા છન્દોના પદોમાં બીજી અક્ષરોની સંખ્યા ગણત્રી છે. આ પ્રકારે અક્ષરની સંખ્યાની વધઘટથી જ છન્દો બને છે.

( गायत्रस्य तिस्रः समिधः ) ગાયત્રી છન્દના પાદ ત્રણ છે. પ્રત્યેકમાં આઠ અક્ષરો છે. જગતિ છન્દથી જગતનું વર્ણન થાય છે એ વાત પ્રથમ મંત્રમાં કહેલી છે.

તેજ વાત પાછી આ ત્રીજા મંત્રમાં બેવડાવીને કહી છે. કે ( जगता दिवि सिंधुं अस्कभायत् ) જગતિ છન્દથી માનો કે દ્યુલોકમાં મહાસાગરને ફેલાવી રાખ્યો છે, અર્થાત્ જેવું મહાસાગરનું વર્ણન થાય છે તેવી રીતે જ દ્યુલોકનું વર્ણન કર્યું છે. આ મહાસાગરમાં આ નક્ષત્રો નીના નાના દ્વિપોની જેવા છે ઇત્યાદિ અલંકારિક વર્ણન અહીં સમજવું ઉચિત છે.

આ પ્રકારે ( रथंतरेण सूर्यं पर्यपश्यत् ) રથંતરથી સૂર્યનું જ્ઞાન પ્રત્યક્ષ થાય છે. કારણ કે તેમાં આ વર્ણન અતિસ્પષ્ટ છે. તે જ્ઞાનની ( मह्ना महित्वा ) મહત્તાનું શું વર્ણન કરવું ? આ જ્ઞાન તો મનુષ્યને અન્તિમ લક્ષ્ય સુધી પહોંચાડે છે. આ જ્ઞાન તો મનુષ્યને આ જગત્‌માં અને સ્વર્ગમાં તેમજ અન્તમાં મોક્ષ સુધી ઉત્તમ માર્ગદર્શક બને છે. તેથી આ વેદમંત્રોનું જ્ઞાન સર્વથી અધિક મહત્વપૂર્ણ છે.

સારા હાથવાળા ગોરક્ષક

જે પ્રકારે ( सुहस्तः सुदुघां धेनुं उपह्वये ) ઉત્તમ હાથવાળો ઉત્તમ દોહન કરવા યોગ્ય ધેનુને પોકારે છે, તે પ્રકારે મનુષ્ય તે વેદવાણીરૂપી કામધેનુને પોતાની પાસે બોલાવે. ગાયનું દૂધ દોહનારો " सुहस्तः " અર્થાત્ ઉત્તમ પ્રેમપૂર્ણ હાથવાળો હોવો જોઇએ, તે ખરાબ હાથવાળો નહિ હોવો જોઇએ. ખરાબ હાથવાળો તે છે જે ગાયને કષ્ટ પહોંચાડે છે, તેવો ખરાબહાથવાળો મનુષ્ય ગાયને પોતાની પાસે કદી પણ ન બોલાવે. ગાય અઘ્ન્ય હોવાથી તેની સાથે કોઇ પણ પ્રકારે ખરાબ હાથવાળા મનુષ્યનો સંબંધ આવવો નહિ જોઇએ, સુહસ્ત બનીને જ મનુષ્ય તેની પાસે જાય. આ રીતે વેદનો ઉપદેશ સ્પષ્ટતાથી કહે છે કે " ગોરક્ષણ " કરવું એ મનુષ્યનો વેદોકત ધર્મ છે. જે પ્રેમથી ગાયનું પાલન કરે છે તે જ સાચો વૈદિકધર્મી છે કારણ કે " गौ " શબ્દ જેવી રીતે ગાય વાચક છે તેવી જ રીતે તે " વેદવાણી " નો પણ વાચક છે. તેથી " ગોરક્ષા " નો અર્થ 'ગાયની રક્ષા' તેમજ " વેદજ્ઞાનની રક્ષા " પણ થાય છે. તેથી જ કહ્યું છે કે ગોરક્ષક જ વૈદિકધર્મી થઇ શકે છે.

( गोधुक् एनां दोहत् ) ગાયને દોહનારો આ ગાયનું તેમજ આ વેદવાણીનું દોહન કરે. ગાયને દોહવાથી અમૃત રૂપી દૂધ પ્રાપ્ત થાય છે, જ્યારે વેદવાણીરૂપી ગાયનું દોહન કરવાથી અમૃત જેવું જ્ઞાન પ્રાપ્ત થાય છે. ગાયના દૂધથી જેવી રીતે યજ્ઞ થાય છે, તેવી જ રીતે વેદજ્ઞાનથી પણ થાય છે. અહીં આ યજ્ઞ કરવાનાં બન્ને સાધનો છે. તેથી જ કહ્યું છે કે ( तत् घर्मः सुप्रवोचत् ) યજ્ઞનું જ તે મંત્રો વર્ણન કરે છે. વેદવાણીરૂપી ગાય પોતાના જ્ઞાનથી યજ્ઞનો માર્ગ દર્શાવી રહી છે અને આ ગાય પોતાના દૂધથી યજ્ઞ કરે છે. આ પ્રમાણે બન્ને ગાયો સમાન છે.

( वसूनां वसुपत्नी ) આ ગાય-વેદવાણી અને ગૌમાતા વસુઓનું પાલન કરનારી છે. વસુનામ ઐશ્વર્યનું વાચક છે. સર્વ પ્રકારનું ઐશ્વર્ય જ્ઞાનથી અને બળથી જ પ્રાપ્ત થાય

છે. વેદવાણીરૂપી ગાયથી જ્ઞાન મળે છે અને ગૌમાતાથી પોષક અન્ન મળે છે. આ પ્રકારે આ બન્ને ગાયો ઐશ્વર્યનું પ્રદાન કરે છે. જે પ્રકારે આ ગાય માતા પોતાના ( **वत्सं इच्छन्ति** ) વાછરડાની ઇચ્છા કરતી કરતી ઘરમાં આવે છે તે જ પ્રકારે આ વેદવાણી પણ આ ભૂમંડળપર એટલા માટે અવતીર્ણ થઇ છે કે એનાથી અનંત માનવજીને જ્ઞાનામૃતનું પાન કરે અને અમર બને. આ પ્રમાણે બન્ને ગાયોને પોતાના વાછરડાના પાલન પોષણની ઇચ્છા છે. આ ગાયો ( **महते सौभगाय वर्धन्तां** ) અમારૂં સૌભાગ્ય વધારે. તે તો વધારે છે જ પરંતુ મનુષ્ય માટે એ ઉચિત છે કે તે ગાયો પાસે જાય અને તેમનો અમૃતરસ પીને પુષ્ટ બને. આ ગાયો તો અમારૂં કલ્યાણ કરવા માટે તૈયાર જ છે, પરંતુ મનુષ્ય જ એવા મંદમતિ છે કે તેઓ ગાયનું દૂધ પીતા નથી અને ભેંસની પાછળ ભટકે છે. તે જ પ્રમાણે વેદવાણીનું શરણ લેતા નથી પરંતુ તેઓ અન્ય ગ્રંથોના શરણ શોધે છે અને ભ્રમમાં ફસાઇ જાય છે. તેથી આ ઉપદેશ સર્વ મનુષ્યોએ લેવો જોઇએ. જે મનુષ્ય પોતાની ઉન્નતિ ઇચ્છે છે તે ગાયનું દૂધ પીએ અને વેદનો ઉપદેશ ગ્રહણ કરે.

ગાય પણ ( **गोः मिमन्तं वत्सं अभीमेत्** ) પોતાના ઉત્સુક વાછરડા પરજ પ્રેમ કરી શકે છે. જો વાછરડું પ્રેમથી માતા પાસે ન ગયું અથવા કોઇ પેટની વ્યાધિને લીધે દૂધ ન પીએ તો તેમાં ગાય શું કરે ? તેથી બચ્ચામાં ઉત્સુકતા જોઇએ. જે બચ્ચાંઓનું પેટ સારૂં છે, ભૂખ સરસ લાગે છે અને જેની પાચનશકિત સારી છે તે જ બચ્ચાંઓને માતાના દૂધથી લાભ થાય છે. તે જ પ્રકારે વેદવાણીરૂપી ગાય પણ ઉત્સુક શિષ્યને જ લાભ પહોંચાડી શકે છે. જે મનુષ્ય વેદ ન વાંચે, વાંચવા છતાં તેનો અર્થ સમજવાનું કષ્ટ ન કરે, કદાચ સમજે તો પણ તેનું અનુષ્ઠાન ન કરે, અનુષ્ઠાન કરવાને વખતે તત્પર ન રહે તેને વેદવાણીરૂપી ગાયથી શો લાભ થવાનો હતો ? આ પ્રમાણે મુમુક્ષુ બનવું પણ અગત્યનું છે. આ ગાય ( **पयोभिः मायुं अभिमिमीते** ) પોતાના દૂધની સાથે પ્રકાશ પણ ફેલાવે છે. આ વાત પણ સ્પષ્ટ થાય છે કે સવારે ગાય દોહવાઇ રહે કે તરત જ સૂર્યોદય થાય છે અને વિશ્વમાં સર્વત્ર પ્રકાશ જ પ્રકાશ થઇ રહે છે. વેદવાણીરૂપી ગાય પણ પોતાનું જ્ઞાનરૂપી અમૃત આપે છે અને જ્ઞાનનો પ્રકાશ ઉપાસકના મનમાં ફેલાવે છે. આ પ્રકારે બન્ને સ્થળે દૂધ આપવાનું અને પ્રકાશ ફેલાવવાનું તત્વ સમાન છે.

### ગાયની સહાયતા

આ ગાય ( **ध्वसनौ अधिश्रिता** ) વિનાશને સમયે આશ્રય કરવા યોગ્ય છે. રોગ, નબળાઇ, અપચન વગેરે સ્થિતિમાં ગાયનું દૂધ જ અમૃત જેવું છે રોગી અવસ્થામાં અથવા સુવાવડ વખતે ગાયનું દૂધ જ લાભપ્રદ છે. તે જ પ્રમાણે ઉદાસ થવાથી તથા જગતનો નાશ થયા પછી જો મોક્ષમાર્ગનો માર્ગ સ્વીકારવો હોય તો તે સમયે વેદરૂપી ગાયનો જ આશ્રય કરવો જોઇએ. ત્યાં વેદના મંત્ર જ ( **मायुं मिमाति** ) માર્ગમાં દીપકની જેમ સહાયક બને છે. ( **सा चितिभिः मर्त्यान् निचकार** ) તે ગાય મનુષ્યને ચિંતન અને મનનશક્તિઓથી સહાયક બને છે, અર્થાત્ ગાયના દૂધથી મનુષ્યની બુદ્ધિ તીવ્ર અને સૂક્ષ્મ થાય છે, અને મનુષ્ય બુદ્ધિમાન બને છે વેદરૂપી ગાયથી પણ મનુષ્ય મનન કરી શકે છે, મનનશક્તિ વધારવાને કારણે જ છન્દને મંત્ર કહેવામાં આવે છે. આ પ્રમાણે બન્ને સ્થળે ગાયો મનન શક્તિથી મનુષ્યની સહાયતા કરે છે. ( **विद्युत् भवन्ती** ) તે વિજળી જેવી હોય છે. જે પ્રમાણે વિજળી વેગ વધારે છે તે પ્રમાણે ગાયના દૂધના સેવનથી મનુષ્યમાં સ્ફુર્તિ આવે છે, અને વેદના જ્ઞાનથી બુદ્ધિની તીવ્રતા વધે છે. વિજળીની જેમ બુદ્ધિ અને તેજ વધારવાનું કાર્ય બન્ને ગાયોથી થાય છે.

અહીં સુધી સાત મંત્રમાં ગાયો અને વેદવાણીનું એક સરખું વર્ણન કરેલું છે, અને આગળ ૨૦ અને ૨૧ આ બે મંત્રોમાં એવું જ વર્ણન છે. તેથી વિષય એક સરખો હોવાને કારણે તે બે મંત્રો અહીં આપીએ છીએ.

આ ગાયો ( **सु-यवस-अद्** ) ઉત્તમ જવ ખાવાવાળી હોવાથી ( **भगवती भूयाः** ) ભાગ્યવાન્ થાય છે. જો તે બીજા કોઇ હલકા પદાર્થ ખાવા માંડે તો તેનું દૂધ તેટલું હીતકારી બને નહિ. વેદવાણીરૂપી ગાયની બાબતમાં જોઇએ તો જવ ભક્ષણ કરવાથી વર્ણોચ્ચાર ઉત્તમ અને શુદ્ધ બને છે. અહીં આ પણ જોઇ શકાય છે કે જવ અને ચોખા ખાનારાઓ વર્ણોચ્ચાર સારી રીતે કરી શકે છે અને ઉત્તમ, સૂક્ષ્મ અને તીવ્ર બુદ્ધિવાળા પણ થાય છે. આ રીતે અમે—

**अथा वयं भगवन्तः स्याम** । ( મં. ૨૦ )

" આનાથી અમે પણ ભાગ્યવાન્ બનીએ. " અર્થાત્ અમે પણ જવનું અન્ન ખાઇને બુદ્ધિમાન બનીએ, અને ગાય પણ જવનું ભક્ષણ કરીને ઉત્તમ દૂધ આપનારી થાઓ. જવનું

ઘાસ ગાય ખાય અને જવનો લોટ અર્થાત્ સાતુ મનુષ્યો ખાય શ્રાવણી ઉત્સવને દિવસે જવનો લોટ ભક્ષણ કરવાનુ આવશ્યક કહ્યુ છે અને એવુ સૂચિત કર્યું છે કે આ શુદ્ધ અને સાત્વિક અન્ન છે વેદમા પણ ( सक्तुमिव तितउना पुनन्त ऋ. ૧૦।૭૧।૨ ) ઇત્યાદિ મંત્રોમાં સાતુનું અન્નજ નિર્દિષ્ટ કર્યું છે. તેનાથી આ અન્નનુ મહત્વ સ્પષ્ટ થાય છે ગાય જવનુ ઘાસ ( तृण अद्धि ) ખાય અને ( शुद्धं उदक पिब ) શુદ્ધ નિર્મળ જળ પીએ મનુષ્યને માટે શુદ્ધ જવનો લોટ ખાવો અને કપડાથી ગાળેનુ શુદ્ધ પાણી પીવુ હીતાવહ છે આ પ્રકારે ગાય અને વાણી માટે એકજ પ્રકારનુ પથ્ય કહેવાયું છે. મનુષ્યનાં ખાન–પાન સાત્વિક હોય તો તેની વાણી પવિત્ર થાય છે, એ એનુ તાત્પર્ય છે મનુષ્ય જે ગાયનુ દૂધ પીતો હોય તે ગાય પણ તેજ પદાર્થ ખાય અને બીજા અભક્ષ્ય પદાર્થો ભક્ષણ ન કરે આ વિચારથી જાણ થઇ શકે છે કે બજારમાં જે દૂધ વેચાય છે તે દૂધ અમૃત નથી પરિણામે દરેક ઘરમા ગાય પાળવામાં આવે તેને પથ્ય અને શુદ્ધ પદાર્થો ખવડાવવામાં આવે અને શુદ્ધ પાણી પીવડાવવામાં આવે ત્યારે જ તેના દૂધને " અમૃત " ની પદવી આપી શકાય છે વેદ જે પ્રમાણે ગાયનુ રક્ષણ કરવા ઇચ્છે છે તે વિધિ આ છે. પાઠક વિચાર કરે અને સમજે કે વેદમા ગોરક્ષણની વિધિ કેવી છે

આગળના મંત્રમા ( गौ सलिलानि तक्षति ) ગાય પાણીને હલાવે છે એમ કહ્યુ છે ગાય શુદ્ધ જળમા દાખલ થવાની સાથે જ પાણી હાલવા માંડે છે, ગાય શુદ્ધ પાણી પીએ છે અને તૃપ્ત થાય છે. આ સામાન્ય વર્ણન કરીને આ ગાય ( एकपदी, द्विपदी, चतुष्पदी, अष्टापदी, नवपदी, सहस्राक्षरा ) એક, બે, ચાર, આઠ, નવ પગ વાળી અને સહસ્ર અક્ષરોથી યુક્ત છે એમ જે કહ્યુ છે તે ચોખી રીતે ફક્ત વેદવાણીનુ જ વર્ણન છે વેદના છંદ એક ચરણવાળા, બે, આઠ, નવ ચરણવાળા અને સહસ્ર અક્ષરો વાળા છે કારણ કે ગાય તો હમેશાં ચાર પગવાળી જ અર્થાત્ ચતુષ્પાદ જ હોય છે અને કદી પણ આઠ કે નવ પગવાળી હોતી નથી ચરણ અને પાદ આ નામો મંત્રોના ભાગનાં છે, તેથી આ મંત્રભાગ વેદવાણીરૂપી ગાયનુ જ વર્ણન કરે છે આ વેદવાણીરૂપી ગાય ( सहस्र अक्षरा ) હજારો અક્ષય અમૃતધારાઓનુ પ્રદાન કરે છે અને ( भुवनस्य पंक्ति ) સર્વ ભુવનોને પૂર્ણપણે પાવન કરે છે, અને ( तस्या समुद्रा॰ अधि विक्षरन्ति ) તેનાથી સમુદ્રના જેવા રસ પ્રવાહ પુષ્કળ પ્રમાણમા લોકોને પ્રાપ્ત થાય છે તેથી મનુષ્યો માટે એ ઉચિત છે કે તેઓ આ વેદવાણીરૂપી ગાયનુ જ્ઞાનામૃત પ્રાશન કરે અને મોક્ષમાર્ગપર ચાલીને અમરત્વ પ્રાપ્ત કરે અહીં સુધી ગાયના વર્ણનને બહાને અર્થાત્ ગોરક્ષણના બહાના હેઠળ વેદજ્ઞાનનુ મહત્વ વર્ણન કર્યું છે આગળ આ જ્ઞાન મનુષ્યને ઉન્નતિના પથપર ચલાવવામા કેવી રીતે સહાયકારી બને છે તે જોઇએ—

## જીવાત્મા

પ્રાણીઓના શરીરમાં જીવાત્મા છે તે જ અહીંના જીવનનું કાર્ય કરે છે આ વિષયમાં આગળના મંત્રનુ વિધાન જુઓ—

**पस्त्यानां मध्ये ध्रुवं एजत् जीव तुरगातु अनत् शये ।**
**( મ. ૮ )**

" પ્રાણીઓના શરીરમા જીવાત્મા છે અર્થાત્ સ્થિર, ચાલક, વેગવાન પ્રાણને ચલાવનાર છે અને તેજ આ શરીરમા રહે છે " આ શરીરમા સુતેલા જીવાત્માનુ વર્ણન છે " પુરૂષ " શબ્દનો અર્થ " पुरि शेते इति पुरुषः " શરીરરૂપી નગરમાં શયન કરે છે એટલા માટે આ આત્માને ' પુરૂષ " ( पुरिशय ) એમ કહેવાય છે, એવો અર્થ અહીંયા છે આ જીવાત્માનાં વિશેષણો " ધ્રુવ, એજત્, જીવ, તુરગાતુ, અનત્ ' એ વિચાર કરવા યોગ્ય છે આ વિશેષણો બીજે પણ આવી ગએલા છે જ્યા સુધી શરીરમા તે જીવાત્મા રહે છે ત્યાં સુધી તેના કાર્યો શરીરમા દેખાઇ આવે છે તે શરીરથી ભિન્ન છે તેથી શરીર ક્ષીણ અને નકામુ થઇ જવા પછી તે શરીરને છોડી દે છે આ વિષયમાં આ મંત્રમાં કહ્યુ છે કે—

**मृतस्य जीव अमर्त्यः स्वधाभिः चरति**
**मर्त्येन सयोनि । ( મ ૮ )**

**अमर्त्य॰ मर्त्येन सयोनिः अपाङ् प्राङ् पति । ( મ ૧૫ )**

" મૃત મનુષ્યનો જીવ વાસ્તવિક રીતે અમર છે, તે પોતાની નિજશક્તિઓથી જ કાર્ય કરે છે, અને આ દેહ છોડ્યા પછી બીજા મર્ત્યદેહની સાથે સંયુક્ત થાય છે " ' મનુષ્ય દેહ નાશ પામનારો છે પરંતુ તેનો આત્મા અમર છે, અર્થાત્ દેહ ભિન્ન છે અને આત્મા પણ ભિન્ન છે આ બન્ને પરસ્પર ભિન્ન પદાર્થોનો સંયોગ કોઇ કારણવશાત્ થઇ ગયો છે આ સંબંધના કારણનો વિચાર કરવો એ આ તત્વજ્ઞાનનુ મુખ્ય પ્રયોજન છે ( मृतस्य जीव अमर्त्य ) મરેલા પ્રાણીનો જીવાત્મા અમર છે આ મહાસિદ્ધાન્ત સર્વદા

સ્મરણ રાખવા જેવો છે. જો જીવાત્મા અમર છે તો દેહ પ્રાપ્તિની પહેલાં અને દેહપાતની પછી પણ રહેશે જ. દેહના મરવાથી તે મરશે નહિ અને દેહના જન્મથી તે જન્મશે નહિ. આ જીવ પોતાની નિજશક્તિઓથી જ રહે છે. તેની આ ( **स्वधा** ) નિજશક્તિ છે. તેથી તે હંમેશા તેની સાથે જ રહે છે, અને કદી પણ દૂર થતી જ નથી. પરંતુ શરીરની શક્તિ અનાદિ પદાર્થો પર અવલંબિત રહે છે, અને તેથી શરીરની શક્તિઓને " **स्व-धा** " નહિ કહી શકાય. આત્માની શક્તિનું નામ " **स्वधा** " છે કારણ કે તે કોઇ બાહ્ય આધાર પર અવલંબિત નથી. શરીર મળે યા ન મળે તો પણ તે તેની સાથે એક સરખી રહે છે. પૂર્વ શરીર છોડ્યા પછી અને બીજું શરીર ધારણ થાય ત્યાં સુધી આત્મા નિજશક્તિઓથી વિચરે છે, તે જ પ્રમાણે શરીરમાં દાખલ થયા પછી તે જ શક્તિઓને શરીરમાં નિયુક્ત કરીને તેમની પાસેથી કાર્ય કરાવે છે. અમર હોવા છતાં પણ ( **मर्त्येन सयोनिः** ) મર્ત્ય શરીરની સાથે સમાન યોનિમાં આવે છે અર્થાત્ જે યોનિમાં જે જાતિના પ્રાણીમાં આત્મા જાય છે તે જાતિની યોનિમાં જઇને તે શરીરને પ્રાપ્ત કરે છે. આ મૃત્યુલોકનું જીવન ક્ષણભંગુર હોય છે, કારણ કે શરીરનું ગમે તેટલું રક્ષણ કરવા છતાં કોઇને કોઇ વખતે મરી જવાનું જ છે. એથી કહ્યું છે કે—

**ह्यः सं-आन, सः अद्य ममार ।** ( મં. ૯ )

" જે કાલે ઉત્તમ પ્રકારે જીવિત હતો તે આજે મરી જાય છે." આજે સવારે જે જીવિત હોય છે તે સાંજના વખતે મરી જાય છે. આ પ્રકારે પિતા, માતા, પુત્ર, ભાઇ ઇત્યાદિ મરી રહ્યા છે એ જોઇને આપણને પણ એક દિવસ ક્યારેકને ક્યારેક મરવાનું છે એમ ખાત્રી થાય છે. જોકે આપણું શરીર મરી જશે તો પણ આ શરીરનો અધિષ્ઠાતા કદાપિ મરવાનો છે જ નહિ, તે અમર છે, તે કદી બાળક બનતો નથી અથવા વૃદ્ધ પણ થતો નથી. તે હંમેશાં એક જ અવસ્થામાં રહે છે તેથી તેને ( **युवानं सन्तं** ) યુવા કહે છે. આ જીવાત્માને યુવા કહેવામાં આવે તો પરમાત્માને વૃદ્ધ અથવા પુરાણપુરુષ કહેવો યોગ્ય છે. તેનું નામ આ મંત્રમાં " **पलित** " અર્થાત્ સફેદ વાળવાળો વૃદ્ધ કહ્યો છે. આ પલિત પૂર્વોક્ત યુવાને ગળી જાય છે. પરમાત્મા સર્વવ્યાપક છે તેથી આ એક દેશીય જીવાત્માને ચારે તરફથી ઘેરી લે છે. તેથી કહેવામાં આવે છે કે તે પરમાત્મા તે જીવાત્માને ગળી જાય છે એટલે કે પોતાના પેટમાં રાખે છે. ( **युवानं संतं पलितः जगार** ) તરૂણને વૃદ્ધ ગળી જાય છે. આથી બંનેના આકારનું પ્રમાણ સ્પષ્ટ થાય છે. તરૂણ જીવાત્માને વૃદ્ધ પરમાત્મા ગળી જાય છે તેથી તે વૃદ્ધ તરૂણ કરતાં કેટલો મહાન્ હશે એ વાત સ્પષ્ટ થાય છે.

આ જીવાત્મા " **विधु** " છે અર્થાત્ કર્મશીલ છે. કર્મ કરવાવાળો છે અને વિવિધ કર્મો કરવા માટે જ શરીર ધારણ કરે છે. શરીર ધારણ કરવાનો હેતુ આ છે—

**सः मातुः योना अन्तः परिवीतः बहुप्रजा निर्ऋतिः आविवेश ।** ( મં. ૧૦ )

" તે જીવાત્મા જ્યારે માતાની યોનિમાં–ગર્ભાશયમાં હોય છે તે સમયે પ્રકૃતિના શરીરથી પરિવેષ્ટિત થાય છે અને પછીથી અનુકૂળ સમયમાં બહુત પ્રજા પ્રસવનારી આ ભૂમિ પર અથવા આ પ્રકૃતિમાં આવિષ્ટ થઇને પૃથ્વીપર અવતીર્ણ થાય છે." તે જ વિવાહાદિ દ્વારા તે પોતાના સંતાનાદિ ઘણાં વધારે છે. વંશનો વિસ્તાર કરે છે અને સમય પુરો થતાં મરી જાય છે, પછી તેને તેવું જ નવીન શરીર મળે છે. આ ક્રમ વારંવાર ચાલ્યા જ કરે છે. આ તેનું આવવું અને જવું એ નિયમને અનુસાર કરનારો જે કોઇ છે તેના નિયમને તે સમજતો નથી—

**यः ईं चकार अस्य सः न वेद ।** ( મં. ૧૦ )

" જે આ સર્વ કરે છે તેના તે કર્તૃત્વને તે જાણતો નથી." પ્રત્યેક મનુષ્ય તેનો વિચાર કરીને જાણી શકે છે. પોતે પોતાને અહીં કોણ લાવ્યું, ભવિતવ્ય કોણ નિયત કરે છે ઇત્યાદિ વિષય દરેક મનુષ્ય જાણી શકતો નથી. પરંતુ—

**यः ईं ददर्श तस्माद् हिरुग् इद् नु ।** ( મં. ૧૦ )

" જે તેને જુએ છે અર્થાત્ તેનો સાક્ષાત્કાર કરે છે, તેની નીચે જ–તેની બહુ જ નજીક તે વિદ્યમાન રહે છે." તેને માટે તે સમીપમાં સમીપ છે, પરંતુ અન્ય મનુષ્યોને માટે તે ઘણો જ દૂર હોય છે, અર્થાત્ તેનું દૂરપણું અથવા નજીકપણું મનુષ્યના પ્રયત્નપર નિર્ભર છે.

આ જીવાત્મા ( **गो-पां** ) ઇન્દ્રિયોનું પાલન કરવાવાળો છે, પોતાના શરીરમાં જીવનશક્તિનો સંચાર કરીને સર્વ શરીરને જીવિત રાખવાવાળો છે. તેથી તે ( **अनिपद्यमानं** ) નીચે

માણી દેનારો છે શરીરને જીવિત રાખવાને કારણે તે શરીરને ન પછાડનારો છે શરીરને ઉચકી રાખનાર અને ચલાવનારો આ જ જીવાત્મા છે "**तनू न-पात्**" આ નામ પણ આ જ અર્થનુ સૂચક છે (**तनु**) શરીરને (**न**) નહિ (**पात्**) પછાડનાર આત્મા છે તે જ ભાન "**अनिपद्यमान**" શબ્દ-માં છે આટલુ થવા છતાં પણ—

**पथिभि॰ आ च परा च चरन्त** । ( મ . ૧૧ )

" નિશ્ચિત માર્ગોથી પાસે અને દૂર જનારો " અર્થાત્ આ શરીરની પાસે અને શરીરથી દૂર જનારો આ આત્મા છે જન્મ લેતી વખતે તે શરીરની પાસે આવે છે અને શરીરનું મૃત્યુ થતાની સાથે જ તે શરીરથી દૂર ચાલ્યો જાય છે આ પ્રકારે તેનુ પાસે આવવુ અને દૂર જવુ જે માર્ગોથી થાય છે તે માર્ગોનુ જ્ઞાન અમને થઇ શકતું નથી, તે માર્ગ અદશ્ય છે, અને પરમાત્મા જ તેને તે માર્ગો પર ચલાવે છે આ પરમાત્મા—

**स सध्रीचीः विषूची भुवनेषु अन्त वसान॰** (મ . ૧૧)

" તે પરમાત્મા આ જીવાત્માની સાથે રહે છે સર્વત્ર વિરાજમાન છે અને તે સંપૂર્ણ પદાર્થમાત્રમાં પણ વસનારો છે " તે કોઇ સ્થળે ન હોય એવુ એક પણ સ્થાન નથી. પ્રત્યેક પદાર્થની અંદર, બહાર અને ચારે તરફ તે વિરાજ-માન છે તેથી તે આ જીવાત્માને પોતાની અંદર લઇને જ્યા જવાથી તેનુ કલ્યાણ થાય એમ હોય ત્યાં તેને પહોચાડે છે

આ દેવ (**न पिता जनिता नाभि वन्धु॰**) અમારા સર્વનો પિતા, જનક, સબંધી અને ભાઇ છે (**पृथ्वी माता**) આ ભૂમિ અમારી માતૃભૂમિ છે આ પિતા અને માતાની ઉપાસના અમારે કરવી જોઇએ. તે દેવથી આ પ્રકૃતિ માતાના ગર્ભમાં જે ગર્ભ ધારણ થાય છે તેનાથી સર્વ સૃષ્ટિ-ની રચના થાય છે

## પ્રશ્નોત્તર

આગળ તેરમા અને ચૌદમા મંત્રમાં ક્રમશ કેટલાક પ્રશ્ન અને તેના ઉત્તર આવી ગયા છે હવે તે મનોરંજક પ્રશ્નોત્તર-ના વિષયને હવે જોઇએ

પ્રશ્ન– **पृथिव्याः परं अन्त॰ पृच्छामि** । ( મં ૧૩ )

ઉત્તર– **इयं वेदि॰ पृथिव्याः परः अन्त॰** ( મ ૧૪ )

" પૃથ્વીનો દૂરનો અંતિમ ભાગ કયો છે ? આ વેદિ જ પૃથ્વીનો દૂરનો અંતિમ ભાગ છે. " યજ્ઞવેદીની પાસે ઉભા રહીને એકજણ પ્રશ્ન પૂછે છે કે પૃથ્વીનો એક છેડો તો અમે જ્યા ઉભા છીએ તે છે પરંતુ તેનો બીજો છેડો કયા છે ? આ ભૂમિની સમાપ્તિ કયાં થાય છે ? આ પ્રશ્નનુ ઉત્તર આ પ્રમાણે છે, પોતાની પાસેનો વેદિનો ભાગ જ ભૂમિનો અંતિમ છેડો છે, સીમા છે. આ ઉત્તર તપાસવાથી જાણુ થાય છે કે વેદના મત મુજબ આ ભૂમિ ગોળ દડાના જેવી છે જો આ ભૂમિ સપાટ પડદા જેવી હોત તો આ ઉત્તર મળવુ શક્ય નહોતુ જો ભૂમિ દડાની જેમ ગોળ હોય તો જ જે બિંદુ-માંથી તેનો પ્રારંભ થાય તે જ બિંદુમાં તેનો અંત થવાનો સંભવ છે. પૃથ્વી દડાની માફક ગોળ હોવાથી જો કોઇ પણ જગાએથી સીધી લીટી દોરવામાં આવે તો તે રેખાનો અંતિમ બિંદુ પ્રારંભિક બિંદુમાં જ મળી જશે આ નિયમને લક્ષમાં રાખીને ઉક્ત મંત્રમા કહ્યુ છે કે આ પૃથ્વીનો પ્રારંભ આ વેદિમા છે અને અંતિમ ભાગ પણ આ વેદિ જ છે પૃથ્વીને દડાની જેમ ગોળ માનવાથી જ આ વાત સિદ્ધ થઇ શકે છે.

સૃષ્ટિનો પ્રારંભ પણ યજ્ઞમાં અને અંત પણ યજ્ઞમાં જ થઇ શકે છે પરમેશ્વરના યજ્ઞથી આ પૃથ્વીનો પ્રારંભ થયો છે યજ્ઞવેદિ પર જ આ સૃષ્ટિ નિર્ભર છે, અને અંતમા તેની સમાપ્તિ પણ યજ્ઞમા જ થશે. આ પ્રકારે કર્મભૂમિનો પ્રારંભ વેદિમા અને અંત પણ યજ્ઞમા થાય છે. આ દૃષ્ટિથી પણ આ પ્રશ્નોત્તર વિચાર કરવા યોગ્ય છે હવે બીજો પ્રશ્ન જોઇએ—

## અશ્વશક્તિ

પ્રશ્ન– **वृष्णः अश्वस्य रेत पृच्छामि** । ( મં ૧૩ )

ઉત્તર– **अयं सोमः वृष्ण अश्वस्य रेत** । ( મ ૧૪ )

" બળવાન અશ્વનું વીર્ય કયુ છે ? આ સોમ જ બળવાન અશ્વનું વીર્ય છે " અશ્વવાચક શબ્દ વીર્ય, પરાક્રમ અને બળનો સૂચક ' વાજીકરણ ' શબ્દનો અર્થ વીર્યવર્ધક ઉપાય છે અશ્વશક્તિ, અશ્વબળ, અશ્વરેત, અશ્વવીર્ય શબ્દ એક જ અર્થના વાચક છે બળવાન અશ્વશક્તિ કોનાથી પ્રાપ્ત થાય છે એ આ પ્રશ્નનો આશય છે તેનું ઉત્તર આ છે કે– સોમ વનસ્પતિ એજ અશ્વશક્તિ છે. સોમનો અર્થ સોમવલ્લી, અથવા વનસ્પતિ છે આ વનસ્પતિ જ અશ્વવીર્ય આપવાને સમર્થ છે

અહીં વેદે સ્પષ્ટ શબ્દોમા કહ્યુ છે કે શરીરમાં અશ્વવીર્ય

વધારવાની ઇચ્છા હોય તો વનસ્પતિના સેવનથી જ તે વધી શકે છે કારણ કે સોમાદિ ઔષધિઓમા જ ( अश्वस्य रेत ) અશ્વવીર્ય છે જે લોકો માંસ ભક્ષણની તરફેણ કરનારા છે તેઓ આ વેદના ઉપદેશથી બોધ લે વેદમા "સોમ"ને જ અન કહેલ છે, માંસને નહિ સોમને જ અશ્વવીર્ય કહેલ છે, માંસને નહિ જે વાજીકરણને માટે મનુષ્ય પ્રયત્ન કરે છે તે વાજી ઘોડો કેવળ ઘાસ જ અર્થાત્ વનસ્પતિ ખાઇને જ વાજી બનેલો છે, માસ ખાઇને નથી બન્યો તેથી સ્પષ્ટ કહ્યુ છે કે જે બળ ઔષધિ વનસ્પતિના અન્નમાં છે તે માસમાં નથી તેથી જે પોતાનુ બળ વધારવા માગતા હોય તેઓ માંસ ભક્ષણ ન કરે પરતુ યોગ્ય વનસ્પતિઓનુ સેવન કરીને પોતાનુ વીર્ય વધારે જે લોકો પૂછે છે કે વેદમા માસ ભક્ષણને માટે અનુકૂળ સમતિ છે કે પ્રતિકૂળ? તેમણે આ પ્રશ્નોત્તરનો વિચાર કરવો જોઇએ અને જાણવુ જોઇએ કે સોમાદિ ઔષધિઓના રસરૂપ અન્ન જ વેદાનકૂળ મનુષ્યોનુ ભક્ષ્ય અન છે વેદમાં માંસને ભક્ષ્ય અન તરીકે કોઇ પણ ઠેકાણે કહેલુ નથી

પ્રશ્ન– विश्वस्य भुवनस्य नाभिं पृच्छामि । ( મ ૧૩ )

ઉત્તર– अयं यज्ञ विश्वस्य भुवनस्य नाभि । ( મ ૧૪ )

"સર્વ ભુવનોનુ કેન્દ્ર કયુ છે? યજ્ઞ જ સર્વ ભુવનોનું કેન્દ્ર છે" મધ્યબિંદુને કેન્દ્ર કહે છે આ મધ્યબિન્દુ પર સર્વ બાહ્યરચના રચવામા આવે છે મધ્યબિંદુપર જ આખા ચક્રની સપૂર્ણ સ્થિતિ હોય છે જો મધ્યબિંદુ પોતાની જગ્યાએથી ખસી ગયુ તો ચક્રની ગતિ નષ્ટ થઇ જાય છે તેથી આ પ્રશ્નમાં પૂછવામાં આવ્યુ છે કે આ વિશ્વનું કેન્દ્ર કયુ છે? અર્થાત્ કયા કેન્દ્રપર આ વિશ્વ ટકી રહ્યુ છે ઉત્તરમાં કહ્યુ છે કે આ વિશ્વનુ કેન્દ્ર યજ્ઞ છે, અર્થાત્ યજ્ઞ પરજ આ સર્વ વિશ્વ સ્થિર રહ્યું છે યજ્ઞ ઓછા થઇ ગયા તો વિશ્વ રહેશે નહિ યજ્ઞ વિધિહીન થઇ જશે તો વિશ્વની રચના બગડી જશે આ દર્શાવવા માટે અહીં કહ્યુ છે કે સપૂર્ણ વિશ્વની સ્થિતિ યજ્ઞ પરજ છે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહ્યુ છે કે—

अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ।
( ભ. ગી ૩।૧૦ )

આ યજ્ઞ દ્વારા તમે વૃદ્ધિને પ્રાપ્ત થાઓ, આ યજ્ઞ તમને સર્વ કામના આપનારો થાઓ એમ જે કહ્યુ છે તે એટલા માટે જ કે તે વિશ્વની ઉન્નતિનું કેન્દ્ર છે સપૂર્ણ વેદોમા "યજ્ઞ" વિષયજ કહેલો છે તેનું પણ તેજ કારણ છે કે યજ્ઞ એ જ સર્વ વિશ્વનું કેન્દ્ર છે આ કેન્દ્રને જાણવા માટે જ સર્વ ઉત્પન્ન થયા છે, હવે અંતિમ પ્રશ્ન જોઇએ—

પ્રશ્ન– वाच परमं व्योम पृच्छामि । ( મ. ૧૩ )

ઉત્તર– अयं ब्रह्मा वाच परम व्योम । ( મ ૧૪ )

"વાણીનુ પરમ આકાશ અર્થાત્ ઉત્પત્તિસ્થાન કયા છે? આ બ્રહ્મા જ વાણીનું પરમ ઉત્પત્તિસ્થાન છે" આકાશનો ગુણ શબ્દ છે અને શબ્દ આકાશમાથી ઉત્પન્ન થાય છે અહીં માત્ર ( वाचः व्योम ) વાણીનુ આકાશ જ પૂછેલુ નથી, પરતુ ( वाच परम व्योम ) વાણીનુ પરમ આકાશ પૂછેલું છે આકાશનુ પણ જે આકાશ હશે તેને પરમ આકાશ કહેવુ યોગ્ય છે અગ્નિનો અગ્નિ, વાયુનો વાયુ અને આકાશનું આકાશ તે પરમાત્મા જ છે દેવનો દેવ પણ તે જ છે તે આત્માથી આકાશની ઉત્પત્તિ થઇ છે—

तस्माद्वा एतस्मादात्मन आकाश संभूत ।
( તૈ ઉ ૨।૧।૧ )

"તે આત્માથી આકાશ ઉત્પન્ન થયુ છે' અને તે આકાશથી શબ્દ ઉત્પન્ન થયો છે તેથી શબ્દના આકાશનું જે ઉત્પત્તિસ્થાન છે તેનું જ નામ "परम व्योम" છે આ વાણીનુ મૂળ ઉત્પત્તિસ્થાન અને પરમ આકાશ પરમાત્મા છે તેટલા માટે જ કહ્યુ છે કે વેદ એ પરમાત્માના શ્વાસમાથી નીકળેલા છે, અર્થાત તેના જ આ શબ્દો છે આ પ્રમાણે સામાન્ય શબ્દ પણ આત્માના શબ્દ છે, અને આ બ્રહ્મા વાણીનું પરમ આકાશ છે આત્મા બુદ્ધિની સાથે મળીને બોલવાની કામના કરે છે, અને મનને પ્રેરણા કરે છે મન શારીરિક ઉષ્ણતા હલાવે છે, તે અગ્નિ વાયુને ચલાવે છે, તે હૃદયમાથી મોઢામા આવીને જુદાં જુદા સ્થાનોમાં આઘાત કરે છે અને તેથી અનેક શબ્દો ઉત્પન્ન થાય છે આ પ્રમાણે આત્માથી શબ્દ ઉત્પન્ન થાય છે એટલા માટે જ અહીં બ્રહ્માને શબ્દનુ મહા આકાશ કહ્યુ છે આ વાત યાદ રાખવી જોઇએ, અને શબ્દમાં આત્માની શક્તિ છે એમ માનીને પવિત્ર ભાવના જ શબ્દ દ્વારા ઉચ્ચારિત કરવી જોઇએ, અને કદાપિ વ્યર્થ શબ્દોચ્ચાર કરીને આત્માની શક્તિક્ષીણ કરવી જોઇએ નહિ અસ્તુ આ પ્રમાણે પ્રશ્નોત્તરોથી જ્ઞાન આ મત્રોમાં આપેલુ છે તેના આગળના મત્રમાં કહ્યુ છે કે—

न विजानामि यत् इव इद अस्मि । ( મ ૧૫ )

"હું નથી જાણતો કે હું કોના જેવો છુ." પ્રત્યેક મનુષ્ય

જાણે છે કે "હું છું." પરંતુ હું કેવો છું, કોના સમાન છું, મારો ગુણધર્મ શું છે, મારું સ્વરૂપ શું છે ઇત્યાદિ વાતો કોઇ જાણતું નથી. ભણેલા અને શાસ્ત્રો જાણનારા એમ કહે છે કે શરીર ભિન્ન છે અને આત્મા પણ ભિન્ન છે. પરંતુ આ આત્મા કેવો અને લગભગ કોના જેવો છે તે કવચિત્ જ કોઇ જાણે છે, સામાન્યતઃ કોઇ જાણતું નથી. તેથી આ આત્માને અજ્ઞેય, અતકર્ય એવા શબ્દો વાપરવામાં આવે છે. આ આત્મા જ્યારે શરીરમાં આવે છે ત્યારે તે—

**निण्यः संनद्धः । ( મં. ૧૫ )**

"અંદર ગુપ્ત છે અને બંધાએલો છે." આ જ તેનું બંધન છે અને આ બંધનથી તેની મુક્તિ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવો જોઇએ આ આત્મા ( निण्यः ) ગુપ્ત છે. છુપાએલો છે. ઢંકાએલો છે, અવ્યક્ત છે અને બદ્ધ છે. આ તે આત્માની સ્થિતિ છે. દરેક પાઠકે તેનો વિચાર કરવો જોઇએ.

આ આત્માને બંધન કેવું હોય છે ? તેની મુક્તિ કેમ થઇ શકે છે અને કોણ તેની મુકિત કરી શકે છે ? આ વિષય તત્વજ્ઞાનનો છે. આ વિષય આ મંત્રના ઉતરાર્ધમાં આ પ્રકારે કહ્યો છે—

**यदा ऋतस्य प्रथमजा आगन् । आत् इत्**
**अस्याः वाचः भागं अश्नुवे । ( મં. ૧૫ )**

"જે સમયે સત્યનો પહેલો પ્રવર્તક પરમાત્મા મારી સન્મુખ દેખાયો, જ્યારે મને તેનો સાક્ષાત્કાર થયો તે સમયે તેની આ વાણીનું-દૈવીવાણીનું ભાગ્ય મને પ્રાપ્ત થયું." આ એક નિયમ અહીં કહેલો છે. જે સમયે પરમેશ્વરનો સાક્ષાત્કાર થાય છે અથવા પરમ ઋષિનો ઉપદેશ મળે છે તે સમયે તેના અંતઃકરણમાં સત્યજ્ઞાનનો પ્રકાશ થાય છે. એ જ વિદ્યાનું ભાગ્ય છે. આ આત્મસાક્ષાત્કાર વિના થઇ શકતું નથી.

અહીં આત્મા શરીર ધારણ કરે છે એ 'મર્ત્ય અને અમર્ત્ય' નો સંબંધ છે, અર્થાત્ આ બંને પદાર્થ અહીં છે. મર્ત્ય અમર્ત્ય બની શકતું નથી અને અમર્ત્ય મર્ત્ય બની શકતું નથી—

**ता शश्वता विषूचीना वियन्ता । अन्यं नि चिक्युः ।**
**अन्यं न चिक्युः । ( મં. ૧૬ )**

"આ બંને મર્ત્ય અને અમર્ત્ય અર્થાત્ જડ અને ચેતન એ બંને સનાતન શાશ્વત છે, તે સર્વત્ર છે, પરસ્પર વિરુદ્ધ ગુણકર્મ સ્વભાવવાળા છે. તેમાંથી એકને જાણીએ છીએ પરંતુ બીજાનું જ્ઞાન થતું નથી." મર્ત્ય પદાર્થોનું જ્ઞાન કેટલેક અંશે થાય છે. આ જ્ઞાનને ભૌતિકજ્ઞાન, પદાર્થજ્ઞાન કે વિજ્ઞાન કહે છે. મનુષ્ય તેને પ્રાપ્ત કરી શકે છે. પરંતુ બીજો જે ચેતન આત્મા છે જેનામાં આત્મા અને પરમાત્મા સમ્મિલિત છે તે અતકર્ય છે, અજ્ઞેય છે, અને ગુઢ છે.

## જગતની રચના

પૂર્વોક્ત પ્રકારે જડ અને ચેતન મળીને આ જગતની રચના થઇ છે. આ વિષયમાં આગળના જ મંત્રમાં આ પ્રમાણે કહ્યું છે—

**भुवनस्य रेतः सप्त अर्धगर्भाः विष्णोः प्रदिशा**
**विधर्मणि तिष्ठन्ति । ( મં. ૧૭ )**

"સર્વ સૃષ્ટિના વીર્યથી સાત મૂળતત્વ વિવિધ ધર્મોથી યુક્ત થઇને વ્યાપક પરમાત્માની આજ્ઞામાં રહે છે." સૃષ્ટિ ઉત્પન્ન કરનારા આ સાત મૂળતત્વ છે, તેમના ગુણધર્મ પરસ્પર ભિન્ન છે અને આ વ્યાપક ઇશ્વરની આજ્ઞામાં રહીને કાર્ય કરે છે. આ સાત તત્વોને જાણવાં તથા આત્માને જાણવો એટલું જ જ્ઞાન છે, અને આ જ્ઞાન મનુષ્યના ઉદ્ધારનો હેતુ છે, આ જ્ઞાન વિના મનુષ્યનો ઉદ્ધાર થઈ શકતો નથી. એમ તો—

**ते विपश्चितः धीतिभिः मनसा परिभुवः विश्वतः**
**परि भवन्ति ॥ ( મં. ૧૭ )**

"તે વિશેષ જ્ઞાની પોતાની બુદ્ધિથી, કર્મોથી અને મનના વિચારથી વિશેષ શ્રેષ્ઠ બનીને સર્વ પ્રકારથી સર્વોપરિ બને છે." સર્વના પર પોતાનો પ્રભાવ જમાવે છે. સર્વત્ર ઉપસ્થિત રહીને સર્વને પ્રભાવિત કરે છે. આ કાર્ય આ જ્ઞાનીઓથી એટલા માટે થાય છે કે તેમની પાસે પૂર્વોક્ત પ્રાકૃતિક અને આત્મિકજ્ઞાન પૂર્ણપણે રહે છે. આ જ્ઞાનનું મહત્વ આ છે—

**ऋचः अक्षरे विश्वे देवाः अधि निषेदुः ( મં. ૧૮ )**

"ઋચાના અક્ષરોમાં સર્વ દેવ નિવાસ કરે છે." આ યોગ્યતા વેદમંત્રના જ્ઞાનની છે. જો એક વેદમંત્રનું જ્ઞાન થાય તો એટલા દેવતાઓનું જ્ઞાન થાય છે. વેદનું જ્ઞાન તે પ્રત્યક્ષ દેવતાઓનું જ જ્ઞાન છે. અગ્નિમંત્રથી અગ્નિવિદ્યા, વાયુના મંત્રોથી વાયુ વિદ્યા તે જ પ્રકારે અન્યાન્ય મંત્રોથી અન્યાન્ય દેવતાઓની વિદ્યા જાણવામાં આવે છે. વિદ્યા જેવી રીતે પ્રાકૃતિક પદાર્થોનું જ્ઞાન આપે છે તે જ પ્રમાણે આત્માનું જ્ઞાન

પણ આપે છે. અગ્નિ, વાયુ, રવિ, ઇન્દ્ર ઇત્યાદિ શબ્દોથી એક સત્ય આત્માનો બોધ થાય છે. આ વાત આ સૂક્તના અન્તિમ મંત્રમાં કહી છે. તે અત્યંત મહત્વનો મંત્ર છે—

**इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यः स सुपर्णो गरुत्मान्। एकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः॥** ( મં. ૨૮ )

" એક જ સત્ય આત્માનું વર્ણન જ્ઞાની લોકો અનેક રીતે કરે છે. તેને ઇન્દ્ર, મિત્ર, વરૂણ, અગ્નિ, દિવ્ય, સુપર્ણ, ગરુત્માન, યમ, માતરિશ્વા ઇત્યાદિ નામો તેઓ આપે છે. " અર્થાત્ ઇન્દ્ર, મિત્ર, વરૂણ વગેરે નામ એક આત્માનાં છે. પ્રત્યેક નામથી વ્યક્ત થનારો ગુણ તેમનામાં છે. તે શત્રુ નાશક હોવાથી ઇન્દ્ર, સર્વનો હિતચિન્તક હોવાથી મિત્ર, સર્વથી વરિષ્ઠ હોવાથી વરુણ, ગતિમાન હોવાથી અગ્નિ, દ્યુસ્થાનમાં હોવાથી દિવ્ય, ઉત્તમ-પૂર્ણ હોવાને લીધે સુપર્ણ, શ્રેષ્ઠ હોવાથી ગરુત્માન્, એક અદ્વિતીય હોવાથી એકજ, ત્રણે કાળમાં સત્ય હોવાથી સત, સર્વનો નિયામક હોવાથી યમ, અન્તરાળમાં રહેતો હોવાથી માતરિશ્વા કહેવામાં આવે છે. તે એકના જ આ અનેક નામ છે, અને વેદમંત્રોમાં તે સત્ય આત્માની વિદ્યા આ રીતે છે.

તેની સાથે સાથે આ નામો અગ્નિ, વાયુ ઇત્યાદિ લૌતિક પદાર્થોના વાચક પણ છે. તેથી આ દેવતાઓના નામોથી અને મંત્રોથી આ પદાર્થોની વિદ્યા પણ થાય છે. આ પ્રમાણે આ મંત્રોથી આ દેવોની વિદ્યા ભૂતવિદ્યા, અને પ્રાકૃતિક વિજ્ઞાન પ્રાપ્ત થવાનો સંભવ છે. તેથી જ કહ્યું છે કે વેદમંત્રોના અક્ષરોમાં દેવ ઉપસ્થિત છે. અહીં દેવોની જ્ઞાનરૂપથી ઉપસ્થિતિ સમજવા યોગ્ય છે.

**यः तन्न वेद किं ऋचा करिष्यति ?** ( મં. ૧૮ )

" જે આ વિદ્યાને જાણતો તથી તે વેદમંત્ર લઇને શું કરશે ? " અર્થાત્ માત્ર મોઢે કરવાથી, અથવા માત્ર શબ્દોના અર્થ જાણવા વ્યર્થ છે. મંત્રના યથાર્થ અર્થ ત્યારે સમજાયો કહેવાય જ્યારે પાઠકને મંત્રમાં વર્ણવેલા દેવનો યથાવત્ સાક્ષાત્કાર થાય ! જો ભૌતિક દેવતાનો સાક્ષાત્કાર થાય તો ભૂતવિદ્યા આવડી ગઇ એમ સમજવું અને જો આત્માનો સાક્ષાત્કાર થાય તો આત્મવિદ્યા સમજમાં આવી ગઇ એમ સમજવું. આવી રીતે સાક્ષાત્કાર થએલા જ્ઞાનીની જ યોગ્યતા શ્રેષ્ઠ છે, નહિ કે માત્ર શબ્દશાસ્ત્રીની. તેથી કહ્યું છે કે—

**य इत् तद् विदुः ते इमे समासते।** ( મં. ૧૮ )

" જે જ્ઞાની પૂર્વોક્ત વિદ્યાને યથાવત્ જાણે છે તેજ શ્રેષ્ઠ સ્થાનમાં વિરાજમાન થઇ શકે છે. " સુખાત્મક, ઉત્તમ અથવા પરમસ્થાન પ્રાપ્ત કરી શકે છે. સત્યજ્ઞાનનું એટલુ મહત્વ છે. આ બાબાતમાં આ મંત્ર હવે જુઓ—

**अर्धर्चेन पजत् विश्वं चाक्लृपुः** ( મં. ૧૯ )

" અર્ધા મંત્ર ભાગથી ચેતન આત્મા અને સર્વ જગત્ સમર્થ બની શકે છે." અર્ધા મંત્રનું સારું જ્ઞાન થવાથી આત્મા બળવાન બને છે, અને જગતના પદાર્થો પણ પોતપોતાના સામર્થ્યથી સામર્થ્યવાન્ બને છે. અર્ધા મંત્રમાં જો આટલુ વિલક્ષણ જ્ઞાન ભરેલુ છે તો સૂક્તમાં અને અનુવાકમાં કેટલુ જ્ઞાન હશે અને તે મનુષ્યનો કેવો ઉદ્ધાર કરી શકે છે એ વિષયની પાઠક કલ્પના કરી શકે છે. તેથી જ વેદના જ્ઞાનનું ગૌરવ સર્વત્ર આર્યશાસ્ત્રોમાં કરેલું છે. પરંતુ આ જ્ઞાન સદ્ગુરુ દ્વારા પ્રાપ્ત થવું જોઇએ. વેદની પરંપરાથી મળવું જોઇએ અને તેના મનન દ્વારા તે જ્ઞાન આત્મસાત થવું જોઇએ અને અંતમાં દેવતાનો સાક્ષાત્કાર થવો જોઇએ. સાક્ષાત્કાર પછી જ પૂર્વે કહેલા લાભો તે જ્ઞાનથી થઇ શકે છે, કેવળ શબ્દ જ્ઞાનથી નહિ. સારાંશ રૂપે જાણવું હોય તો આટલી વાત પાઠક અવશ્ય ધ્યાનમાં રાખે—

**त्रिपाद् ब्रह्म पुरुरूपं वि तस्थे तेन चतस्रः प्रदिशः जीवन्ति।** ( મં. ૧૯ )

" ત્રિપાદ બ્રહ્મ વિવિધરૂપથી જગતમાં વિશેષ રીતિથી રહેલ છે, અને તેના જીવનથી ચારે દિશાઓમાં રહેનારા પદાર્થો જીવીત રહી શકે છે. " આ બ્રહ્મ અથવા પરમાત્મા સર્વ પદાર્થોમાં વ્યાપક છે અને તેની અગાધ શક્તિથી આ સર્વ જગત્ જીવિત રહે છે. જો તે બ્રહ્મની શક્તિ આ જગતને આધાર ન આપે તો આ જગતમાંનો કોઇ પદાર્થ જીવિત નહિ રહેશે. સર્વના જીવનનો આધાર જ તે બ્રહ્મ છે.

### જગતનું ચક્ર

જગતનું ચક્ર કેવી રીતે ફરે છે તે બતાવવા માટે બાવિસમા મંત્રમાં વરસાદનું ઉદાહરણ આપેલું છે, પૃથ્વીપરના પાણીની સર્યના કિરણોથી વરાળ બનીને ઉપર જાય છે, ત્યાં તેના વાદળાં બને છે અને યોગ્ય સમયે વરસાદ બનીને પૃથ્વી પર પાણીરૂપે આવે છે. ફરી વરાળ, ફરી વરસાદ અને એ પ્રમાણે આ જળચક્ર સનાતન સમયથી ચાલી રહ્યું છે. આ પ્રમાણે અનેક ચક્રો છે, અને તેમાં જગચ્ચક્ર પણ એક છે. પદાર્થની ઉત્પત્તિ, સ્થિતિ અને લય અને લય પછી પાછી ઉત્પત્તિએ

પ્રકારે આ જગતનું ચક્ર ચાલી રહ્યું છે. ચક્રનું એક બિન્દુ એક વખતે ઉપર હોય છે અને બીજે વખતે તે જ નીચે જાય છે. તે જ પ્રકારે જેનો જન્મ થાય છે તે જ યોગ્યકાળમાં યુવા બને છે અને પશ્ચાત્ નાશને પ્રાપ્ત થાય છે, અને પાછળથી નવીન બને છે. આ રીતે જગતનું સર્વ ચક્ર ચાલી રહ્યું છે. પ્રવાહથી જગત સનાતન અથવા અનાદિ અનંત છે, એમ જે કહે છે તેનું કારણ પણ એજ છે, પરંતુ પ્રત્યેક પદાર્થની દૃષ્ટિથી જોવા જઇએ તો જગત્ ઉત્પત્તિવાળું અને નાશવાન્ છે. મનુષ્ય વ્યક્તિશઃ મરી જાય છે તો પણ માનવસમાજ અનાદિકાળથી ચાલ્યો આવે છે, અને ભવિષ્યમાં પણ ચાલ્યા કરશે. આ પ્રમાણે જગતની બાબતમાં જાણવું યોગ્ય છે.

આ જગતમાં એક વિચિત્ર વાત છે અને તે એ છે કે—

**पद्वतीनां प्रथमा अपात् एति । ( મં. ૨૩ )**

" પગવાળાની આગળ પગ વગરનો દોડે છે." વસ્તુતઃ પગવાળાની દોડ વધારે ઝડપી હોવી જોઇએ, પરંતુ અહીંતો પગવાળો ચાલવામાં અસમર્થ છે અને પગ વગરનો દોડી રહ્યો છે. એટલું જ નહિ પણ પગવાળાને આ પગ વગરનો ચલાવી રહ્યો છે. એવું જ આપણા શરીરમાં પણ જુઓ. શરીરને પગ છે પરંતુ તે શરીર પોતે ચાલી શકતું નથી, અને આત્માને પગ નથી પરંતુ તે આ પગવાળા શરીરને ચલાવી શકે છે. આ કેટલું મોટું આશ્ચર્ય છે ? તેટલા માટે એક સુભાષિતમાં કહ્યું છે—

**मूकं करोति वाचालं पंगु लंघयते गिरीम् ।**

" આ મુંગા શરીરને આત્મા વાચાળ બનાવે છે અને પાંગળાને પહાડોની સફર કરાવે છે ! આવી અદ્‌ભુત શક્તિ આ આત્મામાં છે. આ વાતને બરાબર સમજવા—

**कः तत् चिकेत । ( મં. ૨૩ )**

" કોણ આ વાતને જાણી શકે છે ? " ઘણા લોકો પદ્ધતિથી જાણે છે પરંતુ સાક્ષાત્કારની સમાન જાણવું કઠણ છે. આ જ્ઞાન જો કે દરેકને પ્રાપ્ત કરવું આવશ્યક છે, તો પણ મનુષ્ય આવા ભ્રમચક્રમાં ગોથાં ખાય છે, તેમાંથી ઘણા થોડા મનુષ્યો આ સત્યજ્ઞાનને યથાવત્ જાણી શકે છે. આ આત્માની શક્તિના વિષયમાં જુઓ—

**गर्भः अस्याः भारं आभरति । ( મં. ૨૩ )**

" મધ્યમાં સ્થિત આત્મા-પ્રત્યેકનું કેન્દ્ર, આ પ્રકૃતિનો સર્વ ભાર ઉઠાવે છે. " આ જડ શરીરનો ભાર તે ચેતન આત્મા ઉઠાવી રહ્યો છે, તે જ આ શરીરને કુદાવે છે, દોડાવે છે, છલાંગ મરાવે છે. આ સર્વ આ શરીરથી થવું સર્વથા અસંભવ છે, પરંતુ એ સર્વ વાતો આ શરીરથી થઇ જ રહી છે, તે સર્વ આ આત્માની શક્તિથી જ થઇ રહ્યું છે. જડને ચેતનવત્ ચલાવવાનું કાર્ય કરવું એ તેની અદ્‌ભૂત શક્તિનું દ્યોતક છે. આટલું કરનારો આ આત્મા—

**ऋतं पिपर्ति, अनृतं निपाति । ( મં. ૨૩ )**

" સત્યની પૂર્ણતા કરે છે અને અસત્યને નીચે દબાવે છે. " જગતમાં તેની હાલચાલ એટલા માટે જ થઇ રહી છે. સત્યનો વિજય થાય અને અસત્યનો પરાજય થાય; તેટલા માટે જ તેની આ સર્વ હાલચાલ થઇ રહી છે, આજ વાત ભગવદ્‌ગીતામાં આ પ્રકારે કહી છે—

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

( ભ. ગી. ૪।૮ )

" સત્યમાર્ગીઓની રક્ષા કરવા માટે અને અસત્યમાર્ગીઓનો નાશ કરવા માટે અર્થાત્ સત્યધર્મની સ્થાપના માટે આત્મા સત્ય અને અસત્યના યુદ્ધ વખતે પ્રગટ થાય છે. " સત્ય અને અસત્યનું યુદ્ધ ચાલી રહ્યું છે-આ હંમેશાં ચાલી રહ્યું છે, અને આત્મા પોતાની શક્તિના પ્રમાણે આ યુદ્ધનો આરંભ થતાં જ સત્યની રક્ષા માટે પ્રગટ કરે છે, અને પોતાની શક્તિથી સત્યની રક્ષા કરે છે. અસત્યનો નાશ કરે છે અને સત્યધર્મની સંસ્થાપના કરે છે.

આ આત્માનું નામ વિરાટ્ છે અને આ પૃથ્વી, આપ ઇત્યાદિથી જગતમાં જગતના રૂપ જેવો બનેલો છે. તે ( **अधिराजः बभूव** ) સર્વનો રાજાધિરાજ છે, તે જ સર્વનો ઇશ્વર છે અને તેને ( **वशे भूतं भव्यं** ) આધીન ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું સંપૂર્ણ શાસન છે, સર્વ પર તેનું શાસન ચાલી રહ્યું છે, તે જ સર્વનો એક ઇશ્વર છે અને તેના જ શાસનમાં સર્વ જગત્ ચાલી રહ્યું છે. તેની જો પ્રસન્નતા પ્રાપ્ત થઇ તો તે મારા જેવા ( **मे वशे भूतं भव्यं** ) મનુષ્યના કબજામાં પણ ભૂત, ભવિષ્ય, વર્તમાન સોંપી દે છે. તેની માત્ર કૃપા થવાની જ જરૂર છે, તેની કૃપા માત્ર પવીત્ર જીવન જીવવાથી જ થઇ શકે, બીજો કોઇ માર્ગ છે નહિ. પ્રાચીનકાળમાં ઇશ્વરની કૃપા સંપાદન કરવા માટે જ યત્ન કરવામાં આવતો

હતો. ( तानि धर्माणि प्रथमानि आसन् ) આ જ શુદ્ધ આત્માઓનો પ્રથમ ધર્મ હતો. ( वीराः पृश्निं उक्षाणं अपसन्त ) આ વીરલોકો નાના બળદને પુષ્ટ બનાવી મોટો બનાવતા હતા, અર્થાત્ આ યજ્ઞકર્મોથી નાના ઉક્ષાની–બળદની પરિપક્વતા થતી હતી. અહીં ( पृश्निं उक्षाणं ) નાનો બળદ કોણ છે, તેનો વિચાર કરવો જોઇએ. વેદમાં બીજે ઠેકાણે કહ્યું છે કે—

उक्षास द्यावापृथिवी बिभर्ति । ( ઋ. ૧૦।૩૧।૮ )
अप्रिय उक्षा बिभर्ति भुवनानि वाजयुः । ( ઋ. ૯।૮૩।૩ )
अनड्वान्दाधार पृथिवीमुत द्यामनड्वान्दाधारो-र्वन्तरिक्षम् । अनड्वान्दाधार प्रदिशः षडुर्वीर-नड्वाहन्विश्वं भुवनमा विवेश ॥ ( અથ. ૪।૧૧।૧ )

" ઉક્ષા દ્યુલોક અને પૃથ્વીનું ભરણપોષણ કરે છે. મોટો ભાઇ ઉક્ષા અન્ન આપીને ભુવનોનું ધારણ, પોષણ કરે છે, અનડ્વાન્, પૃથ્વી, અંતરિક્ષ, દ્યુ, સર્વ દિશાઓ, છ પૃથ્વીઓ અને સર્વ ભુવનોનુ ધારણપોષણ કરે છે." અહીં ઉક્ષા અને અનડ્વાન્ એક જ છે એ સર્વ જાણે છે. ભાષામાં આ શબ્દોના અર્થ " બળદ " થાય છે અને તેનો યૌગિક અર્થ થાય છે, " ઉચકનાર, ખેંચનાર, ગાડું ચલાવનાર " છે. ઉક્ત મંત્રોમાં ત્રિભુવનનો ચલાવનાર, સર્વ ભુવનોને ચલાવનાર, સર્વનો આધાર ઉક્ષા છે એમ કહ્યું છે. તેથી અહીંનો ઉક્ષા અથવા અનડ્વાન્ શબ્દ નિશ્ચયપૂર્વક બળદ વાચક નથી જ.

ઉક્ત ઋગ્વેદના મંત્રમાં " अप्रिय उक्षा " શબ્દ છે તેનો અર્થ " મોટોભાઇ ઉક્ષા છે, " અર્થાત્ જે સર્વ ભુવનોનો આધાર છે, તે મોટોભાઇ ઉક્ષા છે. આ પરથી સાબિત થાય છે કે આ મોટાભાઇ ઉક્ષાનો કોઇ નાનોભાઇ ઉક્ષા પણ છે. તેથી " पृश्निं उक्षाणं " આ શબ્દ પ્રયોગ નાના ભાઇ ઉક્ષા માટેજ વપરાયો એ નિઃસંદેહ છે. ' पृश्नि ' નો અર્થ " નાનો " થાય છે.

अप्रियः उक्षा । ( ઋ. ૯।૮૩।૩ )
पृश्निः उक्षा ( અથર્વ. ૧૦।૧૫।૨૫ )

આ બે મંત્રોના શબ્દો સ્પષ્ટ બતાવે છે કે તેઓમાંથી એક મોટોભાઇ અને બીજો નાનોભાઇ છે. મોટોભાઇ નાના ભાઇ કરતાં પરિપક્વ છે પરંતુ બીજો ભાઇ પરિપક્વ બનવાનો છે. આથી સ્પષ્ટ સમજાય છે કે આ પરિપક્વ બનનારનું જ વર્ણન જીવાત્માનું છે. પરમાત્મા શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવનો છે એટલે જ તે પરિપક્વ છે, અને જીવાત્મા અબુદ્ધ અને અમુક્ત હોવાથી અપરિપક્વ છે. અપરિપક્વને પરિપક્વ બનાવવાનો હોય છે. આ કાર્ય વીર અથવા બળવાન લોકો કરે છે, કારણ કે ( नायमात्मा बलहीनेन लभ्यः ) કઠ. ઉ. ૧।૨।૨૨ ) બળહીન મનુષ્યથી તેને પરિપક્વ બનાવવાનું કાર્ય થઇ શકતું નથી. આ હેતુથીજ કહ્યું છે કે વીરલોકો આ નાના ભાઇ ઉક્ષાને પરિપક્વ બનાવવાનું કાર્ય કરે છે, અર્થાત્ તે ( पृश्निः उक्षा ) નાનોભાઇ ઉક્ષા જીવાત્મા છે, બે સુપર્ણ, બે ઉક્ષા એ વૈદિકવર્ણન જીવાત્મા પરમાત્માના જ વાચક છે. અસ્તુ. અહીં નાનાભાઇ ઉક્ષા–જીવાત્માને પરિપક્વ બનાવવાનું સાધન " યજ્ઞ " કહ્યું છે—

विषूवता आरात् शकमयं धूमं अपश्यं ( મં. ૨૫ )

" સર્વત્ર દૂર અને સમીપ શક્તિમાન યજ્ઞાગ્નિનો ધુમાડો હું જોઉં છું. " અને આ યજ્ઞાગ્નિ દ્વારા જ વીરલોકો આ નાના ઉક્ષાને પરિપક્વ બનાવે છે, યજ્ઞથી જ તેની પરિપક્વતા થાય છે. અગ્નિમાં હવન કરવો એ યજ્ઞનું ઉપલક્ષણ છે. યજ્ઞનો મુખ્ય અર્થ " દેવપૂજા, સંગતિકરણ અને દાન " છે. આ મુખ્યાર્થને ધ્યાનમાં રાખીને અને ઉપલક્ષણને સૂચક માનીને જ તેનો અર્થ કરવો ઉચિત છે. કેટલાક લોકો અહીં " उक्षा, धूम અને पचन्ति " શબ્દો જોઇને પ્રાચીન લોકો બળદને અગ્નિપર રાંધતા હતા, સેકતા હતા એવો ભાવ કાઢે છે, પરંતુ અહીં કોઇને પણ એવો સંદેહ ન થાય તે માટે આ મંત્રનું આટલું સ્પષ્ટીકરણ કરવું પડ્યું છે. આશા છે કે આટલા સ્પષ્ટીકરણ પછી કોઇ પણ વાચકના મનમાં આ વિષયમાં કોઇ શંકા નહિ રહે.

## કિરણવાળા ત્રણ દેવ

( त्रयः केशिनः ) કિરણવાળા અર્થાત્ પ્રકાશમાન ત્રણ દેવ છે. આ ત્રણે દેવ ( ऋतुथा विचक्षते ) ઋતુ પ્રમાણે પ્રકાશે છે. અહીં આ પ્રકારના કેટલાએ દેવોના ગણ છે. પહેલો સૂર્યગણ છે. તેમાં સૂર્ય, વિદ્યુત્ અને અગ્નિ આ ત્રણ દેવ ક્રમશઃ દ્યુ, અન્તરિક્ષ અને ભૂસ્થાનમાં રહે છે. ત્રણે પ્રકાશમાન હોવાથી " કેશી " અર્થાત્ કિરણોથી યુક્ત અથવા વાળવાળા છે.

( वर्षा एकः संवत्सरे वपते ) આ ત્રણમાંથી એક વર્ષમાં એકવાર અન્નાદિનું બીજારોપણ કરે છે. સૂર્યના કારણે વર્ષમાં એકવાર ભૂમિમાં બીજ નાખવામાં આવે છે

અને ધાન્ય ઉત્પન્ન કરવામાં આવે છે. ( अन्यः शचीभिः विश्वं अभिचष्टे ) બીજો તેજસ્વી દેવ પોતાના કિરણોથી સર્વને પ્રકાશિત કરે છે. આ અગ્નિ પોતાના તેજથી રાત્રીને સમયે પણ જગતમાં પ્રકાશ કરે છે. ત્રીજો વિદ્યુત્ છે ( एकस्य ध्राजिः ददृशे ) તેની ગતિ દેખાઇ આવે છે. પરંતુ ( न रूपं ) તેનું રૂપ દેખાતું નથી. કારણ કે ક્ષણમાત્ર જ પ્રકાશે છે અને પછી કયા સ્થાનપર ચાલ્યો જાય છે તેનો પત્તો પણ લાગતો નથી. યંત્ર દ્વારા જે દિવાઓ પ્રગટાવવામાં આવે છે તે પ્રગટાવનાર વિજળી પણ દેખાતી નથી, પરંતુ તેનો વેગ અનુભવાઇ શકાય છે.

આ પ્રકારે અગ્નિ, વાયુ અને સૂર્ય આ ત્રણ દેવ ઉપર કહેલા ત્રણ સ્થાનોમાં છે. જેમાં વચ્ચેનો દેખાતો નથી, અને બીજા દેવ દેખાય છે. શરીરમાં પણ વાણી, પ્રાણ અને નેત્ર છે જેમાંથી પ્રાણ મધ્યસ્થાનમાં હોઇ તે દેવ દેખાતો નથી. પરંતુ તેના વેગથી તેનો અનુભવ થઇ શકે છે. આ પ્રકારે આ ત્રણ દેવતાઓના અનેક ગણ છે.

પાઠક આ પ્રકારે વિચાર કરશે તો તેમને આ ગણોનું જ્ઞાન થશે. અહીં સ્મરણમાં રાખવું જોઇએ કે આ ત્રણ જો કે સ્થૂળ દૃષ્ટિથી વિભિન્ન પ્રતીત થાય છે તથાપિ એ ત્રણે એકનાં જ ત્રણ રૂપ છે.

### ચતુષ્પાદ ગાય

“ गौ ” નો અર્થ વાચા છે. આ વાક્ ચતુષ્પાદ અર્થાત્ ચાર પાદવાળી છે. ( वाक् चत्वारि पदानि परिमिता ) નાભિ, ઉર અને કંઠમાં ત્રણ પાદ ગુપ્ત છે અને મુખમાં જે ચતુર્થપાદ છે તે વ્યકત છે. આ પ્રકારે આ વાણીના ચાર પાદ છે. આ ચાર પાદોમાં અર્થાત્ સ્થાનમાં આ વાણી ઉત્પન્ન થાય છે પરંતુ આ વાણીના સ્થાન સાધારણ મનુષ્યો જાણી શકતા નથી. કારણ કે યોગીલોકો જ ધ્યાન ધારણાથી આ સ્થાન જાણી શકે છે, તેઓ ( मनीषिणः ब्राह्मणाः विदुः ) જ્ઞાની-બ્રહ્મને જાણનારા જ આ વાતને જાણી શકે છે. વાણીની ઉત્પત્તિનો આ પ્રકારે વિચાર કરવાથી મનુષ્ય આત્મા સુધી પહોંચી શકે છે. અર્થાત્ પાઠક પણ આ પ્રમાણે મનન કરીને આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે.

## એક દેવના અનેક નામ

આ કાંડમાં ૩૦૨ મંત્રો છે અને તેમાં ઘણાએ મંત્રો વિશેષ મનન કરવા યોગ્ય છે, તેમાં સર્વથી પ્રથમ સૂક્તના “ સાત મધુ ” અર્થાત્ સાત મધુર પદાર્થોનું વર્ણન કરનારો મંત્ર પાઠક વિશેષ સ્મરણમાં રાખે—

**ब्राह्मणश्च राजा च धेनुश्चानड्वांश्च व्रीहिश्च यवश्च मधु सप्तमम् ।** ( કાં. ૯।૧।૨૨ )

“ બ્રાહ્મણ, રાજા, ધેનુ, બળદ, ચોખા, જવ અને મધ આ સાત મધુ આ જગતમાં છે. ” પ્રત્યેક મનુષ્ય મધુરતા ચાહે છે, મિઠાશ ચાહે છે, ગળ્યા પદાર્થો ખાવાની ઇચ્છા કરે છે. વેદ કહે છે કે આ “ સાત મધુર પદાર્થ છે ” જે મનુષ્ય મિઠાશનું સેવન કરવા ચાહે તે તેનું સેવન કરે. અહીં પ્રત્યેકનું સેવન કરવાનો વિધિ ભિન્ન ભિન્ન છે. પહેલાં તો આપણે આ સાતે મધુઓનું સ્વરૂપ જોઇએ—

“ બ્રાહ્મણ ” પ્રથમ મધુ છે. તેની પાસે જ્ઞાનરૂપી મધુર રસ રહેલો છે, આ જ સાક્ષાત્ અમૃત છે. જ્ઞાન અને વિજ્ઞાન તેમાં સંમિલિત છે. અભ્યુદય અને નિઃશ્રેયસની સિદ્ધિ આ જ્ઞાન પર અવલંબિત છે. બ્રાહ્મણોને આધીન રાષ્ટ્રનું અધ્યયન અને અધ્યાપન છે, અર્થાત્ રાષ્ટ્રના ભાવિ સંતાનોને ઉદ્ગોન્મુખ કરે છે. આ “ જ્ઞાન મધુ ” છે દરેક મનુષ્ય અને પ્રત્યેક યુવા તેનું સેવન કરે.

“ રાજા ” બીજો મધુ છે ( रञ्जयति इति राजा ) પ્રજાનું રંજન કરનારો રાજા હોય છે, જે પ્રજાના ઉત્સાહને કચરી નાખે છે તેનું નામ રાજા નહિ. રાજા શબ્દમાં બધા ક્ષત્રિયો સમાઇ જાય છે. દુઃખથી પ્રજાનું રક્ષણ કરવું અને તેનું રંજન કરવું તે જ રાજ્યશાસનનું કાર્ય છે. અહીં “ પ્રજા રંજન રૂપ મધુ ” દેનારો રાજા હોય છે. રાષ્ટ્રનો પ્રત્યેક મનુષ્ય રક્ષાનું કાર્ય કરવામાં સમર્થ હોવો જોઇએ ત્યારે જ આ મધુ પ્રજાને પ્રાપ્ત થાય છે. જ્યાં બ્રાહ્મણ અને ક્ષત્રિય દક્ષમતાને

રાષ્ટ્રની ઉન્નતિ કરવામાં તત્પર થાય છે તે જ રાષ્ટ્ર ઉન્નત થાય છે.

આના પછી ત્રીજો મધુ " ગૌ " છે. જ્ઞાન અને રક્ષણ થયા પછી ગાયનું દૂધરૂપી અમૃત પ્રત્યેક મનુષ્યને પ્રાપ્ત થવું જોઇએ. એ અમૃત છે અને એજ જીવન છે. ચોથું મધુ બળદ છે, ઉત્તમ ગાયની ઉત્પત્તિ ઉત્તમ બળદના વીર્યપર અવલંબિત છે, એટલા માટે બળદની ગણના " મધુ " માં કરી છે, તે ઉપરાંત અમારી ખેતી પણ બળદપર જ આધાર રાખે છે. પછીના ત્રણ મધુ ચોખા, જવ અને મધ છે. આ ઉત્તમ ભક્ષ્યાન્ન છે. ચોખા અને જવ બુદ્ધિવર્ધક છે અને શરીરની સ્વસ્થતાને માટે આ અન્ન ઉત્તમ છે. મધ તો બધા કરતાં સર્વોત્તમ સ્વાદિષ્ટ પદાર્થ છે.

વનસ્પતિઓમાં ઉત્તમ ફૂલ અને ફૂલોમાં ઉત્તમ મધ. ઋષિઓનો ચોખા, જવ અને મધ જ ખોરાક હતો અને તેથી જ તેમની બુદ્ધિ અત્યંત કુશાગ્ર હતી. આ પ્રકારે આ સાત મધુઓનો વિષય છે. તેનો વિચાર પાઠક બરાબર કરે.

### સૂર્યકિરણ

આઠમા સૂકતમાં સૂર્યકિરણોના મહત્વનું વર્ણન કરેલું છે. સૂર્યકિરણથી શરીરના રોગ દૂર થાય છે, એમ જે કહેલું છે તે દરેક મનુષ્યે વિશેષ રીતે સ્મરણ રાખવું જોઇએ.

सं ते शीर्ष्णः कपालानि हृदयस्य च यो विधुः ।
उद्यन्नादित्य रश्मिभिः शीर्ष्णो रोगमनीनशो-
ऽङ्गभेदमशीशमः ॥ (અથર્વ. ૯।૮।૨૨)

" ઉગેલો સૂર્ય પોતાના કિરણોથી માથાનું દર્દ, શરીરના રોગ, હૃદયના રોગ તથા અન્ય રોગ દૂર કરે છે. " મંત્રનું કથન સર્વ લોકોએ હંમેશાં સ્મરણમાં રાખવું જોઇએ. આજ કાલ રોગો વધી રહ્યા છે. પૂર્વકાળમાં જે રોગો બિલકૂલ ન હતા તે જ આજે ચારે તરફ ફેલાઇ રહેલા છે, આવી સ્થિતિમાં સૂર્યકિરણોના આ રોગનાશકધર્મનો આપણે વિશેષ ઉપયોગ કરવો જોઇએ અને તે થઇ શકે છે. આજકાલ પ્રાયઃ પ્રત્યેક મનુષ્ય માથાના દર્દથી પીડાય છે. પેટના રોગ, અપચો વગેરે રોગોથી ઘણા લોકો પીડાય છે. શરીરની દુર્બળતા તો પ્રમાણ કરતાં પણ અધિક વધી રહી છે. આવી સ્થિતિમાં સૂર્યકિરણોનો ઉપયોગ જો મનુષ્ય કરે તો નિઃસંદેહ અધિક લાભ થઇ. સૂર્ય તરફ એક નજર કરીને જોવાથી નેત્રરોગ અને દૃષ્ટિદોષ દૂર થાય છે, આ અનુભવ સિદ્ધ વાત છે, જે લોકો તડકામાં પોતાના શરીરની ચામડીને તપાવશે તેમને જ્વરાદિની બાધા થશે નહિ. આ જ પ્રકારે સૂર્યકિરણો દ્વારા અનંત લાભ થવાનો સંભવ છે. તેનો વિચાર પાઠક કરે.

### એક દેવ

સૂકત નવમું અને દશમું ખૂબ જ મહત્વનું છે, ઋગ્વેદમાં આ બન્ને સૂકતોને મેળવીને એકજ સૂકત આપેલું છે. આ બન્ને સૂકતોનો વિષય પ્રાયઃ એક જ છે. આત્મા અને જગતનું જ્ઞાન આપવું એ મુખ્યતઃ તેનો વિષય છે. આ વિષય આ સૂકતોમાં અનેક પ્રકારથી સમજાવેલો છે. વેદ ભણતાં ભણતાં એક વાત પાઠકોના મનમાં અટકે છે, તે એ છે કે આ ભિન્ન ભિન્ન દેવતાઓ તદ્દન જુદા જ છે કે તે બંને એક જ દેવતામાં સમાઇ જાય છે, અર્થાત્ વેદમાં " એક દેવતાવાદ " છે કે " બહુ દેવતાવાદ " છે. તેનું ઉત્તર દસમા સૂકતે ઉત્તમ રીતિથી આપ્યું છે—

इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यः स सुपर्णो
गरुत्मान् । एकं सत् विप्रा बहुधा वदन्त्यग्नि
यमं मातरिश्वानमाहुः ॥ (અથ. ૯।૧૦।૨૮)

આ મંત્ર ઋગ્વેદના પ્રથમ મંડલમાં પણ છે. આ મંત્રનું કથન છે કે ( एकं सत् ) એક જ સત્ય તત્વ છે. એક જ આત્મા, પરમાત્મા, બ્રહ્મ, પરબ્રહ્મ, દેવ, ઇશ્વર અથવા પરમેશ્વર છે. જેનું કોઇ નામ નથી પરંતુ જેનાં બધાં જ નામ છે. તેને " સત્ " એટલું જ નામ અહીં કહેલું છે. " સત્ " નો અર્થ છે " જે છે " અર્થાત્ એવી કોઇ વિલક્ષણ શક્તિ છે કે જે આ જગતની પાછળ રહીને સર્વ જગતનું કાર્ય ચલાવી રહી છે. જેની શક્તિથી અગ્નિ બળે છે, સૂર્ય પ્રકાશે છે, વિજળી ચમકે છે, પવન વહે છે અને પાણી વહે છે. તેથી તે અનામ સત્યતત્વને અગ્નિ, સૂર્ય ઇત્યાદિ નામ આપવામાં આવે છે.

વેદોનો પાઠ કરતી વખતે આ સત્યસિદ્ધાંત મનમાં બરાબર ઠસાવવો જોઇએ. વેદનું સત્યજ્ઞાન થવા માટે આ સિદ્ધાંતનું જ્ઞાન અને સમજ હોવી અત્યંત આવશ્યક છે. જે લોકો આ મંત્રના ઉપદેશને માનતા નથી તેઓ વેદનો અર્થ સમજવાના અધિકારી જ બની શકતા નથી, તેથી વેદ પોતે જ આ સૂકતમાં કહ્યું છે કે જે આ તત્વને જાણતા નથી તેઓ- किं ऋचा करिष्यति । " વેદનાં મંત્રો લઇને શું કરશે ? " અર્થાત્ તેમને આથી કોઇ લાભ થશે નહિ. લાભ તો તેમને

થશે કે જેઓ વેદની પ્રક્રિયા સ્વીકાર કરીને વેદનું પઠન કરે છે. દુર્દૈવથી આજકાલ એવા પણ લોકો છે કે જેઓ આ મંત્રને જ આ પ્રમાણે માને છે. વસ્તુતઃ વેદમાં આ જ પ્રધાન મંત્ર છે. કારણ કે એના આધારથીજ વેદમંત્રનો અર્થ સ્પષ્ટ થાય છે. તેથી પાઠકોને પ્રાર્થના છે કે તેઓ આ મંત્રનું સારી રીતે મનન કરે અને સર્વ વૈદિક દેવતાઓનાં નામ એકજ સદ્વસ્તુના છે એમ માનીને વેદનો અર્થ કરવા માંડે. આ પ્રકારે કેટલીક મહત્વની વાતો આ નવમા કાંડમાં છે જે વિશેષ મહત્વની હોવાથી અહીં પાઠકોની સામે ફરીથી મૂકવામાં આવી છે.

## એક વૃક્ષપર બે સુપર્ણ

( ऋषिः— ब्रह्मा । देवताः— वामः, अध्यात्मं, आदित्यः )

કાંડ ૯, સૂક્ત ૯

अस्य वामस्य पलितस्य होतुस्तस्य भ्राता मध्यमो अस्त्यश्नः ।
तृतीयो भ्राता घृतपृष्ठो अस्यात्रापश्यं विश्पतिं सप्तपुत्रम् ॥ १ ॥
सप्त युञ्जन्ति रथमेकचक्रमेको अश्वो वहति सप्तनामा ।
त्रिनाभि चक्रमजरमनर्वं यत्रेमा विश्वा भुवनाधि तस्थुः ॥ २ ॥
इमं रथमधि ये सप्त तस्थुः सप्तचक्रं सप्त वहन्त्यश्वाः ।
सप्त स्वसारो अभि सं नवन्त यत्र गवां निहिता सप्त नाम ॥ ३ ॥

---

અર્થ— ( तस्य अस्य वामस्य पलितस्य ) તે સુંદર અને અતિવૃદ્ધ ( होतुः ) દાન કરનારનો ( मध्यमः भ्राता ) વચ્ચેનો ભાઇ ( अश्नः अस्ति ) ઘણું જ ખાવાવાળો છે. ( अस्य तृतीयः भ्राता ) તેનો ત્રીજો ભાઇ પોતાની ( घृतपृष्ठः ) પીઠપર પુષ્ટિકારક ઘી રાખે છે. ( अत्र ) આને જ મેં ( सप्तपुत्रं विश्पतिं अपश्यं ) સાત પુત્રોવાળા પ્રજાપાલકને જોયો છે. ( ૧ ) ( ઋ. ૧।૧૬૪।૧ )

( एक चक्रं रथं सप्त युंजन्ति ) એક ચક્રવાળા રથને સાત ઘોડા જોડવામાં આવે છે. ( सप्त नामा एकः अश्वः वहति ) સાત નામવાળો એક ઘોડો તેને ખેંચે છે. તેનો ( त्रिनाभि अजरं अनर्वं चक्रं ) ત્રણ કેન્દ્રવાળું જરારહિત અને નાશરહિત આ ચક્ર છે. ( यत्र ) જેનામાં ( इमा विश्वा भुवना ) આ સર્વ ભુવનો ( अधि तस्थुः ) સ્થિર થએલાં છે. ( ૨ ) ( ઋ. ૧।૧૬૪।૨, અથર્વ ૧૩।૩।૧૮ )

( इमं सप्तचक्रं रथं ) આ સાત ચક્રોવાળા રથની ઉપર ( ये सप्त अधि तस्थुः ) જે સાત રહે છે, તેને ( सप्त अश्वाः वहन्ति ) સાત ઘોડા ખેંચે છે. ( सप्त स्वसारः ) સાત બહેનો ( अभि सं नवन्ते ) જેની સાથે રહે છે, ( यत्र ) અને જ્યાં ( गवां सप्तनामा निहिता ) ગાયોના સાત યશ રહે છે. ( ૩ ) ( ઋ. ૧।૧૬૪।૩ )

---

ભાવાર્થ— આ અલૌકિક સુંદર દાતા પુરાણ પુરૂષનો વચલો ભાઇ જીવાત્મા ભોક્તા છે, અને તેનો એક ત્રીજો ભાઇ પણ છે જે પોતાની પીઠપર ઘૃતાદિ પોષક પદાર્થ ધારણ કરે છે. આ સંસાર છે, આ સ્થાનપર સર્વ પ્રજાઓનો પાલનહાર એક દેવ છે જેને સાત પુત્રો છે. ( ૧ )

को द॒दर्श प्र॒थ॒मं जाय॑मानमस्थ॒न्वन्त॑ं यद॑न॒स्था बिभ॑र्ति ।
भूम्या॒ असु॒रसृ॑गा॒त्मा क्व॑ स्वि॒त्को वि॒द्वांस॒मुप॑ गा॒त्प्रष्टु॑मे॒तत् ॥ ४ ॥
इ॒ह ब्र॑वीतु॒ य ई॑म॒ङ्ग वेदा॒स्य वा॒मस्य॒ निहि॑तं प॒दं वेः ।
शी॒र्ष्णः क्षी॒रं दु॑ह्रते॒ गावो॑ अस्य व॒व्रिं वसा॑ना उद॒कं प॒दापुः ॥ ५ ॥
पाकः॑ पृच्छामि॒ मन॒सावि॑जानन्दे॒वाना॑मे॒ना निहि॑ता प॒दानि॑ ।
व॒त्से ब॒ष्कयेऽधि॑ स॒प्त तन्तू॒न्वि त॑त्निरे क॒वय॒ ओत॒वा उ॑ ॥ ६ ॥
अचि॑कित्वांश्चि॒कितु॑षश्चि॒दत्र॑ क॒वीन्पृ॑च्छामि वि॒द्मनो॒ न वि॒द्वान् ।
वि यस्त॒स्तम्भ॒ षडि॒मा रजां॑स्य॒जस्य॑ रू॒पे किमपि॑ स्वि॒देक॑म् ॥ ७ ॥

---

(प्रथमं जायमानं) પ્રથમ પ્રગટ થનારને (कः ददर्श) કોણે જોયો છે? (यत् अनस्था अस्थन्वन्तं विभर्ति) જે હાડકાં વગરનો હોવા છતાં હાડકાવાળાને ધારણ કરે છે. (भूम्याः असु असृक् आत्मा क स्वित्) આ માટીની અંદર પ્રાણ, રક્ત અને આત્મા ક્યાં ભલા રહે છે? (कः विद्वांसं) કયો મનુષ્ય કયા જ્ઞાની પાસે (एतत् प्रष्टुं उपगात्) આ પૂછવા માટે ગયો? (૪) (ઋ. ૧।૧૬૪।૪)

હે (अंग) પ્રિય મનુષ્ય! (यः अस्य वामस्य वेः) જે આ પ્રિય સુપર્ણના (निहित पदं वेद) રાખેલા પગલાને જાણે છે. તે આવીને (इह ब्रवीतु) અહીં કહે. (गावः अस्य शीर्ष्णः) ગાયો, કિરણો તેના શિરોભાગથી, (क्षीरं दुहते) દૂધ, અમૃત દોહે છે, તેઓ (वव्रिं वसानाः) રૂપને ધારણ કરીને (पदा उदकं अपुः) પોતાના પદથી જળનું પાન કરે છે. (૫) (ઋ. ૧।૧૬૪।૭)

(पाकः) પરિપક્વ થનારો અને (मनसा अविजानन्) મનથી ન જાણનારો હું (देवानां एना निहिता पदानि) દેવતાઓએ રાખેલા આ પગલાંના વિષયમાં (पृच्छामि) પૂછું છું. (कवयः) કવિ લોકોએ (वष्कये वत्से अधि) વપેલા વાછડાપર (ओतवै उ) વણવાને માટે (सप्त तन्तून् वि तत्निरे) સાત તંતુઓને ફેલાવ્યા છે. (૬) (ઋ. ૧।૧૬૪।૫)

(अचिकित्वान् न विद्वान् चित्) અજ્ઞાની અને વિદ્યા ન જાણનારો હું (चिकितुषः विद्मनः कवीन् चित्) જ્ઞાની વિદ્વાન્ કવિઓથી પણ (पृच्छामि) પૂછું છું. (यः इमाः षट् रजांसि तस्तंभ) જે આ છ લોકોને આધાર આપે છે તે (अजस्य रूपे) અજન્માના રૂપમાં (किं अपि एकं स्वित्) એક કયું તત્વ છે? (૭) (ઋ. ૧।૧૬૪।૬)

---

આ એક ચક્રવાળા રથને સાત ઘોડા જોડેલા છે, પરંતુ વસ્તુતઃ સાત નામવાળો એકજ ઘોડો આ રથને ખેંચે છે. આ ત્રણ કેન્દ્રવાળા જરારહિત અવિનાશી ચક્રમાં આ સંપૂર્ણ ભુવનો રહેલાં છે. (૨)

આ સાત ચક્રોથી યુક્ત રથપર સાત વીર ઉભેલા છે, આ રથને સાત ઘોડા ખેંચી રહ્યા છે, આ રથપર સાત બહેનો પણ તેમની સાથે બેઠેલી છે, જ્યાં ગાયોની સાથે તેમના સાત પદ પણ વિરાજમાન છે. (૩)

સર્વથી પ્રથમ પ્રગટ થતી વખતે આ આત્માને કોણે જોયો છે? અહીં તો હાડકાં વગરનો આત્મા હાડકાવાળા શરીરને ધારણ કરે છે. આ પાર્થિવ શરીરમાં પ્રાણ, રક્ત અને આત્મા–મન ક્યાં રહે છે? કયા વિદ્વાનને મનુષ્ય તેના વિષે પૂછવા માટે જાય છે? (૪)

હે પ્રિય શિષ્ય! જે આ રમણીય સુપર્ણ–આત્માનું પરમપદ યથાવત્ જાણે છે તે જ આ વિષયમાં ઉપદેશ કરે. આ આત્માના મુખ્ય ભાગથી સંપૂર્ણ ગાયોમાં અમૃત જેવું દૂધ આવે છે. તે ગાયોમાં પાણી પીધા પછી લોકોને સુંદર રૂપ અને રસ આપવાનું સામર્થ્ય આવે છે. (૫)

माता पितरमृत आ बभाज धीत्यग्रे मनसा सं हि जग्मे ।
सा बीभत्सुर्गर्भरसा निविद्धा नमस्वन्त इदुपवाकमीयुः ॥ ८ ॥
युक्ता मातासीद्धुरि दक्षिणाया अतिष्ठद्गर्भो वृजनीष्वन्तः ।
अमीमेद्वत्सो अनु गामपश्यद्विश्वरूप्यं त्रिषु योजनेषु ॥ ९ ॥
तिस्रो मातृस्त्रीन्पितॄन्बिभ्रदेक ऊर्ध्वस्तस्थौ नेमव ग्लापयन्त ।
मन्त्रयन्ते दिवो अमुष्य पृष्ठे विश्वविदो वाचमविश्वविन्नाम् ॥ १० ॥

---

(माता पितरं ऋते आबभाज) માતા બાળકના પિતાને અર્થાત્ પોતાના પતિને સત્યધર્મમાં ભાગ આપે છે. (अग्रे धीती) પ્રારંભમાં બુદ્ધિથી અને (मनसा) મનથી તે (हि सं जग्मे) નિશ્ચયપૂર્વક સંગતિ કરે છે. (सा बीभत्सुः गर्भरसा निविद्धा) તે ભરણપોષણ કરનારી પોતામાં રસ ધારણ કરનારી વિદ્ધ થઈ છે. જે (नमस्वन्तः इत् उपवाकं इयुः) નમસ્કાર કરનારા ભક્ત નિશ્ચયથી તેની પ્રશંસા કરે છે. (૮) (ઋ. ૧।૧૬૪।૮)

(दक्षिणायाः धुरि माता युक्ता आसीत्) દક્ષિણામાંની ધુંસરીમાં માતા જોડાએલી હતી, તથા તેનો (गर्भः वृजनीषु अन्त अतिष्ठत्) વાછરડો તેની શક્તિઓમાં હતો. (वत्सः गां अनु अमीमेत्) વાછરડો ગાયને જોઈને તેના તરફ જાય છે અને (त्रिषु योजनेषु) ત્રણે યોજનાઓમાં (विश्वरूप्यं अपश्यत्) સંપૂર્ણ રૂપોને જુએ છે. (૯) (ઋ. ૧।૧૬૪।૯)

(एकः तिस्रः मातृः) એકલો ત્રણ માતાઓને અને (त्रीन् पितॄन्) ત્રણ પિતાઓને (बिभ्रत्) ધારણ કરતાં કરતાં (ऊर्ध्वः तस्थौ) સીધો ઉભો છે. તે તેને (न ईं अव ग्लापयन्त) ગ્લાનિને પ્રાપ્ત થવા દેતો નથી. (अमुष्य दिवः पृष्ठे) તે દ્યુલોકની પીઠપર વિરાજમાન થઈને (विश्वविदः) સર્વજ્ઞ લોકો (अ-विश्वविन्नां वाचं मन्त्रयन्ते) સર્વને ન સમજાય તેવા ગુઢ વચનનું મનન કરે છે. (૧૦) (ઋ. ૧।૧૬૪।૧૦)

---

હે ગુરુજી ! હું પરિપક્વ નથી, મનથી પણ કાંઈ જાણતો નથી, તેથી આપને દેવોએ રાખેલા પગલાના વિષયમાં પુછું છું. આપ એ વિષયમાં કહો ! કવિ લોકો જે સાત દોરા વસ્ત્ર વણવા માટે વાછરડા પર ફેલાવે છે તેનો આશય શું છે ? (૬)

હું અજ્ઞાની અને નિર્બુદ્ધ જેવો છું, તેથી આપના જેવા સુબુદ્ધ અને જ્ઞાનીને પ્રશ્ન પુછી રહ્યો છું. જેણે આ છ લોક ધારણ કર્યા છે તે અજન્મા આત્માનું એક સત્યસ્વરૂપ કયું છે ? (૭)

માતા પ્રકૃતિ પરમાત્મારૂપી પિતાને સત્યધર્મનો ભાગ સમર્પણ કરે છે અર્થાત્ સત્યધર્મ તેનો છે, એવું દર્શાવવામાં આવ્યું છે. સર્વ પ્રથમ બુદ્ધિ, કર્મ અને વિચારશક્તિનો સમન્વય થઇ ગયો જેનાથી તેની રચના થઇ ગઇ. આ પ્રકૃતિ સર્વનું પોષણ કરવામાં સમર્થ છે, તેનામાં સર્વ પ્રકારના ઉત્તમ પોષક રસ છે, ભક્ત નમસ્કારપૂર્વક તેની ભક્તિ કરે છે, તેઓ નિશ્ચયપૂર્વક તેની પ્રશંસા કરવા લાગે છે. (૮)

માતા આ યજ્ઞરૂપ રથમાં પ્રમુખસ્થાને નિયુક્ત થએલ છે, તેનું ગર્ભધારણ અનેક શક્તિઓથી થાય છે. જ્યારે તેઓ જન્મે છે ત્યારે ગાયની પાછળ પાછળ ચાલે છે, અને મોટા થઇને પૂર્વે કહેલાં ત્રણ કેન્દ્રોમાં સર્વ વિશ્વનું રૂપ રહેલું છે તે વાત જુએ છે. (૯)

એકલો એક પોતાની ત્રણે માતાઓ અને ત્રણે પિતાઓને ધારણ કરતો કરતો સીધો ટટાર ઉભો રહે છે. તેને કોઇ ગ્લાનિ ઉત્પન્ન કરી શકતું નથી. અન્તમાં તેને એ વાતનું જ્ઞાન થાય છે કે દ્યુલોકની ઉપર સર્વજ્ઞલોક ગુપ્તમંત્રોનો વિચાર કરે છે. (૧૦)

पञ्चारे चक्रे परिवर्तमाने यस्मिन्नातस्थुर्भुवनानि विश्वा ।
तस्य नाक्षस्तप्यते भूरिभारः सनादेव न च्छिद्यते सनाभिः ॥ ११ ॥
पञ्चपादं पितरं द्वादशाकृतिं दिव आहुः परे अर्धे पुरीषिणम् ।
अथेमे अन्य उपरे विचक्षणे सप्तचक्रे षडर आहुरर्पितम् ॥ १२ ॥
द्वादशारं नहि तज्जराय वर्वर्ति चक्रं परि द्यामृतस्य ।
आ पुत्रा अग्ने मिथुनासो अत्र सप्त शतानि विंशतिश्च तस्थुः ॥ १३ ॥
सनेमि चक्रमजरं वि वावृत उत्तानायां दश युक्ता वहन्ति ।
सूर्यस्य चक्षू रजसैत्यावृतं यस्मिन्नातस्थुर्भुवनानि विश्वा ॥ १४ ॥

( यस्मिन् परिवर्तमाने पञ्चारे चक्रे ) जे पांच आरावाळा फरता चक्रमां ( विश्वा भुवनानि आतस्थुः ) सर्व विश्वना भुवनो रहेलां छे. ( तस्य भूरि भारः अक्षः न तप्यते ) ते चक्रनो घणो भारवाळो अक्षदंड जरा पण तपतो नथी, अने ( सनात् एव सनाभिः न छिद्यते ) चिरकाळथी केन्द्रस्थान पर होवा छतां छिन्नभिन्न थतो नथी. ( ११ ) ( ऋ. १।१६४।१३ )

( पञ्चपादं द्वादशाकृतिं पितरं ) पांच पगवाळो अने बार आकारवाळो पिता ( दिवः परे अर्धे पुरीषिणं आहुः ) द्युलोकना दूरना अर्धा भागमां छे एम कहे छे. ( अथ इमे अन्ये आहुः ) अने वळी बीजाओ कहे छे के ते ( उपरे विचक्षणे ) अति विलक्षण ( सप्त चक्रे षडरे अर्पितं ) सात चक्रवाळा अने छ आरावाळा चक्रमां रहे छे. ( १२ ) ( ऋ. १।१६४।१२ )

( द्वादशारं तत् चक्रं ) बार आरावाळुं ए चक्र ( नहि जराय ) जीर्ण थतुं नथी ते ( ऋतस्य द्यां परि वर्वर्ति ) सत्यना द्युलोकपर घूमे छे. हे ( अग्ने ) अग्नि ! ( अत्र सप्त शतानि विंशतिः च ) अहीं सातसो वीस ( मिथुनासः पुत्राः आ तस्थुः ) जोडका पुत्रो रहेला छे. ( १३ ) ( ऋ. १।१६४।११ )

( सनेमि अजरं चक्रं ) परिधवाळुं अविनाशी चक्र ( वि-वावृते ) विशेष रीतिथी घूमी रह्युं छे. ( उत्तानायां दश युक्ताः वहन्ति ) तणाएली धूरामां दश जोडेलाओ खेंची रह्या छे. ( सूर्यस्य रजसा आवृतं चक्षुः ) सूर्यना रजथी व्याप्त थएली आंखो. ( एति ) चाले छे. ( यस्मिन् विश्वा भुवना आतस्थुः ) जेनामां सर्व भुवनो रहेलां छे. ( १४ ) ( ऋ. १।१६४।१४ )

पांच आरावाळा सतत फरता चक्रमां सर्व भुवनो समाएलां छे तेनो घणो भारे अक्षदंड सतत फरतो होवा छतां पण ते तपतो नथी अथवा चिरकाळथी चक्रना मध्यबिन्दुमां फरतो होवा छतां पण तूटतो नथी. ( ११ )

पिताने पांच पग छे, तेने बार रूप छे, अने ते द्युलोकना दूरना अर्धा भागमां रहे छे, एवुं एक प्रकारना लोको तेनुं वर्णन करे छे, परंतु केटलाये बीजा ज्ञानी तेनुं एवुं वर्णन करे छे के ते अति विलक्षण छ आरावाळा सात चक्रोमां रहे छे. ( १२ )

बार आरावाळुं ते चक्र कदी क्षीण थतुं नथी, ते सत्यमय द्युलोकमां वारंवार फर्या करे छे, तेमां सातसोवीस जोडा बाध तेना पुत्रो विराजमान छे, ( १३ )

आ परिधवाळुं नाशरहित चक्र वारंवार फरे छे. आ रथनी तणाएली धूंसरीमां जोडेला दश घोडाओ रथने खेंचे छे, जेथी सर्व भुवनो स्थिर थएलां छे. ते सूर्यनां चक्षुरजथी व्याप्त थएलां छे. ( १४ )

स्त्रियः सतीस्ताँ उ मे पुंस आहुः पश्यदक्षण्वान्न वि चेतदन्धः ।
कविर्यः पुत्रः स ईमा चिकेत यस्ता विजानात्स पितुष्पितासत् ॥ १५ ॥
साकंजानां सप्तथमाहुरेकजं षडिद्यमा ऋषयो देवजा इति ।
तेषामिष्टानि विहितानि धामश स्थात्रे रेजन्ते विकृतानि रूपशः ॥ १६ ॥
अवः परेण पर एनावरेण पदा वत्सं बिभ्रती गौरुदस्थात् ।
सा कद्रीची कं स्विदर्धं परागात्क्व स्वित्सूते नहि यूथे अस्मिन् ॥ १७ ॥
अवः परेण पितरं यो अस्य वेदावः परेण पर एनावरेण ।
कवीयमानः क इह प्र वोचद्देवं मनः कुतो अधि प्रजातम् ॥ १८ ॥

---

( स्त्रियः सतीः ) તે સ્ત્રીઓ હોવા છતા પણ ( तान् उ मे पुंस आहुः ) તેઓને પુરુષ છે એમ તેમણે મને કહ્યું છે. તે વાત ( अक्षणवान् पश्यत ) આંખવાળો જોઇ શકે છે. પરંતુ ( अन्धः न विचेदत् ) આંધળો તેને જાણતો નથી. ( यः कविः पुत्रः ) જે પુત્ર કવિ છે. ( सः आ ई चिकेत ) જે તેને બહુ જ સારી રીતે જાણે છે. ( यः ताः विजातात् ) જે તેને જાણે છે ( सः पितुः पिता असत् ) તે પિતાનો પણ પિતા હોય છે. ( ૧૫ ) ( ઋ ૧।૧૬૪।૧૬ )

( साकंजानां सप्तथं एकजं आहुः ) સાથે જન્મેલાઓમાં સાતમો એક જ જીવે છે એમ કહે છે. ( षट् इत् यमाः ) જે છ નિશ્ચિયથી જોડેલો છે, તેઓ ( देवजाः ऋषयः इति ) દેવોથી ઉત્પન્ન થએલા ઋષિઓ છે ( तेषां धामशः ) તેમને માટે સ્થાનથી, ( इष्टानि विहितानि ) ઇષ્ટ વાતો બનાવેલી છે. ( स्थात्रे रूपशः विकृतानि रेजन्ते ) સ્થિર રહેનારાઓમાના એકને માટે આકારથી વિકૃત બનીને કંપે છે. ( ૧૬ ) ( ઋ. ૧।૧૬૪।૧૫ )

( एना गौः ) આ ગાય ( अवः परेण ) નિમ્નસ્થાનના દૂરના પદથી અને ( परः अवरेण ) દૂરના ને નજીકવાળા ( पदा ) પગલાથી ( वत्सं बिभ्रती ) વાછરડાને ધારણ કરતી કરતી ( उत् अस्थात् ) ઉપર ઉભી થાય છે. ( सा कद्रीची ) તે કયાંથી આવે છે, અને ( कं स्वित् अर्धं परा अगात् ) કયા અર્ધ ભાગ પાસે જાય છે તે ( क्व स्वित् सूते ) કયાં પ્રસુત થાય છે ? ( अस्मिन् युथे न ) આ સંઘમાં તો થતી નથી. (૧૭) ( ઋ ૧।૧૬૪।૧૭ )

( परेण अवः अस्य पितरं ) ઉપરથી નીચે સુધી તેના પિતાને ( यः वेद ) જે જાણે છે તથા ( परेण अवः एना अवरेण परः ) દૂરથી નીચે સુધી અને નીચેથી ઉપર સુધી જે જાણે છે. ( कवीयमानः कः इह प्रवोचत् ) કવિની સમાન આચરણ કરવાવાળો કોણ અહીં કહેશે ? ( देव मनः कुतः अधिजातं ) દૈવીશકિત-થી યુકત મન કયાંથી પ્રગટ થયું છે ? ( ૧૮ ) ( ઋ. ૧।૧૬૪।૧૮ )

---

વસ્તુતઃ સ્ત્રીઓ હોવાછતાં પણ તેને પુરુષ કહે છે. કારણ કે જેની આંખો સારી હશે તે જ જોઇ શકશે આંધળાને આ નહિ દેખાય. તેઓમાં જે કવિ હશે તે આ સત્ય વાત જાણી શકશે, અને જે જાણે છે તે પિતાનો પણ પિતા બની જાય છે ( ૧૫ )

એક સાથે સાત ઉત્પન્ન થયા છે. તેઓમાંનો એક એવો છે કે જે એકલો જન્મેલો છે, તેઓમાંના ૭ જોડેલા છે, તેને દેવતાઓથી ઉત્પન્ન થએલ ઋષિ કહેવામાં આવે છે, તેનું પ્રત્યેક સ્થાનમાંથી ઇષ્ટ કરવુ યોગ્ય છે. એક જે હમેશા રહેનારો છે તેને માટે આકારથી બનાવેલા વિવિધ પદાર્થ કંપ ઉત્પન્ન કરે છે. ( ૧૬ )

ये अर्वाञ्चस्ताँ उ पराच आहुर्ये पराञ्चस्ताँ उ अर्वाच आहुः ।
इन्द्रश्च या चक्रथुः सोम तानि धुरा न युक्ता रजसो वहन्ति ॥ १९ ॥
द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परि षस्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्न्यो अभि चाकशीति ॥ २० ॥
यस्मिन्वृक्षे मध्वदः सुपर्णा निविशन्ते सुवते चाधि विश्वे ।
तस्य यदाहुः पिप्पलं स्वाद्वग्रे तन्नोन्नशद्यः पितरं न वेद ॥ २१ ॥
यत्रा सुपर्णा अमृतस्य भक्षमनिमेषं विदथाभिस्वरन्ति ।
एना विश्वस्य भुवनस्य गोपाः स मा धीरः पाकमत्रा विवेश ॥ २२ ॥

( ये अर्वाञ्च ) જે અહીંના છે ( तान् उ पराचः आहुः ) તેમને દૂરના કહેવામાં આવે છે તથા ( ये पराञ्चः तान् उ ) જે દૂરના છે તેમને ( अर्वाचः आहुः ) નજીકના તરીકે કહેવામાં આવે છે, હે ( सोम ) સોમ ! તું અને ( इन्द्रः च ) ઇન્દ્ર ( या चक्रथुः ) જેની રચના કરે છે. ( तानि ) તેને ( धुरा युक्तान् ) ધૂંસરીને જોડેલા હોય તેમ ( रजसः वहन्ति ) લોકોમાં ખેંચે છે. ( ૧૯ ) ( ઋ. ૧।૧૬૪।૧૯ )

( द्वा सुपर्णा ) બે ઉત્તમ પાંખોવાળા પક્ષી છે. તેઓ ( सयुजा सखाया ) સાથે રહેનારા મિત્ર છે. તેઓ ( समानं वृक्षं परिषस्वजाते ) એક જ વૃક્ષ પર મળીને રહે છે. ( तयोः अन्यः ) તેઓમાંનો એક ( स्वादु पिप्पलं अत्ति ) મધુર ફળ ભક્ષણ કરે છે, ( अन्यः अनश्नन् ) બીજો ખાતો નથી. ( अभि चाकशीति ) ચમકે છે. ( ૨૦ ) ( ઋ. ૧।૧૬૪।૨૦ )

( यस्मिन् वृक्षे ) જે વૃક્ષપર ( मध्वदः सुपर्णाः ) મધુર રસ ખાનારો પક્ષી ( निविशन्ते ) નિવાસ કરે છે અને ( विश्वे अधि सुवते ) સર્વ સંતાન ઉત્પન્ન કરે છે. ( तस्य यत् अग्रे स्वादु पिप्पलं आहुः ) તેનું પ્રારંભમાં જે મધુર ફળ છે એમ કહે છે ( तत् न उत् नशत् ) તે તેને મળતું નથી. ( यः पितरं न वेद ) જે પિતાને જાણતો નથી. ( ૨૧ ) ( ઋ. ૧।૧૬૪।૨૨ )

( सुपर्णाः ) આ પક્ષી ( यत्र अमृतस्य भक्षं ) જ્યાં અમૃતનું અન્ન ( विदथाभिः अनिमेषं अभिस्वरन्ति ) જ્ઞાનપૂર્વક વિશ્રામ ન લેતાં એક સ્વરથી પ્રાપ્ત કરે છે. ( एना विश्वस्य भुवनस्य गोपाः ) તે સર્વ ભુવનોનો રક્ષક ( सः धीरः ) ધૈર્યશાળી ( अत्र मा पाकं आविवेश ) અહીં હું જે પરિપક્વ થઇ રહ્યો છું તે મારામાં પ્રવિષ્ટ થાય છે ( ૨૨ ) ( ઋ. ૧।૧૬૪।૨૧ )

આ ગાય પોતાના દૂરના પગલાથી નજીકના અને નજીકના પગલાથી દૂરના બચ્ચાંનું પારણપોષણ કરે છે આ કયાંથી આવી ગઇ ? કયાં અર્ધા ભાગથી પાસે પહોંચે છે, કયા બાળકોને જન્મ આપે છે તે જાણવું જોઇએ. તે આ સંઘમાં તો રહેતી નથી જ. ( ૧૭ )

દૂરથી નજીક તેના પિતાને જે જાણે છે તે સર્વને નીચેથી ઉપર સુધી અને ઉપરથી નીચે સુધી જાણે છે. કવિ તેને જાણીને અહીં આવીને કહી જશે ? અમારું દૈવીશક્તિથી યુક્ત મન કયાંથી પ્રગટ થયું છે ? ( ૧૮ )

જે અહીંના હોય છે, તેઓ દૂરના છે એમ કહે છે, અને જે દૂરના હોય છે તેમને સમીપના માને છે. સોમ અને ઇન્દ્ર અહીંની સર્વ રચના કરે છે. તેઓ સર્વ આ વિશ્વની ધૂરામાં જોડાઇ જઇને સંપૂર્ણ લોકોને ચલાવે છે. ( ૧૯ )

બે આત્મા છે. તેઓ બન્ને એક સાથે રહેલા એક બીજાના મિત્ર છે. તેઓ બન્ને આ સંસારરૂપી વૃક્ષપર હળીમળીને રહે છે. તેઓ માંનો એક આ સંસારવૃક્ષનું મીઠું ફળ ખાય છે અને બીજો ભોગ ન કરતાં પણ કેવળ ચમકતો રહે છે. ( ૨૦ )

આ સંસારરૂપી વૃક્ષપર મીઠાં ફળ ખાનારા અનંત આત્મારૂપી પક્ષી નિવાસ કરે છે, તેઓ સર્વ અહીં સંતાન ઉત્પન્ન કરે છે, તેઓમાંનો જે પોતાના પિતાને જાણતો નથી તેને સામેનું મીઠું ફળ પણ મળતું નથી. ( ૨૧ )

આ સર્વ આત્મારૂપી અનંત પક્ષી અમૃતનાં ફળ ખાવાની ઇચ્છાથી આરામ ન કરતાં જ્ઞાનપૂર્વક જાહેર કરે છે. સંપૂર્ણ ભુવનોનો રક્ષક તે ધૈર્યશાળી પરમાત્મા આ જગતમાં મારા જેવા અપરિપક્વમાં અર્થાત્ પ્રત્યેક પ્રાણીમાં પ્રવિષ્ટ થએલો છે. ( ૨૨ )

# એક વૃક્ષપર બે સુપર્ણ

### જીવાત્મા, પરમાત્મા અને સંસાર

આ સૂકતમાં અધ્યાત્મવિદ્યાનો ઉત્તમ વિચાર થયો છે. ઋગ્વેદમાં ( ૧।૧૬૪ ) માં આ સૂકત છે, તેમાં આ સૂકતના ૫૧ મંત્રો છે. ઋગ્વેદના એક જ સૂકતના આ બે ભાગ કરીને અથર્વવેદમાં કાંડ નવમાં નવમું અને દશમું એવાં બે સૂકતો બનાવેલાં છે. નવમા સૂકતના ૨૨ મંત્રો છે અને દસમા સૂકતના ૨૮ મંત્રો છે. આ બંને સૂકતોના મળીને ૫૦ મંત્રો બને છે. પૂર્વોકત ઋગ્વેદ ૧।૧૬૪ ના ૫૨ મંત્રો છે. કેટલાકમાં પાઠ ભેદ, મંત્રક્રમ ભેદ અને મંત્રોની ન્યૂનાધિકતા છે, તો પણ સર્વસાધારણ રીતે એમ કહી શકાય કે તે ઋગ્વેદસૂકતના આ અથર્વવેદના બે સૂકતો બન્યા છે. અથર્વવેદમાં ઋગ્વેદના ઘણાં સૂકતો છે તેઓમાંનું આ એક છે.

ઋગ્વેદના આ સૂકતના પહેલા ૨૨ મંત્ર થોડા ક્રમભેદથી અહીં આપેલા છે. અને આગળના મંત્રોનુ તે પછીનું સૂકત બનેલું છે.

આ સૂકતમાં જીવાત્મા, પરમાત્મા અને સંસારવૃક્ષનું ઉત્તમ વર્ણન છે. વેદનો જે ઉત્તમ વિષય છે તે જ આ છે. જે બ્રહ્મવિદ્યા અથવા આત્મવિદ્યા કહેલી છે તે આવા જ સૂકતોમાં કહેલી છે. આ ગુપ્તવિદ્યા છે, તેની વ્યંગ્ય શબ્દોની યોજના દ્વારા આ આધ્યાત્મવિદ્યા અહીંયાં કરેલી છે, સ્પષ્ટ શબ્દોમાં કહેલી નથી, આ જ કારણને લીધે મંત્રોના શબ્દોથી સ્પષ્ટ બોધ થતો નથી, પરંતુ ઉંડો અને સૂક્ષ્મ વિચાર કરવાથી જ તેનો બોધ અથવા જ્ઞાન થવા માંડે છે આ સૂકતનો વિચાર કરવા માટે અંતિમ મંત્રોનો વિચાર સર્વથી પ્રથમ કરવો જોઇએ. તેનું કારણ એ છે કે આ ત્રણ મંત્રોમાં જે વાત કહેવાની છે તે વધારે સ્પષ્ટ શબ્દો દ્વારા વ્યકત કરવામાં આવી છે. તેથી આ ત્રણ મંત્રોનો વિચાર અમે અહીં પ્રથમ કરીએ છીએ—

**द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।**
( મં. ૨૦ )

આ મંત્રનો વ્યકત અર્થ છે કે, " બે ઉત્તમ પાંખોવાળા પક્ષી સાથે સાથે રહેનારા, પરસ્પરના મિત્ર છે અને તે બંને એક જ વૃક્ષ પર એકબીજાને આલિંગન દઈને રહે છે. " અહીં જે પક્ષીઓનું વર્ણન છે તે માત્ર બે જ નથી પરંતુ પાછલા મંત્રમાં કહ્યું છે તે પ્રમાણે ( **मध्वदः सुपर्णाः** ) મીઠાં ફળોનો ભોગ કરનારાં પક્ષી ઘણાં છે, અસંખ્ય છે, અનંત છે. અહીં ( **मधु-अदः** ) મીઠાં ફળોનો ભોગ કરનારાં પક્ષી અનંત છે એમ કહ્યું છે, પરંતુ બીજો પક્ષી મીઠાં ફળ ખાવાનો ઇચ્છુક નથી, અને જે માત્ર તેનો હંમેશનો સાથી છે. તે ( **अभिचाकशीति** ) પ્રકાશે છે પરંતુ ( **अन्-अश्नन्** ) ભોગ કરતો નથી. આ પક્ષી માત્ર એક જ છે. આ આખા વૃક્ષપર ભોગ કરનારાં પક્ષીઓ અનંત છે પરંતુ ભોગ ન કરનારો પક્ષી એક જ છે, તો પણ આ એક જ હોવા છતાં સર્વ અન્ય ભોગી પક્ષીઓને એવું પ્રતીત થાય છે કે આ અમારો ( **सयुज् सखा** ) સાથી-મિત્ર છે. આ પક્ષી એક હોવા છતાં પણ સર્વની સાથે રહે છે અને સર્વનો પ્રિય મિત્ર

*

બની રહે છે આ વાત કેમ બનતી હશે તેનો વિચાર કરીને સમજી લઇએ

આ વૃક્ષ ' સંસારવૃક્ષ ' જ છે આ સંસારવૃક્ષપર ઘણા ફળ લાગે છે કેટલાએ પાકે છે અને કેટલાએ કાચા પણ રહે છે આ સંસારવૃક્ષપર એક પરમાત્મા સર્વત્ર વ્યાપક બનીને રહે છે આ સંસારવૃક્ષની પ્રત્યેક શાખાપર તે વિરાજમાન છે તે સંસારવૃક્ષનું એકપણ ફળ ખાતો નથી, પરંતુ પોતાના તેજથી ચમકતો રહે છે, કારણ કે તેના જેવું તેજ બીજા કોઈનું નથી

આ સંસારવૃક્ષપર મીઠા ફળ ખાવાની ઇચ્છાવાળા જીવાત્મા હમેશાં રહે છે તેમના વિષયમા આ પ્રમાણે વર્ણન છે—

**यस्मिन् वृक्षे मध्वदः सुपर्णा निविशन्ते सुवते चाधि विश्वे ॥** ( મં ૨૧ )

" આ સંસારવૃક્ષપર મીઠાં ફળ ખાનારા અનંત પક્ષીઓ નિવાસ કરે છે, અહીં પોતાની સંતાનવૃદ્ધિ કરે છે અને બધા જ આ વૃક્ષપર રહે છે " આ પક્ષીઓ નિ:સંદેહ જીવાત્મા જ છે કારણ કે આ જીવાત્મા વારંવાર જન્મેલ છે, સુખભોગની લાલસા ધારણ કરે છે, સંસારમાં રહે છે અને સંતાન ઉત્પન્ન કરે છે. આ જીવાત્મા—

**तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभि चाकशीति ।** ( મં ૨૦ )

" તેઓમાનો એક મીઠા ફળ ખાય છે પરંતુ બીજો ફળ ભોગ ન કરતા કેવળ પ્રકાશે છે " મીઠાં ફળ ખાનારો જીવ આત્મા છે અને ફળભોગ ન કરનારો પરમાત્મા છે તેનું વર્ણન વેદમા બીજે ઠેકાણે આ પ્રમાણે આવેલું છે—

**अकामो धीरो अमृतः स्वयम्भू रसेन तृप्तो न कुतश्चनोनः । तमेव विद्वान् न बिभाय मृत्योरात्मानं धीरमजरं युवानम् ॥** ( અથર્વ ૧૦।૮।૪૪ )

" જે ગની કામના રહિત, ધૈર્યવાન, અમર, સ્વયંભૂ રસથી તૃપ્ત, કોઇ પણ ઠેકાણે ન્યૂન નહિ, જરારહિત તરૂણ એવા આ પરમ આત્માને જાણવાથી મૃત્યુનો ભય દૂર થાય છે " આ પરમાત્મા " અકામ " હોવાને કારણે ફળભોગ ન કરતો નથી, પરંતુ તેનો મિત્ર જીવાત્મા સકામ હોવાને કારણે હમેશાં મીઠાં ફળ ખાવાની ઇચ્છા કરે છે, તો પણ તેને હમેશાં મીઠા ફળ મળે જ છે એવો કોઇ નિયમ નથી, તે જેવા કર્મ કરે છે તેને અનુસાર તેને મીઠા અથવા કડવા ફળ મળતા રહે છે અને જે મળે છે તેનો ઉપભોગ તે કરતો રહે છે

જીવાત્મા તેમજ પરમાત્મા " **स-युज्** " અર્થાત્ એક બીજા સાથે લાગેલા છે, તેમની વચ્ચે બીજા કોઇ સ્થાનનું અંતર નથી, જે સ્થાનમા એક છે તે જ સ્થાનમા તેની સાથે બીજો છે જીવાત્મા ( **मध्वदः सुपर्णाः** ) મીઠા ફળ ભોગવનારા આ જીવ અનંત છે, અનંત હોવાને કારણે તેમનો આકાર અણુ જેવો છે, અર્થાત્ તેઓ નાના નાના પરિછિન્ન છે, પરંતુ પરમાત્મા પ્રત્યેકની સાથે સમાન રીતે હોવાને કારણે વિભુ ( **न कुतश्चन ऊनः** ) સર્વવ્યાપક અને કોઇ પણ ન્યૂન નહિ એવો છે, આ પરમાત્મા દરેકમાં વ્યાપક છે તેનું વર્ણન જુઓ—

**एना विश्वस्य भुवनस्य गोपाः स मा धीरः पाकमत्रा विवेश ।** ( મં. ૨૨ )

આ સંપૂર્ણ ભુવનોનો રક્ષક ધૈર્યશાળી પરમાત્મા મારા જેવા અપરિપક્વ જીવમાં પણ પ્રવિષ્ટ થયો છે ' જેવો તે મારામા છે તેવો જ તે સર્વમા સમાએલો છે, સર્વવ્યાપક હોવાથી તે સર્વની સાથે હળીમળીને રહે છે આ પ્રમાણે આ પરમાત્મા એક સર્વવ્યાપક અને સર્વત્ર પરિપૂર્ણ છે, અને જીવાત્મા અનેક ભાગોમાં વેંહચાયેલો, અપૂર્ણ અને ભોગી છે તેથી તેની હમેશા ઇચ્છા રહે છે કે—

**सुपर्णा अमृतस्य भक्षमनिमेषं विदथाभिस्वरन्ति ।** ( મં ૨૨ )

" આ જીવાત્મા અમૃતનું અન્ન હમેશા પ્રાપ્ત કરવાને માટે બુમો પાડ્યા જ કરે છે " આ જીવાત્માઓની જો કોઇ માગણી હોય તો તે " અમૃત જોઇએ છે " એવી એક જ માગણી છે, મને એવો અન્નભોગ જોઇએ કે જેનાથી હું નિરોગી બની અમર બનુ એજ માગણી દરેકની હોય છે પાઠક આ જગતમાં જોશે તો જણાશે કે પ્રત્યેક જીવની આ જ માગણી છે, એ વાત પ્રત્યક્ષ જણાઇ આવશે પ્રત્યેક મનુષ્ય અને પ્રાણીની આ જ માગણી છે અને તેના પ્રયત્નો પણ તે માટે જ છે મને હમેશા ટકે એવું સુખ જોઇએ છે માટે જ આ પ્રયત્નો થઇ રહ્યા છે સુખની તેને ઇચ્છા છે જ્યારે દુઃખની તેને અનિચ્છા છે, પરંતુ દુઃખ મળે છે અને સુખ દૂર થતુ જાય છે તેથી પણ સ્પષ્ટ થાય છે કે તેની નિયામક શક્તિ કોઇ જુદી જ છે.

આ જીવાત્મા પરમાત્માની સાથે રહે છે, તેની નજીક છે, અત્યંત નજીક છે, જીવાત્મા પરમાત્મા ( **परिषस्वजाते** ) એક બીજાને જાણેકે આલિંગન આપીને રહે છે, અથવા તેથી પણ આગળ વધીને ( **आविवेश** ) જીવાત્મામાં પરમાત્મા છે. પરમાત્મા તેના આટલો નજીક હોવા છતાં જીવાત્મા પરમાત્માને જાણે જ છે એવી કોઇ વાત નથી અને પરમાત્માને, પોતાના પરમપિતાને ન જાણવાથી તેનું સુખ દૂર જતું રહે છે. આ ઉદ્દેશ્યથી જ આ વાત કહી છે—

**यस्य यद्वाहुः पिप्पलं स्वाद्वग्रे तन्नोन्नशद्यः पितरं न वेद ।** ( મં. ૨૧ )

" જે પોતાના પિતાને જાણતો નથી તેની પાસે મીઠાં ફળ હોય તો પણ તે તેને માટે નષ્ટ થઇ જાય છે. " દરેકની પાસે મીઠાં ફળો હોય જ છે, પરંતુ તે ફળો તેને પ્રાપ્ત થાય છે જે પોતાના પિતાને જાણે છે, જે જાણતો નથી તેની પાસે ફળ હોવા છતાં પણ તે ભોગવી શકતો નથી. જીવાત્મા અને પરમાત્મા આટલા નજીક હોવા છતાં પણ અને પરમાત્મા આટલો હિતકારી મિત્ર તદ્દન સાથે રહેવા છતાં પણ આ જીવ તે પરમપિતાને જાણતો નથી અને દુઃખ ભોગવતો રહે છે. એથી વધારે શોકની વાત બીજી કઇ હોઇ શકે ? જીવાત્મા પરમાત્માને જાણી શકે છે અને જાણીને પરમસુખ પણ નિશ્ચયપૂર્વક પ્રાપ્ત કરી શકે છે, પરંતુ અફસોસ એ છે કે કેટલાક જીવાત્મા એવા હોય છે કે આ જ્ઞાનને પ્રાપ્ત કરવા માટે યત્ન પણ કરતા નથી, અને દુઃખ ભોગવીને ત્રાસ ભોગવે છે. મનુષ્ય આટલી નજીક રહેલાને જાણતો નથી પરંતુ આ સૃષ્ટિમાં દૂર સ્થિત પદાર્થોને જાણવાનો પ્રયત્ન કરે છે એવી તેની વિપરીત બુદ્ધિ છે. જુઓ—

**ये अर्वाञ्चस्तां उ परा च आहुर्ये पराञ्चस्तां उ अर्वाच आहुः ।** ( મં. ૧૯ )

" જે પાસે છે તે તેને દૂરનો જણાય છે અને જે દૂરના છે તેને નજીકના છે એમ જણાય છે, " આ મિથ્યા જ્ઞાન તેના દુઃખનું કારણ છે. પરમાત્મા આટલો નજીકમાં નજીક હોવા છતાં પણ તે તેને ઘણો દૂર જણાય છે અને જગતના ભોગ બહુ દૂર હોવા છતાં તે તેને નજીક જણાય છે. તેથી તે પરમાત્માને જાણવાનો પ્રયત્ન કરતો નથી, અને જગતના ભોગ પ્રાપ્ત કરવામાં તત્પર રહે છે, પરંતુ તેથી એમ થાય છે કે પોતાના પિતાને ન જાણવાથી તેને કોઇ પણ પ્રકારનું સુખ પ્રાપ્ત થતું નથી, અને વારંવાર દુઃખના ચક્કરમાં ફસાઇ જાય છે. તેથી—

**अवः परेण पितरं यो अस्य वेदावः परेण पर एना वरेण ।** ( મં. ૧૮ )

" પોતાનો પિતા નીચેથી ઉપર સુધી વ્યાપ્ત થએલો છે એમ જે જાણે છે " તે નિઃસંદેહ સુખનો ભાગી થઇ શકે છે. પરમપિતા પરમાત્માની શક્તિ વિશાળ છે, તે આપણો સાચો સાથી અને મિત્ર છે, તે મારો સાથી છે, સદાહિતકર્તા છે, તે મારી અંદર છે, તે નિષ્કામ, અકામ અને સદા તૃપ્ત હોવા છતાં તે મારી અંદર છે આ વાત જે જાણે છે તે જ સાચા સુખનો ભાગીદાર છે. આ પરમપિતાનું જ્ઞાન પ્રાપ્ત થવા માટે પોતાનું મન દિવ્યશક્તિથી યુક્ત અથવા પવિત્ર હોવું જોઇએ. આ મન—

**देवं मनः कुतो अधि प्रजातम् ।** ( મં. ૧૮ )

" આ મન કેવી રીતે દિવ્ય બની શકે છે ? " રાક્ષસી મન તો દરેકનું બની શકે છે. વિશેષ સ્વાર્થથી તો મનમાં રાક્ષસીવૃત્તિ પણ આવી શકે છે, પરંતુ દિવ્યભાવ મનમાં કેવી રીતથી આવી શકે છે ? એનો વિચાર દરેક મનુષ્યે કરવો જોઇએ. કારણ કે મનુષ્ય દેવ બને કે રાક્ષસ બને તે કેવળ મનની આ અવસ્થાપર જ નિર્ભર છે. આ મનને દેવ બનાવવા માટે કેવો ઉપાય યોજવો જોઇએ. તેનો વિચાર—

**कचीयमानः क इह प्रवोचत् ।** ( મં. ૧૮ )

" કયો શ્રેષ્ઠ વિદ્વાન અહીં આવીને અમને કહેશે ?" એવી ચિંતા દરેકે કરવી જોઇએ અને જે વિદ્વાન આ પ્રકારનો ઉપદેશ કરવામાં સમર્થ હશે તેની પાસે જઇને આ વિદ્યા ગ્રહણ કરવી જોઇએ તથા તેનું અનુષ્ઠાન કરીને આપણું મન સુસંસ્કારોથી તથા દૈવીગુણોથી યુક્ત કરવું જોઇએ. જેનું મન દિવ્યગુણોથી યુક્ત થાય છે અને જેના મનથી રાક્ષસી ભાવ ખરેખર નષ્ટ થઇ જાય છે, તે આજે પોતાના પિતાને પોતાની અંદર પ્રવિષ્ટ થએલા જોઇ શકશે અને પરમસુખના ભાગી બની શકશે. આ પ્રકારે અહીં ગુરૂની તપાસ કરવાની સૂચના કરવામાં આવે છે.

આટલા વિવરણથી પાઠકોને જાણ થઇ ગઇ હશે કે એક વિભુ-પરમાત્મા, બીજો પરિચ્છિન્ન જીવાત્મા અને ત્રીજો આ સંસાર એ ત્રણ પદાર્થ અહીં કહેલા છે. તેમાં જીવાત્મા અને પરમાત્મા આત્મા હોવાથી એક સરખા છે. પરંતુ ત્રીજો સંસારવૃક્ષ જીવાત્માને ભોગ-વિલાસ આપવાના કાર્યમાં ઉપયુક્ત છે. આ ત્રણનું વર્ણન આ સૂક્તના પ્રારંભિક મંત્ર-

मां એક નવી જ રીતથી આપવામા આવ્યુ છે જુઓ—

**अस्य वामस्य पलितस्य होतुस्तस्य भ्राता मध्यमो अस्त्यश्नः ।** ( મ ૧ )

" એક દાતા સુદર પુરાણુ પુરૂષ છે અને તેનો વચ્ચેનો ભાઇ ભોકતા છે " અહીં બે પદાર્થોનું વર્ણન છે પહેલો ( **पलित** ) અતિવૃદ્ધ પુરાણુ પુરુષ છે, તેને માટે ' **वृद्ध, स्थाविर पलित पुराण** ' વગેરેનામો સ્થળે સ્થળે વપરાએલા છે તો પણ આ **युवा** " ( અ ૧૦।૮।૧૪૪ ) પણ છે અર્થાત્ સર્વથી પહેલા આદિકાળથી મોજુદ હોવાથી તે પુરાણુ છે, પરતુ તે જુનો, જીર્ણ થવાને કારણે તેને કોઇ વૃદ્ધ પણ કહે છે આ પરમાત્મા સર્વથી પુરાણુ હોવા છતા પણ તે તરૂણ છે એટલે જ તેને અહીં ' **वाम** " અર્થાત્ સુદર રમણીય કહેલ છે તે ' **होता** ' અર્થાત્ સર્વને દાન કરીને અનુગ્રહ કરવાવાળો છે સર્વ જગતપર તેનો મહાન અનુગ્રહ છે, તેની મહેરબાનીથી જ સર્વ સસાર ચાલે છે, એવો એક બીજો પુરુષ છે જેને પરમાત્મા કહે છે આ સર્વથી વૃદ્ધ અર્થાત્ મોટો ભાઇ છે તેમની વચ્ચેનો મધ્યમભાઇ ( **मध्यम भ्राता** ) એક છે તે ( **अश्न** ) ખૂબ ખાનારો છે ભોગ ભોગવનારો છે, તે ભોગ વગર રહી શકતો નથી મોટો ભાઇ તો ભોગ ભોગવતો નથી, તે તો વિરકત છે વિરકતને કારણે બળવાન છે અને આ મધ્યમ ભોગ ભોગવવાને કારણે રોગો- થી ગ્રસ્ત થઇને નિર્બળ રહે છે આ પ્રકારે અહીં આ બે ભાઇઓનુ વર્ણન કરેલ છે આ ' **द्वौ सुपर्णौ** " દ્વારા વર્ણિત જીવ અને શિવ જ છે તેમનો એક ત્રીજો ભાઇ છે તેનું વર્ણન એવુ છે—

**तृतीयो भ्राता घृतपृष्ठो अस्य ।** ( મ ૧ )

" તેનો એક ત્રીજો ભાઇ છે જે પીઠ પર ઘી લઇને રહે છે " આ ત્રણે ભાઇઓમા મોટો ભાઇ તો કાઇ ખાતો નથી. સભવ છે કે અતિ વૃદ્ધ હોવાને લીધે તેની ક્ષુધા મદ થઇ ગઇ હશે વચ્ચેનો ભાઇ તરૂણ હોવાને લીધે ખૂબ ખાય છે, અને આ જ ત્રીજો ભાઇ છે તે પોતાની પીઠપર ઘી જેવો પૌષ્ટિક પદાર્થ અથવા રસ ધારણ કરે છે, અને વચ્ચેના ભાઇને ખવડાવે છે અતરસ તૈયાર કરવાનુ કાર્ય આ ત્રીજા ભાઇને આધીન છે જ્ઞાન, સુખ તથા શાન્તિ પ્રદાન કરવાનું વૃદ્ધ ભાઇના તાબામા છે અને વચ્ચેનો મધ્યમ ભાઇ આ બન્ને ભાઈઓની મદદ લેતો લેતો પોતાની ઉન્નતિ કરી રહ્યો છે આ પ્રમાણે અહીં ત્રણ ભાઇઓનુ વર્ણન છે તે ૧૮ મા મત્રના વર્ણનની સાથે મળતુ આવે છે

આ વર્ણનમા ત્રણ તેજોની કલ્પના કરીને યજ્ઞોની રચના કરી છે સૂર્ય દ્યુસ્થાનમા, વિદ્યુત્ અન્તરિક્ષમાં અને અગ્નિ ભૂસ્થાનમા આ ત્રણ તેજ છે સૂર્ય સર્વથી મોટો ભાઇ છે, ( **वाम** ) સુદર પણ છે અને ( **पलित** ) શ્વેતકિરણોથી યુક્ત છે તેનો મધ્યમભાઇ વિદ્યુત તેજ છે. તે ખૂબ ખાનારો છે જ્યા વિજળી પડે છે તે ચીજને તે ખાઇ જાય છે તેનો એક સર્વથી નાનો ભાઇ આ પૃથ્વી પર અગ્નિરૂપથી છે જે પોતાની પીઠપર આહુતિઓથી ન ખાએલુ ઘી તથા હવન સામગ્રીનો ભાર લઇને ઉભો રહે છે અને અન્યાન્ય દેવતાઓને તે ભાગ આપીને તેનુ પોષણ કરે છે, તેની પાસેથી ભાગ લઇને બીજા દેવતાઓ પુષ્ટ બને છે અગ્નિ અહીં ભૂસ્થાનનો પ્રતિનિધિ છે સર્વ યજ્ઞની ઉત્પત્તિ આ વિધાનને દર્શાવવાને માટે થઇ છે સૂર્ય પ્રકાશ આપનારો, અગ્નિ પોષક ઘી આપ નારો અને આ બન્ને પાસેથી શકિતઓ પ્રાપ્ત કરીને પુષ્ટ થનારો ત્રીજો મધ્યમભાઇ છે. આ વર્ણન પણ પૂર્વોક્ત જીવાત્મા, પરમાત્મા અને પોષક સસારનુ જ સૂચક છે વિદ્યુતથી મન અને જીવાત્માનુ વર્ણન કરવામા આવે છે, ક્ષણ માત્ર ચમકવાનો ધર્મ તેનામાં અને મનમાં સમાન છે, જે રીતે વિદ્યુત એકક્ષણમાં ચમકે છે, પૂર્વક્ષણમા હોતી નથી તેમજ પાછલી ક્ષણમાં પણ હોતી નથી આ જ રીતે જીવ પણ જન્મથી મૃત્યુ સુધી ચમકે છે, અને પૂર્વ તથા ઉત્તર કાળમા છૂપાઇ રહેછે. અસ્તુ. આ રીતે આ પ્રથમ મત્રમા સૂર્યાદિ ત્રણ તેજના વર્ણનના બહાને જીવાત્મા, પરમાત્મા અને સસારનું વર્ણન કરેલુ છે તે પાઠક જુએ આ જ મત્રમા આગળ કહ્યુ છે કે—

**अत्रापश्यं विश्पतिं सप्तपुत्रम् ।** ( મ ૧ )

" અહીં સાત પુત્રોવાળા પ્રજાપતિનું મે દર્શન કર્યું પૂર્વોક્ત વર્ણનમા વિશ્પતિ અર્થાત્ પ્રજાપતિનુ વર્ણન છે એ વાત આ મત્રથી સ્પષ્ટ થાય છે અહીં વિશ્પતિ એ નામ સર્વ જગતના પાલનકર્તાનું સૂચક છે તેના સાત પુત્ર છે તેના સાતપુત્ર એ આ સાતલોક છે કારણ કે તેણે જ તેમની ઉત્પત્તિ કરી છે, આ તે સાતલોકનો પિતા છે, અને આ તેના પુત્ર છે જે " **वाम पलित** " વગેરે નામોથી પ્રથમ મત્રમાં વર્ણન કરેલ છે તે જ જગત્પાલક સર્વના પિતા અને

મોરો ભાઇ પરમેશ્વર છે, તેના ભાઇ અથવા પુત્ર સર્વ જીવ છે અને આ જીવોને ભોગ દેનારો આ સર્વ સંસાર છે આ વાત આ પ્રથમ મંત્રના મનનથી સ્પષ્ટ થઇ ગઇ છે આગળ કહ્યું છે કે—

सप्त युञ्जन्ति रथमेकचक्रम् । एको अश्वो वहति सप्त नामा । ( મં ૨ )

" એક રથને સાત ઘોડા જોડેલા છે " અર્થાત્ આ શરીર રૂપી રથને સાત ઘોડા જોડેલા છે પરંતુ આ સાત ઘોડા હોવા છતા વસ્તુત સપ્ત નામક એક જ ઘોડો તેને ચલાવે છે, અર્થાત્ આ રથને ચલાવનારી ગતિ એકજ છે, પરંતુ તે સાત પ્રકારના રૂપમાં દેખાય છે જેવી રીતે આંખ, નાક, કાન, રસના, ત્વચા, મન આ સાત જ્ઞાનેન્દ્રિયો છે આ જ્ઞાનેન્દ્રિય રૂપી સાત ઘોડા આ શરીરરૂપી રથને જોડેલા છે, પરંતુ જોવામા આવે તો એવુ સ્પષ્ટ પ્રતીત થશે કે આત્માની એક ચિત્શક્તિ આ સાતે ઇન્દ્રિયોમાં વિભક્ત થઇ ગઇ છે, તેથી અહીં કહી શકાય કે અહીંઆ આ સાત ઘોડા પણ છે અને સાત નામવાળો એકજ ઘોડો પણ છે એક કથનમા સ્થૂળ તરફ અને બીજા કથનમા સૂક્ષ્મની તરફથી જોવામાં આવ્યુ છે

આ પ્રકારે બે હાથ, બે પગ, મુખ, ગુદા, શિશ્ન આ સાત કર્મેન્દ્રિયો જો કે સાત છે તથાપિ આત્માની કર્મશક્તિના જ આ સાત વિભાગ થએલા છે તેથી સ્થૂળ દૃષ્ટિથી જોતા આ સાત ઘોડા આ શરીરરૂપી રથને જોડેલા છે, એમ અમે કહી શકીએ છીએ તથાપિ આત્માની દૃષ્ટિએ આપણે એમ પણ કહી શકીએ કે એકજ આત્માની કર્મશક્તિ અહીં સાત રીતે વિભક્ત બનીને કાર્ય કરી રહી છે

કર્મેન્દ્રિય, જ્ઞાનેન્દ્રિય, પ્રાણ, મન, ચિત્ત, અહંકાર, બુદ્ધિ આ પણ સાત ઘોડા આ શરીરની સામે જોડેલા છે, પરંતુ આત્માની દૃષ્ટિએ જોતાં એમ પણ કહી શકાય કે એક જ ઇન્દ્રશક્તિ આ સર્વ ઇન્દ્રિયોમા કાર્ય કરી રહી છે.

આ જ પ્રકારે બીજા વિષયોના સંબંધમાં સમજવા જેવુ છે જેવી રીતે એક જ પ્રાણ શરીરમા અગિયાર સ્થળોમાં રહેવાથી પ્રાણ, આત્મા ઇત્યાદિ નામો ધારણ કરે છે આ ભાવ શારીરિક વિષયોના સંબંધમા થયો, પરંતુ જેવી રીતે આ શરીર એક નાનકડુ બ્રહ્માંડ છે એજ પ્રમાણે આ સંપૂર્ણ જગત્ પણ એક મોટુ શરીર જ છે, તેથી બંને સ્થાનોમા નિયમ એક સરખો જ છે તેથી " એક રથને સાત ઘોડા જોડ્યા છે પરંતુ સાત નામવાળો એક જ ઘોડો આ રથને ખેંચે છે " આ વાતને આ જગતમાં પણ જોવી જોઇએ

આ જગત પૃથ્વી આપ, તેજ, વાયુ, આકાશ, તન્માત્ર અને મહત્તત્વ આ સાત દ્વારા ચલાવાય છે આ પણ સત્ય છે પરંતુ એક જ મહત્તત્વ આ સાતમાં વિભક્ત થઇને આ જગતને ચલાવે છે એ પણ એટલુ જ સત્ય છે સૂર્યના કિરણોમા સાત રંગના સાત કિરણ છે આ વાત જેવી સત્ય છે તેજ પ્રકારે સૂર્યનુ એક જ કિરણ એ સાત પ્રકાશકિરણો મા વિભક્ત થએલ છે, એ પણ એટલુ જ સત્ય છે આ જ કારણથી સૂર્યને સપ્તાશ્વ, સપ્તરશ્મિ ઇત્યાદિ નામ આપવામાં આવેલા છે

એક સંવત્સર કાળની સાત ઋતુઓ છે વસંત ગ્રીષ્મ, વર્ષા શરદ્, હેમંત, શિશિર, આ ૭ અને અધિક માસની એક એમ સાત ઋતુઓ છે, પરંતુ આ સાતે ઋતુઓમા એક જ કાળ વ્યાપી રહ્યો છે અને સાતે ઋતુઓમાં પરિણમે છે.

બાલ્ય, કૌમાર્ય, તારુણ્ય, યૌવન, પરિહાણ, વાર્ધક્ય, જરા એ સાત આયુના ભાગ છે અને આ સાતે ભાગમા એક જ જીવનકાળ અર્થાત્ આયુ વ્યતીત થાય છે, તે જ પ્રમાણે આ જગતના આયુષ્યના પણ સાત ભાગ છે અને આ સાત ભાગમા તે આયુષ્ય વહે ચાયેલુ છે આ જ દૃષ્ટિબિંદુથી સર્વત્ર જોવુ યોગ્ય છે તાત્પર્ય સ્થૂળ દૃષ્ટિથી વિભક્ત અવસ્થા જાણી શકાય છે અને સૂક્ષ્મ દૃષ્ટિથી એકાવસ્થા અથવા સામ્યાવસ્થા પ્રતીત થાય છે આ માટે હજુ વધારે એક ઉદાહરણ આપવા યોગ્ય છે માટી એક જ છે પરંતુ તેના આકાર અનંત થાય છે સોનુ એક જ છે પરંતુ તેના અનંત ઘરેણાં બને છે અહીં માટી અને સોનાની દૃષ્ટિથી સર્વ પાત્ર અથવા ઘરેણા એકજ છે તથાપિ વ્યવહારના આકાર ભેદથી તેનામા ભેદ પણ દેખાય છે આ પ્રકારે ' એક રથને ખેંચનારા સાત ઘોડા છે તથાપિ તે સાતેના નામ ધારણ કરનારી તથા ખેંચનારી મુખ્ય શક્તિ એક જ છે ' ' આ મંત્રના કથનમાં " એક જ શક્તિ સાત સ્થળોમાં વિભક્ત બનીને આ જગતમા કાર્ય કરી રહી છે, એટલો જ વિષય મુખ્ય છે પછી પાઠક તેને પોતાના શરીરમાં જુએ કે જગતમા જુએ—

જે રથને આ સાત ઘોડા જોડેલા છે તે રથને એક જ ચક્ર છે અને એ ચક્ર—

त्रिनाभि चक्रमजरमनर्वम् । ( મં ૨ )

" ત્રણ મધ્યકેન્દ્રવાળુ આ એક ચક્ર જરારહિત અને અપ્રતિબંધથી ફરનારૂ છે " તેનો વિચાર પ્રથમ આપણે જગતમાં જોઈએ, કાળચક્ર એક જ છે અને તેના ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ કેન્દ્રો છે આ ચક્ર કદાપિ ક્ષીણ થતુ નથી અથવા તો તેને કોઇ રોકી શકતુ નથી સવત્સર ચક્ર એક છે અને તેના શીત, ઉષ્ણ અને વૃષ્ટિરૂપી ત્રણ કેન્દ્રો છે તેમા જ તે ફરી રહ્યુ છે જગતચક્ર એક છે અને તેની ઉત્પત્તિ, સ્થિતિ અને લય આ ત્રણ કેન્દ્રો છે તેમા તે ફરી રહ્યુ છે આ પ્રમાણે આ સૃષ્ટિની અદર આ એક ચક્રની યોજના પાઠક બરાબર જુએ અને અનુભવ કરે

આ જ પ્રમાણે મનુષ્યના શરીરમાં પણ આ ચક્રને જોવુ ઉચિત છે એક જ શરીરચક્ર કફ, પિત્ત, વાત આ ત્રણ કેન્દ્રોપર ફરી રહ્યુ છે આ પ્રકૃતિચક્ર સત્વ, રજ અને તમના ત્રણ કેન્દ્રો પર ઘુમી રહ્યુ છે આ જ પ્રમાણે બીજા અનેક કેન્દ્રો અહીંયા પણ છે—

**यत्रेमा विश्वा भुवनाधि तस्थुः ।** ( મ ૨ )

" તેની અદર સર્વ ભુવનો રહેલાં છે " આ ચક્ર જેનુ વર્ણન પહેલા કરેલુ છે તેમા સર્વ ભુવન રહેલાં છે જગતની બાબતમા સર્વ ભુવનો રહેલા છે આ વાત સ્પષ્ટ છે શરીરની બાબતમા શરીરમાં રહેલા સર્વ અગો અને અવયવો તે અહીં ભુવનો તરિકે લેવાથી મત્રમાં કહેલાં તત્વોનો શરીરમા અનુભવ થઇ શકે છે શરીરમાં કફ પિત્ત, વાત નામના ત્રણ કેન્દ્રોમા ભ્રમણ કરનારા ચક્રમાં આ સર્વ અગ અને અવયવો કાર્ય કરે છે. આ જ રીતે બીજા ચક્રોની બાબતમા જાણવુ યોગ્ય છે

આગળના તૃતીય મત્રમાં ( **इम रथ ये सप्त अधि तस्थु** ) આ રથના આશ્રયપર જે સાત તત્વો અધિષ્ઠિત થએલા છે, એમ કહીને આગળ સપ્તચક્રરથ, સપ્તઅશ્વ સાત ( **स्वसार.** ) બહેનો તથા ( **गवा सप्त** ) સાત ગાયો છે એમ કહેલુ છે આ રથ સાત ચક્રોવાળો છે, તેની સાત ગતિ-સાધન છે, આ સાત ગતિઓ તેના ઘોડા છે ગૌનામ વાણી માટે વપરાએલુ છે આ શરીરમાં આ વાણીના સાત ભેદ છે ઇન્દ્રિયો સાત, વિભક્તિઓ સાત, સાત કાલ વિભાગ ( અયન, ઋતુ, માસ, પક્ષ, દિન, રાત્રિ, મુહૂર્ત ) આ સાત કાળવિભાગ ) છે સાત બહેનો આ શરીરમા સાત મજ્જા કેન્દ્રોમાંથી ચાલનારો પ્રવાહ છે, સાત ઇન્દ્રિયોમાં ચાલનારો પ્રવાહ છે બાહ્ય જગતમાં સપ્તલોક સમાવરથા, સાત કિરણો, સાત નદીઓ વગેરેની કલ્પના કરવા યોગ્ય છે

આ ત્રુટક મત્ર છે અને તેનો અર્થ આ પ્રકારના મનનથી જાણી શકાય છે આગળ ચતુર્થ મત્ર જુઓ—

**अनस्था अस्थन्वन्त बिभर्ति** ( મ ૪ )

" ( **अन्-अस्था** ) જેમાં હાડકા નથી એવો આત્મા ( **अस्थन् वन्त** ) હાડકાવાળા શરીરને ધારણ કરે છે " આ મહત્વપૂર્ણ કથન આ મત્રમાં કહેલુ છે આત્માને માટે " **अनस्था** " શબ્દ છે અને શરીર માટે ( **अस्थन्वान्** ) શબ્દ છે આ જ પ્રકારનો ભાવ નીચે લખેલા યજુર્વેદના મત્રમા છે—

**अकायमव्रणमस्नाविर शुद्धमपापविद्धम् ।**
( વા યજુ ૪૦।૮ )

' તે આત્મા શરીરરહિત, વ્રણરહિત સ્નાયુ માંસરહિત છે, તેથી શુદ્ધ અને પાપરહિત છે તે ( **अन्-अस्था** ) ( અસ્થિરહિત ) શબ્દનુ જ અધિક વિવરણ છે અધિક અર્થ નો વિસ્તાર છે તે આત્મા હાડકાંરહિત, માંસરહિત, શરીરરહિત, વ્રણરહિત, રક્તરહિત, ધમનીરહિત, ચર્મ રહિત છે આ પ્રકારે હજુ પણ વધારે વર્ણન થઇ શકે છે શરીર હાડકાં, માસ, વ્રણ, રક્ત ધમની આદિથી યુક્ત છે આ શરીરનું ધારણ ઉપર કહેલો આત્મા કરી રહ્યો છે જડ શરીરનુ ધારણ ચેતન આત્મા કરે છે તેને કોણ જુએ છે—

**क· जायमान प्रथम ददर्श ।** ( મ ૪ )

" આ પ્રગટ થનારા આત્માનુ સર્વથી પ્રથમ કોણે દર્શન કર્યું ? " તેના અસ્તિત્વનાં વિષયમાં સૌથી પ્રથમપ્રથમ અનુભવ કોણે કર્યો ? કોણે તેને નિશ્ચિતરૂપે જાણ્યો હશે ! તેની આશ્ચર્યકારક શક્તિઓનો સર્વથી પહેલો અનુભવ કોણે કર્યો હશે ? અને તેને પૂર્ણપણે કોણુ જાણતુ હશે ? અને—

**भूम्याः असृक् असु आत्मा क्स्वित् ।** ( મ. ૪ )

" આ ભૂમિની અદર અર્થાત્ સ્થૂળ શરીરની અદર રક્ત, માસ, પ્રાણ અને આત્મા ક્યા નિવાસ કરે છે ? " આ સ્થૂળ શરીર પૃથ્વીતત્વનુ બનેલુ છે, તેમાં જુદા જુદા જળતત્વો રહેલા છે, તેમજ વાયુતત્વો પણ ભિન્ન છે, તો પણ આ શરીરની અદર આ પાચ તત્વો એક જ સ્થાન પર વિરાજમાન થએલાં છે, અને એક જ ઉદ્દેશ્યથી કાર્ય

કરી રહેલાં છે આ વિભિન્ન તત્વોને એક જ ઉદ્દેશ્યથી ચલાવનારો અહીં કોણ છે? અહીં પૃથ્વીતત્વથી હાડકાં વગેરે કઠણ પદાર્થો, જળતત્વથી વીર્ય આદિ પ્રવાહી પદાર્થો, અગ્નિતત્વથી પાચનશક્તિ, ઉષ્ણતા વગેરે, વાયુતત્વથી પ્રાણ વગેરેની સ્થિતિ અને પરમાત્માથી આત્માનુ પ્રગટીકરણ આ શરીરમાં થએલ છે, પરંતુ તેઓ અહીં કયાં રહે છે, તેનો સંચાલક કોણ છે? આ જ વિષયનો અથર્વવેદમાં એક મંત્ર છે એ અહીં જોઈએ—

**को अस्मिन्नापो व्यदधाद्विषूवृतः पुरूवृतः सिन्धुसृत्याय जाताः। तीव्रा अरुणा लोहिनीस्ताम्रधूम्रा ऊर्ध्वा अवाचीः पुरुषे तिरश्चीः॥**

(અથર્વ. ૧૦।૨।૧૧)

"કયા દેવતાએ આ શરીરમાં શીઘ્રગતિવાળા, લાલ રંગવાળા અને તાંબાના ધૂમાડા જેવા રંગવાળા ઉપર, નીચે, ત્રાંસા ચાલનારા જળપ્રવાહ શરૂ કર્યા હશે?" આ રક્તના અભિસરણના સંબંધમાં વર્ણન કરેલ છે. આ (૧૦।૨) કેન સૂક્તમાં શરીરના જુદા જુદા અવયવોના વિષયમાં પણ પૃચ્છા કરેલી છે. આ પ્રકારે કયા દેવતા દ્વારા આ સર્વ શરીર ધારણ થએલ છે? આ તત્વજ્ઞાનના વિષયમા એક મહત્વનો પ્રશ્ન છે.

**कः विद्वांसं प्रष्टुं उपगात्।** (મં. ૪)

"કયો શિષ્ય તેના વિષયમાં પૂછવાને માટે વિદ્વાનની પાસે જાય છે," અને કોણ તેના વિષયમાં જ્ઞાન પ્રાપ્ત કરવા ચાહે છે? અને કોણ તેના વિષયમાં નિશ્ચિત જ્ઞાન આપે છે?

**यः वेद इह ब्रवीतु।** (મં. ૫)

"જે આ આત્માના વિષયમાં સારી રીતે જ્ઞાન ધરાવે છે તે અહીં આવે, અને અમને સર્વ શિષ્યોને ઉપદેશ કરે." અને અમને બતાવે કે આ આત્મા આ શરીરનું ધારણ કેવી રીતે કરે છે. આ આત્મા અસ્થિરહિત હોવા છતાં હાડકાવાળા શરીરને ચલાવે છે, મૂક શરીરથી આ વાર્તાલાપ કરે છે અને પાંગળા શરીરને તે ચલાવે છે. પગથી ચાલવાનું થાય છે, પરંતુ આ પગ શરીરની પાસે છે, અને આત્મામાં નથી, તો પણ આત્માની પ્રેરણા વિના ચાલી શકતો નથી. આ પ્રકારે શબ્દોચ્ચાર કરનારૂં મુખ છે તો શરીરની પાસે, પરંતુ આત્માની પ્રેરણા વિના કેવળ શરીરથી શબ્દોચ્ચાર થઈ શકતો નથી. તેથી—

**अस्य वामस्य यः निहितं पदं वेद।** (મં. ૫)

"આ પરમપ્રિય ગતિમાન આત્માનુ શરીરમાં રાખેલું જે પગલું છે." તેને જાણવું જોઈએ, આ જ પદ પ્રાપ્ત કરવું જોઈએ. તે ગુપ્ત છે એટલા માટે જ તેની શોધ કરવાની હોય છે. સર્વ યોગિ, મુનિ, ઋષિ, સંત, મહંત તેની શોધ કરે છે, તેને પ્રાપ્ત કરે છે અને આનંદના ભાગી બને છે.

**गावः अस्य शीर्ष्णः क्षीरं दुहते।** (મં. ૫)

"ઇન્દ્રિયરૂપી ગાયો તેના માથાના ઠેકાણેથી દૂધ નીચોવે છે." આંખ, નાક, કાન, જીભ, ત્વચા ઇત્યાદિ ઇન્દ્રિયરૂપી ગાયો રૂપ, ગંધ, શબ્દ, રસ અને સ્પર્શરૂપી દૂધ કાઢે છે અને તે આ વિષયરૂપી દૂધને પ્રાપ્ત કરીને સુખના ભાગી બને છે. તેના વિષયમાં જીજ્ઞાસુ પુરૂષના મનમાં ઘણીવાર અનેક પ્રશ્નો પૂછવા માટે ઉપસ્થિત થાય છે અને તે પૂછે પણ છે—

**पाकः मनसा अविजानन् पृच्छामि।**
**देवानां एना निहिता पदानि॥** (મં. ૬)

"(**पाकः**) મનમાં નિશ્ચય કરીને તૈયાર થએલો મુમુક્ષુ મનુષ્ય (**मनसा अविजानन्**) મનથી કાંઈ પણ આત્મજ્ઞાન જાણતો નથી, તેથી પૂછે છે કે આ દેહની અંદર (**देवानां पदानि**) અનેક દેવોનાં સ્થાન કયાં રહેલાં છે?" મનુષ્ય નિશ્ચય કરીને પરિપક્વ અર્થાત્ પૂર્ણ થવાને માટે અહીં રહેલા છે, તેમાંથી જેને પોતાના અજ્ઞાનનો બોધ થાય છે, તે મુમુક્ષુ બને છે, અને તે સદ્ગુરૂની પાસે જઈને તેને પ્રશ્ન પૂછે છે કે, "હે ગુરૂજી" જે અનેક દેવતાઓના પદ આ શરીરમાં રાખેલાં છે તે કયાં છે? કયા દેવતાનું પદ અહીં કયા સ્થાનપર રાખવામાં આવેલું છે? આ શરીરમાં સૂર્યદેવે પોતાનું પદ ચક્ષુસ્થાનમાં રાખેલું છે, વાયુદેવે પોતાનું પદ ફેફસાઓમાં રાખેલું છે, જળદેવે પોતાનું સ્થાન જીભ્હા સ્થાનમાં તથા રક્તમાં રાખેલુ છે, આ પ્રમાણે અન્યાન્ય દેવોએ જુદે જુદે સ્થળે પોતાનાં પદ રાખેલાં છે આ પ્રમાણે આ શરીરમાં અનેક દેવતાઓનાં પદ અર્થાત્ સ્થાન અથવા નિવાસસ્થાન છે. પાઠક તેનો અનુભવ કરે અને આ કયા પ્રકારે દેવમંદિર છે તેનું જ્ઞાન પ્રાપ્ત કરે. આ જ વાત બીજે સ્થળે નીચે પ્રમાણે કહી છે—

**दश साकमजायन्त देवा देवेभ्यः पुरा।**
**यो वै तान्विद्यात्प्रत्यक्षं स वा अद्य महद्वदेत्॥ ३॥**

प्राणापानौ चक्षुः श्रोत्रमक्षितिश्च क्षितिश्च या ।
व्यानोदानौ वाङ्मनस्ते वा आकूतिमावहन् ॥ ४ ॥
ये त आसन् दश जाता देवा देवेभ्यः पुरा ।
पुत्रेभ्यो लोकं दत्त्वा कस्मिंस्ते लोक आसते ॥ १० ॥
संसिचो नाम ते देवा ये संभारान्त्समभरन् ।
सर्वं संसिच्य मर्त्यं देवाः पुरुषमाविशन् ॥ १३ ॥
गृहं कृत्वा मर्त्यं देवाः पुरुषमाविशन् ॥ १८ ॥
रेतः कृत्वाज्यं देवाः पुरुषमाविशन् ॥ १९ ॥
तस्माद्वै विद्वान् पुरुषमिदं ब्रह्मेति मन्यते ।
सर्वा ह्यस्मिन्देवता गावो गोष्ठ इवासते ॥ ३२ ॥
(અથર્વ. ૧૧।૮)

" દસદેવોથી દસ દેવપુત્ર ઉત્પન્ન થયા, જે તેને પ્રત્યક્ષ જુએ છે તે મહાન્ તત્વજ્ઞાન કહી શકે છે. પ્રાણ, અપાન, ચક્ષુ, શ્રોત્ર, અમરત્વ અને નાશ, વ્યાન, ઉદાન્, વાણી અને મન આ દસ તારા સંકલ્પોને ચલાવે છે. દસ દેવોથી જે દસ દેવપુત્ર થયા તેઓ પોતાના પુત્રોને સ્થાન આપીને કયા લોકમાં ચાલ્યા ગયા ? સિંચન કરનારા દેવો છે જેઓ સર્વ સંભાર એકઠો કરે છે, સર્વ મર્ત્ય દેહને સિંચન કરીને એ દેવો મનુષ્ય દેહમાં ઘુસેલા છે, દેહરૂપી મર્ત્યને ઘર બનાવી તેમાં દેવો રહેવા લાગ્યા છે, રેતનું ઘી બનાવી દેવ આ પુરૂષમાં આવી ગયા છે, જે જ્ઞાની છે તે આ પુરૂષને બ્રહ્મ તરીકે માને છે, કારણ કે તેમાં સર્વ દેવતાઓ રહે છે, જેવી રીતે ગૌશાળામાં ગાયો રહે છે."

આ પ્રકારે આ શરીરરૂપી દેવશાળાનું વર્ણન છે. અહીં આંખમાં સૂર્ય, ફેફસાઓમાં પ્રાણ અથવા વાયુ આ પ્રમાણે જુદા જુદા દેવ જુદા જુદા સ્થાનોમાં વિરાજે છે. મહાન સૂર્ય, વાયુ આદિ દેવ બાહ્ય વિશ્વમાં છે, અને તેમના નાના પુત્રો નેત્રાદિ સ્થાનપર નિવાસ કરે છે. એજ માની લોકે તેમનાં પદ રાખેલાં છે, અર્થાત્ સૂર્યે પોતાનું સ્થાન નેત્રમાં રાખેલું છે, વાયુએ પોતાનું સ્થાન ફેફસાઓમાં રાખેલું છે, જલે પોતાનું સ્થાન જીવ્હાપર રાખેલું છે. આ જ પ્રકારે બીજા દેવોએ પોતાનાં પદ શરીરસ્થાનમાં જુદા જુદા ભાગોમાં રાખેલાં છે, તેમનું વર્ણન ( **देवानां निहिता पदानि** ) દેવોનાં પદ અહીંઆ રાખેલાં છે એવા શબ્દોથી થએલું છે. તથા—

**कवयः ओतवै उ सप्त तन्तून् वितत्निरे ।** (મં. ૬)

" કવિ લોકો જીવનરૂપી વસ્ત્રને વણવા માટે સાત દોરાઓને ફેલાવે છે." જે પ્રમાણે વણકર તાણો ફેલાવે છે અને વાણો ભરીને ઉત્તમ વસ્ત્ર તૈયાર કરે છે, તે જ પ્રકારે આંખોથી રૂપનું, કાનથી શબ્દનું, નાકથી ગન્ધનું, જીભથી સ્વાદનું, ત્વચાથી સ્પર્શનું, મનથી જ્ઞાનનું અને બુદ્ધિથી વિજ્ઞાનનું સુતર પ્રસરાવી આ તાણામાં કર્મયોગ અને જ્ઞાનયોગનો વાણો ભરીને જીવનનું સુંદર વસ્ત્ર બનાવે છે. આ પુરૂષાર્થી જીવનનું વર્ણન છે. આ સાત તન્તુઓ છે, પ્રાયઃ દરેક મનુષ્યની શાળ પર તાણો ફેલાએલો છે, જે તેમાં પુરૂષાર્થરૂપી વાણો મેળવશે તે ઉત્તમ જીવનવસ્ત્ર બનાવી શકશે. આ પ્રકારે સાત તાંતણાઓનું વર્ણન પાઠક જુએ અને આ પહેલાં જે સાત સંખ્યાવાળા પદાર્થોનું વર્ણન આવેલું છે તેની સાથે એને મેળવી જુએ.

**अचिकित्वान् न विद्वान्, चिकितुषः विद्वनः कवीन् पृच्छामि ।** ( મં. ૭ )

' હું અજ્ઞાની છું, અવિદ્વાન છું અને તેથી કવિઓને પૂછું છું. આ જ્ઞાની લોકો મારી આ શંકાને દૂર કરે.'' અજ્ઞાની લોકો જ્ઞાનીઓને પૂછે, અવિદ્વાન્ લોકો વિદ્વાનને પૂછે, સાધારણ મનુષ્ય કવિની સાથે રહે, અને પોતાની આ શંકાઓ તેને પૂછે અને આ પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત કરે. વિદ્વાનને પૂછવા યોગ્ય પ્રશ્નો આ છે—

**यः इमाः षट् रजांसि तस्तंभ ।** ( મં. ૭ )

" કોણે એક આ ૭ લોકોને આધાર આપ્યો છે?" એવો કોણ એક છે જેનો આધાર આ સંપૂર્ણ જગતને પ્રાપ્ત થાય છે, કોના આધારપર આ વિશ્વ છે અને ચાલી રહ્યું છે? આ પ્રશ્નો વિદ્વાનોને પ્રાપ્ત કરી તેમને પૂછવા યોગ્ય છે. બીજો પણ એક પ્રશ્ન પૂછવા યોગ્ય છે.

**अजस्य रूपे किं एकं स्वित् ?** ( મં. ૭ )

" અજન્મા આત્માના રૂપમાં એકરૂપ એવો કોણ છે?" અનેક અજન્મા જીવાત્મા છે, તેમની સંખ્યા અનંત છે, આ અનંત જીવાત્માઓમાં જે એક તત્વ રહેલું છે તે તત્વ કયું છે ? એકજ પરમાત્મા સર્વત્ર વ્યાપ્ત છે, તે એકરસ અને સર્વત્ર એક સરખો ફેલાએલો છે. જીવોમાં અનેકત્વ અને અણુત્વ છે. પરમાત્મામાં અનેકત્વ પણ નથી અને અણુત્વ પણ નથી, પરંતુ તેમાં એકત્વ અને સર્વવ્યાપકત્વ છે. તે એકજ તત્વ સર્વત્ર ભરપુર પ્રસરેલું છે, કોઇ પદાર્થ તેના

વગર ચાલી નથી. આ પરમાત્મા પોતાની પ્રકૃતિની સાથે રહે છે. આ એક ગૃહસ્થની જેમ છે, પ્રકૃતિ તેની ધર્મપત્ની છે, અને તે પ્રકૃતિનો ધર્મપતિ છે. તે એક બીજા સાથે કેવી રીતે વર્તાવ કરે છે તે જુઓ—

**माता पितरं ऋते आबभाजे।** ( મં. ૮ )

" માતા સત્યધર્મમાં-યજ્ઞમાં-પિતાની સેવા કરે છે અને સહાયતા કરે છે. " ધર્મપત્ની પોતાના પતિની સેવા કરે અને યજ્ઞ કરવામાં તેને સહાય કરે. આ ગૃહસ્થધર્મનો ઉપદેશ અહીં મળે છે. સર્વની માતા પ્રકૃતિ પરમપિતા પરમાત્માની સહાયતા કરે છે અને સૃષ્ટિરૂપ યજ્ઞ સિદ્ધ કરવામાં સહાયક થાય છે. આ આદર્શ ગૃહસ્થાશ્રમ છે. દરેક ગૃહસ્થી આ પ્રમાણે પોતાનો વ્યવહાર ચલાવે.

**धीती अग्रे मनसा सं जग्मे।** ( મં. ૮ )

" આ ગૃહસ્થાશ્રમને ધારણ કરનારી ધર્મપત્ની પહેલેથી જ મનથી તેની સાથે મળેલી હોય છે. " તે માત્ર બાહ્ય દેખાવને માટે જ પતિની સાથે મળીને રહે છે, એટલું જ નહિ પરંતુ તે મનથી આન્તરિકભાવથી પણ પતિની સાથે મળીને રહે છે. ગૃહસ્થાશ્રમી સ્ત્રી-પુરુષો આ પ્રમાણે મનથી એકરૂપ બનીને પોતાનો ગૃહસ્થાશ્રમ ચલાવે, અને કૃતકૃત્ય બને. પ્રકૃતિમાતા તો પોતાના મનથી પરમાત્માની સાથે એવી હળીમળીને રહે છે કે કદી તેનો વિરોધ કરતી નથી, પરમાત્માની જેવી ઇચ્છા વિશ્વરચના માટે થાય છે તેવી રીતે તે કાર્ય કરે છે. આ પણ ગૃહસ્થાશ્રમીઓ માટે બહુ જ અનુકરણીય ઉદાહરણ આપવામાં આવ્યું છે.

**सा बीभत्सुः गर्भरसा निविद्धा।** ( મં. ૮ )

" તે માતા ગર્ભનું ધારણ, પોષણ કરનારી, ગર્ભના રસથી રંગાએલી, ગર્ભના પોષણમાં લાગી રહેલી છે. " બીજું કોઇ કામ તેને સુઝતું નથી. દરેક સ્ત્રી જે ગૃહસ્થાશ્રમમાં હોય તે આ પ્રમાણે ઘરમાં રહેનારા પુત્રાદિકોના પાલન પોષણમાં તત્પર રહે. ગર્ભધારણ થાય કે ગર્ભના પાલનમાં યોગ્ય રીતે સાવધાન રહે અને એવા કોઇ કાર્યમાં તે ચિત્ત ન પરોવે કે જે ગર્ભના પોષણમાં પ્રતિકૂળ થાય. પ્રકૃતિમાતા પોતાના ગર્ભનું ધારણ, પોષણ અને ઉત્પત્તિ વગેરે વિષયમાં કેવી તત્પર હોય છે, અને કોઇ પણ પ્રકારે તે પ્રમાદ કરતી નથી, પોતાનું કાર્ય તત્પરતાથી કરે છે.

**नमस्वन्तः उपवाकं ईयुः।** ( મં. ૮ )

" ( **नमस्वन्तः** ) નમસ્કાર કરતાં કરતાં અથવા અન્નથી યુક્ત પુરુષ તેની પ્રશંસા કરતાં કરતાં તેની પાસે જાય છે " આવા પ્રકારની ગૃહસ્થી જ્યાં હોય છે ત્યાં બીજા સર્વ લોકો તેને નમસ્કાર કરે છે અને તેમના સત્સંગમાં રહેવા ચાહે છે, અથવા અન્ન ભેટ લઇને તેની પાસે આવે છે અને તે ભેટથી તેમનો સત્કાર કરે છે. આદર્શ ગૃહસ્થીનો આ પ્રકારે સત્કાર થાય છે, અને આદર્શ ગૃહસ્થનું ઘર કેવું હોય છે, એ વિષયમાં પ્રકૃતિ-પુરુષના દૃષ્ટાંતરૂપે ઉપર લખેલ જ છે, પાઠક તેનો વિચાર કરે. હવે આગળ જુઓ—

**माता धुरि युक्ता आसीत्।** ( મં. ૯ )

" માતા ગૃહસ્થના કાર્યની ધૂંસરીમાં જોડેલી છે. " માતા પાછળ પડી જાય તેવી નથી, તે ધૂંસરીમાં રહીને કાર્ય કરનારી છે. ગૃહસ્થાશ્રમમાં ધર્મપત્નીનું આ જ કાર્ય છે. ગૃહસ્થના સર્વ કાર્યોમાં તે તેની સાથે ધૂંસરીમાં રહી દત્તચિત બની કાર્યનો ભાર ઉઠાવે છે, તેટલા માટે જ તેને સહધર્મચારિણી-પત્ની કહે છે. ગર્ભવતી હોવા છતાં પણ તે આ પ્રકારે પતિની સાથે સંલગ્ન રહીને કાર્ય કરે છે.

**गर्भो वृजनीष्वन्तः अतिष्ठत्।** ( મં. ૯ )

" ગર્ભ પોતાની અંદર રહેલી અન્તઃશક્તિઓના આધાર પર રહે છે. " ગર્ભને ઉદરમાં ધારણ કરતી ગૃહિણી ધૂંસરીમાં રહીને સર્વ કાર્યનો ભાર ઉઠાવે છે. આ પ્રકારે દરેક ગૃહિણી પોતાના ઘરમાં કાર્ય કરે. પતિને અનુકૂળ પત્ની રહે તો તેમનાં બાળકો માતા પિતાને ( **अनु** ) અનુકૂળ થાય છે. જે પ્રકારે ( **गां अनुवत्सः** ) ગાયને અનુકૂળ વાછરડું થાય છે, બરાબર તે જ પ્રમાણે સદ્ગૃહસ્થની ગૃહિણીને તેનાં બાળબચ્ચાં અનુકૂળ રહે છે; અને આ પ્રકારે પોતાના પુત્રોમાં તે માતા પિતા ( **विश्व-रूप्यं अपश्यत्** ) સર્વ પોતાનુંજ રૂપ જુએ છે. માતા પિતાનું સર્વ પ્રકારનું રૂપ પુત્રમાં ઉતરે છે. જેવી જાતના માતા પિતાનાં શરીર, મન અને બુદ્ધિના ભાવ હોય છે તેવા જ ભાવ તેમનાં પુત્ર અને પુત્રીઓમાં હોય છે. તેથી કહ્યું છે કે ( **त्रिषु योजनेषु** ) શરીર, મન, બુદ્ધિ ત્રણેમાં સર્વ પ્રકારે એક સરખું રૂપ દેખાય આવે છે. પૂર્ણ ગૃહસ્થાશ્રમનું આ ફળ છે. તેમાં માતા, પિતા, પુત્ર અને પુત્રીઓ એક જ વિચારનાં હોય છે અને કોઇ પણ પ્રકારનો આત્મીય

વિરોધ તેઓમાં હોતો નથી.

**एकः तिस्रः मातृः त्रीन् पितृन् बिभ्रत् उर्ध्वः तस्थौ ।** ( મં. ૧૦ )

" એકલો એક જ પુત્ર ત્રણ માતાઓ અને ત્રણ પિતાઓને પોતાની અંદર ધારણ કરતાં કરતાં સીધો ઉભો રહે છે. " અર્થાત્ વાંકીચૂકી ચાલ રાખતો નથી. ત્રણ માતાઓ આ છે- " પ્રકૃતિમાતા, વિદ્યામાતા અને ત્રીજી પોતાની માતા. " ત્રણ પિતા આ છે- " પરમાત્મા, ગુરુ અને પોતાના જનક. " આ ત્રણને તે પોતામાં ધારણ કરે છે, અને સરળ વ્યવહાર કરે છે, અને કદી પણ ( न अवग्लापयन्त ) ગ્લાનિને પ્રાપ્ત કરતો નથી. આ પ્રકારે ઉપાસના અને આચરણથી તેની ઉચ્ચ યોગ્યતા થાય છે, અને તે સ્વર્ગમાં જાય છે અને ત્યાં—

**अमुष्य दिवः पृष्ठे विश्वविदः अविश्वविन्नां वाचं मन्त्रयन्ते ।** ( મં. ૧૦ )

" તે દ્યુલોકના પૃષ્ઠભાગપર વિરાજતા હોઇને આ જ્ઞાની લોકો સર્વના લક્ષમા ન આવનારી વાતોનુ મનન કરે છે. " ત્યાં સ્વર્ગમાં રહીને એવા તત્વોનો વિચાર કરે છે કે જેનું જ્ઞાન સાધારણ મનુષ્યના ધ્યાનમાં પણ આવી શકે નહિ.

**परिवर्तमाने पञ्चारे चक्रे विश्वा भुवनानि आतस्थुः ।** ( મં. ૧૧ )

" ફરતા ફરતા પાંચ આરાવાળા ચક્રમાં આ સંપૂર્ણ ભુવનો રહેલા છે. " અર્થાત્ આ ચક્રના આધારથી જ સર્વ ભુવનો રહે છે. પાંચ પ્રાણોનું જે પાંચ આરાવાળું પ્રાણચક્ર છે તેના આધારથી સંપૂર્ણ ભુવનો ટકી રહેલા છે, શરીરમાં પ્રાણચક્રના આધારપર સર્વ શરીરના અવયવો રહે છે, પ્રાણ ચાલ્યો જાય તો કોઇ અવયવ રહી શકતો નથી. આ જ પ્રકારે આ સંપૂર્ણ વિશ્વ પણ બૃહત્પ્રાણ ચક્રપર રહેલું છે, વિશ્વ-વ્યાપક મહાપ્રાણ જગતના સર્વ ભુવનોને ધારણ કરે છે. આ ચક્ર ભ્રમણ કરી રહ્યું છે, છતાં પણ તેનો મધ્યદંડ ( अक्षः न तप्यते ) તપતો નથી. અનાદિકાળથી આ વિશ્વ ફરતું રહેવા છતાં તેનો કોઇ પણ ભાગ તપતો નથી. કોઇ પણ ચક્ર જ્યારે ફરતું હોય ત્યારે તેનો મધ્ય દંડ ( ધરી ) ન તપે તેટલા માટે તેનાપર તેલ નાખવું પડે છે, પરંતુ અહીં તો તેલ ન પુરવા છતાં પણ આ મધ્યદંડ પોતે કદી તપતો નથી આ પરમાત્માનું અદ્ભુત સામર્થ્ય જોવા જેવું છે. આ જગતના સર્વ જુદા જુદા લોકો એક જ ગતિથી ફરી રહ્યા છે. તે કદી અટકતા નથી, અથવા તેની ગતિમાં કદી વિઘ્ન નડતુ નથી. આ ચક્રના મધ્યદંડપર ( भूरिभारः ) પુષ્કળ ભાર છે, જે આ લોકલોકાન્તરો છે તેમનો ભાર ઘણો જ છે, આ ભારની કલ્પના પણ થઇ શકે નહિ આટલો ભાર હોવા છતાં પણ વિશ્વચક્ર વિલક્ષણ શાન્તિથી અને ગતિથી ચાલી રહ્યું છે, અને અનાદિકાળથી ફરતું રહેવા છતાં પણ ( सनात् एव सनाभिः न छिद्यते ) છીન્ન ભિન્ન થતું નથી. આ પ્રકારે આ જગતચક્ર વિલક્ષણ સામર્થ્યથી ધારણ કરેલું છે

આગળના બારમા મંત્રમાં " કાળચક્રનુ " વર્ણન છે. તેની ( द्वादश आकृति ) બારમાસની બાર અવસ્થાવાળું આ કાળચક્ર અથવા સવંત્સરચક્ર છે. આ સંવત્સરચક્ર ( षड्-अरे ) ૭ વિભાગમા વ્હેંચાયેલુ છે, ૭ ઋતુ ઓ તેના ૭ આરા છે, અધિક માસની એક જુદી ઋતુ માનવામાં આવે છે, તેની સાથે મળીને સાત ઋતુઓ થાય છે, તે બતાવવા માટે ( सप्तचक्रे ) શબ્દ આપેલો છે, અથવા સંવત્સર, અયન, ઋતુ, માસ, પક્ષ, અહોરાત્ર, મુહૂર્ત આ પણ કાળચક્રની અંદર સમાએલાં સાત નાનાં ચક્રો છે, આ પણ તેથી વધારે યોગ્ય જણાય છે. આ સંવત્સર ( पञ्चपाद ) પાંચ પગવાળો છે. શીતકાળ, ઉષ્ણકાળ અને વર્ષાકાળ આ ત્રણ કાળ વર્ષના છે તેમાં ચાન્દ્રમાન અને સૌરમાન એ બન્ને ગણનાત્મક વિભાગ ઉમેરવાથી સંવત્સરના પાંચ પગ થાય છે. કારણ કે આ પગો વડે જ તે સર્વનો પિતા ચાલે છે, અને સર્વનું ( पिता माता ) સંરક્ષણ કરે છે. આ પ્રમાણે આ કાળચક્ર વર્ષમાં એકવાર પોતાનો ફેરો પૂરો કરે છે અને સર્વ સંસારનું કલ્યાણ કરે છે. આ ચક્રમાં—

**मिथुनासः पुत्राः अत्र सप्त शतानि विंशतिः च आतस्थुः ॥** ( મં. ૧૩ )

" મિથુન અર્થાત્ બે જોડકા પુત્રો એવા સાતસોવીસ છે. " આ દિવસ અને રાત્રી જ છે. દિવસની સાથે રાત અને રાતની સાથે દિવસ જોડાએલ છે જ. ચાન્દ્ર વર્ષ અને સૌર વર્ષનું મધ્ય અર્થાત ૩૬૦ દિવસોનું મધ્યમ વર્ષ છે, તેના દિવસ અને રાત્રી એમ જોડેલા એક દિવસના બે પુત્રો માનીયે તો ૭૨૦ થાય છે, અર્થાત્ એ ચાન્દ્ર વર્ષ પણ નથી કે સૌર પણ નથી, પરંતુ બન્ને વર્ષોના મધ્યમ પરિણામનું આ વર્ષ છે. આ બાર મહિનાઓનું ( द्वादशारं चक्रं न हि

जराय ) બાર આરાવાળું આ ચક્ર કદી પણ ઘરડું એટલે કે જુનું થતું જ નથી તે જેવું પહેલાં હતું તેવું જ આજે પણ ચાલી રહ્યું છે, કદીપણ જીર્ણ (सनेमि अजरं चक्रं) અથવા ક્ષીણ થતું નથી, આવું એ સામર્થ્યવાન કાળચક્ર છે, અને તેમાં ( विश्वा भुवनानि आतस्थुः ) સર્વ ભુવનો રહેલાં છે, સર્વનું આયુષ્ય આ કાળચક્રથી ગણવામાં આવે છે. જે જ્ઞાની છે ( अक्षण्वान् पश्यत् न अन्धः ) તથા જેની આંખો ઉત્તમ છે તે જ આ વાતને જોઈ શકે છે પરંતુ જે આંધળો છે તે કેવી રીતે જોઈ શકશે ?

यः कविः स आचिकेत यः ता विजानात्,
सः पितुः पिता असत् । ( મં. ૧૫ )

"જે કવિ છે તે જ આ સર્વ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે અને જે આ જ્ઞાનને યથાવત્ જાણે છે તે પિતાનો પણ પિતા થાય છે." અર્થાત્ તેની યોગ્યતા ખૂબ મોટી હોય છે. માની લો કે તે મુક્ત જ છે. અહીં એક આશ્ચર્ય છે કે—

स्त्रियः सतीः ताँ उ पुंस आहुः । ( મં. ૧૫ )

"કેટલીએ સ્ત્રીઓ હોવા છતાં તેને પુરૂષ કહેવામાં આવે છે." આ જ પ્રમાણે જગતમાં વ્યવહાર ચાલી રહ્યો છે. મનુષ્યોમાં પણ કેટલાકને પુરૂષ અને કેટલીકને સ્ત્રીઓ કહેવામાં આવે છે, પરંતુ આત્માની દૃષ્ટિએ જોતાં સર્વ એક સરખાં જ છે અને શરીરની દૃષ્ટિએ જોતાં પણ બન્ને એક સરખાં જ છે, તેથી ન કોઈ સ્ત્રી છે કે ન કોઈ પુરૂષ છે. વસ્તુતઃ આત્મા પુરૂષ છે અને સર્વ પ્રકૃતિ સ્ત્રી છે. જીવાત્મા તો સ્ત્રી શરીરમાં પણ જાય છે અને પુરૂષ શરીરમાં પણ જાય છે, આ સત્ય સિદ્ધાંત હોવા છતાં પણ જગતમાં ભ્રમથી સ્ત્રી–પુરૂષરૂપી વ્યવહાર ચાલી જ રહ્યો છે. આ વર્ણન પછી સોળમા મંત્રમાં ફરી એક વખત કાળચક્રનું વર્ણન જરા જુદી રીતે કરવામાં આવ્યું છે—

षट् यमाः एकः एकजः देवजाः ऋषयः । ( મં. ૧૬ )

"દેવતાઓથી ઉત્પન્ન થએલા ઋષિ છે, તેમાનાં ૭ જોડાએલા છે અને એક એકલો છે." પ્રત્યેક ઋતુ બે બે માસની હોય છે અને તેરમા માસની ઋતુ જે હોય છે તે એકજ માસની હોય છે. આ સર્વ ઋતુઓ સૂર્ય દેવથી ઉત્પન્ન થાય છે, અને ( ऋषयः रश्मयः ) તેઓમાં સૂર્યના કિરણોને લીધે ઉષ્ણતાની વધઘટ થાય છે, તેથી આ ઋતુઓને ( सप्तथं ) સાત પ્રકારની છે એમ કહેવામાં આવે છે. આગળ સત્તરમા મંત્રમાં પ્રકૃતિરૂપી ગાયનું વર્ણન છે, આ અદ્‌ભૂત ગાય પોતાના સૂર્યાદિ બાળકોને સાથે લઈને ક્યાં રહે છે, શું કરે છે, અને પોતાના પદથી બાળકોને કેવી રીતે ધારણ કરે છે ઇત્યાદિનું વર્ણન છે. આ જો કે થોડુંક સંદિગ્ધ જેવું છે તથાપિ પૂર્વે આપેલા વર્ણનનો વિચાર અને મનન કરવાથી વધારે બોધ મળી શકે છે.

એના પછીના મંત્રોનું વિવરણ આગળ થઈ ચૂકયું છે. તેથી તેમનો વધારે ફરી વિચાર કરવાની કોઈ આવશ્યકતા નથી.

આ પ્રમાણે આ સૂક્તની સંગતિ છે, આત્મા, પરમાત્મા, કાળ અને વિશ્વનાં સર્વ ભૂતપ્રાણીઓ એમનું સુંદર વર્ણન અહીં કરેલું છે. પાઠક આ મંત્રોનું મનન કરે અને આધ્યાત્મિક આશય બરાબર જાણે. આ સૂક્તનો સંબંધ આગળના સૂક્ત સાથે છે માટે હવે તેનું મનન કરીએ.

# સર્વાધારનું વર્ણન

( ऋषिः– अथर्वा । देवताः– स्कम्भः आत्मा वा )

## કાંડ ૧૦, સૂક્ત ૭

कस्मिन्नङ्गे तपो अस्याधि तिष्ठति कस्मिन्नङ्ग ऋतमस्याध्याहितम् ।
क्व व्रतं क्व श्रद्धास्य तिष्ठति कस्मिन्नङ्गे सत्यमस्य प्रतिष्ठितम् ॥ १ ॥
कस्मादङ्गाद्दीप्यते अग्निरस्य कस्मादङ्गात्पवते मातरिश्वा ।
कस्मादङ्गाद्वि मिमीतेऽधि चन्द्रमा मह स्कम्भस्य मिमानो अङ्गम् ॥ २ ॥
कस्मिन्नङ्गे तिष्ठति भूमिरस्य कस्मिन्नङ्गे तिष्ठत्यन्तरिक्षम् ।
कस्मिन्नङ्गे तिष्ठत्याहिता द्यौः कस्मिन्नङ्गे तिष्ठत्युत्तरं दिवः ॥ ३ ॥
क्व प्रेप्सन्दीप्यत ऊर्ध्वो अग्निः क्व प्रेप्सन्पवते मातरिश्वा ।
यत्र प्रेप्सन्तीरभियन्त्यावृतः स्कम्भं तं ब्रूहि कतमः स्विदेव सः ॥ ४ ॥
क्वार्धमासाः क्व यन्ति मासाः संवत्सरेण सह संविदानाः ।
यत्र यन्त्यृतवो यत्रार्तवाः स्कम्भं तं ब्रूहि कतमः स्विदेव सः ॥ ५ ॥

---

**અર્થ—** ( अस्य कस्मिन् अंगे तपः अधितिष्ठति ) આ મનુષ્યના કયા અવયવમાં તપ કરવાની શક્તિ રહેલી છે ? ( अस्य कस्मिन् अंगे ऋतं अध्याहितं ) આ મનુષ્યના કયા ભાગમાં ઋત–સરળતાનો ભાવ રહેલો છે ? ( अस्य श्रद्धा व्रतं क्व तिष्ठति ) તેનામાં શ્રદ્ધા અને વ્રત કયાં રહે છે ? ( अस्य कस्मिन् अंगे सत्यं प्रतिष्ठितम् ) તેના કયા અવયવમાં સત્ય રહેલું છે ? ( ૧ )

( अस्य कस्मात् अंगात् अग्निः दीप्यते ) આ પરમાત્માના કયા અંગમાંથી અગ્નિ પ્રદીપ્ત થાય છે ? ( कस्मात् अंगात् मातरिश्वा पवते ) તેના કયા અવયવમાંથી વાયુ વહે છે ? ( कस्मात् अंगात् चन्द्रमा अधि वि मिमीते ) કયા અવયવથી ચંદ્રમા પ્રકાશિત થાય છે ? ( महः स्कंभस्य अंगं मिमानः ) અને મહાન્ સ્કંભ અર્થાત્ વિશ્વાધારના કયા અંગનું માપન તે કરે છે ? ( ૨ )

( अस्य कस्मिन् अंगे भूमिः तिष्ठति ) આ પરમાત્માના કયા અંગમાં ભૂમિ રહે છે ? ( कस्मिन् अंगे अन्तरिक्षं तिष्ठति ) કયા અંગમાં અન્તરિક્ષ રહે છે ? ( कस्मिन् अंगे आहिता द्यौः तिष्ठति ) કયા અંગમાં આ સુરક્ષિત દ્યુલોક રહે છે ? અને ( कस्मिन् अंगे उत्तरं दिवः तिष्ठति ) કયા અંગમાં ઉચ્ચતર દ્યુલોકનો દૂરનો ભાગ રહે છે ? ( ૩ )

( उर्ध्वः अग्निः क्व प्र-ईप्सन् दीप्यते ) ઉપરનો અગ્નિ અર્થાત્ સૂર્ય કઇ બાજુ જોતો જોતો પ્રકાશે છે ? ( मातरिश्वा क्व प्र-ईप्सन् पवते ) વાયુ કઇ બાજુ નજર નાંખીને વહે છે ? ( यत्र प्र-ईप्सन्तीः आवृतः अभियन्ति ) જ્યાં નજર નાખતાં નાખતાં આ જળપ્રવાહ વહી રહ્યા છે ? ( तं स्कंभं ब्रूहि ) તે સર્વાધારના વિષયમાં મને કહો કે ( सः कतमः स्वित् एव ) તે કોણ છે ? ( ૪ )

क्व॒ प्रेप्सन्ती॑ युव॒ती विरू॑पे अहोरा॒त्रे द्र॑वतः संविदा॒ने ।
यत्र॑ प्रेप्स॑न्तीरभि॒यन्त्यापः॑ स्क॒म्भं तं ब्रू॑हि कत॒मः स्वि॑दे॒व सः ॥ ६ ॥
यस्मि॑न्त्स्त॒ब्ध्वा प्र॒जाप॑तिर्लो॒कान्त्सर्वाँ॒ अधा॑रयत् ।
स्क॒म्भं तं ब्रू॑हि कत॒मः स्वि॑दे॒व सः ॥ ७ ॥
यत्प॑र॒मम॑व॒मं यच्च॑ मध्य॒मं प्र॒जाप॑तिः ससृ॒जे वि॒श्वरू॑पम् ।
किय॑ता स्क॒म्भः प्र वि॑वेश॒ तत्र॒ यन्न प्रावि॑श॒त्किय॒त्तद्ब॑भूव ॥ ८ ॥
किय॑ता स्क॒म्भः प्र वि॑वेश भू॒तं किय॑द्भवि॒ष्यद॒न्वाश॑येऽस्य ।
एकं॒ यदङ्ग॒मकृ॑णोत्सहस्र॒धा किय॑ता स्क॒म्भः प्र वि॑वेश॒ तत्र॑ ॥ ९ ॥
यत्र॑ लो॒कांश्च॒ कोशां॒श्चापो॒ ब्रह्म॒ जना॑ वि॒दुः ।
अस॑च्च॒ यत्र॒ सच्चान्त स्क॒म्भं तं ब्रू॑हि कत॒मः स्वि॑दे॒व सः ॥ १० ॥
यत्र॒ तपः॑ परा॒क्रम्य॑ व्र॒तं धा॒रय॒त्युत्त॑रम् ।
ऋ॒तं च॒ यत्र॑ श्र॒द्धा चापो॒ ब्रह्म॑ स॒माहि॑ताः
स्क॒म्भं तं ब्रू॑हि कत॒मः स्वि॑दे॒व सः ॥ ११ ॥

( अर्धमासाः मासाः ) પક્ષ અને મહિનાઓ ( संवत्सरेण सह संविदानाः ) વર્ષની સાથે મળીને ( क्व क यन्ति ) કયાં કયાં ભલા જઈ રહ્યા છે ? ( यत्र ऋतवः यत्र आर्तवाः यन्ति ) જ્યાં આ ઋતુઓ અને ઋતુમાં ઉત્પન્ન પદાર્થો જઈ રહ્યા છે, ( तं स्कम्भं ब्रूहि ) તે સર્વાધારકના વિષયમાં કહો કે તે કયો પદાર્થ છે ? (૫)

( क्व प्र-ईप्सन्ती विरूपे युवती ) કયી બાજુ લક્ષ્ય રાખીને આ વિરુદ્ધ રૂપવાળી સ્ત્રીઓ અર્થાત્ ( अहोरात्रे ) દિનપ્રભા અને રાત્રી ( संविदाने द्रवतः ) મળીને દોડી રહી છે ? ( यत्र प्र-ईप्सन्तीः आपः अभियन्ति ) જ્યાં લક્ષ્ય રાખીને જળ વહી રહ્યું છે ( स्कम्भं ) તે સર્વાધારકના વિષયમાં કહી દો કે તે કયો પદાર્થ છે ? ( ૬ )

( यस्मिन् स्तब्ध्वा ) જે આધારપર રહીને ( प्रजापतिः सर्वान् लोकान् अधारयत् ) પ્રજાપતિએ સર્વ લોકનું ધારણ કર્યું ( तं स्कम्भं ) તે સર્વાધારના વિષયમાં કહે કે તે કોણ છે ? ( ૭ )

( यत् परमं यत् च मध्यमं ) જે શ્રેષ્ઠ, નિકૃષ્ટ અને જે મધ્યમ ( विश्वरूपं प्रजापतिः ससृजे ) વિશ્વ રૂપ પ્રજાપતિએ ઉત્પન્ન કર્યું છે, ( तत्र स्कम्भः कियता प्रविवेश ) ત્યાં સર્વાધારે કેટલીવાર પ્રવેશ કર્યો છે અને ( यत् न प्राविशत् तत् कियत् बभूव ) જ્યાં તેણે પ્રવેશ નથી કર્યો તે કેટલો થએલો છે ? ( ૮ )

( स्कम्भः भूतं कियता प्रविवेश ) તે સર્વાધાર ભૂતકાળના વિશ્વમાં કેટલા અંશથી પ્રવિષ્ટ થએલ છે, ( अस्य कियत् भविष्यत् अनु-आशये ) તેનો કેટલો અંશ ભવિષ્યમાં ઉત્પન્ન થનારા વિશ્વમાં પ્રવેશ પામશે ? ( यत् एकं अंगं सहस्रधा अकृणोत् ) જેણે પોતાના એક અંગને હજારો પ્રકારે વર્તમાનકાળમાં પ્રગટ કરેલ છે, ( तत्र स्कम्भः कियता प्रविवेश ) ત્યાં સર્વાધાર કેટલા પ્રમાણમાં પ્રવેશ પામેલ છે ? ( ૯ )

( यत्र लोकान् कोशान् ) જેમાં સર્વ લોકો એક જ કોષમાં રહે છે, અને ( आपः ब्रह्म ) જ્યાં જળ અને બ્રહ્મ રહે છે એવું ( जनाः विदुः ) મનુષ્યો જાણે છે, ( असत् च सत् च यत्र अन्तः ) સત્ય અને અસત્ય જ્યાં મળેલાં છે. ( तं स्कम्भं ब्रूहि ) તે સર્વાધારનું વર્ણન મને કહો ( सः कतमः स्वित् एव ) તે કોણ છે ? (૧૦)

यस्मिन्भूमिरन्तरिक्षं द्यौर्यस्मिन्नध्याहिताः ।
यत्राग्निश्चन्द्रमाः सूर्यो वातस्तिष्ठन्त्यार्पिताः
स्कम्भं तं ब्रूहि कतमः स्विदेव सः ॥ १२ ॥
यस्य त्रयस्त्रिंशद्देवा अङ्गे सर्वे समाहिताः ।
स्कम्भं तं ब्रूहि कतमः स्विदेव सः ॥ १३ ॥
यत्र ऋषयः प्रथमजा ऋचः साम यजुर्मही ।
एकर्षिर्यस्मिन्नार्पितः स्कम्भं तं ब्रूहि कतमः स्विदेव सः ॥ १४ ॥
यत्रामृतं च मृत्युश्च पुरुषेऽधि समाहिते ।
समुद्रो यस्य नाड्यः पुरुषेऽधि समाहिताः
स्कम्भं तं ब्रूहि कतमः स्विदेव सः ॥ १५ ॥
यस्य चतस्रः प्रदिशो नाड्यस्तिष्ठन्ति प्रथमाः ।
यज्ञो यत्र पराक्रान्तः स्कम्भं तं ब्रूहि कतमः स्विदेव सः ॥ १६ ॥

---

( **यत्र** ) જેના આધારથી ( **पराक्रम्य तपः** ) ખૂબ જ પ્રયત્ન કરીને તપ ( **उत्तरं व्रतं धारयति** ) ઉચ્ચતર વ્રતને ધારણ કરે છે, તથા જ્યાં ( **यत्र ऋतं च श्रद्धा च आपः ब्रह्मः** ) સત્ય, શ્રદ્ધા, આપ્ અને બ્રહ્મ ( **समाहिताः** ) એક સરખાં સારી રીતે સ્થિર રહેલાં છે, ( **तं स्कम्भं ब्रूहि** ) તે સર્વાધારના વિષયમાં કહો કે તે કોણ છે ? ( ૧૧ )

( **यस्मिन्** ) જેમાં ( **भूमिः अन्तरिक्षं द्यौः** ) પૃથ્વી, અંતરિક્ષ અને દ્યુલોક ( **अध्याहिता** ) સ્થિર ટકી રહ્યાં છે અને જ્યાં ( **अग्निः चन्द्रमाः सूर्यः वातः** ) અગ્નિ, ચંદ્રમા, સૂર્ય અને વાયુ ( **अर्पिताः तिष्ठन्ति** ) આશ્રય લઇને રહે છે, તે ( **स्कम्भं** ) સર્વાધારના વિષયમાં કહો કે તે કોણ છે ? ( ૧૨ )

( **सर्वे त्रयस्त्रिंशत् देवाः** ) સર્વ તેત્રીસ દેવો ( **यस्य अंगे समाहिताः** ) જેના શરીરમાં સ્થિર થએલા છે ( **तं स्कम्भं** ) તે સર્વાધારના વિષયમાં કહો કે તે કોણ છે ? ( ૧૩ )

( **यत्र प्रथमजाः ऋषयः** ) જેમાં પહેલા બનેલા ઋષિ તથા ( **ऋचः साम यजुः महि** ) ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને મહાન બ્રહ્મવિદ્યા અર્થાત્ અથર્વવેદ રહેલા છે, ( **यस्मिन् एकः ऋषिः अर्पितः** ) જેમાં એક મુખ્ય ઋષિ આધાર લઇ રહ્યા છે, ( **तं स्कम्भं** ) તે સર્વાધારના વિષયમાં કહો કે તે કોણ છે ? ( ૧૪ )

( **यत्र पुरुषे** ) જે પુરૂષમાં ( **अमृतं च मृत्युः च समाहिते** ) અમરત્વ અને મરણ રહે છે ( **यस्य नाड्यः समुद्रः** ) જેની નાડીઓ સમુદ્ર છે, જે ( **पुरुषे अधि समाहिताः** ) પુરુષના શરીરમાં છે, ( **तं स्कम्भं** ) તે સર્વાધારકના વિષયમાં કહો કે તે કોણ છે ? ( ૧૫ )

( **चतस्रः प्रथमाः प्रदिशः** ) ચારે પ્રથમ દિશાઓ ( **यत्र नाड्यः तिष्ठन्ति** ) જ્યાં નાડીઓ બનીને રહેલી છે, ( **यत्र यज्ञः पराक्रान्तः** ) જ્યાં યજ્ઞ પરાક્રમ કરી રહ્યો છે, ( **तं स्कम्भं** ) તે સ્કંભના વિષયમાં કહો કે તે કોણ છે ? ( ૧૬ )

ये पुरुषे ब्रह्म विदुस्ते विदुः परमेष्ठिनम् ।
यो वेद परमेष्ठिनं यश्च वेद प्रजापतिम् ॥
ज्येष्ठं ये ब्राह्मणं विदुस्ते स्कम्भमनुसंविदुः ॥ १७ ॥
यस्य शिरो वैश्वानरश्चक्षुरङ्गिरसोऽभवन् ।
अङ्गानि यस्य यातवः स्कम्भं तं ब्रूहि कतमः स्विदेव सः ॥ १८ ॥
यस्य ब्रह्म मुखमाहुर्जिह्वां मधुकशामुत ।
विराजमूधो यस्याहुः स्कम्भं तं ब्रूहि कतमः स्विदेव सः ॥ १९ ॥
यस्मादृचो अपातक्षन्यजुर्यस्मादपाकषन् ।
सामानि यस्य लोमान्यथर्वाङ्गिरसो मुखं स्कम्भं तं ब्रूहि कतमः स्विदेव सः ॥ २० ॥
असच्छाखां प्रतिष्ठन्तीं परममिव जना विदुः ।
उतो सन्मन्यन्तेऽवरे ये ते शाखामुपासते ॥ २१ ॥
यत्रादित्याश्च रुद्राश्च वसवश्च समाहिताः ।
भूतं च यत्र भव्यं च सर्वे लोकाः प्रतिष्ठिताः स्कम्भं तं ब्रूहि कतमः स्विदेव सः ॥ २२ ॥

---

(ये पुरुषे ब्रह्म विदुः) જે આ મનુષ્ય શરીરમાં બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે. (ते विदुः परमेष्ठिनं) તેઓ પરમેષ્ઠિને જાણે છે, (यः वेद परमेष्ठिनं) જે પરમેષ્ઠિને જાણે છે અને (यः च प्रजापतिं वेद) જે પ્રજાપતિ-ને જાણે છે, અને (ये ज्येष्ठं ब्राह्मणं विदुः) જે જ્યેષ્ઠ બ્રાહ્મણને જાણે છે (ते स्कम्भं अनुसंविदुः) તેઓ સર્વાધારને બરાબર રીતે જાણે છે. (૧૭)

(यस्य शिरः वैश्वानरः) જેનું માથું વૈશ્વાનર અગ્નિ છે, (चक्षुः अङ्गिरसः अभवन्) અને આંખ અંગિરસ અગ્નિ બની ગયા છે. (यस्य अंगानि यातवः) જેના અવયવો-યાતુ રાક્ષસો છે (तं स्कंभं०) તે સર્વાધાર સ્કંભના વિષયમાં કહો, તે કોણ છે? (૧૮)

(यस्य मुखं ब्रह्म आहुः) જેનું મુખ બ્રહ્મ છે એમ કહેવાય છે, (उत मधुकशां जिव्हां) અને જીભ મધુકશા બની છે, (यस्य ऊधः विराजं) જેના સ્તન-દુગ્ધાશય તે વિરાટ સ્વરૂપના છે (तं स्कंभं०) તે સ્કંભના વિષયમાં કહો કે તે કોણ છે? (૧૯)

(यस्मात् ऋचः अपातक्षन्) જેનાથી ઋચાઓ બની (यस्मात यजुः अपाकषन्) જેનાથી યજુર્વેદ બન્યો (यस्य लोमानि सामानि) જેની રૂંવટી સામ છે, જેનું (मुखः अथर्वा अङ्गिरसः) મુખ અંગિરસ અથર્વા છે. (तं स्कंभं०) તે સર્વાધારના વિષયમાં કહો કે તે કોણ છે? (૨૦)

(असत्-शाखां प्रतिष्ठन्तीं) અસતમાંથી ઉત્પન્ન થએલી અને સ્થિરતાથી રહેવાવાળી એક શાખા છે જેને (जनाः परमं इव विदुः) મનુષ્ય પરમશ્રેષ્ઠ તત્વ છે એમ માને છે. (उत ये अवरे सत् मन्यन्ते) અને જે બીજા લોકો છે તે તેમને સત્ જ માને છે. (ते शाखां उपासते) તેઓ તે શાખાની ઉપાસના કરે છે. (૨૧)

यस्य त्रयस्त्रिंशद्देवा निधिं रक्षन्ति सर्वदा ।
निधिं तमद्य को वेद यं देवा अभिरक्षथ ॥ २३ ॥
यत्र देवा ब्रह्मविदो ब्रह्म ज्येष्ठमुपासते ।
यो वै तान्विद्यात्प्रत्यक्षं स ब्रह्मा वेदिता स्यात् ॥ २४ ॥
बृहन्तो नाम ते देवा येऽसतः परि जज्ञिरे ।
एकं तदङ्गं स्कम्भस्यासदाहुः परो जनाः ॥ २५ ॥
यत्र स्कम्भः प्रजनयन्पुराणं व्यवर्तयत् ।
एकं तदङ्गं स्कम्भस्य पुराणमनुसंविदुः ॥ २६ ॥
यस्य त्रयस्त्रिंशद्देवा अङ्गे गात्रा विभेजिरे ।
तान्वै त्रयस्त्रिंशद्देवानेके ब्रह्मविदो विदुः ॥ २७ ॥
हिरण्यगर्भं परममनत्युद्यं जना विदुः ।
स्कम्भस्तदग्रे प्रासिञ्चद्धिरण्यं लोके अन्तरा ॥ २८ ॥

---

( यत्र ) જ્યાં આદિત્ય, રૂદ્ર અને વસુ ( समाहिताः ) રહે છે, ( भूतं भव्यं च ) ભૂત, ભવિષ્ય અને વર્તમાન તથા ( यत्र सर्वे लोकाः प्रतिष्ठिताः ) જ્યાં આ સર્વ લોકો આધાર લઇને રહેલા છે. ( तं स्कम्भं० ) તે સર્વાધારના વિષયમાં કહો કે તે કોણ છે ? ( ૨૨ )

( त्रयः त्रिंशत् देवाः ) તેત્રીસ દેવ ( यस्य निधिं सर्वदा रक्षन्ति ) જેના નિધિની સર્વદા રક્ષા કરે છે. હે દેવો ! ( यं अभिरक्षथ ) જેની તમે રક્ષા કરો છો ( तं निधिं अद्य कः वेद ) તે નિધિને આજે કોણ જાણે છે ? ( ૨૩ )

( यत्र ब्रह्म विदः देवाः ) જ્યાં બ્રહ્મને જાણનારા વિદ્વાન જ્ઞાની ( ज्येष्ठं ब्रह्म उपासते ) શ્રેષ્ઠ બ્રહ્મની ઉપાસના કરે છે ( यः वै तान् प्रत्यक्षं विद्यात् ) જે નિશ્ચયપૂર્વક તેને પ્રત્યક્ષ જાણશે. ( सः वेदिता ब्रह्मा स्यात् ) તે જ્ઞાતા બ્રહ્મા થઇ જશે. ( ૨૪ )

( ते देवाः बृहन्तः नाम ) તે દેવ મહાન પ્રસિદ્ધ છે ( ये असतः परि जज्ञिरे ) જે અસતથી અર્થાત્ પ્રકૃતિથી ઉત્પન્ન થએલ છે. ( तत् एकं स्कम्भस्य अंगं ) તે સ્કંભનું એક અંગ છે જેને ( जनाः असत् परः आहु ) જ્ઞાનીલોક અસત્ પરંતુ શ્રેષ્ઠ છે એમ કહે છે. ( ૨૫ )

( यत्र स्कंभः प्रजनयन् ) જ્યાં સર્વાધાર આત્મા સૃષ્ટિ-ઉત્પત્તિ કરે છે તથા ( पुराणं व्यवर्तयत् ) પુરાણોની પણ જે ફરી ફરી રચના કરે છે ( तत् स्कंभस्य एकं अंगं ) તે સર્વાધાર આત્માનું એક અંગ ( पुराणं अनुसंविदुः ) પુરાણના નામથી જાણે છે. ( ૨૬ )

( यस्य अंगे गात्रा ) જેના શરીરના અવયવોમાં ( त्रयः त्रिंशत् देवाः विभेजिरे ) તેત્રીસ દેવ વિભક્ત થઇને રહે છે. ( तान् वै त्रयः त्रिंशत् देवान् ) તે તેત્રીસ દેવોને ( एके ब्रह्मविदः विदुः ) માત્ર એકલા બ્રહ્મજ્ઞાની જ જાણી શકે છે. ( ૨૭ )

( जनाः हिरण्यगर्भं ) લોકો હિરણ્યગર્ભને ( परमं अनति-उद्यं विदुः ) શ્રેષ્ઠ અને ઉચ્ચ માને છે, ( लोके अन्तरा ) આ લોકોની વચમાં ( अग्रे स्कंभः तत् हिरण्यं प्रासिञ्चत् ) પ્રારંભમાં સર્વાધાર આત્માએ જ તે સુવર્ણમય હિરણ્યગર્ભ નિર્માણ કર્યું. ( ૨૮ )

स्कुम्भे लोकाः स्कुम्भे तपः स्कुम्भेऽध्यृतमाहितम् ।
स्कम्भं त्वा वेद प्रत्यक्षमिन्द्रे सर्वं समाहितम् । ॥ २९ ॥
इन्द्रे लोका इन्द्रे तप इन्द्रेऽध्यृतमाहितम् ।
इन्द्रं त्वा वेद प्रत्यक्षं स्कुम्भे सर्वं प्रतिष्ठितम् ॥ ३० ॥
नाम नाम्ना जोहवीति पुरा सूर्यात्पुरोषसः ।
यदजः प्रथमं संबभूव स ह तत्स्वराज्यमियाय यस्मान्नान्यत्परमस्ति भूतम् ॥ ३१ ॥
यस्य भूमिः प्रमान्तरिक्षमुतोदरम् ।
दिवं यश्चक्रे मूर्धानं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥ ३२ ॥
यस्य सूर्यश्चक्षुश्चन्द्रमाश्च पुनर्णवः ।
अग्निं यश्चक्र आस्यं१ तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥ ३३ ॥
यस्य वातः प्राणापानौ चक्षुरङ्गिरसोऽभवन् ।
दिशो यश्चक्रे प्रज्ञानीस्तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥ ३४ ॥

---

( स्कंभे लोकाः ) સ્કંભ સર્વાધાર પરમાત્મા છે, તેના આધારથી સર્વ લોકો રહે છે, ( स्कंभे तपः ) તેનામાં તપ રહે છે, ( स्कंभे अधि ऋतं आहितं ) તેના આધારથી ઋત-સત્ય રહે છે. હે ( स्कम्भ ) સર્વાધાર ! હું ( त्वा प्रत्यक्षं वेद ) તને પ્રત્યક્ષ જાણું છું કે તારા ( इन्द्रे सर्वं समाहितं ) ઇન્દ્રમાં જ આ સર્વ સમાયેલું છે. ( ૨૯ )

( इन्द्रे० ) ઇન્દ્રમાં સર્વલોક, તપ અને ઋત એટલે સત્ય રહેલાં છે. હે ઇન્દ્ર ! હું ( त्वा प्रत्यक्षं वेद ) તને પ્રત્યક્ષ જાણું છું કે તું જ ( स्कंभे सर्वं प्रतिष्ठितम् ) ઇશ્વર છે, સર્વાધાર છે જેમાં આ સર્વ સમાયેલું છે. ( ૩૦ )

( सूर्यात् पुरा उपसः पुरा ) સૂર્યોદયની પહેલાં, પરોઢ-ઉષઃકાલની પહેલાં ( नाम्ना नाम जोहवीति ) નામ સંકીર્તનની સાથે ઇશ્વરના યશનું ગાન કરે છે, ઇશ્વરભક્તિ કરે છે. ( यत् अजः प्रथमं सं बभूव ) જ્યારે આ પ્રકારે પ્રયત્નશીલ આત્મા પ્રથમ ઇશ્વરની સાથે સારી રીતે મેળાપ કરે છે. ( सः ह तत् स्वराज्यं इयाय ) તે જ તે સ્વરાજ્ય-એટલે સ્વાત્માનંદ સ્વરાજ્યને પ્રાપ્ત કરે છે કે ( यस्मात् अन्यत् परं भूतं न अस्ति ) જેના કરતાં બીજું કાંઇ પણ શ્રેષ્ઠ બનેલું નથી. ( ૩૧ )

( यस्य भूमिः प्रमा ) જેની ભૂમિ એક પગલાના પ્રમાણ જેટલી છે, ( उत अन्तारिक्षं उदरं ) અને અંતરિક્ષ જેનું ઉદર છે, ( यः दिवं मूर्धानं चक्रे ) જેણે દ્યુલોકને પોતાનું શિર બનાવ્યું છે. ( तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ) તે જ્યેષ્ઠ બ્રહ્મને મારા નમસ્કાર હોજો. ( ૩૨ )

( यस्य सूर्यः चक्षुः ) જેની સૂર્ય આંખ છે (पुनः-नवः चन्द्रमा च) તથા પુનઃ પુનઃ નવો બનવાવાળો ચંદ્રમા જેની બીજી આંખ છે ( अग्निं यः आस्यं चक्रे ) જેણે અગ્નિને પોતાનું મુખ બનાવ્યું છે ( तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ) તે જ્યેષ્ઠ બ્રહ્મને મારા નમસ્કાર હોજો. ( ૩૩ )

( यस्य प्राणापानौ वातः ) જેના પ્રાણ અને અપાન એ આ વાયુ છે અને ( चक्षुः अंगिरसः अभवन् ) આંખો અંગિરસ બનેલ છે, ( यः दिशः प्रज्ञानीः चक्रे ) જેણે દિશાઓને બુદ્ધિના સાધન તરીકે જ્ઞાન બનાવ્યા છે. ( तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ) તે શ્રેષ્ઠ બ્રહ્મને માટે નમસ્કાર હો. ( ૩૪ )

स्कुम्भो दाधार द्यावापृथिवी उभे इमे स्कुम्भो दाधारोर्वं१न्तरिक्षम् ।
स्कुम्भो दाधार प्रदिशः षडुर्वीः स्कम्भ इदं विश्वं भुवनमा विवेश ॥ ३५ ॥
यः श्रमात्तपसो जातो लोकान्त्सर्वान्त्समानशे ।
सोमं यश्चक्रे केवलं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥ ३६ ॥
कथं वातो नेलयति कथं न रमते मनः ।
किमापः सत्यं प्रेप्सन्तीर्नेलयन्ति कदा चन ॥ ३७ ॥
महद्यक्षं भुवनस्य मध्ये तपसि क्रान्तं सलिलस्य पृष्ठे ।
तस्मिन् छ्रयन्ते य उ के च देवा वृक्षस्य स्कन्धः परित इव शाखाः ॥ २८ ॥
यस्मै हस्ताभ्यां पादाभ्यां वाचा श्रोत्रेण चक्षुषा ।
यस्मै देवाः सदा बलिं प्रयच्छन्ति विमितेऽमितं
स्कम्भं तं ब्रूहि कतमः स्विदेव सः ॥ ३९ ॥
अप तस्य हतं तमो व्यावृत्तः स पाप्मना ।
सर्वाणि तस्मिन् ज्योतींषि यानि त्रीणि प्रजापतौ ॥ ४० ॥

---

(स्कंभः इमे उमे द्यावापृथिवी दाधार) આ સર્વાધારે આ પૃથ્વી અને દ્યુલોકને ધારણ કરેલ છે. (स्कम्भः उरू अन्तरिक्षं दाधार) તેણે વિસ્તૃત અંતરિક્ષને ધારણ કરેલ છે. (स्कंभः षट् उर्वीः प्रदिशः दाधार) તેણે આ છ મહાન દિશાઓ ધારણ કરેલ છે. (स्कंभः इदं विश्वं भुवनं आविवेश) તે જ આ સર્વ વિશ્વમાં પ્રવેશ પામેલ છે. (૩૫)

(यः तपसः श्रमात् जातः) જે તપના શ્રમથી પ્રગટ થઇને (सर्वान् लोकान् सं आनशे) સર્વ લોકોમાં તે વ્યાપી રહ્યો છે. (यः सोमं केवलं चक्रे) જેણે માત્ર એક સોમને જ ઉત્તમ ઔષધિરૂપ બનાવેલ છે. (तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः) તે શ્રેષ્ઠ બ્રહ્મને માટે મારા નમસ્કાર હોજો. (૩૬)

(कथं वातः न इलयति) વાયુ સ્થિર કેમ રહી શકતો નથી? (कथं मनः न रमते) મન કેમ રમતું નથી એટલે આનંદિત રહેતું નથી? (किं सत्यं प्र-ईप्सन्तीः आपः) શું સત્યની પ્રાપ્તિની ઇચ્છાથી જળ (कदाचन न इलयन्ति) કદી પણ સ્થિર નથી રહેતું. (૩૭)

(भुवनस्य मध्ये महत् यक्षं) આ વિશ્વની વચ્ચે, એટલે મધ્યમાં, એટલે કે કેન્દ્રમાં, એક મહાન પૂજ્ય દેવ છે. (तपसि क्रान्तं सलिलस्य पृष्ठे) તાપ–ઉષ્ણતા–ગરમી આપવામાં જે વિશેષ હીલચાલ કરે છે, ફેરફાર કરે છે અને જે પાણીના પાછલા ભાગમાં છે. (तस्मिन् ये उ के च देवाः श्रयन्ते) તેમાં જે કોઇ દેવ હોય તે વાસ કરે છે, (वृक्षस्य स्कन्धः परितः शाखा इव) જેવી રીતે વૃક્ષના ખભાની જેમ તેની શાખાઓ ચારે તરફ હોય છે. (૩૮)

(यस्मै हस्ताभ्यां पादाभ्यां) જેને માટે હાથ અને પગ (वाचा श्रोत्रण चक्षुषा) વાણી, કાન અને આંખોથી, (देवाः यस्मै सदा अमितं वलिं यस्मै विमिते प्रयच्छन्ति) દેવ હંમેશા સીમા વગરના ઉપહાર જે અપરિમિતને માટે આપે છે (स्कंम्भं तं ब्रूहि कतमः स्वित् एव सः) તે સર્વાધારના વિષયમાં કહો કે તે કોણ છે? (૩૯)

यो वेतसं हिरण्ययं तिष्ठन्तं सलिले वेद । स वै गुह्यः प्रजापतिः ॥ ४१ ॥
तन्त्रमेके युवती विरूपे अभ्याक्रामं वयतः षण्मयूखम् ।
प्रान्या तन्तूंस्तिरते धत्ते अन्या नाप वृञ्जाते न गमातो अन्तम् ॥ ४२ ॥
तयोरहं परिनृत्यन्त्योरिव न वि जानामि यतरा परस्तात् ।
पुमानेनद्वयत्युद्गृणत्ति पुमानेनद्वि जभाराधि नाके । ॥ ४३ ॥
इमे मयूखा उप तस्तभुर्दिवं सामानि चक्रुस्तसराणि वातवे ॥ ४४ ॥

---

(तस्य तमः अपहतं) તેનું અજ્ઞાન દૂર થઇ ચુકયું છે (सः पाप्मना व्यावृतः) તે પાપથી દૂર થઇ ચૂકયો છે. (यानि त्रीणि ज्योतींषि) જે ત્રણ જ્યોતિઓ છે (सर्वाणि तस्मिन् प्रजापतौ) તે સર્વ પ્રજાપતિમાં છે. (૪૦)

(यः सलिले हिरण्ययं वेतसं तिष्ठन्तं वेद) જે પાણીમાં સોનાના નેતરને આધારે સ્થિર ઉભો છે, તેને જાણે છે (सः वै गुह्यः प्रजापतिः) તે જ ગુહ્ય પ્રજાપતિ છે. (૪૧)

(एके विरूपे युवती) બે વિરૂદ્ધ રૂપવાળી સ્ત્રીઓ (षट् मयूखं तंत्रं) છ ખીટીવાળા તાણા પર (अभि आक्रामं वयतः) વારંવાર ફરી ફરીને તેના પર વણે છે, તેમાંથી (अन्या तन्तून् प्रतिरते) બીજી દોરાઓને ફેલાવે છે અને (अन्या धत्ते) બીજી તેને ધારણ કરે છે. (न अपवृञ्जाते) આરામ કરતી નથી. અને (न गमातो अन्तं) પૂરૂં પણ કરતી નથી. એટલે કે કાર્ય સમાપ્ત કરતી નથી. (૪૨)

(परिनृत्यन्त्योः इव तयोः) જાણે કે નાચતી હોય એવી તે બે સ્ત્રીઓમાંથી (यतरा परस्तात् न विजानामि) કોણ દૂરની છે એ હું જાણતો નથી. (एनत् पुमान् वयति) તેના પર એક પુરૂષ વણે છે (एनत् पुमान् उद्गृणति) તેને બીજો પુરૂષ ઉકેલી નાંખે છે. તે (अधि नाके विजभार) સ્વર્ગમાં તેને ધારણ કરે છે. (૪૩)

(इमे मयूखाः दिवं उप तस्तभुः) તે ખીટીંઓ દ્યુલોકને સ્થિર કરીને ધારણ કરે છે. (सामानि वातवे तसराणि चक्रुः) સામવેદને વણવા માટે તાંતણાઓના જાળાની જેમ બનાવ્યા છે. (૪૪)

---

# ઇશ્વરનું પ્રચંડ સામર્થ્ય

(ऋषिः- जाटिकायनः । देवताः- इन्द्रः)

## કાંડ ૬, સૂકત ૩૩

यस्येदमा रजो युजस्तुजे जना वनं स्वः । इन्द्रस्य रन्त्यं बृहत् ॥ १ ॥
नाधृष आ दधृषते धृषाणो धृषितः शवः ।
पुरा यथा व्यथिः श्रव इन्द्रस्य नाधृषे शवः ॥ २ ॥
स नो ददातु तां रयिमुरुं पिशङ्गसंदृशम् । इन्द्रः पतिस्तुविष्टमो जनेष्वा ॥ ३ ॥

અર્થ— હે ( जनाः ) લોકો ! ( अस्य तुजे ) આ પ્રભુના બળમાં ( इदं रजः ) આ અનેક લોકો, ( वनं स्वः ) આ વન અર્થાત્ પૃથ્વી અને આ સ્વર્ગ ( आ सुजः ) સંયુક્ત થયું છે. એટલું ( इन्द्रस्य बृहत् रन्त्यं ) આ પ્રભુનું ઘણું જ રમણીય સામર્થ્ય છે. ( ૧ )

( धृषितः ) પરાજીત થએલ શત્રુ ( धृषाणः शवः न आधृषे ) તેને હરાવનારના બળની બરાબરી કરી શકતો નથી તેમજ ( आदधृषते ) તેને હરાવી પણ શકતો નથી. ( यथा पुरा व्यथिः ) જેવી રીતે દુઃખ અને પીડાથી થાકેલો શત્રુ ( इन्द्रस्य श्रवः शवः न आधृषे ) પ્રભુના વખાણવા લાયક બળને હરાવી શકતો નથી. ( ૨ )

( इन्द्रः जनेषु तुविष्मः पतिः आ ) ઇશ્વર જન્મ લેનારા સર્વ જીવોથી ઘણો મહાન સમર્થ પ્રભુ છે. ( सः नः तां उरूं पिशङ्गसदृशं रयिं ददातु ) તે અમને સર્વને સોનાના જેવું મહાન ધન આપે. ( ૩ )

ભાવાર્થ—તેના સામર્થ્યથી આ ભૂલોક, અન્તર્રિક્ષલોક અને સ્વર્ગલોક રહે છે. તે પ્રભુનું આવું પ્રચંડ સામર્થ્ય છે, શક્તિ છે. તે પ્રભુને કોઇ પણ શત્રુ હરાવી શકતો નથી, કારણ કે તેની શક્તિ જ વિલક્ષણ પ્રભાવશાળી છે. બધા ઉત્પન્ન થએલા પદાર્થો કરતાં તે પ્રભુ અધિક સમર્થ છે, તેથી તે પ્રભુ અમને ઉત્તમ ધન આપો.

# પરમેશ્વરનો મહિમા

( ऋषिः- अथर्वा । देवताः- रुद्रः )

### કાંડ ૬, સૂક્ત ૬૧

मह्यमापो मधुमदेरयन्तां मह्यं सूरो अभरज्ज्योतिषे कम् ।
मह्यं देवा उत विश्वे तपोजा मह्यं देवः सविता व्यचो धात् ॥ १ ॥
अहं विवेच पृथिवीमुत द्यामहमृतूँरजनयं सप्त साकम् ।
अहं सत्यमनृतं यद्वदाम्यहं दैवीं परि वाचं विशश्च ॥ २ ॥
अहं जजान पृथिवीमुत द्यामहमृतूँरजनयं सप्त सिन्धून् ।
अहं सत्यमनृतं यद्वदामि यो अग्नीषोमावजुषे सखाया ॥ ३ ॥

અર્થ—(आपः मह्यं मधुमत् आ ईरयन्तां) જળ મારે માટે મધુર મધ જેવું રસયુક્ત બનીને વહે. ( सूरः मह्यं ज्योतिषे कं अभरत् ) મારે માટે સૂર્યે પ્રકાશ આપવાને ચારે દિશાઓમાં પોતાના કિરણો ફેલાવી પ્રકાશથી ભરી દીધા છે. ( उत विश्वे तपोजाः देवाः ) અને પ્રકાશ આપનારા સર્વ દેવો ( सविता देवः च मह्यं व्यचः धात् ) અને સૂર્યદેવ પણ મારે માટે મહાવિસ્તારને ધારણ કરી રહ્યા છે.

( अहं पृथिवीं उत द्यां विवेच ) મેં પૃથ્વી અને દ્યુલોકને પૃથક્ પૃથક્ કરેલ છે. ( अहं सप्त ऋतून् साकं अजनयं ) મેં સાત ઋતુઓને એક સાથે બનાવી છે. (अहं सत्यं अनृतं यत् મારે માટે સત્ય અથવા અસત્ય જે વાણી બોલવામાં આવે છે તે ( विशः दैवीं वाचं अहं परिवदामि ) મનુષ્યોની જે દૈવીવાણી છે તે સર્વ પ્રકારે હું બોલું છું. ( ૨ )

( अहं पृथिवीं उत द्यां जजान ) મેં પૃથ્વી અને દ્યુલોકને ઉત્પન્ન કર્યાં છે, ( अहं सप्त ऋतून् सिंधून् अजनयम् ) મેં સાત ઋતુઓ અને સમુદ્રોને બનાવ્યા છે, ( अहं सत्यं अनृतं यत् वदामि ) જે કાંઇ સત્ય અથવા અસત્ય બોલવાનું હોય તે સર્વ હું જ બોલું છું, અને ( सखायौ अग्निषोमौ अजुषे ) મિત્ર, અગ્નિ અને સોમને એક બીજાની સાથે મેળવું છું. ( ૩ )

ભાવાર્થ—જળ પરમેશ્વરની પ્રેરણાથી મધુર રસ સાથે વહી રહ્યુ છે, સૂર્ય તેને માટે જ પ્રકાશે છે, સર્વ અન્ય દેવો તેના મહિમાના વિસ્તાર માટે જ પ્રયત્ન કરી રહ્યા છે. ( ૧ )

પૃથ્વી, દ્યુલોક તે જ ઇશ્વરે બનાવ્યાં છે, છ ઋતુઓ અને સાતમી ઋતુ અધિકમાસ પણ તેના દ્વારા જ બનાવાય છે. મનુષ્યોની વાણી તેની પ્રેરણાથી જ બોલાય છે. ( ૨ )

સપ્ત સમુદ્રો અને સપ્ત નદીઓ તેની જ આજ્ઞાથી બનેલ છે. આંતરિક પ્રેરણા પણ તે જ કરે છે અને અગ્નિની સાથે સોમની શક્તિ પણ તેણે જ જોડી છે. ( ૩ )

આ વિશ્વની રચના પરમેશ્વર કરે છે, એ વાત પરમેશ્વરે પોતે જ આ સૂક્તમાં કહી છે.

## તેજસ્વી ઇશ્વર

( ऋषिः- चातनः । देवताः- अग्निः )

કાંડ, ૬ સૂક્ત ૩૪

प्राग्नये वाचमीरय वृषभाय क्षितीनाम् । स नः पर्षदति द्विषः ॥ १ ॥
यो रक्षांसि निजूर्वत्यग्निस्तिग्मेन शोचिषा । स नः पर्षदति द्विषः ॥ २ ॥
यः परस्याः परावतस्तिरो धन्वातिरोचते । स नः पर्षदति द्विषः ॥ ३ ॥
यो विश्वाभि विपश्यति भुवना सं च पश्यति । स नः पर्षदति द्विषः ॥ ४ ॥
यो अस्य पारे रजसः शुक्रो अग्निरजायत । स नः पर्षदति द्विषः ॥ ५ ॥

અર્થ— ( क्षितीनां वृषभाय अग्नये ) પૃથ્વી આદિ સર્વ લોકોની મહાબળવાન તેજસ્વી ઇશ્વરને માટે ( वाचं प्र ईरय ) સ્તુતીરૂપ વાણીને પ્રેરિત કરો. ( यः अग्निः ) જે તેજસ્વી પ્રભુ ( तिग्मेन शोचिषा रक्षांसि निजूर्वति ) પોતાના તીક્ષ્ણ પ્રકાશથી રાક્ષસોને નષ્ટ કરે છે. ( यः परस्याः परावतः धन्व ) જે દૂરમાં દૂર આવેલા સ્થાનને ( तिरः अतिरोचते ) પાર કરીને ચમકે છે. ( यः विश्वा भुवना अभिविपश्यति ) જે સર્વ ભુવનોને અલગ અલગ પણ જુએ છે અને ( सं पश्यति ) સાથે હળેલા મળેલા પણ જુએ છે. ( यः शुक्रः अग्निः ) જે તેજસ્વી પ્રકાશક દેવ (अस्य रजसः पारे अजायत) આ સર્વ લોકોથી ઘણે દૂર સુધી પ્રગટ રહે છે. ( सः नः द्विषः अति पर्षद् ) તે અમને સર્વ શત્રુઓથી દૂર કરીને પૂર્ણ બનાવે. ( ૧–૫ )

ઇશ્વર સર્વથી મહા બળવાન છે, તે પોતાના તેજ માત્રથી સર્વ દુષ્ટોને નષ્ટ કરે છે એટલે કે દુષ્ટોનો નાશ કરે છે, તે સર્વ પદાર્થ માત્રને અલગ અલગ અને મળેલી અવસ્થામાં યથાવત્ જાણે છે, તે અત્યંત તેજસ્વી છે અને આ દશ્ય જગતથી દૂર વિરાજમાન છે, તે પોતાના ઉપાસકોને શત્રુઓથી બચાવીને પરિપૂર્ણ બનાવે છે.

# વિજયી ઇન્દ્ર

( ऋषिः- अथर्वा । देवताः- सोमः वनस्पतिः । )

કાંડ ૬, સૂકત ૨

इन्द्राय सोममृत्विजः सुनोता च धावत । स्तोतुर्यो वचः शृणवद्धवं च मे ॥ १ ॥

आ यं विशन्तीन्दवो वयो न वृक्षमन्धसः । विरप्शिन्वि मृधो जहि रक्षस्विनीः ॥ २ ॥

सुनोता सोमपाव्ने सोममिन्द्राय वज्रिणे । युवा जेतेशानः स पुरुष्टुतः ॥ ३ ॥

અર્થ— હે ( ऋत्विजः ) ઋતુઓને અનુકૂળ યજ્ઞ કરનારાઓ ( इन्द्राय सोमं सुनोत ) ઇન્દ્રને માટે સોમરસ નિચોવીને ગાળીને તૈયાર કરો ! ( च आ धावत ) અને તેને સારી રીતે શુદ્ધ કરો. ( यः स्तोतुः मे वचः ) હું જે સ્તુતિ કરવાવાળો છું તે મારી સ્તુતિ સાંભળે અને ( हवं च ) મારી પ્રાર્થનાઓ ( शृणवत् ) સાંભળે. ( ૧ )

( यं अन्धसः इन्दवः ) જેના પ્રત્યે અંતરરસના અંશ ( आविशन्ति ) પહોંચે છે. ( वृक्षं वयः न ) જેવી રીતે પક્ષીઓ વૃક્ષ તરફ ખેંચાઇને જાય છે. હે ( विरप्शिन् ) વિજ્ઞાનયુકત વીર ! ( रक्षस्विनीः मृधः विजहि ) આસુરીવૃત્તિના શત્રુઓનો નાશ કર. ( ૨ )

( सोमपाव्ने वज्रिणे इन्द्राय ) સોમપાન કરનારા શસ્ત્રધારી વીર ઇન્દ્રને માટે ( सोमं सुनोत ) સોમનો રસ નિચોવીને તૈયાર કરો. ( सः पुरुष्टुतः जेता युवा ईशानः ) તે પ્રશંસનીય વિજયી યુવાન ઈશ્વર છે. ( ૩ )

ભાવાર્થ— હે યાજકો ! ઇન્દ્રદેવને માટે સોમરસ નિચોવીને અને તેને ગાળીને પવિત્ર, શુદ્ધ બનાવો તે પ્રભુ એવો છે કે જે અમારી પ્રાર્થના સાંભળે છે અને અમારા મનોરથ પૂર્ણ કરે છે. ( ૧ )

તે પ્રભુની પાસે જ આ સોમયજ્ઞ પહોંચે છે. હે વીરો ! આસુરી-રાક્ષસીભાવવાળા શત્રુઓને હરાવો ( ૨ )

સોમપાન કરવાવાળા વજ્રધારી ઇન્દ્રદેવને માટે સોમરસ તૈયાર કરો. તે જ ઇન્દ્ર પ્રશંસનીય વિજયી યુવાન વીર છે અને તે જ સર્વનો પ્રભુ છે. ( ૩ )

## ઇન્દ્રને માટે સોમરસ

સોમરસ કાઢીને તેને ગાળીને પવિત્ર બનાવીને તેને પ્રભુને સમર્પણ કરવો જોઇએ અને જે અવશેષ રહે તેનું આપણે પોતે સેવન કરવું જોઇએ. આ સોમરસ પુષ્કળ બળવર્ધક, પૌષ્ટિક, આરોગ્યવર્ધક, ઉત્સાહવર્ધક અને તેજસ્વિતા વધારનારો છે. ઇશ્વરને ભક્તિપૂર્વક સમર્પણ કર્યા પછી જ જે બાકી રહે તેનું સેવન કરવાનું મહત્વ આ સૂકતમાં છે.

ત્રીજા મંત્રમાં " ઇશાન " શબ્દ છે જે ઇન્દ્ર શબ્દનું વિશેષણ હોવાથી અહીંનું વર્ણન પરમાત્મા વિષે જ હોવાનું નિશ્ચયપૂર્વક કહે છે. " યુવા, જેતા, ઇન્દ્ર " ઇત્યાદિ શબ્દો પણ પ્રભુવાચક છે, ઇશ્વરને માટે જ છે એ પ્રસિદ્ધ છે.

# વિજયી દેવ

( ऋषिः- प्रस्कण्वः । देवताः- इन्द्रः विष्णुः । )

કાંડ ૭, સૂક્ત ૪૪

उभा जिंग्यथुर्न परा जयेथे न परा जिग्ये कतरश्चनैनयोः ।
इन्द्रश्च विष्णो यदपस्पृधेथां त्रेधा सहस्रं वि तदैरयेथाम् ॥ १ ॥

અર્થ— ( उभा ) બન્ને ઇન્દ્ર અને વિષ્ણુ ( जिग्यथुः ) વિજય કરે છે, તેઓ કદી પણ ( न पराजयेथे ) પરાજય પામતા નથી. ( एनयोः कतरः चन न पराजिग्ये ) તેઓમાંનો એકપણ કદી પરાજીત થતો નથી. ( इन्द्रः विष्णो च ) હે ઇન્દ્ર અને હે વિષ્ણુ ! ( यत् अपस्पृधेथां ) જ્યારે તમે બન્ને બરાબર મન લગાડીને યુદ્ધ કરો છો, ( तत् सहस्रं त्रेधा वि ऐरयेथां ) ત્યારે હજારો શત્રુઓને ત્રણ પ્રકારે નસાડી દો છો. ( ૧ )

ભાવાર્થ—'વિષ્ણુ' નામ વ્યાપક પરમાત્માનું છે અને 'ઇન્દ્ર' નામ શરીરમાં રહેલી ઇન્દ્રિયોને પોતાની શક્તિ પ્રદાન કરનારા જીવાત્માનું છે. આ બન્ને વિજયી છે. આ જ નર અને નારાયણ છે. તેઓ શરીરરૂપી એકજ રથપર ચઢે છે અને વિજય પ્રાપ્ત કરે છે. આ બન્ને તેમજ તેઓમાંનો એક એક પણ હંમેશાં વિજયશાળી બને છે. તેઓ પોતાના શત્રુઓને અનેક પ્રકારે નસાડે છે. પાઠક આ મંત્રથી એ ભાવ મનમાં સમજે કે વિજયી ઇન્દ્ર તો તેનો પોતાનો જીવાત્મા જ છે, અને વિષ્ણુ તેનો પરમમિત્ર પરમાત્મા છે, તેની વિજયીશક્તિ તેની અંદર છે. તેથી જો તેઓ આ શક્તિનો યોગ્ય ઉપયોગ કરી શકશે તો તેમનો નિઃસન્દેહ વિજય થશે.

# પ્રભુનું ધ્યાન

( ऋषिः- अथर्वा । देवताः- अग्निः )

કાંડ ૭, સૂક્ત ૭૧

परि त्वाग्ने पुरं वयं विप्रं सहस्य धीमहि। धृषद्वर्णं दिवेदिवे हन्तारं भङ्गुरावतः ॥ १ ॥

અર્થ— હે ( सहस्य अग्ने ) બળવાન તેજસ્વી દેવ ! ( वयं पुरं विप्रं धृषद्वर्णं ) અમે સર્વ પૂરિપૂર્ણ જ્ઞાની, શત્રુઓની સાથે લડનારા ( भंगुरावतः हन्तारं ) વિનાશકને મારી નાખનારા ( त्वा दिवे दिवे परि धीमहि ) તારી, ઇશ્વરની પ્રતિદિન સર્વ તરફથી સ્તુતિ કરીએ છીએ. ( ૧ )

ભાવાર્થ—પરમેશ્વર બળવાન, અગ્નિ સમાન તેજસ્વી, સર્વત્ર પરિપૂર્ણ, જ્ઞાની, શત્રુનો પરાજય કરનાર, મારફાડ કરનારનો વિનાશ કરનારો છે. તેથી તેની સર્વ પ્રકારે સ્તુતિ કરવી યોગ્ય છે. ( ૧ )

મનુષ્ય ઇશ્વરના ગુણગાન ગાય, તે ગુણોને પોતાનામાં ધારણ કરે અને ઇશ્વરના ગુણોને પોતાનામાં વધારે. મનુષ્ય પોતાનામાં આ ગુણોને ધારણ કરે અને વધારે એ સિદ્ધ કરવા માટે જ ઇશ્વરના ગુણોનું વર્ણન પ્રત્યેક સ્થળે કરવામાં આવ્યું છે. અહીં અગ્નિના નામથી ઇશ્વરનું વર્ણન કરેલું છે, અગ્નિ પણ તે પ્રભુની આગ્નેયશક્તિ લઇને અગ્નિગુણથી યુક્ત થયો છે. આ પ્રમાણે જુદાં જુદાં નામ તે એકજ પ્રભુને માટે વારંવાર વપરાય છે.

## રક્ષણ કરનારો દેવ

( ઋષિઃ- मरीचिः काश्यपः । देवता- जातवेदाः )

કાંડ ૭, સૂક્ત ૬૩

पृतनाजितं सहमानमग्निमुक्थैर्हवामहे परमात्सधस्थात् ।
स नः पर्षदति दुर्गाणि विश्वा क्षामद्देवोऽति दुरितान्यग्निः ॥ १ ॥

અર્થ— ( पृतनाजितं सहमानं अग्निं ) શત્રુસેનાનો પરાજય કરનાર સામર્થ્યવાન્ તેજસ્વી દેવને અમે ( उक्थैः परमात् सधस्थात् हवामहे ) સ્તોત્રોથી એટલે કે સ્તુતિ કરીને ઉત્કૃષ્ટસ્થાનથી બોલાવીએ છીએ. ( सः नः विश्वा दुर्गाणि अति पर्षत् ) તે અમને સર્વ દુઃખોથી પાર લઈ જાય અને ( सः अग्निः देवः ) તે તેજસ્વી દેવ ( दुरितानि अति क्षामत् ) અમારી ખરાબદશાઓનો નાશ કરે. ( ૧ )

ભાવાર્થ— શત્રુઓનો પરાભવ કરનારો અને શત્રુઓના આક્રમણોનો સામનો કરનારો તેજસ્વી દેવ પ્રભુ છે. તેનાં અમે ગુણગાન કરીએ છીએ, અને તેને તેના શ્રેષ્ઠસ્થાનથી અહીં અમારી પાસે બોલાવીએ છીએ. તે ખાત્રીપૂર્વક કષ્ટોથી અમારૂં રક્ષણ કરશે અને મુશ્કેલીઓથી પાર કરશે. ( ૧ )

આ પ્રભુની સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના દરેક મનુષ્ય કરે અને તેના આ ગુણ પોતામાં વધારે, અર્થાત્ ઉપાસક પણ શત્રુસેનાનો પરાભવ કરે. શત્રુઓના હુમલાઓને સહન કરીને સામનો કરે, તે નાસી જાય નહિ, બીજાઓને કષ્ટથી બચાવે અને ખરાબસ્થિતિમાં તેમની સહાયતા કરે.

---

## મનુષ્યોનો નિરીક્ષક દેવ

( ઋષિઃ- प्रस्कण्वः । देवता- श्येनः )

કાંડ ૭, સૂક્ત ૪૧

अति धन्वान्यत्यपस्ततर्द श्येनो नृचक्षा अवसानदर्शः ।
तरन्विश्वान्यवरा रजांसीन्द्रेण सख्या शिव आ जगम्यात् ॥ १ ॥
श्येनो नृचक्षा दिव्यः सुपर्णः सहस्रपाच्छतयोनिर्वयोधाः ।
स नो नि यच्छाद्वसु यत्पराभृतमस्माकमस्तु पितृषु स्वधावत् ॥ २ ॥

અર્થ— ( अवसान-दर्शः नृचक्षाः श्येनः ) અંતિમ અવસ્થાને સમજનારો, સર્વ મનુષ્યોને યથાવત્ જાણનારો, સૂર્યની જેવો પ્રકાશમાન ઇશ્વર, ( धन्वानि अति अपः अति ततर्द ) રણ જેવા રેતીવાળા પ્રદેશો પર પણ વરસાદ મોકલે છે, તથા ( विश्वानि अवरा रजांसि ) સર્વ નીચેના ભાગના એટલે કે હલકા લોકો પ્રત્યે ( इन्द्रेण सख्या शिवः ) પોતાના મિત્ર ઇન્દ્રની સાથે કલ્યાણરૂપ બનીને ( तरन् ) સર્વને પાર કરતાં કરતાં ( आ जगम्यात् ) પ્રાપ્ત થાય છે. ( ૧ )

( नृचक्षाः दिव्यः सुपर्णः ) મનુષ્યોનો નિરીક્ષક, દ્યુલોકમાં રહેનારો જેના ઉત્તમ કિરણો છે ( सहस्र-

**पात् शतयोनिः )** હજારો પગોથી સર્વત્ર સંચાર કરવાવાળો, સેંકડો પ્રકારની શકિતઓથી યુકત ( **वयोधाः स्वेनः** ) અન્નને આપનારો સૂર્યના જેવો પ્રકાશમાન દેવ ( **यत् पराभृतं वसु** ) જે બીજાઓથી પ્રાપ્ત થનારૂં ધન છે તે ધન ( **सः नः नियच्छात्** ) તે દેવ અમને આપો. ( **अस्माकं पितृषु स्वधावत् अस्तु** ) અમારા પિતૃઓમાં અન્નનો ભોગ સદાને માટે રહે. ( ૨ )

સર્વ મનુષ્યોની અન્તિમ અવસ્થા કેવી થશે તેનું યથાર્થ જ્ઞાન જેને છે તેવો સર્વ મનુષ્યોના કર્મોનું યોગ્ય નિરીક્ષણ કરનારો, દ્યુલોકમાં પૂર્ણપણે પ્રકાશમાન થનારો, જે હજારો પ્રકારની ગતિઓથી સર્વત્ર સંચાર કરી શકે છે અને જે સેંકડો પ્રકારની ઉત્પાદનશક્તિથી વિવિધ પદાર્થોને ઉત્પન્ન કરી શકે છે, જે સર્વને અન્ન પુરૂં પાડે છે, આવો પ્રકાશમય અને દયાળુ દેવ રેતીના રણ પ્રદેશોપર પણ વરસાદ મોકલે છે, તેમજ તે બીજે સ્થળે વનસ્પતિઓને તો પાણી પુરૂં પાડે જ છે આ દેવ દ્યુલોકના આસપાસ બીજા અન્ય દેશો છે તેમને ધારણ કરે છે, તેમનું કલ્યાણ કરે છે, સર્વને દુઃખથી ઉગારે છે, ઇન્દ્રિ અર્થાત્ આ દેવ જીવાત્માનો પરમમિત્ર છે અને આ ભૂમિપર પણ સર્વત્ર હાજર રહે છે, આ દેવ બીજા પાસેથી જે ધન પ્રાપ્ત થાય છે તે સર્વ તો ઉપાસકોને આપે છે જ, પરંતુ અન્ય પણ ઘણું જ કલ્યાણકારી એવું ધન આપે છે. તે દેવ અમારા પિતૃઓને તેમજ અમને સર્વને અન્નાદિ પદાર્થો આપો.

---

# આત્માની ઉપાસના

( ऋषिः- ब्रह्मा । देवताः- आत्मा )

**કાંડ ૭, સૂક્ત ૨૧**

**समेत विश्वे वचसा पतिं दिव एको विभूरतिथिर्जनानाम् ।**
**स पूर्व्यो नूतनमाविवासत्तं वर्तनिरनु वावृत एकमित्पुरु ॥ १ ॥**

**અર્થ—** ( **विश्वे** ) તમે સર્વ લોકો ( **दिवः पतिं वचसा समेत** ) પ્રકાશલોકના સ્વામી આત્માને સ્તુતિના વચનોથી પ્રાપ્ત કરો. તે ( **एकः जनानां विभूः अ-तिथिः** ) એક છે, સર્વજનો અર્થાત્ પ્રાણીઓમાં વિભુ છે અને તેના આવવા-જવાનો સમય નિશ્ચિત નથી. ( **सः पूर्व्यः** ) તે સર્વથી પૂર્વ હસ્તિવાળો હોવાથી ( **नूतनं आविवासत्** ) નવીન ઉત્પન્ન થએલા શરીરોમાં પણ વસે છે. ( **तं एकं इत्** ) તેના એકના પ્રતિ ( **पुरु वर्तनिः** ) ઘણા પ્રકારના માર્ગ ( **अनुवावृते** ) પહોંચે છે. ( ૧ )

ભાવાર્થ—સર્વ લોકો એકત્ર થઇને પ્રકાશના સ્વામી આત્માની પોતાના શબ્દોમાં સ્તુતિ કરે. તે આત્મા એક છે, અને સર્વ મનુષ્યો તથા પ્રાણીઓની અંદર વિદ્યમાન છે, અને તેના આવવા જવાનો સમય નિશ્ચિત હોતો નથી. તે સર્વની પ્રથમ એકલોજ હસ્તી ધરાવતો હતો, છતાંપણ અનેક નવામાં નવા પદાર્થોમાં પણ તે રહે છે. તે એકજ છે તો પણ અનેક પ્રકારના માર્ગ તેની પાસે પહોંચે છે ( ૧ )

સર્વ લોકો આત્માનો વિચાર કરે. તે આત્મા એકજ છે અર્થાત્ સંપૂર્ણ વિશ્વમાં તે એકજ છે. તેજ સ્વર્ગ અથવા પ્રકાશલોકનો સ્વામી છે, દરેક મનુષ્ય તેના ગુણોનું ગાન કરે, ઉત્પન્ન થએલા અનેક પદાર્થોમાં તે ( વિભૂઃ ) વિદ્યમાન છે અને ( અ-તિથિઃ ) તેની આવવા જવાની તિથિની કોઇને જાણ રહેતી નથી, અથવા ( અતિથિઃ ) તે સતત પ્રેરણા આપનારો છે, સતત્ ગતિ આપનારો છે, વિશ્વને સતત્ ફેરવી રહ્યો છે, અથવા તે અતિથિની માફક પૂજ્ય છે. આ સર્વ જગત્ -

( પૂર્વ્યઃ ) પ્રથમથી જ બનેલું હતું, તે કદી નથી એમ નથી, તે પુરાણ પુરૂષ હોવા છતાં તે નવા પદાર્થોમાં નવા શરીરોમાં રહે છે, સર્વત્ર વ્યાપ્ત હોવાને કારણે તે કોઇ સ્થાનપર નથી એવી વાત નથી, તેથી જ તે પુરાતન તેમજ નૂતન સર્વ પદાર્થોમાં રહે છે. તે આત્મા એક છે છતાં તેની પાસે પહોંચવાના માર્ગ અનેક છે, ગમે તે માર્ગથી જઇએ તો પણ આખરે તો તેની એકની જ પ્રાપ્તિ થવાની છે. કોઇ માર્ગ ભલે લાંબો હોય કે કોઇ ટૂંકો હોય, કોઇ દૂરનો હોય કે નજીકનો પણ પ્રત્યેક માર્ગ ત્યાં સુધી પહોંચે છે તેમાં સંદેહ છેજ નહિ.

આ સૂક્તનું વર્ણન પરમાત્માનું અને થોડી મર્યાદામાં જીવાત્માનું પણ છે. પરમાત્માનું ક્ષેત્ર વિશાળ અને જીવાત્માનું ક્ષેત્ર સંકુચિત છે, અને આ રીતે ક્ષેત્રોની ન્યુનાધિક મર્યાદાને લીધે એકજ વર્ણન બન્નેને લાગુ પડે છે એ વાત પાઠક આ સૂક્તના વિચાર વખતે ધ્યાનમાં રાખે. જીવાત્માની બાબતમાં " અતિથિ " શબ્દ " અનિશ્ચિત તિથિવાળો " એ અર્થમાં લઇ શકાય, અને પરમાત્માની બાબતમાં તેનો અર્થ " ગતિમાન્ " એવો અર્થ થાય. આ પ્રમાણે પાઠક અર્થ સમજીને આત્માનું ગુણવર્ણન બન્ને ક્ષેત્રોમાં કેવું છે તે જાણે અને તે જાણીને તેનાપર વિચાર કરી આત્માના ગુણોનો અનુભવ કરે.

---

# ઉપાસના

( ऋषिः- अथर्वा । देवता- सविता )

### કાંડ ૭, સૂક્ત ૧૪

अभि त्यं देवं सवितारमोण्योः कविक्रतुम् ।
अर्चामि सत्यसवं रत्नधामभि प्रियं मतिम् । ॥ १ ॥
ऊर्ध्वा यस्यामतिर्भा अदिद्युतत्सवीमनि ।
हिरण्यपाणिरमिमीत सुक्रतुः कृपात्स्वः ॥ २ ॥
सावीर्हि देव प्रथमाय पित्रे वर्ष्माणमस्मै वरिमाणमस्मै ।
अथास्मभ्यं सवितर्वार्याणि दिवोदिव आ सुवा भूरि पश्वः ॥ ३ ॥
दमूना देवः सविता वरेण्यो दधद्रत्नं दक्षं पितृभ्य आयूंषि ।
पिबात्सोमं ममदंदेनमिष्टे परिज्मा चित्क्रमते अस्य धर्मणि ॥ ४ ॥

---

અર્થ— ( ओण्योः सवितारं ) રક્ષા કરનારા દ્યુલોક અને પૃથ્વીલોકના ( सवितारं ) ઉત્પાદક સૂર્ય, જે ( कवि-क्रतुः ) જ્ઞાની અને કર્મકર્તા છે. ( सत्यं-सवं रत्नधां ) સત્યનો પ્રેરક અને રમણીયતાનો ધારક છે અને જે ( प्रियं मतिं ) પ્રિય અને મનનીય છે. (त्यं देवं अभि अर्चामि) તે દેવની હું પુજા કરૂં છું. (૧)

( यस्य अमतिः भाः ) જેનું અપરિમિત તેજ ( सवीमनि ऊर्ध्वा अदिद्युतत् ) તેની આજ્ઞામાં રહીને ઉપર ને ઉપર પ્રસરતું જઇને સર્વત્ર પ્રકાશિત થાય છે, તે ( सुक्रतुः हिरण्यपाणिः ) ઉત્તમ કર્મ કરનારૂં તેજ જ જેના હાથ છે. એવો એ દેવ (कृपात् स्वः अमिमीत ) પોતાની શક્તિથી પ્રકાશનું નિર્માણ કરે છે. (૨)

હે દેવ ! તું ( प्रथमाय पित्रे हि सावीः ) પહેલા પાલકને માટે જ તેને ઉત્પન્ન કરે છે અને ( अस्मै वर्ष्माणं ) તેને દેહ, ( अस्मै वरिमाणं ) તેને શ્રેષ્ઠતા, હે ( सवितः ) સવિતા દેવ! ( अथ अस्मभ्यं वार्याणि )

અમારે માટે ઘણા જ પસંદ કરવા લાયક પદાર્થ, ( भूरि पश्वः ) ઘણાં જ પશુઓ ઇત્યાદિ સર્વ ( दिवः दिवः असुव ) હરહંમેશ અમને પ્રદાન કર. ( ૩ )

હે દેવ ! તું ( सविता वरेण्यः ) સર્વનો પ્રેરક, શ્રેષ્ઠ દેવ અને ( दमूनाः ) શમદમયુક્ત મનવાળો છે. તું ( पितृभ्यः रत्नं दक्षं आयूंषि ) પિતાઓને રત્ન, બળ અને આયુષ્ય ( दधत् ) અર્પણ કરતો રહ્યો છે. ( अस्य धर्मणि सोमं पिवात् ) તેના ધર્મશાસનમાં સોમરસરૂપી અન્ન લે છે, તે ( एनं ममदत् ) તેને આનંદિત કરે છે. ( परिज्मा इष्टं चित् क्रयते ) તે ગતિમાન ઇષ્ટ સ્થાન તરફ સંચાર કરે છે. ( ૪ )

---

ભાવાર્થ—સંપૂર્ણ જગતનું રક્ષણ કરનારો, સર્વનો ઉત્પાદક, જ્ઞાની, જગત્કર્તા, સત્યનો પ્રેરક, રમણીય પદાર્થોનો ધારણકર્તા, સર્વનો પ્રિય, જેનું ધ્યાન સર્વ મનુષ્યોએ કરવું જોઇએ એવો સવિતા દેવ છે. હું તેની ઉપાસના કરું છું ( ૧ )

જેની કાન્તિ અપરિમિત છે, જેની આજ્ઞામાં રહીને તેનું તેજ સર્વત્ર ફેલાય છે, જે ઉત્તમ કાર્ય કરે છે, અને તેજનાં કિરણો જ જેના હાથ છે, તે પોતાની શક્તિથી આત્મતેજ ફેલાવે છે. ( ૨ )

આ દેવે જ પ્રારંભમાં જે મનુષ્યો જન્મ્યાં હતાં તેમને માટે સર્વ આવશ્યક પદાર્થો ઉત્પન્ન કર્યા હતા. આ મનુષ્યોને દેહ, શ્રેષ્ઠતા વગેરે સર્વ તેજ આપે છે, તેજ અમને ઘણા પદાર્થો, પશુ વગેરે સર્વ હરહંમેશ આપતો રહેશે. ( ૩ )

આ દેવ સર્વનો પ્રેરક, સર્વથી શ્રેષ્ઠ, માનસિકશક્તિઓનું દમન કરનારો છે, તેણે જ પૂર્વકાળના માનવીઓને ધન, બળ અને આયુષ્ય આપ્યું હતું, તેની શક્તિથી પ્રભાવિત બનીને વનસ્પતિઓ મનુષ્યાદિ પ્રાણીઓને અન્નરસ આપીને પુષ્ટ બનાવે છે, તેનાથી જ સર્વને આનંદ મળે છે. આ દેવ જ સર્વત્ર જરાપણ અટકાયત વગર છૂટથી સંચાર કરે છે. ( ૪ )

ઉપાસ્ય દેવનું આ વર્ણન છે. તેથી તેનું વધારે સ્પષ્ટિકરણ કરવાની આવશ્યકતા નથી. દ્વિજોની ગાયત્રી મંત્રની જે દેવતા છે તેજ "સવિતા" દેવતા તેની છે, અને ગાયત્રી મંત્રના, "देव, सविता, वरेण्य" ઇત્યાદિ શબ્દો જેમના તેમજ આ સૂક્તમાં છે, માનો કે ગાયત્રી મંત્રનું જ અધિક સ્પષ્ટિકરણ આ સૂક્તમાં છે. જો પાઠક ગાયત્રી મંત્રની સાથે આ સૂક્તની તુલના કરી જોશે તો તેને ગાયત્રીનો અર્થ તથા આ સૂક્તના અર્થનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં ઘણો જ લાભ થઇ શકે છે.

---

# સવિતાદેવની ઉપાસના

( ऋषिः- भृगुः । देवता- सविता )

કાંડ ૭, સૂક્ત ૧૫

तां संवितः सुत्यसंवां सुचित्रामाहं वृंणे सुमतिं विश्ववांराम् ।
यामस्य कण्वो अदुंहुत्प्रपींनां सुहस्रंधारां महिषो भगांय ॥ १ ॥

---

અર્થ— હે ( सवितः ) ઉત્પાદક પ્રભુ ! ( अहं सत्यसवां ) હું સત્યની પ્રેરણા કરનારી ( सुचित्रां विश्ववारां तां सुमतिं ) વિલક્ષણ, સર્વની રક્ષા કરનારી ને ઉત્તમ બુદ્ધિનો ( आ वृणे ) સ્વીકાર કરું છું, ( यां सहस्रधारां प्रपीनां ) જે સહસ્રધારાઓથી પુષ્ટ કરનારી શક્તિને ( अस्य भगाय ) પોતાના ભાગ્યને માટે ( महिषः कण्वः अदुहत् ) બળવાન જ્ઞાની મનુષ્ય દોહન કરે છે, અને તેને પ્રાપ્ત કરે છે. ( ૧ )

ભાવાર્થ—જે શક્તિને જ્ઞાની લોકો પ્રાપ્ત કરે છે અને શ્રેષ્ઠ બને છે. તે સત્યપ્રેરક, વિલક્ષણ શક્તિવાળી, સર્વનું રક્ષણ કરનારી, ઉત્તમ મતિરૂપ બુદ્ધિશક્તિનો હું સ્વીકાર કરું છું. ( ૧ )

ગાયત્રી મંત્રમાં કહ્યું છે કે, ( धियो यो नः प्रचोदयात् ) અમારી બુદ્ધિને સવિતા દેવ ચેતના આપે છે. તે જ વર્ણન બીજા શબ્દોમાં અહીં આપેલું છે. ગાયત્રી મંત્રમાં " धी, धियः " શબ્દ છે, તેને બદલે અહીં " सुमति " શબ્દ છે પૂર્વ સૂક્તની જેમ જ આ મંત્ર ગાયત્રી મંત્રનો જ આશય વધુ સ્પષ્ટ કરે છે.

---

# આત્માનો પ્રકાશ

( ऋषिः- ब्रह्मा । । देवता- ब्रध्नः )

**કાંડ ૭, સૂક્ત ૨૨**

अयं सहस्रमा नो दृशे कवीनां मतिर्ज्योतिर्विधर्मणि ॥ १ ॥
ब्रध्नः समीचीरुषसः समैरयन् ।
अरेपसः सचेतसः स्वसरे मन्युमत्तमाश्चिते गोः ॥ २ ॥

**અર્થ—** (अयं) આ પરમાત્મા ( वि-धर्मणि ) વિરૂદ્ધ અથવા વિવિધ ધર્મવાળા પદાર્થોની સંકીર્ણતામાં ( नः कवीनां सहस्रं दृशे ) અમારા જ્ઞાનીઓના હજારો પ્રકારનાં દર્શન માટે ( मतिः ज्योतिः आ ) ઉત્તમ બુદ્ધિ અને જ્યોતિરૂપ બને છે. ( ૧ )

( ब्रध्नः ) મહાન આત્મારૂપી સૂર્ય ( समीचीः अपेरसः ) ઉત્તમ રીતથી ચાલનારી, નિર્દોષ ( सचेतसः मन्युमत्तमा ) જ્ઞાન આપનારી, ઉત્સાહ વધારનારી, ( उपसः ) ઉષઃકાળનાં કિરણોને ( गोः स्वसरे चिते ) ઇન્દ્રિયોના સ્વયં સંચારના માર્ગને બતાવવાના કાર્યમાં ( समैरयन् ) પ્રેરિત કરે છે. ( ૨ )

ભાવાર્થ—વિરૂદ્ધ ગુણધર્મના પદાર્થોમાં વ્યાપ્ત થનારો પરમાત્મા એકજ છે. તે જ્ઞાનીઓને ઉત્તમ માર્ગ હજારો રીતે બતાવે છે, અને તેમને ઉત્તમ બુદ્ધિ અને પ્રકાશ આપે છે. ( ૧ )

આ પરમાત્મા એક મહાન સૂર્ય જ છે. તેનાં કિરણો અત્યંત નિર્મળ, ઉત્સાહ વધારનારાં, પ્રકાશ અપનારાં, અમારી ઇન્દ્રિયોને સંચાર કરવાનો માર્ગ બતાવનારાં છે. અર્થાત્ તેનાથી જ શક્તિ પ્રાપ્ત કરીને અમારી ઇન્દ્રિયો કાર્ય કરતી રહે છે. ( ૨ )

આ સૂક્તમાં જગતનું વર્ણન છે, અને તેમાં વ્યાપ્ત થએલા પરમાત્માનું વર્ણન પણ છે, અને તેની ઉપાસના કરનારા ભક્તોનું પણ વર્ણન અહીં છે.

જગતનું વર્ણન કરનારો શબ્દ છે ( विधर्मणि ) વિરૂદ્ધ ગુણધર્મોવાળું જગત છે. જુઓ, તેમાં અગ્નિ ઉષ્ણ છે તો જળ શિતળ છે, પૃથ્વી સ્થિર છે અને વાયુ ચંચલ છે, પૃથ્વી ઇત્યાદિ પદાર્થો અવયવવાળા છે જ્યારે આકાશ અવયવ રહિત છે આવા વિરૂદ્ધ ગુણધર્મવાળા પદાર્થોમાં એકરસ બનીને વ્યાપી રહેનાર તે આત્મા છે. વિરૂદ્ધ ગુણધર્મવાળા પદાર્થોની સંગતિમાં સતત રહેવા છતાં તેના ગુણધર્મોમાં અદલબદલ કે ફેરફાર થતો નથી. આ જ પ્રકારે વિરૂદ્ધ ગુણધર્મવાળા લોકોને પોતાની પાસે રાખીને પોતે તેમના દુર્ગુણોથી અલિપ્ત રહીને પોતાના શુભગુણોથી તેમને ઉત્તેજીત કરવા જોઇએ.

જેવી રીતે પરમાત્મા સર્વને ( मतिः ज्योतिः ) સદ્બુદ્ધિ અને પ્રકાશ આપે છે, તે જ પ્રકારે પોતાની પાસે જે જ્ઞાન હોય તે બીજાઓને આપવું અને પોતાની પાસે જેટલો પ્રકાશ હોય તેટલો અંધકારમાં ચાલનારા બીજા લોકોને બતાવીને તેમના માર્ગદર્શક બનવું જોઇએ.

તે મહાન છે, તેનાં કિરણો નિર્દોષ છે, તે નિર્મળ છે, ઉત્સાહ પ્રેરક છે તેથી જ મનુષ્યો માટે એજ ઉચિત છે કે તેજ પ્રકારે તેઓ ઉચ્ચ બને, નિર્દોષ બને, શુદ્ધ અને પવિત્ર બને, ઉત્સાહી બને અને બીજાઓને ઉચ્ચ, નિર્દોષ, શુદ્ધ, પવિત્ર અને ઉત્સાહી બનાવે. આ પ્રકારે આત્માના ગુણોનો વિચાર કરીને તે ગુણો પોતામાં વધારવા જોઇએ.

# ઈશ્વરની ભક્તિ

( ऋषिः- उपरिबभ्रवः । देवता- पूषा )

કાંડ ૭, સૂક્ત ૯

प्रपथे पथामजनिष्ट पूषा प्रपथे दिवः प्रपथे पृथिव्याः ।
उभे अभि प्रियतमे सधस्थे आ च परा च चरति प्रजानन् ॥ १ ॥
पूषेमा आशा अनु वेद सर्वाः सो अस्माँ अभयतमेन नेषत् ।
स्वस्तिदा आघृणिः सर्ववीरोऽप्रयुच्छन्पुर एतु प्रजानन् ॥ २ ॥
पूषन्तव व्रते वयं न रिष्येम कदा चन । स्तोतारस्त इह स्मसि ॥ ३ ॥
परि पूषा परस्ताद्धस्तं दधातु दक्षिणम् । पुनर्नो नष्टमाजतु सं नष्टेन गमेमहि ॥ ४ ॥

---

અર્થ— ( पूषा ) પોષક દેવ ઇશ્વર, ( दिवः प्रपथे ) દ્યુલોકના માર્ગમાં ( पथां प्रपथे ) અંતરિક્ષના વિવિધ માર્ગોમાં અને ( पृथिव्याः प्रपथे ) પૃથ્વીના ઉપરના માર્ગમાં ( अजनिष्ट ) પ્રગટ થાય છે ( उभे प्रियतमे सधस्थे अभि ) બન્ને અત્યંત પ્રિય સ્થાનોમાં ( प्रजानन् आ च परा च चरति ) બધાને સારી રીતે જાણીને નજીક તેમજ દૂર વિચરે છે.

( पूषा सर्वाः ईमाः आशाः अनुवेद ) પોષણકર્તા દેવ આ સર્વ દિશાઓને બરાબર જાણે છે. ( सः अस्मान् अभय-तमेन नेषत् ) તે આપણને સર્વને નિર્ભયતાના માર્ગપરથી લઇ જાય છે. તે ( स्वस्तिदाः आघृणिः ) કલ્યાણ કરનારો તેજસ્વી ( सर्ववीरः ) સર્વ પ્રકારથી વીર ( प्रजानन् ) સર્વને યથાવત્ જાણતો અને ( अप्रयुच्छन् ) કદી પણ પ્રમાદ ન કરનારો ( पुरः एतु ) અમારો નેતા બનો. ( ૨ )

હે ( पूषन् ) પોષક દેવ ! ( वयं तव व्रते कदाचन न रिष्येम ) અમો તારા વ્રતમાં રહેવાથી કયારે પણ નષ્ટ થઇશું નહિ. ( इह ते स्तोतारः स्मसि ) અહીં તારા ગુણોનું ગાન અમો કરતા રહીશું ( ૩ )

( पूषा परस्तात् दक्षिणं हस्तं दधातु ) પોષક દેવ પોતાનો જમણો હાથ અમોને આપે. ( नः नष्टं पुनः नः आजतु ) અમારો નાશ પામેલો પદાર્થ ફરીથી અમોને પ્રાપ્ત થાય, ( नष्टेन सं गमेमहि ) અમો નાશ પામેલા પદાર્થને ફરીથી પ્રાપ્ત કરીશું. ( ૪ )

---

ભાવાર્થ—પરમેશ્વર આ ત્રણે લોકના સર્વ સ્થળોમાં ઉપસ્થિત છે, તે સર્વ સુખદાયક સ્થાનોને અને અવસ્થાઓને બરાબર જાણે છે, અને તે આપણી સર્વની પાસે પણ છે અને દૂર પણ છે. ( ૧ )

તે સર્વનું પોષણ કરે છે અને સર્વને યથાવત્ જાણે છે. તેજ અમને નિર્ભયતાના માર્ગપર સારી રીતે અને સુરક્ષિત-પણે લઇ જાય છે. તે અમારૂં કલ્યાણ કરનારો, સર્વને તેજ દેનારો, સર્વમાં વીરશક્તિ ઉત્પન્ન કરનારો, સર્વની ઉન્નતિનો માર્ગ જાણવાવાળો અને કદી પ્રમાદ ન કરનારો છે. તે અમારા સર્વનો માર્ગદર્શક બને, અર્થાત્ અમે સર્વ તેને અમારો માર્ગદર્શક માનીએ. ( ૨ )

આ ઇશ્વરના વ્રતના અનુષ્ઠાનમાં અમો રહીશું તો અમો કદાપી વિનાશને પ્રાપ્ત કરીશું નહિ, એ માટે અમો તે ઇશ્વરના ગુણગાન કરતા રહીએ. ( ૩ )

તે પોષક ઇશ્વર પોતાનો ઉત્તમ આધાર અમોને આપે, અમારા સાધનોમાં જે નાશ પામ્યાં છે, તે અમોને યોગ્ય સમયમાં પ્રાપ્ત થાય. ( ૪ )

## ભક્તનો વિશ્વાસ

ભક્તનો એવો વિશ્વાસ હોવો જોઇએ કે, પરમેશ્વર ( पूषा ) બધાનો પાલનકર્તા છે, બધાનું પોષણ તેની પોષણશક્તિથી

થઇ રહ્યું છે. બીજો વિશ્વાસ એવો રાખવો જોઇએ કે, તે ઇશ્વર સર્વ સ્થાનોમાં હાજર છે, કોઇ સ્થાન તેનાથી જુદું નથી. ત્રીજો વિશ્વાસ એવો જોઇએ કે, તે અમારા બધાં સારાં-નરસાં કર્મોને તેની શકિતથી જાણે છે, અને તે જેવી રીતે અમારી પાસે છે, તેવી રીતે દૂર પણ છે. ચોથો વિશ્વાસ એવો જોઇએ કે, તે ઇશ્વર જ અમોને નિર્ભયતા આપીને ઉત્તમથી ઉત્તમ માર્ગે લઇ જાય છે અને કયારેય ખરાબ માર્ગ બતાવતો નથી, તે બધાનું કલ્યાણ કરે છે અને બધાને પ્રફુલ્લ કરે છે, કયારેય પ્રમાદ કરતો નથી અને બધાને ઉત્તમ પ્રકારે ચલાવે છે. પાંચમો વિશ્વાસ એવો જોઇએ કે, તેના વ્રત અનુસાર ચાલવાથી કોઇનો કયારે પણ નાશ નહિ થાય. છઠ્ઠો વિશ્વાસ એવો જોઇએ કે, તે અમોને ઉત્તમ પ્રકારનો આધાર આપતો રહે, અમોએ જ તેના આધારની અપેક્ષા કરવી જોઇએ. સાતમો વિશ્વાસ એવો જોઇએ કે, કોઇ કારણે જો અમારાથી કંઇ નાશ થાય તો તેની સહાયતાથી તે બધું સારું થઇ જાય છે બધા મનુષ્યોને એ ઉચિત છે કે એવો વિશ્વાસ રાખી તેઓ ઇશ્વરના ગુણગાન કરે, અને તેના ગુણોની ધારણા પોતાનામાં કરીને પોતાની ઉન્નતિનું સાધન કરે.

# અંતર્યામી ઇશ્વરને નમન

( ऋषिः- भृग्वङ्गिराः । देवताः- विद्युत् । )

## કાંડ ૧, સૂકત ૧૩

नमस्ते अस्तु विद्युते नमस्ते स्तनयित्नवे ।
नमस्ते अस्त्वश्मने येना दूडाशे अस्यसि ॥ १ ॥
नमस्ते प्रवतो नपाद्यतस्तपः समूहसि ।
मृडया नस्तनूभ्यो मयस्तोकेभ्यस्कृधि ॥ २ ॥
प्रवतो नपान्नम एवास्तु तुभ्यं नमस्ते हेतये तपुषे च कृण्मः ।
विद्म ते धाम परमं गुहा यत्समुद्रे अन्तर्निहितासि नाभिः ॥ ३ ॥
यां त्वा देवा असृजन्त विश्व इषुं कृण्वाना असनाय धृष्णुम् ।
सा नो मृड विदथे गृणाना तस्यै ते नमो अस्तु देवि ॥ ४ ॥

અર્થ— ( विद्युते ते ) વિશેષ પ્રકાશમાન તને ( नमः ) નમસ્કાર ( अस्तु ) હોજો. ( स्तनयित्नवे ते नमः ) ગગડનારા તને નમસ્કાર હોજો. ( अश्मने ते नमः अस्तु ) મેઘથી બિંદુરૂપ તને નમસ્કાર હોજો. ( येन ) જેનાથી તું ( दुडाशे अस्यसि ) દુઃખ દેનારને દૂર ફેંકે છે. ( ૧ )

હે ! ( प्रवतः नपात् ) ઉચ્ચતાને નીચે ન પાડનારા, ( ते नमः ) તને નમસ્કાર હોજો. ( यतः ) કારણ કે તું ( तपः समूहसि ) તપને એકઠું કરે છે. ( नः तनूभ्यः मृडय ) અમારા શરીરને સુખ આપ અને ( तोकेभ्यः मयः कृधि ) બાળકોને સુખ પ્રદાન કર. ( ૨ )

હે ! ( प्रवतः नपात् ) ઉચ્ચતાથી નીચે ન પાડનારા ( तुभ्यं एव नमः अस्तु ) તને નમસ્કાર હોજો. ( ते हेतये तपुषे च नमः कृण्मः ) તારા વજ્ર અને પ્રકાશને માટે નમસ્કાર હોજો. ( यत् ते धाम ) જે તારૂં સ્થાન ( परमं गुहा ) પરમ ગુફા અર્થાત્ હૃદયરૂપી ગુફામાં છે તે અમે ( विद्म ) જાણીએ છીએ, તે ( समुद्रे अंतः ) સમુદ્રથી અંદર ( नाभिः निहिता असि ) તું નાભિરૂપ રહ્યો છે. ( ૩ )

હે ( देवि ) દેવી ! ( असनाय ) શત્રુઓ પર ફેંકવા માટે ( घृष्णुं इषुं कृण्वानाः ) બળવાન સુદૃઢ બાણુ બનાવનારા ( विश्वे देवाः ) સર્વ દેવો ( यां त्वा ) તને ( असृजन्त ) પ્રગટ કરે છે, ( तस्यै ते नमः अस्तु ) તે તારે માટે નમસ્કાર હોજો. ( सा ) તે જ તું ( विदथे गृणाना ) યુદ્ધમાં પ્રશંસિત થનારી ( नः मृड ) અમને સુખ આપ. ( ૪ )

---

ભાવાર્થ— હે દેવી ! ઇશ્વરી ! તું વિજળી વગેરેમાં તારું તેજ પ્રગટ કરે છે, મેઘોમાં ગર્જનાઓ કરાવે છે, અને તારી શક્તિથી વરસાદના બિન્દુઓ વરસાવે છે, આ સર્વ બાબતોથી તું અમારાં સર્વ દુઃખો દૂર કરે છે, તેટલા માટે અમે સર્વ તને પ્રણામ કરીએ છીએ. ( ૧ )

ઉચ્ચતાથી નીચે ન પછાડનારી હે દેવી ! ઇશ્વરી! તું તપોમય જીવન અમારામાં એકઠું કરે છે, અર્થાત્ અમારામાં તપની શક્તિ વધારે છે, તે તપથી અમને તથા અમારાં સંતાનોને સુખી કર, તને પ્રણામ કરીએ છીએ ( ૨ )

ઉચ્ચતાથી નીચે ન પછાડનારી દેવી ! ઇશ્વરી ! અમે જાણીએ છીએ કે તારું સ્થાન હૃદયરૂપી શ્રેષ્ઠ ગુફામાં છે, ત્યાંના સમુદ્રમાં તું મધ્ય આધારરૂપ કેન્દ્ર બનીને રહે છે, તેથી તારું તેજ અને તારા દુષ્ટ વિઘાતક શસ્ત્રાસ્ત્રો અર્થાત્ તારી શક્તિની સામે અમે માથું નમાવીએ છીએ. ( ૩ )

હે દેવી ! ઇશ્વરી ! શત્રુઓને દૂર કરવાને માટે શસ્ત્રાસ્ત્રો બનાવનારા સર્વ વિજયેચ્છુ લોકો સદા તારી ભક્તિ કરે છે, તે કારણને લીધે જ યુદ્ધોમાં પ્રશંસિત થનારી તું અમને સુખ આપ, અમે સર્વ તને પ્રણામ કરીએ છીએ. ( ૪ )

---

# અંતર્યામી ઈશ્વરને નમન

## સૂક્તની દેવતા

આ સૂક્તની દેવતા " વિદ્યુત્ " છે, જો કે વિદ્યુતનો અર્થ તો વિજળી થાય છે અને આ સૂક્તનો પ્રારંભ પણ મેઘોમાં વસનારી વિદ્યુતના વર્ણનથી જ થયો છે, તો પણ વિદ્યુતનું વર્ણન કરવાનો મુખ્ય ઉદ્દેશ્ય આ સૂક્તનો નથી. જે પ્રકારે બીજા સૂક્તોમાં અગ્નિ ઇત્યાદિ દેવતાઓને નામે પરમાત્માનું વર્ણન થાય છે તે જ પ્રકારે વિદ્યુતરૂપ સ્ત્રી દેવતાના બહાનાથી ઇશ્વરનું, જગન્માતા, આદિમાતા દેવીના રૂપમાં પરમાત્માનુંજ વર્ણન અહીં પણ કરવામાં આવ્યું છે. આ વાતને સિદ્ધ કરનારા આ સૂક્તના નિમ્ન મંત્ર ભાગ જોવા યોગ્ય છે.

૧ " प्रवतः न-पात् "- " प्रवत् " શબ્દનો અર્થ ઉચ્ચસ્થાન છે. ઉચ્ચ અવસ્થા, ઉચ્ચતા ઇત્યાદિ ભાવ આ શબ્દથી પ્રકટ થાય છે. ઉચ્ચતાથી નીચે ન પછાડનારો તે " प्रवतः न-पात् " નો ભાવાર્થ છે. પરમાત્મા જ મનુષ્ય માત્રને ઉચ્ચ અવસ્થામાં રાખનારો તથા ત્યાંથી નીચે ન પાડનારો છે. ( મંત્ર ૨।૩ )



૨ " ते परमं धाम गुहा "- તારું પરમ ધામ હૃદયની ગુફામાં છે. હૃદયમાં આત્માનો નિવાસ છે, તે જ તેનું પરમ પવિત્ર નિવાસ સ્થાન છે. આ વાત ઉપનિષદોમાં અનેક વાર કહેવાઇ ગઇ છે.

૩ " समुद्रे अन्तः नाभिः निहिताऽसि । "- તે સમુદ્રમાં મધ્ય ભાગ તું છે. હૃદય ગુફામાં માનસ સરોવર છે, સમુદ્ર છે, વિચારોનો અથવા ભાવનાઓનો મહાસાગર છે. તેની નાભિ એટલે તેનું આધારસ્થાન તે આત્મા છે, કારણકે સમુદ્રની બધી લહેરો તેની પ્રેરણાથી જ અથવા તેની શક્તિથી જ ઉઠે છે, અને તેની ભક્તિથી જ આ સમુદ્રમાં શાંતિ સ્થાપિત થાય છે.

૪ " यां त्वा देवा असृजन्त विश्वे "-સર્વ દેવો તને પ્રગટ કરે છે. આત્માનું દેવો દ્વારા પ્રાગટ્ય થવું વેદમાં અનેક સ્થાનોમાં સ્પષ્ટ થએલું છે. શરીરમાં નેત્રાદિ ઇન્દ્રિયો દ્વારા આત્માનું પ્રકાશન થઇ રહ્યું છે, જો નેત્રાદિ ઇન્દ્રિયો ન હોય તો આત્માનું અસ્તિત્વ જાણી શકાત જ નહિ. આ

સર્વ ઇન્દ્રિયાદિ દેવો શરીરમાં આત્માને પ્રગટ કરે છે. વિશ્વમાં સૂર્ય, ચંદ્ર વગેરે દેવો પરમાત્માનો મહિમા પ્રગટ કરે છે, મનુષ્ય સમાજમાં વિદ્વાનો પરમેશ્વરની પ્રશંસા કરી રહ્યા છે. આ પ્રકારે દેવો દ્વારા આત્મા પ્રકાશિત થાય છે.

૫ " **विदथे गृणाना** "– યુદ્ધના સમયમાં તેની ભક્તિ કરવામાં આવે છે, મનુષ્ય જ્યારે સંકટમાં પડે છે ત્યારે તેની સહાયતા યાચે છે. થોડાક સજ્જનોને બાદ કરીએ તો સામાન્યતઃ સાધારણ મનુષ્ય સંકટમાં આવે ત્યારે જ ઇશ્વરની ભક્તિ કરવા માંડે છે, મનુષ્યપર સંકટ ન આવે તો તે પરમેશ્વરની પરવા પણ ન કરે. યુદ્ધમાં સાચી ભક્તિ થાય છે, મુખ્ય યુદ્ધ જીવન યુદ્ધ છે. મનુષ્ય યુદ્ધ કરીને જ જીવિત રહી શકે છે. વિરોધી શક્તિઓનો સામનો કરવો તે જ યુદ્ધ છે.

આ સર્વ મંત્ર ભાગોનું વર્ણન તપાસવાથી જાણ થશે કે આ સૂક્તમાં પરમાત્માની તેજોમયી શક્તિનું જ મુખ્યત્વે વર્ણન કરાયું છે, અને તે વર્ણન સ્ત્રીરૂપી દેવીના વર્ણન દ્વારા જ અહીં કરેલું છે.

જે રીતે મનુષ્યના નેત્રો જુએ છે, પરંતુ તેઓ પોતાની શક્તિથી જોઇ શકતાં નથી પરંતુ હૃદયમાં વસેલા આત્માની શક્તિથી જ તેઓ સર્વ વસ્તુઓ જોઇ શકે છે, તે જ પ્રમાણે બીજી પણ બધી ઇન્દ્રિયો આત્માની શક્તિથી પ્રેરિત બનીને પોતાનું કાર્ય કરે છે. જેવી રીતે શરીરની આ વાત છે તેવીજ રીતે આ વિશ્વમાંના સૂર્યાદિ દેવતાઓ, તેજ પ્રસરાવવું તથા બીજાં કાર્યો કરવાનું કાર્ય પોતાની શક્તિથી કરતા નથી. વિશ્વવ્યાપી પરમાત્માની શક્તિને આધારે જ સૂર્ય પ્રકાશે છે, વિદ્યુત ચમકે છે અને વાયુ વહે છે. તેથી સૂર્ય પ્રકાશથી, વિજળીના ચમકાટથી અથવા વાયુના વેગથી માત્ર તે દેવતાઓની જ શક્તિ પ્રગટ થાય છે એમ નથી પરંતુ પરમાત્માની એ વિવિધ શક્તિઓનો સાક્ષાત્કાર થાય છે, આ ભાવ લક્ષમાં રાખીને જો પાઠક આ સૂક્તનો વિચાર કરશે તો તેને આ સૂક્તમાં વિજળીના ચમકાટથી પરમાત્માનું તેજ ચારે તરફ ફેલાએલું છે એ ભાવ લક્ષમાં આવી શકશે, આ જ રીતે આ સૂક્તનો વિચાર કરવો જોઇએ.

પ્રથમ મંત્રમાં વિદ્યુતની ચમકાટ, મેઘોની પ્રચંડ ગર્જના, વાદળમાંથી બરફ કે પાણીનો વરસાદ વગેરે પદાર્થો દ્વારા પરમાત્માની પ્રચંડ કાર્યશક્તિ જ જોવી વધારે ઉચિત છે. તેથી જ પરમાત્મા પ્રાણીમાત્રનાં દુઃખ દૂર કરે છે. વરસાદથી પાણી મળે છે અને તેને કારણે જ પાણીથી અન્ન પેદા થાય છે અને પ્રાણીઓનાં કેટલાયે કષ્ટો અને કલેશ દૂર થઇ જાય છે, આ જ ખરી રીતે પરમાત્માની મોટી કૃપા છે એમ કહેલું જોઇએ.

### તપનું મહત્વ

દ્વિતીય મંત્રમાં તપના મહત્વનું વર્ણન કરેલું છે, તપ મનુષ્યની દરેક શક્તિથી કરી શકાય છે. વાણીનું તપ, મનનું તપ, શરીરનું તપ, બ્રહ્મચર્યનું તપ, પ્રત્યેક ઇન્દ્રિયનું તપ છે અને આવાં અનેક પ્રકારનાં તપ મનુષ્યે કરવાં જોઇએ, આ સર્વ તપનો જેટલો મોટો ( **तपः समूहासि** ) સમૂહ હશે તેટલું ઉચ્ચસ્થાન તે મનુષ્યને પ્રાપ્ત થશે, અર્થાત્ તપના જીવન પર જ મનુષ્યનું મહત્વ અવલંબે છે.

જે પ્રમાણે તપના પ્રભાવથી મનુષ્ય ઉચ્ચ બને છે તેવી જ રીતે તપના પ્રભાવથી જ મનુષ્યનું પતન અટકી જાય છે. તેથી જ આ દ્વિતીય મંત્રમાં ઉચ્ચતાથી નીચે ન પડવાનો હેતુ તપનો પ્રભાવ (**प्रवतः न-पात् यत् तपः समूहासि**) કહ્યો છે, આ પ્રમાણે પાઠકો તેનો પરસ્પર સંબંધ જુએ અને પતનથી બચવાનું કારણ જાણી લઇને પોતાને પતનથી બચાવે. જે પોતે પોતાને પતનથી બચાવી શકે છે તે જ બીજાને સુખી કરી શકે છે.

### પરમધામ

તૃતીય મંત્રમાં પરમેશ્વરના પરમધામની ઓળખાણ આપી છે. પરમેશ્વરનું પરમધામ દરેકના હૃદયમાં છે, વિશેષતઃ ભક્તના હૃદયમાં તો છે જ. પરમેશ્વરના ભક્ત જ તે ધામને જાણી શકે છે અને વર્ણન કરે છે, બીજું કોણ તેને જાણી શકે કે તેનું વર્ણન કરી શકે ? આ સ્થાન જાણવું અને તેનો અનુભવ કરવો એજ પ્રત્યેક માનવીનું સાધ્ય છે.

મનુષ્ય સમુદ્રની અંદર પડી ગયો છે, આ સમુદ્રની લહેરો મોજાં ઉંચે ઉંચે ઉછળી રહ્યાં છે, પ્રચંડ વાયુ સુસવાટા મારી રહ્યો છે, ધોધમાર વરસાદ વરસી રહ્યો છે, વિજળીના ચમકારા આંખને આંજી દે છે અને તે માનવી આવા પ્રક્ષુબ્ધ વાતાવરણમાં સહાયતાને માટે બૂમો પાડી રહ્યો છે, તેની કલ્પના છે કે સહાયતા બહારથી મળવાની છે. આ જ મનુષ્યનો ભ્રમ છે, અજ્ઞાન છે અને કમજોરી છે.

આ તૃતીય મંત્ર સ્પષ્ટ શબ્દોમાં કહી રહ્યો છે કે તે પ્રક્ષુબ્ધ સમુદ્રનું મધ્યબિંદુ પરમાત્મા છે, અને તે ભક્તના હૃદયમાં

વિરાજે છે. હે ભક્ત ! જો ખરેખર તું તેની મદદને માટે બૂમો પાડતો હોય તો તેને તારા પોતાના હૃદયમાં જ શોધવાનો યત્ન કર, તે જ તેનું પરમધામ છે, ત્યાં જ તે પોતાના સંપૂર્ણ વૈભવ અને પ્રકાશથી ઝળહળી રહ્યો છે.

પાઠકો ! આપ એ લક્ષમાં રાખશો કે આપના દરેકના હૃદયમાં તે અમરજ્યોત જલી રહી છે, તે જ સર્વ ઉન્નતિ માટેની સહાયક શક્તિ છે, આપ તેને અપનાવી લો તો આપની ઉન્નતિ નિઃસંદેહ થઇ જશે. સર્વ જગત્ અંદરથી વૃદ્ધિ પામી રહ્યું છે, બાહ્ય રીતે નહિ. આપની ઉન્નતિ માટે પણ આ જ નિયમ છે.

### યુદ્ધમાં મદદ

યુદ્ધ પ્રસંગે, શત્રુઓનો હુમલો થવાનો હોય તે સમયે, ભયને સમયે આ પરમાત્માની મદદ બધા ચાહે છે. મરણ, દુઃખ ઇત્યાદિ કારણોને લીધે જ મનુષ્ય પરમાત્માની શોધ કરે છે, આ કારણે જ સત્પુરૂષો દુઃખને સ્વીકારે છે અને બીજાને સુખ આપવાનો પ્રયત્ન કરે છે, આ જ દુઃખનું મહત્વ છે.

ચોથા મંત્રમાં કહ્યું છે કે, "સર્વ દેવો તેને પ્રગટ કરે છે." આનું સ્પષ્ટીકરણ આ પહેલાં કરવામાં આવ્યું છે. "યુદ્ધમાં તેની સ્તુતિ, પ્રાર્થના કરવામાં આવે છે" તેનું કારણ પણ અમને સ્પષ્ટતાપૂર્વક જોવા મળ્યું છે. આ સર્વ એટલા માટે કરવામાં આવે છે કે, શત્રુને દૂર નસાડી મૂકવા માટે પ્રબળશક્તિ પ્રાપ્ત થાય. જે પરમાત્માના સાચા ભક્તો હોય છે તેમની સામે કોઇ પણ શત્રુ ટકી શકતો નથી, અથવા જે તેની શત્રુતા કરવા જાય છે તે પોતે જ નષ્ટ થઇ જાય છે, અર્થાત્ પરમેશ્વરની પરમભક્તિ જ એક પ્રચંડ ભારી શક્તિ છે જે સર્વ શત્રુઓનો નાશ કરી શકે છે.

### નમન

આ ચાર મંત્રોના સૂક્તમાં પરમેશ્વરને સાતવાર નમન કરેલું છે, અર્થાત્ તેનાં અનેક વારનાં નમન સિદ્ધ કરે છે કે પરમેશ્વરની સાર્વભૌમ સત્તાની સામે દરેકે પોતાનું માથું નમાવવું, તેને સર્વત્ર હાજર માનવો, તેને સર્વોપરિ માનવો. આ સર્વ મનુષ્યની ઉન્નતિ માટે અત્યાવશ્યક છે. તેને છોડીને બીજા કોઇને નમન ન કરવાની બાબતમાં "**तुभ्यं एव नमोऽस्तु**" (મં. ૩) આ મંત્રભાગ જોવા જેવો છે. "હું તને જ નમન કરૂં છું." તારાથી ભિન્ન એવા બીજા કોઇની ઉપાસના હું કરીશ નહિ, હે પરમેશ્વર ! હું તારી સામે જ મારૂં શિર નમાવું છું, મારા પર કૃપા કર અને મને કૃતાર્થ કર. આ સૂક્તમાં સર્વોત્કૃષ્ટ ઉપાસના કહી છે પાઠક તેનો ઉપયોગ ઉપાસનાને સમયે કરી શકે છે.

---

# વિશ્વંભરની ભક્તિ

( ऋषिः- ब्रह्मा । देवता- प्राणः, अपानः, आयुः )

### કાંડ ૨, સૂક્ત ૧૬

प्राणापानौ मृत्योर्मा पातं स्वाहा ॥ १ ॥
द्यावापृथिवी उपश्रुत्या मा पातं स्वाहा ॥ २ ॥
सूर्य चक्षुषा मा पाहि स्वाहा ॥ ३ ॥
अग्ने वैश्वानर विश्वैर्मा देवैः पाहि स्वाहा ॥ ४ ॥
विश्वंभर विश्वेन मा भरसा पाहि स्वाहा ॥ ५ ॥

---

અર્થ— હે પ્રાણ અને અપાન ! તમે બન્ને ( मृत्योः मा पातं ) મૃત્યુથી મને બચાવો. ( स्वा-हा ) હું આત્મસમર્પણ કરૂં છું. (૧) હે દ્યુલોક અને પૃથ્વીલોક ! ( उपश्रुत्या मा पातं ) શ્રવણશક્તિથી મારી

રક્ષા કરો ( ૨ ) હે સૂર્ય ! ( चक्षुषा मा पाहि ) દર્શનશક્તિથી મારી રક્ષા કરો ( ૩ ) હે વૈશ્વાનર અગ્નિ ! ( विश्वे देवे मा पाहि ) સંપૂર્ણ દેવોની સાથે મારી રક્ષા કરો ( ૪ ) હે વિશ્વંભર ! ( विश्वेन भरसा मा पाहि ) સંપૂર્ણ પોષણશક્તિથી મારૂં રક્ષણ કરો. ( स्वा-हा ) હું આત્મસમર્પણ કરૂં છું

ભાવાર્થ— પ્રાણ અને અપાન મૃત્યુથી બચાવો ( ૧ ) દ્યાવા પૃથિવી શ્રવણશક્તિની સહાયતાથી, સૂર્ય દર્શનશક્તિથી મારો બચાવ કરે ( ૨–૩ ) વિશ્વવ્યાપક પુરૂષ સર્વ દિવ્યશક્તિઓ દ્વારા તથા વિશ્વંભર ઇશ્વર પોતાની પોષણશક્તિ દ્વારા મારી રક્ષા કરો, હું મને પોતાને તેની રક્ષામાં સમર્પિત કરૂં છુ ( ૪–૫ )

# વિશ્વંભરની ભક્તિ

### વિશ્વંભર દેવ

આ સૂક્તના છેલ્લા પાંચમા મંત્રમા " વિશ્વ મર " શબ્દ છે, વિશ્વનું ભરણ અને પોષણ કરનારો દેવ એવો તેનો અર્થ છે સમ્પૂર્ણ જગતનું ભરણ પોષણ કરનારો એક દેવ એમ અહીં " વિશ્વંભર " શબ્દથી કહ્યું છે આ વિશ્વંભર શબ્દ પરમાત્માને માટે જ છે તેમાં શંકાને સ્થાન નથી, અને આ શબ્દ દ્વારા અહીં જગતના એક જ દેવની ઉત્તમ કલ્પના વ્યક્ત કરવામાં આવી છે ( મં. ૫ )

આ જગતનું ભરણ પોષણ કરનારા આ દેવની પાસે ( विश्वेन भरसा ) વિશ્વવ્યાપક પોષકરસ છે જેનાથી આ દેવ સર્વ જગતનું પોષણ કરે છે ( મં ૫ )

### વૈશ્વાનર

ચોથા મંત્રમાં તેનું નામ " वैश्वा-नर " છે તેનો અર્થ છે વિશ્વના નેતા, વિશ્વનો ચાલક, સંપૂર્ણ જગતનો નર, સર્વ જગતમાં મુખ્ય, સર્વ જગતમાં મુખ્ય પુરૂષ આનું જ આગળ " વિશ્વંભર " નામથી વર્ણન કર્યું છે જેવી રીતે અગ્નિ સર્વત્ર વ્યાપી રહે છે તેવી રીતે આ જગચ્ચાલક મુખ્ય પુરૂષ પણ જગતમાં વ્યાપી રહ્યો છે સૂર્ય-ચંદ્રાદિ સર્વ ( विश्वैः देवैः ) તેના તાબામાં રહે છે, અને પોતપોતાનું કાર્ય કરે છે, તેની આજ્ઞા માનનારા બીજા સર્વ દેવો છે, આ અન્ય દેવો તેના સહચારી દેવો છે.

### એક ઉપાસ્ય

પાઠક આ સૂક્તના આ બે શબ્દો " વિશ્વંભર અને વૈશ્વાનર " નું મનન કરે અને એકમેવ અદ્વિતીય ઉપાસ્ય પરમાત્મ દેવની ભક્તિ કરવાનું શીખે તે સર્વ જગતનું ભરણ પોષણ કરનારો છે, તેથી અમારૂં પણ ભરણ પોષણ કરશે તેમાં કોઇએ સંદેહ શા માટે રાખવો જોઇએ ? જેણે બાળક જન્મતા પહેલાંજ માતાના સ્તનમાં બાળકના પોષણ માટે દૂધની જોગવાઇ કરી છે, તેની સાર્વજનિક ભરણ પોષણશક્તિ કેટલી વિશાળ છે તેની કલ્પના થઇ શકે છે આવા અનંત સામર્થ્યશાળી વિશ્વંભરની ભક્તિ કરવી એ જ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે

### દેવો દ્વારા રક્ષા

સૂર્ય નેત્રેન્દ્રિયમાં દર્શનશક્તિ મૂકીને મનુષ્યની રક્ષા કરે છે, દ્યાવા-પૃથ્વિમાં ચારે તરફ ફેલાએલી દિશાઓ કર્ણેન્દ્રિયની શ્રવણશક્તિ દ્વારા મનુષ્યની રક્ષા કરી રહ્યાં છે, તે જ પ્રમાણે પ્રાણ અને અપાન શરીરમાં રક્ષા કરી રહેલા છે, એ વાત દરેકને અહીં પ્રત્યક્ષ થઇ શકે છે, આ પ્રમાણે બીજા દેવો અન્યાન્ય સ્થળોમાં રહીને અમારી રક્ષા કરી રહ્યા છે.

આ સર્વ તે વિશ્વંભરની કૃપાથી થઇ રહ્યું છે, એવો અનુભવ કરીને એવા એ એક અને અદ્વિતીય પ્રભુની ભક્તિ કરવી એ દરેક મનુષ્ય માટે યોગ્ય છે આશા છે કે એ રીતે વિશ્વંભરની ભક્તિ કરીને પાઠક શાશ્વત કલ્યાણના ભાગીદાર બને.

# કયા દેવની ઉપાસના કરવી ?

( ऋषिः- वेनः । देवता- आत्मा )

કાંડ ૪, સૂક્ત ૨

य आंत्मदा बलदा यस्य विश्वं उपासंते प्रशिषं यस्यं देवाः ।
योऽस्येशे द्विपदो यश्चतुंष्पदः कस्मैं देवायं हविषां विधेम ॥ १ ॥
यः प्राणतो निमिषतो मंहित्वैको राजा जगंतो बभूवं ।
यस्यं च्छायामृतं यस्यं मृत्युः कस्मैं देवायं हविषां विधेम ॥ २ ॥
यं क्रन्दंसी अवंतश्चस्कभाने भियसांने रोदंसी अह्वयेथाम् ।
यस्यासौ पन्था रजंसो विमानः कस्मैं देवायं हविषां विधेम ॥ ३ ॥
यस्य द्यौरुर्वी पृथिवी चं मही यस्याद उर्वन्तरिक्षम्
यस्यासौ सूरो वितंतो महित्वा कस्मैं देवायं हविषां विधेम ॥ ४ ॥

અર્થ— ( कस्मै देवाय हविषा विधेम ? ) કયા દેવતાની સમર્પણ દ્વારા અમે સર્વ પૂજા કરીએ ? ( यः आत्म-दाः बल-दाः ) જે આત્મિકબળ આપનારો અને અન્ય સર્વ બળ આપનારો છે. તથા ( यस्य प्रशिषं विश्वे देवाः उपासते ) જેની આજ્ઞા સર્વ દેવો માને છે અને ( यः अस्य द्विपदः, यः चतुष्पदः ईशे ) જે આ સર્વ દ્વિપાદ અને ચતુષ્પાદનો સ્વામી છે, તેની પૂજા બધાએ કરવા યોગ્ય છે. ( ૧ )

( कस्मै देवाय हविषा विधेम ? ) કયા દેવની ઉપાસના યજન દ્વારા અમે સર્વ કરીએ ? ( यः प्राणतः निमिषतः जगतः ) જે શ્વાસ અને ઉચ્છ્વાસ કરવાવાળા અને આંખો પલકાવનારા જગતનો ( महित्वा एकः राजा बभूव ) જેનો આશ્રય અમૃતત્વ આપનારો છે અને ( यस्य मृत्युः ) જેનો આશ્રય ન લેવાથી મૃત્યુ થાય છે, તે દેવતાની પૂજા અમારે બધાએ કરવી જોઈએ. ( ૨ )

( कस्मै देवाय हविषा विधेम ? ) કયા દેવતાની અમે ઉપાસના યજ્ઞ દ્વારા કરીએ ? ( चस्कभाने क्रन्दसी यं अवतः ) લડનારી અને સામસામે અથડાનારી બે સેનાઓ જેને શરણ જાય છે, અને ( भियसाने रोदसी अह्वयेथाम् ) ડરનારા દ્યુલોક અને પૃથ્વીલોક જેને બોલાવી રહ્યા છે. ( यस्य रजसः असौ पन्थाः विमानः ) જેના લોકને જવાનો માર્ગ વિશેષ સન્માન વધારનારો છે. તે દેવતાની અમે બધાએ પૂજા કરવી જોઈએ. ( ૩ )

( कस्मै देवाय हविषा विधेम ? ) કયા દેવની અમે યજન દ્વારા પૂજા કરીએ ? ( यस्य महित्वा ) જેના મહિમાથી ( उर्वी द्यौः ) વિસ્તીર્ણ દ્યુલોક ( च मही पृथिवी ) અને આ મોટી વિશાળ પૃથ્વી તથા ( यस्य अदः उरु अन्तरिक्षं ) જેના મહિમાથી આ વિશાળ અંતરિક્ષ અને ( यस्य असौ सूरः विततः ) જેના મહિમાથી સૂર્ય પોતાનો પ્રકાશ ફેલાવે છે. તે દેવતાની અમે પૂજા કરીએ. ( ૪ )

ભાવાર્થ—અમે કયા દેવની પૂજા કરીએ ? જે દેવ આત્મિકબળ આપનારો તથા જે અન્ય બળો પણ આપે છે, જેની આજ્ઞાનું પાલન બીજા સર્વ દેવો કરે છે. જે દ્વિપાદ અને ચતુષ્પાદોનો એક માત્ર પ્રભુ છે. ( ૧ )

જે પોતાના સામર્થ્યથી શ્વાસોચ્છ્વાસ કરનારા અને આંખો ઢાળનારા તેમજ ન ઢાળનારાનો એક માત્ર રાજા છે. જેનો આશ્રય અમરત્વ આપનારો છે અને જેનાથી દૂર રહેવાથી મૃત્યુ નિઃસંશય થાય છે. ( ૨ )

यस्य॒ विश्वे॑ हि॒मव॑न्तो महि॒त्वा स॑मु॒द्रे यस्य॑ र॒सामि॒दाहुः ।
इ॒माश्च॑ प्र॒दिशो॒ यस्य॑ बा॒हू कस्मै॑ दे॒वाय॑ ह॒विषा॑ विधेम ॥ ५ ॥
आपो॒ अग्रे॒ विश्व॑मावन्गर्भ॒ दधा॑ना अ॒मृता॑ ऋत॒ज्ञाः ।
यासु॑ दे॒वीष्वधि॑ दे॒व आसी॒त्कस्मै॑ दे॒वाय॑ ह॒विषा॑ विधेम ॥ ६ ॥
हि॒र॒ण्य॒ग॒र्भः सम॑वर्त॒ताग्रे॑ भू॒तस्य॑ जा॒तः पति॒रेक॑ आसीत् ।
स दा॑धार पृथि॒वीमु॒त द्यां कस्मै॑ दे॒वाय॑ ह॒विषा॑ विधेम ॥ ७ ॥
आपो॑ व॒त्सं ज॒नय॑न्ती॒र्गर्भ॒मग्रे॒ समैर॑यन् ।
तस्यो॒त जाय॑मान॒स्योल्ब॑ आसी॒द्धिर॒ण्ययः॒ कस्मै॑ दे॒वाय॑ ह॒विषा॑ विधेम ॥ ८ ॥

---

*( कस्मै देवाय हविषा विधेम ? )* કયા દેવની અમે યજન દ્વારા પૂજા કરીએ ? *( यस्य महित्वा )* જેના મહિમાથી ( **विश्वे हिमवन्तः** ) સર્વ બરફવાળા પહાડો ઉભા છે અને ( **यस्य समुद्रे इत् रसां आहुः** ) જેના મહિમાથી સમુદ્રમા પણ આ ભૂમિ ટકી રહી છે, ( **इमाः च प्रदिशः यस्य बाहू** ) અને આ દિશાઓ જેના બાહુ છે, તે દેવની અમે સર્વ પૂજા કરીએ. ( ૫ )

( **कस्मै देवाय हविषा विधेम ?** ) અમે કયા દેવતાનું પૂજન કરીએ ? ( **ऋतज्ञाः अमृताः** ) સત્ય નિયમથી ચાલનારી જીવનશક્તિથી યુક્ત અને ( **गर्भं दधानाः आपः** ) ગર્ભને ધારણ કરનારા જળે ( **अग्रे विश्वं आवन्** ) પ્રારંભમા વિશ્વને ગતિ આપી હતી. ( **यासु देवीषु अधि देवः आसीत्** ) જે દૈવી શક્તિપર એક દેવ વિરાજે છે તે દેવતાની અમે સર્વ પૂજા કરીએ. ( ૬ )

( **कस्मै देवाय हविषा विधेम** ) અમે કયા દેવતાની પૂજા કરીએ? જે ( **अग्रे हिरण्यगर्भः समवर्तत** ) પ્રારંભમાં સુવર્ણ જેવા ચમકનારા પદાર્થોને પોતાના ગર્ભમાં ધારણ કરનારો હતો, ( **भूतस्य एक पतिः आसीत्** ) ભૂતમાત્રનો એક જ સ્વામી હતો, ( **सः दाधार पृथिवीं उत द्यां** ) તેણે જ ભૂમિ અને દ્યુલોકને ધારણ કરેલ છે. તે એક દેવની અમે સર્વ પૂજા કરીએ ( ૭ )

( **कस्मै देवाय हविषा विधेम** ) કયા દેવતાની અમે પૂજા કરીએ ? ( **अग्रे वत्सं जनयन्तीः** ) જગતના પ્રારંભમાં બાળકને જન્મ આપનારી ( **आपः गर्भं समैरयन्** ) જળધારાઓએ ગર્ભને પ્રેરિત કરેલો હતો. ( **हिरण्ययः उल्वः आसीत्** ) સુવર્ણની જેમ પાતળા પડ જેવો હતો. અમે સર્વ તેની ઉપાસના કરીએ. ( ૮ )

---

યુદ્ધ કરનારી બન્ને સેનાઓ વિજય મેળવવા માટે જેને શરણે જાય છે. દ્યાવા, પૃથિવી ભયને સમયે જેની સહાયતા મેળવવા માટે પ્રાર્થના કરે છે તથા જેની પ્રાપ્તિનો માર્ગ તે માર્ગપર ચાલનારની યોગ્યતા વધારનારો હોય છે. ( ૩ )

જેના મહિમાથી દ્યુલોક વિસ્તીર્ણ થયો છે, આ પૃથ્વી વિશાળ બની છે અને આ અન્તરિક્ષ લાંબુ પહોળું બનેલું છે તથા જેના સામર્થ્યથી સૂર્ય પ્રકાશે છે. ( ૪ )

જેના પ્રતાપથી આ હિમયુક્ત પહાડો ઉંચા ઉંચા ઉભા છે, પ્રાણીઓને રહેવા માટે સમુદ્રમાં ભૂમિ બની છે અને સર્વ દિશા ઉપદિશાઓ જેના બાહુની સમાન ફેલાએલી છે. ( ૫ )

સત્ય નિયમથી ચાલનારી, જીવન આપનારી, ગર્ભ ધારણ કરીને પ્રજા ઉત્પન્ન કરનારી, પ્રકૃતિરૂપ જળની ધારાઓ જ્યારે વિશ્વની રચના માટે આગળ વધી ત્યારે તેનું સંચાલન કરનારો એક દેવ હતો. ( ૬ )

જેની અંદર સૂર્યની જેમ ચમકનારા હજારો ગોળાઓ રહેતા હતા, આ ઉત્પન્ન થએલા સંપૂર્ણ જગતનો જે એક સાચો સ્વામી છે અને જેણે દ્યાવા પૃથ્વીનું ધારણ કર્યું છે. ( ૭ )

પ્રારંભમાં સૃષ્ટિની ઉત્પત્તિ કરનારા પ્રકૃતિના મૂળ પ્રવાહ જ્યારે પ્રેરિત થયા તે વખતે ઉત્પન્ન થનારા પદાર્થ માત્રના ગર્ભની ઉપર જેવી રીતે એક સંરક્ષક પાતળું પડ હોય છે તેના જેવો તેજસ્વી સંરક્ષક હતો, તેની ઉપાસના બધાએ કરવી જોઇએ. ( ૮ )

---

# કયા દેવની ઉપાસના કરવી ?

## અમે કયા દેવની ઉપાસના કરીએ !

પ્રત્યેક ઉપાસકની સામે આ પ્રશ્ન આવીને ઉભો રહે છે કે " અમે કયા દેવની ઉપાસના કરીએ ? " અને દરેક ધર્મે તેનાં ઉત્તર અનેક પ્રકારે આપેલાં છે. વેદની સંમુખ પણ આ જ પ્રશ્ન ઉપસ્થીત થયો હતો. ચારે વેદમાં આ પ્રશ્ન ઉઠાવવામાં આવ્યો છે, અને તેનું ઉત્તર પણ ઉંડી તત્વજ્ઞાની દૃષ્ટિથી આપેલું છે. આ સૂક્તમાં આ પ્રશ્ન આઠવાર ઉઠાવવામાં આવ્યો છે. અને તેટલાજ મંત્રો દ્વારા વિભિન્ન બાજુઓથી તેનાં ઉત્તર આપેલાં છે. આ વિષય ઘણો મહત્વનો છે તેથી તેનો વિચાર અહીં કરવો અત્યંત આવશ્યક છે.

## પ્રશ્નનું મહત્વ

આમાં જે પ્રશ્ન કરેલ છે તે આ છે- **कस्मै देवाय हविषा विधेम ?** ( મં. ૧-૮ )

" કયા દેવની અમે હવિથી પૂજા કરીએ ? " આ પ્રશ્નોના શબ્દોનો અર્થ છે. હવિથી શું કરીશું તે અહીં કહ્યું નથી, હવિથી હવન કરીએ છીએ. હવનનો અર્થ " આહુતિ સમર્પણ " છે. હવનમાં હવન સામગ્રીની આહુતિઓ નાખવામાં આવે છે, અને પ્રત્યેક આહુતિ આપતી વખતે કહે છે કે—

**अग्नये स्वाहा अग्नय इदं न मम ।**
**इन्द्राय स्वाहा इन्द्राय इदं न मम ।**

" અગ્નિને માટે આ અર્પણ છે, આ અગ્નિનું છે, મારૂં નથી. ઇન્દ્રને માટે આ સમર્પણ છે, તે ઇન્દ્રનું છે, મારૂં નથી. " આ હવિના મંત્ર બતાવે છે કે આહુતિથી જે હવન કરવામાં આવે છે તે સંપૂર્ણ રીતે સમર્પણ કરવામાં આવે છે, અર્થાત્ તેના પરનો આપણો સર્વ અધિકાર છોડવો પડે છે. આ યજ્ઞનો આશય મનમાં રાખીને આ પ્રશ્નનો વિચાર કરીએ તો આપણને ખાત્રી થશે કે, " કયા દેવતાને માટે અમારે પોતાનું સમર્પણ કરીએ. કયા દેવના ઉપલક્ષ્યમાં અમે અમારો પોતાનો ત્યાગ કરીએ કયા ( **देवाय इदं** ) દેવતાને માટે આ છે અને ( **न मम** ) મારૂં નથી એમ અમે કહીએ. " આ સાર આ પ્રશ્નનો છે. જે દેવતાએ આ સર્વ અમને આપેલ છે તેને માટે અમારૂં સમર્પણ કરવું એ અમારૂં કર્તવ્ય છે જ, તેને માટે તે દેવતાની જાણ અમને કેવી રીતે થાય, તેને માટે શોધ કરવી જોઇએ. આ શોધને માટે તે દેવતાના નિમ્ન લિખિત લક્ષણો આ સૂક્તમાં કહેલાં છે-

૧ **यः आत्म-दाः**-જે આત્માને દેનારો છે, જેણે આત્મા આપેલો છે, અર્થાત્ પોતાને સમાન બનવાની યોગ્યતાથી યુક્ત આત્મા જેણે અમો મનુષ્યો તથા પ્રાણીઓની અંદર મૂકેલો છે.

૨ **यः बल-दाः**-જે બળ આપનારો છે, આત્મિક, આહ્નિક, માનસિક અને શારીરિકબળ જેનાથી પ્રાપ્ત થાય છે.

૩ **विश्वे देवाः यस्य प्रशिषं उपासते**-સર્વ અન્ય દેવો જેની આજ્ઞાનું પાલન કરે છે, અર્થાત્ સૂર્યાદિ દેવતા જગતમાં, બ્રાહ્મણ, ક્ષત્રિયો વગેરે વિદ્વાન લોકો રાષ્ટ્રમાં, અને નેત્ર, કર્ણ ઇત્યાદિ ઇન્દ્રિયશક્તિઓ શરીરમાં જેના નિયમો પ્રમાણે ચાલે છે. ત્રણ સ્થાનમાં આ ત્રણ દેવો છે અને તેઓ તેના નિયમમાં રહીને પોતાનું કાર્ય કરે છે.

૪ **यः द्विपदः चतुष्पदः ईशे**-જે દ્વિપાદ અને ચતુષ્પાદોનો સ્વામી છે સર્વ પશુપક્ષીઓનું જે એક સરખી રીતેજ પાલન કરે છે.

૫ **यः प्राणतः निमिषतः जगतः महित्वा एकः राजा बभूव**-જે પ્રાણીઓનો તથા બીજાઓનો પો

સામર્થ્યથી એક માત્ર રાજા છે, જેના પર કોઈનું પણ શાસન ચાલતું નથી, તેનું શાસન સર્વોપરિ છે.

૬ **यस्य छाया अमृतं**-જેનો આશ્રય અમરત્વ આપનારો છે, જેની પ્રાપ્તિથી અમરત્વ પ્રાપ્ત થાય છે.

૭ **यस्य ( अच्छाया ) मृत्युः**- જેનાથી વિમુખ થવું એ મૃત્યુ જ છે. અહીં વિમુખ બનવું એટલે તેની ભક્તિ છોડી દેવી ઇત્યાદિ સમજવું જોઈએ.

૮ **यं क्रन्दसी यं अवतः**-- પરસ્પરનો વિરોધ કરનારાં અને ખૂબજ જુસ્સાથી યુદ્ધ કરનારાં બન્ને તરફનાં સૈન્યો પોતાની રક્ષા માટે જેના શરણે જાય છે, અર્થાત્ બન્ને પક્ષના લોકો જેના પર વિશ્વાસ રાખે છે, અને જેની પાસેથી બળની યાચના કરે છે.

૯ **भियसाने रोदसी यं अह्वयेथां**- ભય આવી પડતાં દ્યાવા પૃથ્વીમાં રહેનારાં સર્વ જેને સહાયતાને માટે આવાહન આપે છે ભયને સમયે કોઈ બીજાને શરણે ન જતાં સર્વ એક મતથી તેનું નામ લે છે.

૧૦ **यस्य रजसः असौ पन्थाः विमानः**-જેના લોકને પ્રાપ્ત કરવા માટે આ પ્રસિદ્ધ માર્ગ જેના પર ચાલનારાની યોગ્યતા દિવસે દિવસે વધતી જાય છે, અર્થાત્ તેના સ્થાનપર પહોંચાડનારા માર્ગનું આક્રમણ કરનારની યોગ્યતા દિન-પ્રતિદિન ઉચ્ચ થતી જાય છે. જેટલો વધારે માર્ગ કપાશે એટલી યોગ્યતા અને ઉચ્ચતા વધતી જશે.

૧૧ **यस्य द्यौः उर्वी, पृथिवी च मही यस्य अदः अन्तरिक्षं उरु**- જેના પ્રભાવથી દ્યૌ, પૃથ્વી, અંતરિક્ષ વિસ્તીર્ણ થએલાં છે અને ભરેલાં છે અર્થાત જેટલો વિકાસ થવો જોઈએ તેટલો થયો છે.

૧૨ **यस्य महित्वा असौ सूरः विततः**-જેના પ્રભાવથી આ સૂર્ય પોતાના પ્રકાશથી ચારે દિશાઓમાં પ્રસરી રહ્યો છે.

૧૩ **यस्य महित्वा विश्वे हिमवन्तः**- જેના મહિમાથી આ સર્વ હિમાચ્છાદિત પર્વત સ્થિર ઉભા છે.

૧૪ **यस्य महित्वा समुद्रे रसां आहुः**- જેના સામર્થ્યથી સમુદ્રના પાણીમાં પણ ભૂમિ ઉત્પન્ન થાય છે એમ કહે છે.

૧૫ **यस्य बाहू इमाः प्रदिशः**- જેના બાહુ આ સર્વ દિશા, ઉપદિશાઓ છે.

૧૬ **ऋतज्ञाः अमृताः आपः अग्रे गर्भं दधानाः विश्वं आवन्, यासु देवीषु अधिदेवः आसीत्**- સત્ય નિયમ પ્રમાણે ચાલનારી, જીવન દેનારી, મૂળ પ્રકૃતિની પ્રવાહની ધારાઓ જગતના ગર્ભને ધારણ કરતી કરતી વિશ્વની ઉત્પત્તિ માટે જ્યારે આગળ વધી ત્યારે તે દિવ્યધારાઓમાં તેજ એક અધિષ્ઠાતા દેવ હતો.

૧૭ **हिरण्यगर्भः अग्रे समवर्तत**-જેની અંદર પ્રકાશમાન અનેક ગોલકો છે એવો જે દેવ તે પ્રથમથી જ વિદ્યમાન છે.

૧૮ **भूतस्य एकः पतिः जातः आसीत्**- સર્વ જગતનો જે એકમાત્ર સ્વામી પ્રસિદ્ધ છે.

૧૯ **स दाधार पृथिवीं उत द्याम्**- જેણે પૃથ્વી અને દ્યુલોકને અર્થાત સર્વ વિશ્વને ધારણ કરેલ છે.

૨૦ **आपः गर्भं वत्सं जनयन्ती अग्रे समैरयन्, उत तस्य जायमानस्य यः हिरण्ययः उल्बः आसीत्**- મૂળ પ્રકૃતિની જળધારાઓ પોતાની અંદરથી ગર્ભથી જગત્ રૂપી વાછરડું ઉત્પન્ન કરતી કરતી જ્યારે આગળ વધી ત્યારે તે વિશ્વરૂપી જન્મેલા વાછરડાને સુવર્ણ જેવા ચમકતા પાતળા પડરૂપે તેનો તે સંરક્ષક હતો.

### તેની ઉપાસના કરો

ઉપર કહેલા વીસ લક્ષણોથી જે પરમાત્માનો બોધ થાય છે તેની ઉપાસના બધાએ કરવી જોઈએ. તેનાથી ભિન્ન અન્ય કોઈની ઉપાસના કરવા યોગ્ય નથી.

આ વીસ લક્ષણો સરળ અને સુબોધ છે તેથી તેનું અધિક વિવરણ કરવું અનાવશ્યક છે. પાઠક તેથી પોતાના ઉપાસ્ય દેવને જાણે અને તેની ઉપાસના કરીને ઉત્તમ ગતિ પ્રાપ્ત કરે.

આ વીસ લક્ષણોમાંથી પહેલા બે લક્ષણ મનુષ્યની આંતરિક શક્તિઓનું વર્ણન કરે છે. મનુષ્યની આંતરિક શક્તિઓની સાથે પરમાત્માનો સંબંધ તેમાં પાઠક જોઈ શકશે. તેના પછીના પાંચ લક્ષણોમાં તે જ પરમાત્મા પ્રાણીમાત્રનો રાજા છે અને મનુષ્યને અંતિમ સુખ અર્થાત્ મોક્ષ આપનારો છે, આ વાત કહી છે. બાકીના લક્ષણોમાં સામાન્યતઃ પરમાત્માનો વિશ્વધારક ગુણ વિવિધ પ્રકારથી કહેવાયો છે. દસમા લક્ષણમાં પરમાત્માની પ્રાપ્તિના માર્ગનું મહત્વ વર્ણવ્યું છે જેઓ આ માર્ગથી જાય છે તેમનું સન્માન વધી જાય છે.

આ વાત વિશેષ છે. આ વાત એકાગ્ર ચિત્તથી મનન કરવા યોગ્ય છે.

કેટલાક લોકો " कस्मै देवाय हविषा विधेम " આ વાક્યથી એવું અનુમાન કરે છે કે આ સૂકતની રચના કરનારને ઇશ્વર વિષયનું નિશ્ચિત જ્ઞાન હતું નહિ, તે ઇશ્વરને શોધી રહ્યો હતો. પરંતુ આ કથન તદ્દન પાયા વગરનું છે કારણ કે પૂર્વોકત વીસ લક્ષણ પરમાત્માનું નિશ્ચિત સ્વરૂપ બતાવી રહ્યાં છે, અને તેની પહેલાં " ब्रह्म जज्ञानं० " ( સૂ. ૧ ) સૂકતમાં તો બ્રહ્મ વિષેનો ઉલ્લેખ સ્પષ્ટતાથી કરેલો છે, તેથી " અજ્ઞાત દેવ " ની પ્રાર્થના આ સૂકતમાં છે એનું માનવું એ મોટી ભૂલ છે.

તેથી આ સૂકતમાં પૂર્વોકત વીસ લક્ષણોથી બોધિત થનારો "એક અદ્વિતીય ઇશ્વરની પૂજા કરવી જોઇએ." આ વેદનો સિદ્ધાંત સ્પષ્ટ છે, જે ઉપાસકોને માટે ઘણો જ બોધપ્રદ અને અસંદિગ્ધ રીતે માર્ગદર્શક બને છે. આશા છે કે વિચારી પાઠકો આનાથી ઉચિત બોધ પ્રાપ્ત કરશે જ.

# કેન સૂકત

## સ્થૂળ શરીરમાંના અવયવોની બાબતમાં પ્રશ્નો

( ऋषिः- नारायणः । देवताः- पार्ष्णिसूक्तम्, पुरुषः, ब्रह्मप्रकाशनम् । )

કાંડ ૧૦, સૂકત ૨

केन पार्ष्णी आभृते पूरुषस्य केन मांसं संभृतं केन गुल्फौ ।
केनाङ्गुलीः पेशनीः केन खानि केनोच्छ्लङ्खौ मध्यतः कः प्रतिष्ठाम् ॥ १ ॥
कस्मान्नु गुल्फावधरावकृण्वन्नष्ठीवन्तावुत्तरौ पूरुषस्य ।
जङ्घे निर्ऋत्य न्यदधुः क्व स्विज्जानुनोः संधी क उ तच्चिकेत ॥ २ ॥
चतुष्टयं युज्यते संहितान्तं जानुभ्यामूर्ध्वं शिथिरं कबन्धम् ।
श्रोणी यदूरू क उ तज्जजान याभ्यां कुसिन्धं सुदृढं बभूव ॥ ३ ॥

અર્થ—( पुरुषस्य पार्ष्णी केन आभृते ? ) મનુષ્યની એડીઓ કોણે બનાવી છે ? ( केन मांसं संभृतं ? ) મનુષ્યના શરીરમાં કોણે માંસ ભરી કાઢયું ? ( केन गुल्फौ ? ) કોણે લમણાં બનાવ્યાં ? ( केन पेशनीः अंगुलीः ? ) કોણે સુંદર આંગળીઓ બનાવી ? ( केन खानि ? ) શરીર પરનાં છીદ્રો કોણે બનાવ્યાં ? ( केन उच्छ्लंखौ ? ) કોણે પગનાં તળિયાં જોડી દીધાં ? ( मध्यतः कः प्रतिष्ठाम् ? ) વચમાં કોણ આધાર આપે છે ? ( ૧ )

( नु कस्मात् अधरौ गुल्फौ अकृण्वन् ? ) કોણે લમણા નીચેનો ભાગ બનાવ્યો ? અને ( पुरुषस्य उत्तरौ अष्ठीवन्तौ ) મનુષ્યના ઉપરના ઘુંટણો કોણે બનાવ્યાં ? ( जंघे निर्ऋत्य क्व स्वित् न्यदधुः ) જાંઘોને અલગ અલગ બનાવી તેમને કયાં ભલા જોડેલી છે ? ( जानुनोः संधी क उ तत् चिकेत ) જાનુઓના સાંધા બનાવીને તેનો આકાર કોણે બનાવ્યો ? ( ૨ )

कति॑ दे॒वाः क॑त॒मे त आ॑स॒न्य उरो॑ ग्री॒वाश्चि॒क्यु: पूरु॑षस्य ।
कति॒ स्तनौ॒ व्य॑दधुः कः क॑फो॒डौ कति॑ स्क॒न्धान्कति॑ पृ॒ष्टीर॑चिन्वन् ॥ ४ ॥
को अ॑स्य बा॒हू सम॑भरद्वी॒र्यं॑ करवा॒दिति॑ ।
अंसौ॒ को अ॑स्य॒ तद्दे॒वः कु॑सि॒न्धे॒ अध्या द॑धौ ॥ ५ ॥
कः स॒प्त खानि॒ वि त॑तर्द शी॒र्षणि॒ कर्णा॑वि॒मौ नासि॑के॒ चक्ष॑णी॒ मुख॑म् ।
येषां॑ पुरु॒त्रा वि॑ज॒यस्य॑ म॒ह्मनि॒ चतु॑ष्पादो द्वि॒पदो॒ यन्ति॒ याम॑म् ॥ ६ ॥
हन्वो॒र्हि जि॒ह्वामद॑धात्पुरू॒चीमधा॑ म॒हीमधि॑ शिश्राय॒ वाच॑म् ।
स आ व॑रीवर्ति॒ भुव॑नेष्व॒न्तरपो॒ वसा॑नः क उ॒ तच्चि॑केत ॥ ७ ॥
म॒स्तिष्क॑मस्य यत॒मो ल॒लाटं॑ क॒काटि॑कां प्रथ॒मो यः क॒पाल॑म् ।
चि॒त्वा चि॒त्यं॑ हन्वोः॒ पूरु॑षस्य॒ दिवं॑ रुरोह कत॒मः स दे॒वः ॥ ८ ॥

---

( चतुष्टयं संहितान्तं शिथिरं कबंधं जानुभ्यां ऊर्ध्वं युज्यते ? ) આ શિથિલ ( ઢીલું ) ધડ ( પેટ ) અંતમાં ચાર પ્રકારે ઘુંટણોની ઉપર જોડવામાં આવ્યું છે. ( श्रोणी, यत् ऊरू क, उ, तत् जजान ? याभ्यां कुसिंधं सुदृढं बभूव ) ગુદા અને જાંઘો કોણે ભલા આ સર્વ બનાવ્યું છે જેથી આ ધડ બહુ જ સુદૃઢ થયું છે? (૩)

( ते कति कतमे देवाः आसन् ये पुरुषस्य उरः ग्रीवाः चिक्युः ? ) તેઓ કેટલા અને કેવા દેવ હતા જેણે મનુષ્યની છાતી અને ગળાને એકત્ર જોડેલું છે? (कति स्तनौ व्यदधुः ?) કેટલાઓએ સ્તનો બનાવ્યાં? ( कः कफोडौ ? ) કોણે કોણીઓ બનાવી ? ( कति स्कंधान् ? ) કેટલાઓએ ખભા બનાવ્યા ? ( कति पृष्टिः अचिन्वन् ? ) કોણે પાંસળિઓને જોડી દીધી ? ( ૪ )

( वीर्यं करवात् इति, अस्य बाहू कः समभरत् ? ) તે પરાક્રમ કરે એટલા માટે કોણે તેના બાહુ ભરી દીધા ? ( कः देवः अस्य तद् अंसौ कुसिंधे अध्या दधौ ) કયા દેવે તે ખભાઓને ધડની અંદર જોડી દીધા છે ? ( ૫ )

( इमौ कर्णौ, नासिके, चक्षणी, मुखं सप्तखानि शीर्षाणि कः वि ततर्द ? ) આ બે કાન, બે નાક, બે આંખો, એક મુખ મળીને સાત કાણાં આ માથામાં કોણે બનાવ્યાં ? ( येषां विजयस्य मह्मनि चतुष्पादः द्विपदः यामं पुरुत्रा यन्ति ) જેના વિજયના મહિમામાં ચતુષ્પાદ, દ્વિપાદ પોતાનો માર્ગ ઘણા પ્રકારે કાપી રહ્યા છે. ( ૬ )

( हि पुरूचीं जिह्वां हन्वोः अदधात् ) જેણે બહુ જ બડબડનારી જીભને જડબાની બે ખાંચોમાં ભરી દીધી છે. ( अधि महीं वाचं अधि शिश्राय ! ) અને પ્રભાવશાળી વાણીને તેમાં આશ્રિત કરેલી છે ! ( अपः वसानः सः भुवनेषु अन्तः आ वरीवर्ति ! ) કર્મોને ધારણ કરનારો તે સર્વ ભુવનોની અંદર ગુપ્ત રહેલો છે ! ( क उ तत् चिकेत् ? ) તેને કોણ ભલા જાણી શકે છે ? ( ૭ )

( अस्य पूरुषस्य मस्तिष्कं, ललाटं, ककाटिकां, कपालं, हन्वोः, चित्यं, यः यतमः प्रथमः चित्वा, दिवं रुरोह स देवः कतमः ? ) આ મનુષ્યનું મસ્તિષ્ક, મગજ, માથાનો પાછલો ભાગ, કપાળ અને જડબાઓનો સમૂહ જે દેવે પહેલાં બનાવ્યાં અને પછી જે દ્યુલોકમાં ચઢી ગયો, તે દેવ કોણ છે ? ( ૮ )

प्रियाप्रियाणि बहुला स्वप्नं संबाधतन्द्र्यः ।
आनन्दानुग्रो नन्दांश्च कस्माद्वहति पूरुषः ॥ ९ ॥
आर्तिरवर्तिर्निर्ऋतिः कुतो नु पुरुषेऽमतिः ।
राद्धिः समृद्धिरव्यृद्धिर्मतिरुदितयः कुतः ॥ १० ॥
को अस्मिन्नापो व्यदधाद्विषूवृतः पुरूवृतः सिन्धुसृत्याय जाताः ।
तीव्रा अरुणा लोहिनीस्ताम्रधूम्रा ऊर्ध्वा अवाचीः पुरुषे तिरश्चीः ॥ ११ ॥
को अस्मिन्रूपमदधात्को मह्मानं च नाम च ।
गातुं को अस्मिन्कः केतुं कश्चरित्राणि पुरुषे ॥ १२ ॥
को अस्मिन्प्राणमवयत्को अपानं व्यानमु ।
समानमस्मिन्को देवोऽधि शिश्राय पूरुषे ॥ १३ ॥
को अस्मिन्यज्ञमदधादेको देवोऽधि पूरुषे ।
को अस्मिन्त्सत्यं कोऽनृतं कुतो मृत्युः कुतोऽमृतम् ॥ १४ ॥
को अस्मै वासः पर्यदधात्को अस्यायुरकल्पयत् ।
बलं को अस्मै प्रायच्छत्को अस्याकल्पयज्जवम् ॥ १५ ॥

---

( बहुला प्रियाऽप्रियाणि, स्वप्नं संबाधतन्द्र्यः आनंदान् नंदान् च उग्रः पुरुषः कस्माद् वहतिः ? ) ઘણી જ પ્રિય અને અપ્રિય વાતો, નિદ્રા, હરકતો અને થાક, આનંદ અને હર્ષ આ પ્રચંડ પુરૂષ કયા કારણે ધારણ કરે છે ? ( ૯ )

( आर्तिः, अवर्तिः, निर्ऋतिः अमतिः पुरुषे कुतः नुः ) પીડા, દરિદ્રતા, વ્યાધિ, કુબુદ્ધિ અને ઉદયની પ્રવૃત્તિ ક્યાંથી થઇ છે ? ( ૧૦ )

( अस्मिन् पुरुषे वि-सु-वृत्त सिंधु-सृत्याय जाताः, अरूणाः लोहिनीः, ताम्रधूम्राः ऊर्ध्वाः, अवाचीः, तिरश्चीः, तीव्राः अपः कः व्यदधात् ! ) આ મનુષ્યોમાં વિશેષ પ્રકારે ફરનારા, સર્વત્ર ફરનારા, નદીની માફક વહેવા માટે બનાવાએલા, લાલરંગના લોખંડને સાથે લઇ જનારા, તાંબાના ધૂમાડા જેવા રંગના, ઉપર, નીચે, ત્રાંસા વેગથી ચાલનારા જળ પ્રવાહો ( અર્થાત્ લોહીના પ્રવાહો ) કોણે બનાવ્યા છે ? ( ૧૧ )

( अस्मिन् रूपं कः अदधात् ? ) તેને રૂપ કોણે આપ્યું છે ? ( मह्मानं च नाम च कः अदधात् ) મહિમા અને કીર્તિ અને આબરૂ કોણે રાખ્યાં છે ? ( अस्मिन् गातुं कः ? ) તેમાં ગતિ કોણે રાખી છે ? ( कः केतुं ? ) કોણે જ્ઞાન ભર્યું છે ? અને ( पुरुषे चरित्राणि कः अदधात् ? ) મનુષ્યમાં ચરિત્ર કોણે મૂક્યું છે ? ( ૧૨ )

( अस्मिन् कः प्राणं अवयत् ) તેમાં કોણે પ્રાણને ચાલના આપી છે ? ( कः अपानं व्यानं उ ? ) કોણે અપાન અને વ્યાનને બનાવ્યાં છે ? ( अस्मिन् पुरुषे कः देवः समानं अधि शिश्राय ? ) આ પુરૂષમાં કોણે સમાનતત્વને સ્થિર કર્યું છે ? ( ૧૩ )

( कः एकः देवः अस्मिन् पुरुषे यज्ञं अदधात् ? ) કયા દેવે પુરૂષમાં યજ્ઞની સ્થાપના કરી છે ? ( कः अस्मिन् सत्यं ? ) તેમાં સત્યને કોણ સ્થિર કરે છે ? ( कः अन्-ऋतम् ? ) કોણે અસત્ય રાખ્યું છે ? ( कुतः मृत्युः ? ) મૃત્યુ ક્યાંથી થાય છે અને ( कुतः अमृतम् ? ) ક્યાંથી અમરત્વ પ્રાપ્ત થાય છે ? ( ૧૪ )

*

केनापो अन्वतनुत केनाहरकरोद्रुचे ।
उपसं केनान्वैन्द्ध केन सायंभवं ददे ॥ १६ ॥
को अस्मिन्रेतो न्यदधात्तन्तुरा तायतामिति ।
मेधां को अस्मिन्नध्यौहत्को बाणं को नृतो दधौ ॥ १७ ॥
केनेमां भूमिमौर्णोत्केन पर्यभवद्दिवम् ।
केनाभि मह्ना पर्वतान्केन कर्माणि पूरुषः ॥ १८ ॥
केन पर्जन्यमन्वेति केन सोमं विचक्षणम् ।
केन यज्ञं च श्रद्धां च केनास्मिन्निहितं मनः ॥ १९ ॥
केन श्रोत्रियमाप्नोति केनेमं परमेष्ठिनम् ।
केनेममग्निं पूरुषः केन संवत्सरं ममे ॥ २० ॥
ब्रह्म श्रोत्रियमाप्नोति ब्रह्मेमं परमेष्ठिनम् ।
ब्रह्मेममग्निं पूरुषो ब्रह्म संवत्सरं ममे ॥ २१ ॥

---

(अस्मै वासः कः परि-अदधात्) तेने वस्त्रो कोणे पहेराव्यां छे? वस्त्रो=शरीर (अस्य आयुः कः अकल्पयत्) तेनुं आयुष्य कोणे संकल्पित कर्युं? (अस्मै बलं कः प्रायच्छत्?) तेने बळ कोणे आप्युं? अने (अस्य जवं कः अकल्पयत?) तेनो वेग कोणे नक्की कर्यो छे? (१५)

(केन आपः अन्वतनुत?) कोणे पाणीने प्रसराव्युं? (केन अह रूचे अकरोत्) प्रकाशने माटे दिवसने कोणे बनाव्यो? (केन उपसं अनु ऐन्द्ध?) उषाने कोणे चमकावी? (केन सायंभवं ददे?) कोणे सायंकाळ आपी छे? (१६)

(तन्तुः आ तायतां इति, अस्मिन् रेतः कः नि-अदधात्?) प्रजारूपी तांतणो चालतो रहे तेटला माटे तेमां वीर्य कोणे स्थापन कर्युं? (अस्मिन् मेधां कः अधि-औहत?) तेमां बुद्धि कोणे जोडी दीधी छे? (कः वाणं?) कोणे वाणी राखी छे? (कः नृतः दधौ?) कोणे नृत्यनो भाव राख्यो छे? (१७)

(केन इमां भूमिं और्णोत्?) कोणे आ भूमिने आच्छादित करेल छे? (केन दिवं पर्यभवत्?) कोणे द्युलोकने घेरी राख्यो छे? (केन मह्ना पर्वतान् अभि?) कोणे पहाडोमां महत्वने स्थापन कर्युं छे? (पूरुषः केन कर्माणि?) पुरुष कोनाथी कर्मो करी रह्यो छे? (१८)

(पर्जन्यं केन अन्वेति?) पर्जन्यने कोनाथी प्राप्त करे छे? (विचक्षणं सोमं केन?) विचित्र एवा सोमने क्यांथी मेळवे छे? (केन यज्ञं च श्रद्धां च?) कोनाथी यज्ञ अने श्रद्धाने प्राप्त करे छे? (अस्मिन् मनः केन निहितं?) तेमां मन कोणे राख्युं छे? (१९)

(केन श्रोत्रियं आप्नोति?) ज्ञानीने कोनाथी प्राप्त करे छे? (केन इमं परमेष्ठिनम्?) कोने लीधे ते परमात्माने प्राप्त करे छे?) (पुरुषः केन इमं अग्निं) मनुष्य कोनाथी आ अग्निने प्राप्त करे छे? (केन संवत्सरं ममे?) कोनाथी संवत्सर-काळने मापे छे? (२०)

(ब्रह्म श्रोत्रियं आप्नोति) ज्ञान ज्ञानीने प्राप्त करे छे. (ब्रह्म इमं परमेष्ठिनम्) ज्ञान ए परमात्माने प्राप्त करे छे. (पुरुषः ब्रह्म इमं अग्निम्) मनुष्य ज्ञानथी ते अग्निने प्राप्त करे छे. (ब्रह्म संवत्सरं ममे) ज्ञान ज संवत्सर-काळनुं माप काढे छे. (२१)

केनं देवाँ अनुं क्षियति केनं दैवंजनीर्विशः ।
केनेदमन्यन्नक्षंत्रं केनं सत्क्षत्रमुंच्यते ॥ २२ ॥
ब्रह्मं देवाँ अनुं क्षियति ब्रह्म दैवंजनीर्विशः ।
ब्रह्मेदमन्यन्नक्षंत्रं ब्रह्म सत्क्षत्रमुंच्यते ॥ २३ ॥
केनेयं भूमिर्विहिता केनं द्यौरुत्तंरा हिता ।
केनेदमूर्ध्वं तिर्यक्चान्तरिंक्षं व्यचों हितम् ॥ २४ ॥
ब्रह्मंणा भूमिर्विहिता ब्रह्म द्यौरुत्तंरा हिता ।
ब्रह्मेदमूर्ध्वं तिर्यक्चान्तरिंक्षं व्यचों हितम् ॥ २५ ॥
मूर्धानंमस्य संसीव्याथर्वा हृदयं च यत् ।
मस्तिष्कादूर्ध्वः प्रैरंयत्पवंमानोऽधिं शीर्षतः ॥ २६ ॥
तद्वा अथर्वंणः शिरों देवकोशः समुंब्जितः ।
तत्प्राणो अभि रंक्षति शिरो अन्नमथो मनः ॥ २७ ॥

---

( केन देवान् अनु क्षियति ? ) કોનાથી દેવોને અનુકૂળ બનાવીને વસાવી શકાય છે ? ( केन दैव-जनीः विशः ? ) દિવ્યજનરૂપ જેમાં છે એવી પ્રજાને અનુકૂળ બનાવીને કોનાથી વસાવાય છે ? ( केन सत् क्षत्रं उच्यते ? ) કોને ઉત્તમ ક્ષત્રિય કહી શકાય છે ? ( केन इदं अन्यत् न-क्षत्रम् ? ) કોનાથી આ બીજો ક્ષાત્ર નથી એમ કહેવાય છે ? ( ૨૨ )

( ब्रह्म देवान् अनु क्षियति ) જ્ઞાન જ દેવોને અનુકૂળ બનાવીને વસાવે છે. ( ब्रह्म दैव-जनीः विशः ) જ્ઞાન જ દિવ્યજન પ્રજાને અનુકૂળ બનાવીને વસાવે છે. ( ब्रह्म सत् क्षत्रं उच्यते ) જ્ઞાન જ ઉત્તમ ક્ષાત્ર છે એમ કહેવાય છે. ( ब्रह्म इदं अन्यत् न-क्षत्रम् ) જ્ઞાન એજ બીજો ન-ક્ષત્ર અર્થાત્ ક્ષાત્રથી ભિન્ન અન્ય બળ છે. ( ૨૩ )

( केन इयं भूमिः विहिता ? ) કોણે આ ભૂમિને વિશેષ રીતે રાખેલ છે ? ( केन द्यौः उत्तरा हिता ? ) કોણે ધ્રુલોકને ઉપર ટકાવી રાખ્યો છે ? ( केन इदं अंतरिक्षं ऊर्ध्वं, तिर्यक् व्यचः च हितम् ) કોણે અંતરિક્ષને ઉપર ત્રાંસું તથા ફેલાયલું રાખેલ છે ? ( ૨૪ )

( ब्रह्मणा भूमिः विहिता ) બ્રહ્મથી આ ભૂમિને વિશેષ પ્રકારે રખાઇ છે. ( ब्रह्म द्यौः उत्तरा हिता ? ) બ્રહ્મથી આ ધુલોક ઉપર રાખવામાં આવ્યું છે. ( ब्रह्म इदं अन्तरिक्षं ऊर्ध्वं, तिर्यक् व्यचः च हितम् ) બ્રહ્મથી જ આ અંતરિક્ષ ઉપર, ત્રાંસુ અને ફેલાએલું રાખવામાં આવ્યું છે. ( ૨૫ )

( अथर्वा अस्य मूर्धानं यत् च हृदयं, संसीव्य ) અ-થર્વા અર્થાત્ નિશ્ચળ યોગી પોતાનું માથું અથવા જે હૃદય છે તેને પોતાનામાં જ સીવી લઇને; ( पवमानः शीर्षतः अधि, मस्तिष्कात् ऊर्ध्वः प्रैरयत् । ) પ્રાણ મગજની અંદર પરંતુ મસ્તિષ્કની ઉપર પ્રેરિત કરે છે. ( ૨૬ )

( तद् वा अथर्वणः सिरः समुब्जितः देव-कोशः ) તેથી યોગીનું માથું નિશ્ચયથી દેવોનો સુરક્ષિત ખજાનો છે. ( तत् सिरः प्राणः, अन्नं, अथो मनः अभि रक्षति ) તે શીરનું રક્ષણ પ્રાણ, અન્ન અને મન કરે છે ( ૨૭ )

ऊर्ध्वो नु सृष्टा३स्तिर्यङ् नु सृष्टा३ः सर्वा दिशः पुरुष आ बभूवाँ३ ।
पुरं यो ब्रह्मणो वेद यस्याः पुरुष उच्यते ॥ २८ ॥
यो वै तां ब्रह्मणो वेदामृतेनावृतां पुरम् ।
तस्मै ब्रह्म च ब्राह्माश्च चक्षुः प्राणं प्रजां ददुः ॥ २९ ॥
न वै तं चक्षुर्जहाति न प्राणो जरसः पुरा ।
पुरं यो ब्रह्मणो वेद यस्याः पुरुष उच्यते ॥ ३० ॥
अष्टाचक्रा नवद्वारा देवानां पूरयोध्या ।
तस्यां हिरण्ययः कोशः स्वर्गो ज्योतिषावृतः ॥ ३१ ॥
तस्मिन्हिरण्यये कोशे त्र्यरे त्रिप्रतिष्ठिते ।
तस्मिन्यद्यक्षमात्मन्वत्तद्वै ब्रह्मविदो विदुः ॥ ३२ ॥
प्रभ्राजमानां हरिणीं यशसा संपरीवृताम् ।
पुरं हिरण्ययीं ब्रह्मा विवेशापराजिताम् ॥ ३३ ॥

(पुरुषः ऊर्ध्वः नु सृष्टाः) પુરૂષ ઉપર ફેલાએલો છે. (तिर्यक् नु सृष्टाः) નિશ્ચયપૂર્વક ત્રાંસો ફેલાએલો છે. તાત્પર્ય (पुरुषः सर्वाः दिशः आवभूव) પુરૂષ સર્વ દિશાઓમાં છે. (यः ब्रह्मणः पुरं वेद) જે બ્રહ્મની નગરીને જાણે છે. (यस्याः पुरुष उच्यते) જે નગરીને કારણે તેને પુરૂષ કહેવામાં આવે છે. (૨૮)

(यः वै अमृतेन आवृतां तां ब्रह्मणः पुरं वेद) જે નિશ્ચયથી અમૃતથી પરિપૂર્ણ તે બ્રહ્મની નગરીને જાણે છે. (तस्मै ब्रह्म ब्राह्माः च चक्षुः प्राणं प्रजां ददुः) એને માટે બ્રહ્મ અને બ્રાહ્મથી ઉત્પન્ન થયેલા દેવ આંખ પ્રાણ અને પ્રજા આપે છે. (૨૯)

(न वै तं चक्षुः जहाति, न प्राणः जरसः पुरा) જે વૃદ્ધાવસ્થાની પહેલાં આંખો ખોતો નથી અને પ્રાણને ત્યાગતો નથી. (यो ब्राह्मणः पुरं वेद यस्याः पुरुष उच्यते) જે બ્રહ્મની નગરીને જાણે છે જેના કારણે એ પુરૂષ કહેવાય છે. (૩૦)

(अष्टाः-चक्राः नव-द्वारा, अयोध्या देवानां पूः) જેને આઠ ચક્ર છે, અને નવ દ્વાર છે એવી આ અયોધ્યા, દેવોની નગરી છે. (तस्यां हिरण्ययः कोशः ज्योतिषा आवृतः स्वर्गः) તેમાં તેજસ્વી કોશ છે જે તેજથી પરિપૂર્ણ સ્વર્ગ છે. (૩૧)

(त्रि-अरे, त्रि-प्रतिष्ठिते तस्मिन् तस्मिन् हिरण्ये कोशे, यत् आत्मवत् यक्षं, तद् वै ब्रह्म-विदः विदुः) ત્રણ આરાઓથી યુક્ત, ત્રણ કેન્દ્રોમાં સ્થિર, એવા એ તેજસ્વી કોશમાં જે આત્મવત્ યક્ષ છે, તેને નિશ્ચયથી બ્રહ્મજ્ઞાની જાણે છે. (૩૨)

(प्रभ्राजमानां हरिणीं, यशसा सं परिवृतां अपराजितां हिरण्ययीं पुरं ब्रह्म आविवेश) તેજસ્વી દુઃખહરણ કરવાવાળી યશથી પરિપૂર્ણ, કદી પણ પરાજીત ન થએલી એવી પ્રકાશમય નગરીમાં બ્રહ્મ સમાએલો હોય છે. (૩૩)

## કેન સૂક્તનો વિચાર

# સ્થૂળ શરીરમાંના અવયવોની બાબતમાં પ્રશ્નો

### (૧) અવયવો કોણે બનાવ્યા?

ચોથા મંત્રમાં "कति देवाः" દેવ કેટલા છે, જેઓ મનુષ્યના અવયવો બનાવે છે? આ પ્રશ્ન આવેલો છે, આ પહેલાના તથા પાછળના મંત્રોમાં પણ "દેવ" શબ્દનો સંબંધ જોઇને અર્થ કરવો જોઇએ. "મનુષ્યની એડીઓ કયા દેવે બનાવી છે?" ઇત્યાદિ પ્રકારનો અર્થ સર્વત્ર સમજવો ઉચિત છે. મનુષ્યનું શરીર એક દેવે બનાવ્યું છે કે અનેક દેવોએ અને કયા દેવે કયો ભાગ-અવયવ તથા ઇંદ્રિય બનાવ્યાં છે? એ આ પ્રશ્નોનો સાર છે. આ જ પ્રમાણે આગળ પણ સમજવું જોઇએ.

### (૨) જ્ઞાનેન્દ્રિયો અને માનસિક ભાવનાઓના સંબંધમાં પ્રશ્ન

છઠ્ઠા મંત્રમાં સાત ઇન્દ્રિયોનાં નામ કહેલાં છે. બે કાન, બે નાક, બે આંખો, અને એક મોઢું. આ સાત જ્ઞાનની ઇન્દ્રિયો છે. વેદમાં અન્યત્ર તેમને જ ૧ સપ્તઋષિ, ૨ સપ્ત-અશ્વ, ૩ સપ્તકિરણ, ૪ સપ્તઅગ્નિ, ૫ સપ્તપ્રાણ ઇત્યાદિ નામોથી વર્ણન કરેલું છે. તે તે સ્થાનોમાં તેનો અર્થ જાણીને તે મંત્રનો અર્થ કરવો જોઇએ. ગુદા અને મુત્રદ્વાર મળીને બે બીજાં દ્વાર છે, બધાં મળીને નવ દ્વારો થાય છે. આ જ આ શરીરરૂપી નગરીનાં નવ મહાદ્વાર છે. મૂખ પૂર્વદ્વાર છે ગુદા પશ્ચિમદ્વાર છે. બીજાં દ્વારો તેમનાં કરતાં નાના છે. (આજ સૂક્તનો ૩૧ મો મંત્ર જુઓ.)

જો કે "પુરૂષ" શબ્દ (पुर्-वस्) એ નગરીમાં વસનારાનો બોધ કરે છે, તેથી સર્વસાધારણ રીતે તે સર્વ પ્રાણીમાત્રનો વાચક થાય છે, તો પણ અહીંયાનું વર્ણન વિશેષતઃ મનુષ્યના શરીરનું જ સમજવું ઉચિત છે. "ચતુષ્પાદ અને દ્વિપાદ" શબ્દોથી સંપૂર્ણ પ્રાણીમાત્રનો બોધ મંત્ર ૬ માં લેવો આવશ્યક જ છે. આ પ્રકારે અન્ય મંત્રોમાં લેવાથી કોઇ હાનિ છે નહિ, તો પણ મંત્ર ૭ માં જે વાણીનું વર્ણન છે તે મનુષ્યની વાણીનું જ છે. કારણ કે સર્વ પ્રાણીઓમાં તે તેટલી વિકસિત નથી જેટલી મનુષ્ય પ્રાણીમાં વિકાશ પામેલી છે. મંત્ર ૯, ૧૦ માં "मतिः अमतिः" આદિ શબ્દો મનુષ્યનું જ વર્ણન કરી રહ્યા છે. આ પ્રમાણે જો કે મુખ્યતઃ સર્વ વર્ણન મનુષ્યનું છે, તો પણ પ્રસંગ પ્રમાણે જે મંત્ર સામાન્ય અર્થના બોધક છે તે સર્વ સામાન્ય પ્રાણી જાતિને માટે છે, એમ સમજવામાં કોઇ નુકસાન નથી.

આઠમા મંત્રમાં "સ્વર્ગ ઉપર ચઢનારો દેવ કોણ છે?" આ પ્રશ્ન અત્યંત મહત્વપૂર્ણ છે, આ મંત્ર જીવાત્માનો માર્ગ બતાવી રહ્યો છે. આ પ્રશ્નનો એક બીજો અણ કહેલો ભાગ છે અને તે આ છે કે, "નરકમાં કોણ પડે છે?" તાત્પર્ય કે મનુષ્ય સ્વર્ગમાં શા માટે જાય છે? અને નર્કમાં શા માટે પડે છે?

મંત્ર ૯ અને ૧૦ માં સારી અને ખરાબ બન્ને બાજુઓવાળા પ્રશ્નો છે. અપ્રિય, સ્વમ, સંબાધ, તન્દ્રિ, આર્તિ, અવર્તિ, નિર્ઋતિ, અમતિ આ શબ્દો હીન અવસ્થા બતાવી રહ્યા છે અને પ્રિય, આનંદ, નંદ, ઋદ્ધિ, સમૃદ્ધિ, અવ્યૃદ્ધિ, મતિ, ઉદિતિ આ શબ્દો ઉચ્ચસ્થિતિના દર્શક છે. બન્ને ઠેકાણે આઠ આઠ શબ્દો છે અને તેમનો પરસ્પર સંબંધ પણ છે. પાઠક વિચાર કરશે તો તે સંબંધ પણ જાણી શકશે તેમજ—

### (૩) રૂધિર, પ્રાણ, ચારિત્ર્ય, અમરત્વ ઇત્યાદિના વિષયમાં પ્રશ્નો

મંત્ર ૧૧ માં આ શરીરમાં રક્તનો પ્રવાહ કોણે સંચારિત કર્યો છે એવો પ્રશ્ન છે. સામાન્ય રીતે લોકો સમજે છે કે શરીરના રૂધિરાભિસરણનાં તત્વો યૂરોપના ડાક્ટરોએ શોધ્યાં છે, પરંતુ અથર્વવેદના આ મંત્રમાં તે સ્પષ્ટ રીતે જ કહેલ

છે. લોહીને માટે આ મંત્રમાં " लोहिनीः आपः " છે. તેનો અર્થ– " ( लोह–नीः ) લોહને પોતાની સાથે લઇ જનારૂં ( आपः ) જળ " એ પ્રમાણે થાય છે, અર્થાત્ લોહીમાં પાણી છે અને તે તેની સાથે લોહને લઇ જાય છે. લોખંડ હોવાને કારણે જ લોહીનો રંગ લાલ હોય છે. લોહ જેમાં છે તે જ ( लोह+इत ) " લોહિત " થાય છે. રક્ત બે પ્રકારનું છે, એક " अरुणाः आपः " અર્થાત્ લાલ રંગવાળું અને બીજું " ताम्र–धूम्राः आपः " ત્રાંબાના કાટ જેવું મેલા રંગનું. પહેલા પ્રકારનું રક્ત શુદ્ધ છે જે હૃદયની બહાર જાય છે અને આખા શરીરમાં ઉપર, નીચે, સર્વત્ર વ્યાપે છે. બીજું મેલા રંગનું રક્ત છે જે શરીરમાં ભ્રમણ કરીને અને ત્યાંની શુદ્ધતા કર્યા પછી હૃદયની તરફ પાછું આવે છે, આ પ્રકારની આ આશ્ચર્યકારક રુધિરાભિસરણની યોજના કોણે કરી છે, એ પ્રશ્ન અહીં પૂછેલો છે. આ કાર્ય કયા દેવતાએ કર્યું છે ? તેનો વિચાર પાઠક પોતે જ કરી લે.

૧૨ મા મંત્રમાં પ્રશ્ન પૂછયો છે કે " મનુષ્યમાં સૌંદર્ય, મહત્વ, કિર્તિ, પ્રયત્ન, શક્તિ, જ્ઞાન અને ચારિત્ર્ય કયા દેવતાના પ્રભાવથી દશ્યમાન થાય છે ? " આ મંત્રના ચરિત્ર " શબ્દનો અર્થ કેટલાક લોકો " પગ " એવો કરે છે, પરંતુ આ મંત્રના પૂર્વાપર સંબંધથી આ અર્થ નીકળતો નથી, કારણ કે સ્થૂળ પગનું વર્ણન પહેલા મંત્રમાં થઇ ચૂકેલું છે, અહીં તો સૂક્ષ્મ ગુણધર્મોનું વર્ણન ચાલી રહ્યું છે, તથા મહિમા યશ, જ્ઞાન ઇત્યાદિની સાથે ચારિત્ર્ય અર્થ જ ઠીક બંધ બેસતો આવે છે.

મંત્ર ૧૫ માં " वासः " શબ્દ " કપડાં " નો વાચક છે. આ જીવાત્માપર જે શરીરરૂપી કપડાં છે તેની સાથે છે, ધોતિયું, પહેરણ વગેરે સાથે નથી. શ્રીમદ્‌ભગવદ્ ગીતામાં કહ્યું છે કે, " જે પ્રકારે મનુષ્ય જુનાં વસ્ત્રોનો ત્યાગ કરીને નવાં ધારણ કરે છે તે પ્રમાણે શરીરનો સ્વામી આત્મા જુનાં શરીરોનો ત્યાગ કરીને નવાં શરીર ધારણ કરે છે. ( ગીતા ૨।૨૨ ) " તેમાં શરીરની તુલના કપડાંની સાથે કરી છે. આ ગીતાના શ્લોકમાં " वासांसि " અર્થાત્ " वासः " આ જ શબ્દ છે. આ પ્રમાણે ગીતાની આ કલ્પના અથર્વવેદના આ મંત્રમાંથી જ લીધેલી છે. કેટલાક વિદ્વાનો અહીં આ મંત્રમાં " वासः " નો અર્થ " निवास " એવો કરે છે, પરંતુ " परि–अदधात् " " ( પહેરાવ્યું ) " આ ક્રિયા બતાવે છે કે અહીં કપડાં પહેરાવવાં જ અભીષ્ટ છે. આ આત્મા પર શરીરરૂપી કપડાં કોણે પહેરાવ્યાં, એ આ પ્રશ્નનું સીધું તાત્પર્ય છે.

### ( ૪ ) મન, વાણી, કર્મ, મેધા, શ્રદ્ધા તથા બાહ્ય જગતના વિષયમાં પ્રશ્નો

( समष्टि–व्यष्टि નો સંબંધ )

મંત્ર ૧૫ સુધી વ્યક્તિના શરીરના સંબંધમાં વિવિધ પ્રશ્નો કરવામાં આવ્યા હતા, પરંતુ હવે મંત્ર ૧૬ થી જગતના વિષયમાં પ્રશ્નો પૂછવામાં આવે છે અને પછી તેની આગળના ૨૧ અને ૨૨ મા મંત્રમાં સમાજ અને રાષ્ટ્રના વિષયમાં પણ પ્રશ્નો આવી જશે. આથી વેદની શૈલીનો આપણને ખ્યાલ આવી જાય છે. ( ૧ ) અધ્યાત્મમાં વ્યક્તિનો સંબંધ, ( ૨ ) અધિભૂતમાં પ્રાણી સમષ્ટિનો અર્થાત્ સમાજનો સંબંધ, ( ૩ ) અધિદૈવતમાં સંપૂર્ણ જગતનો સંબંધ છે. વેદ વ્યક્તિથી પ્રારંભ કરે છે અને ચાલતાં ચાલતાં સંપૂર્ણ જગતનું જ્ઞાન યથાક્રમ આપે છે. આ વેદની શૈલી છે. જે તેને સમજતા નથી તેમના ધ્યાનમાં ઉપરના પ્રશ્નોની સંગતિ આવી શકતી નથી. તેથી આ શૈલીને બરાબર સમજવી જોઇએ.

વેદ સમજાવે છે કે જેવી રીતે એક અવયવ હાથ, પગ ઇત્યાદિ અવયવ શરીરની સાથે જોડેલા છે તે જ પ્રમાણે એક આખું શરીર સમાજની સાથે જોડાએલું છે અને સમાજ સંપૂર્ણ જગતની સાથે જોડાએલો છે. " વ્યક્તિ, સમાજ અને જગત્ " એ ભિન્ન થઇ શકે નહિ. હાથ, પગ ઇત્યાદિ અવયવ જેવી રીતે શરીરમાં છે તેવી જ રીતે વ્યક્તિ અને કુટુંબ સમાજની સાથે લાગેલાં છે, અને સર્વ પ્રાણીઓની સમષ્ટિ સંપૂર્ણ જગતની સાથે સંલગ્ન થઇ ગએલી છે, તેથી ત્રણે સ્થાનોમાં નિયમો એક સરખા જ હોય છે.

સોળમા મંત્રમાં " आप् अहः उषा सायंभव " આ ચાર શબ્દો ક્રમશઃ બાહ્ય જગતમાં " જળ, દિન, ઉષઃકાળ અને સાયંકાળ " ના વાચક છે, તથા વ્યક્તિના શરીરમાં " જીવન, જાગૃતિ, ઇચ્છા અને વિશ્રાંતિ વાચક છે. તેથી આ સોળમા મંત્રનો ભાવ બંને પ્રકારે સમજવો ઉચિત છે. આ ચાર ભાવ સમાજ અને રાષ્ટ્રના વિષયમાં પણ હોય છે, સામાજિક જીવન, રાષ્ટ્રીય જાગૃતિ, જનતાની ઇચ્છા અને લોકોનો આરામ આ ભાવો સામુદાયિક જીવનમાં છે. પાઠક આ પ્રકારે આ મંત્રનો ભાવ સમજે.

મંત્ર ૧૭ માં ફરીથી વૈયક્તિક વાતનો ઉલ્લેખ છે. પ્રજાતંતુ અર્થાત્ સંતતિનો તાંતણો ( દોરો ) તૂટી ન જાય, તેટલા માટે શરીરમાં વીર્ય છે આ વાત અહીં સ્પષ્ટ કહેલી છે. તૈત્તિરીય ઉપનિષદ્‌માં " **प्रजातन्तुं मा व्यवच्छेत्सीः** " ( તૈ. ૧।૧૧।૧ ) સંતતિનો તાંતણો તોડશો નહિ. આ ઉપદેશ છે. એજ ભાવ અહીંઆ સૂચિત કરેલ છે. અહીં બીજી વાત પણ સૂચિત થાય છે કે વીર્ય આમેય ખોવા માટે હોતું જ નથી, પરંતુ ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરવાને માટે છે, તેથી કામોપભોગના અતિરેકમાં વીર્યનો નાશ કરવો જોઇએ નહિ, પરંતુ તેને સુરક્ષિત રાખીને ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરવામાં જ ખર્ચ કરવું જોઇએ. આ જ સૂક્તમાં આગળ વધીને મંત્ર ૨૯ માં કહે છે કે, " જે બ્રહ્મની નગરીને જાણે છે તેને બ્રહ્મ અને ઇતર દેવ ઉત્તમ ઇંદ્રિય દીર્ઘજીવન અને ઉત્તમ સંતતિ આપે છે. તે મંત્રના અનુસંધાનમાં આ મંત્રના પ્રશ્નને વિચારવો જોઇએ. વંશ અથવા કુળનો નાશ થવો જોઇએ નહિ, અને સંતતિનો ક્રમ ચાલુ રહેવો જોઇએ. એટલું જ નહિ પરંતુ ઉત્તરોત્તર સંતતિમાં શુભગુણોની વૃદ્ધિ થવી જોઇએ, એટલા માટે ઉપરની સૂચના આપી છે. અજ્ઞાની લોકો દુર્વ્યસનોમાં વીર્યનો નાશ કરી દે છે, અને તેનાથી પોતાના કુળનો ઘાત કરે છે, પરંતુ જ્ઞાની લોકો વીર્યનું સંરક્ષણ કરે છે અને સુસંતતિ નિર્માણ કરીને પોતાનું તથા કુળનું સંરક્ષણ કરે છે. આ જ ધાર્મિક અને અધાર્મિકમાં એટલો ભેદ છે.

આ મંત્રમાં " **वाण** " શબ્દ " વાણી " નો વાચક અને " **नृतः** " શબ્દ " નાટ્ય " નો વાચક છે. મનુષ્ય જે સમયે બોલે છે તે વખતે હાથ, પગ અને શરીરની હીલચાલથી તથા વિશેષ પ્રકારના હાવભાવથી વાણીને વધુ સ્પષ્ટપણે વ્યક્ત કરે છે, આ જ " **नृत्** " છે. ભાષણની સાથે મનના ભાવ વ્યક્ત કરવા માટે અંગના વિશેષ પ્રકારના આવિર્ભાવ થવા જોઇએ. આ આશય અહીં સ્પષ્ટ વ્યક્ત થઇ રહ્યો છે.

મંત્ર ૧૮ માં જગતની બાબતના પ્રશ્નો છે. ભૂમિ, દ્યુલોક અને પર્વત કોનાથી વ્યાપ્ત થએલા છે ? અર્થાત્ વ્યાપક પરમાત્મા સર્વ જગતમાં વ્યાપ્ત થઇ રહ્યો છે. આ જ તેનો જવાબ આગળ મળી રહે છે. વ્યક્તિમાં જેવી રીતે આત્મા છે, તે જ પ્રમાણે જગતમાં પરમાત્મા વિદ્યમાન છે, પુરુષ શબ્દથી બંનેનો બોધ થાય છે. વ્યક્તિમાં જીવાત્મા પુરુષ છે અને જગતમાં પરમાત્મા પુરુષ છે. આ આત્મા કર્મો શા માટે કરે છે ? આ પ્રશ્ન આ મંત્રમાં થએલ છે.



મંત્ર ૧૯ માં યજ્ઞ કરવાનો ભાવ તથા શ્રદ્ધાનો શ્રેષ્ઠભાવ મનુષ્યમાં કેવી રીતે આવે છે એ પ્રશ્ન છે. પાઠક પણ એનો ખૂબ ઉંડો વિચાર કરે કારણ કે આ ગુણોને લીધે જ મનુષ્યનું શ્રેષ્ઠત્વ છે. આવા ભાવ મનમાં દૃઢ થાય છે અને મનના પ્રભાવથી જ મનુષ્ય શ્રેષ્ઠ બને છે. તથા—

## ( ૫ ) જ્ઞાન અને જ્ઞાની

મંત્ર ૨૦ માં ચાર પ્રશ્નો છે અને તેનાં ઉત્તર મંત્ર ૨૧માં આપેલા છે. શ્રોત્રિયોને કેવી રીતે પ્રાપ્ત કરી શકાય છે? ગુરુને કેવી રીતે પ્રાપ્ત કરવા જોઇએ ? તેનું ઉત્તર " જ્ઞાનથી જ પ્રાપ્ત કરવા જોઇએ " અર્થાત્ ગુરુને ઓળખવા માટે જ્ઞાન શિષ્યમાં હોવું જોઇએ, અન્યથા ઢોંગી ધૂર્તની જાળમાં ફસાઇ જવાનો પુરેપુરો સંભવ છે.

પરમાત્માને કેવી રીતે પ્રાપ્ત કરી શકાય છે ? તે પ્રશ્નનું ઉત્તર " જ્ઞાનથી " જ પરમાત્માનું જ્ઞાન થાય છે. " **परमेष्ठी** " શબ્દનો અર્થ " પરમસ્થાનમાં રહેનારો આત્મા " એવો થાય છે. જે દૂરમાં દૂર સ્થાન છે અને તે સ્થાનમાં જે રહે છે તે પરમેષ્ઠી, પરમાત્મા છે. ( ૧ ) સ્થૂળ, ( ૨ ) સૂક્ષ્મ, ( ૩ ) કારણ અને ( ૪ ) મહાકારણ તેનાથી પણ તે દૂર છે. તેની જાણ, તેનો બોધ માત્ર જ્ઞાનથી જ થઇ શકે છે. સર્વથી પ્રથમ પોતાના જ્ઞાનથી સદ્‌ગુરુને પ્રાપ્ત કરવા જોઇએ. ત્યાર પછી તે સદ્‌ગુરુ દ્વારા દિવ્યજ્ઞાન પ્રાપ્ત કરીને પરમેષ્ઠી, પરમાત્માને જાણવાનો હોય છે.

ત્રીજો પ્રશ્ન " અગ્નિ કેવી રીતે પ્રાપ્ત થાય છે ? " એ છે. અહીં અગ્નિ શબ્દથી સામાન્ય આગ્નેયભાવ લેવો જ ઉચિત છે. જ્ઞાનાગ્નિ, પ્રાણાગ્નિ, આત્માગ્નિ, બ્રહ્માગ્નિ ઇત્યાદિ જે સાંકેતિક અગ્નિ છે તેમનો બોધ અહીં લેવો ઉચિત છે, કારણ કે ગુરુનો ઉપદેશ અને પરમાત્મજ્ઞાનની સાથે સંબંધ રાખનારા તેજનો ભાવ જ અહીં ઇચ્છવા યોગ્ય છે, તે સર્વ ગુરુના ઉપદેશથી પ્રાપ્ત થનારા જ્ઞાનથી જ પ્રાપ્ત થાય છે.

ચોથો પ્રશ્ન સંવત્સરની ગણત્રીની બાબતમાં છે. " સંવત્સર " " વર્ષ " નું નામ છે, તેથી કાળનો બોધ થાય છે. તે ઉપરાંત સંવત્સરનો અર્થ એવો પણ થાય છે–( **सं सम्यक् वसति वासयति वा स सं-वत्सरः** ) જે ઉત્તમ પ્રકારે સર્વત્ર રહે છે અને સર્વને ઉત્તમ રીતે વસાવે છે તે જ

સંવત્સાર કહેવાય છે. વિષ્ણુસહસ્રનામમાં સંવત્સરનો અર્થ સર્વવ્યાપક પરમાત્મા કર્યો છે, " સમ્યક્ નિવાસ " એટલો જ અર્થ અહીં અપેક્ષિત છે, સમ્યક્ નિવાસ અર્થાત્ ઉત્તમ પ્રકારે રહેવું, વસવાટ કરવો એ કોનાથી થઇ શકે છે ? એ પ્રશ્ન છે. તેનો જવાબ, " જ્ઞાનથી જ ઉત્તમ નિવાસ થઇ શકે છે. " અર્થાત્ જ્ઞાનથી જ મનુષ્ય પોતાનું વૈયક્તિક અને સામુદાયિક કર્તવ્ય જાણે છે અને જ્ઞાનથી જ તેનાં કર્તવ્યનું પાલન કરે છે. તાત્પર્ય વ્યક્તિ, સમાજ અને જગતમાં ઉત્તમ શાંતિની સ્થાપના ઉત્તમ જ્ઞાનથી જ થાય છે, જ્ઞાન જ સર્વની સુસ્થિતિનો હેતુ છે. આ પ્રકારે આ મંત્રો દ્વારા જ્ઞાનનું મહત્વ વર્ણન કરેલું છે.

જ્ઞાન એ આત્માનો ગુણ હોવાથી અહીં બ્રહ્મ શબ્દથી આત્માનો બોધ થાય છે, અને આત્માના જ્ઞાનથી જ આ સર્વ બને છે, એવો ભાવ વ્યક્ત થાય છે. કારણ કે જ્ઞાન આત્માથી પૃથક નથી. તેથી બ્રહ્મ શબ્દનો અર્થ જ્ઞાન, આત્મા, પરમાત્મા, પરબ્રહ્મ વગેરે થાય છે.

### ( ૬ ) દેવ અને દેવજન

મંત્ર ૨૨ માં " દેવ " શબ્દના ત્રણ અર્થ થાય છે– ( ૧ ) ઇન્દ્રિયો, ( ૨ ) જ્ઞાની શૂર વગેરે સજ્જન અને ( ૩ ) અગ્નિ, ઇન્દ્ર ઇત્યાદિ દેવતાઓ આ અર્થ લઇને પહેલા પ્રશ્નનો અર્થ ઘટાડવો જોઇએ. દેવોને અનુકૂળ બનાવવા અને તેમને ઉત્તમ સ્થાન આપવું એ કોનાથી બની શકે છે, એ પ્રશ્ન છે. તેનું નીચે પ્રમાણે તાત્પર્ય છે—

( ૧ ) **આધ્યાત્મિક ભાવ**= વ્યક્તિના દેહમાં = કોનાથી ઇન્દ્રિયો, અવયવો અને સર્વ અંગોને અનુકૂળ બનાવવામાં આવે છે ? અને કોણ તેમાં ઉત્તમ પ્રકારે સ્વાસ્થ્યપૂર્વક નિવાસ કરી શકે છે ? તેનું ઉત્તર જ્ઞાનથી ઇન્દ્રિયોને અનુકૂળ બનાવી શકાય છે અને તેમનો નિવાસ ઉત્તમ સ્વાસ્થ્યપૂર્વક થવાની વ્યવસ્થા કરવામાં આવે છે.

( ૨ ) **આધિભૌતિક ભાવ** = રાષ્ટ્રના દેહમાં = રાષ્ટ્રમાં દેવોનું પંચાયતન હોય છે. એક " જ્ઞાન દેવ " બ્રાહ્મણ હોય છે, બીજા " બળદેવ " ક્ષત્રિય હોય છે, ત્રીજા " ધનદેવ " વૈશ્ય હોય છે, ચોથા " કર્મદેવ શુદ્ર હોય છે, પાંચમા " વનદેવ " નગરોથી બહાર રહેનારા લોકો હોય છે. આ પાંચેના પ્રતિનિધિ જે સભામાં હોય છે તે સભાને " પંચાયત " અથવા " પંચાયતન " કહે છે અને તે સભાના સભાસદોને પંચ કહે છે.

આ પાંચે પ્રકારના દેવ રાષ્ટ્રપુરુષના શરીરમાં અનુકૂળ બનીને કેવી રીતે રહે છે ? એ આ પ્રશ્નનો સાર છે. " જ્ઞાનથી જ સર્વ માણસો અનુકૂળ વ્યવહાર કરે છે અને જ્ઞાનથી જ સર્વનો યોગ્ય નિવાસ થાય છે. " એ પ્રશ્નનું ઉત્તર છે. રાષ્ટ્રમાં જ્ઞાનનો પ્રચાર થવાથી જ સર્વના વ્યવહાર ઠીક રીતે ચાલે છે. આ બંને મંત્રોમાં " **दैव-जनीः विशः** " આ શબ્દો છે. તેમનો અર્થ, " દેવથી જન્મેલી પ્રજા " એવો થાય છે, અર્થાત્ સર્વ પ્રજાજનોની ઉત્પત્તિનો હેતુ દેવ છે. આ સર્વ સંતાનો દેવોનાં છે, તાત્પર્ય કોઇ પણ પોતે પોતાને નીચ ન સમજે અને બીજાને પણ દીન-હીન ન માને, કારણ કે સર્વ લોકો દેવતાથી ઉત્પન્ન થયા છે તેથી શ્રેષ્ઠ છે અને સમાન છે, તેમની ઉન્નતિ જ્ઞાનથી થાય છે.

( ૩ ) **આધિદૈવિક ભાવ** = જગતમાં = અગ્નિ, વિદ્યુત્, વાયુ, સૂર્ય ઇત્યાદિ દેવોને અનુકૂળ બનાવવાનું કાર્ય કોણ કરી શકે છે ? અને નિવાસને માટે તેમનાથી સહાયતા કેવી રીતે મળે છે ? એ પ્રશ્નનું ઉત્તર પણ " જ્ઞાનથી જ આ સર્વ બની શકે છે " એવો છે. જ્ઞાનથી જ ભૂમિ, જળ, તેજ, વાયુ, સૂર્ય ઇત્યાદિ દેવતાઓની અનુકૂળતા સંપાદન કરી શકાય છે અને જ્ઞાનથી જ પોતાના સુખમય નિવાસ માટે તેમની સહાયતા મેળવી શકાય છે, અથવા જે જ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મ છે. તે જ સર્વ કરે છે. આ પ્રશ્નનો અર્થ ત્રણે સ્થળોમાં આ પ્રકારે જ થાય છે. અહીં પણ " બ્રહ્મ " શબ્દના જ્ઞાન, આત્મા, પરમાત્મા વગેરે અર્થો લઇ શકાય છે, કારણ કે કેવળ જ્ઞાન આત્માથી ભિન્ન હોઇ શકતું નથી.

બીજા પ્રશ્નમાં " **दैव-जनीः विशः** " અર્થાત્ દિવ્ય-પ્રજા પરસ્પર અનુકૂળ બનીને કેવી રીતે સુખપૂર્ણ નિવાસ કરે છે એવો આશય છે. આ બાબતમાં આગળ લખાઇ ગયું છે. આ પ્રશ્નનું ઉત્તર પણ " જ્ઞાનથી જ આ બધું થઇ શકે છે એવો છે.

ત્રીજા પ્રશ્નમાં પૂછ્યું છે કે, " **सत् क्ष-त्रं** " ઉત્તમ ક્ષાત્ર કોનાથી ઉત્પન્ન થાય છે ? ક્ષત, વણ, ઘા અને તેનું દુઃખ તેનાથી જે ત્રાણ કરે અર્થાત રક્ષણ કરે તેને જ ક્ષત્ર કહેવાય. દુઃખ, કષ્ટ, આપત્તિ, હાનિ, અવનતિ ઇત્યાદિથી બચાવ કરવાની શક્તિ કોનાથી પ્રાપ્ત થાય છે ? આ પ્રશ્ન છે. તેનું

ઉત્તર " જ્ઞાનથી જ તે શકિત આવે, છે " એ છે જ્ઞાનથી સર્વ કષ્ટો દૂર થાય છે આ વાત જેવી રીતે વ્યકિતમાં તેવી જ રીતે સમાજમાં અને રાષ્ટ્રમાં તદ્દન સત્ય છે.

" બીજો ન-ક્ષત્ર કોનાથી થાય છે ? " આ ચોથો પ્રશ્ન છે. અહીં " ન-ક્ષત્ર " શબ્દ વિશેષ અર્થથી પ્રયુકત થયો છે. આકાશમાં જે તારાગણો છે તેમને નક્ષત્ર કહે છે, કારણ કે તેઓ ( न-क्षरन्ति ) પોતાના સ્થાનમાંથી નીચે પડતા નથી, અર્થાત્ પોતાના સ્થાનથી ભ્રષ્ટ ન થવું એવો ભાવ જે " નક્ષત્ર " શબ્દમાં છે તે જ અહીં યોગ્ય છે. આ અર્થ લેવાથી ઉક્ત પ્રશ્નનું તાત્પર્ય નીચે લખ્યા પ્રમાણે થઇ જાય છે. " કોનાથી આ પતન ન પામવાનો સદ્‌ગુણ પ્રાપ્ત થાય છે ? " તેનો જવાબ પણ " જ્ઞાનથી જ પતન ન પામવાનો સદ્‌ગુણ પ્રાપ્ત થાય છે " એવો છે. જેની પાસે જ્ઞાન હોય છે તે પોતાના સ્થાનથી કદી નીચે પડતો નથી. જેટલું આ એક વ્યકિત માટે સત્ય છે તેટલું જ સમાજ તેમજ રાષ્ટ્રને માટે પણ સત્ય જ છે. અર્થાત્ જ્ઞાનને કારણે એક વ્યક્તિમાં એટલું વિલક્ષણ સામર્થ્ય પ્રાપ્ત થાય છે કે તે વ્યક્તિ કદી પણ પોતાના ઉચ્ચસ્થાનથી, ઉચ્ચપદથી અથવા સ્થિતિ પરથી નીચે પતન પામતી નથી. તે જ પ્રમાણે જે સમાજમાં અથવા રાષ્ટ્રમાં ભરપૂર જ્ઞાન હશે તે સમાજની કે રાષ્ટ્રની કદી અવનતિ થશે જ નહિ.

આ મંત્રોમાં વ્યક્તિ અને સમાજની ઉન્નતિનાં તત્વો ઉત્તમ રીતે કહેવામાં આવ્યાં છે. જ્ઞાનને કારણે વ્યક્તિની ઇન્દ્રિયો, રાષ્ટ્રનાં પાંચ અંગો એટલે માણસો ઉત્તમ અવસ્થામાં રહે છે, પ્રજાઓની ઉન્નતિ થાય છે, તેનામાં દુઃખ દૂર કરવાનું સામર્થ્ય આવે છે, અને જ્ઞાનને કારણે તેઓ પોતાના ઉચ્ચસ્થાનથી કદી પતન પામતા નથી. અહીં જ્ઞાનને માટે બ્રહ્મ શબ્દ વપરાયો છે, આ પણ પૂર્વે કહેલી રીતે " જ્ઞાન, આત્મા, પરમાત્મા, પરબ્રહ્મ " નો વાચક છે, કારણ કે સત્ય જ્ઞાન તેમાં જ રહેલું છે.

## ( ૭ ) અધિદૈવત

આ પ્રશ્નોત્તરમાં ત્રણે લોકનો વિષય આવી ગયો છે, તેથી તેનો વિચાર થોડી સૂક્ષ્મદૃષ્ટિથી કરવો જોઇએ. ભૂલોક, અંતરિક્ષલોક અને દ્યુલોક મળીને આ ત્રણલોક થાય છે તે વ્યક્તિમાં છે અને જગતમાં પણ છે. જુઓ—

| લોક, વ્યકિતમાં રૂપ | રાષ્ટ્રમાં રૂપ | જગતમાં રૂપ |
|---|---|---|
| | ( વિશઃ ) | |
| ડુંટીથી ગુદા સુધી | જનતા, પ્રજા, | પૃથ્વી |
| ભૂઃ– નો પ્રદેશ પગ | ધની અને કારીગર લોકો | અગ્નિ |
| | ક્ષત્ર | |
| છાતી અને | શૂરલોકો | અંતરિક્ષ |
| ભુવઃ– હૃદય | લોકસભા, સમિતિ | ( વાયુ ) ઇન્દ્ર |
| | ( બ્રહ્મ ) | |
| સ્વઃ– માથું | જ્ઞાની લોકો | દ્યુલોક |
| સ્વર્ગ– મસ્તિષ્ક | મંત્રીમંડળ | નક્ષત્રમંડળ (સૂર્ય) |

મંત્ર ૨૪ માં પૂછ્યું છે કે પૃથ્વી, અંતરિક્ષ અને દ્યુલોકને પોતપોતાના સ્થાનમાં કોણે સ્થિર કર્યાં છે ? ઉત્તરમાં કહ્યું છે કે, " ઉપર કહેલા ત્રણલોકોને બ્રહ્મે તેમના સ્થાનમાં સ્થિર કરેલા છે. ઉપરના કોષ્ટકથી ત્રણેય લોક વ્યકિતમાં, રાષ્ટ્રમાં અને જગતમાં કયાં રહે છે તેની જાણ થઇ શકે છે. વ્યકિતમાં માથું, હૃદય અને નાભિથી નીચલો ભાગ એ ત્રણલોક છે, અને તેનું ધારણ આત્મા કરી રહ્યો છે. શરીરમાં અધિષ્ઠાતા જે અમૂર્ત આત્મા છે તે શરીરમાં રહેલાં આ ત્રણે કેન્દ્રોને ધારણ કરે છે અને ત્યાંનું સર્વ કાર્ય ચલાવે છે. અમૂર્ત રાજશકિત રાષ્ટ્રીય ત્રિલોકની સુરક્ષા કરવાનો બંદોબસ્ત કરે છે, તથા અમૂર્ત વ્યાપક બ્રહ્મ જગતના ત્રિલોકને ધારણ કરી રહ્યો છે.

૨૪ મા મંત્રના પ્રશ્નમાં પૂર્વોકત મંત્રોમાં કરેલા સર્વ પ્રશ્નો સમાઇ ગયા છે. આ વાત વિશેષ રીતે ધ્યાનમાં રાખવા જેવી છે કે પહેલા બે મંત્રોમાં નાભિથી નીચેના ભાગોની બાબતમાં પ્રશ્ન છે, મંત્ર ૩ થી ૫ સુધી મધ્યભાગ અને છાતી સંબંધે પ્રશ્નો છે, અને મંત્ર ૬ થી ૮ સુધી માથા વિષયના પ્રશ્નો છે, આ પ્રમાણે આ પ્રશ્નો વ્યકિતમાં સમાએલા ત્રણલોકના વિષયમાં સ્થૂળ શરીરના સંબંધે છે. મંત્ર ૯ અને ૧૦ માં મનની શકિત અને ભાવનાઓના પ્રશ્નો છે, મંત્ર ૧૧ માં સર્વ શરીરમાં વ્યાપક રકતના વિષયનો પ્રશ્ન છે, મંત્ર ૧૨ માં નામ, રૂપ, યશ, જ્ઞાન અને ચારિત્ર્યના પ્રશ્નો છે, મંત્ર ૧૩ માં પ્રાણ સંબંધીના પ્રશ્નો છે. મંત્ર ૧૪ અને ૧૫ માં જન્મ, મૃત્યુ વિગેરે વિષયોના પ્રશ્નો છે, મંત્ર ૧૭ માં સંતતિ, વીર્ય ઇત્યાદિના પ્રશ્નો છે. આ સર્વ મંત્રો

*

વ્યક્તિના શરીરમા જે નણુલોક છે તેના સબધમાં છે, તે મત્રોનો વિચાર કરવાથી આ વાત સ્પષ્ટ થાય છે આ મત્રો નો ક્રમ જોવાથી જણાઇ આવશે કે વેદ સ્થૂળમા સ્થૂળ પગથી શરૂ કરીને સૂક્ષ્મ આત્મશક્તિના વિચાર પાઠકોના મનમાં ધીરે ધીરે કેવી રીતે દૃઢ કરી દે છે જડ શરીરના જાડા ભાગથી શરૂઆત કરીને ચેતન આત્મા સુધી જરા પણ મુશ્કેલી વગર પાઠક આવી જઇ શકે છે, કેવળ પ્રશ્નો પૂછવાથી જ પાઠકોમાં આટલું અદ્ભુત જ્ઞાન ઉત્પન થયુ છે આ ખૂબી માત્ર પ્રશ્નો પૂછવાની અને તેમના ક્રમની છે

ચોવીસમા મત્રમા પ્રશ્ન કર્યો છે કે આ નણે લોક કોણે ધારણ કરેલા છે ? તેનું ઉત્તર ૨૫ મા મત્રમાં છે કે "બ્રહ્મ જ આ નણે લોકને ધારણ કરનાર છે ' અર્થાત શરીરમાં રહેલા નણુલોક શરીરના અધિષ્ઠાતા આત્માએ ધારણ કરેલા છે, આ " આધ્યાત્મિક ભાવ ' અહીં સ્પષ્ટ થઇ જાય છે આ પ્રમાણે પચાસ પ્રશ્નોનો જવાબ આ એક જ મત્રે આપી દીધો છે

બીજા મત્રોમા ( મ ન ૧૬ ૧૮ થી ૨૪ સુધી ) જેટલા પ્રશ્નો પૂછેલા છે તેના "આધિભૌતિક' અને "આધિદૈવિક" એવા બે વિભાગ બને છે, તેનો વૈયક્તિક ભાગ પહેલા વિભાગ માં આવી ગયો છે. તેનુ ઉત્તર પણ ૨૫ મો મનજ આપી દે છે, અર્થાત્ સર્વનું ધારણ "બ્રહ્મ" જ કરી રહ્યો છે તાત્પર્ય કે પુરા ૭૧ પ્રશ્નોના ઉત્તર એક જ " બ્રહ્મ " શબ્દ માં સમાએલા છે પ્રશ્ન પ્રમાણે બ્રહ્મ શબ્દના અર્થ " જ્ઞાન, આત્મા, પરમાત્મા, પરબ્રહ્મ " ઇત્યાદિ થઇ શકે છે તેનો સબધ પહેલાના ભાગમાં બતાવેલો જ છે

વ્યક્તિમા અને જગતમાં જે "પ્રેરક" છે તેનો " બ્રહ્મ " શબ્દથી આ પ્રમાણે બોધ થઇ જાય છે, પરતુ આ કેવળ શબ્દનો જ બોધ છે, પ્રત્યક્ષ અનુભવ નથી શબ્દોથી બોધ થવાથી મનમાં ચિતા ઉત્પન થાય છે કે તેનુ પ્રત્યક્ષ જ્ઞાન કઇ રીતે પ્રાપ્ત કરી શકાય ? આપણુને શરીરનુ પ્રત્યક્ષ જ્ઞાન થઇ શકે છે, બાહ્ય જગત પણ પ્રત્યક્ષ અનુભવી શકાય છે, પરતુ તેના અતર્યામી પ્રેરકને કોઇ જાણતું નથી ।। તેને જાણવાનો ઉપાય આગળના મનમાં કહેલો છે—

## ( ૮ ) બ્રહ્મપ્રાપ્તિનો ઉપાય

૨૬ મા મનમાં અનુષ્ઠાનની વિદ્યા કહેલી છે આ તે જ અનુષ્ઠાન છે કે જે આત્મસ્વરૂપનુ દર્શન કરાવે છે સર્વથી પહેલી વાત છે " અથર્વા " બનવાની, " અ-થર્વા " નો અર્થ છે-નિશ્ચળ થર્વનો અર્થ છે ગતિ અથવા ચચળતા ચચળતા સર્વ પ્રાણીઓમાં હોય છે શરીર ચચળ છે, તેથી ઇન્દ્રિયો ચચળ છે તેથી કોઇ એક સ્થાનપર તે સ્થિર થઇ શકતી નથી, તેથી મન પણ ચચળ છે, મનની ચચળતાની તો કોઇ સીમા જ નથી આ પ્રમાણે ચચળતા હોવાને કારણે આત્મશક્તિનો આવિર્ભાવ થઇ શકતો નથી જ્યારે મન, ઇન્દ્રિયો અને શરીર સ્થિર થાય છે ત્યારે જ આત્માની શક્તિ વિકસિત થઇને પ્રગટ થાય છે.

આસનોના અભ્યાસથી શરીરની સ્થિરતા થાય છે અને શારીરિક આરોગ્ય પ્રાપ્ત થવાથી સુખ મળે છે, ધ્યાનથી ઇન્દ્રિયોની સ્થિરતા થાય અને ભક્તિથી મન શાંત બને છે આ પ્રમાણે યોગી પોતાની ચચળતાનો નિરોધ કરે છે તેથી આવા યોગીને " અ-થર્વા " અર્થાત્ " નિશ્ચળ " કહે છે આ નિશ્ચળતા પ્રાપ્ત કરવા માટે પુષ્કળ અભ્યાસની જરૂરીઆત છે, સુગમતાથી તે સાધ્ય થઇ શકતી નથી, પ્રતિવર્ષ નિરતર અને એકનિષ્ઠાથી પ્રયત્ન કરવાથી જ મનુષ્ય " અ-થર્વા " બની શકે છે, આ અથર્વાનો જે વેદ છે તેને અથર્વવેદ કહે છે દરેક મનુષ્ય યોગી બની શકતો નથી, તેથી દરેકને અથર્વ-વેદ કામનો નથી પરતુ બીજા ત્રણ વેદ " સદ્બોધ સત્કર્મ, સદુપાસના " રૂપ હોવાથી સર્વ લોકો માટે જ છે, તેટલા માટે જ વેદને " ત્રયી વિદ્યા " કહે છે ચતુર્થવેદ " અથર્વવેદ " અથવા " બ્રહ્મવેદ " વિશિષ્ટસ્થિતિમા પહોચવાનો પ્રયત્ન કરનારા વિશિષ્ટ પ્રકારના પુરુષોને માટે હોવાથી તેને આ " ત્રયી " માં ગણવામા આવ્યો નથી તાત્પર્ય આવી નજરે જોવાથી પણ " અથર્વા " ની વિશેષતા સ્પષ્ટ જણાઇ આવે છે

આ પ્રમાણે " અ-થર્વા " અર્થાત્ નિશ્ચળ થવા પછી માથું અને હૃદયને એકરૂપ બનાવવાં જોઇએ શીવવુ એનુ તાત્પર્ય એકી કરવુ અથવા એક જ કાર્યમાં લગાડવુ છે મગજ વિચાર કરવાનુ કાર્ય કરે છે, જ્યારે હૃદય ભક્તિમાં તલ્લિન બને છે મગજના તર્ક જ્યારે આગળ વધવા માંડે છે ત્યારે ત્યાં હૃદયની ભક્તિ રહી શકતી નથી, તથા જ્યારે હૃદય ભક્તિથી પૂર્ણ બની જાય છે ત્યારે ત્યાં તર્ક બધ પડી જાય છે માન તર્ક વધે તો નાસ્તિકતા અને માન ભક્તિ વધે તો

અંધવિશ્વાસ ઉત્પન્ન થાય એ સંભવિત છે, સ્વાભાવિક છે. તેથી વેદે આ મંત્રમાં કહ્યું છે કે મગજ અને હૃદયને એકરૂપ બનાવી દો, આમ કરવાથી મગજ પોતાના તર્ક ભક્તિની સાથે મળીને કરશે તો નાસ્તિક નહિ બને તથા ભક્તિ કરતાં કરતાં હૃદય આંધળું બનવા માંડશે ત્યારે મગજ તેને જ્ઞાન-રૂપી નેત્રો આપશે. આમ બંનેનો લાભ એકરૂપ થવામાં જ છે, મગજમાં જ્ઞાનરૂપી નેત્ર છે જ્યારે હૃદયની ભક્તિમાં પુષ્કળ બળ છે, તેથી બંને જો એકત્ર થાય તો બંનેને મોટો લાભ થાય.

રાષ્ટ્રીય શિક્ષણનો વિચાર કરનારાઓને આ મંત્રથી ઘણો સારો બોધ મળી શકે છે. શિક્ષણની વ્યવસ્થા એવી હોવી જોઇએ કે જે વિદ્યાર્થીઓની વિચારશક્તિ વધે અને સાથે સાથે હૃદયની ભક્તિ પણ વધે. જે શિક્ષણપ્રથાથી માત્ર તર્ક-શક્તિ વધે અથવા કેવળ ભક્તિ વધે તો તે પ્રણાલિકા ઘણી વિઘાતક નીવડશે. મગજ અને હૃદયને એક માર્ગમાં લાવીને તેમને સાથે સાથે ચલાવવાનો જે સ્પષ્ટ ઉપદેશ આ મંત્રમાં છે, તે બીજા કોઇ ગ્રંથોમાં નથી, કોઇ બીજા શાસ્ત્રોમાં આ વાત નથી, વેદના જ્ઞાનની વિશેષતા આ મંત્રથી જ સિદ્ધ થાય છે, ઉપાસનાની સિદ્ધિ આનાથી જ થાય છે. પાઠક આ મંત્રમાં વેદના જ્ઞાનની સચ્ચાઇ જોઇ શકશે.

પહેલી અવસ્થા "અ-થર્વા" થવાની છે. ત્યાર પછી મગજ અને હૃદયને જોડીને એક કરવું જોઇએ, જ્યારે બંને એક જ માર્ગથી ચાલવા માંડશે ત્યારે ઘણી સારી પ્રગતિ થશે. તેટલી યોગ્યતા મેળવવા માટે પુષ્કળ દૃઢ અભ્યાસની આવ-શ્યકતા છે, ત્યાર પછી મસ્તિષ્કની ઉપર અને મગજની અંદર પ્રાણને પ્રેરિત કરવાનો છે. મગજમાં મસ્તિષ્કના ઉચ્ચતમ ભાગમાં બ્રહ્મલોક છે, આ બ્રહ્મલોકમાં પ્રાણની સાથે આત્મા દાખલ થાય છે, યોગથી સાધ્ય થતી આ અંતિમ અને ઉચ્ચ-તમ અવસ્થા છે. અહીં પ્રાણ કેવી રીતે દાખલ થાય છે ? એવો પ્રશ્ન પૂછી શકાય છે. ગુદાની પાસે મૂળાધાર સ્થાન છે, ત્યાંથી પ્રાણ કરોડરજ્જુ મારફત ઉપર ચઢવા માંડે છે. મૂલાધાર, સ્વાધિષ્ઠાન ઇત્યાદિ આઠચક્ર આ પૃષ્ઠવંશ અથવા કરોડરજ્જુની સાથે જોડાએલાં છે, તેઓમાંથી પસાર થતો થતો જેમ જેમ અભ્યાસ વધતો જાય છે તેમ તેમ પ્રાણ ઉપર ચઢતો જાય છે, અને અંતમાં બ્રહ્મલોકમાં અથવા મગજમાં પરંતુ માથાની ઉપર પ્રાણ પહોંચે છે. ત્યારે જ તે ઉપાસકને બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે, તાત્પર્ય જે સર્વનો પ્રેરક બ્રહ્મ છે તે અહીં પહોંચ્યા પછી અનુભવમાં આવે છે. પહેલા પચ્ચીસ મંત્રો દ્વારા જેનું વર્ણન થયું તેને જાણવાનો આ જ માર્ગ છે. મગજની તર્કશક્તિની પેલેપાર બ્રહ્મનું સ્થાન છે, તેથી જ્યાં સુધી તર્કો ચાલ્યા કરે છે ત્યાં સુધી બ્રહ્મનો અનુભવ થતો નથી, પરંતુ જ્યારે તર્કથી પેલેપાર પહોંચાય તે જ વખતે તે તત્વોનો અનુભવ થાય છે. આ અનુષ્ઠાનનું ફળ આગળના ચાર મંત્રોમાં વર્ણવેલું છે.

## (૯) અથર્વાનું શિર

૨૭ મા મંત્રમાં અથર્વાના શિરની યોગ્યતા વર્ણવી છે. સ્થિરચિત્ત યોગીનું નામ જ "અ-થર્વા" છે. આ યોગીનું શિર દેવોનો સુરક્ષિત ભંડાર છે, અર્થાત્ દેવોનું જે દેવપણું છે તે તેના શિરની અંદર સુરક્ષિત રહે છે. શરીરમાં આ બધા ઇંદ્રિય, જ્ઞાન અને કર્મ ઇંદ્રિય દેવ છે. તેમજ પૃથ્વી, આપ, તેજ, વાયુ, વિદ્યુત્, સૂર્ય ઇત્યાદિ દેવોના અંશ જે શરીરમાં અન્ય સ્થાનોમાં છે તે પણ દેવ છે. આ સર્વ દેવોનો સંબંધ મગજમાં થાય છે, માનો કે સર્વ દેવતાઓની મુખ્ય સભા શિરમાં જ ભેગી થાય છે. બધા દેવો પોતાનું સત્વ મગજમાં મુકી રાખે છે, સર્વ દેવોના સત્વાંશથી જ આ મગજ બનેલું છે, અને માથામાં આ મગજનો ભાગ ખૂબ જ સુરક્ષિત છે. તેની સુરક્ષિતતા "પ્રાણ, અન્ન અને મન" ને કારણે થાય છે, અર્થાત્ પ્રાણાયામથી સર્વ દોષો જળી જાય છે, સાત્વિક અન્નથી શુદ્ધ પરમાણુઓનો સંચય થાય છે અને મનની શાંતિ-થી સમતા રહે છે, અર્થાત્ પ્રાણાયામ ન કરવાથી દોષ-બીજ જેમના તેમજ રહી જાય છે, ખરાબ અન્ન ખાવાથી રોગ-બીજ વધે છે અને મનની અશાંતિથી માનસિક અસ્વસ્થતા વધી જાય છે. આ કારણથી દેવોનો ખજાનો નષ્ટ-ભ્રષ્ટ થઇ જાય છે.

આ મંત્રમાં યોગીના શિરની યોગ્યતા બતાવાઇ છે, અને આરોગ્યની ચાવી ખૂલ્લી મુકેલી છે. (૧) વિધિપૂર્વક પ્રાણા-યામ, (૨) શુદ્ધ સાત્વિક અન્નનું સેવન અને (૩) મનની પરિશુદ્ધ શાંતિ એ આરોગ્યનાં મૂળ કારણો છે. યોગસાધનની સિદ્ધતા માટે તથા વધુ પ્રમાણમાં પૂર્ણ સ્વાસ્થ્યને માટે સદા સર્વદા તેની આવશ્યકતા છે.

પોતાનુ શિર દેવોનો કોશ બનાવવા માટે દરેકે પ્રયત્ન કરવો જોઇએ, નહિ તો તે રાક્ષસોનું નિવાસસ્થાન બની જશે અને પછી મુશ્કેલીઓ અને દુઃખોની કોઇ સીમા રહેશે નહિ. રાક્ષસો હંમેશાં હુમલો કરવાને માટે તત્પર રહે છે અને તેમનું બળ પણ પ્રચંડ હોય છે, તેથી સદૈવ દક્ષતાની સાથે તત્પર રહીને

સ્વસંરક્ષણ કરવું જોઇએ, તથા દૈવીભાવનાનો વિકાસ કરીને રાક્ષસીભાવનાને નિર્મૂળ કરવી જોઇએ. આ પ્રમાણે દૈવી ભાવના પ્રાપ્ત થયા પછી જે અનુભવ પ્રાપ્ત થાય છે તેનું વર્ણન આગલા મંત્રમાં કરેલું છે.

## ( ૧૦ ) સર્વત્ર પુરૂષ

હવે મંત્ર ૨૬ ના અનુસાર અનુષ્ઠાન કરવામાં આવે છે અને મંત્ર ૨૭ ના અનુસાર "દૈવી સંપત્તિ" નું સારી રીતે રક્ષણ કરવામાં આવે છે ત્યારે મંત્ર ૨૮ નું ફળ અનુભવવા મળે છે " ઉપર, નીચે, ત્રાંસો સર્વ સ્થળમાં આ પુરૂષ વ્યાપક છે, " એવો અનુભવ થાય છે, તેના સિવાય કોઇ સ્થાન ખાલી નથી, પરમાત્માની વ્યાપકતા આ પ્રમાણે જણાઈ આવે છે. પુરીમાં વસવાને કારણે ( **पुरि+वसः पुर्+उस्= पुरुषः** ) આત્માને પુરૂષ કહે છે આ પુરૂષ જેવી રીતે બહાર છે તેવી જ રીતે તે આ શરીરમાં પણ છે, તેથી તેને બહાર શોધવા કરતાં શરીરની અંદરજ શોધવો વધારે સુગમ છે ગોપથબ્રાહ્મણમાં "અથર્વા" શબ્દની વ્યુત્પત્તિ આજ દૃષ્ટિબિન્દુથી નીચે પ્રમાણે કરેલી છે—

'**अथ अर्वाङ् एनं एतासु अप्सु अन्विच्छ इति।**' ( ગો. ૧૧૪ ) ( હવે આ જળમાં તુ તે ઇશ્વરનેજ શોધ. ) તાત્પર્ય કે બહાર શોધવાથી આ આત્મા પ્રાપ્ત થતો નથી, અંદર શોધવાથી જ તે પ્રાપ્ત થશે. અહીં અથર્વવેદનું કાર્ય બતાવ્યું છે—

अथ + ( अ ) र्वा ( क् ) = अथर्वा ।

પોતાની અંદર આત્માને શોધવાની વિદ્યા જેણે શીખવી છે તેજ અથર્વ વેદ છે. સમસ્ત અથર્વવેદની આ જ વિદ્યા છે. અન્ય વેદોથી જુદો અને વેદત્રયીમાથી પણ જુદો અથર્વવેદને કેમ મૂક્યો છે તેનું કારણ અહીં સ્પષ્ટપણે મળી આવે છે. સર્વ જનતા પોતાની અંદર વસેલા આત્માનો સાક્ષાત્કાર કરી શકતી નથી, જેથી જે સજ્જનો યોગમાર્ગમાં વધુ પ્રગતિ કરવા ઇચ્છતા હોય તેમને માટે તથા જે સિદ્ધ પુરૂષ થએલા છે તેમને માટે આ વેદ છે. :

જે જ્યાં રહે છે તેને ત્યાંજ શોધવો જોઇએ, કારણ કે આત્મા આ નગરીમાં રહે છે, માટે તેને આ નગરીમાં જ શોધવો જોઇએ. શરીરને નગરી, પુરી કહેવાય છે, કારણ કે તે સપ્તધાતુઓથી યુક્ત અને અન્યાન્ય ઉપયુક્ત શક્તિઓથી પરિપૂર્ણ છે. આ પુરીમાં જે વસે છે તેને પુરૂષ કહે છે. પુરૂષ અથવા પૂરુષ એમ બન્ને શબ્દો છે અને બન્નેના અર્થ એક જ છે.

આગળ ૩૧ મા મંત્રમાં આ નગરીનુ વર્ણન આવી જ જશે. પાઠક ત્યાં જ એ નગરીનું વર્ણન જોઇ શકે છે. આ બ્રહ્મપુરી, બ્રહ્મનગરી, અમરાવતી, દેવનગરી, અયોધ્યાનગરી ઇત્યાદિ નગરીને યથાવત્ જાણવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે મંત્ર ૨૮ માં બતાવવામાં આવ્યું છે. બ્રહ્મનગરીને જે ઉત્તમ પ્રકારે જાણે છે તેને સર્વાત્મભાવનો અનુભવ મળે છે. જે પુરૂષ પોતાના આત્મામાં, પોતાના હૃદયાકાશમાં છે તે ઉપર, નીચે, ત્રાંસો સર્વદિશાઓમાં પૂર્ણપણે વ્યાપક છે. તે કોઇ સ્થાનમાં ન હોય એવું એક પણ સ્થાન નથી તે અનુભવ ઉપાસકને અહીં મળે છે. " પોતે પોતાને આત્મામાં અને આત્માને પોતામાં તે જોવા માંડે છે." ( ઇશ ઉ. ૬ ) જે આ અનુભવ કરે છે, તેને શોક, મોહ, થતો નથી, અને તેનાથી કોઇ અપવિત્ર કાર્ય પણ થતું નથી.

આ મંત્રમાં " **सृष्ट** " શબ્દ વિશેષ અર્થમાં વપરાએલો છે. ( Poured out, connected, abundant, ornamented ) પ્રસરેલો, સંકળાએલો, વિપુલ, સુશોભિત આવા અર્થ " **सृष्ट** " શબ્દના થાય છે. ( ૧ ) જેવી રીતે પાણી ઝરણું બનીને વહેતાં વહેતાં ફેલાય છે, તેવી રીતે આત્મા સર્વત્ર ફેલાએલો છે, આત્માને જ સર્વનો મૂળ સ્રોત કહેવામાં આવે છે, ધોધમાંથી પાણી નીકળીને ચારે બાજુ ફેલાય છે, તેથી એ અર્થ અહિં લેવાયો છે. ( ૨ ) પ્રસરવાથી તેનો સર્વની સાથે સંબંધ આવે છે. ( ૩ ) તે વિપુલ પ્રમાણમાં હોવાથીજ ચારે બાજુ ફેલાઇ રહે છે. ( ૪ ) સર્વની શોભા તેને લીધે હોવાથી તે પોતે પણ સુશોભિત હોય છે. " સૃષ્ટ " શબ્દના આ અર્થ સર્વ કોષોમાં એક સરખાજ છે અને આ પ્રસંગમાં તો તે ઘણા બંધ બેસતા છે, પરંતુ તેનો વિચાર ન કરતાં કેટલાકોએ, " ઉત્પન્ન થયો " એવો સામાન્ય પ્રસિદ્ધ અર્થ લઇને આ મંત્રનો અર્થ કરવાનો યત્ન કર્યો છે. તેનો વિચાર પાઠક પોતે જ કરી શકશે.

આ મંત્રમાં " **सृष्ट ३** " તથા " **वमूवाँ ३** " શબ્દો પ્લુત છે. પ્લુત સ્વરનો ઉચ્ચાર ત્રણ ગણો વધારે લાંબો કરવો જોઇએ. પ્લુત શબ્દનું ઉચ્ચારણ અત્યંત આનંદને સમયે અથવા પ્રેમાતિશયમાં થાય છે. તેના અન્ય પણ પ્રસંગ છે, પરંતુ અહીં આનંદાતિશયના પ્રસંગમાં જ તેનો

ઉપયોગ થયો છે. બ્રહ્મપુરીને જાણવાથી અત્યંત આનંદ થાય છે, અને પરમેશ્વરની સર્વ વ્યાપકતાનો પ્રત્યક્ષ અનુભવ આવવાથી તે આનંદને પારવાર કે સીમા ક્યાંથી જ હોઇ શકે ? આ પરમ આનંદને શબ્દોમાં વ્યક્ત કરવા માટે પ્લુત સ્વરનો પ્રયોગ આ મંત્રમાં થયો છે.

જે પુરૂષને પરમાત્મ સાક્ષાત્કારનો અનુભવ આ પ્રમાણે થાય છે, તે આનંદથી નાચવા માંડે છે, તે આનંદમાં મગ્ન બની જાય છે એટલે કે તે આનંદ મગ્ન બની જાય છે, તે પ્રેમથી એટલો ઓતપ્રોત થઇ જાય છે કે તે શોક-મોહ રહીત બને છે એટલે કે તે અત્યંત આનંદમય બની જાય છે. હવે બ્રહ્મજ્ઞાનનું એક વધુ ફળ જુઓ—

## (૧૧) બ્રહ્મજ્ઞાનનું ફળ

બ્રહ્મનગરીનું સહેજ વધુ વર્ણન આ ૨૯ મા મંત્રમાં આપેલું છે. "**अमृतेन आवृता ब्रह्मणः पुरिः**" અર્થાત્ "અમૃતથી ઘેરાએલી આ બ્રહ્મની નગરી છે." અહીં "**अ-मृत**" શબ્દથી અજ, અમર, અજરામર, આત્મા એવો અર્થ લેવો ઉચિત છે. આ બ્રહ્મપુરીમાં આત્મા અ-મૃત રૂપ થવાથી જે તેને પ્રાપ્ત કરે છે તે અમર બની જાય છે, તેથી દરેકે યથાશક્તિ આ માર્ગમાં આગળ વધવાનો પ્રયત્ન કરવો જોઇએ. આ બ્રહ્મની નગરી ક્યાં છે ? તેના સ્થાનની માહિતી મંત્ર ૩૧ માં પાઠક જોઇ શકશે.

બ્રહ્મનગરીને યથાવત્ જાણવાથી બ્રહ્મ અને બ્રાહ્મ પ્રસન્ન થાય છે, અને ઉપાસકને ચક્ષુ, પ્રાણ, અને પ્રજા આપે છે. "બ્રહ્મ" શબ્દથી "આત્મા, પરમાત્મા, પરબ્રહ્મ" નો બોધ થાય છે અને "ब्राह्माः" શબ્દથી "બ્રહ્મથી ઉત્પન્ન થએલા બીજા દેવો અર્થાત્ અગ્નિ, વાયુ, રવિ, વિદ્યુત્, ઇન્દ્ર, વરૂણ ઇત્યાદિ દેવોનો બોધ થાય છે."

બ્રહ્મનગરીને જાણવાથી બ્રહ્મની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે અને બીજા સર્વ દેવોની પણ પ્રસન્નતા મળે છે, પ્રસન્ન થવાથી આ દેવતાઓ અને સર્વદેવોનો મૂળ પ્રેરક બ્રહ્મ તે ઉપાસકને ત્રણ વસ્તુઓ પ્રદાન કરે છે. આ ત્રણ પદાર્થો "ચક્ષુ, પ્રાણ અને પ્રજા" ના નામથી આ મંત્રમાં કહેવાયા છે.

ચક્ષુ શબ્દથી ઇન્દ્રિયોનું જ્ઞાન થાય છે. સર્વ ઇન્દ્રિયોમાં ચક્ષુ મુખ્ય ઇન્દ્રિય હોવાથી મુખ્ય ગ્રહણ કરવાથી ગૌણનો બોધ એની મેળે જ થઇ જાય છે. "પ્રાણ" શબ્દથી આયુષ્યનો બોધ થાય છે, કારણ કે પ્રાણ જ આયુષ્ય છે. "પ્રજા" શબ્દથી પોતાની ઓરસ સંતતિ એવો અર્થ લેવાય છે. તાત્પર્ય "ચક્ષુ, પ્રાણ અને પ્રજા" શબ્દોથી ક્રમશઃ (૧) સંપૂર્ણ ઇન્દ્રિયોનું સ્વાસ્થ્ય, (૨) દિર્ઘ આયુષ્ય (૩) ઉત્તમ સંતતિનો બોધ થાય છે. ઉપાસનાથી પ્રસન્ન થએલા બ્રહ્મ અને દેવો ઉપર કહેલી ત્રણ વાતો અર્પણ કરે છે. બ્રહ્મજ્ઞાનનું આ ફળ છે.

(૧) શરીરનું ઉત્તમ બળ અને આરોગ્ય, (૨) અતિ દીર્ઘ આયુષ્ય અને (૩) સુપ્રજા નિર્માણની શક્તિ બ્રહ્મજ્ઞાનથી પ્રાપ્ત થાય છે, તેમાં મનની શાંતિ, બુદ્ધિની સમતા અને આત્મિકબળની સંપન્નતા અંતર્ભૂત છે, એ વાત પાઠકે ભૂલવી જોઇએ નહિ. એના સિવાય બીજી કોઇ સિદ્ધિ હોઇ શકે જ નહિ. માનસિક શાંતિના અભાવે, બૌદ્ધિક સમતા ન હોવાથી તથા આત્મિક નિર્બળતાની સ્થિતિમાં ન તો શારીરિક સ્વાસ્થ્ય પ્રાપ્ત થવાની શક્યતા છે અથવા ન તો દીર્ઘાયુષ્ય તથા સુપ્રજા નિર્માણની શક્યતા છે. આ સદ્‌ગુણો તથા તેના સિવાય બીજા સર્વ શુભ સદ્‌ગુણો બ્રહ્મજ્ઞાનથી સહેલાઇથી પ્રાપ્ત થાય છે.

બ્રહ્મની કૃપા અને દેવોની પ્રસન્નતા મળવાથી જે ઉત્તમ ફળ મળી શકે છે તે ફળ આ જ છે. અમારા આર્ય રાષ્ટ્રમાં પ્રાચીનકાળમાં લોકો અતિદીર્ઘ આયુષ્યવાળા, બલિષ્ઠ અને પોતાની ઇચ્છા પ્રમાણે સ્ત્રી પુરૂષ સંતાનની ઉત્પત્તિ કરનારા, તેમજ આ સંતતિ વિદ્વાન, શૂરવીર વગેરે ઉત્તમ ગુણોની ઇચ્છાનુસાર સંતતિ ઉત્પન્ન કરતા હતા. આ બાબતમાં શતપથ બ્રાહ્મણના અંતિમ અધ્યાયમાં અથવા બૃહદારણ્યક ઉપનિષદ્‌ના અંતિમ વિભાગમાં પ્રયોગ પણ સ્પષ્ટ શબ્દોમાં લખેલો છે. ઐતિહાસિક ગ્રંથોમાં આ વિષયની ઘણી સાબિતીઓ મળી આવે છે, પાઠક ત્યાં આ વાત જોઇ શકે છે. તેમનાં અવતરણો ટાંકવાને સ્થાનને અહીં અભાવ છે. અહીં તો એટલું જ દર્શાવવાનું છે કે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિથી પોતાનું શારીરિક સ્વાસ્થ્ય સંપાદન કરીને, અતિ દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરવાની સાથે પોતાની ઇચ્છાનુસાર ઉત્તમ સંતતિની ઉત્પત્તિ પણ કરી શકાય છે. જે સમયમાં, જે દેશમાં, જે લોકોને આ વિદ્યા સાધ્ય થઇ જાય તે લોકો ધન્ય છે. એક સમયે આર્યોને આ વિદ્યા પ્રાપ્ત હતી અને હજી ભવિષ્યમાં પણ પ્રયત્ન કરવાથી આ વિદ્યા પ્રાપ્ત થઇ શકે છે.

સંતાન-ઉત્પત્તિની સંભાવના હોય એટલી ઉંમર-મર્યાદામાં જ

બ્રહ્મજ્ઞાન થઇ શકે એવી શિક્ષણ પ્રણાલિકા હોવી જોઇએ આઠ વર્ષની ઉંમરે ઉપનયન સંસ્કાર થયા પછી ઉત્તમ ગુરૂની પાસે યોગાદિ અભ્યાસનો આરંભ કરવાથી ૨૦, ૨૫ વર્ષની અવધિમાં બ્રહ્મ સાક્ષાત્કાર થવાની સંભવના જરૂર હોય છે અષ્ટાવક્ર, શુક્રાચાર્ય, સનત્કુમાર, વગેરેને વીસ વર્ષની વય મર્યાદા પહેલાંજ તત્વજ્ઞાન પ્રાપ્ત થયુ હતુ. તેમનાથી મોટી ઉમરે તત્વજ્ઞાન થયુ હોય એવા સત્પુરૂષો ભરતખંડના ઇતિહાસમાં ઘણા છે તાત્પર્ય વિશેષ યોગ્યતાવાળા પુરૂષો જે કાર્ય અલ્પકાળમાં સાધ્ય કરે છે તેજ કાર્ય સાધ્ય કરવાને મધ્યમ યોગ્યતાવાળાને અધિક સમય લાગે છે અને કનિષ્ઠ યોગ્યતાવાળાને ઘણો દીર્ઘકાળ લાગે છે તેથી અહીં સર્વસાધારણ રીતે એટલું જ કહી શકાય કે બ્રહ્મચર્ય સમાપ્તિ સુધી આ યોગ્યતા પ્રાપ્ત થઇ શકે છે, અને ત્યાર પછી ગૃહસ્થાશ્રમમાં સુયોગ્ય સંતાન ઉત્પત્તિ કરવાની સંભાવના કોઇ અશક્ય કોટિની વાત નથી

આજકાલ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો વિષય માત્ર વૃદ્ધોનોજ છે એમ લોકો માને છે, તેમના મતનુ નિરાકરણ આ મંત્રના કથનથીજ થઇ જાય છે. બ્રહ્મજ્ઞાનનો વિષય વાસ્તવિક રીતે "બ્રહ્મ-ચારી" ઓનો જ વિષય છે. જંગલમાં ગુરૂકુલોમાં રહેનારા "બ્રહ્મ-ચારી" ઓ જ આ બ્રહ્મ પ્રાપ્તિનો ઉપાય કરી શકે છે. અને બ્રહ્મચર્ય-આશ્રમની સમાપ્તિ સુધી "બ્રહ્મ-પુરીની માહિતી પૂરેપૂરી મેળવી શકે છે, તેમજ આ આયુષ્યમાં (૧) શારીરિક સ્વાસ્થ્ય, (૨) દીર્ઘ આયુષ્ય અને (૩) સુપ્રજા નિર્માણની શકિત ઇત્યાદિનો પાયો તેઓ નાંખી શકે છે. આ પ્રમાણે સાચા બ્રહ્મચારી બ્રહ્મપુરીમાં જઇને, બ્રહ્મજ્ઞાની બનીને બ્રહ્મનિષ્ઠ હોવા છતાં બાકીના ત્રણે આશ્રમોમાં શાંતિપૂર્વક, ત્યાગપૂર્વક ભોગ ભોગવવા છતાં પણ કમળપત્રની જેમ નિર્લેપ અને નિર્દોષ જીવન વ્યતીત કરી શકે છે. આ વિષયના આદર્શ વસિષ્ઠ, યાજ્ઞવલ્ક્ય, જનક, શ્રીકૃષ્ણ વગેરે છે.

જીવનની પ્રત્યેક સ્થિતિમાં બ્રહ્મજ્ઞાનને માટે પ્રયત્ન થવો જ જોઇએ. અહીં આ વાત એટલા માટે લખેલી છે કે જો નવયુવકોની પ્રવૃત્તિ આ દિશામાં થઇ ગઇ તો તેમને જીવન પવિત્ર બનાવીને ઉત્તમ નાગરિક બનવાથી સર્વ જગતમાં સાચી શાંતિ સ્થાપન કરવાના મહાકાર્યમાં પોતાનું જીવન સમર્પણ કરવાનું મહા સૌભાગ્ય પ્રાપ્ત થઇ શકે છે. અસ્તુ આ મંત્ર બીજી ઘણી બાબતોનો બોધ કરે છે, પરંતુ તે માટે આ સ્થળ યોગ્ય ન હોવાથી અધિક સ્પષ્ટીકરણ અહીંયા થઇ શકે તેમ નથી. આશા છે કે પાઠક આ દૃષ્ટિબિંદુથી આ મંત્રનો અધિક વિચાર કરશે. આ મંત્રનુ વધારે સ્પષ્ટીકરણ આગળના મંત્રમાં છે જુઓ:—

મંત્ર ૨૯ મામાં જે કથન છે તેનું સ્પષ્ટીકરણ આ મંત્રમાં છે. બ્રહ્મપુરીનું જ્ઞાન પ્રાપ્ત થયા પછી જે અપૂર્વ લાભ થાય છે તેનું વર્ણન આ મંત્રમાં છે. (૧) અતિવૃદ્ધ અવસ્થા પહેલાં તેના ચક્ષુ ઇત્યાદિ ઇન્દ્રિયો તેને છોડતી નથી, તેમજ (૨) પ્રાણ પણ તેને વૃદ્ધ અવસ્થા પહેલાં છોડતા નથી. પ્રાણ જલદી ચાલ્યો જાય તો અકાળે મૃત્યુ થયું છે એમ કહેવાય, અને અલ્પ આયુમા ઇન્દ્રિયો નષ્ટ થવાથી આંધળાપણું આદિ શારીરિક ખોડખાપણ દુઃખદાયી બને છે. બ્રહ્મજ્ઞાનીને આ કષ્ટો થતા જ નથી

| | | |
|---|---|---|
| ૧ થી ૮ વર્ષની ઉમર સુધી | કુમાર | અવસ્થા |
| ૯ થી ૧૬ વર્ષની ઉંમર સુધી | બાલ્ય | અવસ્થા |
| ૧૭ થી ૭૦ વર્ષની ઉંમર સુધી | તારૂણ્ય | અવસ્થા |
| ૭૧ થી ૧૦૦ વર્ષની ઉંમર સુધી | વૃદ્ધ | અવસ્થા |
| ૧૦૧ થી ૧૨૦ વર્ષની ઉંમર સુધી | જીર્ણ પછીથી મૃત્યુ | |

બ્રહ્મજ્ઞાનીને પ્રાણ જરા અવસ્થા પહેલા તેને છોડતો નથી. આ અવસ્થા સુધી તે આરોગ્ય અને શાંતિનો ઉપભોગ લે છે, અને તે પછી પોતાની ઇચ્છાથી શરીરનો ત્યાગ કરે છે. જેવી રીતે ભીષ્મપિતામહ ઇત્યાદિકોએ કર્યો હતો. (આ બાબતમાં માનવી આયુષ્ય "નામનું પુસ્તક જુઓ ")

તાત્પર્ય આ બ્રહ્મવિદ્યા આ પ્રમાણે લાભદાયક છે. આ લાભ પ્રત્યક્ષ છે. ઉપરાંત જે અલૌકિક અમૃતનો લાભ થાય છે તથા આત્મિકશકિતઓના વિકાસનો અનુભવ થાય છે તે તો જુદો જ છે. પાઠક આ બાબતનો વિચાર કરે. આગળના મંત્રમાં દેવોની નગરીનું સ્વરૂપ બતાવ્યું છે. જુઓ—

### (૧૨) બ્રહ્મની નગરી, અયોધ્યા નગરી

આ મનુષ્ય શરીર જ "દેવોની અયોધ્યાનગરી" છે. તેને નવ દ્વાર છે– બે આંખો, બે કાન, બે નાક, એક મુખ, એક મુત્રદ્વાર અને એક ગુદાદ્વાર મળીને નવદ્વારો થાય છે. પૂર્વદ્વાર મુખ છે અને પશ્ચિમદ્વાર ગુદા છે. પૂર્વદ્વારથી અંદર પ્રવેશ થાય છે અને પશ્ચિમદ્વારથી બહાર નીકળાય છે. બીજા દ્વારો નાનાં છે અને તેમનાથી થતાં કાર્યો નિશ્ચિત જ છે. પ્રત્યેક દ્વારમાં

રક્ષક દેવ હાજર છે અને તેઓ કદી પોતાનું નિયોજીત કાર્ય છોડી બીજાં કાર્યો કરતા નથી. આ નવદ્વારોના વિષયમાં શ્રીમદ્ ભગવદ્ ગીતામાં નીચે પ્રમાણે કહેલું છે-"જે બ્રહ્મને અર્પણ કરીને આસક્તિ વિરહિત કર્મ કરે છે તેને અમસ્તુએ પાપ લાગતું જ નથી. જેવી રીતે કમળના પાંદડાને પાણી લાગતું નથી. તેમ કર્મયોગી શરીરથી, મનથી, બુદ્ધિથી અને ઇન્દ્રિયોથી પણ આસક્તિ છોડીને આત્મશુદ્ધિને માટે કર્મ કર્યા કરે છે. જે યોગયુક્ત થઇ ગયો તે તો કર્મફળ છોડીને અંતે પૂર્ણ શાંતિ પ્રાપ્ત કરે છે, પરંતુ જે યોગયુક્ત નથી તે વાસનાથી ફળને માટે આસક્ત થઇને બંધાઇ જાય છે, સર્વ કર્મોનો મનથી સંન્યાસ કરી, જીતેન્દ્રિય દેહવાન પુરૂષ નવદ્વારવાળા આ નગરમાં કાંઇ કરતો નથી, અથવા કાંઇ કરાવતો પણ નથી તેમજ આનંદથી રહે છે (ગીતા.૬।૧૦-૧૩)." અર્થાત્ સર્વ કાંઇ કરવા છતાં જાણે કાંઇ પણ ન કરતો હોય તેમ શાંત રહે છે. આ શ્રેષ્ઠ સિદ્ધિ આ દેહમાં રહેલી છે, પ્રયત્નથી તે પ્રાપ્ત થઇ શકે છે.

નવદ્વાર ઉપરાંત આ દેહમાં અથવા બ્રહ્મપુરીમાં આઠચક્રો છે- (૧) મુળાધારચક્ર-ગુદાની પાસે જ્યાં કરોડરજ્જુ પુરો થાય છે તેને છેડે છે, આ દ્વાર આ નગરીનું મૂળ આધાર સ્થાન છે, (૨) સ્વાધિષ્ઠાનચક્ર- તેની ઉપર છે, (૩) મણિપુરકચક્ર- નાભિસ્થાનમાં છે, (૪) અનાહતચક્ર- હૃદયસ્થાનમાં છે, (૫) વિશુદ્ધિચક્ર- કંઠસ્થાનમાં છે, (૬) લલનાચક્ર- જીવ્હાના મૂળમાં છે, (૭) આજ્ઞાચક્ર- બંને ભ્રમરોની વચ્ચે છે, (૮) સહસ્રારચક્ર- મસ્તકમાં છે, આ ઉપરાંત બીજાં પણ ચક્રો છે, પરંતુ આ મુખ્ય છે. આ ચક્રોમાંના એકેએક ચક્રનું યોગસાધનના માર્ગમાં અત્યંત મહત્વ છે, કારણ કે પ્રત્યેક ચક્રમાં પ્રાણ પહોંચતાં જ ત્યાંથી અદ્ભૂત શક્તિનો આવિષ્કાર થાય છે. આ આઠ ચક્રોને લીધે આ નગરી ઘણીજ શક્તિશાળી બનેલી છે. જેવી રીતે શત્રુઓનું નિવારણ કરવા માટે કિલ્લામાં શસ્ત્રાસ્ત્રોનો જથ્થો રાખવામાં આવે છે તેવી રીતે આ નગરીનું રક્ષણ કરવા માટે આ આઠ ચક્રોમાં શસ્ત્રાસ્ત્રો સહિત સંપૂર્ણ શક્તિઓ રાખેલી છે. આ ચક્રો દ્વારાજ આપણું આરોગ્ય, બુદ્ધિ, મન, ઇન્દ્રિયો અને શરીરની સર્વ શક્તિઓ છે. જે મનુષ્ય આ સર્વ શક્તિઓના આઠે ચક્રો પોતાને આધીન કરી લે છે તેને શારીરિક આરોગ્ય, દીર્ઘ આયુષ્ય, સુપ્રજા નિર્માણની શક્તિ, ઇન્દ્રિયોની સ્વાધીનતા, મનની શાન્તિ, બુદ્ધિની સમતા અને આત્મિકબળ સહેલાથી પ્રાપ્ત થાય છે.

તેમાં જે હૃદયકોશ છે તે કોશમાં "આત્મન્વત્ યક્ષ" રહે છે. આ યક્ષને બ્રહ્મજ્ઞાનીજ જાણે છે. આ યક્ષ કેનઉપનિષદ્‌માં છે, અને દેવી ભાગવતની કથામાં પણ છે. આ યક્ષજ સર્વનો પ્રેરક છે. આ "આત્મવાન્ યક્ષ" છે, આ સર્વ ઇન્દ્રિયો અને પ્રાણોને પ્રેરણા કરીને સર્વની પાસે કાર્ય કરાવે છે, આ જ અન્ય દેવોનો અધિદેવ છે. શરીરમાં જે દેવોના અંશ છે તે સર્વ દેવોનુ નિયંત્રણ કરનારો આ આત્મદેવ છે, આ જ આત્મારામ છે. આ "રામ" ની આ દિવ્યનગરી "અયોધ્યા" નામથી સુપ્રસિદ્ધ છે.

આ નગરીમાં તેજોમય સ્વર્ગ છે, સ્વર્ગધામ અહીં જ છે, સ્વર્ગ પ્રાપ્તિ માટે બહાર જવાની જરૂર નથી, આ પુરીમાં જ સ્વર્ગ છે, જે તેને જોવા ઇચ્છે તેઓ તેને અહીં જ જુએ. સાત્વિક-ભાવના, રાજસ-ભાવના અને તામસ-ભાવના એ ત્રણ તેના આરા છે, આને લીધે તેમાં ત્રણ ગતિયો ઉત્પન્ન થાય છે, તેને જોવાથી તેની અદ્ભૂત રચનાની જાણ થઇ શકે છે. આ ત્રણે ગતિઓને શાંત કરીને ત્રિગુણોની પેલેપાર જવાથી તે "આત્મવાન્ યક્ષ" ના દર્શન થાય છે.

આ જેમ બ્રહ્મની નગરી (ब्रह्मणः पूः) છે તેજ પ્રમાણે તે (देवानां पूः) દેવોની નગરી પણ છે. જેવી રીતે તે બ્રહ્મથી પરિપૂર્ણ છે તેવી રીતે તે દેવોથી પણ પરિપૂર્ણ છે. પૃથ્વીના સર્વ દેવો અને દેવતાઓ તેમાં રહે છે, અને તેમને આકર્ષી રાખનારો તે આત્મદેવ તેમાં અધિષ્ઠાતા બનીને રહે છે. આ આત્મવાન્ યક્ષ આત્મા શબ્દ પ્રમાણે પુલ્લિંગી હોવા છતાં પુરૂષ નથી, "દેવી" શબ્દ સ્ત્રીલિંગી હોવા છતાં તે સ્ત્રી નથી અને "યક્ષ" શબ્દ નપુંસકલિંગી હોવા છતાં તે નપુંસક નથી, ત્રણે લિંગોથી ભિન્ન તે શુદ્ધ તેજસ્વી "કેવળ આત્મા" છે, તે દર્શનીય છે. આ બ્રહ્મપુરીમાં જઇને તેનું દર્શન કેવી રીતે કરી શકાય? તે વાત આગળના મંત્રમાં કહેલ છે.

## (૧૩) પોતાની રાજધાનીમાં બ્રહ્માનો પ્રવેશ

આ બ્રહ્મપુરી તેજસ્વી છે અને (हरिणी) દુઃખનું હરણ કરવાવાળી છે, તેને પ્રાપ્ત કરવાથી તથા પૂર્ણતાથી વશીભૂત કરવાથી સર્વ દુઃખો દૂર થઇ જાય છે, તેથી જ તેને પુરી કહે છે, કારણ કે તેમાં પૂર્ણતા છે, જે પૂર્ણ હોય છે તેજ "પુરી"

કહેવાય છે. પૂર્ણ હોવું એજ યશસ્વી બનવું છે. જે પરિપૂર્ણ બને છે તે જ યશસ્વી બને છે. અપૂર્ણતાની સાથે યશને સંબંધ હોતો નથી, પરંતુ હંમેશા પૂર્ણતાની સાથે જ યશનો સંબંધ હોય છે.

જે તેજસ્વી, દુઃખહારક, પૂર્ણ અને યશસ્વી છે તે કદી પરાજીત થતો નથી, અર્થાત્ હંમેશા વિજયી બને છે. "(૧) તેજ, (૨) નિર્દોષતા, (૩) પૂર્ણતા, (૪) યશ અને (૫) વિજય" એ પાંચ ગુણ એક બીજાની સાથે હળેલા મળેલા રહે છે. (૧) ભ્રાજ, (૨) હરણ, (૩) પુરી, (૪) યશ, (૫) અપરાજીત. આ મંત્રના પાંચ શબ્દો ઉપર કહેલા પાંચ ગુણોના સૂચક છે. પાઠક આ શબ્દોને સ્મરણમાં રાખે અને ઉપર કહેલા પાંચ ગુણોને પોતામાં સ્થિર કરે અને વધારવાનો પ્રયત્ન કરે. જ્યાં આ પાંચ ગુણો હશે ત્યાં (હિરણ્ય) ધન રહેશે તેમાં કોઈ સંદેહ નથી. ધન્યતા જેનાથી પ્રાપ્ત થાય છે તેજ ધન છે, અને ઉક્ત પાંચ ગુણોની સાથે ધન્યતા અવશ્ય રહેશે જ.

ઉપરોક્ત પાંચ ગુણોથી યુક્ત બ્રહ્મનગરીમાં બ્રહ્મ પ્રવેશ કરે છે, પાઠક પ્રત્યક્ષ અનુભવ કરી શકશે કે પોતાની અંદર વ્યાપક આ બ્રહ્મ હૃદયાકાશમાં છે. જ્યારે આપણું મન બહારના કામધંધા છોડીને એકાગ્ર થઈ જાય છે ત્યારે આત્માનું જ્ઞાન થવાની શક્યતા હોય છે, અને ત્યારે જ બ્રહ્મની માહિતી થવાનો સંભવ છે. કારણ કે વેદમાં બીજે ઠેકાણે કહ્યું છે કે "જે પુરુષમાં બ્રહ્મને જુએ છે તે જ પરમેષ્ઠિને જાણી શકે છે. (અથર્વ. ૧૦।૭।૧૭)" અર્થાત્ જે પોતાના હૃદયમાં બ્રહ્મનો આવેશ અનુભવી શકે છે તે જ પરમેષ્ઠિ પ્રજાપતિને જાણી શકે છે.

## (૧૪) અયોધ્યાનું માર્ગ દર્શન

પ્રિય પાઠકો! અહીં સુધી આપ આવી પહોંચ્યા છો, આપ કયાં સુધી ચાલ્યા છો અને આપનું સ્થળ અયોધ્યાનગરી હજુ કેટલું દૂર છે તેનો વિચાર કરો. આ અયોધ્યાનગરીમાં દાખલ થતાની સાથેજ રામ રાજાનું દર્શન થશે નહિ કારણ કે રાજધાનીમાં પ્રવેશ કરતાંની સાથે જ મહારાજની મુલાકાત થઈ શકતી નથી, ત્યાં રહીને ત્યાંના સ્થાનિક અધિકારીઓ સત્ય, શ્રદ્ધા, ઇત્યાદિઓની પ્રસન્નતા સંપાદન કરીને મહારાજના દરબારમાં પહોંચવું જોઈએ. તેથી આશા છે કે આપ જરા શીઘ્રગતિથી ચાલશો અને ત્યાં જલદી પહોંચી જશો. આપના સાથીઓ ઇર્ષ્યા, દ્વેષ ઇત્યાદિ છે, તેઓ તમને જલદી ચાલવા દેતા નથી, પ્રતિક્ષણ તેમને લીધે તમારી શક્તિક્ષીણ થઈ રહી છે, તેનો વિચાર કરશો. અને સર્વ મુશ્કેલીઓ અને આવરણોને દૂર કરીને એક જ ઉદ્દેશ્યથી અયોધ્યાના માર્ગનું આક્રમણ કરો. પશ્ચાત્ આપને તે યક્ષનું દર્શન થશે કે જેનું દર્શન એકવાર ઇન્દ્રે કર્યું હતું. આપને માર્ગમાં "હૈમવતી ઉમાદેવી" દેખાશે તેમને મળીને, વંદન કરીને આપ આગળ વધી શકશો. તે દેવી આપને બરાબર સાચો માર્ગ બતાવી આપશે. આ પ્રમાણે ભક્તિના શાંત પ્રકાશમાં સુવિચારોની સાથે માર્ગ આક્રમણ કરો, તો ઘણો દૂરનો માર્ગ આપને માટે તદ્દન નજીકનો અને ટૂંકો થઈ જશે. આશા છે કે આવું જ કરશો અને ભૂલીને આમ તેમ ભટકશો નહિ.

## (૧૫) કેન સૂક્ત અને કેનોપનિષદ્

અથર્વવેદમાં જેવી રીતે <u>કેન સૂક્ત</u> છે તેવીજ રીતે ઉપનિષદમાં <u>કેનોપનિષદ્</u> છે. બન્નેનો પ્રારંભ "કેન" પદથી જ થયો છે. આ "કેન" પદ ઘણુંજ મહત્વ પૂર્ણ છે. તેનો અર્થ "કોનાથી" એવો થાય છે. સર્વ તત્વજ્ઞાનનો ઉગમ આ પરથી જ થાય છે. જે આ સંસાર દેખાય છે તે (केन) કોણે બનાવ્યો, અને (केन) કોનાથી બનાવાયો, તથા (केन) કોણે તેનો વિચાર કર્યો, (केन) કોની સહાયતાથી તે વિચાર કર્યો, (केन) ક્યા સાધનથી વિચાર કર્યો, ક્યા કારણથી વિચાર કર્યો, તેને જે બોધ થઇ રહ્યો છે તે કેવી રીતે થાય છે ઇત્યાદિ અનેક વિચાર આ "केन" શબ્દમાં છે.

મનુષ્ય જે જુએ છે તેનો હેતુ જાણવા ઇચ્છે છે. નાના બાળક પણ જ્યારે આશ્ચર્યથી કોઇની તરફ જુએ છે ત્યારે તેનું કારણ જાણવા ઇચ્છે છે. આ કોણ છે? શું કહે છે? ક્યાંથી આવ્યો? ક્યાં જવાનો છે? એવા અનેકવિધ પ્રશ્નો બાળક કરે છે, અને દરેક પ્રશ્નનું ઉત્તર મેળવવા ચાહે છે. ઉત્તરથી જો તેને સમાધાન થાય તો જ તે ચૂપ-શાંત બેસે છે નહીં તો પાછો પ્રશ્ન પૂછતો જ રહે છે. આટલી વિલક્ષણ જીજ્ઞાસા માનવના મનમાં સ્વાભાવિકજ હોય છે.

પરંતુ જ્યારે મનુષ્ય મોટો થાય છે ત્યારે સંસારની ચિંતામાં ફસાઇને આ જીજ્ઞાસાને ખોઇ બેસે છે, અને પછી તે (केन) આ કોનાથી થયું? એવો પ્રશ્ન પૂછવાનું ભૂલી જાય છે. જ્યારે તે આવી રીતે પ્રશ્ન કરવાનું ભૂલી જાય છે ત્યારથી

તેને જ્ઞાન પ્રાપ્ત થવાનું પણ બંધ થઇ જાય છે, કારણ કે જીજ્ઞાસા રહે તો જ જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે.

આ વિશ્વમાં કરોડો મનુષ્યો છે, પરંતુ તેઓમાંથી કેટલા લોકો "હું કયાંથી આવ્યો, અહીં શા માટે આવ્યો, મારે કયાં જવાનું છે?" ઇત્યાદિ સ્વાભાવિક ઉત્પન્ન થનારા પ્રશ્નોને પોતાના મનમાં ઉત્પન્ન થવા દે છે. આ જ પ્રશ્ન "केन" પદથી અહીં કરવામાં આવ્યો છે. સાધારણતઃ મનુષ્ય જાગે છે, ખાય છે, ઉંઘે છે, પાછો જાગે છે અને અન્તમાં મરી જાય છે.

આ જીવન-મરણનો વ્યાપાર એટલો આશ્ચર્યકારક છે કે કોઇ મનનશીલ મનુષ્યના મનમાં તેના સંબંધી પ્રશ્ન ઉપસ્થિત થયા વિના રહી શકે નહિ, પરંતુ કેટલા મનુષ્યો તેનો વિચાર કરે છે? મનન કરનારો જ મનુષ્ય કહેવાશે, જે મનુષ્ય મનન કરતો નથી તેને મનુષ્ય કહેવો જ અસંભવ છે, તેથી આ મનુષ્ય સમાજમાં તે જ મનુષ્ય છે કે જે "केन" આ પ્રશ્ન કરે છે, આ છે "કેન" શબ્દનું મહત્વ. આ પ્રશ્ન મનુષ્યની માનવતા સિદ્ધ કરનારો છે. પાઠક આ શબ્દનું મહત્વ જાણે અને એથી પોતાના જીવનનો વિચાર કરતા શીખે.

હું કઇ શક્તિથી બોલું છું, કઇ શકિતથી વિચાર કરૂં છું, કઇ શક્તિથી જીવિત રહું છું, કઇ શકિતથી જન્મ-મરણ તથા પ્રજનન થઇ રહ્યાં છે, આ સંપૂર્ણ સંસારના મૂળ આધારમાં કોણ છે? તે તેનું નિર્માણ શા માટે કરે છે? આ પ્રશ્નો છે જે પ્રત્યેક મનુષ્યના મનમાં ઉત્પન્ન થવા જોઇએ, પરંતુ કયા મનુષ્યના અન્તઃકરણમાં આ પ્રશ્ન ઉદ્‌ભવે છે? પાઠકો આ બાબતમાં જરા વિચાર તો કરો!

અર્થાત્ મનુષ્ય જાતિ અગણિત વર્ષોથી આ ભૂમંડળપર ઉત્પન્ન થઇ છે, પરંતુ અત્યાર સુધી સર્વ મનુષ્યો સાચા માનવી બન્યા નથી, જેઓ "केन" આ પ્રશ્ન કરી શકે છે અને સુયોગ્ય ગુરૂદ્વારા તેનું ઉત્તર પ્રાપ્ત થયા સિવાય ચૂપ રહિ શકતા નથી. તે જ સાચા મનુષ્ય છે.

જેવી રીતે અન્યાન્ય કૃમિ-કીટક જન્મે છે અને મરે છે, તે જ પ્રમાણે મનુષ્યપ્રાણી પણ જન્મે છે અને મરે છે. હું શા માટે જન્મ્યો અને શા માટે મરીશ, તેનો વિચાર સુદ્ધાં કોઇ કરતું નથી. પોતાના જીવનની બાબતમાં કેવા પ્રશ્નો કરવા જોઇએ તે આ સૂકતે સ્પષ્ટ કરી આપ્યું છે. માનવ જીવનના કેટલાએ પ્રશ્નો અહિ આપેલા છે, જો આટલા જ પ્રશ્નો મનુષ્ય પૂછતાં શીખી જાય તો તેને આત્મજ્ઞાન થઇ જશે, અને તેનું જીવિત પણ સફળ થઇ જશે.

તેથી પાઠક આ જીજ્ઞાસા બુદ્ધિની જાગૃતિ કરનાર આ કેન સૂકતનું મનન કરે અને વિશ્વની અંદર જે અદ્‌ભૂત શકિત છે તે અદ્‌ભૂત શકિતની બાબતમાં જ્ઞાન પ્રાપ્ત કરીને પોતાના જીવનનું સાર્થક કરે. માનવી જીવનની સફળતા અપાવનાર આ જ્ઞાન છે, આશા છે કે આ કેનસૂકતે જે આ જીજ્ઞાસા જાગૃતિનું સાધન બતાવ્યું છે તેને આચરણમાં મૂકીને સર્વ સાધક સિદ્ધ બનશે.

---

# આત્મસમર્પણથી ઇશ્વરની પુજા

( ऋषिः- अथर्वा । देवता- चन्द्रमाः )

કાંડ ૬, સૂકત ૮૦

अन्तरिक्षेण पतति विश्वा भूतावचाकशत् ।
शुनो दिव्यस्य यन्महस्तेना ते हविषा विधेम ॥ १ ॥
ये त्रयः कालकाञ्जा दिवि देवा इव श्रिताः ।
तान्त्सर्वानह्व ऊतयेऽस्मा अरिष्टतातये ॥ २ ॥

अप्सु ते जन्म दिवि ते सधस्थं समुद्रे अन्तर्महिमा ते पृथिव्याम् ।
शुनो दिव्यस्य यन्महस्तेना ते हविषा विधेम ॥ ३ ॥

અર્થ— જે ( विश्वा भूता अवचाकशत् ) સર્વ ભૂતોને પ્રકાશિત કરતાં કરતાં ( अन्तरिक्षेण पतति ) આકાશમાં ચાલે છે તે ( दिवस्य शुनः ) દ્યુલોકમાં ગમન કરનારા સૂર્યનું ( यत् महः ) જે મહત્વ છે, ( तेन हविषा ते विधेम ) તે હવિથી અમે તારૂં પૂજન કરીએ છીએ. ( ૧ )

( ये कालकाञ्जाः ) આ ત્રણ કાળની કુંજ ( दिवि देवाः इव श्रिताः ) દ્યુલોકમાં દેવોની જેમ રહે છે, ( तान् सर्वान् ) તે સર્વને ( अस्मै ऊतये ) તેના રક્ષણને માટે અને ( अरिष्टतातये अह्वे ) કલ્યાણને માટે બોલાવે છે. ( ૨ )

( अप्सु ते जन्म ) જળમાં જ તારી ઉત્પત્તિ છે, ( दिवि ते सधस्थं ) દ્યુલોકમાં તારૂં સ્થાન છે, તથા ( समुद्रे अन्तः पृथिव्यां ते महिमा ) સમુદ્રમાં તથા પૃથ્વીપર તારો મહિમા છે, તે તારા (दिव्यस्य शुनः) દ્યુલોકમાં ગમન કરનારા સૂર્યનું ( यत् महः ) જે મહત્વ છે ( तेन ते हविषा विधेम ) તે મહત્વથી તારી પૂજા અમે કરીએ છીએ. ( ૩ )

ભાવાર્થ — સર્વ જગતને પ્રકાશિત કરનારો સૂર્ય આકાશમાં સંચાર કરે છે. તેનું મહત્વ અને તેજ વિશેષ છે, તે તેજ અમારામાં જેટલું છે તે સર્વનું સમર્પણ કરીને અમે ઇશ્વરની ઉપાસના કરીએ છીએ. ( ૧ )

દેવતાઓની જેમ ત્રણ કાળ–અર્થાત્ ઉષ્ણકાળ, વૃષ્ટિકાળ અને શીતકાળ આ ત્રણ કાળ કુંજ દ્યુલોકમાં રહેલા સૂર્યથી સંબંધ રાખે છે. આ ત્રણે કાળથી મનુષ્ય પોતાની રક્ષા કરે અને કલ્યાણ સાધન કરે. ( ૨ )

પ્રકૃતિની પ્રારંભિક જળમય અવસ્થાથી જ સૂર્યની ઉત્પત્તિ થઇ છે, તે દ્યુલોકમાં રહે છે, પૃથ્વી અને સમુદ્રમાં તેનું મહત્વ પ્રગટ થાય છે. આ સૂર્યની શક્તિ જે મારામાં છે, તે પરમેશ્વરની પૂજા માટે હું સમર્પિત કરૂં છું. ( ૩ )

" સૂર્યાદિ દેવોના અંશ મનુષ્યમાં છે, તેઓની શક્તિઓથી મનુષ્ય સામર્થ્યશાળી બન્યો છે. તેથી મનુષ્યો માટે એ યોગ્ય છે કે તે ઉક્ત શક્તિઓનું જગતની ભલાઇ માટે સમર્પણ કરીને સમર્પણ દ્વારા પરમેશ્વરની પૂજા કરે. "

## આત્મજ્યોતિનો માર્ગ

( ऋषिः– भृगुः । देवता– आज्यं, अग्निः )

**કાંડ ૪, સૂક્ત ૧૪**

अजो ह्य१ग्नेरजनिष्ट शोकात्सो अपश्यज्जनितारमग्रे ।
तेन देवा देवतामग्र आयन्तेन रोहान्रुरुहुर्मेध्यासः ॥ १ ॥
क्रमध्वमग्निना नाकमुख्यान्हस्तेषु बिभ्रतः ।
दिवस्पृष्ठं स्वर्गत्वा मिश्रा देवेभिराध्वम् ॥ २ ॥
पृष्ठात्पृथिव्या अहमन्तरिक्षमारुहमन्तरिक्षाद्दिवमारुहम् ।
दिवो नाकस्य पृष्ठात्स्व१र्ज्योतिरगामहम् ॥ ३ ॥

स्व१र्यन्तो नापेक्षन्त आ द्यां रोहन्ति रोदसी ।
यज्ञं ये विश्वतोधारं सुविद्वांसो वितेनिरे ॥ ४ ॥
अग्ने प्रेहि प्रथमो देवतानां चक्षुर्देवानामुत मानुषाणाम् ।
इयक्षमाणा भृगुभिः सजोषाः स्वर्यन्तु यजमानाः स्वस्ति ॥ ५ ॥
अजमनज्मि पयसा घृतेन दिव्यं सुपर्णं पयसं बृहन्तम् ।
तेन गेष्म सुकृतस्य लोकं स्वरारोहन्तो अभि नाकमुत्तमम् ॥ ६ ॥
पञ्चौदनं पञ्चभिरङ्गुलिभिर्दर्व्योद्धर पञ्चधैतमोदनम् ।
प्राच्यां दिशि शिरो अजस्य धेहि दक्षिणायां दिशि दक्षिणं धेहि पार्श्वम् ॥ ७ ॥
प्रतीच्यां दिशि भसदमस्य धेह्युत्तरस्यां दिश्युत्तरं धेहि पार्श्वम् ।
ऊर्ध्वायां दिश्य१जस्यानूकं धेहि दिशि ध्रुवायां धेहि
पाजस्यमन्तरिक्षे मध्यतो मध्यमस्य ॥ ८ ॥
शृतमजं शृतया प्रोर्णुहि त्वचा सर्वैरङ्गैः संभृतं विश्वरूपम् ।
स उत्तिष्ठेतो अभि नाकमुत्तमं पद्भिश्चतुर्भिः प्रति तिष्ठ दिक्षु ॥ ९ ॥

---

અર્થ— ( हि अग्नेः शोकात् अजः अजनिष्ट ) કારણ કે પરમાત્મારૂપ વિશ્વપ્રકાશ અગ્નિના તેજથી અજન્મા જીવાત્મા પ્રગટ થયો છે. ( सः अग्रे जनितारं अपश्यत् ) તેણે પહેલાં પોતાના ઉત્પાદક પ્રભુને જોયા. ( अग्रे तेन देवाः देवतां आयन् ) પ્રારંભમાં તેની સહાયતાથી દેવોએ દેવત્વને પ્રાપ્ત કર્યું. ( ૧ )

( उख्यान् हस्तेषु बिभ्रतः ) અગ્નોને હાથમાં પકડીને ઉભેલા તમે ( अग्निना नाकं क्रमध्वम् ) અગ્નિની મદદથી સ્વર્ગને પ્રાપ્ત કરો. ( दिवः पृष्ठं स्वः गत्वा ) દ્યુલોકની ઉપર જઇને આત્મિક જ્યોતિને પ્રાપ્ત કરીને ( देवेभिः मिश्राः आध्वं ) દેવોની સાથે મળીને વસો. ( ૨ )

( अहं पृथिव्याः पृष्ठात् अन्तरिक्षं आरुहं ) હું પૃથ્વીના પૃષ્ઠભાગથી અંતરિક્ષલોકમાં ચઢી ગયો, ( अन्तरिक्षात् दिवं आरुहं ) અંતરિક્ષમાંથી દ્યુલોકપર ચઢી ગયો ( नाकस्य दिवः पृष्ठात् ) સુખમય દ્યુલોકના પૃષ્ઠભાગથી ( अहं स्वः ज्योतिः अगाम् ) મેં આત્માની જ્યોતિને પ્રાપ્ત કરી. ( ૩ )

( ये सुविद्वांसः ) જે ઉત્તમ વિદ્વાન્ ( विश्वतो धारं यज्ञं वितेनिरे ) જે સર્વ પ્રકારની ધારણાશક્તિ અર્પણ કરનાર યજ્ઞને ફેલાવે છે, તેઓ ( स्वः यन्तः द्यां न अपेक्षन्ते ) આત્માની જ્યોતિ પ્રાપ્ત કરનારા હોવાથી સ્વર્ગ સુખની અપેક્ષા કરતા નથી, તેઓ ( रोदसी आरोहन्ति ) પૃથ્વી અને સ્વર્ગની ઉપર ચઢી જાય છે. ( ૪ )

હે ( अग्ने ) પ્રકાશક ! ( देवतानां प्रथमः प्रेहि ) તું દેવોમાં સહુથી પ્રથમ અમને પ્રાપ્ત હો ! તું ( देवानां उत मानुषाणां चक्षुः ) દેવો અને મનુષ્યોનાં ચક્ષુઓ છે. ( इयक्षमाणाः सजोषाः यजमानाः ) યજ્ઞ કરનારા અને સમાન ભાવે પ્રતિભાવ રાખનારા યજમાન ( भृगुभिः स्वः स्वस्ति यन्तु ) તપસ્વીઓની સાથે આત્મતેજના સુખને પ્રાપ્ત કરો. ( ૫ )

( दिव्यं सुवर्णं पयसं ) દિવ્ય, અત્યંતપૂર્ણ, તેજસ્વી, ગતિમાન અને ( बृहन्त अजं घृतेन, पयसा अनज्मि ) અજન્મા પરમ આત્માની ઘી અને દૂધના યજ્ઞથી પુજા કરું છું. (उत्तमं नाकं अभि आरोहन्तः)

ઉત્તમ સ્વર્ગ પ્રતિ જતાં જતાં ( **तेन सुकृतस्य लोकं स्वः गेष्म** ) તેનાથી પુણ્ય અને આત્મપ્રકાશના લોકને પ્રાપ્ત કરીશું. ( ૬ )

( **एतं पञ्चौदनं ओदनं** ) આ પાંચ પ્રકારના અન્નને ( **पञ्चभिः अंगुलिभिः दर्व्या पञ्चधा उद्धर** ) પાંચ આંગળાંથી પકડેલી દર્વીથી પાંચ પ્રકારે ઉપર લઈ જાય આવ. ( **अजस्य शिरः प्राच्यां दिशि धेहि** ) અજન્માનું શિર પૂર્વ દિશામાં રાખ. ( **दक्षिणायां दिशि दक्षिणं पार्श्वं** ) દક્ષિણ દિશામાં જમણી કુખના ભાગને રાખ. ( ૭ )

( **अस्य भसदं प्रतीच्यां दिशि धेहि** ) તેનો કેડનો ભાગ પશ્ચિમ દિશામાં રાખ અને ( **उत्तरं पार्श्वं उत्तरस्यां दिशि धेहि** ) ડાબા પડખાને ઉત્તર દિશામાં રાખ, ( **अजस्य अनूकं ऊर्ध्वायां दिशि धेहि** ) અને અજન્માની પીઠનો ઉપરનો ભાગ ઉર્ધ્વ દિશામાં રાખ તથા ( **अस्य पाजस्यं ध्रुवायां दिशि धेहि** ) અને તેના પેટને ધ્રુવ દિશામાં રાખ તથા ( **अस्य मध्यं मध्यतः अन्तरिक्षे** ) તેનો મધ્ય ભાગ અંતરિક્ષમાં રાખ. ( ૮ )

આ પ્રમાણે ( **सर्वैः अंगैः संभृतं** ) સર્વ અંગોથી સમ્યક્ત ભરેલો એટલે કે ( **विश्वरुपं शृतं अजं** ) વિશ્વરૂપ બનેલા પરિપક્વ અજન્મા આત્માને ( **शृतया त्वचा प्र ऊर्णुहि** ) પરિપક્વ આચ્છાદનથી આચ્છાદિત કર. ( **सः** ) તે તું ( **इतः उत्तमं नाकं अभि उत्तिष्ठ** ) અહીંથી ઉત્તમ સ્વર્ગ પ્રાપ્ત કરવા માટે ઉઠ અને ( **चतुर्भिः पद्भिः दिक्षु प्रतितिष्ठ** ) ચારે પગોથી સર્વ દિશાઓમાં પ્રતિષ્ઠિત થાવ. ( ૯ )

---

ભાવાર્થ— પરમાત્માના જગત્પ્રકાશક તેજથી આ અજન્મા જીવાત્મા પ્રગટ થયો. તે જ સમયે તેણે પોતાના પિતાનું દર્શન કર્યું. દેવો તેની જ શક્તિને પ્રાપ્ત કરીને દેવત્વથી યુક્ત બને છે. જેઓ તેની ઉપાસના કરે છે તેઓ પવિત્ર બનીને અનેક ઉચ્ચ અવસ્થાને પ્રાપ્ત કરે છે. ( ૧ )

અન્નનું દાન કરતાં કરતાં તમે અગ્નિની સહાયતાથી સ્વર્ગના માર્ગનું આક્રમણ કરે, અને ત્યાંથી પણ અધિક ઉચ્ચભૂમિકાપર જઇને આત્મિક જ્યોતિના સ્થાનને પ્રાપ્ત કરીને ત્યાં દેવોની સાથે બેસો. ( ૨ )

પૃથ્વીથી અંતરિક્ષ, અંતરિક્ષથી દ્યુલોક, દ્યુલોકથી ઉપર આત્માના પ્રકાશનું સ્થાન છે. મેં આ જ ક્રમથી આ લોકોને પ્રાપ્ત કર્યા છે. ( ૩ )

જે જ્ઞાની વિદ્વાન્ વિશ્વધારક યજ્ઞને ફેલાવે છે તેઓ પૃથ્વીથી દ્યુલોક સુધી ઉપર ચઢે છે, અને ત્યાંથી પણ વધારે ઉપર આત્માના પ્રકાશનું સ્થાન પ્રાપ્ત કરતાં કરતાં અન્ય બીજા કોઇ સુખની અપેક્ષા કરતા નથી. ( ૪ )

હે સર્વ પ્રકાશક ! તું સર્વ દેવોમાં મુખ્ય છે, અમે તને પ્રાપ્ત કરીએ. તું જેવી રીતે દેવોના ચક્ષુઓ છે તેવી જ રીતે મનુષ્યોના પણ છે. યજ્ઞ કરનારા અને સર્વપર સમાન રીતે પ્રેમ કરનારા જે યજમાન હોય છે તે તપસ્વી મુનિઓની સાથે જ સુખપૂર્વક આત્માના પ્રકાશલોકને પ્રાપ્ત કરે છે. ( ૫ )

દિવ્યપર્ણ, તેજસ્વી, ગતિમાન અને અજન્મા પરમ આત્માની જ અમે ઘી, દૂધ વગેરે આહુતિઓના યજ્ઞ દ્વારા પુજા કરીએ છીએ, તેથી ઉત્તમ સ્વર્ગને પ્રાપ્ત કરીને તેના ઉપરના ભાગપરના આત્મિક પ્રકાશના સ્થાનને અમે પ્રાપ્ત કરીએ છીએ. ( ૬ )

આ પાંચ પ્રકારનું યજ્ઞીય અન્ન છે. પાંચ આંગળાંઓ દ્વારા દર્વી પકડીને આ અન્નને પાંચ પ્રકારે ઉપર લો. આ અજન્માનું માથું પુર્વ દિશામાં અને જમણું પડખું દક્ષિણ દિશામાં રાખ. ( ૭ )

એનો કેડનો ભાગ પશ્ચિમ દિશામાં, ઉત્તર ( ડાબા ) પડખાને ઉત્તર દિશામાં, પીઠના ઉપરના ભાગને ઉર્ધ્વ દિશામાં, પેટ ધ્રુવ દિશામાં મધ્યભાગ અંતરિક્ષમાં રાખ. ( ૮ )

આ પ્રમાણે પોતાના સર્વ અંગોથી પરિપૂર્ણ વિશ્વરૂપ બનેલા પરિપક્વ અજન્મા જીવાત્માને પરિપક્વ પરમાત્માના આચ્છાદનથી આચ્છાદિત કર અને ઉત્તમ સ્વર્ગલોકને પ્રાપ્ત કરવા માટે કટિબદ્ધ થા અને પોતાના ચારે પગોથી સર્વ દિશાઓમાં પ્રતિષ્ઠિત થા. ( ૯ )

# આત્મજ્યોતિનો માર્ગ

## સ્વર્ગધામનો માર્ગ

આ સૂક્તમાં સ્વર્ગધામનો માર્ગ બતાવેલો છે, તે કારણને લીધે જ આ સૂક્તનું મહત્વ વધારે છે. પહેલા મંત્રમાં "પરમપિતાના અમૃતપુત્ર"ની ઉત્પત્તિનું વર્ણન છે—

## પરમપિતાનો અમૃતપુત્ર

**अग्नेः शोकात् अजः अजनिष्ट । (મં. ૧)**

"અગ્નિના પ્રકાશથી અજન્મા જીવાત્મા પ્રગટ થયો છે." અહીં અગ્નિપદથી સર્વ પ્રકાશક પરમાત્માનો અર્થ ગ્રહણ કરી શકાય. અથર્વવેદમાં કાંડ૯ સૂ.૧૦ (૧૫) મંત્ર ૨૮માં કહ્યું છે કે, "એક જ સત્યસ્વરૂપ પરમાત્માનું કવિજનોએ વિવિધ નામોથી વર્ણન કર્યું છે. તે એક પરમાત્માને જ ઇન્દ્ર, મિત્ર, વરૂણ, અગ્નિ, દિવ્ય, સુપર્ણ, ગરુત્માન્, યમ, માતરિશ્વા અને સત્ કહેલો છે." આ સર્વ એક જ પરમાત્માના નામ છે, તેમાંથી આ સૂક્તમાં "અગ્નિ, (મં.૧) દિવ્ય, સુપર્ણ, (મં.૬) આ સબ્દો આવી ગયા છે. આ પરમાત્માના તેજથી આ અમૃતપુત્રની ઉત્પત્તિ છે. આ ઉત્પત્તિનું વર્ણન કરવાનું કારણ અથવા ઉદ્દેશ્ય એટલો જ છે કે આ અમૃત પુત્ર પોતાની ઉન્નતિ કરીને પોતાના પિતાના જેવો બની શકે છે. પ્રત્યેક પ્રાણીનો પુત્ર પિતાની જેવો જ બને છે, બીમાંથી વૃક્ષ પેદા થાય છે, એક નાની ચિનગારીમાંથી મોટો ભયંકર દાવાગ્નિ ચેતી ઉઠે છે. પુત્રનો એ અધિકાર જ છે કે તે પોતાના પિતાના જેવો બને, જીવાત્માની ઉન્નતિની આ અંતિમ મર્યાદા છે, આ મર્યાદા લાંબા કાળના નિરંતર અનુષ્ઠાનથી જ પરિપૂર્ણ બની શકે છે ત્યારે આ અમૃતપુત્ર પિતાના વૈભવથી યુક્ત બની શકે છે, પુત્ર પિતાની સમાન આજે બને કે થોડા સમય પછી બને, પરંતુ "તે પિતાનો વૈભવ તો નિઃસંદેહ પ્રાપ્ત કરશેજ." આ સત્ય છે. વેદે આ સૂક્ત દ્વારા લોકોને એ બાબતનો વિશ્વાસ અપાવ્યો છે. જગતનું દુઃખ જોઇને લોકો નિરાશ ન બને, ધર્માનુષ્ઠાન કરતાં કરતાં આગળ વધતા જાય જ્યારે આ અનુષ્ઠાન સમાપ્ત થઇ જશે અને તેમનો બધો મેલ ધોવાઇ જશે ત્યારે તે પરમ પિતાના વૈભવથી સંપન્ન થઇ જશે. અનુષ્ઠાનની તીવ્રતા અને નિર્દોષતાના પ્રમાણમાં અવધિ થોડો લાગશે અથવા વધારે લાગશે, આ વાત પ્રત્યેક ઉપાસક પર આધાર રાખે છે. પિતાના ગુણો ઓછા પ્રમાણમાં પુત્રમાં રહેલા હોય છે, તેમનો વિકાસ કરવો એજ પુત્રનું કર્તવ્ય છે, પિતાની સહાય તો હંમેશાં તૈયાર છે, "પુત્રના ગુણોના વિકાસની પરમસીમા એજ તેનું પિતાને સમાન બનવું છે."

## પિતાનું દર્શન

આ પુત્રે સહુથી પ્રથમ "जनितारं अपश्यत्" (મં.૧) પોતાના પિતાનું દર્શન કર્યું હતું. ત્યાર પછી આ પુત્ર સંસારમાં ફસાઇ જવાથી તેનાથી વિમુખ થઇ ગયો. આ વખતે આ વિમુખતા એટલી બધી વધી ગઇ છે કે તે પોતાના પિતાને તદ્દન ભૂલી ગયો છે, તેટલા માટે હવે તો તે પોતાના પરમ પિતાનું પહેલાં સ્મરણ કરે અને પછીથી તેનું દર્શન કરે, આ જ તેનો ઉન્નતિનો માર્ગ છે. તેના દર્શનથી—

**मेध्यासः रोहान् रुरुहुः । (મં. ૧)**

"પવિત્ર થતાં થતાં ઉન્નતિના સ્થાનો સુધી ચઢી શકે છે." આ પ્રમાણે પુત્ર એક એક પગથિયું ઉપર ચઢે છે, અને વિશેષ અધિકાર પ્રાપ્ત કરે છે, પવિત્ર બનવું એ જ એકમાત્ર ઉપાય છે જેનાથી પુત્રનો અધિકાર વધી શકે છે. પવિત્ર બનવાનો ઉપાય પણ "मेध्य"ના અર્થ દ્વારા દર્શાવવામાં આવ્યો છે. "मेध्य" અર્થાત્ મેધને માટે યોગ્ય. "मेघ"નો અર્થ 'સત્કાર, સંગતિ-દાનરૂપ કર્મ' જે કર્મથી સત્કાર કરવા યોગ્ય સત્પુરુષોનો આદર થાય છે, જનતાનું સંગઠન થાય છે અને પરોપકારને અર્થે દાન આપવામાં આવે છે, આત્મસમર્પણ કરવામાં આવે છે. તેનું નામ મેઘ છે. આ પ્રકારના કર્મથી મનુષ્ય પવિત્ર બને છે અને ઉચ્ચ ભૂમિકાને પ્રાપ્ત કરે છે અને અંતમાં જ્યાંથી આવ્યો છે ત્યાં જઇ પહોંચે છે.

દ્વિતીય મંત્રમાં કહ્યું છે કે, "આ અગ્નિની સહાયતાથી સ્વર્ગના માર્ગમાં આગળ વધી શકાય છે." વસ્તુતઃ યજ્ઞમાં જે યજન (પુજા) થાય છે તે પરમાત્માનું જ થાય છે. તો પણ યજ્ઞને અગ્નિમાં હવન કરવાથી પ્રારંભ થાય છે. આ યજ્ઞ દ્વારા આત્મસમર્પણની દીક્ષા આપવામાં આવે છે, પોતાની પાસેનું ઘી વગેરે સમષ્ટિને માટે અર્પણ કરવામાં આવે છે. આ યજ્ઞથી અર્થાત્ આત્મસમર્પણથી જ ઉન્નતિ થાય છે. આ સ્થૂળ યજ્ઞમાં, પ્રથમ કક્ષાના યજ્ઞમાં ઘી તથા હવન સામગ્રીની --

આહુતિઓનો અર્થાત્ પોતાથી ભિન્ન બાહ્ય પદાર્થોનું સમર્પણ થાય છે, આગળ જેમ જેમ યોગ્યતા વધતી જાય છે, તેમ તેમ પોતાના-નિજના પદાર્થોનું સમર્પણ થતું જાય છે. અંતમાં સર્વમેધ યજ્ઞમાં આત્મસર્વસ્વનું સમર્પણ થાય છે. જેથી પરમ ઉચ્ચ અવસ્થાની પ્રાપ્તિ થાય છે. જે પ્રકારે અગ્નિમાં ઘી ઇત્યાદિ પદાર્થોની આહુતિઓનું સમર્પણ કરવામાં આવે છે તે જ પ્રકારે—

### हस्तेषु उख्यान् बिभ्रतः ( મં. ૨ )

" અન્નદાન કરવા માટે રાંધેલું અન્ન પોતાના હાથમાં લઇ તૈયાર રહો. " ક્ષુધાથી પીડિત મનુષ્યને અન્નદાન કરવાથી ઘણું જ પુણ્ય પ્રાપ્ત થાય છે. અહીં આ અન્નદાન પ્રત્યક્ષ ફળદાયક છે. ભૂખથી પીડિતને અન્ન આપવાથી જ તેનો આત્મા સંતુષ્ટ થાય છે, અને તેનો સંતોષ જોઇને દાતાનો આત્મા પણ કૃતાર્થભાવથી તરબોળ બને છે. દાનથી દાતાની ઉન્નતિ થાય છે તેનો પ્રત્યક્ષ અનુભવ અન્નદાનથી પ્રત્યક્ષ રીતે અનુભવમાં આવી શકે છે. અહીં અન્ન એ માત્ર દૃષ્ટાંત રૂપ આપેલ છે. ભૂખથી પીડાએલાને અન્નદાન, તૃષાથી પીડિતને જળદાન, અજ્ઞાનથી પીડાએલાને જ્ઞાનદાન, નિર્બળતાથી પીડાતો હોય તેને બળ દ્વારા સહાયતા, નિર્ધનતાથી પીડાતો હોય તેને ધનદાન, પરતંત્રતાથી પીડાતો હોય તેને સ્વતંત્રતા પ્રાપ્તિના કાર્યમાં સહાયતા ઇત્યાદિ અનેક પ્રકારના દાન હોય છે. આ સર્વદાન અન્નદાનની રીતેજ અગત્યના છે એમ જાણવું જોઇએ. આ સર્વ યજ્ઞો છે અને યજ્ઞની સાથે જોડાએલા કર્મોના આ પ્રમુખ અંગો છે. જનતાની સેવા દ્વારા પરમાત્માનું અર્ચન આ રીતે થઇ શકે છે. આ યજ્ઞ દ્વારા મનુષ્ય સ્વર્ગમાં પહોંચે છે એટલું જ નહિ પરંતુ તેની ઉપર જે આત્મપ્રકાશનો લોક છે ત્યાં તે જાય છે, અને ત્યાં તે દેવોની સાથે બેસે છે. આ પ્રમાણે મનુષ્યનો દેવતા બને છે. ( મં. ૨ )

પૃથ્વીથી અંતરિક્ષ, અંતરિક્ષથી દ્યુલોક, દ્યુલોકથી આત્માના પ્રકાશવાળો લોક ઉપર છે. આ ઉચ્ચતા સ્થાનને લીધે પ્રાપ્ત થતી નથી પરંતુ સ્થિતિથી થાય છે, અર્થાત્ આ ચાર લોક ઘરના ચાર માળની જેમ એકની ઉપર બીજો એમ નથી પરંતુ એકની અંદર બીજો અને બીજાની અંદર ત્રીજો છે, સ્થૂળ શરીર, સૂક્ષ્મ, શરીર, કારણ શરીર, આત્મા આ ચાર અવસ્થાઓ મનુષ્યની અંદર જ છે. તેમનાં બાહ્ય રૂપ પૃથ્વી, અન્તરિક્ષ, દ્યૌ, અને સ્વઃ ( આત્મ પ્રકાશ ) છે અને તેમનાં નામ, भू,ः भुव,ः स्व,ः महः વગેરે છે. જેવી રીતે સ્થૂલની અંદર સૂક્ષ્મ શરીર હોય છે તેવી રીતે પૃથ્વીલોકની અંદર અન્તરિક્ષ લોક હોય છે. તેમાંથી સાધારણ મનુષ્ય સ્થૂળ ભૂલોકમાં વિચરે છે, અન્તરિક્ષ આદિ ઉચ્ચ ભૂમિકાઓ પર તે ત્યારે કાર્ય કરી શકશે જ્યારે તે એટલો શુદ્ધ અને પરિપકવ થશે, મહાન તપસ્વીઓને માટે જ આ વાત સાધ્ય થઇ શકે છે. ( મં. ૩ )

### વિશ્વાધાર યજ્ઞ

( यज्ञात् विश्वतोधारं यज्ञं ) " વિશ્વને સર્વ પ્રકાર આધાર દેનારો છે. " ( મં. ૪ ) આ ચતુર્થ મંત્રનું કથન પૂર્ણ રીતે સત્ય છે. યજ્ઞનો અર્થ છે ત્યાગ, આ ત્યાગથી જ જગત્ ટકી રહ્યું છે, પ્રત્યેક સ્થાનમાં આ સત્ય છે, પિતા પોતાના વીર્યના ત્યાગથી સંતાનને ઉત્પન્ન થવા માટેનો આધાર આપે છે, એ જ પ્રમાણે માતા પોતાને ગર્ભધારણ થાય તેટલા માટે જ કષ્ટ થાય છે તે સહન કરે છે અને એટલા પ્રમાણમાં, તે પોતાના સુખનો ત્યાગ કરે છે, અને. આગળ ઉપર પણ પોતાનું દૂધ પાઇને ત્યાગ કરે છે, આ પ્રમાણે માતા પિતાના અપૂર્વ ત્યાગથી સંતાન ઉત્પન્ન થાય છે. આ જ પ્રમાણે આવો ત્યાગ પશુ, પક્ષી, વૃક્ષ-વનસ્પતિ ઇત્યાદિ સૃષ્ટિમાં પણ છે. જેથી તેમની સૃષ્ટિ ચાલી રહી છે. સૂર્ય પોતાનો પ્રકાશ જગતને માટે અર્પણ કરે છે આ જ પ્રમાણે અગ્નિ, વાયુ, જળ આદિ દેવતાઓ પોતાની શક્તિઓનો જગતની ભલાઇ માટે ત્યાગ કરે છે. આ ત્યાગથી જ જગતની હસ્તિ ચાલે છે. પરમાત્માએ પોતાના ત્યાગથી જ આ સંસાર બનાવ્યો છે. આ પ્રકારે વિચાર કરવાથી પાઠકો જાણી શકશે કે આ ત્યાગથી અર્થાત્ આત્મસમર્પણરૂપ મહાયજ્ઞથી જ આ વિશ્વ ચાલી રહ્યું છે, આને લીધે જ યજ્ઞને સંપૂર્ણ વિશ્વનો આધાર કહે છે અને તે ચિરસ્થાયી સત્ય છે.

**ये सुविद्वांसः विश्वतोधारं यज्ञं वितेनिरे।**
**(ते) रोदसी द्यां रोहन्ति, स्वर्यन्तः न अपेक्षन्ते।**
( મં. ૪ )

" જે ઉત્તમ વિદ્વાન આ વિશ્વાધાર યજ્ઞને ફેલાવે છે, અર્થાત્ પોતાની જિંદગીભર કરતારહે છે તે આ ભૂમિપરથી સીધા દ્યુલોક પર ચઢે છે, તેઓ ત્યાંના સ્વર્ગસુખની પણ ઇચ્છા કરતા નથી, અને તેઓ તેની પણ ઉપર જઇને આત્મજ્યોતિના પ્રકાશમય સ્થાનને પ્રાપ્ત કરે છે. " આ લોક તો આત્મસમર્પણરૂપ યજ્ઞ કરવાથી જ પ્રાપ્ત થઇ શકે છે.

## સાચાં નેત્રો

પાંચમા મંત્રમાં આ પરમાત્માને, " દેવો અને મનુષ્યોનાં ચક્ષુ " કહ્યો છે—

**देवतानां उत मानुषाणां चक्षुः । ( मं. ५ )**

" દેવો અને મનુષ્યોની આંખો આ આત્મા છે. મનુષ્યની આંખ મનુષ્યના શરીરમાં જ હોય છે પરંતુ તે પોતે પોતાની મેળે કામ કરી શકતી નથી, સૂર્યના પ્રકાશ સિવાય આંખ કાંઇ પણ જોવાને સમર્થ બનતી નથી, તેથી સૂર્યને " આંખની આંખ " કહે છે, પરંતુ સૂર્ય પણ પરમાત્માની પ્રકાશ શક્તિ વિના પ્રકાશ આપવાનું કાર્ય કરી શકતો નથી, તેથીજ પરમાત્માને " સૂર્યનો સૂર્ય " કહે છે. આથી એમ સિદ્ધ થયું કે આંખની આંખ સૂર્ય અને સૂર્યનો સૂર્ય પરમાત્મા છે. તેટલા માટે વસ્તુતઃ "આંખની સાચી આંખ" તો પરમાત્મા જ થયા. આ જ ભાવ ઉપરના મંત્ર ભાગનો છે. આ માત્ર આંખને માટે જ સત્ય છે એમ નહિ પરંતુ પ્રત્યેક ઇન્દ્રિયના વિષયમાં પણ એટલું જ સત્ય છે, અર્થાત્ તે જેવી રીતે આંખની આંખ છે, તેવી જ રીતે કાનનો કાન, નાકનું નાક, મનનું મન અને બુદ્ધિની બુદ્ધિ છે. આ પ્રમાણે સર્વ ઇન્દ્રિયોનો મૂળ સ્રોત તો તે જ છે. તેને આ પ્રમાણે જાણવો અને તેનો અનુભવ કરવો એ વિદ્યા અને અનુભવથી જ સાધ્ય થઇ શકે છે. તે—

**देवतानां प्रथमः । ( मं. ५ )**

" બધા દેવોમાં તે પ્રથમ છે " અર્થાત્ તેની પહેલાં કોઇ થઇ ગયું નથી. સર્વ પ્રથમ તે હતો અને સર્વની પાછળ તે રહેશે. સૂર્યાદિદેવ બહુ પ્રકાશમાન દેવ છે, નિઃસંદેહ ઘણા જ શક્તિશાળી છે, પરંતુ તેઓ તેની શક્તિથી બનેલા છે અને તેની શક્તિ લઇને જ પોતાનું કાર્ય કરી રહ્યા છે, જે દેવતાનો મહિમા આવો છે તે દેવનું જ યજન યજ્ઞમાં થાય છે. તેથી " યજ્ઞ " નામ આત્માનું છે. સાચો યજ્ઞપુરુષ તેજ છે જે યજ્ઞમાં આ યજ્ઞપુરુષની પૂજા કરે છે તેઓ—

**इयक्षमाणाः सजोषाः यजमानाः स्वः भृगुभिः स्वस्ति यन्तु । ( मं. ५ )**

" યજ્ઞ કરનારા, સમાન પ્રેમભાવ રાખનારા યજમાન, આત્મિકપ્રકાશના સ્થાનને ભૃગુઓની સાથે સુગમતાથી જાય છે. " તેની પૂજા કરવાનું આ ફળ છે, " ભૃગુ " તેમનું નામ છે જેઓ તપશ્ચર્યા કરીને પોતાના પાપોનું ભર્જન એટલે નાશ કરે છે. તપના સામર્થ્યથી પાપનો નાશ કરનારા તપસ્વીઓને " ભૃગુ " કહે છે. આ તપસ્વી સીધા આત્માના પ્રકાશવાળા લોકમાં જાય છે, ત્યાં જ આ યાજક જાય છે કે જે પૂર્વોક્ત પ્રકારે યજ્ઞ કરે છે અને સર્વ પર સમાન પ્રેમભાવ રાખે છે, અર્થાત્ જેની સર્વત્ર સમદૃષ્ટિ થઇ ગઇ છે, બીજા લોકો તે આત્મિકલોકને પ્રાપ્ત કરવાના અધિકારી નથી જ. છઠ્ઠા મંત્રનું કથન પણ આ જ આશય બતાવી રહ્યું છે.

**दिव्यं सुपर्णं पयसं बृहन्तं अजं पयसा घृतेन अनज्मि । ( मं. ६ )**

"દિવ્ય, પૂર્ણ, વેગવાન્, મહાન્, અજન્મા આત્માની દૂધ અને ઘીથી હું યજ્ઞમાં પૂજા કરું છું. " આ મંત્રભાગ અત્યંત સ્પષ્ટ છે. યજ્ઞમાં તેમની પૂજા હવનની આહુતિઓથી થાય છે, હવનની આહુતિઓ આપવી એ આત્મસમર્પણનો પ્રારંભ છે. આ યજ્ઞનું રૂપ અંતમાં આત્મસર્વસ્વનું સમર્પણ કરવું એજ છે. આ પૂર્ણ સમર્પણનું પહેલું પગથિયું થોડીક આહુતિઓ સમર્પિત કરવી એ છે. સમર્પણ શક્તિ વધારવાથી જ તેની સાચી પૂજા થાય છે, અને સાથે સાથે પોતાની આત્મિક શક્તિ પણ વધી જાય છે.

**तेन उत्तमं नाकं अभि आरोहन्तः ।**
**सुकृतस्य स्वः लोकं गेष्म । ( मं. ६ )**

" તેનાથી ઉત્તમ સ્વર્ગધામને પ્રાપ્ત થતાં થતાં અમે સુકૃતના આત્મજ્યોતિરૂપ લોકને પ્રાપ્ત કરીશું. " આ પૂર્વે કહેલા આત્મયજ્ઞનું ફળ છે. સાચા વૈદિકયજ્ઞનું આ અંતિમ સાધ્ય છે.

## પંચામૃત ભોજન

અહીં પંચામૃત ભોજનનું વિધાન છે. પંચામૃત તો સર્વ લોકોમાં બરાબર જાણીતું છે. દૂધ, દહીં, ઘી, સાકર અને મધ આ પાંચ પદાર્થોને પંચામૃત કહેવાય છે, પરંતુ આત્મ સમર્પણરૂપ મહાયજ્ઞમાં અમારી ઇન્દ્રિયો રૂપી ગાયો છે અને આ યજ્ઞમંડપમાં તેમનું દોહન થાય છે, તે દૂધથી જે પાંચ અમૃત બને છે તે અહીં લેવાનાં છે, આ " पंच+ओदन " છે. પાંચ જ્ઞાનેન્દ્રિયોથી પ્રાપ્ત થનારું આ પંચ અમૃત છે, જ્ઞાનનું નામ અમૃત છે. અહીં પાંચ જ્ઞાન પંચઓદન કહ્યાં છે કારણ કે જેવી રીતે ઓદન અથવા અન્ન સ્થૂલ શરીરનું પોષક બને છે, તેવા પ્રકારથી આ પાંચ પ્રકારનો જ્ઞાન રસ

અથવા " સુધારસ " આત્મા-બુદ્ધિ-મનનું પોષણ કરે છે, તેનો ઉદ્ધાર કરવો જોઇએ—

**एतं ओदनं दर्व्यां पंचधा उद्धर । ( મં.૭ )**

" આ અન્ન દર્વીથી પાંચ પ્રકારે ઉપર લો. " અર્થાત્ પાંચ પ્રકારથી તેનો ઉદ્ધાર કરો. આ અન્ન પંચવિધ છે અને એક બીજાથી ભિન્ન છે, પાંચ પ્રકારે તેનો ઉદ્ધાર થવાનો સંભવ છે. આથી જાણી શકાય છે કે આ પંચજ્ઞાનેન્દ્રિયોથી પ્રાપ્ત થનારું પંચવિધ જ્ઞાન જ છે. પ્રત્યેક ઇન્દ્રિયથી પ્રાપ્ત થનારૂં જ્ઞાન ઉચ્ચ અથવા નીચ હોય છે, તેથીજ અહીં એવી સૂચના આપી છે કે " उद्धर " ઉદ્ધાર કર અર્થાત્ પાંચ પ્રકારનું જ્ઞાન એવું પ્રાપ્ત કર કે જેનાથી ઉદ્ધાર થઇ શકે. બે પ્રકારનું જ્ઞાન જો તારી સમક્ષ આવે તો જેનાથી ઉદ્ધાર થાય એ જ જ્ઞાનનો સ્વીકાર કર, અને બીજાને દૂર કર. પ્રત્યેક વિષયમાં આવા બે પ્રકાર મનુષ્યની સામે આવે છે. પોતાનો ઉદ્ધાર ઇચ્છતા માનવી માટે એજ ઉચિત છે કે આ પાંચ પ્રકારનું જ્ઞાન એવી રીતે પ્રાપ્ત કરે કે જેનાથી પોતાનો નિશ્ચયપૂર્વક ઉદ્ધાર થઇ શકે. અન્નનો વાસણમાંથી ઉદ્ધાર કાંતો કડછીથી અથવા ચમચાથી થઇ શકે છે. તેથી આ મંત્રમાં પણ કડછીથી ઉદ્ધાર કરવાનો ઉપદેશ કરેલો છે. પંચ જ્ઞાનરૂપી પંચ પકવાન્નનો ઉદ્ધાર કરવાની કડછી અહીં કઇ છે તે વિચારણીય પ્રશ્ન છે. આ વિષયમાં નિમ્નલિખિત મંત્ર જોવા જેવો છે—

**तिर्यग्बिलश्चमस ऊर्ध्वबुध्नस्तस्मिन्यशो निहितं विश्वरूपम् । तदासत ऋषयः सप्त साकं ये अस्य गोपा महतो बभूवुः ॥** ( અથર્વ. ૧૦।૮।૯ )

" ત્રાંસા મોઢા વાળો એક ચમચો છે જેનો નીચેનો ભાગ ઉપર તરફ વળેલો છે અને તેમાં વિશ્વરૂપ યશ રાખેલો છે. ત્યાં જ સાત ઋષિ સાથે સાથે રહે છે, જેઓ તેના રક્ષક છે. " અહીં જે ચમચો કહ્યો છે તે મનુષ્યનું શિર છે તેનું મોઢું નીચે અને નીચેનો ભાગ ઉપર છે, તેમાં વિશ્વરૂપ યશ અને વિશ્વનું જ્ઞાન અને આત્માનું વિજ્ઞાન એકઠું કરેલું છે, સાત ઋષિઓ તેમાં રહે છે જેઓ તેના રક્ષક છે. આ મંત્રથી ચમચો અથવા કડછીની માહિતી સારી રીતે થઇ શકે છે, આ સર્વ મસ્તકનું રૂપક છે, તેમાંથી જ્ઞાનરૂપ પ્રકારનું અન્ન લેવામાં આવે છે, અને સારૂં તથા ખરાબનો વિચાર પણ અહીંજ કરવામાં આવે છે.

આ સૂક્તના " दर्वी " શબ્દનો સંબંધ આ મંત્રના " ચમચા " શબ્દ સાથે જોડી જોઇએ. પાઠક જાણી શકશે કે આ દર્વી ( કડછી ) અને આ ચમચો એકજ છે. પાઠકોને સૂચનાર્થ જણાવવામાં આવે છે કે યજ્ઞમાં જે જે સામગ્રી અથવા ચમચા વગેરે સાધનો આવશ્યક હોય છે તે સર્વ અન્તમાં પોતાના શરીરપર જ ઘટાવવામાં આવે છે, વેદની આ પરિભાષા છે, અહીં ચમચો શબ્દ શરીરપર ઘટાવેલો છે, સમિધા શબ્દ બીજે સ્થળે ઘટાવેલો છે, આ પ્રકારે સર્વ પદાર્થો ભિન્ન ભિન્નસ્થાનમાં મંત્રોમાં ઘટાવેલા છે. આ પ્રકારે વેદ બતાવશે કે અન્તિમ યજ્ઞ આત્મસર્વસ્વના સમર્પણથી જ થવાનો છે. આ પ્રકારે અહીં પંચવિધ જ્ઞાન પોતાના ઉદ્ધાર ને માટે પ્રાપ્ત કરવાનો ઉપદેશ સાતમા મંત્રના પૂર્વાર્ધ-માં કરેલો છે, તેના પછી બે મંત્રોથી એટલે કે સાતમાનો ઉત્તરાર્ધ અને આઠમો મંત્ર પૂર્ણપણે પોતાના શરીરને વિશ્વરૂપ બનાવવાનો ઉપદેશ આપે છે.

## વિશ્વરૂપ બનો

આપણું શરીર માત્ર આપણા માટે જ નથી, પરંતુ તે સર્વ વિશ્વની ભલાઇને માટે છે, તેને વિશ્વને માટે સમર્પણ કરવું જોઇએ. હું સમસ્ત જગતનો એક અવયવ છું, અવયવ-ની પૂર્ણતા અવયવીને માટે સમર્પિત થઇ જવામાં જ સમા એલી છે. જેવી રીતે શરીરના અવયવની પૂર્ણતા શરીરના કલ્યાણ કાર્યમાં સમર્પિત થઇ જવાથી થઇ શકે છે તેવી જ રીતે એક મનુષ્યની પૂર્ણતા તેનું સમષ્ટિને માટે સમર્પિત થઇ જવામાં જ સમાએલી છે. આ જ આત્મસમર્પણની કલ્પના અહીંઆ આ મંત્રોમાં બતાવાઇ છે જેનું સ્વરૂપ આ છે.—

૧ પૂર્વ દિશા માટે મારૂં મસ્તક અર્પણ કરેલું છે.
૨ દક્ષિણ દિશાને માટે મારૂં જમણું પડખું અર્પણ કરેલું છે.
૩ પશ્ચિમ દિશાને માટે મારો પાછલો ભાગ અર્પણ કરેલો છે.
૪ ઉત્તર દિશા માટે મારૂં ડાબું પડખું અર્પણ કરેલું છે.
૫ ઉર્ધ્વ દિશાને માટે મારી પીઠનો કરોડ અર્પણ કરેલો છે.
૬ ધ્રુવ દિશા માટે મારૂં પેટ સમર્પણ કરેલું છે. અને
૭ મધ્ય દિશા રૂપ અન્તરિક્ષને માટે મારો મધ્ય ભાગ સમ-ર્પણ કરેલો છે. ( મં. ૭, ૮ )

આ પ્રમાણે મારૂં સંપૂર્ણ શરીર સર્વ દિશાઓને માટે સમર્પિત થવાથી " હું સમસ્ત વિશ્વ માટે જીવું છું " મારો

અમુક ભાગ વિશ્વના એક ભાગ માટે સમર્પિત થએલો છે આ પ્રમાણે સર્વ વિશ્વને માટે મારૂં આત્મસમર્પણ થઇ ગયુ છે, હવે મારૂં જીવન જગતને માટે થએલુ છે. સમષ્ટિની ભલાઇને માટે મેં આત્મયજ્ઞ કર્યો છે, આ ઉપદેશનું આ તાત્પર્ય છે. ત્યાર પછી—

**सर्वैः अगैः विश्वरूप संभृत शृत अज शृतया त्वचा प्रोर्णुहि । ( મ ૯ )**

" પોતાના સર્વ અંગોથી વિશ્વરૂપ બનીને પછી પરિપકવ બનેના અજન્મા જીવાત્માને પરમાત્માની પરિપકવ ત્વચા સદૃપ ઢાંકણાંથી ઢાંકી દેવો જોઇએ " પોતે પોતાને ચારે તરફથી પરમાત્મા દ્વારા આચ્છાદિત બનેલાનો અનુભવ થવો જોઇએ, પોતાના ચારે તરફ પરમાત્મા વ્યાપ્ત છે એવો અનુભવ થવો જોઇએ આ વાત સ્વભાવથી જ એની મેળે જ બની જશે ત્યાર પછી

**चतुर्भिः पद्भिः दिक्षु प्रति तिष्ठ ।**
**इतः उत्तमं नाक अभि उत्तिष्ठ । ( મ ૯ )**

" પોતાના ચારે પગથી સર્વ દિશાઓમા પ્રતિષ્ઠિત થા અને પછી અહીંથી સીધો ઉત્તમ સ્વર્ગને માટે ચાલ. " હવે તને વચમાં કોઇ રોકનાર છે નહિ અહીં વર્ણવેલા ચાર પગ જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય અવસ્થા છે ચતુષ્પાદ અજ આત્માનુ વર્ણન માંડુક્યોપનિષદ્‌મા છે.

**सोऽयमात्मा चतुष्पाद् ॥ २ ॥ जागरितस्थानो बहिः प्रज्ञ . प्रथम. पाद ॥ ३ ॥ स्वप्नस्थानोऽन्तः प्रज्ञ . द्वितीय. पाद. ॥ ४ ॥ सुषुप्तस्थान एकी भूत प्रज्ञानघन एवानन्दमयो ह्यानन्द-भुक्चेतोमुख. प्राज्ञस्तृतीय. पाद. ॥ ५ ॥ अदृष्ट मव्यवहार्य . . एकात्मप्रत्यय सार चतुर्थं मन्यन्ते ॥ ७ ॥** ( માંડૂક્ય ઉપનિષદ્ )

" આ અજ આત્મા ચતુષ્પાદ છે તેનો પહેલો પગ જાગૃતિ છે જેમાં બાહ્ય જગતનુ જ્ઞાન થાય છે, તેનો બીજો પગ સ્વપ્ન છે જે અવસ્થામાં તેની પ્રજ્ઞા અંદર જ સમાએલી છે, તેનો ત્રીજો પગ સુષુપ્તિ અર્થાત્ ગાઢ નિદ્રા છે, જે સમયે એકાત્મ બનીને આનંદ અવસ્થામાં લીન થાય છે, અને તેનો ચોથો પગ અદૃષ્ટ તથા અવ્યવહાર્ય છે.

આ વર્ણન આ આત્માનુ ચતુષ્પાદ સ્વરૂપ બતાવી રહ્યુ છે. કેટલાક લોકો પગનું વર્ણન હોવાથી " ચતુષ્પાદ અજ " નો અર્થ " ચાર પગવાળો બકરો " કરે છે અને પછી અર્થનો અનર્થ કરે છે, તેમને માટે યોગ્ય છે કે તેઓ આ ઉપનિષદ્‌ના વચનનુ પણ મનન કરે સીધુ ઉત્તમ સ્વર્ગધામમા જવુ આ ચાર પગથી જ સંભવનીય છે. આ વાત સ્પષ્ટ થવાથી એ બાબતમાં વધારે લખવાની અહીં આવશ્યકતા નથી. જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યામાં જે અનુભવ મળે છે અને જાગૃતિમા જે કર્મો કરવામાં આવે છે તેનાથી જ મનુષ્યની ઉન્નતિ થવી જોઇએ તે સિવાય કોઇ અન્ય માર્ગ નથી.

## એક શંકા

આ સૂક્તમાં ભૂલોકથી ઉપર અંતરિક્ષ, અંતરિક્ષથી ઉપર સ્વર્ગ, સ્વર્ગથી ઉપર આત્મપ્રકાશનો લોક છે એમ કહેવાયુ છે ( મ ૩ ) મંત્રમાં " आरुह् " પદ પણ દર્શાવે છે કે અહીં ઉપર ચઢવાનો ભાવ છે. આથી સાધારણ લોકો આ લોક એકના ઉપર બીજો છે એમ માને છે આ લોક શરીરમાં જ ગુદાથી નાભિ સુધી ભૂલોક, નાભિથી ગળા સુધી અંતરિક્ષલોક, શિર સ્વર્ગલોક છે અને આત્માપ્રકાશનો લોક હૃદય સ્થાનમા જ્યાં ધકધક થાય છે ત્યાં છે. અહીં એમ સમજી શકાય છે કે જોકે શરીરમા પડેલા ત્રણ લોક એકની ઉપર બીજો એમ છે તો પણ ચતુર્થલોક નીચેના પ્રદેશમા અથવા મધ્યમાં છે, અર્થાત્ અહીંઆ ઉપરનો ભાવ એટલે જગ્યાથી ઉપરનો ભાવ એવો નથી પરંતુ અવસ્થા, યોગ્યતા, શ્રેષ્ઠ અનુભવ ઇત્યાદિની ઉચ્ચતા વિષે જ અહીં કહેવાનુ છે. વાસ્તવિક સ્થિતિ તો એ છે કે भूः भुवः स्वः महः આદિ લોક અથવા પૃથ્વી, અંતરિક્ષ, સ્વર્ગ, આત્મજ્યોતિ ઇત્યાદિ લોક સર્વ સ્થાનમા છે જેવી રીતે એક જ ઠેકાણે પત્થર, રેતી, જળ, વાયુ, ઉષ્ણતા વિદ્યુત ઇત્યાદિ રહે છે, તે જ પ્રકારે ઉક્ત સર્વ લોક એક જ સ્થાનમાં છે જે લોકો પોતાની સૂક્ષ્મ ઇન્દ્રિયોને સૂક્ષ્મલોકમાં કાર્ય કરવા યોગ્ય બનાવે છે તેઓ જ ઉચ્ચલોકમાં વસવાનો હક્ક ધરાવે છે, અર્થાત્ અહીં રહેનારો મનુષ્ય પણ આત્મપ્રકાશના લોકનો અનુભવ લઇ શકે છે.

પાઠક આ સૂક્તનું આ રીતે મનન કરે અને ઉચિત બોધ પ્રાપ્ત કરીને પોતાની આધ્યાત્મિક ઉન્નતિના માર્ગમાં આગળ વધે

## આત્મોન્નતિનું સાધન

( ऋषिः- अथर्वा ' ब्रह्मवर्चसकामः ' । देवता- आत्मा )

કાંડ ७, સૂક્ત ૧

धीती वा ये अनयन्वाचो अग्रं मनसा वा येऽवदन्नृतानि ।
तृतीयेन ब्रह्मणा वावृधानास्तुरीयेणामन्वत नाम धेनोः ॥ १ ॥
स वेद पुत्रः पितरं स मातरं स सूनुर्भुवत्स भुवत्पुनर्मघः
स द्यामौर्णोदन्तरिक्षं स्व१: सः इदं विश्वमभवत्स आभवत् ॥ २ ॥

**અર્થ**— ( ये वा मनसा धीती ) જે પોતાના મનથી ધ્યાનને ( वाचः अग्रं अनयन् ) વાણીના મૂળ સ્થાન સુધી પહોંચાડે છે, તથા ( ये वा ऋतानि अवदन् ) જે સત્ય બોલે છે, તેઓ ( तृतीयेन ब्रह्मणा वावृधानाः ) તૃતીય જ્ઞાનથી વધતાં વધતાં ( तुरियेन ) ચોથા ભાગથી ( धेनोः नाम अमन्वत ) કામધેનુના નામનું ચિન્તન કરે છે. ( ૧ )

( सः सूनुः भुवत् ) તે ઉત્પન્ન થયો છે. ( सः पुत्रः पितरं सः च मातरं वेद ) તે જ પોતાના માતા પિતાને જાણે છે. ( सः पुनर्मघः भुवत् ) તે વારંવાર દાન દેનારો થાય છે. ( सः द्यां अन्तरिक्षं स्वः और्णोत् ) તે દ્યુલોક, અન્તરિક્ષ અને આત્મપ્રકાશને પોતાને આધીન કરે છે. ( सः इदं विश्वं अभवत् ) તે આ સર્વ વિશ્વ બનાવે છે, અને ( सः आभवत् ) તે સર્વત્ર હોય છે. ( ૨ )

ભાવાર્થ— મનથી ધ્યાન ધરીને ( ૧ ) વાણીની ઉત્પત્તિ જ્યાંથી થાય છે તે વાણીના મૂળને જોવું, ( ૨ ) હંમેશા સત્ય વચન બોલવું, ( ૩ ) જ્ઞાનથી સંપન્ન થવું અને ( ૪ ) કામધેનુ સ્વરૂપ પરમેશ્વરના નામનું મનન કરવું, આ ચાર આત્મોન્નતિના સાધનો છે. ( ૧ )

જે આ ચતુર્વિધ સાધન કરે છે તેનો જન્મ સફળ થાય છે, તે પોતાના માતા પિતા સ્વરૂપ પરમાત્માને જાણે છે, તે આત્મસર્વસ્વનું દાન કરે છે, જેથી તે ત્રિભુવનને પોતાની શક્તિથી ઘેરે છે, માનો કે તે સર્વ વિશ્વરૂપ બને છે. અને તે સર્વત્ર વ્યાપેલો છે. ( ૨ )

# આત્મોન્નતિનું સાધન

### સાધન માર્ગ

આત્મોન્નતિનો સાધન માર્ગ આ સૂક્તમાં કહ્યો છે. આ માર્ગ ચતુર્વિધ અથવા એમ સમજો કે આ માર્ગને બનાવનારાં ચાર સૂત્રો તેમાં છે. આત્મોન્નતિના ચાર સૂત્ર આ છે—

( ૧ ) **ऋतानि अवदन्**— સત્ય બોલવું, અર્થાત્ છળ કપટનું ભાષણ ન કરવું અને અન્ય ઇંદ્રિયોને પણ અસત્ય માર્ગમાં પ્રવૃત્ત થવા ન દેવી, સદા સત્યનિષ્ઠ, સત્યવ્રતી અને સત્યભાષી હોવું. ( મં. ૧ )

( ૨ ) **ब्रह्मणा वावृधानः**— બ્રહ્મ નામ જે બંધનથી મુક્તિ અપાવે તે જ્ઞાનનું છે. ( मोक्षे धीर्ज्ञानं ) જ્ઞાનનો અર્થ જ બંધનથી છૂટવાના ઉપાયનું જ્ઞાન છે. આ જ્ઞાનમાં જે વધે છે એટલે કે આ જ્ઞાનથી જે પરિપૂર્ણ બને છે, જે

આત્મજ્ઞાનના સાધનનો ઉપાય કરવા ઇચ્છે છે તેને એ જ્ઞાન અવશ્ય હોવું જોઇએ. ( મં.૧ )

( ૩ ) **धेनोः नाम अमन्वत**– કામધેનુના નામનું મનન કરે છે. ભક્તની મનોકામના પૂર્ણ કરનારી કામધેનુ પરમેશ્વર શક્તિ જ છે, તેના ગુણ બોધક નામ અનંત છે. તે નામોનું મનન કરવાથી અને તે ગુણોને પોતાની અંદર સ્થિર કરવાથી મનુષ્યની ઉન્નતિ થાય છે. ( મં.૧ )

( ૪ ) **मनसा धीती वाचः अग्रं अनयन्**– મનની એકાગ્રતાથી ધ્યાન દ્વારા વાણીના મૂળ સ્થાન સુધી પહોંચવું. આ આત્માના સ્થાનને પ્રાપ્ત કરવાનું સાધન છે. વાણી કેવી રીતે ઉત્પન્ન થાય છે, તે જુઓ—

**आत्मा बुद्ध्या समेत्यार्थान्मनो युङ्क्ते विवक्षया ।**
**मनः कायाग्निमाहन्ति स प्रेरयति मारुतम् ॥ ६ ॥**
**मारुतस्तूरसि चरन्मन्द्रं जनयति स्वरम् ॥ ७ ॥**
**सोदीर्णो मूर्ध्न्यभिहतो वक्त्रमापद्य मारुतः ।**
**वर्णाञ्जनयते तेषां विभागः पञ्चधा स्मृतः ॥ ८ ॥**

( પાણિનીય શિક્ષા )

( ૧ ) આત્મા બુદ્ધિથી યુક્ત બનીને વિશેષ પ્રયોજનનું અનુસંધાન કરે છે, ( ૨ ) ત્યાર પછી તે પ્રયોજનને પ્રગટ કરવાને માટે મનને નિયુક્ત કરે છે, ( ૩ ) મન શરીરના અગ્નિને પ્રેરે છે, ( ૪ ) તે અગ્નિ વાયુને ગતિ આપે છે, ( ૫ ) તે વાયુ છાતીની ઉપર આવીને મંદ સ્વર કરે છે, ( ૬ ) તે મૂર્ધસ્થાનમાં આવીને મુખના વિવિધ સ્થાનોમાં આઘાત કરે છે, ( ૭ ) વિવિધ સ્થાનોમાં આઘાત થવાથી વિવિધ વર્ણો ઉત્પન્ન થાય છે. આ વાણી છે.

વાણીની આ પ્રકારે ઉત્પત્તિ થાય છે. જ્યારે મનુષ્ય ધ્યાન ધરીને વાણીની ઉત્પત્તિ જુએ છે અને ( **वाचः अग्रं** ) વાણીના મૂળ સ્થાનને પ્રાપ્ત કરે છે ત્યારે તે આત્માને તે સ્થાનમાં જુએ છે. આ પ્રમાણે વાણીના મૂળને શોધવાનો પ્રયત્ન કરતાં આત્માને જાણવામાં આવે છે. વાણીના મૂળભાગને જોવાની ક્રિયા અન્તર્મુખ બનીને અન્તરમાં નિહાળવાથી થઇ શકે છે. જેવી રીતે પહેલાં કોઇ શબ્દ લઇએ. તે શબ્દ કેટલાક અક્ષરોનો અર્થાત્ વર્ણોનો બનેલો હોય છે. આ વર્ણ એક જ વાયુનો મુખના જુદા જુદા સ્થાનોમાં આઘાત થવાથી ઉત્પન્ન થાય છે. વર્ણોત્પત્તિના પહેલાં જે વાયુ છાતીમાં પ્રસરે છે તેમાં આ વિવિધ વર્ણ હોતા નથી, તે પહેલાં વાયુને જ્યારે અગ્નિ પ્રેરણા આપે છે તેમાં તો શબ્દનું નામ નિશાન પણ હોતું નથી, તેનીયે પહેલાં મનની પ્રેરણા છે અને તેની પહેલાં આત્માની બોલવાની પ્રવૃત્તિ થાય છે. આ પ્રમાણે અંદર-અંદરની બાજુ ઉંડું ઉંડું જોવાનો પ્રયત્ન માનસિક ધ્યાનપૂર્વક કરવાથી વાણીના મૂળસ્થાનનો પત્તો લાગે છે. અને ત્યાં જ આત્માનાં દર્શન થાય છે. આ જ વિષયનું વેદમાં આ પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છે.

**चत्वारि वाक्परिमिता पदानि तानि विदुर्ब्राह्मणा ये मनीषिणः । गुहा त्रीणि निहिता नेङ्गयन्ति तुरीयं वाचो मनुष्या वदन्ति ॥ ४५ ॥**
**इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यः स सुपर्णो गरुत्मान् । एकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः ॥ ४६ ॥**

( ઋ. ૧।૧૬૪; અથર્વ૦ ૯।૧૦।૨૭-૨૮ )

" વાણીના ચાર પગ છે. મનનશીલ બ્રહ્મજ્ઞાની તેને જાણે છે તેમાંના ત્રણ પગ હૃદયમાં ગુપ્ત છે, અને પ્રગટ થનારો જે વાણીનો ચોથો પગ છે તે મનુષ્યોની ભાષા છે જેનાથી મનુષ્ય બોલે છે. આ વાણી જ્યાંથી–જે મૂળ કારણથી–પ્રગટ થાય છે, તે એક જ સત્ય વસ્તુ છે, પરંતુ જ્ઞાની લોકો તે એક વસ્તુને અનેક નામ આપે છે. તેને ઇંદ્ર, મિત્ર, વરુણ, અગ્નિ, યમ, માતરિશ્વા વગેરે કહે છે. "

જેનાથી વાણી પ્રગટ થાય છે તે જ આત્મા છે, અને તેથી-જ વાણીના મૂળની શોધ કરતાં કરતાં આત્માની પ્રાપ્તિ થાય છે. એ પ્રમાણે આ સૂક્તમાં કહેવામાં આવ્યુ છે.

સારાંશ કે આત્માની શોધ કરવાનો માર્ગ આ પ્રકારે આ સૂક્તમાં કહેલો છે. તેને પણ સંક્ષિપ્ત બનાવવું હોય તો " ( ૧ ) સત્યનિષ્ઠા, ( ૨ ) સત્યજ્ઞાન, ( ૩ ) પ્રભુ ગુણ મનન અને ( ૪ ) વાઙ્મૂલાન્વેષણ " આ ચાર શબ્દોથી સૂચિત થનારો આ આત્મોન્નતિનો માર્ગ છે. મનુષ્ય આ માર્ગથી જઇને પોતાના આત્માનો પત્તો મેળવી શકે છે, અને સત્યના આશ્રયથી અને જ્ઞાનના પ્રકાશથી યથેચ્છ ઉન્નતિ પ્રાપ્ત કરી શકે છે. અહીં જ્ઞાનનો અર્થ " બંધનથી મુક્ત થવાનું નિશ્ચિત જ્ઞાન " એ અર્થ અહીં સમજાય છે. અન્ય પંચ લૌકિકજ્ઞાનને માટે સંસ્કૃતમાં વિજ્ઞાન શબ્દ છે. જે આ પ્રકારે શ્રેષ્ઠજ્ઞાનથી યુક્ત બને છે, તે મનુષ્ય—

( ૫ ) सः सूनुः भुवत्-તે જ સાચો ઉત્પન્ન થએલો કહેવાય છે, અર્થાત્ તેણે જ જન્મ લીધો અને પોતાના જન્મનું સાર્થક કર્યું એમ કહી શકાય, બીજા લોકો જન્મ તો લે છે પરંતુ તેમનો જન્મ વ્યર્થ છે, કારણ કે જન્મનું પ્રયોજન તેઓ સફળ કરી શકતા નથી, તેથી તેમનો જન્મ લેવાનો પરિશ્રમ વ્યર્થ થાય છે. તેમનો જન્મ સફળ થવાનો હેતુ આ છે—

( ૬ ) सः पुत्रः पितरं मातरं च वेद-તે પુત્ર પોતાના માતા પિતાને જાણે છે. પોતાનાં માતા પિતાને યથાવત્ જાણવાથી પુત્રનો જન્મ સફળ થાય છે. માતા પિતાને તે ત્યારે જાણી શકશે જ્યારે તે પોતાના માતા પિતાના ગુણોનું બરાબર મનન કરશે. આ ગુણોનું મનન કરવાના ઉપદેશ ( नाम अमन्वत । મં. ૧ ) પહેલા મંત્રના અન્તિમ ચરણમાં કહેલો છે. પિતાનુ અથવા માતાનું નામ લેવું અથવા તેમના ગુણોનું મનન એટલા માટે કરવાનું હોય છે કે પુત્ર પોતાને સુયોગ્ય બનાવીને પિતા સમાન બને, માતા પિતાને જાણવામાં આ જ સાધ્ય કરવાનું છે. મારા માતા પિતા આવાં શુદ્ધ આચારવાળાં હતાં, હું પણ તેવો જ શુદ્ધાચારી બનીશ, માતા પિતાને જાણવાથી પુત્રમાં આ પ્રકારે પોતાની ઉન્નતિની પ્રેરણા થાય છે. અહીં " પુત્ર " શબ્દનો વિશેષ મહત્વપૂર્ણ અર્થ થાય છે. " પુ+ત્ર " અર્થાત્ જે પોતે પોતાને ( पुनाति ) પવિત્ર કરે છે અને ( त्रायते ) પોતાની રક્ષા કરે છે, તે જ સાચો પુત્ર છે. પોતે પોતાને નિર્દોષ, પવિત્ર અને શુદ્ધ બનાવવું તથા પોતે જ પોતાનું દોષો અને પાપોથી રક્ષણ કરવું એ કાર્ય જે કરે છે તે જ સાચો પુત્ર છે, જે એમ નથી કરતો તે કેવળ જન્તુ માત્ર છે. આ પ્રકારનો જે સુપુત્ર હોય છે તે જે વખતે પોતાના પરમ પિતાના ગુણકર્મોનું મનન કરે છે તે સમયે તેના મનમાં આ વાત આવે છે કે હું પણ મારા પરમ પિતા જેવો અને મારી માતા જેવો બનીશ, યત્ન કરીને હું તેવો થઇશ, આ વિચારથી તે પ્રેરિત થાય છે. તેથી—

( ૭ ) सः पुनर्मघः भुवत्-તે વારંવાર દાન આપનારો થાય છે, તે પોતાની સર્વ તન, મન, ધન ઇત્યાદિ શક્તિઓને જનતાના હિતાર્થે વારંવાર સમર્પિત કરે છે, દાન કરવામાં તે પાછું પગલું હઠતો નથી, આનું નામ જ યજ્ઞ છે. પોતાની શક્તિઓનો યજ્ઞ કરવાની જ મનુષ્ય ઉન્નત થતો જાય છે. તે જુએ છે કે પરમપિતા પોતાની સર્વ શક્તિઓ સર્વ પ્રાણી માત્રની ભલાઇને માટે સમર્પિત કરી રહેલ છે, આ વાત જોઇને તે તેનું અનુકરણ કરે છે, અને આ પ્રકારે પરમપિતાના અનુકરણથી તે દરેક વખતે વધારે ને વધારે શક્તિ પ્રાપ્ત કરે છે, અને તેને જેટલી અધિક શક્તિ મળતી જાય છે તેટલા જ પ્રમાણમાં તેનું કાર્યક્ષેત્ર વધારે વ્યાપતું જાય છે. ઉદાહરણાર્થ જોઇએ કે અનાડી, અણઘડ મનુષ્ય પોતાના પેટના કાર્યક્ષેત્રમાં કામ કરે છે, ગૃહસ્થી મનુષ્ય પોતાના કુટુંબના પોષણના કાર્યક્ષેત્રમાં લાગી રહેલો હોય છે, નગર સુધારક પોતાના નગરની સુધારણાના કાર્યમાં તન્મય બની રહે છે, રાષ્ટ્રનો નેતા રાષ્ટ્રીય કાર્યક્ષેત્રમાં પોતાની હાલચાલ કરે છે, તે પછી " वसुधैव कुटुम्बकम् " વૃત્તિનો સંન્યાસી સંપૂર્ણ જનતાને પોતાના પરિવારમાં ભેળવી લઇને તેની ભલાઇને માટે આત્મસમર્પણ કરે છે. આ પ્રકારે જેને જેટલી અધિક શકિત પ્રાપ્ત થતી જાય છે તેટલા તે અધિકાધિક વિસ્તૃત કાર્યક્ષેત્રમાં કામ કરે છે. આ પ્રમાણે શક્તિની વૃદ્ધિ થતાં થતાં અન્તમાં—

( ૮ ) स द्यां अन्तरिक्षं स्वः और्णोत्- તે દ્યુલોક, અન્તરિક્ષ અને સર્વ પ્રકાશમય લોકોમાં વ્યાપી રહ્યો છે. મનુષ્યની શકિત ઘણી જ વધી જાય છે, તે જે વખેતે વિશેષ ઉન્નત બને છે તે સમયે તે અવકાશમાં સમ્પૂર્ણપણે વ્યાપી રહે છે. સાધારણ આત્માનો " મહાત્મા " બનવાથી આ વાત સિદ્ધ થઇ શકે છે. તેથી—

( ૯ ) सः इदं विश्वं अभवत्-તે આ સર્વ વિશ્વરૂપ બની રહે છે. જ્યારે તેની શક્તિ પરમસીમા સુધી વધી જાય છે ત્યારે તેને અનુભવ થાય છે કે તે વિશ્વરૂપ બન્યો છે. કેટલાએ મનુષ્યો માત્ર " શરીરરૂપ " હોય છે, તેમના શરીરને કષ્ટ થવાથી તેઓ દુઃખી થાય છે. કેટલાક લોકો " કુટુંબરૂપ " હોય છે, તેમના કુટુંબના કોઇ પણ માણસને દુઃખ થાય છે તો તેઓ દુઃખી થાય છે. કેટલાક લોકો " રાષ્ટ્રરૂપ " બને છે, તેમના રાષ્ટ્રનો કોઇ માણસ દુઃખી થાય તો તેમને દુઃખ થાય છે. આ પ્રકારે જે " વિશ્વરૂપ " બનેલા છે તેઓ સંપૂર્ણ વિશ્વમાં કોઇને પણ દુઃખી જુએ તો તેમને દુઃખ થાય છે. આ જ પ્રમાણે તેમને અધિકાર પ્રમાણે સુખ પણ મળે છે. આ પ્રકારે મનુષ્યની શક્તિનો વિસ્તાર થતો જાય છે અને મનુષ્ય જ્યારે વિશ્વરૂપ બની

જાય છે ત્યારે તેની ઉન્નતિની પરમસીમા આવી પહોંચે છે. તેવે વખતે—

( ૧૦ ) સઃ આમવત્-તે સર્વત્ર ફેલાય છે. આપ અર્થાત્ વિશ્વરૂપ બનેલો આત્મા સમસ્ત વિશ્વભરમાં તે ફેલાય રહે છે, પ્રારંભમાં મનુષ્યનો આત્મા પોતાના શરીર જેટલો જ ફેલાય છે પરંતુ તેની શકિત વધવાથી અને તેનું કાર્યક્ષેત્ર વધુ વિસ્તાર પામવાથી અન્તમાં તે વિશ્વરૂપ બની જાય છે. આ આત્માનો પ્રસાર શકિતના વિસ્તારથી થાય છે. તેનું ઉદાહરણ આમ આપી શકાય, એક દીવો છે જેનો પ્રકાશ નાના ઓરડામાં જ ફેલાય છે હવે જો કોઇ યંત્ર પ્રયોગથી તેની પ્રકાશશકિતનો વિસ્તાર કરવામાં આવે તો તે દીવો દસ વીસ માઇલ સુધી પણ પ્રકાશ આપવામાં સમર્થ બનશે. અગ્નિની એક બીલકુલ નાની ચિનગારી મહાન્ દાવાનલનું રૂપ ધારણ કરી શકે છે. આ પ્રકારે જીવાત્માની શકિતનો પરમ વિકસ થવાની કલ્પના પાઠક કરી શકે છે.

કેટલાએ માણસો એવા હોય છે કે જેમની આજ્ઞા તેમના પરિવારના માણસો પણ માનતાં નથી, એટલી તેમની શકિત અલ્પ હોય છે, પરંતુ કેટલાક મહાત્મા એવા હોય છે કે જેમના એક શબ્દ માત્રથી લાખો અને કરોડો મનુષ્યો પોતાનું બલિદાન પણ આપવાને તત્પર બની જાય છે, આ આત્મશકિતના વિકાસનો દાખલો છે. આ જ પ્રમાણે પરમસીમા સુધી આત્માની શકિતનો વિકાસ થવો સંભવ છે આ શકિત વિકાસનાં ચાર સાધન પ્રથમ મંત્રમાં કહેલાં છે, એ સાધનો દ્વારા જેઓ અનુષ્ઠાન કરશે તેઓ પોતાની શકિત વિકસિત થવાનો અનુભવ લેવામાં અવશ્ય સફળ બનશે. આત્મોન્નતિનો વિચાર આમાં હોવાને કારણે આ સૂકત પ્રત્યક્ષ ફલદાયી છે. આશા છે કે પાઠક આ સૂકતનું અધિક મનન કરીને વધારેમાં વધારે લાભ પ્રાપ્ત કરશે.

---

# જીવાત્માનું વર્ણન

( ऋषिः– अथर्वा ' ब्रह्मवर्चसकामः ' । देवता– आत्मा )

## કાંડ ૭, સૂકત ૨

अथर्वाणं पितरं देवबन्धुं मातुर्गर्भं पितुरसुं युवानम् ।
य इमं यज्ञं मनसा चिकेत प्र णो वोचस्तमिहेह ब्रवः ॥ १ ॥

---

અર્થ— ( यः मनसा ) જે મનથી ( इमं यज्ञं अथर्वाणं पितरं ) આ પૂજનીય, પોતાની પાસે રહેનાર પિતા અને ( देवबन्धुं ) દેવોની સાથે સંબંધ રાખનારો ( मातुः गर्भं ) માતાના ગર્ભમાં આવનારો, ( पितुः असुं ) પિતાના પ્રાણસ્વરૂપ ( युवानं ) સદા તરૂણ આત્માને ( चिकेत ) જાણે છે, તે ( इह तं नः प्रवोचः ) અહીં અમને તેના વિષયમાં જ્ઞાન કહે અને ( इह ब्रवः ) અહીં તેને બતાવે ( ૧ )

---

ભાવાર્થ— જે જ્ઞાની પોતાની મનનશક્તિ દ્વારા આ પૂજનીય, પોતાની પાસે રહેનારા, પિતા સમાન રક્ષક, દેવોની સાથે સંબંધ કરવાવાળા, માતાના ગર્ભમાં આવનારા, પિતાના પ્રાણને ધારણ કરનારા, સદા તરૂણ અર્થાત્ કદી પણ વૃદ્ધ ન બનનારા અને કદી બાલ્ય અવસ્થામાં પણ ન રહેનારા આત્માને જાણે છે તે તેની બાબતનું જ્ઞાન અમને સર્વને કહે અને તેનું વધુ સ્પષ્ટીકરણ પણ કરે. ( ૧ )

# જીવાત્માનું વર્ણન

### જીવાત્માના ગુણ

આ સૂક્તમાં મુખ્યતઃ જીવાત્માના ગુણનું વર્ણન કરેલું છે. તેનું મનન કરવાથી જીવાત્માનું જ્ઞાન થઇ શકે છે—

(૧) **માતુઃ ગર્ભે**–માતાના ગર્ભમાં આવનારો જીવાત્મા છે. જન્મ લેવાને માટે તે માતાના ગર્ભમાં આવે છે. યજુર્વેદમાં તેના વિષયમાં એમ કહ્યું છે—

**पूर्वो ह जातः स उ गर्भे अन्तः ।**
**स एव जातः स जनिष्यमाणः ।** (વા. યજુ ૩૨।૪)

"તે પહેલાં ઉત્પન્ન થયો હતો, તે આ સમયે ગર્ભમાં આવેલો છે, તે સર્વ પહેલાં જન્મ્યો હતો અને ભવિષ્યમાં પણ જન્મ લેશે." આ પ્રકારે વારંવાર જન્મ લેનારો આ જીવાત્મા છે.

(૨) **પિતુઃ અસું**– પિતાથી તે પ્રાણશક્તિને ધારણ કરે છે. પિતા પાસેથી પ્રાણશક્તિ અને માતા પાસેથી રયિશક્તિ પ્રાપ્ત કરીને તે શરીર ધારણ કરે છે.

(૩) **યુવાનં**–તે હમેશાં યુવાન જ છે, તે કદી વૃદ્ધ પણ થતો નથી તેમજ બાળક પણ રહેતો નથી. તેનું શરીર ઉત્પન્ન થાય છે અને ૭ વિકારો ને પ્રાપ્ત કરે છે. (**जायते**) ઉત્પન્ન થાય છે, (**अस्ति**) રહે છે, (**वर्धते**) વધે છે, (**विपरिणमते**) પરિણિત થાય છે, પરિવર્તન પામે છે, (**अपक्षीयते**) ક્ષીણ થાય છે અને (**विनश्यति**) નાશ પામે છે. આ ૭ વિકાર શરીરને પ્રાપ્ત થાય છે. ૭ વિકારો પ્રાપ્ત થવા છતાં શરીરમાં રહેતો આ આત્મા હંમેશા તરુણ રહે છે, તે શરીરની સાથે બાળક બનતો નથી અથવા શરીર વદ્ધ થવાથી તે વૃદ્ધ થતો નથી, તે અજર અને અબાળક છે અર્થાત્ તેને યુવાવસ્થામાં રહેનારો કહે છે.

(૪) **દેવ બન્ધુ**– તે દેવોનો ભાઇ છે. દેવોને પોતાની સાથે બાંધી લેનારો જીવાત્મા છે. પાઠક અહીં પણ પોતાના શરીરમાં જુએ કે આ જીવાત્માએ પોતાની સાથે સૂર્યનો અંશ નેત્રરૂપથી આંખને ઠેકાણે રાખેલ છે. વાયુનો અંશ પ્રાણરૂપથી નાકાના સ્થાનમાં રાખેલ છે આ પ્રમાણે અન્ય દેવતાઓના અંશ પણ અન્ય ઇન્દ્રિયો દ્વારા પોતામાં લાવી રાખ્યા છે. આ સર્વ દેવતાના અંશોને તે પોતાની સાથે લાવે છે અને પોતાની સાથે લઇ જાય છે. જે પ્રમાણે સર્વ ભાઇ ભાઇ એકઠા મળીને સાથે રહે છે, તે જ પ્રમાણે આ જીવાત્મા અહીંઆ સર્વ દેવતાઓનો ભાઇ છે અને આ દેવતાઓના અંશ તેના નાના ભાઇ છે. આ પ્રકારે તે દેવોનો ભાઇ છે.

(૫) **अथर्वाणं (अथ+अर्वाक्-अथर्वा)**– પોતાની પાસે પોતાની અંદર જ રહેનારો આ છે. તેને શોધવાને માટે બહાર ભ્રમણ કરવાની કોઇ જરૂર નથી, કારણ કે તે સર્વથી સમીપ છે, તેનાથી નજીક બીજો કોઇ પદાર્થ નથી.

(૬) **पितरं**–તે પિતાની સમાન છે, તે રક્ષક છે. જ્યાં સુધી તે શરીરમાં રહે છે ત્યાં સુધી શરીરની રક્ષા કરે છે, માનો કે તેની શક્તિથી શરીર રક્ષાય છે. જ્યારે તે આ શરીરને છોડી દે છે ત્યારે આ શરીરની કોઇ રક્ષા કરી શકતું નથી. આ શરીરને જ્યારે તે છોડી દે છે ત્યાર પછી તે સડવા માંડે છે.

(૭) **यज्ञं**– તે અહીં યજનીય અર્થાત્ પૂજા કરવા લાયક છે, તેને માટે અહીંના સર્વ વ્યવહાર કરવામાં આવે છે. અન્ન, પાન, ભોગ, નિયમ આ સર્વ તેના સંતોષના હેતુથી આપવામાં આવે છે, પરંતુ જો તે ન હોય તો કોઇ કાંઇ કરશે નહિ, જ્યાં સુધી તે આ શરીરમાં છે ત્યાં સુધી તે સર્વ ભોગ તથા ત્યાગ કર્યે જાય છે

આ સાત શબ્દો જીવાત્માનું વર્ણન કરવા માટે આ સૂક્તમાં વપરાએલા છે, જીવાત્માના ગુણધર્મ તેમનો વિચાર કરવાથી જણાઇ શકે છે, તેનો વિચાર (**मनसा चिकेत**) મનનથી જ થઇ શકે. જે પાઠક પોતાના જીવાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેઓ આ શબ્દોનું મનન કરે. જ્યારે ઉત્તમ મનન થશે ત્યારે તે જ્ઞાની આ જ્ઞાનનું (**प्रवोचः**) પ્રવચન કરે અને (**इह ब्रवः**) વ્યાખ્યા કરે. કોઇ મનુષ્ય મનન કરવા પહેલાં પ્રવચન ન કરે, અર્થાત્ જ્યારે મનન પૂર્વક ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થાય, ત્યારે જ મનુષ્ય બીજાને તેનું જ્ઞાન આપે.

ઉપદેશ આપવાનો અધિકાર ત્યારે મળે છે કે સ્વયં પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરેલ હોય. પોતાને ઉત્તમ જ્ઞાન ન હોવા છતાં જે

ઉપદેશ આપવાનો પ્રયત્ન કરે છે તે ઘાતક બને છે. જ્ઞાની જ ઉપદેશ કરવા માટે સાચો અધિકારી છે.

જો આ જીવાત્માનું જ્ઞાન સારી રીતે થયું તો મનુષ્ય પરમાત્માને જાણવામાં સમર્થ થશે. આ વિષયમાં અથર્વવેદની શ્રુતિ અહીં જોવા જેવી છે.

ये पुरुषे ब्रह्म विदुस्ते विदुः परमेष्ठिनम् ॥
(અથર્વ. ૧૦।૭।૧૭)

"જે સર્વથી પ્રથમ પુરુષમાં સ્થિત બ્રહ્મને જાણે છે તેઓ જ પરમેષ્ઠિ પ્રજાપતિને પણ જાણે છે." આ જ્ઞાન પ્રાપ્ત કરવાની રીત છે. પોતાના શરીરમાં છૂપાએલા આત્માને જાણવાથી પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે. આ રીતે જ આ મંત્રના મનનથી પ્રથમ જીવાત્માનું જ્ઞાન થશે અને તેને પરમસીમા સુધી વિસ્તૃત બનેલું જોવાથી આ જ્ઞાન પરમાત્માનો બોધ કરવામાં સમર્થ બનશે.

---

# આત્માનો પરમાત્મામાં પ્રવેશ

(ऋषिः- अथर्वा 'ब्रह्मवर्चसकामः'। देवता- आत्मा)

કાંડ ૭, સૂક્ત ૩

अया विष्ठा जनयन्कर्वराणि स हि घृणिरुरुर्वराय गातुः ।
स प्रत्युदैद्धरुणं मध्वो अग्रं स्वया तन्वा तन्वमैरयत ॥ १ ॥

---

**અર્થ**— (अया वि-स्था) આ પ્રકારની વિશેષ સ્થિતિથી તે (कर्वराणि जनयन्) વિવિધ કર્મોને કરતાં કરતાં (सः) તે (हि वराय उरुः गातुः) શ્રેષ્ઠ દેવની પ્રાપ્તિ કરવા માટે વિતૃત માર્ગરૂપે અને (घृणिः) તેજસ્વી બનતો બનતો, (सः) તે (मध्वः धरुणं अग्रं प्रति उदैत्) મધુરતાને ધારણ કરનારા અગ્રભાગ તરફ પહોંચવા માટે ઉપર ગતિ કરે છે, અને (स्वया तन्वा) પોતાના સૂક્ષ્મ શરીરથી તે દેવ પ્રત્યે (तन्वं ऐरयत्) સૂક્ષ્મતમ શરીરની તરફ પોતે પોતાને પ્રેરિત કરે છે. (૧)

---

ભાવાર્થ— આ પ્રકારે તે શ્રેષ્ઠ કર્મોને કરે છે, અને તે કારણે તે સ્વયં પરમાત્માની પાસે જનારા શ્રેષ્ઠ માર્ગને બતાવનારો બને છે, અને બીજાને પ્રકાશ આપે છે. તે પોતે મધુર અમૃતને ધારણ કરનારા પરમાત્માની નજીક જવાના હેતુથી પોતે પોતાને ઉચ્ચ બનાવતો અને સમાધિસ્થિતિમાં પોતાના સૂક્ષ્મ શરીરથી પરમાત્માના સૂક્ષ્મતમ કારણ શરીરની પાસે પહોંચવા માટે સ્વયં પોતે પોતાને પ્રેરિત કરે છે. આ પ્રકારે તે પોતે પરમાત્મામાં પ્રવિષ્ટ થઇ જાય છે. (૧)

# આત્માનો પરમાત્મામાં પ્રવેશ

### જીવની શિવમાં ગતિ

જીવાત્માની ગતિ પરમ મંગલમય શિવાત્મામાં કયા પ્રકારે થાય છે તેનો વિચાર આ સુક્તમા કરેલો છે. તેનું અનુષ્ઠાન ક્રમપૂર્વક કહેવામાં આવે છે.

( ૧ ) **अया-वि-स्था कृत्-वराणि जनयन्**- આ ઉત્તમ સ્થિતિમાં રહીને તે મુમુક્ષુ જીવ શ્રેષ્ઠ કર્મો કરે છે. વિશેષ ઉત્તમ સ્થિતિમાં રહેવાનો અર્થ એ છે કે સર્વ સાધારણ મનુષ્યોની જેવી સ્થિતિ હોય છે તેવી સાધરણ સ્થિતિમાં ન રહેવુ તે. આહાર, નિદ્રા, ભય, મૈથુન ઇત્યાદિ વિષયમાં સાધારણ મનુષ્ય પશુના જેવો જ હોય છે, આવી સામાન્ય સ્થિતિનો ત્યાગ કરીને મનુષ્ય વિશેષ સ્થિતિમાં રહે અર્થાત્ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, શુદ્ધતા, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વરભકિત કરતાં કરતાં મનુષ્ય પોતે પોતાને વિશેષ પરિસ્થિતિમાં રાખે અને તે વિશેષ પરિસ્થિતિને અનુરૂપ શ્રેષ્ઠ કાર્ય કરે. આથી તેને બે સિદ્ધિઓ પ્રાપ્ત થશે. તે સિદ્ધિઓ આ પ્રકારની છે—

( ૨ ) **सः घृणिः**-તે તેજસ્વી બને છે, તે બીજાને માર્ગ દર્શક બને છે, તે જનતાનો ઉત્સાહ અને ચેતના જાગૃત કરનારો છે, તે પોતાના તેજથી બીજાને પ્રકાશિત કરે છે. અને-

( ૩ ) **सः वराय उरुः गातुः**-તે શ્રેષ્ઠ સ્થાનની પાસે જનારાનો વિસ્તૃત માર્ગવત્ બની જાય છે જે રીતે વિસ્તૃત માર્ગપર ચાલનારો મનુષ્ય પોતાના લક્ષ સ્થાનપર વિના આયાસ જાય છે, તેવી રીતે તે પુરૂષનું જીવન બીજા મનુષ્યોને માટે વિસ્તૃત માર્ગવત્ બની જાય છે અન્ય મનુષ્યોને બીજા કોઇ માર્ગ જોવાની જરૂર રહેતી નથી, તેનું જીવન ચરિત્ર તપાસવુ અને તે અનુસાર ચાલવાના કર્મો કરવાં, તો પછી તેનું જીવન સફળ થઇ જાય છે અને આ જગતમાં જે વર અર્થાત્ શ્રેષ્ઠ છે, તે શ્રેષ્ઠ પરમાત્માની પાસે તેઓ સીધા પહોંચી જાય છે. આ રીતે તે સન્માર્ગગામી પુરુષ અન્ય મનુષ્યોને માટે માર્ગદર્શક બની જાય છે, તે પોતે માર્ગ બતાવતો નથી પરંતુ તેનુ ચરિત્ર જોઇને લોકો પોતે જ તેનું અનુકરણ કરે છે અને સુધરી જાય છે, એટલે કે પોતે માર્ગદર્શક બનતો નથી પરંતુ લોકોને માટે તે એક વિસ્તૃત માર્ગ જેવો જ બની જાય છે—

( ૪ ) **सः मध्वः धरुणं अग्रं प्रति उत् वेत्**। તે મધુરતાના ધારક અંતિમ સ્થાન પ્રતિ જવા માટે ઉંચે ચડે છે, જેવી રીતે સૂર્ય સવારે ઉગ્યા પછી ઉપર ચડતો જાય છે, અને જેમ જેમ ઉપર ચઢે છે તેમ તેમ તેનું તેજ વધતું જાય છે, તેવી રીતે જ મુમુક્ષુ પુરૂષ ( **उद्वेत्** ) ઉપર ઉપર ચડે છે અર્થાત્ અધિકાધિક ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરે છે, તેનો ઉંચે ચઢવાનો હેતુ એ છે કે તે ( **मध्वः अग्रं** ) મધુરતાના પરમ કેન્દ્રને પ્રાપ્ત કરવા ઇચ્છે છે, મધુરતાનુ જે મૂળ છે, જયાથી સર્વ મધુરતા ફેલાય છે તે સ્થાનને તે પ્રાપ્ત કરવાની અભિલાષા રાખે છે, અને આ હેતુથી તે ઉચ્ચતર ભૂમિકાને પોતાના પ્રયત્નથી પ્રાપ્ત કરે છે. અને અંતમાં—

( ૫ ) **स्वया तन्वा तन्वं ऐरयत्**- પોતાના સૂક્ષ્મ ( સ્વભાવ )થી પરમાત્માના સૂક્ષ્મતમ ( સ્વભાવ ) તરફ પોતે પોતાને પ્રેરિત કરે છે, આ મંત્રભાગમાં "**तनु**" શબ્દ છે લૌકિક સંસ્કૃતમા આનો અર્થ શરીરવાચક છે એ વાત સત્ય છે, પરંતુ અહીં "**तनु**" શબ્દના અર્થ, "સૂક્ષ્મ, આત્મિક, સ્વભાવ, ગુણ, વિશેષતા" છે, આ અર્થ અહીં લેવાના છે. ઉપર અમેએ તનુ શબ્દનો સુપ્રસિદ્ધ "શરીર" અર્થ લઇને અર્થ લખ્યો છે તો પણ અમારા મત પ્રમાણે તેનો વાસ્તવિક અર્થ "જીવાત્મા પોતાના સ્વભાવધર્મથી પરમાત્માના સ્વભાવધર્મમાં પ્રેરિત થાય છે" એ છે, પાઠક તેનો અધિક વિચાર કરે આત્મોન્નતિની અવસ્થામાં આ અવસ્થા સર્વોત્કૃષ્ટ છે. આ અવસ્થા પ્રાપ્ત થવા માટે જ પૂર્વોક્ત સર્વ અનુષ્ઠાન છે. પાઠક આ સૂકતના મનનથી જાણી શકશે કે આ વિધિથી કરેલુ અનુષ્ઠાન વ્યર્થ જતુ નથી, પરંતુ પ્રત્યેક અવસ્થામાં વિશેષ ફળ દેનારૂ બને છે અને અંતમાં જીવાત્માની શિવાત્મામાં ગતિ થાય છે. આ ઉન્નતિની પરિસીમા છે

## પ્રાણનું સાધન

( ઋષિ.- अथर्वा 'ब्रह्मवर्चसकामः'। देवता- वायु. )

કાંડ ૭, સૂક્ત ૪

एकया च दशभिश्चा सुहुते द्वाभ्यामिष्टये विंशत्या च ।
तिसृभिश्च वहसे त्रिंशता च वियुग्भिर्वाय इह ता वि मुञ्च ॥ १ ॥

**અર્થ**— હે ( सुहुते वायो ) ઉત્તમ પ્રકારથી બોલાવવા યોગ્ય પ્રાણ દેવતા! (एकया च दशभिः च) એક અને દસથી ( द्वाभ्यां त्रिंशत्या च ) બે તથા વીસથી તથા ( तिसृभिः च त्रिंशता च ) ત્રણ અને ત્રીસથી તું ( इष्टये वहसे ) યજ્ઞને માટે જાય છે. તેથી તું ( वियुग्भिः इह ताः विमुञ्च ) વિશેષ યોજનાઓથી તેને અહીં મુક્ત કર. ( ૧ )

**ભાવાર્થ**— હે વખાણના લાયક પ્રાણ ! તું અગિયાર, બાવીસ અને તેત્રીસ શક્તિઓ દ્વારા આ જીવન યજ્ઞમાં કાર્ય કરે છે, તેથી તું પોતાની વિશેષ યોજનાઓ દ્વારા સર્વ પ્રજાઓને દુ ખથી મુક્ત કર ( ૧ )

# પ્રાણનું સાધન

### પ્રાણ સાધનાથી મુક્તિ

આ શરીરમાં પ્રાણનુ શાસન સર્વત્ર ચાલે છે એ વસ્તુ સર્વ જાણે છે સ્થૂળ શરીરમાં પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય છે, આ દસ ઇન્દ્રિયોનું સંયોજક મસ્તિક તે અગિઆરમી શક્તિ, આમ આ અગિયાર શક્તિઓ પ્રાણને આધીન છે. આમાથી પ્રત્યેક ઇન્દ્રિયમાં પ્રવેશ કરીને પ્રાણ કાર્ય કરે છે અર્થાત્ આ અગિયાર પ્રાણના કાર્યસ્થાનો છે. ત્યાર પછી સૂક્ષ્મ શરીરમાં એ જ વાસનાદેહમાં અગિયાર શક્તિઓ કાર્ય કરી રહી છે, આ પણ સર્વ પ્રાણને આધીન છે. સ્થૂળ શરીરની અગિયાર અને સૂક્ષ્મ શરીરની અગિયાર એમ બાવીસ શક્તિઓ સ્વપ્નાવસ્થામાં પ્રાણને આધીન હોય છે ત્રીજા મજ્જાતંતુઓનાં અગિયાર કેન્દ્રો જે મસ્તકથી શરૂ થઇ ગુદા સુધી પીઠના કરોડરજ્જુમાં રહે છે અને જેને આધીન શરીરના વિવિધ ભાગો કાર્ય કરે છે, તેઓ પણ પ્રાણની શક્તિથી જ પોતાનાં કાર્યો કરવાને સમર્થ બને છે, આ બધાં મળીને તેત્રીસ શક્તિકેન્દ્રો છે, જેનામાં પ્રાણની શક્તિઓ કાર્ય કરી રહી છે. માનો કે આ તેત્રીસ કેન્દ્રો દ્વારા પ્રાણને ચલાવવામાં આવે છે, અથવા પ્રાણના રથના આ તેત્રીસ ઘોડાઓ છે, જે રથમાં બેસીને પ્રાણ સમસ્ત શરીરમાં ગમન કરે છે અને ત્યાંનુ કાર્ય કરે છે

આ સૂક્તમાં અગિયાર, બાવીસ, તેત્રીસ પ્રાણને ચલાવે છે એમ કહ્યુ છે. આ સંખ્યા આ શક્તિકેન્દ્રોની સૂચક છે. આ શરીર એક યજ્ઞશાળા છે. તેમાં શત સંવત્સરિક યજ્ઞ ચલાવવામાં આવે છે આ યજ્ઞ પ્રાણ દ્વારા થાય છે, અને પ્રાણ આ શક્તિકેન્દ્રો દ્વારા આ યજ્ઞભૂમિમાં આવે છે અને કાર્યો કરે છે.

### પ્રાણની યોજના

પ્રાણને ( वियुग्भि· ) વિશેષ યોજનાથી મુક્ત કર, અર્થાત્ પ્રાણની વિશેષ યોજના કરવામાં આવે અને તે દ્વારા મુક્તિ પ્રાપ્ત કરવામાં આવે. અહીં વિચાર કરવો જોઇએ કે

*

પ્રાણુની ( वियुग्भिः ) વિશેષ યોજનાએ કઇ છે અને તેનાથી મુક્તિ કયા પ્રકારે થાય છે, આ જોવા માટે પૂર્વોક્ત શક્તિએ શું કરે છે અને તેની સ્વાભાવિક પ્રવૃત્તિ કેવી છે એ જોવું જોઇએ.

આપણી પાસે નેત્ર છે, તે જો કે જોવા માટે બનાવેલાં છે તો પણ તેએ ખરાબ નજરે બીજાએ તરફ જુએ છે, કાન શબ્દો સાંભળવા માટે બનાવેલા છે તો પણ તે ઘણા જ ખરાબ શબ્દો સાંભળે છે, મુખ બોલવાને માટે બનાવેલું છે પરંતુ તે એવા ખરાબ શબ્દો બોલે છે કે જેથી ત્રિવિધ ઝઘડા ઉત્પન્ન થાય છે, ઉપરથ ઇંદ્રિય સુપ્રજનનને માટે બનાવેલી છે પરંતુ તે વ્યભિચારને માટે પ્રવૃત્ત થાય છે. આ પ્રકારે આ શત સંવત્સરિક યજ્ઞમાં સંમિલિત થનારી સર્વ શક્તિએ અયોગ્ય માર્ગમાં પ્રવૃત્ત થાય છે. પ્રાણાયામ કરવાથી મનની ચંચળતા દૂર થાય છે અને મન સ્થિર થવાથી ઉક્ત તેત્રીસ શકિતએ બરાબર સીધા માર્ગમાં રહે છે. પ્રાણુની વિશેષ યોજનાએ આ જ છે. આ વિશેષ યોજનાએ દ્વારા નિયુકત થએલો પ્રાણુ આ તેત્રીસ શકિતઓને સંયમમાં રાખે છે તેમને બુરા વિચારોથી મુકત કરે છે અને સત્કાર્યમાં પ્રેરિત કરે છે. આ પ્રકારે પ્રાણ સાધનથી મુકિતનો સીધો માર્ગ કાપવો ઘણોજ સુગમ--સરળ થઇ પડે છે. પાઠક આ દષ્ટિથી આ સૂકતનો વિચાર કરે અને પ્રાણ સાધન દ્વારા ઉન્નતિ સિદ્ધ કરે.

---

# આત્મયજ્ઞ

( ऋषिः- अथर्वा 'ब्रह्मवर्चसकामः'। देवता- आत्मा )

કાંડ ૭, સૂક્ત ૫

यज्ञेन॑ यज्ञम॑यजन्त दे॒वास्तानि॒ धर्मा॑णि प्रथ॒मान्या॑सन् ।
ते ह॒ नाकं॑ महि॒मानः॑ सचन्त॒ यत्र॒ पूर्वे॑ सा॒ध्याः सन्ति॑ दे॒वाः ॥ १ ॥
य॒ज्ञो ब॑भूव॒ स आ ब॑भूव॒ स प्र ज॑ज्ञे॒ स उ॑ वावृधे॒ पुनः॑ ।
स दे॒वाना॒मधि॑पतिर्बभूव॒ सो अ॒स्मासु॑ द्रवि॑णमा द॑धातु ॥ २ ॥

**અર્થ—** ( **देवाः यज्ञेन यज्ञं अयजन्त** ) દેવગણુ યજ્ઞથી યજ્ઞપુરૂષની પૂજા કરે છે. ( **तानि धर्माणि प्रथमानि आसन्** ) તે ધર્મો ઉત્કૃષ્ટ છે. ( **ते महिमानः नाकं सचन्ते** ) તેએ મહત્વ પ્રાપ્ત કરતાં કરતાં સુખપૂર્ણ લોકને પ્રાપ્ત થાય છે. ( **यत्र पूर्वे साध्याः देवाः सन्ति** ) જ્યાં પૂર્વના સાધનસંપન્ન દેવો રહે છે. ( ૧ )

( **यज्ञः बभूव** ) યજ્ઞ પ્રગટ થયો ( **सः आबभूव** ) તે સર્વત્ર ફેલાયો ( **सः प्रजज्ञे** ) તે વિશેષ રીતથી જ્ઞાનનું સાધન બન્યો અને ( **सः उ पुनः वावृधे** ) તે પાછો વૃદ્ધિ પામવા લાગ્યો. ( **सः देवानाम् अधिपतिः बभूव** ) તે દેવોનો અધિપતિ બની ગયો. ( **सः अस्मासु द्रविणं आ दधातु** ) તે અમને ધન અપાવે. ( ૨ )

ભાવાર્થ— શ્રેષ્ઠ યાજક પોતાના આત્માના યોગથી, પરમાત્માની ઉપાસના કરે છે, તે માનસોપાસનાની યજ્ઞવિધિ સર્વથી શ્રેષ્ઠ છે અને મુખ્ય છે. આ પ્રકારની ઉપાસના કરનારા શ્રેષ્ઠ ઉપાસકો જ તે સુખપૂર્ણ સ્વર્ગધામને પ્રાપ્ત કરે છે કે જ્યાં પૂર્વકાળથી સાધનસંપન્ન રહેનારા રહે છે. ( ૧ )

આ માનસોપાસના રૂપી યજ્ઞ પ્રથમ પ્રગટ થયો, તે સર્વત્ર ફેલાયો, તેણે સર્વને જાણ્યું અને ત્યાર પછી તે ઘણો જ વધી ગયો, માનો કે તે સર્વ ઉપાસકોનો સ્વામી બની ગયો. આ યજ્ઞ અમને ધન અર્પણ કરે. ( ૨ )

यद्देवा देवान्हविषायजन्तामर्त्यान्मनसामर्त्येन ।
मदेम तत्र परमे व्योमन्पश्येम तदुदितौ सूर्यस्य ॥ ३ ॥
यत्पुरुषेण हविषा यज्ञं देवा अतन्वत ।
अस्ति नु तस्मादोजीयो यद्विहव्येनेजिरे ॥ ४ ॥
मुग्धा देवा उत शुनायजन्तोत गोरङ्गैः पुरुधायजन्त ।
य इमं यज्ञं मनसा चिकेत प्र णो वोचस्तमिहेह ब्रवः ॥ ५ ॥

( देवाः यत् अमर्त्यान् देवान् ) દેવ જ્યાં અમર દેવોનું ( हविषा अमर्त्येन मनसा अयजन्त ) પોતાના હવિરૂપ અમર મનથી યજન કરે છે. ( तत्र परमे व्योमन् मदेम ) ત્યાં તે પરમ આકાશમાં અમે સર્વ આનંદ પ્રાપ્ત કરીએ છીએ અને ત્યાં જ ( सूर्यस्य उदितौ तत् पश्येम ) સૂર્યનો ઉદય થયા પછી તેનો પ્રકાશ જોઇએ છીએ. ( ૩ )

( यत् देवाः ) જે દેવોએ ( पुरुषेण हविषा यज्ञं अतन्वत ) પુરૂષરૂપી હવિથી યજ્ઞ કર્યો, ( तस्मात् ओजीयः नु अस्ति ) તેનાથી અધિક બળવાન શું છે ? ( यत् विहव्येन ईजिरे ) જે વિશેષ યજન દ્વારા થાય છે. ( ૪ )

( मुग्धा देवाः ) મૂઢ યાજક ( उत शुना अयजन्त ) કુતરાથી યજન કરે છે ( उत गोः अंगैः पुरुधा अयजन्त ) ગાયના અવયવોથી ઘણા પ્રકારે યજન કરે છે. ( सः इमं यज्ञं मनसा चिकेत ) જે આ યજ્ઞને મનથી કરી જાણે છે, તે ( इह नः प्रवोच ) અમને આ બાબતમાં જ્ઞાન આપે અને ( इह तं ब्रवः ) તે અમને અહીં ઉપદેશ કરે. ( ૫ )

યાજકોએ જ્યારે પોતાની અમર્ત્ય શક્તિથી યુક્ત બનેલા મનથી અમર દેવોની ઉપાસના કરી ત્યારે તેમને આનંદ પ્રાપ્ત થયો, જેવી રીતે સૂર્યોદય થવાથી પ્રકાશ પ્રાપ્ત થાય છે તેવી રીતે યજ્ઞથી સર્વને આનંદ મળ્યો. ( ૩ )

યાજક પોતાના આત્મારૂપી હવિથી જે યજ્ઞ કર્યા કરે છે તેનાથી ભલા બીજો કયો શ્રેષ્ઠ યજ્ઞ હોઇ શકે ? જે વિવિધ હવિર્દ્રવ્યોના હવનથી પ્રાપ્ત થઇ શકે છે. ( ૪ )

તે યાજકો મૂઢ છે જેઓ કુતરા અને ગાયોના અંગોથી હવન કરે છે. જે યાજક આ માનસિકયજ્ઞને મનથી કરી જાણે છે તે જ્ઞાની જ યજ્ઞનો ઉપદેશ કરે, અને યજ્ઞનું મહત્વ કથન કરે, એટલે સમજાવે. ( ૫ )

# આત્મયજ્ઞ

## માનસિક અને આત્મિક યજ્ઞ

યજ્ઞ ઘણા પ્રકારના હોય છે. તે બધામાં માનસયજ્ઞ અથવા આત્મિકયજ્ઞ સર્વમાં શ્રેષ્ઠ છે. મનનું સમર્પણ કરવાથી માનસયજ્ઞ થાય છે, અને આત્માનું સમર્પણ કરવાથી આત્મયજ્ઞ થાય છે, બન્નેના ભાવ લગભગ એક સરખા જ છે. આ સમર્પણ પરમેશ્વરને માટે જ કરવાનું હોય છે. આ જગતમ પરમેશ્વરનાં જે કાર્યો છે તેમાંથી—

( ૧ ) સજ્જનોનું રક્ષણ,
( ૨ ) દુષ્ટ જનોને દૂર કરવા અને
( ૩ ) ધર્મની વ્યવસ્થા.

આ ત્રણ કાર્ય પરમાત્માને માટે મનુષ્ય કરી શકે છે. પરમાત્માનાં અનંત કાર્યો છે, પરંતુ મનુષ્ય તે સર્વ કાર્ય કરી શકતો નથી. આ ત્રણ કાર્ય તે પોતાની શકિત અનુસાર કરી શકે છે, આથી જ્યારે મનુષ્ય પોતે પોતાને આ ત્રણ કાર્યોને માટે સમર્પિત કરે છે, ત્યારે તેનું સમર્પણ પરમેશ્વરને માટે થયું એમ માનવામાં આવે છે. મનથી અથવા પોતાના આત્માની શકિતઓથી ઉપરોકત ત્રિવિધ કાર્ય કરવાં તેનું નામ જ પોતાનુ મન અને આત્મા પરમેશ્વરને માટે અર્પણ કરવા બરાબર છે.

પ્રત્યેક યજ્ઞમાં પણ ત્રણ કાર્યો કરવાનાં હોય છે,

( ૧ ) ( **પૂજા** ) શ્રેષ્ઠ લોકોનો સત્કાર,

( ૨ ) પોતાની અંદર સંગિતિકરણ અથવા સંઘટન અને

( ૩ ) ( દાન ) દુર્બળોની સહાયતા.

પ્રત્યેક યજ્ઞમાં આ ત્રણ કાર્યો તો થવાં જ જોઇએ. તેમના સિવાય યજ્ઞ સારૂં ફળ આપનારો અને સફળ નહિ થાય, મન અને આત્માનુ સમર્પણ કરીને જે યજ્ઞ કરવામાં આવે છે તે આ ત્રણ કર્મોની સાથે જ થાય છે, માનો કે તેમના વિના યજ્ઞ થઇ જ શકે નહિ. અર્થાત્—

( ૧ ) સજ્જનોની રક્ષા કરીને તેમનો સત્કાર કરવો. ( ૨ ) દુર્જનોને દંડ દઇને દૂર કરવા અને ફરી વખત દુર્જન કષ્ટ ન આપે તે માટે પોતાની ઉત્તમ સંઘટના કરવી અને ( ૩ ) ધર્મની વ્યવસ્થા કરીને જે દુર્બળ હોય તેમની યોગ્ય સહાયતા કરવી. આ ત્રિવિધ યજ્ઞ કર્મ છે.

આ ત્રિવિધ કર્મ પોતાના મનઃ સમર્પણ અથવા આત્મ સમર્પણ દ્વારા કરવાં જોઇએ. પાઠક જાણે છે કે જે કાર્યમાં મન અને આત્મા લાગી જાય છે તે જ કાર્ય સારી રીતે થાય છે. આપણા હાથ, પગ અને ઇન્દ્રિયો મન વિના કાંઈ પણ કાર્ય કરી શકતાં નથી. મન અને આત્માનું સમર્પણ કરવાનો ઉપદેશ કરવાથી પોતાની શકિતઓનું સમર્પણ થયું એમ માનવું જોઇએ. આ સૂકતના ત્રીજા મંત્રમાં કહ્યું છે કે—

**अमर्त्येन मनसा हविषा देवान् यजन्त ।** ( મં. ૩ )

" અમર મનરૂપી હવિથી દેવોનું યજન કરે છે. " ઘીનું હવન કરવું એનો અર્થ ઘી તે દેવતાઓ માટે સમર્પિત કરવું અને તેનો પોતે ઉપભોગ કરવો નહિ. " **इन्द्राय इदं हविः दत्तं न मम** " ઇન્દ્રદેવતાને માટે આ ઘૃતાદિ હવિ સમર્પિત કરેલ છે, તેના પર હવે મારો અધિકાર નથી અને હું મારા સુખને માટે તેનો ઉપયોગ કરીશ નહિ. આ પ્રમાણે પોતાનું મન અને આત્માને સમર્પણ કરવાનું તાત્પર્ય જ યજ્ઞ છે. પોતાનું મન અને આત્મા પરમેશ્વરને માટે અપર્ણ કર્યાં એટલે હવે આપમુખત્યારીનાં કાર્ય નહિ કરવામાં આવે. પૂર્વે કહેલ જે ઇશ્વરનાં કાર્ય છે તે જ કાર્યો કરવામાં આવશે. જે રીતે ઘૃતાદિ પદાર્થો યજ્ઞમાં હોમવામાં આવે છે તે રીતે આ માનસયજ્ઞમાં મનનું સમર્પણ કરવામાં આવે છે, અને આત્મયજ્ઞમાં આત્માનું સમર્પણ કરવામાં આવે છે. ઘૃતાદિ અન્ય બાહ્ય પદાર્થોનું સમર્પણ કરવાથી જે યજ્ઞ થશે તેના કરતાં આત્મસમર્પણ અને માનસસમર્પણ કરવાથી જે યજ્ઞ થશે તે કેટલાએ ગણો શ્રેષ્ઠ હશે તેટલા માટે કહ્યું છે કે—

**तानि धर्माणि प्रथमान्यासन्** ( મં. ૧ )

" આ માનસયજ્ઞરૂપ કર્મ પ્રથમ શ્રેણીનું હોય છે. " અર્થાત્ તે સર્વથી શ્રેષ્ઠ કર્તવ્ય છે. એક મનુષ્ય ઘૃત, સમિધા ઇત્યાદિથી હવન કરે છે, અને બીજો આત્મસમપર્ણથી યજ્ઞ કરે છે. આ બન્નેમાં આત્મસમર્પણ કરનારો જ શ્રેષ્ઠ છે. આનું વર્ણન આ સૂકતમાં આ શબ્દોથી થયું છે—

**यत् पुरुषेण हविषा यज्ञं देवा अतन्वत ।**
**अस्ति नु तस्मादोजीयो यद्विहव्येनेजिरे ॥** ( મં. ૪ )

" યાજક લોક જે યજ્ઞ ( પોતાની અંદરના પ્રકૃતિ પુરૂષોમાંનો ) પુરૂષ અર્થાત્ આત્માના સમર્પણ દ્વારા કરે છે, તેનાથી બીજો કયો યજ્ઞ શ્રેષ્ઠ હોઇ શકે, જે અન્ય યજ્ઞો ( આત્માથી ભિન્ન ) પ્રાકૃતિક પાદાર્થોના સમર્પણથી કરવામાં આવે છે તે તો તેના કરતાં નિઃસંદેહ ગૌણ છે. મનુષ્યની પાસે પ્રકૃતિ અને પુરૂષ, જડ અને ચેતન, દેહ અને આત્મા આ બેજ પદાર્થો છે. તેમાં પુરૂષ અથવા ચેતન આત્મા શ્રેષ્ઠ અને પ્રકૃતિ ગૌણ છે. અન્ય યજ્ઞો પ્રાકૃતિક પદાર્થોના સમર્પણથી થાય છે માટે જ ગૌણ છે અને આ માનસિક અને આત્મિકયજ્ઞ આત્મસમર્પણ દ્વારા થાય છે તેથી તે શ્રેષ્ઠ છે. શ્રેષ્ઠ યજ્ઞ તો જ્ઞાની યાજક જ કરી શકે છે. સાધારણ હીન સ્થિતિમાં રહી મૂઢ મનુષ્ય જે કરે છે તે તો એક નિન્દનીય કર્મ જ થાય છે. જુઓ—

**मुग्धा देवा उत शुनायजन्तोत गोरंगैः पुरुधायजन्त । य इमं यज्ञं मनसा चिकेत प्र णो वोचस्तमिहेह ब्रवः ॥** ( મં. ૫ )

" મૂઢ યાજકો કુતરાના તથા ગાયના અંગોથી યજન કરે છે. " મૂઢ લોકોના આ કૃત્યને મૂઢતાનું જ કૃત્ય કહી શકાય, તેને કોઇ શ્રેષ્ઠ કર્મ નહિ જ કહી શકે. " જે શ્રેષ્ઠ યાજક આ આત્મયજ્ઞને કરવાની માનસિક વિધિ જાણે છે તેઓ જ અહીં આવીને તે યજ્ઞનો ઉપદેશ કરે. " પૂર્વોક્ત માંસયજ્ઞ કરતાં તો માનસયજ્ઞ ઘણો જ શ્રેષ્ઠ છે. જેઓ માનસયજ્ઞ કરવાનું જાણે છે તેઓ જ ઉપદેશ કરવાના અધિકારી છે. આ માનસયજ્ઞનો મહિમા જુઓ—

**यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन् । ते ह नाकं महिमानः सचन्त यत्र पूर्वे साध्याः सन्ति देवाः ॥ ( મં. ૧ )**

" આ આત્મયજ્ઞથી યાજક પરમાત્માની પૂજા કરે છે, આત્મયજ્ઞ દ્વારા પરમાત્માની પૂજા કરવી એ શ્રેષ્ઠ કાર્ય છે. આ યાજકો શ્રેષ્ઠ બનીને તે સ્વર્ગધામમાં પહોંચે છે કે જ્યાં પહેલા સાધકો પહોંચી ગયા છે. " આ પ્રકારે આ આત્મયજ્ઞનો મહિમા છે, બીજા કોઇ ગૌણ યજ્ઞથી આ શ્રેષ્ઠફળ પ્રાપ્ત થઇ શકતું નથી. આ આત્મયજ્ઞ જ સર્વથી શ્રેષ્ઠ છે. આ વિષયમાં આ મંત્ર જુઓ—

**यज्ञो बभूव, स आबभूव, स प्रजज्ञे, स उ वावृधे पुनः । स देवानामधिपतिर्बभूव सोऽस्मासु द्रविणमा दधातु ॥ ( મં. ૨ )**

" આ આત્મયજ્ઞ પ્રગટ થયો, આ આત્મયજ્ઞ સર્વત્ર પ્રસર્યો, તેના મહત્વને બધાએ જાણી લીધું અને તેથી તે વધી ગયો, તે એટલો વધી ગયો કે તે દેવોનો પણ અધિપતિ બની ગયો તેનાથી અમને મહત્વ પ્રાપ્ત થાઓ. "

આ સર્વથી શ્રેષ્ઠ આત્મયજ્ઞ જ અમારૂં મહત્વ વધારવામાં સમર્થ છે. તેની તુલના બીજા કોઇ ગૌણ યજ્ઞની સાથે થઇ શકે નહિ. આ યજ્ઞમાં ( **मनसा हविषा यजन्त ।** ) ( મં. ૩ ) મનરૂપ હવિનું સમર્પણ કરવાનું હોય છે. અને આ યજ્ઞ કરવાથી—

**तत्र परमे व्योमन् मदेम । ( મં. ૩ )**

" તે પરમ આકાશમાં અમને આનંદ પ્રાપ્ત થશે. " આ યજ્ઞ કરવાનું આ ફળ છે. તેમાં " પરમ " શબ્દ વિશેષ મનન કરવા યોગ્ય છે " **पर, परतर परतम** " આ શબ્દો શ્રેષ્ઠતા વાચક હોઇ એક એકથી તુલનામાં ચઢીયાતા છે. તેમાંથી " **परतम** " શબ્દનું સંક્ષિપ્ત રૂપ જ ( **पर-म** ) છે. વચમાંના તકારનો લોપ થએલો છે. અર્થાત્ જે સર્વથી શ્રેષ્ઠ છે તે જ " **परतम** અથવા **परम** " છે, અર્થાત્ વ્યોમ ત્રણ પ્રકારનાં છે. ( ૧ ) એક પર વ્યોમ, ( ૨ ) બીજું પરતર વ્યોમ અને ( ૩ ) ત્રીજું પરતમ અથવા પરમ વ્યોમ. આધુનિક પરિભાષામાં જો કહેવું હોય તો " સૂક્ષ્મ, કારણ અને મહાકારણ " અવસ્થાથી આ ત્રણ શબ્દો " **पर, परतर, परतम** " વ્યોમનો ભાવ વ્યક્ત થાય છે. " **व्योमन्** " શબ્દ પણ વિશેષ મહત્વનો છે, તેમાં " **वि+ओम+अन्** " આ ત્રણ શબ્દો છે. તેમનો ક્રમપૂર્વક અર્થ " **प्रकृति+परमात्मा** અને **जीवात्मा** " થાય છે. સૂક્ષ્મ, કારણ અને મહાકારણ અવસ્થાઓમાં પ્રકૃતિ, જીવ અને પરમાત્માનો જે અનુભવ થાય છે તે જ આ ત્રણ શબ્દોથી વ્યક્ત થાય છે. અને તે આ સૂક્તમાં કહેલો આત્મયજ્ઞ કરવાથી પ્રાપ્ત થાય છે. અન્ય ગૌણ યજ્ઞો કરવાથી જે અનુભવો મળશે તે એમનાથી ન્યૂન શ્રેણીના અર્થાત્ ગૌણ હશે કારણ કે તે બીજા યજ્ઞો આત્મયજ્ઞથી જરૂર ગૌણ પ્રકારના જ છે. ગૌણનું ફળ ગૌણ અને શ્રેષ્ઠનું ફળ શ્રેષ્ઠ હોવું સ્વાભાવિક છે. આ આત્મયજ્ઞ કરવાથી જે પરમવ્યોમમાં ઉચ્ચતમ અવસ્થા પ્રાપ્ત થાય છે અને ઉચ્ચ અનુભવ અનુભવાય છે. તે અનુભવ કેવો હોય તે માટે એક દૃષ્ટાંત આપીએ છીએ—

**सूर्यस्य उदितौ तत् पश्येम । ( મં. ૩ )**

" સૂર્યનો ઉદય થવાથી જેવો તેનો પ્રકાશ દેખાઇ આવે છે તેજ પ્રકારે અમે તે આનંદનો પ્રત્યક્ષ અનુભવ લઇશું. અર્થાત્ જેવી રીતે સૂર્ય પ્રકાશ ભૂમિપર રહેનારાઓને દિવસે પ્રત્યક્ષ દેખાય છે, તેવી રીતે આ ત્રીજા વ્યોમમાં સંચાર કરનારા શ્રેષ્ઠ આત્માઓને ત્યાંનું સુખ પ્રત્યક્ષ થાય છે. જેવો અહીંનો આ સૂર્ય પ્રત્યક્ષ છે તે જ પ્રકારે ત્યાં પણ આ જ સૂર્યનો એક સૂર્ય હશે જે ત્યાં પ્રત્યક્ષ જ દેખાતો હશે. "

આ પ્રકારે આત્મયજ્ઞનું ફળ આ સૂક્તમાં કહેલું છે. આ સૂક્તમાં '**पुरुषेण हविषा**' ( મં. ૪ ) પુરૂષ અર્થાત્ આત્મારૂપી હવિથી યજ્ઞ તથા '**मनसा हविषा**' ( મં. ૩ ) મનરૂપી હવિથી યજ્ઞ કરવાનું વિધાન છે, જે રીતે " સોમ "નું હવન કરવાથી " સોમયાગ " કહેવાય છે, અજ નામના બીયાંનો હવન થવાથી " અજમેધ " કહેવામાં આવે છે, આ જ પ્રમાણે ' પુરૂષ " અર્થાત્ આત્માનું સમર્પણ થવાથી

"પુરુષયજ્ઞ" "આત્મયજ્ઞ" તથા "મન" નું હવન થવાથી "માનસયજ્ઞ" કહેવામાં આવે છે. આ જ પ્રકારે ભગવદ્‌-ગીતા (ભ ગી. અ. ૪) માં 'દ્રવ્યયજ્ઞ, તપોયજ્ઞ, સ્વાધ્યાય યજ્ઞ, જ્ઞાનયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, ઇંદ્રિયયજ્ઞ, વિષયયજ્ઞ, કર્મયજ્ઞ, યોગ-યજ્ઞ, પ્રાણયજ્ઞ ઇત્યાદિ યજ્ઞો કહ્યા છે. જે યજ્ઞમાં જે વસ્તુનું હવન થાય, સમર્પણ થાય તે યજ્ઞને તેનું નામ અપાય.

"પુરુષ" રૂપી હવિનું સમર્પણ થવાથી આ સૂક્તમાં વર્ણન કરેલા યજ્ઞને "પુરુષયજ્ઞ" કહે છે. અહીં પ્રકૃતિ પુરુષાન્તર્ગત પુરુષ શબ્દ અહીં જાણવો જોઇએ અને તે આત્માનો વાચક છે. આ સૂક્તમાં "પુરુષયજ્ઞ અથવા પુરુષ-મેધ" નો અર્થ સ્પષ્ટ થાય છે, તે આ સ્પષ્ટીકરણને લીધે વધારે લાભદાયક થયો છે, અને તેથી જ આ સૂક્તનું થોડું અધિક સ્પષ્ટીકરણ અહીં કરેલું છે.

પુરુષમેધ

પુરુષમેધ પ્રકરણ પુરુષ સૂક્તમાં છે. આ પુરુષ સૂક્ત ઋગ્વેદમાં (મં. ૧૦।૯૦) માં છે. વા. યજુર્વેદ (અ. ૩૦) માં છે. સામવેદમાં થોડો અને અથર્વવેદમાં (કાં. ૧૯।૬) માં છે.

"આ પુરુષ સૂક્તમાં જે પુરુષમેધ યજ્ઞનું વર્ણન છે તે યજ્ઞ આ સૂક્તમાં કહેલો છે. તેથી આ સૂક્તનો વિચાર સારી રીતે થવાથી "પુરુષ સૂક્ત" ના યજ્ઞનું સ્વરૂપ ઉત્તમ પ્રકારે લક્ષ-માં આવી શકશે. બંને સૂક્તોમાં એક જ વિષયનું વર્ણન થએલું છે. આ સૂક્તમાં આવેલ "**यज्ञेन यज्ञमयजन्त०**" તથા "**यत्पुरुषेण हविषा०**" આ મંત્રો પણ આ સૂક્તમાં આવી ગયા છે. તેથી બંને સૂક્તોનો વિષય એક જ છે, આ વાત સિદ્ધ થાય છે. પુરુષ સૂક્તમાં મનુષ્ય યજ્ઞનો વિષય છે એમ કેટલાક લોકો માને છે તે અત્યંત અયુક્ત છે. એ વાત આ સૂક્ત સાથે પુરુષ સૂક્તના મનનથી સ્પષ્ટ જણાઇ આવશે. અમારા મતે પુરુષસૂક્તમાં પણ આ આત્મયજ્ઞનો જ વિષય છે.

---

# આત્મોન્નતિની વિદ્યા

(ऋषिः- बृहद्दिवोऽथर्वा । देवताः- वरुणः)

કાંડ ૫, સૂક્ત ૧

ऋधङ्मन्त्रो योनिं य आबभूवामृतासुर्वर्धमानः सुजन्मा ।
अदब्धासुर्भ्राजमानोऽहेव त्रितो धर्ता दाधार त्रीणि ॥ १ ॥
आ यो धर्माणि प्रथमः ससाद ततो वपूंषि कृणुषे पुरूणि ।
धास्युर्योनिं प्रथम आ विवेशा यो वाचमनुदितां चिकेत ॥ २ ॥

---

**અર્થ**— (**यः अमृत+असुः सुजन्माः**) જે વસ્તુતઃ અમર પ્રાણશક્તિથી યુક્ત છે, તો પણ ઉત્તમ જન્મ લઇને (**वर्धमानः**) વધે છે અને (**ऋधक्+मन्त्रः**) સત્યનું મનન કરતાં કરતાં (**योनिं आवभूव**) મૂળ ઉત્પત્તિ સ્થાનને પ્રાપ્ત કરે છે, તે (**अदब्ध+असुः**) કદી ન દબાઈ જાય તેવી પ્રાણશક્તિથી યુક્ત બનીને (**अह्ना इव भ्राजमानः**) દિવસની જેમ પ્રકાશતો (**त्रितः धर्ता त्रीणि दाधार**) રક્ષક અને ધારક બનીને ત્રણેને ધારણ કરે છે. (૧)

---

ભાવાર્થ — જે વાસ્તવિક રીતે જોવા જઇએ તો અમર જીવનશક્તિથી યુક્ત છે, તો પણ જન્મ લઇને પોતાની શક્તિની વૃદ્ધિ કરે છે અને સત્યનું પાલન કરતાં કરતાં પોતાના મૂળ સ્થાનને પ્રાપ્ત કરે છે, તેથી અદમ્ય આત્મશક્તિથી યુક્ત બનીને દિવસની જેમ પ્રકાશતાં રક્ષણશક્તિથી અને ધારણશક્તિથી યુક્ત બનીને પોતાની ત્રણે અવસ્થાઓને સ્વાધીન કરે છે. (૧)

यस्ते शोकाय तन्वं रिरेच क्षरद्धिरण्यं शुचयोऽनु स्वाः ।
अत्रा दधेते अमृतानि नामास्मे वस्त्राणि विश एरयन्ताम् ॥ ३ ॥
प्र यदेते प्रतरं पूर्व्यं गुः सदःसद आतिष्ठन्तो अजुर्यम् ।
कविः शुषस्य मातरा रिहाणे जाम्यै धुर्यं पतिमेरयेथाम् ॥ ४ ॥
तदू षु ते महत्पृथुज्मन्नमः कविः काव्येना कृणोमि ।
यत्सम्यञ्चावभियन्तावभि क्षामत्रा मही रोधचक्रे वावृधेते ॥ ५ ॥

---

( यः प्रथमः धर्माणि आससाद ) જે પહેલો બનીને ધર્મોને પ્રાપ્ત કરે છે. ( ततः पुरूणि वपूंषि कृणुषे ) તેથી તે ઘણી શારીરિક શક્તિઓને ધારણ કરે છે અને ( यः अनुदितां वाचं आचिकेत ) જે અપ્રગટ વાણીને જાણે છે. ( धास्युः प्रथमः योनिं आविवेश ) ધારણ કરનારાઓમાં તે પ્રથમ થઈને મૂળ ઉત્પત્તિ સ્થાનમાં પ્રવેશ પામે છે. ( ૨ )

( यः ते शोकाय तन्वं अनुरिरेच ) જેણે તને પ્રકાશ આપવા માટે શરીર સાથે શરીર જોડી દીધું છે, અને તે તેટલા માટે કે ( स्वाः शुचयः हिरण्यं क्षरत् ) પોતાની શુદ્ધ દીપ્તિઓ સુવર્ણની જેમ ફેલાય. ( अत्र अमृतानि नाम दधेते ) અહીં અમર નામોને તેઓ ધારણ કરે છે, તેથી ( विशः अस्मै वस्त्राणि आ ईरयन्ताम् ) પ્રજાઓ તેને માટે વસ્ત્રો પ્રેરિત કરે. ( ૩ )

( यत् एते ) જે આ ( सदः सदः आतिष्ठन्तः ) પ્રત્યેક ધર્મસભામાં બેસી બેસીને ( अजुर्यं प्रतरं पूर्व्यं प्रगुः ) જરારહિત પ્રાચીન અને સર્વથી પૂર્વનો આત્મા પ્રાપ્ત કરે છે. ( कविः शुषस्य मातरौ ) કવિ બનીને બળની માન્યતા કરનારી તથા ( जाम्यै धुर्यं पतिं रिहाणे ) બહેનને માટે પાલક પતિનું વર્ણન કરનારીના જેમ (आ ईरयेथां ) પ્રેરણા કરે છે. ( ૪ )

હે ( पृथु-ज्मन् ) વિશેષ ગતિ દેનારા ઇશ્વર ! ( तत् उ ) તે માટે (कविः) હું કવિ પોતાના (काव्येन) કાવ્યની દ્વારા ( ते सु महत् नमः कृणोमि ) તને ઘણા ઘણા નમસ્કાર કરૂં છું. ( यत् सम्यञ्चौ अभियन्तौ मही रोध-चक्रे ) કારણ કે જોડેલા ગતિમાન મોટાં પ્રતિરોધક ગતિવાળાં ચક્રોની સમાન ( अत्र क्षां अभि वावृधेते ) અહીં પૃથ્વી પર બન્ને વધે છે. ( ૫ )

---

જે અન્ય મનુષ્યોથી શ્રેષ્ઠ બનીને વિશેષ ધર્મનિયમોનું પાલન કરે છે, આ અનુષ્ઠાનથી તે આશ્ચર્યકારક શક્તિઓનો પ્રકાશ કરે છે ત્યાર પછી તે ગુઢ વાણીને જાણે છે જેથી તે ધારણાશક્તિથી યુક્ત અને પ્રથમ સ્થાનને માટે તે યોગ્ય બનીને પોતાના મૂળ સ્થાનમાં પ્રવેશ કરે છે. ( ૨ )

જે પ્રભુએ મનુષ્યના અન્તઃ પ્રકાશને ચારે તરફ ફેલાવા માટે તેને અનુકૂળ શરીર આપ્યાં છે, જેનાથી તે શુદ્ધ સુવર્ણની જેમ પોતાનો પ્રકાશ ચારે તરફ ફેલાવે છે, તેમાં જ સર્વ અમૃતરૂપી યશ બતાવનારનું નામ સાર્થક થાય છે, અને તેટલા માટે જ સર્વ પ્રજાઓ તેને પોતાનાં આચ્છાદક વસ્ત્ર અર્પણ કરે અને પોતેજ વચ્ચેનો પડદો હઠાવીને તેની સન્મુખ ઉભા રહી જાય. ( ૩ )

જે મનુષ્યો પ્રત્યેક ધર્મકૃત્યમાં આદરથી ભાગ લે છે અને તેમાં તે અજર, અમર, પુરાણપુરૂષનો આદર કરે છે, તેઓ અતીન્દ્રિયાર્થદર્શી અને બળના પ્રેમી બનીને પોતાની બહેનના પતિનો આદર કરવા માટે આદરભાવથી સર્વની સાથે વ્યવહાર કરે છે. ( ૪ )

सप्त मर्यादाः कवयस्ततक्षुस्तासामिदेकामभ्यंहुरो गात् ।
आयोर्ह स्कम्भ उपमस्य नीडे पथां विसर्गे धरुणेषु तस्थौ ॥ ६ ॥
उतामृतासुर्व्रत एमि कृण्वन्नसुरात्मा तन्व१स्तत्सुमद्गुः ।
उत वा शक्रो रत्नं दधात्यूर्जया वा यत्सचते हविर्दाः ॥ ७ ॥
उत पुत्रः पितरं क्षत्रमीडे ज्येष्ठं मर्यादमह्वयन्त्स्वस्तये ।
दर्शन्नु ता वरुण यास्ते विष्ठा आवर्वततः कृणवो वपूंषि ॥ ८ ॥
अर्धमर्धेन पयसा पृणक्ष्यर्धेन शुष्म वर्धसे असुर ।
अविं वृधाम शग्मियं सखायं वरुणं पुत्रमदित्या इषिरम् ।
कविशस्तान्यस्मै वपूंष्यवोचाम रोदसी सत्यवाचा ॥ ९ ॥

( कवयः सप्त मर्यादाः ततक्षुः ) જ્ઞાની મનુષ્યોએ સાત મર્યાદાઓ નક્કી કરેલી છે. ( तासां एकां इत् अभिगात् ) તેમાથી એકનું પણ ઉલ્લંઘન કર્યું તો મનુષ્ય ( अंहुरः ) પાપી બને છે. જે પાપ વગરનો ( आयोः स्कंभः ह ) આયુષ્યનો આધાર સ્તંભ બનીને ( उपमस्य नीडे ) નજીકના સ્થાનમાં જ્યાં ( पथां विसर्गे ) માર્ગોનો ફેલાવો થતો નથી, એવા ( धरुणेषु तस्थौ ) ધ્રુવસ્થાનમાં રહે છે. ( ૬ )

( व्रतः कृण्वन् अमृत-असुः एमि ) વ્રતરૂપ બનીને કર્મોને કરતો કરતો અને અમર પ્રાણશકિતથી યુકત બનીને હું ચાલું છું. ( तत् आत्मा असुः तन्वः सुमद्गुः ) તેથી આત્મા પ્રાણ, અને શરીર ઉત્તમ ગુણવાન્ બને છે. ( उत वा शक्रः रत्नं दधाति ) અને સમર્થ બનીને રત્નાદિ ધન ધારણ કરે છે. ( वा यत् हविर्दाः ऊर्जया सचते ) અથવા હવન કરવાવાળો બળથી યુકત બને છે. ( ૭ )

( पुत्रः क्षत्रं पितरं ईडे ) પુત્ર દુઃખથી રક્ષણ કરનારા પોતાના પિતાની સહાયતા ઇચ્છે છે. ( उत मर्यादं ज्येष्ठं स्वस्तये आह्वयन् ) અને મર્યાદા સ્થાપન કરનારા શ્રેષ્ઠને કલ્યાણને માટે બોલાવે છે. ( याः ते विस्थाः ता नु दर्शयन् ) જે તારા વિશેષ સ્થાન છે તેમને બતાવતાં બતાવતાં હે ( वरुण ) શ્રેષ્ઠ પ્રભુ ! ( आवर्वततः वपूंषि कृणवः ) તમેજ વારંવાર ભ્રમણ કરનારાઓના શરીરોને બનાવો છો. ( ૮ )

હે ( અ-સુર ) અમૂઢ અર્થાત્ જ્ઞાનવાન્ ! ( पयसा अर्धेन अर्धं पृणक्षि ) તું પોષકરસથી અર્ધાથી પણ અર્ધાની પૂર્ણતા કરે છે અને ( अर्धेन शुष्म वर्धसे ) અર્ધાથી બળ વધે છે. ( अविं शग्मियं ) રક્ષક અને સમર્થ ( सखायं वरुणं ) મિત્ર અને શ્રેષ્ઠ ( अदित्यः इषिरं पुत्रं ) અદીનતાને વધારનારો અને નરકથી રક્ષણ કરનારો ( वृधाम ) વધારે છે. ( सत्य वाचा रोदसी ) સત્યવચની દ્યાવા-પૃથ્વી ( अस्मै कविशस्तानि वपूंषि अवोचाम ) તેનું કવિઓ દ્વારા પ્રશંસિત શકિતઓનું વર્ણન કરે છે. ( ૯ )

હે સર્વના સંચાલક ઈશ્વર ! તેજ હેતુથી હું કવિની દૃષ્ટિથી મારી કાવ્યમય વાણીથી તારૂં મહાન્ યશ ગાતાં ગાતાં તારી સન્મુખ અત્યંત નમ્ર બનું છું. વિરૂદ્ધ ગતિવાળા બે ચક્રો જ્યારે એકજ કાર્ય માટે એક કેન્દ્રમાં મળીને કાર્ય કરવા માંડે ત્યારે મહાશક્તિ ઉત્પન્ન થાય છે. ( અહીં જડ અને ચેતન એ વિરૂદ્ધ ગુણધર્મવાળા બે પદાર્થ તારી સન્મુખ નમી જાય છે અને તે નમ્રતાથી શકિતશાળી બને છે. એ તાત્પર્ય છે. ) ( ૫ )

જ્ઞાની માણસોએ મનુષ્યના વ્યવહાર માટે સાત મર્યાદાઓ નિશ્ચિત કરી છે, તેમાંથી એકનું પણ ઉલ્લંઘન થયું તો મનુષ્ય પાપી બને છે, પરંતુ જે નિષ્પાપ રહેવા ઇચ્છે છે તે પોતાના જીવનનો આધારસ્તંભ જેવો બનીને પોતાના સમીપરિયત કેન્દ્રમાં, કે જ્યાં વિવિધ માર્ગો ફેલાયા હોતા નથી એવી રીતે એક આધારભૂત સ્થાનમાં અચળ બનીને રહે છે. ( ૬ )

પોતેજ વ્રતરૂપ બનીને અમૃતમય જીવનરસથી યુકત થતાં થતાં હું વિચરૂં છું, તેથી પ્રાણ, આત્મા, અને ત્રણે શરીરોમાં વિવિધ શક્તિઓ વધે છે, અને સમર્થ થવાથી ઉત્તમ રમણીયતા પણ પ્રાપ્ત થાય છે. આ પ્રકારે જે આત્મસમર્પણ કરે છે તેઓ બળવાન બને છે. ( ૭ )

પિતા પુત્રની રક્ષા કરે છે માટે દરેક પુત્ર પિતા પાસે સહાયતા પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે. આ પ્રકારે મર્યાદાનો આદેશ દેનારા પ્રત્યેક શ્રેષ્ઠ ગુરુજનોને પણ પ્રત્યેક મનુષ્ય બોલાવે છે. આ બન્ને કારણોને લીધે સર્વશ્રેષ્ઠ પ્રભુની પ્રાર્થના કરે છે કારણ કે તે જ પોતાના શ્રેષ્ઠ સ્થાનોને બતાવે છે અને વારંવાર શરીર આપીને રક્ષા પણ કરે છે. ( ૮ )

હે સર્વજ્ઞ પ્રભુ ! તું પોષકરસથી અમારા અર્ધા ભાગને પૂર્ણ કરે છે અને અર્ધા ભાગનું બળ પણ તુજ વધારે છે. તું રક્ષક, સમર્થ, મિત્ર, શ્રેષ્ઠ, અદીનતાને વધારનારો, નરકથી બચાવનારો છે તેટલા માટે જ તારો મહિમા અમે ગાઇએ છીએ. સત્યવચન કહેનારા તેની પ્રશંસનીય શકિતઓનું ગુણગાન કરે છે. ( ૯ )

# આત્મોન્નતિની વિદ્યા

## આત્મોન્નતિનો માર્ગ

જે માર્ગે ચાલવાથી આત્માની શક્તિ વધે છે તેને આત્મોન્નતિનો માર્ગ કહે છે. આ માર્ગનો ઉપદેશ આ સૂકતમાં કરેલો છે તેટલા માટેજ સાધક લોકોની દૃષ્ટિએ આ સૂકત ઘણું જ અગત્યનું છે. ભાષાની દૃષ્ટિએ જોવામાં આવે તો આ સૂકત ઘણું જ ક્લિષ્ટ જેવું જણાશે કારણ કે તેની ભાષાથી ઝડપથી બોધ થઇ શકે તેમ નથી, તો પણ વિચાર કરવાથી અને પૂર્વાપર સંબંધ જોવાથી જે બોધ મળી શકે એમ છે તે અહીં આપીએ છીએ—

## આત્માની ઉન્નત્તિ

( ૧ ) **अमृतासुः– ( अ–मृत–असुः )**–આ જીવાત્મા અમર જીવનશકિતથી યુકત છે. અર્થાત્ આ અમર છે, કદી મરણ પામનાર નથી. " અજ " અને " અમર " આ બન્ને તેનાં નામ છે. આ નામોથી તે " અજન્મા અને ન મરનારો " છે આ વાત સિદ્ધ થાય છે. જો કે વસ્તુતઃ તે ન મરનારો તેમજ ન જન્મ લેનારો છે, પરંતુ તે આ શરીરની સાથે જન્મ લે છે અને શરીરના નાશની સાથે તે મરણ પામે છે એમ માનવામાં આવે છે. તેનું વર્ણન " **अजायमानो बहुधा विजायते ।** ( ય. ૩૧।૧૯ ) " ન જન્મ લેનારો બહુ પ્રકારે જન્મ ધારણ કરે છે અર્થાત્ આ અજન્મા આત્મા સ્વયં અમર પ્રાણશકિતથી યુકત છે, તે પણ જન્મ મરણની અવસ્થાનો અનુભવ લે છે. આ મંત્રમાં પણ " **अमृतासुः सुजन्मा** " અમર જીવનશકિતથી યુકત હોવા છતાં પણ તે ઉત્તમ જન્મ લેનારો એવું તેનું વર્ણન કરેલું છે તેનો હેતુ પણ આ જ છે. ( મં. ૧ )

( ૨ ) **सु–जन्मा–** ઉત્તમ જન્મ લેનારો, જન્મ લઇને ઉત્તમ કાર્ય કરનારો, જેણે પોતાના જન્મનુ સાર્થક કર્યું છે. આ આત્મા વસ્તુતઃ અમર અને અજન્મા છે તો પણ આ શરીરની સાથે તે જન્મ લે છે, અહીં આવીને તે પરમ પુરુષાર્થ કરે છે અને પોતાના અમરત્વને પ્રાપ્ત કરે છે ( મં. ૧ )

( ૩ ) **वर्धमानः–** વૃદ્ધિ પામનારો ઉપર કહ્યા પ્રમાણે પરમ પુરુષાર્થ કરતા કરતાં તે પોતાની શકિત વિકસિત કરે છે, *અર્થાત્ નર-જન્મ પ્રાપ્ત કરીને આત્મોન્નતિના માર્ગથી ચાલીને* પોતાની અમર અને અજર શકિતની વૃદ્ધિ કરે છે. ( મં. ૧ )

( ૪ ) **ऋघङ्+मन्त्रः–** સત્યનો મંત્ર જપનારો, અર્થાત્ સત્યનું પાલન કરનારો, સત્યનું મનન અથવા ઉંડો વિચાર કરનારો, જ્યારે આ પ્રમાણે બને છે, ત્યારે તેની ઉન્નતિ થવા માંડે છે. ( મં. ૧ )

( ૫ ) **अदब्ध+असुः–** ન દબનારી પ્રાણશકિતથી યુકત આ અદમ્ય બળથી સંપન્ન છે, પૂર્વે કહેલા પ્રકારે સત્યનું

*

નિષ્ઠાથી પાલન કરવાથી તેનુ આત્મિકબળ વધી જાય છે, અને આત્મિકબળથી જ તેને પોતાની અજર, અમર અને અદમ્ય આત્મશક્તિનો અનુભવ થાય છે. ( મ ૧ )

( ૬ ) भ्राजमान.- પ્રકાશવાવાળો, હવે આ સમયે તે પોતાના તેજથી ચમકે છે સત્યનિષ્ઠા અને આત્મિકબળને કારણે મનુષ્યનુ તેજ વધી જાય છે. ( મં. ૧ )

(૭) योनिं आवभूव- પોતાના મૂળ ઉત્પત્તિસ્થાનને પ્રાપ્ત કરે છે. પરિધિની પાસે ન જતા તે મધ્યકેન્દ્રમાં પહોચે છે. ચક્રના પરિધિમા ગતિ વધારે હોય છે જ્યારે કેન્દ્રમા તદ્દન ઓછી હોય છે, તેથી જ તે પરિધમાં અશાતિ હોય છે અને કેન્દ્રમા શાતિ હોય છે તેથી યોગી લોકો કેન્દ્રસ્થાનમા રહેલા પરમાત્માને પ્રાપ્ત કરીને શાતિ પ્રાપ્ત કરે છે અને અન્ય મનુષ્યો પરિધમા ફસાઇને મહાગતિની સાથે ઝડપથી ચક્કર ખાવા માડે છે ઉપરોક્ત પ્રકારનો મુમુક્ષુ જીવ મધ્યકેન્દ્ર-સ્થાનમા જાય છે અને શાતિનો અનુભવ કરે છે.

આ પ્રકારે આ ( त्रितः ) રક્ષક અને ( धर्ता ) ધારક બને છે, અર્થાત્ બીજાનુ રક્ષણ અને ધારણ કરે છે, અને ( त्रीणि दाधार ) પોતાની ત્રણ અવસ્થા સ્થૂળ, સૂક્ષ્મ અને કારણને ધારણ કરે છે, અર્થાત્ આ અવસ્થાઓને પોતાને વશ કરે છે. આ પ્રમાણે પ્રથમ મંત્રનુ મનન કરવાથી નિમ્ન-લિખિત બોધ પ્રાપ્ત થાય છે.

## પ્રથમ મન્ત્રથી બોધ

### અદમ્ય આત્મશક્તિનુ તેજ

" મનુષ્ય પોતાના આત્માને અમર જીવનશક્તિથી પરિપૂર્ણ કરવાનો અનુભવ કરે, નરજન્મ પ્રાપ્ત થયા પછી પોતાના જન્મની સાર્થકતા કરવાને માટે ઉત્તમ પ્રશસ્ત કર્મ કરે અને પોતાની શક્તિઓની વૃદ્ધિ કરે સત્યનુ પાલન કરીને પોતાના આત્માની શક્તિની અદમ્યતાનો અનુભવ કરીને ઉત્તમ પ્રકારે દિવસના પ્રકાશની જેમ પ્રકાશિત થતો રહે. અતમાં સ્વયં પરમાત્માના કેન્દ્રમાં પોતાનુ સ્થાન સ્થિર કરીને જનતાનો રક્ષક અને ધારક બનીને પોતાની ત્રણે અવસ્થા-ઓને પોતાને આધીન બનાવે. ( મ . ૧ )

આ મત્રનુ તાત્પર્ય જોવાથી એની મેળે જ જાણ થાય છે કે " જનતાનું રક્ષણ અને ધારણ કર્યા વિના અર્થાત્ જનતા-ના ઉદ્ધારના પ્રયત્નમાં આત્મસમર્પણ કર્યા સિવાય પોતાની અદમ્ય આત્મશક્તિનો વિકાસ નહિ થાય, અને આત્મ-વિકાસની અંતિમ ભૂમિકા પણ પ્રાપ્ત નહિ થાય " અસ્તુ. હવે બીજા મંત્રનો આશય જુઓ—

( ૮ ) यः प्रथमः धर्माणि आससाद- જે પ્રથમ બનીને ધર્મના નિયમોનુ પાલન કરે છે, અર્થાત્ જે સર્વથી શ્રેષ્ઠ બનીને ધર્મનિયમોનુ પાલન યોગ્ય રીતે કરે છે અને ક્યારેય પણ ધર્મનિયમોના પાલનમા કોઇ પણ પ્રકારની શિથિલતા થવા દેતો નથી ( મં. ૨ )

( ૯ ) तत. पुरूणि वपूंषि कृणुषे- તેથી વિવિધ શારીરિક શક્તિઓને તે ધારણ કરે છે " वपु "નો અર્થ શરીર અથવા શરીરની શક્તિ છે. મનુષ્યના શરીર સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એમ ત્રણ પ્રકારના છે અને તેથી તેની ત્રણ પ્રકારની શક્તિઓ હોય છે. ઉપરોક્ત ધર્મનિયમોનું પાલન કરવાથી મનુષ્યની આ શરીરોની શક્તિઓ વધતી જાય છે, માનો કે મનુષ્ય ધર્મના નિયમોના પાલન દ્વારા આ શરીરોની વિવિધ શક્તિઓને જ બનાવે છે અથવા વધારે છે. (મં. ૨)

(૧૦) यः अनुदितां वाचं चिकेत- જે અપ્રગટ વાણીને જાણે છે, અર્થાત્ જે ગુહ્ય વાણી દ્વારા પ્રગટ થનારા સદેશને જાણે છે જે વાણી મનુષ્ય બોલે છે તે વ્યક્ત અથવા પ્રગટ અથવા " ઉદિત " વાણી છે આ વ્યક્ત વાણી ઘણી જ સ્થૂળ છે, તેને વૈખરી કહે છે. તેના પહેલાં " परा, पश्यन्ती, मध्यमा " આ ત્રણ ગુપ્ત, ગુહ્ય, અવ્યક્ત અથવા અનુદિત વાણીઓ છે. પ્રગટ વાણીને બદલે આ ગુપ્ત વાણીઓમાં આત્માનો પ્રભાવ અધિક ભરેલો છે, જે પ્રગટ વાણીથી એટલો વ્યક્ત થઇ શકતો નથી. જ્ઞાની મનુષ્યો આ અનુદિત વાણીના સદેશાઓને જાણે છે અને તેમને અપનાવે છે, આ વિષયમા વેદમાં બીજે ઠેકાણે આ પ્રકારે કહ્યુ છે—

चत्वारि वाक्परिमिता पदानि तानि विदुर्ब्राह्मणा ये मनीषिणः । गुहा त्रीणि निहिता नेङ्गयन्ति तुरीयं वाचो मनुष्या वदन्ति ॥
( ઋ. ૧।૧૬૪।૪૫; અથર્વ. ૯।૧૦।૨૭ )

" વાણીના ચાર પદો છે, એમને વિવેકી બ્રહ્મજ્ઞાની જાણે છે. એમાથી ત્રણ હૃદયમાં ગુપ્ત છે અને ચોથા વાણીને મનુષ્ય બોલે છે. " આ મંત્રના કથનની સાથે આ મંત્રનો વિચાર કરવો જોઇએ એમાં જે ' अनुदितां वाच '

( અપ્રકટ ગુહ્ય વાણી ) ને જોવાની વાત કહી છે, તે વાણી ( **ગુહ્યાનિહિતા** ) હૃદયની ગુફામાં ગુપ્ત છે. બ્રહ્મજ્ઞાની જ તેને જાણે છે, અર્થાત્ જે આ ગુપ્તવાણીને જાણે છે, તેની વિશેષ યોગ્યતા હોય છે.

( ૧૧ ) **પ્રથમઃ ધાસ્યુઃ યોનિં આવિવેશ**– પહેલાં ધારણશક્તિથી યુક્ત થઇને મૂળ ઉત્પત્તિ સ્થાનમાં દાખલ થાય છે, અર્થાત્ જે પૂર્વોક્ત પ્રકારે પોતાની ઉન્નતિ કરે છે તે મૂળ કેંદ્રસ્થાનમાં પ્રવેશ થઇને અનુપમ શાંતિનો અનુભવ લે છે. [ આ વિષયમાં પ્રથમ મંત્રના પ્રસંગમાં વધુ કહ્યું છે, એનું અહીં પુનરાવર્તન કરવાની આવશ્યકતા નથી.]

આ બીજા મંત્રમાં જે ઉપદેશ આપ્યો છે, તેનો સારાંશ આ છે.

## દ્વિતીય મન્ત્રથી બોધ

### ગુહ્યવાણીનો ગુપ્ત સંદેશ

" મનુષ્ય પહેલો બને, ધાર્મિક શ્રેષ્ઠ કર્મોની આરાધના કરે, પોતાના સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરોની શક્તિ વિકસિત કરે, ગુહ્યવાણીના ગુપ્ત સંદેશ જાણે અને મૂળ કેંદ્રસ્થાનમાં પોતાનું સ્થાન સ્થિર કરીને ત્યાંનો આનંદ પ્રાપ્ત કરે. " ( મં. ૨ )

પાઠક પ્રથમ મંત્રના બોધની સાથે આ બોધને મેળવીને આત્મોન્નતિના ઉપદેશને પ્રાપ્ત કરે. હવે તૃતીય મંત્રનું મનન કરીએ છીએ.

### શરીર ધારણનો ઉદ્દેશ્ય

( ૧૨ ) **તે શોકાય તન્વં રિરેચ, સ્વાઃ શુચયઃ હિરણ્યં ક્ષરત્ન**–તારા પ્રકાશના વિસ્તાર માટે તારી સાથે શરીરનો યોગ કરવામાં આવ્યો છે, એથી તારા પોતાના સ્વયં–પ્રકાશ કિરણ સુવર્ણના માફક તેજસ્વી થઇને જીવાત્માની સાથે જે શરીર મળ્યું છે એનું કારણ જીવાત્માના સ્વયં પ્રકાશના કિરણો ચારે તરફ પ્રસરી જાય અને જીવાત્મા વધારે તેજસ્વી બને. અર્થાત્ આ શરીર બંધનને માટે નથી, પરંતુ બુદ્ધિને માટે છે. જે મનુષ્ય પોતાની ઉન્નતિ માટે પ્રયત્ન કરે છે, એને માટે આ શરીર સહાયક થાય છે અને જે લોકો તિરસ્કાર યુક્ત કામોમાં મગ્ન રહે છે, એમને માટે આ જ શરીર બંધનરૂપ હોય છે. એથી મનુષ્ય એવું કરે કે તે પોતાના શરીરના આ ઉદ્દેશ્ય સમજે અને પોતાના શરીરથી એવી ઉત્તમ આરાધના કરે, કે જેથી એના પ્રકાશ કિરણો એની ચારે તરફ પ્રસરી બધાને પ્રકાશિત કરે અને પોતે પોતાના આત્માને કૃતકૃત્ય બનાવે. શરીરનો મુખ્ય ઉદ્દેશ્ય શરીરિક ભોગ-વિલાસ ભોગવવાનો નથી, પરંતુ આત્મિક બળ વધારવાનો છે. આ વાત આ મંત્ર-ભાગે સિદ્ધ કરી છે. ( મં. ૩ )

( ૧૩ ) **અત્ર અમૃતાનિ નામ દધેત્તે**–અહીં આ દેહમાં ઘણાં અમૃત નામ ધારણ કરવામાં આવ્યાં છે, અર્થાત્ અહીં ઘણાં જ અમૃત રાખેલાં છે. મનુષ્યો માટે એ યોગ્ય છે કે તેઓ આ શરીરરૂપી ક્ષેત્રમાં આ અમૃતને પ્રાપ્ત કરવાનું અનુષ્ઠાન કરે. આ શરીરમાં જ અમૃત આત્મશક્તિઓનો અનુભવ કરીને ઘણા લોકો સન્ત–મહન્ત બનીને મુક્તધામને પ્રાપ્ત થએલા છે. આ પ્રકારે આ શરીર અમૃતપ્રાપ્તિનુ સહાયક છે, પોતાના શરીરને એવું માનીને મનુષ્ય તેનો ઉત્તમ ઉપયોગ કરે અને અમર બને. જો આ શરીરમાં અનેક અમૃત છે, તો આ શરીરનો સ્વામી જીવાત્મા એ અમૃતનો સાચો સ્વામી છે, પરંતુ તેની અવસ્થા પોતાના અજ્ઞાનને લીધે એવી થઇ છે કે તે અમૃતનો સ્વામી હોવા છતાં પણ મૃત્યુથી હંમેશાં ડર્યા કરે છે. જેવી રીતે કોઇ અજ્ઞાની પુરૂષ પોતાનું ધન ભૂમિમાં છૂપાએલું છે એ ન જાણવાથી પોતાને નિર્ધન માનીને દુઃખ કર્યા કરે છે તેજ પ્રમાણે આ શરીરરૂપી કર્મક્ષેત્રમાં જે અનેક પ્રકારનાં અમૃત છે તેમને પ્રાપ્ત કરવાનું અનુષ્ઠાન ન કરવાને લીધે તે ( **અમૃતત્વસ્ય ઈશાનઃ** ) ( ઋ ૧૦।૯૦।૩ ) અમરત્વનો સ્વામી હોવા છતાં પણ મૃત્યુથી ડરે છે. એટલા માટેજ મનુષ્યને માટે એ અગત્યનું છે કે તે પોતાનું અમરત્વ અનુભવે, એના માટે ધર્માચરણ કરે અને પોતાની ઉન્નતિનું સાધન કરે. ( મં. ૩ )

( ૧૪ ) **વિશઃ વસ્ત્રાણિ પરયન્તાં**–પ્રજાઓ વસ્ત્રો બનાવવામાં ગતિ આપે અથવા મનુષ્યો પોતાનાં વસ્ત્રોને પ્રેરિત કરે. મનુષ્ય પોતાના બાહ્ય આવરણને દૂર ફેંકી દે અને પોતાના શુદ્ધ સ્વરૂપમાં ઉભા રહી જાય. મનુષ્યો કપડાને ધારણ કરી પોતાને ઢાંકી દે છે અને પોતાનું જે અસલ રૂપ છે તેને છૂપાવી દે છે. તેટલા માટે ઉન્નતિ ઇચ્છનારા માનવી માટે તે ઉચિત છે કે પોતે પોતાને આચ્છાદનમાં ન છૂપાવે પરંતુ સત્યનિષ્ઠાથી પોતાની વાસ્તવિક સ્થિતિને બતાવે અને તેજ પ્રકાશમાં લાવે. તેનાથી મનુષ્યની ઉન્નતિ થઇ શકે છે, ઢોંગ કરવાથી મનુષ્યની ઉન્નતિ થઇ શકતી નથી, તે બીજાને કદાચ ભ્રમમાં નાખી શકે પરંતુ પોતે પોતાને ભ્રમમાં

નહીં નાખી શકે, તેથી પોતે આચ્છાદન રહિત બનીને પોતાનાં શુદ્ધ સ્વરૂપનુ નિરીક્ષણ કરીને પોતાની ઉન્નતિના માર્ગમા આગળ વધે—

**हिरण्मयेन पात्रेण सत्यस्यापिहित मुखम् ।**
**तत्व पूषन्नपावृणु सत्यधर्माय दृष्टय । ( य ४०।१५ )**

" સુવર્ણના ઢાંકણાથી સત્યનું મુખ છુપાએલુ છે. સત્ય જોવાને માટે તે ઢાંકણાને દૂર હઠાવવુ જોઇએ આ ઉપદેશ અને આ મંત્રનો, " પોતાનાં આચ્છાદનના વસ્ત્રો દૂર ફેંકો " આ બન્ને ઉપદેશોનો ભાવ એકજ છે એમ સ્પષ્ટ દર્શાવાયુ છે

## તૃતીય મન્ત્રનો ભાવ

### પોતામાં છૂપાએલા અમૃત

" પોતાના નિજ તેજનાં કિરણો ચારે બાજુ ફેલાય તેટલા માટે જેણે ઉત્તમ શરીર આપ્યુ છે અને જેમાં અનેક અમૃતમય યજ્ઞ જેની કૃપાથી ધારણ કરી શકાય છે તેની સન્મુખ પોતાનુ આચ્છાદન દૂર ફેંકીને શુદ્ધ સ્વરૂપમા ઉપસ્થિત થવુ જોઇએ ( ૩ )

આ તૃતીય મંત્રનો ઉત્તમ બોધ લક્ષમા લઇ મનન કરી હવે અમે ચતુર્થ મંત્રનો વિચાર કરીએ છીએ—

( ૧૫ ) **सद सद आनिषन्त अजुर्यं पुर्व्यं प्रतर प्रगु** –પ્રત્યેક ધર્મ વિચારની યજ્ઞશાળામાં બેસનારા લોકો અજર પુરાતન અને સર્વોત્કૃષ્ટ આત્માને પ્રાપ્ત કરે છે જેને પ્રાપ્ત કરવાનો છે તે ( **अजुर्यं** ) જરા રહિત, ( **पूर्व्यं** ) સર્વથી પ્રાચીન અને પુરાતન તથા પૂર્ણ અને ( **प्रतर** ) સર્વથી અત્યત ઉત્કૃષ્ટ છે તેથી તેને પ્રાપ્ત કરવો જોઇએ તેને પ્રાપ્ત કરવાથી અમે જરારહિત, પૂર્ણ અને ઉત્કૃષ્ટ બની શકીએ છીએ આ અવસ્થા પ્રાપ્ત કરવા માટે દરેકના પ્રયત્ન હોવા જોઇએ આ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે સર્વથી પ્રથમ એવી સભાઓમા જવુ જોઇએ કે જ્યાં ધર્મનો વિચાર થતો હોય, અને યજ્ઞ કરવામાં આવતો હોય, આવા સજ્જનોની સંગતિમા રહેવાથી ધીમે ધીમે મનપર શુભ સંસ્કાર પડે છે, અને મનુષ્ય શુદ્ધ અને પવિત્ર બને છે તેમજ ઉન્નત પણ બનતો જાય છે ' **उप+नि+षद्** " નામ બ્રહ્મવિદ્યાનુ છે આ શબ્દમા ( **उप+नि** ) આ ઉપસર્ગો દૂર કરવામા આવે તો " **सद** " શબ્દ બાકી રહે છે તેજ અહીંનો " **सद** " શબ્દ છે બ્રહ્મપ્રાપ્તિના ઉપાયનુ ચિન્તન કરનારા લોકો જ્યા પ્રીતિથી બેસે છે તે સભાનુ નામ " **सद् અથવા उपनिषद्** ' છે ( **अजुर्यं** ) અજર, ( **पूर्व्यं** ) પ્રાચીન અને ( **प्रतर** ) ઉત્કૃષ્ટ આત્માના ( **उप** ) પાસે ( **नि** ) નજીક ( **सद्** ) બેસવુ આ તે શબ્દોનો ભાવ છે, તેનાથી આત્મપ્રાપ્તિના અનુષ્ઠાનનો માર્ગ લક્ષમા આવી શકે છે

( ૧ ) **कवि शुचस्य मातरा, जाम्यै धुर्यं पतिं रिहाणे, परयेथां**-અતિન્દ્રિયાર્થદર્શી અને બળની માન્યતા ધરાવનારા બહેનના હિત માટે તેના સમર્થ પતિની પ્રશંસા કરવાની ઇચ્છાથી સર્વની સાથે વ્યવહાર કરે છે, બનેવીનો વિશેષ આદર કરે છે, બહેનનો પતિ જ્યારે આવે છે ત્યારે બધા તેનુ સન્માન કરે છે કારણ કે જો તેનુ અપમાન કરવામા આવે તો પોતાની બહેનને જ કષ્ટ થાય એવો વિચાર તેના મનમાં રહે છે એજ આદરનો વિચાર બીજાની સાથે વ્યવહાર કરતી વખતે મનમાં ધારણ કરવો જોઇએ જેવી રીતે ઘેર આવેલા જમાઇનુ માન-સન્માન કરવામાં આવે છે તેટલાજ પ્રકારના આદરભાવથી સર્વની સાથે વ્યવહાર કરવો ઉચિત છે કેટલાકને બીજાનુ અપમાન કરવાની ટેવ હોય છે, એનાથી નકામો દ્વેષભાવ વધે છે, તેથી પ્રેમની વૃદ્ધિ થાય એવો વ્યવહાર કરવો જ યોગ્ય છે મનુષ્યે દૂરદષ્ટિથી વિચાર કરવાની ટેવ રાખવી જોઇએ અને બળનુ પણ સન્માન કરવુ, જોઇએ. અને બળનો ઉપયોગ અન્યની સાથે પ્રેમની વૃદ્ધિ માટે કરવો જોઇએ, બળનો ઉપયોગ બીજાને દબાવવા માટે થવો જોઇએ નહિ

## ચતુર્થ મન્ત્રનો ભાવાર્થ

### બીજાની સાથે આદરપૂર્વકનો વ્યવહાર

' ધર્મસભાઓમા ધર્મનિષ્ઠાથી બેસનારા ક્રમશઃ સર્વોત્તમ, જરારહિત, પુરાણપુરૂષને પ્રાપ્ત કરે છે, તેઓ દિવ્ય દૃષ્ટિથી યુક્ત બનીને અને બળનુ મહત્વ જાણતા છતાં બીજાઓની સાથે આદરપૂર્વક વર્તાવ કરે છે, જેવી રીતે બહેનના સમર્થ પતિની સાથ કરે છે " ( ૪ )

આ પ્રમાણે ચતુર્થ મંત્રનુ મનન કર્યા બાદ પાચમા મંત્રનો વિચાર કરીએ છીએ—

( ૧૭ ) **कवि काव्येन ते सु महत् नम कृणोमि**-હું કવિ મારા કાવ્યથી તને નમસ્કાર કરૂ છુ પહેલાં કવિ બનવુ જોઇએ, કવિ બનવાનો અર્થ એ છે કે આ સ્થૂળ જગતની પેલેપાર જે સૂક્ષ્મ શક્તિઓ કાર્ય કરી રહી છે તેમને પ્રત્યક્ષ કરી આ પ્રકારે જે મનુષ્ય કવિ અથવા ક્રાંતદર્શી હોય છે તે પોતાના અનુભવ પ્રગટ કરે છે, તેનુ નામ

કાવ્ય છે આ કાવ્ય તે સૂક્ષ્મ શક્તિનુ શબ્દ ચિત્ર હોવાને લીધે તે પરમાત્માનુ વર્ણન કરે છે આ પણ પરમાત્માની એક પ્રકારની પૂજા જ છે તેમાં પરમાત્માનુ ગુણવર્ણન, પરમાત્માની ભક્તિ અને પૂજા હોય છે અને પરમાત્માને માટે શ્રદ્ધા પણ પ્રગટ થાય છે આ જ ( महत् नमन ) મોટુ નમન છે જે કવિ બનીને કાવ્યની દૃષ્ટિથી આ વિશ્વનુ નિરીક્ષણ કરે છે અથવા સ્થૂળમાં સૂક્ષ્મશક્તિને જુએ છે તે પુષ્કળ મનન કરનારો છે. આત્મોન્નતિને માટે આવી દૃષ્ટિની અત્યંત આવશ્યકતા છે ( મ ૫ )

**( १८ ) अत्र सम्यञ्चा अभियन्तौ मही रोधचक्रे क्षा अभि वावृधेते-** 'સાથે રહેનારાં અને ગતિમાન મને મોટાં વિરોધક ચક્રો આ ભૂમિપર સર્વને આગળ વધારે છે" આ મંત્રભાગમાં " મળેના બે વિરોધી ચક્રોનુ વર્ણન છે ' આ એકબીજા સાથે મળેલા બે વિરોધક ચક્રો કયાં છે તેનો વિચાર કરવો જોઇએ સ્થૂળ સૂક્ષ્મ, જડ ચેતન, દૃશ્ય અદૃશ્ય, પ્રકૃતિ પુરુષ આ નામો આ "વિરોધકચક્રો" નાં છે પરસ્પર ભિન્ન ગુણધર્મ ધારણ કરનારા આ બંને છે, અર્થાત્ જડના ગુણધર્મ ભિન્ન છે અને ચેતનના ગુણધર્મ ભિન છે જડ ચેતન, પ્રકૃતિ પુરુષ તેમનો પરસ્પર વિરોધ પ્રસિદ્ધ જ છે તેઓ જ્યારે પરસ્પર સહાયક બને છે ત્યારે ઉન્નતિ થાય છે, અને પરસ્પર વિઘાતક બન્યા તો નાશ થાય છે આ મંત્રમાં આ વાત કહી છે કે આ બંને ચક્રો ( सम्यञ्चौ ) હળી મળીને એક બીજાના સહાયક બનીને રહે તો ( अभिवावृधाते ) સર્વ પ્રકારે વારંવાર વૃદ્ધિ કરનારા બને છે, શક્તિનો વિકાસ કરે છે આથી સિદ્ધ થાય છે કે જો તેઓ પરસ્પર વિઘાતક બને તો શક્તિક્ષીણ બનવા માંડે છે આપણા શરીરમાં જ જુઓને આ સ્થૂળ શરીર છે અને તેની અંદર સૂક્ષ્મ શક્તિ છે, શરીરને જો સંયમ ઇત્યાદિ સારા નિયમોથી ઉત્તમ સ્થિતિમાં રાખવામા આવે તો જ આ સ્થૂળ શરીર સૂક્ષ્મ શક્તિઓનું સહાયક, પોષક અને સંવર્ધક બને છે તેથી ઉલટુ જો શરીરને અસંયમ દ્વારા ખુલ્લુ મૂકવામા આવે અને વ્યસનોમાં ફસાઇ જાય તો બંને શક્તિઓનો ક્ષય થાય છે પાઠક આ પ્રમાણે પોતાના શરીરમા જ જોઇ શકશે કે અહીં સ્થૂળ અને સૂક્ષ્મ બે વિરોધીચક્રો કેવા છે અને તેઓ પરસ્પર વિરોધક હોવા છતાં જ્યારે હળીમળીને રહે છે ત્યારે પરસ્પર સહાયક બને છે અને વિરૂદ્ધ ચાલવાથી એકબીજાના વિઘાતક પણ બની રહે છે. વ્યસનોમા શરીરને ફસાવવાથી તે વિરોધક બને છે આ વસ્તુ જોવાથી પાઠકને મંત્રનો ઉપદેશ પ્રત્યક્ષ સમજાઇ જશે જ આ પરસ્પર વિરોધી ચક્રોને એક જ કાર્યમા લગાવી દઇ પરસ્પરના સહાયક બનાવી પોતાની શક્તિઓનો વિકાસ કરવાના કાર્યમાં જોડી દેવાં એ જ ઉપદેશ આ મંત્રમા કરેલો છે આ પ્રમાણે વિરોધક શક્તિઓને એક જ કાર્યમા પરસ્પર સહાયક બનાવી પોતાની શક્તિ વધારવી અને કાવ્યદૃષ્ટિથી સ્થૂળમાં સૂક્ષ્મનો અનુભવ કરીને તેની સન્મુખ ભક્તિથી નમ્ર બની જવુ તે જ આત્મોન્નતિ માટે આવશ્યક છે. ( મ ૫ )

## પંચમ મંત્રનો ભાવ

### વિરોધક શક્તિઓની એકતાથી વૃદ્ધિ

" હુ મારી સ્થૂળ શારીરિકશક્તિ અને સૂક્ષ્મ આત્મ-શક્તિને એક જ સત્કાર્યમાં લગાડીને, તેમના પરસ્પર વિરોધને દૂર કરીને તેમને પરસ્પર સહાયક બનાવી, બંનેની શક્તિ-ઓથી બંનેનુ પોષણ કરૂં છુ, આ પ્રકારે અતિન્દ્રિયાર્થ દૃષ્ટિથી સ્થૂળની અંદર સૂક્ષ્મ શક્તિને જોઇને પોતાના કાર્યથી તે ચાલક અનંત અંત શક્તિની સન્મુખ ભક્તિયુક્ત અંતઃકરણથી નમ્ર બનું છુ " ( મ. ૫ )

આમ પાંચમા મંત્રના મનન પછી છઠ્ઠા મંત્રનો વિચાર કરીએ—

**( १९ ) कवयः सप्त मर्यादा ततक्षु, तासां एकां इत् अभि अगात् अहुरः-** જ્ઞાની લોકોએ સાત મર્યાદાઓ નિશ્ચિત કરી છે તેમાથી એક પણ મર્યાદાનુ જે ઉલ્લંઘન કરે છે તે પાપી બને છે ' ( ૧ ) ચોરી ન કરવી, ( ૨ ) વ્યભિચાર ન કરવો, ( ૩ ) બ્રહ્મહત્યા ન કરવી, ( ૪ ) ગર્ભપાત ન કરવો, ( ૫ ) સુરાપાન ન કરવુ ( ૬ ) વાર-વાર દુરાચાર ન કરવો, ( ૭ ) પાપ થાય તો અસત્ય બોલીને તેને છૂપાવવુ નહિ " આ સાત મર્યાદાઓ કવિ લોકોએ નિશ્ચિત કરી છે તેમાથી એક પણ મર્યાદાનુ ઉલ્લંઘન કરવાથી મનુષ્ય પાપી બને છે, તો પછી અધિક મર્યાદાઓનુ ઉલ્લંઘન થાય તો તે પાપી બને જ તેમાં શંકાને સ્થાન જ કયાં છે ? આ સાત મર્યાદાઓનો વિચાર કરવાથી પાઠક જાણી શકશે કે સાત પુણ્ય કાર્ય કયા છે અને સાત પાપ કર્મ કયાં છે ? આ સાત મર્યાદાઓમા છઠ્ઠી અને સાતમી મર્યાદા ઘણી જ મહત્વપૂર્ણ છે મનુષ્યના હાથે કોઇ પણ કારણે પાપ થયુ તો તે પછી તેનાથી બચવાનો યત્ન કરશે તો ઘણું નુકસાન થવાની શકયતા નથી, પરંતુ જો વારંવાર સજા થવા

છતાં અને મનાઇ કરવા છતાં પણ જો તે ફરીથી કુકર્મ કરવા માડે તો તેની અવનતિનો આરો રહી શકતો નથી. તેથી ઉન્નતિ ઇચ્છનારા લોકોને માટે એ ઉચિત છે કે અજ્ઞાનતાથી કદાચ એકાદ વખત દોષમય આચરણ થઇ જાય તો તે વારંવાર ને પ્રમાણે ન કરે, અને જો કોઇ દુરાચરણ પોતાની અસાવધાનીથી થઇ ગયું હોય તો તેને અસત્ય બોલીને છુપાવવાનો પ્રયત્ન કરવો જોઇએ નહિ. કારણ કે તેમ કરવાથી તે કલંક વધારે ઘેરૂં બને છે અને તેથી અધિક પાપ થવું જાય છે. તેથી દોષ હોય તો સત્ય બોલીને તેને યથાર્થ રૂપમાં પ્રગટ કરવો એજ યોગ્ય છે. મનુષ્યની ઉન્નતિને માટે આ સાત મર્યાદાઓ અત્યંત સહાયકારી છે, તેટલા માટે કોઇ પણ મનુષ્ય કોઇ પણ કારણસર તેનું ઉલ્લંઘન ન કરે ( મં. ૬ )

( ૨૦ ) आयोः स्कंभः– આયુષ્યનો આધારસ્થંભ બન, અર્થાત્ આયુષ્યનો વિઘાતક ન બન, ઉપરોકત સાત મર્યાદાઓનું ઉલ્લંઘન કરવાથી આયુષ્યનો ઘાત થાય છે, અને મર્યાદાઓનું પાલન કરવાથી આયુષ્યનો આધાર મજબુત બને છે. મર્યાદાઓનું પાલક કરવું એટલે કે સંયમીજીવન જીવવું સંયમથી જીવન વ્યતીત કરવાથી જીવનનો આધાર શકિતશાળી બને છે અને ઉત્તમ દીર્ઘજીવન પ્રાપ્ત થાય છે. ( મં. ૬ )

( ૨૧ ) उपमस्य नीडे, पथां विसर्गे धरुणेषु तस्थौ–જે ઉપમા આપવા લાયક છે, અને જે સર્વની અત્યંત નજીક છે, તે પરમાત્માના સ્થાનમાં તથા અનેક માર્ગો જ્યાં સમાપ્ત થાય છે એવા ધારક કેન્દ્રોમાં તે રહે છે. અહીં ત્રણ પ્રકારના ઉપદેશ છે, ( उपमस्य नीडे ) ઉપમા આપવા લાયક તે પરમાત્મા છે ( रूपं रूपं प्रतिरूपो बभूव ) ( ઋ ૬।૪૭।૧૮ ) જગતના પ્રત્યેક રૂપ માટે તે આદર્શ નમૂનારૂપ છે. આ પ્રકારનું વર્ણન વેદમાં આવે છે આથી સિદ્ધ થાય છે કે તે પરમ આત્મા સર્વને માટે આદર્શ બનેલો છે. તેના ( नीडे ) માળામાં આપણે માટે સ્થાન પ્રાપ્ત કરવું જોઇએ. સદાચાર આદિ સદ્‌ગુણોથી જીવવાથી જ તેના માળામાં શાન્તિથી રહેવાને માટે સ્થાન મળી શકે છે. તે સ્થાન કેવું છે તેનું વર્ણન અહીં " पथां विसर्गे " આ શબ્દોથી થએલું છે. " વિસર્ગ " નો અર્થ છે વિરામ કરવાનું સ્થળ, અથવા સમાપ્તિનું સ્થાન, ( पथां ) સર્વ માર્ગોનું ( विसर्ग ) આ વિરામનું અથવા સમાપ્તિનું સ્થાન છે. કાંતો " सर्ग " નો અર્થ છે " ઉત્પત્તિ; " " वि+सर्ग " નો અર્થ થાય " विगत सर्ग " અર્થાત્ " ઉત્પત્તિ જ્યાં છેજ નહિ એ સ્થાન " જ્યાં વિવિધ માર્ગોની જંજાળ છે જ નહિ અથવા જ્યાં વિવિધ માર્ગો એકરૂપ બની જાય છે તે સ્થાન. એવા સ્થાનમાં રહેવું જોઇએ જ્યાં વિવિધ માર્ગોપર ચાલવાનું કષ્ટ સહન કરવું પડે નહિ. સર્વ માર્ગોથી ગએલા લોકો જ્યાં પહોંચે છે, તે સ્થાનમાં પહોંચવું અને ત્યાં જઇને સ્થિર રહેવું જોઇએ.

## છઠ્ઠા મન્ત્રનો ભાવ

### સાત મર્યાદાઓ

" જ્ઞાની મનુષ્યોએ વ્યવહારને માટે સાત મર્યાદાઓ નક્કી કરેલી છે, તેમાંની એકનું પણ ઉલ્લંઘન કરવાથી મનુષ્ય પાપી થાય છે, પરંતુ જે સાતે મર્યાદાઓનું પાલન કરીને, ધર્માનુકૂળ વ્યવહાર કરીને પોતાના જીવનનો આધાર સ્તંભ બને છે, તે સર્વને માટે ઉપમા આપવા લાયક પરમાત્માના સ્થાનમાં, જ્યાં અનેક માર્ગો પહોચે છે ત્યાંના આધારસ્થાનમાં સ્થિર રહે છે. ( મં. ૬ ) "

છઠ્ઠો મંત્ર જાણ્યા પછી હવે સાતમા મંત્રનું મનન કરીએ.

( ૨૨ ) व्रतः कृण्वन् अमृतासुः एमि – વ્રતરૂપ બનીને વિવિધ સત્ કર્મ કરતાં કરતાં અમર પ્રાણશકિતથી યુક્ત બનીને આગળ વધું છું. ઉન્નતિ ઇચ્છનારા મનુષ્ય માટે એ યોગ્ય છે કે તે ( व्रतः ) વ્રતી બને. વ્રતી બનવું એટલે કે વ્રતનું પાલન કરવું એવો જેનો સ્વભાવ જ બની ગયો છે. એક મનુષ્ય એવો છે કે જે નિયમ કરે છે અને તે પ્રમાણે બરાબર ચાલે છે, અને બીજો મનુષ્ય એવો છે કે જે સ્વાભાવિક રીતે જ નિયમની વિરુદ્ધ વર્તન કરતો નથી. પહેલો મનુષ્ય પ્રયત્નથી નિયમનું પાલન કરે છે જ્યારે બીજો સ્વભાવથી પાલન કરે છે. આ પ્રમાણે નિયમરૂપ જે બનેલો છે તેજ મનુષ્ય " व्रतः " શબ્દથી અહીં નિર્દિષ્ટ કરેલ છે. આવો શ્રેષ્ઠ મનુષ્ય સ્વભાવથી શ્રેષ્ઠ સત્કર્મો કરતો રહે છે અને ( अ+मृत+असुः ) અમર જીવનશકિતથી સંપન્ન બને છે. સ્વભાવથી જ નિયમનું પાલન કરવું અને સ્વભાવથી જ સત્કર્મ કરવું એ અહીં દર્શાવવામાં આવ્યું છે પ્રથમ જ્યારે પ્રયત્નથી તે વ્રતપાલન અને સત્કર્મ કરશે ત્યારે લાંબે ગાળે તે તેનો સ્વભાવ બની જશે, અને સ્વભાવ બનવાથી તે અમૃતરૂપ બની જશે. અહીં અમર બનવાની મુખ્ય વાત કહેવામાં આવી છે. એ પાઠક ભૂલે નહિ હાલમાં

મનુષ્ય સ્વભાવથી જ અસત્ય બોલે છે, કુકર્મ કરે છે, અને નિયમ તોડે છે, તેથી તેનો અધઃપાત થાય છે. પરંતુ જે સમયે તે સ્વભાવથી સત્ય બોલશે અને અસત્યની કલ્પના પણ તેના મનમાં આવશે નહિ, ત્યારે તે અનન્યભાવથી જ નિયમનું પાલન કરશે તોજ તેની બધી અડચણો દૂર થઇ જશે અને તે અમર બનશે. (મં. ૭)

**(૨૩) तत् आत्मा असुः तन्व सुमद्गुः**-ઉપરોક્ત અનુષ્ઠાનથી આત્મા, પ્રાણ, શરીર એ સર્વ ગુણવાન બને છે, અર્થાત્ આત્મા, પ્રાણ અને શરીર શુભ ગુણોથી અને બળથી સંપન્ન બને છે, અને તે મનુષ્ય મહાન વિલક્ષણ કાર્યો કરવામાં સફળ બને છે. પૂર્વોક્ત અનુષ્ઠાનથી એ લાભ થાય છે. (મં. ૭)

**(૨૪) शक्रः रत्नं दधाति**-સમર્થ બનીને ધનનું ધારણ કરે છે. આ પણ પૂર્વોક્ત અનુષ્ઠાનનું જ ફળ છે. (મં.૭)

**(૨૫) हविर्दाः अर्जया, सचते**-પોતાનો હવિ સમર્પિત કરનારો બળથી સંયુક્ત હોય છે., તન મન અને ધન યજ્ઞને માટે સમર્પિત કરનાર મનુષ્યની શક્તિ વૃદ્ધિંગત બને છે. પરોપકારથી પોતાનું બળ વધે છે. (મં.૭)

## સાતમા મંત્રનો ભાવ

" ઉત્તમ વ્રતોનું અનુષ્ઠાન કરવું અને પરમ પુરૂષાર્થ કરવો એ જેનો સ્વભાવ બની ગયો છે તે અદમ્ય, અમર, જીવનશક્તિથી યુક્ત બનીને અને આત્મિક પ્રાણ સંબંધી અને શારીરિક શક્તિઓથી બળવાન અને પૂર્ણ સમર્થ બનીને આત્મશક્તિઓનો પરોપકારને માટે યજ્ઞ કરીને કૃતકૃત્ય બની જાય છે. (મં. ૭) "

સાતમા મંત્રનું આ પ્રમાણે મનન કર્યા પછી હવે આઠમા મંત્રને વિચારીએ.

**(૨૬) पुत्रः क्षत्रं पितरं इट्टे**-પુત્ર પોતનાં દુઃખ નિવારણ કરનાર પિતાની સ્તુતિ કરે છે, સહાયતા ઇચ્છે છે અથવા તેની કૃપા ઇચ્છે છે. (**क्षत्+त्र**) ક્ષત્ર શબ્દનો અર્થ છે દુઃખથી બચાવનાર. પિતા દુઃખથી બચાવનાર છે. તેટલા માટે જ પુત્ર પિતાના શરણે જાય છે. આ જ પ્રમાણે મનુષ્ય એટલા માટે પરમાત્માની ઉપાસના કરે છે કે તે સર્વનાં દુઃખોને દૂર કરે છે. પરમેશ્વર આજ હેતુથી સર્વનો પરમ પિતા કહેવાય છે. (મં. ૮)



**(૨૭) मर्यादं ज्येष्ठं स्वस्तये अह्वयन्त**- મર્યાદાનું પાલન કરનારા શ્રેષ્ઠ પુરૂષની પ્રાર્થના પોતાના કલ્યાણ માટે જ બધા કરે છે. અર્થાત્ પોતાના કલ્યાણની ઇચ્છા દરેક મનુષ્યમાં છે તેટલા માટે તે શ્રેષ્ઠ ગુરૂજનોની ઉપાસના અને ઇશ્વરની પૂજા કરે છે. (મં.૮) અર્થાત્ દુઃખથી બચવાની અને કલ્યાણ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો મનુષ્યે પરમાત્માની ભક્તિ કરવી જોઇએ.

**(૨૮) विस्थाः दर्शयन्**- તે ઇશ્વર પોતાના (**वि**) વિશેષ (**स्थाः**) સ્થાન બતાવે છે. જે મનુષ્ય તે પરમાત્માની ઉપાસના કરે છે તેને તે ઇશ્વર પોતાના વિશેષ આનંદ પ્રાપ્તિનાં સ્થાન અર્પણ કરે છે, કે જ્યાં આ જીવાત્માઓ જાય અને ત્યાંનો આનંદ પ્રાપ્ત કરે. (મં. ૮)

**(૨૯) आवर्ततः वपूंषि कृणवः**- વારંવાર જન્મ મરણના માર્ગમાં ભ્રમણ કરનારાઓના શરીરોને તે બનાવે છે. અર્થાત્ જે મનુષ્ય પૂર્વોક્ત ઉપાસના દ્વારા મુક્તિને પ્રાપ્ત નથી કરતો તેમને મુક્તિ આપવાની ઇચ્છાથી તે ઇશ્વર ઉત્તમ શરીર તેને આપે છે. તેનો હેતુ એ છે કે આ જીવ આ શરીરોની સહાયતાથી પ્રશસ્ત કર્મ કરે અને પોતા માટે મુક્તિધામ પ્રાપ્ત કરે, તેમજ ત્યાંના પરમ આનંદનો ભોગી બને. (મં. ૮)

## આઠમા મંત્રનો ભાવ
### પરમ પિતાની ઉપાસના

" પુત્ર પોતાની રક્ષા માટે પિતાને શરણે જાય છે, તેજ પ્રમાણે મનુષ્ય પોતાના કલ્યાણને માટે શ્રેષ્ઠ પુરૂષોની સંગત કરે છે. આજ પ્રમાણે મનુષ્ય પોતાના પરમ પિતા અને પરમ ગુરૂ જે પરમાત્મા છે તેની ઉપાસના કરે છે. આવા ઉપાસકોને તે ઇશ્વર પોતાનાં વિશેષ આનંદનાં સ્થાન બતાવે છે, એટલા માટે કે તેઓ ત્યાં જાય અને આનંદથી પૂર્ણ બને. પરંતુ જે મનુષ્ય તેની ઉપાસના કરતા નથી તેને વારંવાર જન્મ મરણનો અનુભવ આપવા માટે શરીર આપે છે કે જેથી તે એ શરીરોથી આવશ્યક અનુભવ પ્રાપ્ત કરે અને પોતાની શક્તિ વિકસિત કરીને મુક્તિ ધામને માટે યોગ્ય બને. (મં. ૮)

અહીં આઠમા મંત્રનો ભાવ સમાપ્ત થાય છે. તેનું મનન કરીએ અને હવે નવમા મંત્રનો વિચાર કરીએઃ-

**(૩૦) अर्धेन पयसा अर्धं पृणक्षि**- અર્ધા પૌષ્ટિક રસથી અડધો ભાગ પૂર્ણ કરે છે. અહીં શરીર, ઇન્દ્રિયો

ઇત્યાદિ સ્થૂળ શરીરની પુષ્ટિજ સ્પષ્ટ છે. અડધો ભાગ સ્થૂળનો છે અને અડધો ભાગ સૂક્ષ્મનો છે. અમારા સ્થૂળ ભાગની અર્થાત્ શરીર, ઇન્દ્રિઓ વગેરેની પુષ્ટિ વિવિધ પૌષ્ટિક રેસોથી પરમેશ્વર જ કરે છે. આ પદાર્થો નિર્માણ કરીને તેણે પ્રાણિમાત્ર પર અનંત ઉપકાર કર્યા છે. આ જોઇને તેના ઉપકારોનું સ્મરણ કરવું જોઇએ. ( મં. ૯ )

( ૩૧ ) **अर्धेन शुष्म वर्धसे**- અર્ધાથી બળને વધારે છે. જેવી રીતે અર્ધાથી પોષણ કરે છે તેવી જ રીતે અર્ધાથી બળ વધારે છે. આ પ્રકારે પુષ્ટિ અને બળ આપીને તે પરમાત્મા સર્વને પુષ્ટ અને બળવાન બનાવે છે. ( મં. ૯ )

( ૩૨ ) તે ઇશ્વર ( **अवि=अवति** ) રક્ષક ( **शग्मियं** ) સુખવધારનારો ( **सखायं** ) સર્વનો મિત્ર, ( **इविरं** ) અનાદિથી યુક્ત અને ( **वरुणं-वरं** ) વરિષ્ઠ સર્વથી શ્રેષ્ઠ છે. તેના આ ગુણો જગતમાં અનુભવવા જોઇએ. અને તે ગુણોનું સ્મરણ અને અનુભવ કરતાં કરતાં તેની ઉપાસના કરવી જોઇએ. ( મં. ૯ )

( ૩૩ ) **कविशस्तानि वपूंषि अस्मै अवोचाम**- કવિની દૃષ્ટિથી પ્રશસ્ત વિવિધ રૂપોને જોઇને તેની અમે પ્રશંસા કરીએ છીએ. આ જગતમાં જે વિવિધ શરીરો છે તેમના વિલક્ષણ ગુણધર્મ જોઇને મનુષ્ય તે ઇશ્વરના મહાન ઐશ્વર્યનું અનુમાન કરે છે અને ઇશ્વરના સામર્થ્યની કલ્પના કરે છે.

( ૩૪ ) **रोदसी सत्यवाचा**- દ્યાવા પૃથ્વીમાં તેની સત્યવાણી પૂર્ણપણે ભરાએલી છે. તે ગુહ્યવાણી છે જે સત્ય છે. આ ગુહ્યવાણીનો સંદેશો જ મનુષ્યે અપનાવવો જોઇએ. આ સૂક્તના બીજા મંત્રમાં અપ્રગટ વાણીનો જે સંદેશો સાંભળવાનું કહ્યું છે.તે આ જ વાણી છે, ( **सत्या वाक्** ) સત્યવાણી છે અને તે આ દ્યાવા પૃથ્વીની અંદર અર્થાત્ આ સંપૂર્ણ વિશ્વમાં ભરી પડી છે. આપણે જે વાણી.વૈખરી, બોલીએ છીએ તે ક્ષણભંગુર છે; પરંતુ આ વિશ્વવ્યાપક સત્ય અમૃતરૂપ છે. તેટલા માટે જ શુદ્ધાત્માઓને તેનો અખંડ સંદેશ હૃદયના ઉંડાણમાંથી સંભળાયા કરે છે. જગતના સ્થૂળ શબ્દો સાંભળવાના કાન જુદા છે, જ્યારે આ સત્ય વાણીનો અખંડ સંદેશ બીજી શ્રુતિઓ દ્વારા સંભળાય છે. ( મં.૯ )

## નવમા મંત્રનો ભાવ

### ઇશ ગુણ વર્ણન

" પરમેશ્વર પોતાના એક ભાગથી સર્વનું પોષણ કરે છે અને બીજા ભાગથી સર્વને બળ આપે છે. તે સર્વનો રક્ષક, જીવનદાતા, મિત્ર અને સુખદાતા છે. તેજ સર્વને અન્ન વગેરે આપીને પોષણ કરે છે. સંપૂર્ણ જગતના પદાર્થો ને જોઇને અને તેમાં કવિની દૃષ્ટિથી પ્રશંસા યોગ્ય ગુણધર્મોનો અનુભવ કરીને તે દ્વારા અમે સર્વ પરમાત્માની પ્રશંસા કરીએ છીએ. અમે જોઇએ છીએ કે તેની સત્યવાણીથી સંપૂર્ણ દ્યાવા પૃથ્વીમાં વ્યાપ્ત થએલી છે. ( મં. ૯ )

અહીં નવમા મંત્રનું મનન સંપૂર્ણ થાય છે. પાઠક આ નવ મંત્રોમાં આત્માના સાક્ષાત્કારનો માર્ગ જોઇ શકે છે અને વૈદિક ગૂઢ અધ્યાત્મ વિદ્યા આ સૂક્તમાં કેવી છે તેનો અનુભવ મનન પૂર્વક લઇ શકે છે. આ સૂક્તમાં જે ગૂઢ રીતે ઉન્નતિના માર્ગનો ઉપદેશ કર્યો છે તેનો સારાંશ આ પ્રમાણે છે-

### આ સૂક્તનો સાર

( ૧ ) મનુષ્ય પોતે પોતાને અમર જીવનશક્તિથી પરિપૂર્ણ છે એવો અનુભવ કરે, પોતાના જીવનની સાર્થકતા માટે પ્રશસ્ત કાર્યો કરે અને પોતાની શક્તિઓની વૃદ્ધિ કરે. સત્ય પાલનથી પોતાની આત્મિક શક્તિને અદમ્ય બનાવે. જનતાનો રક્ષક અને આધાર બનીને પોતાની સર્વ અવસ્થાઓ ( સ્થિતિ ) પોતાને આધીન રાખે. આ પ્રકારે સ્વાધીનતા પ્રાપ્ત કરીને પોતાની સ્વરૂપ સ્થિતિમાં કેન્દ્રમાં આનંદથી રહે.

( ૨ ) મનુષ્ય શ્રેષ્ઠ બનવાની ઇચ્છા મનમાં સદૈવ દૃઢ રાખે, તેની સિદ્ધિને માટે હંમેશા શ્રેષ્ઠ સત્કર્મ કરતો રહે. પોતાનું શરીર, ઇન્દ્રિયો, મન બુદ્ધિ ઇત્યાદિ શક્તિઓનો વિકાસ કરી તેમને પોતાને આધીન રાખે. ગુહ્ય વાણીનો ગુપ્ત સંદેશો સાંભળીને તે અનુસાર આચરણ કરે અને સ્વરૂપ સ્થિતિને પ્રાપ્ત કરીને ત્યાં આનંદથી રહે.

( ૩ ) મનુષ્યને આ શરીર એટલા માટે પ્રાપ્ત થયું છે કે તેના આત્માનો પ્રકાશ ચારે તરફ ફેલાઇ જાય, તેનામાં અનેક અમૃત રસ પણ ભરેલા છે. જેની મહેરબાનીથી આ સર્વ પ્રાપ્ત થયું છે તેની સન્મુખ શુદ્ધ બનીને અને દોષોને દૂર કરીને જવું યોગ્ય છે. અર્થાત્ પોતાના મલીન વસ્ત્ર દૂર કરીને તેની સન્મુખ પોતાના શુદ્ધ રૂપમાં ઉપસ્થિત થવું જોઇએ.

(૪) સજ્જનોની સાથે રહે અને પરમાત્માની પ્રાપ્તિનો વિચાર તેમની સાથે રહીને કર, દિવ્ય દષ્ટિથી જો અને પ્રત્યેક પ્રકારના બળનો આદર કર, દરેકની સાથે અત્યંત આદરથી વર્તન રાખ, કદી કોઇનું અપમાન ન કર.

(૫) તારી સર્વ શક્તિઓને સત્કાર્યમાં વાપર. પરસ્પર વિરોધી શક્તિઓનો વિરોધક ભાવ દૂર કરીને તેમને એક બીજાનાં સહાયક બનાવ. આમ કરવાથી પરસ્પરની શક્તિથી પરસ્પરનું પોષણ થશે. સ્થૂળમાં સૂક્ષ્મ શક્તિનાં કાર્ય જોઇને તે મહાન સૂક્ષ્મ શક્તિની સામે નમ્રતા પૂર્વક રહે.

(૬) ચોરી, વ્યભિચાર, દુરાચાર, મદ્યપાન, ગર્ભપાત, ઇત્યાદિક કુકર્મ ન કર, જ્ઞાની જનોના માર્ગમાં અંતરાયો ન ઉભા કર, એકજ કુકર્મ નાપાડવા છતાં વારંવાર ન કરતો રહે અને દુરાચાર થઇ જાય તો તેને છૂપાવવાનો પ્રયત્ન ન કર, સદાચારની આ મર્યાદાઓ છે. તેનું ઉલ્લંઘન કરવાથી મનુષ્ય પાપી બને છે. અને આ મર્યાદાઓમાં રહેવાથી મનુષ્ય પુણ્યમાર્ગી બનીને ઉન્નતિને પ્રાપ્ત કરે છે. આ પુણ્ય માર્ગે ચાલનારો મનુષ્ય ધર્માનુકૂળ વ્યવહાર કરીને સંયમથી તે પોતાના જીવનનો આધાર બનીને એવા સ્થાનમાં જાય છે કે જ્યાં સંપૂર્ણ વિવિધ માર્ગ એક રૂપ બને છે અને જ્યાં ઉપમા આપવા લાયક યોગ્ય પરમાત્માનું સ્થાન છે.

(૭) ઉત્તમ વ્રતો અને નિયમોનું પાલન કર અને પરમપુરૂષાર્થી બન. પોતાની આત્માની અદમ્ય શક્તિનો અનુભવ કર અને પોતાની શક્તિઓનો વિસ્તાર કરીને તેનો ઉપયોગ જનતાની ભલાઇને પ્રશસ્ત સત્કર્મોમાં કર.

(૮) જે પ્રમાણે બાળક નિર્ભયતા માટે પોતાના પિતાનું શરણ શોધે છે અને કલ્યાણને માટે સદ્‌ગુરૂનું શરણ સ્વીકારે છે. તે જ પ્રમાણે નિર્ભયતા અને કલ્યાણ પ્રાપ્ત કરવા માટે પરમ પિતા અને પરમ ગુરૂ પરમાત્માના શરણમાં જા. તે સર્વ ઉપાસકોને આનંદના સ્થાનમાં પહોંચાડે છે અને જે તેની ભક્તિ કરતા નથી, તેમને વિવિધ શરીર તે ધારણ કરાવે છે. તેઓ ત્યાંના વિવિધ અનુભવો લેતા લેતા અંતમાં તેની પાસેજ પહોંચે છે.

(૯) પરમેશ્વર પોતાની અડધી શક્તિથી સર્વની પુષ્ટિ કરે છે અને અડધી શક્તિથી સર્વને બળવાન બનાવે છે. તેજ સર્વનો જીવનદાતા, રક્ષક, મિત્ર અને સહાયક છે. તેના ગુણોનું ધ્યાન કરીને, તેના ગુણોનું કાર્ય જગતમાં નિહાળીને તેની મહાન્ શક્તિનો અનુભવ સહુ કરે. તેની સત્યવાણી સર્વત્ર વ્યાપક છે. તે ગુહ્યવાણીનો સંદેશો પ્રાપ્ત કર અને ઉન્નત બન.

આ પ્રમાણે આ સૂક્તનો સાર છે. આ સાર ઘણો જ બોધપ્રદ છે અને સાચી આત્મોન્નતિનો માર્ગ દર્શાવે છે. પાઠક તેનું અધિક મનન કરે અને ઉચિત બોધ પ્રાપ્ત કરે આ સૂક્તનો ઉપદેશ પોતાના આચરણમાં મૂકનારા પાઠકો સંદેહ વગર પોતાની વિશેષ યોગ્યતા પ્રાપ્ત કરી શકે છે અને ઉચ્ચ શ્રેણીમાં જઇને સન્માનિત બની શકે છે.

આ સૂક્ત ગૂઢ આધ્યાત્મવિદ્યાનો ઉપદેશ આપી રહ્યું છે. આ વિદ્યા અત્યંત ગૂઢ છે. સંભવ છે કે તેથી જ આ સૂક્તની ભાષા પણ ગૂઢ છે અને ગુપ્તભાવથી પરિપૂર્ણ રાખેલી છે. આ સૂક્તના શબ્દો અને વાક્યો સરળ નથી જે સહેલાઇથી સમજી શકાય. આ કારણથી જ પાઠકોએ આ સૂક્તનુ મનન વારંવાર કરવું જોઇએ. અહીં અમોએ વિવિધ પ્રકારે આ સૂક્તનો ભાવ સરળતાપૂર્વક સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો છે, છતાં પણ કેટલાક મંત્રભાગ ન સમજાય તેવા અને અસ્પષ્ટ જ રહેલા છે. જો કોઇ વાચક અધિક મનન કરીને આ મંત્રોપર અધિક પ્રકાશ પાથરશે તો તેમનો જનતા પર ઘણો મોટો ઉપકાર થશે.

## આત્મા

( ऋषिः- ब्रह्मा । देवता- आत्मा )

કાંડ ૭, સૂકત ૬૭

पुनर्मैत्विन्द्रियं पुनरात्मा द्रविणं ब्राह्मणं च ।
पुनरग्नयो धिष्ण्या यथास्थाम कल्पयन्तामिहैव ॥ १ ॥

અર્થ— ( मा इन्द्रियं पुनः एतु ) મને ઇન્દ્રિય શકિત ફરીથી પ્રાપ્ત થાઓ. ( आत्मा द्रविणं ब्राह्मणं च पुनः ) મને આત્માની ચેતના અને બ્રહ્મ ફરીથી પ્રાપ્ત થાઓ. ( धिष्ण्याः अग्नयः यथा-स्थाम ) બુદ્ધિ વગેરે સ્થાનની અગ્નિ યથાયોગ્ય સ્થાનમાં ( इह एव पुनः कल्पयन्तां ) અહીં જ ફરીથી સમર્થ બનો. ( ૧ )

ભાવાર્થ— સર્વ ઇન્દ્રિયોની શક્તિઓ, જ્ઞાન, ચેતના, આત્મા, બુદ્ધિ, મન ઇત્યાદિ સર્વ ચૈતન્ય શક્તિઓ મને પ્રાપ્ત થાઓ અને અહીં તેઓ ઉન્નત બને. ( ૧ )

ઇન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો પાંચ અને કર્મેન્દ્રિયો પાંચ મળીને દશ થાય છે. આત્મા એ જીવનું નામ છે. દ્રવિણનો અર્થ અહીં મનનો ઉત્સાહ અથવા ચૈતન્ય છે. બ્રાહ્મણનો અર્થ બ્રહ્મ–આત્માની–જ્ઞાનશકિત છે. ધિષ્ણ–ધિષ્ણ્યાનો અર્થ બુદ્ધિ અથવા અંતઃકરણની શકિતઓ છે. આ અગ્નિ સ્વરૂપ ચેતન છે. તે સર્વ આત્માની શકિતઓ અહીં સ્થિર રહો, ઉન્નત બનો અને પ્રકાશરૂપ બનીને મને સહાયક બનો.

---

## આત્માના ગુણ

( ऋषिः- शुक्रः । देवता- कृत्यादूषणम् )

કાંડ ૨, સૂકત ૧૧

दूष्या दूषिरसि हेत्या हेतिरसि मेन्या मेनिरसि । आप्नुहि श्रेयांसमति समं क्राम ॥ १ ॥
स्रक्त्योऽसि प्रतिसरोऽसि प्रत्यभिचरणोऽसि । आप्नुहि श्रेयांसमति समं क्राम ॥ २ ॥
प्रति तमभि चर योऽस्मान्द्वेष्टि यं वयं द्विष्मः । आप्नुहि श्रेयांसमति समं क्राम ॥ ३ ॥
सूरिरसि वर्चोधा असि तनूपानोऽसि । आप्नुहि श्रेयांसमति समं क्राम ॥ ४ ॥
शुक्रोऽसि भ्राजोऽसि स्वरसि ज्योतिरसि । आप्नुहि श्रेयांसमति समं क्राम ॥ ५ ॥

અર્થ— ( दूष्याः दूषिः असि ) દોષને દૂષિત કરનારો અર્થાત્ દોષનું દોષિતપણું દૂર કરનારો તું છે. ( हेत्याः हेतिः असि ) હથિયારનું તું હથિયાર છે. ( मेन्याः मेनिः असि ) વજ્રનું તું વજ્ર છે. તેથી ( श्रेयासं आप्नुहि ) પરમ કલ્યાણને પ્રાપ્ત કર અને (समं अति क्राम) તારા સમાન હોય તેમનાથી આગળ વધ. (૧) ( स्रक्त्यः असि ) તું ગતિશીલ છે. ( प्रति सरः असि ) તું આગળ વધનારો છે. ( प्रत्यभिचरणः असि ) તું દુષ્ટતાપર હુમલો કરનારો છે. ( ૨ ) ( तं प्रति अभिचर ) તેના પર ચઢાઈ કર કે ( यः अस्मान् द्वेष्टि ) જે એકલો અમારા સર્વનો દ્વેષ કરે છે. ( ૩ ) ( सूरिः असि ) તું જ્ઞાની છે, ( वर्चोधाः असि ) તું તેજને

ધારણ કરનારો છે તથા ( तनूपानः असि ) શરીરનો રક્ષક પણ તું જ છે. ( ૪ ) ( शुक्रः असि ) તું વીર્યવાન અથવા શુદ્ધ છે, ( भ्राजः असि ) તું તેજસ્વી છે. ( स्वः असि ) તું આત્મિક શક્તિથી યુક્ત છે. ( ज्योतिः असि ) તું તેજ સ્વરૂપ છે તેટલા માટે તું શ્રેય પ્રાપ્ત કર અને તારા સમાન હોય તેમની આગળ વધ. ( ૫ )

---

**ભાવાર્થ**— આત્મા દોષોના દોષને દૂર કરનારો છે. તે જ શસ્ત્રોમાં મહાન શસ્ત્ર અને અસ્ત્રોમાં મહાન અસ્ત્ર છે. ( ૧ ) આત્મા પ્રગતિ કરનારો છે. આગળ વધવાનો તેનો સ્વભાવ છે અને દુષ્ટતાને દૂર કરનારો છે. ( ૨ ) જે એકલો દુષ્ટ સર્વ સજ્જનોને સતાવે છે અને જે એકલા દુષ્ટનો સર્વ સજ્જનો વિરોધ કરે છે, તેને દૂર કરી દે. ( ૩ ) તું જ્ઞાની છે, તેજનો ધારણ કરનાર છે. શરીરનો સાચો રક્ષક તું જ છે. ( ૪ ) તું જ બળવાન છે, તું જ તેજ છે તથા આત્મિકબળથી યુક્ત છે. તું સ્વયં પ્રકાશરૂપ છે તેથી તું તારા સમાન લોકો હોય તેમનાથી આગળ વધ અને નિઃશ્રેયસ અર્થાત્ મુક્તિ પ્રાપ્ત કર. ( ૫ )

# આત્માના ગુણ

### શરીરમાં આત્માનું કાર્ય

સગુણાકાર શરીરમાં નિર્ગુણ નિરાકાર આત્માના ગુણ પ્રત્યક્ષ કરવાનો ઉપદેશ આ સૂક્તમાં કરેલો છે. હવે આ ગુણ જુઓ—

( ૧ ) **दूष्या दूषिः असि**— દોષમય ને દોષ દેનારો અર્થાત્ દોષને દૂર કરનારો છે. જુઓ તમારા શરીરમાં જ તેનો અનુભવ કરો. આપણું શરીર મળપૂર્ણ હોવા છતાં તેને જીવંત રાખે છે અને તેનું નંદન વન તેણે બનાવ્યું છે. સડીજનારા શરીરને ન સડવા દેનારો, મરનારા શરીરને ન મરવા દેનારો એટલે કે જીવિત રાખનારો, દોષમય શરીરથી નિર્દોષ આનંદ ધામ પ્રાપ્ત કરનારો આ આત્મા છે. ( મં. ૧ )

( ૨ ) **हेत्या हेतिः मेन्या मेनिः असि**— શસ્ત્રોનું શસ્ત્ર અને વજ્રનું વજ્ર આ આત્મા છે, શત્રુનો નાશ શસ્ત્ર કરે છે પરંતુ શસ્ત્રોને ચલાવનાર અર્થાત્ શસ્ત્રનો પણ શસ્ત્ર રૂપ આ આત્મા શસ્ત્રની પાછળ ન હોય એટલે કે વાપરનાર ન હોય તો તે શસ્ત્ર કેવી રીતે શત્રુનો નાશ કરશે? આનાથી આત્માની પ્રેરક શક્તિના મહત્વનું જ્ઞાન થઈ શકે છે ! ( મં. ૧ )

( ૩ ) **आक्तयः असि**— આત્મા ગતિમાન છે. "अत-सातत्यगमने" ( સતત ગતિ કરવી ) આ ધાતુથી આ આત્મા શબ્દ બને છે. સતત પ્રયત્નશીલતાનો તે દ્યોતક છે, તે જ ભાવ આ શબ્દમાં છે. નાના બાળકમાં શું કે મોટા મનુષ્યમાં શું સતત પ્રયત્નશીલતા તો છે જ, કોઈ પણ ચુપચાપ હાથ જોડીને બેસી રહેવા ઇચ્છતું નથી, ઉદ્યોગથી પોતાની ઉન્નતિ કરવાની ઇચ્છા દરેક પ્રાણીમાં સ્પષ્ટ છે. (મં. ૨)

( ૪ ) **प्रतिसरः असि**— આગળ વધનારો, શત્રુપર હુમલો કરનારો તેને દૂર હઠાવી દેનારો, પોતાનો અભ્યુદય કરનારો છે. આત્મા "ઇન્દ્ર" છે અને તે સદા પોતાના શત્રુનો પરાભવ કરતો જ રહે છે. ( મં. ૨ )

( ૫ ) **प्रत्यभिचरणः असि**— દુષ્ટ શત્રુઓને હરાવનારો. ( આ શબ્દ પણ પહેલા શબ્દની જેમ ભાવપૂર્ણ જ છે. ) ( મં. ૨ )

અહીં સુધી આ બે મંત્રોના આ પાંચ શબ્દો દ્વારા આત્માના તે ગુણોનું વર્ણન થયું છે કે જેનો સંબંધ બહારના શત્રુઓ સાથે છે. હવે આત્માના પોતાના આંતરિક ગુણોનું વર્ણન ચોથા અને પાંચમાં મંત્રમાં કરેલું છે—

( ૬ ) **सूरिः असि**— તું જ્ઞાની છે. આત્મા ચિત્ સ્વરૂપ હોવાથી જ્ઞાનવાન છે તેથી તેને માટે આ શબ્દ પ્રયોગ થયો છે. ( મં. ૪ )

( ૭ ) **वर्चो-धा असि**— તેજ, બળ, ઓજ ઇત્યાદિ ધારણ કરનારો છે. શરીરમાં જ્યાં સુધી આત્મા રહે છે ત્યાં સુધી આ શરીરમાં તેજ, બળ, ઓજ ઇત્યાદિ રહે છે, તે

દરેક જણ જાણી શકે છે. ( મં. ૪ )

( ૮ ) **તનૂપાનઃ અસિ**– શરીરનો રક્ષક છે. જ્યાંસુધી આત્માનો નિવાસ આ શરીરમાં રહે છે ત્યાં સુધી શરીરની રક્ષા ઉત્તમ પ્રકારે થાય છે. જ્યારે આ આત્મા આ શરીરમાંથી ચાલ્યો જાય છે ત્યારે શરીર સડવા માંડે છે. આથી સ્પષ્ટ રીતે સાબિત થાય છે કે શરીરનો સાચો રક્ષક આત્મા જ છે. ( મં. ૪ )

( ૯ ) **શુક્રઃ અસિ**– વીર્યવાન, બળવાન તથા શુદ્ધ છે. આત્માને જ "શુક્રં" ( યજુ. ૪૦।૮ માં ) કહ્યો છે, તેથી તેનુ અધિક વિવરણ કરવાની આવશ્યકતા નથી. ( મં. ૬ )

( ૧૦ ) **ભ્રાજઃ અસિ**– તેજસ્વી છે અર્થાત્ બીજાને પ્રકાશ આપનારો છે. આત્મા જ સર્વનો પ્રકાશક છે. તે મધ્યમાં રહી સર્વને તેજસ્વી બનાવે છે. ( મં. ૫ )

( ૧૧ ) **સ્વઃ અસિ**– આત્મિક બળથી યુક્ત છે. (સ્વ+ર્) પોતાના બળથી યુક્ત છેઅર્થાત્ તે પોતે જ પ્રકાશ છે. ( મં. ૫ )

( ૧૨ ) **જ્યોતિઃ અસિ**– સ્વયં પોતે જ જ્યોતિ છે, પ્રકાશ સ્વરૂપ છે. ( મં. ૫ )

આ સર્વ શબ્દો આત્માના સ્વભાવધર્મ બતાવે છે. મનુષ્ય પોતે પોતાને અત્યંત નિર્બળ, અશક્ત અને પૂર્ણ પરાવલંબી માને છે અને અજ્ઞાનથી તેવો અનુભવ પણ તેને થતો જાય છે. આ સૂક્તમાં આત્માના સ્વભાવ ગુણધર્મ આપેલા છે. જેનો વિચાર કરવાથી પાઠકોને નિશ્ચિત જણાઈ આવશે કે આત્મા નિર્બળ નથી. તેનામાં પણ એવા જ પ્રભાવશાળી ગુણધર્મ છે કે જેવા પરમાત્મામાં છે. આ આત્મા જ્ઞાની, પુરુષાર્થી, પ્રયત્નશીલ, સ્વયંજ્યોતિ પ્રભાવશાળી, બળવાન તથા શરીરનો રક્ષક છે. તેથી પોતે પોતાને તદ્દન નિર્બળ અને અશક્ત હરહંમેશ માનવું અથવા સમજવું એ યોગ્ય નથી. જો કે તે નાનો છે તો પણ તેની શક્તિના વિકાસની મર્યાદા ઘણી મોટી છે.

જે સમયે આપણામાં નિર્બળતાની ભાવના જાગૃત થાય તે સમયે જો પાઠક આ સૂક્તનું મનન કરશે અને આ શબ્દોના ભાવોને પોતાના આત્મામાં પ્રત્યક્ષ જોશે તો, તેમની માનસિક નિર્બળતા દૂર થઈ જશે; અને તેઓ આ સૂક્તના બળથી નિઃસંદેહ નિઃશ્રેયસ અભ્યુદય પ્રાપ્ત કરવા યોગ્ય બળવાન બની જશે. આત્મશક્તિનું વર્ણન કરનારાં જે અનેક સૂક્તો છે તેઓમાં આ સૂક્ત વિશેષ મહત્વનું છે. આ અત્યંત સરળ અને ઘણું જ ભાવપૂર્ણ હોવાથી તે ઘણું જ મનન કરવા યોગ્ય છે. આ સૂક્ત નિર્બળોને પણ બળવાન બનાવી શકે છે.

ચતુર્થ મંત્રમાં કહ્યું છે કે, " તે શત્રુને દૂર કર કે જે અનેકને સતાવે છે. " આ મંત્રમાં આ વાત વિચાર કરવા યોગ્ય છે કે શત્રુતા કરનારો એક છે, સતાવનારની સંખ્યા એક છે જ્યારે સતાવાએલાઓની સંખ્યા ઘણી છે. અલ્પ સંખ્યાવાળા દ્વારા બહુ સંખ્યાવાળાને કષ્ટ પહોંચવાની કલ્પના આમાં છે. આવા પ્રસંગમાં શત્રુને દૂર કરવો એજ યોગ્ય છે. જે દુર્જન અનેક સજ્જનોને સતાવે છે તે અવશ્ય દંડ દેવા લાયક છે.

## શ્રેયઃ પ્રાપ્તિ

આ સૂક્તના પ્રત્યેક મંત્રનો દ્વિતીય ચરણ એક સરખો છે. તે આ પ્રમાણે છે—

**આપ્નુહિ શ્રેયાંસં સમં અતિ ક્રામ ॥** ( મં. ૧. ૫ )

" તારા સમાન લોકો હોય તેમનાથી આગળ વધ અને પરમ કલ્યાણ પ્રાપ્ત કર. " એ વાક્યનો આ સાર છે. " શ્રેય પ્રાપ્ત કર " આ તો વૈદિક ધર્મનું મુખ્ય ધ્યેય છે. મુક્તિ, મોક્ષ, નિર્વાણ, શ્રેય, નિઃશ્રેયસ્ ઇત્યાદિ શબ્દો એકજ ભાવ બતાવી રહ્યા છે. વૈદિક ધર્મે આ એકજ ધ્યેય સર્વની સામે રાખ્યું છે. આ ધ્યેયની સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે આ સૂક્તમાં આત્માના ગુણની ઉપાસના વર્ણવેલી છે. આ ગુણોનું મનન કરતાં કરતાં આત્મા ઉન્નતિને માર્ગે આગળ વધીને નક્કી નિઃશ્રેયસ સુધી પહોંચી જશે. તેનો માર્ગ આ પ્રમાણે છે—

## ઉન્નતિનો માર્ગ

તેની ઉન્નતિનો માર્ગ એકજ વાક્યમાં દર્શાવેલો છે, તે ચિરસ્મરણીય વાક્ય આ પ્રમાણે છે–

**સમં અતિ ક્રામ** ( મં. ૧–૫ )

" પોતાને સમાન યોગ્યતાવાળા લોકો કરતાં આગળ વધ. " આ માર્ગ છે. જ્યારે તે પ્રથમ શ્રેણીમાં ભણતો હોય તો તેના મનમાં એમ થવું જોઈએ કે આ લોકોથી હું આગળ કેમ વધી જાઉં ? જ્યારે બીજી શ્રેણીમાં જાય ત્યારે પણ એજ વિચાર તેના મનમાં હોવો જોઈએ કે આ બીજી શ્રેણીવાળાથી હું આગળ કેવી રીતે વધું. આ પ્રમાણે પોતાની શ્રેણીવાળાઓથી આગળ વધતો તે પોતાની ઉન્નતિનું સાધન સિદ્ધ કરે–

પોતાની ઉન્નતિ માટેનું સાધન પ્રાપ્ત કરવું તે તો દરેકને માટે જરૂરનું છે જ પરંતુ તે ઉન્નતિના સાધન માટે પોતાની શ્રેણીવાળાથી આગળ વધવાનું ધ્યેય દરેકે લક્ષમાં રાખવું

જોઇએ એ યોગ્ય છે. પ્રથમ શ્રેણીમાં ભણનારે પ્રથમ શ્રેણી-વાળાઓથી આગળ વધવાની મહત્વાકાંક્ષા મનમાં જરૂર રાખે પરંતુ તેજ વખતે દશમી શ્રેણીથી આગળ વધવાના વિચારથી પોતાના પ્રથમ શ્રેણીના કર્તવ્યને ભૂલવું જોઇએ નહિ. પ્રાયઃ અસંભવ ધ્યેય સામે રાખી લોકો પોતાના કર્તવ્યથી વંચિત રહે છે. એવું કોઇ ન કરે એ ઉદ્દેશથી જ આ મંત્ર કહેલો છે કે, અંતિમ સાધ્ય જે કાંઇ હોય, તેનો વિચાર ન કરતાં, આ સમયે જે શ્રેણીમાં તમે હો તે શ્રેણીમાં પ્રથમ સ્થાનમાં સ્થિર રહીને તે સમયનું જે તમારૂં કર્તવ્ય હોય તે પરમ દક્ષતાથી કરવું જોઇએ. આ પ્રકારે વર્તન કરવાથી સર્વની યથા યોગ્ય ઉન્નતિ થતી રહેશે અને યથા સમય બધાજ ઉન્નતિના પરમ સોપાન પર પહોંચી જશે.

પરંતુ પોતાની શ્રેણીથી ભિન્ન શ્રેણીવાળાની સાથે સ્પર્ધા કરનારા મનુષ્યને સિદ્ધિ મળવી તો મુશ્કેલ થશે જ એટલું જ નહિ પરંતુ કયારેક તેનાથી અવનતિ થવાનો અધિક સંભવ છે. જો એક નાનો બાળક પોતાની ઉંમરના બાળકોની સાથે કુસ્તી કરવાનું છોડીને મોટા મલ્લો સાથે કુસ્તી કરવા જાય તો તેમાં તેને સિદ્ધિ તો મળવાની નથી જ અને તેની ઉન્નતિ પણ થવાની નથી. પરંતુ ક્રમશઃ પોતાની ઉમરના બાળકો સાથે કુસ્તી કરતાં કરતાં તે મોટો પહેલવાન જરૂર બની શકશે. આ જ પ્રમાણે બીજા વિષયોમાં પણ સમજવું જોઇએ. મુક્તિના માર્ગમાં પણ આ જ ક્રમ વધારે સુરક્ષિત છે.

પાઠક આ બાબતમાં વધારે વિચાર કરે. અમારા વિચાર પ્રમાણે ઉન્નતિના માર્ગનો આ ઉપદેશ સર્વને માટે સર્વદા મનન કરવા યોગ્ય છે. પોતાની અધોગતિ ન થતાં ક્રમશઃ ઉન્નતિની પ્રાપ્તિ આ જ માર્ગથી નિઃસંદેહ સાધ્ય થઇ શકશે.

---

# દિવ્યદૃષ્ટિ

( ऋषिः- मातृनामा । देवता- मातृनामा )

કાંડ ૪, સૂક્ત ૨૦

आ पश्यति प्रति पश्यति परा पश्यति पश्यति ।
दिवमन्तरिक्षमाद्भूमिं सर्वं तद्देवि पश्यति ॥ १ ॥
तिस्रो दिवस्तिस्रः पृथिवीः षट् चेमाः प्रदिशः पृथक् ।
त्वयाहं सर्वा भूतानि पश्यानि देव्योषधे ॥ २ ॥

---

અર્થ— હે ( देवि ) દિવ્ય દૃષ્ટિ દેવી ! તું ( तत् आपश्यासि ) તે સર્વ પ્રત્યક્ષ તું જુએ છે. ( प्रति पश्यति ) પ્રત્યેક પદાર્થને જુએ છે, ( परा पश्यति ) દૂરથી જુએ છે, ( पश्यति ) અને જુએ છે, ( दिवं अन्तरिक्षं आत् भूमिं ) દ્યુલોક, અંતરિક્ષલોક અને ભૂમિને અર્થાત્ ( सर्वं पश्यति ) આ સર્વને તું જુએ છે. ( ૧ )

હે ( देवि ) દિવ્ય ઔષધે ! ( तिस्रः दिवः तिस्रः पृथिवीः ) ત્રણ દ્યુલોક અને ત્રણ પૃથ્વીલોક ( इमाः च पृथक् षट् प्रदिशः ) અને અલગ અલગ આ છ પ્રદિશાઓ અને ( सर्वा भूतानि ) સર્વ ભૂતમાત્ર એ સર્વને ( अहं त्वया पश्यामि ) હું તારા સામર્થ્યથી જોઉં છું. ( ૨ )

---

ભાવાર્થ— હે દિવ્યદૃષ્ટિ ! તારી મહેરબાનીથી જ ચારે તરફ જોઇ શકાય છે અને આ ત્રણ લોકની અંતર્ગત રહેલા સર્વ પદાર્થોનું જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે. ( ૧ )

આ ઔષધિના પ્રયોગથી દૃષ્ટિ ઉત્તમ થાય છે અને જેનાથી ત્રિલોક સર્વ દિશાઓ અને સર્વ ભૂતો ઇત્યાદિનું જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. ( ૨ )

दिव्यस्य सुपर्णस्य तस्य हासि कनीनिका ।
सा भूमिमा रुरोहिथ वह्यं श्रान्ता वधूरिव ॥ ३ ॥
तां मे सहस्राक्षो देवो दक्षिणे हस्त आ दधत् ।
तयाहं सर्वं पश्यामि यश्च शूद्र उतार्यः ॥ ४ ॥
आविष्कृणुष्व रूपाणि मात्मानमप गूहथाः ।
अथो सहस्रचक्षो त्वं प्रति पश्याः किमीदिनः ॥ ५ ॥
दर्शय मा यातुधानान्दर्शय यातुधान्यः ।
पिशाचान्त्सर्वान्दर्शयेति त्वा रभ ओषधे ॥ ६ ॥
कश्यपस्य चक्षुरसि शुन्याश्च चतुरक्ष्याः ।
वीध्रे सूर्यमिव सर्पन्तं मा पिशाचं तिरस्करः ॥ ७ ॥

---

( तस्य दिव्यस्य सुपर्णस्य ) તે દિવ્ય સૂર્યની ( कनीनिका ह आसि ) નાની પ્રતિમા તું છે. ( सा ) તે તુ ( भूमिं आरोहिथ ) ભૂમિ પર આવી ગઈ છે. ( श्रान्ता वधूः वह्यं इव ) જેવી રીતે થાકેલી વહુ રથમાં બેસે છે. ( ૩ )

( सहस्राक्षः देवः तां मे दक्षिणे हस्ते आदधत् ) સહસ્ર નેત્રવાળા સૂર્યદેવે તે દષ્ટિને મારા જમણા હાથમાં રાખી છે. ( तया अहं सर्वं पश्यामि ) તેનાથી હું સર્વ જોઉં છું ( यः च शूद्रः उत आर्यः ) જે શૂદ્ર છે અને જે આર્ય પણ છે. ( ૪ )

( रूपाणि आविष्कृणुष्व ) રૂપોને પ્રગટ કર, ( आत्मानं मा अपगूहयाः ) પોતાને ન છૂપાવી રાખ. ( अथो ) અને હે ( सहस्र-चक्षो ) હજાર નેત્રવાળા દેવ! ( त्वं किमीदिनः प्रति पश्याः ) હવે હું શું ભોગવું એવું કહેનારાઓને જો. ( ૫ )

( मा यातुधानान् दर्शय ) જેઓ યાતના દેનારા એટલે કે દુઃખ દેનારા છે તે મને બતાવ. ( यातु-धान्यः दर्शय ) પીડકવૃત્તિઓને બતાવ. હે ઔષધે ! તું ( सर्वान् पिशाचान् दर्शय ) સર્વ રક્ત પીનારાઓને બતાવ, ( इति त्वा आरभे ) એટલા માટે તારી સહાયતા લઉં છું. ( ૬ )

( कश्यपस्य चक्षुः असि ) તું દ્રષ્ટાની આંખ છે, ( चतुरक्ष्याः शुन्याः च ) ચાર આંખવાળી કુતરીની પણ તું આંખ છે. ( वीध्रे सर्पन्तं सूर्यं इव ) આકાશમાં ચાલતા સૂર્યની સમાન ( पिशाचं मा तिरस्करः ) રૂધિર પીનારાઓને છૂપવા દઈશ નહિ. ( ૭ )

---

સૂર્યની નાની એવી પ્રતિમા જ જાણે અમારી આંખ છે. જેવી રીતે કુળવધૂ થાકીને રથમાં બેસી જાય છે તેવી રીતે આ નેત્રરૂપી કુળવધૂ થાકીને આ શરીરરૂપી રથમાં આવીને બેસી ગઇ છે. ( ૩ )

સૂર્યદેવે મને આ દર્શનશક્તિ આપી છે. જેથી હું સર્વ જોઉં છું અને એ પણ જાણું છું કે કોણ શ્રેષ્ઠ છે અને કોણ દુષ્ટ છે. ( ૪ )

દિવ્ય દષ્ટિથી સર્વ રૂપોનો પ્રકાશ મને દેખાય, કોઇ પણ તેનાથી છૂપાઇને ન રહે. કયો દુષ્ટ પોતાના સ્વાર્થ ભોગને માટે બીજાઓને કષ્ટ આપે છે તે પણ તેનાથી જાણ થાય. ( ૫ )

કોણ કષ્ટ દેનારા છે, તેમના સહાયકર્તાઓ કોણ કોણ છે, બીજાનું રક્ત ચૂસનારા કોણ છે, તે સર્વ તેનાથી મને જણાઇ જાય. ( ૬ )

उदंग्रभं परिपाणाद्यातुधानं किमीदिनम् ।
तेनाहं सर्वं पश्याम्युत शूद्रमुतार्यम् ॥ ८ ॥
यो अन्तरिक्षेण पतति दिवं यश्चातिसर्पति ।
भूमिं यो मन्यते नाथं तं पिशाचं प्र दर्शय ॥ ९ ॥

( किमीदिनं यातुधानं ) આજે કયો ભોગ ભોગવું એવું કહેનારા યાતના દેનારા દુષ્ટને ( परि-पाणाद् उदग्रभं ) રક્ષાથી મેં પકડી રાખ્યો છે. ( तेन ) તેનાથી ( अहं सर्वं पश्यामि ) હું સર્વ જોઉં છું. ( उत शूद्रं उत आर्यं ) કોણ શૂદ્ર છે અને કોણ આર્ય છે. ( ૮ )

( यः अन्तरिक्षेण पतति ) જે અંતરિક્ષમાં ચાલે છે ( यः च दिवं अति सर्पति ) અને જે દ્યુલોકને પણ આરપાર જાય છે. ( तं पिशाचं प्रदर्शय ) તે રૂધિરમાં પણ જનારાને બતાવી દે. ( ૯ )

સાચો દ્રષ્ટા આત્મા છે, તે આંખથી જુએ છે. તે ચાર વિભાગમાં કાર્ય કરનારી બુદ્ધિની પણ આંખ છે. ( ૭ )

મેં મારા રક્ષણનો બંદોબસ્ત એવો કર્યો છે કે કયો સ્વાર્થી ભોગતૃષ્ણાને માટે બીજાઓને કષ્ટ આપે છે તેનો પત્તો મળી આવે. તેથી હું શ્રેષ્ઠ અને દુષ્ટને યથાવત્ જાણું છું ( ૮ )

અંતમાં જે અંતરિક્ષમાં ચાલે છે, જે દ્યુલોકનું પણ ઉલ્લંઘન કરે છે અને ભૂમિનો જે નાથ છે તેના દર્શન આ દૃષ્ટિથી થઇ જાય. ( ૯ )

---

# દિવ્યદૃષ્ટિ

## માતૃનામ્ની ઔષધિ

સંસ્કૃતમાં "માતા" નામવાળી ઔષધિઓ અનેક છે. તેમનામાં "आखुकर्णी, महाश्रावणिका અને घृतकुमारी" આ ત્રણ દૃષ્ટિદોષનો નિવારણ કરનારી પ્રસિદ્ધ છે—

| સંસ્કૃત નામ | ભાષામાં નામ | ગુણ |
|---|---|---|
| ૧ आखुकर्णी | કોળું ( वै. निघं ) | चक्षुष्या ( આંખોનું બળ વધારનારી ) |
| ૨ महाश्रावणिका | ( रा. नि. व० ५ ) | लोचनी ( આંખનું બળ વધારનાર ) |
| ૩ घृतकुमारी | भा. | नेत्र्या ( આંખનું બળ વધારનાર ) |

માતા આ ત્રણ ઔષધિઓનાં નામ છે અને તે ત્રણે ઔષધિઓ આંખોને માટે હિતકારક છે. અહીં આ સૂક્તમાં એ ત્રણમાંથી કઇ ઔષધિ ગણવામાં આવી છે તે નક્કી કરવાનું કામ સુવિધ વૈદ્યોનું છે. આ ઔષધિના પ્રયોગથી નેત્રનું બળ વધારીને અતિ વૃદ્ધ અવસ્થા સુધી આંખોને ઉત્તમ કાર્ય કરવા યોગ્ય સ્થિતિમાં રાખવી એ અનુષ્ઠાની મનુષ્યને માટે સંભવ છે. અહીં "માતા" અને "માતૃનામ્ની" એ બંનેનો એક જ આશય છે.

પહેલા બે મંત્રોમાં આ "માતા" ઔષધિનું તથા "દર્શનશક્તિ"નું વર્ણન છે. દૃષ્ટિથી બધું જોઇ શકાય છે. અને આ ઔષધિથી દૃષ્ટિ બળવાન બની જાય છે. તેથી આ ઔષધિની કૃપાથી માનો કે અમે સર્વ કાંઇ જોઇ શકીએ છીએ.

ત્રીજા મંત્રમાં કહ્યું છે કે અમારી દૃષ્ટિ સૂર્યની પુત્રી છે. તે અમારા આત્મા સાથે પરણાવેલી છે. તે અહીં પોતાના પતિને ઘેર આ જીવાત્માના શરીરરૂપી ઘરમાં દાખલ થઇ ગઇ

છે. અહીં આવીને સાસરામાં ઘણું કામ કરીને તે થાકી ગઇ છે. થાકી જવાથી તે હવે આરામ કરે છે અર્થાત્ વૃદ્ધાવસ્થામાં દૃષ્ટિ મંદ થઇ ગઇ છે. આ વખતે આ " માતા " ઔષધિના પ્રયોગથી તે થાકી ગએલી દૃષ્ટિ ફરીથી પૂર્વવત્ તુરૂણી જેવી બની શકે છે.

ચતુર્થ મંત્રનું કથન છે કે સહસ્રાક્ષ સૂર્ય દેવે આ દૃષ્ટિ અમને આપી છે, જેનાથી સર્વ કાંઇ જોઇ શકાય છે. અહીં સ્થૂળ પદાર્થોના દર્શનથી પણ વધારે જોવા જેવુ વર્ણન છે. જેવી રીતે " આર્ય અને શૂદ્ર " તાનું જ્ઞાન પણ પ્રાપ્ત કરવું જોઇએ. કયો મનુષ્ય શ્રેષ્ઠ છે અને કયો દુષ્ટ છે તેનો વિચાર તેના બાહ્ય આચરણ પરથી પણ થઇ શકે છે એવો અર્થ અહીં થાય છે. વેદે અહીં સ્થૂળને જોતાં સૂક્ષ્મનું જ્ઞાન પ્રાપ્ત કરવાની સૂચના કરેલી છે. પાંચમા અને છઠ્ઠા મંત્રનો પણ આજ આશય છે. છઠ્ઠા મંત્રનું કથન છે કે " આ દૃષ્ટિ એ વસ્તુતઃ આત્માની જ ચક્ષુ છે." અર્થાત્ આ શરીરમાં " દૃષ્ટા " તરીકે આપણો જીવાત્મા છે. તેજ આ આંખરૂપી બારીમાંથી બહારના પદાર્થો જુએ છે. તેથી એમ કહી શકાય કે સાચાં ચક્ષુ તો તેની પાસે છે અને આ આપણાં નેત્ર તો માત્ર બારી જેવાં છે. તેથી આ મંત્રમાં કહ્યું છે કે આત્માની અંતર્યામી આંખ જ ખરી આંખ છે જે ખુલી જવી જોઇએ. જીવાત્માનું નામ " કશ્યપ " અથવા " પશ્યક " છે.

કારણ કે તેજ જોનારો છે. તેની પાસે એક " ચાર આંખવાળી શુની " એટલે કે કુતરી છે જે આ શરીરરૂપી અધ્યાત્મ ક્ષેત્રમાં રક્ષણનું કાર્ય કરે છે. આ ચાર આંખવાળી કુતરી અમારી બુદ્ધિ છે અને તે સ્થૂળ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ આ ચાર ભૂમિકાઓમાં પોતાની ચાર આંખોથી જુએ છે. આ પ્રત્યેક કાર્યક્ષેત્રમાં જોવા માટે તેની આંખ ભિન્ન ભિન્ન હોય છે. તે ત્યાંનું સાચું જ્ઞાન આપે છે અને જો કોઇ શત્રુ તેમાં ઘુસી જવા ઇચ્છે તો તેને અટકાવીને તે જગ્યાનું રક્ષણ કરે છે. જ્યાં સુધી આ ચાર આંખવાળી કુતરી જાગે છે ત્યાં સુધી અહીં સૂર્યના પ્રકાશની જેમ તેજસ્વી પ્રકાશ થાય છે. જે પ્રકાશમાં જીવાત્મા પોતાના ઘાતક વૈરિયોને દૂર કરી પોતાના ઉન્નતિના માર્ગમાં આગળ વધતો જાય છે. અહીં સાતમા મંત્રમાં દૃષ્ટિના ચાર ક્ષેત્ર બતાવ્યાં છે અને સૂચિત કર્યું છે કે માત્ર આ સ્થૂળ આંખ ને ખુલ્લી રાખવાથી કામ ચાલશે નહિ પરંતુ આચાર વિભિન્ન, જુદી જુદી આંખોને ખોલવાનો પ્રયત્ન કરવો જોઇએ. અને ત્યાંની હાલત જોવાની શકિત ઉત્પન્ન કરવી જોઇએ. સ્થૂળ દર્શન કરતાં અહિંની દૃષ્ટિ ઘણીજ સૂક્ષ્મ છે અને સૂક્ષ્મ વાતો ને તે જોઇ શકે છે.

આઠમા મંત્રમાં ઉપદેશ આપવામાં આવેલ છે કે પૂર્વોક્ત ચાર કાર્યક્ષેત્રમાં ( **परि-पाण** ) સુરક્ષાનો એવો પ્રબંધ કરવો જોઇએ કે ત્યાં જો ઘાતક દુષ્ટ કોઇ તેમાં દાખલ થાય તો તેને પકડીને એકદમ દૂર કરવા જોઇએ. કયારેય પણ ઘાતક દુષ્ટભાવને પોતાના સ્થૂળ સૂક્ષ્મ કારણ ઇત્યાદિમાં ઘૂસવા દેવા જોઇએ નહિ. જે માણસ પોતાના સંપૂર્ણ કાર્યક્ષેત્રમાં આ પ્રકારે સુરક્ષણનો પ્રબંધ કરે છે તે ઉન્નત બને છે અને બીજાનું અધઃપતન થાય છે.

છેલ્લા મંત્રમાં કહ્યું છે કે, " જે પ્રત્યેક પદાર્થમાં વિચરે છે, જે દ્યુલોકની પણ પેલે પાર છે અને જે આ ભૂમિનો એકમેવ સ્વામી છે તેને જો. " તેને જોવો તે અન્તિમ દર્શન છે. આ પરમાત્માનુ દર્શન કરવું એટલે અન્તિમ વસ્તુનું દર્શન કરવાં બરાબર છે. તેનું નામ " પિશાચ " કહેલ છે. " **पिशित्+अञ्च** " અર્થાત્ લોહીના પ્રત્યેક કણ કણમાં પહોંચેલો છે. પ્રત્યેક પદાર્થના કણ કણમાં જે ફેલાએલો છે તેને નિહાળવો જોઇએ. જે સમયે તેનાં દર્શન થાય છે તે સમયે મનુષ્યની અંતિમ આંખ ખુલી જાય છે, અને આ મનુષ્ય દિવ્ય બની જાય છે. તે પરમાત્માને પ્રત્યક્ષ જોવો એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. આ અનુષ્ઠાન કરવું જોઇએ. જે સમયે અંદરની પવિત્રતા પેદા થશે તે સમયે તેનાં દર્શન થશે.

વેદે અહીં સ્થૂળ પદાર્થને બતાવતાં બતાવતાં સૂક્ષ્મ પદાર્થોને તથા સૂક્ષ્મતમ પરમાત્માને પણ દર્શાવવાનો કેવી યુકિતથી પ્રયત્ન કર્યો છે એ પાઠક અવશ્ય જોઇ શકશે. સ્થૂળ નેત્રેન્દ્રિયનું બળ વધારનારી " માતા " નામની ઔષધિ આન્તરિક આંખોની શકિત વધારનારી " ઔષધિ " પણ છે, પરંતુ અહીં " ઔષ+ધી " દોષોને ધોઇને અન્તઃ ને શુદ્ધિ કરનારી ઔષધિ એવો સાંકેતિક અર્થ રહેલો છે, આ પ્રકારે અર્થનો શ્લેષ અર્થ લક્ષમાં લઇ તેનું મનન કરીને પાઠકો આ સૂકતનો ઉપદેશ જાણે.

# આત્મિક બળ

( ऋषिः- ब्रह्मा । देवता- वास्तोष्पति )

કાંડ ૫, સૂક્ત ૯

दिवे स्वाहा ॥ १ ॥ पृथिव्यै स्वाहा ॥ २ ॥ अन्तरिक्षाय स्वाहा ॥ ३ ॥
अन्तरिक्षाय स्वाहा ॥ ४ ॥ दिवे स्वाहा ॥ ५ ॥ पृथिव्यै स्वाहा ॥ ६ ॥
सूर्यो मे चक्षुर्वातः प्राणोऽन्तरिक्षमात्मा पृथिवी शरीरम् ।
अस्तृतो नामाहमयमस्मि स आत्मानं नि दधे द्यावापृथिवीभ्यां गोपीथाय ॥ ७ ॥
उदायुरुद्बलमुत्कृतमुत्कृत्यामुन्मनीषामुदिन्द्रियम् ।
आयुष्कृदायुष्पत्नी स्वधावन्तौ गोपा मे स्तं गोपायतं मा ।
आत्मसदौ मे स्तं मा मा हिंसिष्टम् ॥ ८ ॥

---

અર્થ— ( दिवे ) દ્યુલોક ( अन्तरिक्षाय ) અંતરિક્ષ અને ( पृथिव्यै ) પૃથ્વીલોકને માટે ( स्वाहा=सु+आह ) ઉત્તમ પ્રસંશાનાં વચનો કહે છે. ( ૧–૬ )

( सूर्यः मे चक्षुः ) સૂર્ય મારાં ચક્ષુ છે, ( वातः प्राणः ) વાયુ પ્રાણ છે, ( अन्तरिक्षं आत्मा ) અંતરિક્ષ આત્મા છે અને ( पृथिवी शरीरं ) પૃથ્વી મારૂં શરીર છે. ( अस्तृतः नाम अयं अहं अस्मि ) અમર નામવાળો તે પણ હું છું. ( द्यावापृथिवीभ्यां गोपीथाय ) દ્યાવા પૃથ્વી દ્વારા સુરક્ષિત થવા માટે ( सः आत्मानं निदधे ) તે હું મને પોતાને નિઃશેષ અર્પણ કરૂં છું. ( ૭ )

મારૂં ( आयुः उत् ) આયુષ્ય ઉત્તમ ( बलं उत् ) બળ ઉત્તમ ( कृतं उत् ) કરેલું કર્મ ઉત્તમ, ( कृत्यां उत ) કાપવાની શકિત ઉત્તમ, ( मनीषां उत् ) બુદ્ધિ ઉત્તમ ( इन्द्रियं उत् ) ઇન્દ્રિય ઉત્તમ થાઓ. ( आयुष्कृत् आयुष्पत्नी ) આયુષ્યની વૃદ્ધિ કરનારા અને જીવનનું પાલન કરનારા તથા ( स्व धावन्तौ ) પોતાની ધારકશકિત વધારનારા તમે બન્ને દ્યાવાપૃથીવી ( मे गोपा स्तं ) મારા રક્ષક બનો. ( मा गोपायतं ) મારી રક્ષા કરો ( मे आत्मसदौ स्तं ) મારા આત્મામાં રહેનારાં તમે થાઓ અને ( मा मा हिंसिष्टम् ) મારો કદી પણ વિનાશ ન કરે. ( ૮ )

---

ભાવાર્થ— દ્યુલોક, અંતરિક્ષલોક અને પૃથ્વીલોક આ ત્રણે લોકની અને તેમાં વિદ્યમાન પદાર્થોની હું પ્રશંસા કરૂં છું. ( ૧–૬ )

સૂર્ય મારી આંખો, વાયુ મારો પ્રાણ, અંતરિક્ષ મારૂં અંતઃકરણ અને પૃથ્વી મારૂં સ્થૂળ શરીર બનેલ છે. હું અમર અને અદમ્ય છું. દ્યુલોક અને પૃથ્વીલોક મારી રક્ષા કરે છે. તેથી હું મને પોતાને તેમને સ્વાધીન કરી દઉં છું. ( ૭ )

મારૂં આયુષ્ય, શકિત, ક્રિયાશક્તિ, કાપવાની શક્તિ, મનનશક્તિ, ઇન્દ્રિયશક્તિ ઇત્યાદિ શકિતઓ ઉત્તમ અવસ્થામાં રહે. આયુષ્ય આપનારી તથા જીવનનું પાલન કરનારી અને ધારણાશકિતથી યુક્ત બંને દ્યાવાપૃથીવી છે, તેઓ મારી રક્ષા કરે, તેઓ બંને મારી અંદર રહીને મારી રક્ષા કરે અને કદી મારી શકિત ક્ષીણ થવા ન દે.

# આત્મિક બળ

( ऋषिः- ब्रह्मा । देवता- वास्तोष्पतिः )

કાંડ ૫, સૂક્ત ૧૦

अश्मवर्म मेऽसि यो मा प्राच्या दिशोऽघायुरभिदासात् । एतत्स ऋच्छात् ॥ १ ॥
अश्मवर्म मेऽसि यो मा दक्षिणाया दिशोऽघायुरभिदासात् । एतत्स ऋच्छात् ॥ २ ॥
अश्मवर्म मेऽसि यो मा प्रतीच्या दिशोऽघायुरभिदासात् । एतत्स ऋच्छात् ॥ ३ ॥
अश्मवर्म मेऽसि यो मोदीच्या दिशोऽघायुरभिदासात् । एतत्स ऋच्छात् ॥ ४ ॥
अश्मवर्म मेऽसि यो मा ध्रुवाया दिशोऽघायुरभिदासात् । एतत्स ऋच्छात् ॥ ५ ॥
अश्मवर्म मेऽसि यो मोर्ध्वाया दिशोऽघायुरभिदासात् । एतत्स ऋच्छात् ॥ ६ ॥
अश्मवर्म मेऽसि यो मा दिशामन्तर्देशेभ्योऽघायुरभिदासात् । एतत्स ऋच्छात् ॥ ७ ॥
बृहता मन उप ह्वये मातरिश्वना प्राणापानौ ।
सूर्याच्चक्षुरन्तरिक्षाच्छ्रोत्रं पृथिव्याः शरीरम् ।
सरस्वत्या वाचमुप ह्वयामहे मनोयुजा ॥ ८ ॥

---

અર્થ— ( मे अश्मवर्म असि ) મારૂં પથ્થર જેવું દૃઢ કવચ તું છે ( यः अघायुः ) જે પાપી ( प्राच्याः दक्षिणायाः प्रतीच्याः उदीच्याः ध्रुवायाः दिशां अन्तर्देशेभ्यः ) પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર, ધ્રુવ. ઉર્ધ્વ અને આ દિશાઓ વચ્ચેના પ્રદેશોથી ( मा अभिदासात् ) મારો નાશ કરે, ( सः एतत् ऋच्छात् ) તેઓ પોતે આ અવિનાશને પ્રાપ્ત થાઓ. ( ૧-૭ )

( बृहता मन उपह्वये ) મહાન જ્ઞાન સાથેના મનની હું માગણી કરૂં છું. ( मातरिश्वना प्राणापानौ ) વાયુથી પ્રાણ અને અપાન ( सूर्यात् चक्षुः ) સૂર્યથી આંખો. ( अन्तरिक्षात् श्रोत्रं ) અંતરિક્ષથી કાન, ( पृथिव्याः शरीर ) પૃથ્વીથી શરીર, ( मनोयुजा सरस्वत्याः वाचं ) મનનથી યુક્ત વિદ્યાની સાથે વાણીને ( उपह्वयामहे ) માગીએ છીએ. ( ૮ )

---

ભાવાર્થ— આ મારૂં કવચ છે. જે પાપી સર્વ દિશા ઉપદિશાઓમાંથી મારા પર હુમલો કરીને મારો નાશ કરવા ઇચ્છે છે તે પોતે જ નાશ પામો. ( ૧-૭ )

મને જ્ઞાનયુક્ત મન, વાયુથી પ્રાણ, સૂર્યથી ચક્ષુ અને અંતરિક્ષથી કાન, પૃથ્વીથી સ્થૂળ શરીર અને મનનશક્તિથી યુક્ત વિદ્યાની સાથે ઉત્તમ વાણીને હું ઇચ્છું છું. તેમની મને પ્રાપ્તિ થાઓ. ( ૮ )

# આત્મિક બળ

## આત્મિક શક્તિ

આપણામાં આત્મિક શક્તિનો વિકાસ કરવા માટે જે વિશેષ વિચારોની ધારણા આપણા મનમાં થવી આવશ્યક છે એ ધારણા આ બે સૂક્તોમાં કહેલી છે. નવમા અને દસમા આ બન્ને સૂક્તોના ઋષિ બ્રહ્મા અને વાસ્તોષ્પતિ છે અર્થાત્ આ બન્ને એકજ વિષયનાં સૂક્તો છે. તેથી તેમનો વિચાર સાથે જ કરીએ.

નવમા સૂક્તના પહેલા ૭ મંત્ર વસ્તુતઃ આ ત્રણ જ મંત્ર છે અને એવડાવવાથી છ બનેલા છે. પૃથિવી, અન્તરિક્ષ અને દ્યુલોક આ ત્રણે લોકોને માટે સ્વાહા અર્થાત્ ( सु+आह ) ઉત્તમ શબ્દો દ્વારા પ્રશંસા કહી છે. દ્યુલોકમાં સૂર્ય, નક્ષત્ર ઇત્યાદિ છે. અન્તરિક્ષમાં ઇન્દ્ર, વાયુ, ચંદ્ર, વિદ્યુત્ ઇત્યાદિ છે અને પૃથ્વીપર ધાન્ય, જળ વગેરે અનંત પદાર્થ છે; જેનો ઉપયોગ મનુષ્ય કરે છે અને સુખી બને છે. આ કારણે આ ત્રણ લોક અને તેમાં રહેનારા અનંત પદાર્થોની મનુષ્યોએ પ્રશંસા કરવી એ યોગ્ય છે કારણકે તેમના વિના મનુષ્ય જીવિત જ રહિ શકે નહિ. તેથી આ પ્રશંસા કરવા યોગ્ય છે. તેમાં કાંઇ પણ સંદેહ છે જ નહિ.

આ ત્રણે લોકમાં રહેનારા સર્વ પદાર્થો આ પ્રકારે મનુષ્યને માટે ઉપકારક છે તેથી મનુષ્યે તેની પ્રશંસા કરવી એ યોગ્ય છે. આ જાણીને તેમને આપણી અંદર જ જોવા જોઇએ, અર્થાત્ આ મારી અંદર આવીને રહેલા છે અને મારી શક્તિને વધારે છે તથા પ્રકાશિત કરે છે. આ ભાવ મનમાં ધારણ કરવાનો ઉપદેશ સાતમા મંત્રમાં કરેલો છે. આ મંત્રનો આશય આ છે.–

" સૂર્ય મારી આંખો બનેલો છે, વાયુ મારો પ્રાણ બનેલો છે, અન્તરિક્ષલોક મારું અન્તઃકરણ બન્યું છે અને પૃથ્વીથી મારું સ્થૂળ શરીર બનેલું છે. ( મં. ૭ )" સાતમા મંત્રમાં આ પ્રમાણે કહેલું છે. આ પ્રમાણે દ્યુલોકનો સૂર્ય, અન્તરિક્ષલોકનો વાયુ અને પૃથ્વીલોકના પદાર્થો ક્રમશઃ મારી આંખ, પ્રાણ અને સ્થૂળ શરીરમાં આવીને રહેલા છે. આ પ્રમાણે આ ત્રણે લોકની સાથે મારો સીધો સંબંધ બંધાએલો છે. આ ત્રણે લોકોના અંશ આવીને મારા શરીરમાં રહેલા છે, અથવા તેનો અવતાર મારા શરીરમાં થએલો છે. આ વાતનો વિચાર કરવાથી પોતાની આત્મશક્તિની કલ્પના ઘણી સહેલાઇથી થઇ શકે છે. આ વાત અથર્વવેદના અન્ય મંત્રોમાં પણ કહેલી છે. જુઓ—

सूर्यश्चक्षुर्वातः प्राणं पुरुषस्य विभेजिरे ।
अथास्येतरमात्मानं देवाः प्रायच्छन्नग्नये ॥

અથ. ૧૧।૮ ( ૧૦ ) ૩૧

" સૂર્ય અને વાયુ એ ક્રમશઃ પુરૂષની આંખો અને પ્રાણમાં વિભક્ત થએલ છે. તેજ પ્રમાણે બીજા આત્મભાગોને બીજા દેવોએ આપેલા છે " તેથી કહ્યું છે કે–

तस्माद्वै विद्वान् पुरुषमिदं ब्रह्मेति मन्यते ।
सर्वा ह्यस्मिन्देवता गावो गोष्ठ इवासते ॥

અથર્વ ૧૧।૮ ( ૧૦ ) ૩૨

" તેટલા માટે જ્ઞાની આ પુરૂષને બ્રહ્મ માને છે. કારણ કે સર્વ દેવતાઓ તેમાં એવી રીતે રહે છે, કે જેવી રીતે ગૌશાળામાં સર્વ ગાયો રહે છે. " આ મંત્રમાં તો સર્વ દેવતાઓ મનુષ્યના શરીરમાં વિવિધ અવયવોમાં રહેલા છે એમ કહેલું છે. પૂર્વોક્ત મંત્રોમાં કેટલાક દેવતાઓના રહેઠાણનું વર્ણન કરેલ છે જ્યારે આ મંત્રમાં કહ્યું છે કે સર્વ દેવતાઓ અહીં રહે છે અર્થાત્ બીજા દેવતાઓનો પત્તો પણ મનનથી લગાવી શકાય છે. આ મનન કર્યા પછી ઉપનિષદોમાં કેટલાક બીજા દેવતાઓનાં સ્થાનનો પણ નિર્દેશ કરેલો છે. તે મનોરંજક વિષય હવે જોઇએ–

अग्निर्वाग्भूत्वा मुखं प्राविशत्, वायुः प्राणो भूत्वा नासिके प्राविशत्, आदित्यश्चक्षुर्भूत्वाक्षिणी प्राविशत्, दिशः श्रोत्रं भूत्वा कर्णौ प्राविशन्, औषधिवनस्पतयो लोमानि भूत्वा त्वचं प्राविशन्, चन्द्रमा मनो भूत्वा हृदयं प्राविशत्, मृत्युरपानो भूत्वा नाभिं प्राविशत्, आपो रेतो भूत्वा शिश्नं प्राविशन् ॥

( એ. ઉ. ૧।૨।૪ )

" અગ્નિ વાણી બનીને મુખમાં દાખલ થયો, વાયુ પ્રાણ બનીને નાકમાં પ્રવેશ્યો, સૂર્ય આંખ બનીને નેત્રમાં રહેવા

લાગ્યો, દિશાઓ કાન બનીને કાનની જગ્યાએ રહેવા લાગી ઔષધિ અને વનસ્પતિઓ રૂંવાડા બનીને ત્વચામાં દાખલ થઇ ગઇ. ચન્દ્રમા મન બનીને હૃદયમા દાખલ થયો. મૃત્યુ અપાન બનીને નાભિમા રહેવા લાગ્યો જળ રેત બનીને શિશ્નમા દાખલ થયુ ' આ પ્રમાણે અન્યાન્ય દેવતાઓ જુદા જુદા સ્થાનોમા રહેવા લાગ્યા આ પ્રમાણે આપણા શરીરમાં દેવતાઓનો નિવાસ છે આ શરીરમા દેવતાઓ રહે છે માટે તેને " દેવોનુ મંદિર " કહે છે બાહ્ય સૃષ્ટિમા મોટા મોટા સૂર્ય વગેરે દેવો છે તેમનો અંશ બીજ રૂપથી અહીં આપણુ શરીરમાં આવી ગએલા છે અને આ અંશોમાંથી જ પછીથી મોટા મોટા વિસ્તૃત દેવતાઓ બને છે આ વિષયમા નીચે લખેલા ઉપનિષદ્ વચન જુઓ–

मुखाद्वाग्वाचोऽग्निर्नासिकाभ्यां प्राण. प्राणाद्वायु ...अक्षिभ्यां चक्षुश्चक्षुष आदित्य , कर्णाभ्या श्रोत्र श्रोत्राद्दिश.... त्वचो लोमानि लोमभ्यः ओषधिवनस्पतय ,... हृदयान्मनो मनसश्चन्द्रमाः .. नाभ्याअपानोऽपानान्मृत्युः, शिश्नाद्रेतो रेतसः आपः ॥ ४ ॥ ( ऐतरेय उ १।१ )

" મુખથી વાણી, વાણીથી વાચા, નાસિકાથી પ્રાણ, પ્રાણથી વાયુ, આંખોથી ચક્ષુ, ચક્ષુથી સૂર્ય, કાનોથી શ્રોત્ર, શ્રોત્રથી દિશાઓ...ત્વચાથી લોમ અને રોમોથી ઔષધિઓ અને વનસ્પતિઓ હૃદયથી મન અને મનથી ચંદ્રમા, નાભિથી અપાન એને અપાનથી મૃત્યુ, શિશ્નથી રેત અને રેતથી પાણી થયું "

આ બે વચનોને જો પાઠક સરખાવી જોશે તો સમજાશે કે પહેલામા બધા દેવતાઓથી આપણા શરીરની અંદર સૂક્ષ્મ દેવ થવાનુ વર્ણન છે, જ્યારે બીજામાં આ સૂક્ષ્મ અંશોમાથ વૃદ્ધિ થતને પાછળથી મોટા દેવ બનવાનું વર્ણન છે. જેવી રીતે મનુષ્યના શરીરથી વીર્ય બિન્દુઓ ઉત્પન્ન થાય છે અને પછી આ વીર્ય બિન્દુઓથી મનુષ્યશરીર બને છે તે જ પ્રમાણે સંકોચન અને વિસ્તરણ અહીં પણ બને છે. અસ્તુ

મનુષ્યની અંદર સૂર્ય વગેરે સર્વ દેવોની શક્તિઓ છે આ વાત માણસે લક્ષમાં રાખવી જોઇએ હું તુચ્છ નથી, પરંતુ મારામા ને શક્તિઓ છે કે જેથી યુક્ત પરમાત્મા છે. મારી શક્તિઓ અંશરૂપ છે અને તેની શક્તિઓ પૂર્ણરૂપ છે અર્થાત્ શક્તિઓ મારા શરીરમા છે જેનો વિકાસ ધર્માનુષ્ઠાનથી કરવાનો છે આ સાતમા મંત્રનો આશય છે આ મંત્ર મનુષ્યને એક પ્રકારની વિશિષ્ટ શક્તિ આપે છે પાઠક તેનો અનુભવ પોતાના મનમાં કરે. આ શક્તિઓને પોતાની અંદર જોયા પછી કહેવામા આવે છે કે–

अयं अहं अस्तृतः नाम अस्मि । ( मं ७ )

" હુ આ અમર અથવા અદમ્ય શક્તિથી યુક્ત છુ " પાઠક આ વાતનો વિચાર કરે. પોતામાં આટલી શક્તિઓ છે અને હુ અમર છુ શરીર નાશ થવાથી હું નાશ પામતો નથી. જેવી રીતે પરમાત્મા " अ-मर " છે તે જ પ્રકારે આત્મ દૃષ્ટિથી હુ પણ " अ-मर " છુ, આ વિશ્વાસ આ મંત્રમાંથી પ્રાપ્ત થાય છે પાઠકોને અનુભવ થશે કે આ વિચારને મનમા ધારણ કરવાથી, કેટલુ આત્મિક બળ વધી જાય છે. વેદનુ શિક્ષણ આત્મિક બળ વધારે છે અને પોતાની શક્તિઓનુ જ્ઞાન કરાવે છે. જ્યારે આ માણસ આ પ્રકારે આત્મ શક્તિનો અનુભવ લે છે ત્યારે આ સર્વ જગત્‌ને માટે પોતે પોતાનુ સમર્પણ કરે છે–

आत्मान द्यावापृथिवीभ्यां गोपीथाय निदधे। ( મં ૭ )

" હું મને પોતાને દ્યાવા પૃથ્વીને માટે રક્ષણને માટે સમર્પિત કરું છુ " આ પ્રકારે સર્વ જગત્ તેની રક્ષા કરે છે સર્વ વિશ્વથી જે સુરક્ષિત હોય છે તે નિર્ભય બનીને ફરે છે. તે નિર્ભયતાથી જ તેની ઉન્નતિ થાય છે ત્યાર પછી તે જેટલુ અધિક આત્મ સમર્પણ કરે છે તેટલુ વધારે બળ તે પ્રાપ્ત કરે છે. આ રીતે– ' આયુ, બળ, શક્તિ, કર્મ, બુદ્ધિ ઇન્દ્રિયો, ઇત્યાદિથી શક્તિઓ સર્વથી ઉત્કૃષ્ટ બની જાય છે. ( મંત્ર ૮ ) ને તેનો શક્તિ વિકાસ છે. " આ પ્રકારે અંત દેનારા બન્ને લોકો તેની પૂર્ણ રક્ષા કરે છે ( મં ૮ ) આ લોક વસ્તુતઃ–

मे आत्मसदौ स्तम् । ( મં. ૮ )

" મારા આત્મામાં રહેનારા છે " આ વાત ઉપનિષદોના વચનો દ્વારા આ પહેલાં બતાવાઇ ગઇ છે. આપણા શરીરમાં આત્માના આધારથી આ સર્વ સૂર્યાદિ પદાર્થો અર્થાત્ નવે લોકમાં રહે છે

આ સર્વ ઉન્નતિ જ કરે છે અને ધર્મપથ પર ચાલવાથી કદી પણ અવનતિ થવા દેતા નથી. આ પ્રકારે નવમા સૂક્તનો વિચાર થયો હવે દશમા સૂક્તનો વિચાર કરીએ—

### પથ્થરનું કવચ

દશમા સૂક્તના પ્રારંભના સાત મંત્રોમાં "પથ્થરનું કવચ" નું વર્ણન આવેલુ છે. પૂર્વે કહેલું જ્ઞાન જ મનુષ્યનું "પથ્થર જેવું દૃઢ કવચ" છે જેનાથી મનુષ્ય સુરક્ષિત બનીને ઉન્નતિને પ્રાપ્ત કરી શકે છે. "કોઇ પણ દિશામાંથી શત્રુ હુમલો કરે, જેના શરીર પર આ પૂર્વોક્ત જ્ઞાનરૂપી કવચ ચઢાવેલું છે તે હંમેશાં સુરક્ષિત જ રહે છે." (મં. ૧-૭) આ સાત મંત્રોનું તાત્પર્ય છે. જે જ્ઞાન પથ્થર જેવું સુદૃઢ કવચ જેવું છે તે જ પહેલાં કહેલું જ્ઞાન આ સૂક્તના આઠમા મંત્રમાં ફરી કહેવામાં આવ્યું છે—

સૂર્યથી ચક્ષુ, અંતરિક્ષથી શ્રોત્ર, પૃથ્વીથી શરીર, વાયુથી પ્રાણાપાન, સમસ્ત શક્તિથી મન અને સરસ્વતિથી વાણી પ્રાપ્ત કરૂં છું." (મં. ૮) આ મંત્રમાં પણ પહેલા સૂત્રમાં કહેલું જ્ઞાન જ કહ્યું છે, કારણ કે આ મનુષ્યનું રક્ષક સુદૃઢ કવચ છે. પાઠક આ જ્ઞાનને અપનાવે અને નિર્ભય બને.

---

# મુક્તિનો સીધો માર્ગ

( ऋषिः- अथर्वा । देवता- पशुपतिः )

**કાંડ ૨, સૂક્ત ૩૪**

य ईशे पशुपतिः पशूनां चतुष्पदामुत यो द्विपदाम् ।
निष्क्रीतः स यज्ञियं भागमेतु रायस्पोषा यजमानं सचन्ताम् ॥ १ ॥
प्रमुञ्चन्तो भुवनस्य रेतो गातुं धत्त यजमानाय देवाः ।
उपाकृतं शशमानं यदस्थात्प्रियं देवानामप्येतु पाथः ॥ २ ॥
ये बध्यमानमनु दीध्याना अन्वैक्षन्त मनसा चक्षुषा च ।
अग्निष्टानग्रे प्र मुमोक्तु देवो विश्वकर्मा प्रजया संरराणः ॥ ३ ॥
ये ग्राम्याः पशवो विश्वरूपा विरूपाः सन्तो बहुधैकरूपाः ।
वायुष्टानग्रे प्र मुमोक्तु देवः प्रजापतिः प्रजया संरराणः ॥ ४ ॥
प्रजानन्तः प्रति गृह्णन्तु पूर्वे प्राणमङ्गेभ्यः पर्याचरन्तम् ।
दिवं गच्छ प्रति तिष्ठा शरीरैः स्वर्गं याहि पथिभिर्देवयानैः ॥ ५ ॥

---

**અર્થ—** ( यः पशुपतिः ) જે પશુપતિ ( यः द्विपदां उत चतुष्पदां ईशे ) દ્વિપાદ અને ચતુષ્પાદનો સ્વામી છે, ( सः निष्क्रीतः ) તે પૂર્ણ રીતથી પ્રાપ્ત થતાં થતાં ( यज्ञियं भागं एतु ) યજનીય વિભાગને પ્રાપ્ત થાઓ. ( रायः पोषाः यजमानं सचन्ताम् ) ધન અને પુષ્ટિ યજ્ઞ કરનારાઓને પ્રાપ્ત થાઓ. ( १ ) ( हे देवाः ) હે દેવો ! ( भुवनस्य रेतः प्रमुञ्चन्तः ) ભુવનના વીર્યનું દાન કરતાં કરતાં, ( यजमानाय गातुं धत्त ) યજ્ઞ કરનારાઓને માટે સન્માર્ગ પ્રદાન કરો. ( यत् शशमानं उपाकृतं देवानां प्रियं पाथः अस्थात् ) જે સોમરૂપ સુસંસ્કૃત દેવોનુ પ્રિય અન્ન છે તે અમને ( एतु ) પ્રાપ્ત થાઓ. ( २ ) ( ये दिध्यानाः ) જે પ્રકાશમાન ( बध्यमानं अनु ) બંધાએલાને અનુકૂળતાની સાથે ( मनसा च चक्षुषा अन्वैक्षन्त ) મનથી

અને આંખથી જુએ છે. ( **विश्वकर्मा प्रजया संरराणः देवः अग्निः** ) વિશ્વકર્તા પ્રજાથી આનંદ પામનારો પ્રકાશમાન દેવ ( **तान् अग्रे प्रमुमोक्तु** ) તેમને સર્વથી પહેલાં તું મુકત કર. ( ૩ ) ( **ये ग्राम्याः विश्वरूपाः पशवः** ) જે ગામડાંના વિવિધ રંગ રૂપવાળા પશુ ( **बहुधा विरूपाः सन्तः एकरूपाः** ) ઘણું કરીને અનેકરૂપધારી હોવા છતાં એકરૂપ હોવા સમાન છે. ( **प्रजया संरराणः प्रजापतिः वायुः देवः** ) પ્રજાની સાથે રમનારો પ્રજાનું પાલન કરનાર પ્રાણુદેવ ( **तान् अग्रे प्रमुमोक्तु** ) તેમને પહેલાં મુકત કર. ( ૪ ) ( **पूर्वे प्रजानन्तः** ) પહેલાં વિશેષ જાણનારા જ્ઞાની ( **परि आचरन्तं प्राणं** ) ચારે સ્થળોમાં ભ્રમણ કરનારા પ્રાણને ( **अङ्गेभ्यः प्रति गृह्णन्तु** ) સર્વ અંગોથી ગ્રહણ કરે. ( **शरीरैः प्रतितिष्ठ** ) સર્વ શરીરનાં અંગોમાં પ્રતિષ્ઠિત રહે, ત્યાર પછી ( **देवयानैः पथिभिः स्वर्गं याहि, दिवं गच्छ** ) દેવોને જવા યોગ્ય માર્ગોથી સ્વર્ગમાં જા, પ્રકાશમય સ્થાનને પ્રાપ્ત કર. ( ૫ )

ભાવાર્થ— જે દ્વિપાદ અને ચતુષ્પાદ વગેરે પ્રાણીઓનો સ્વામી એક ઇશ્વર છે. તે નિઃશેષ રીતે પ્રાપ્ત થયા પછી પૂજાના સ્થાનમાં પૂજા પ્રાપ્ત કરે છે અને તેની કૃપાથી સર્વ પ્રકારનું ધન અને પુષ્ટિઓ ઉપાસકને પ્રાપ્ત થાય છે. ( ૧ ) સર્વ દેવો આ ઉપાસકને સંસારનું વીર્ય પ્રદાન કરે છે, સન્માર્ગ બતાવે છે અને વનસ્પતિઓનું સુસંસ્કૃત અન્ન જે દેવોને માટે પ્રિય છે તે તે ઉપાસકને આપે છે. ( ૨ ) જે તેજસ્વી જ્ઞાની પુરૂષ પોતાના અને આંખથી વૃદ્ધ સ્થિતિમાં રહેલા પ્રાણીને દયામય નજરે જુએ છે, તેને જ વિશ્વનું નિર્માણ કરનારો અને પ્રજાઓમાં રમનારો ( આનંદ પામનારો ) પ્રકાશમય દેવ સર્વથી પહેલાં તેને જ મુકત કરે છે. ( ૩ ) ગ્રામ્ય પશુઓ જે ખરેખર વિવિધ રૂપ રંગવાળાં હોવા છતાં પણ એક જ રૂપ જેવાં હોય છે તેને પણ પ્રજાઓની સાથે રહેનારો અને પ્રાણોનો પ્રાણદેવ પહેલાં મુકત કરે છે. ( ૪ ) જે જ્ઞાની લોક સર્વ શરીરમાં સંચાર કરનારા પ્રાણને સર્વ અંગો અને અવયવોમાંથી એકત્રિત કરીને પોતાના અધિકારમાં લાવે છે, તેઓ શરીરથી સુદૃઢ હોવાથી દિવ્યમાર્ગથી સીધા સ્વર્ગપ્રતિ જાય છે અને પ્રકાશનું સ્થાન પ્રાપ્ત કરે છે. ( ૫ )

---

# મુક્તિનો સીધો માર્ગ

### પ્રાણનો આયામ

શરીરમાં પ્રાણ એ એક અદ્ભુત શક્તિ છે. વાસ્તવમાં આ એક જ પ્રાણ શરીરના વિભિન્ન અવયવો અને અંગોમાં કાર્ય કરવાથી અનેક પ્રકારનો માનવામાં આવે છે. અને આ એકનેજ અનેક નામ આપવામાં આવે છે. ઇશ્વરી નિયમ પ્રમાણે એક જ પ્રાણ અનેક અવયવોમાં જાય છે અને ત્યાંથી સ્વેચ્છાથી નિવૃત્ત થાય છે. જો આ પ્રાણ પર મનુષ્યની ઇચ્છાનું સ્વામિત્વ હોય એટલે કે મનુષ્યની ઇચ્છાનુસાર પ્રાણ અંગોમાં અને અવયવોમાં જવા લાગે અને ઇચ્છાનુસાર તેની શરીરમાં સ્થિતિ થઇ શકે તો શરીરનો કોઇ પણ અવયવ કદી પણ રોગી થશે નહિ, અને ઇચ્છા મરણની સિદ્ધિ પણ પ્રાપ્ત થઇ શકશે. આ સર્વ વાત જો પ્રાણ પર પ્રભુત્વ પ્રાપ્ત થાય તો જ બની શકે. તેથી પાંચમા મંત્રમાં કહ્યું છે કે—

**प्रजानन्तः पूर्वे पर्याचरन्तं प्राणं अंगेभ्यः प्रतिगृह्णन्तु।** ( મં. ૫ )

" જ્ઞાની મોટા લોકો સંચાર કરનારા પ્રાણને સર્વ અંગોમાંથી એકત્રિત કરીને પોતાને સ્વાધીન કરી લે છે. " આ મંત્રમાં આ કર્મના અધિકારી કોણ છે તે પણ કહેવામાં આવ્યું છે. પ્રાણનું કાર્ય પણ બતાવ્યું છે અને પ્રાણને સ્વાધીન કરવાનો પણ ઉપદેશ આપેલો છે. તેનું અનુસંધાન જુઓ—

**૧ प्र-जानन्तः पूर्वे-** ( प्र-जानन्तः ) વિશેષ જાણનારા અર્થાત શરીરશાસ્ત્ર અને યોગશાસ્ત્રના વિશેષ જ્ઞાતા પ્રાણાયામના શાસ્ત્રને ઉત્તમ રીતે જાણનારા યોગી ( पूर्वे ) પહેલાં, અર્થાત્ નવીન શીખાઉ નહિ પરંતુ જે જુના અનુભવી છે તે લોકો પોતાના અંગો અને અવયવોમાંથી પ્રાણને એકત્રિત કરીને પોતાને આધીન કરે.

**૨ पर्याचरन्तं प्राणं-** ( परि+आचरन् ) ચારે તરફ સંચાર કરનારા પ્રાણને સ્વાધીન કરે. પ્રાણ સર્વ શરીરમાં સંચાર કરી રહેલો છે, સ્વેચ્છાથી સંચાર કરી રહ્યો છે, તેને પોતાની ઇચ્છા પ્રમાણે કાર્ય કરવામાં પ્રયુક્ત કરે. પ્રાણનો સંચાર જ્યાં યોગ્ય રીતે થતો નથી ત્યાં રોગ થાય છે. તેથી પ્રાણને આપણી ઇચ્છાથી પ્રેરીત કરવાની શક્તિ પ્રાપ્ત થઇ જાય તો સર્વ શરીર નીરોગી રાખવું તેમજ દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરવાનું પણ સંભવનીય છે.

**૩ अंगेभ्यः प्राणं प्रतिगृह्णन्तु-** શરીરના અંગો અને અવયવોમાંથી પ્રાણ એકત્રિત કરીને તેને આપણી ઇચ્છા પ્રમાણે શરીરમાં પ્રેરિત કરવાની સૂચના અહીં કરેલી છે.

યોગશાસ્ત્રમાં પ્રાણાયામ વિધિ કહેલ છે. તેના અનુષ્ઠાનથી આ સિદ્ધિ પ્રાપ્ત થઇ શકે છે. જે પાઠક આ વિષયમાં વધારે પરિશ્રમ કરવા ઇચ્છા રાખતા હોય તેઓ સારા યોગીની પાસે રહીને બ્રહ્મચર્ય ઇત્યાદિ સુનિયમોનું અનુષ્ઠાન કરીને પોતાની ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. પોતાના શરીરના સર્વ અંગો અને અવયવોમાંથી પ્રાણ એકત્રિત કરવા અને ફરીથી પ્રત્યેક અવયવમાં તેને મોકલવા, આ સર્વ ક્રિયા આપણે આધીન હોવી જોઇએ. તેથી કઇ સિદ્ધિ મેળવી શકાય છે તેનું વર્ણન આ મંત્રમાં જુઓ—

**शरीरैः प्रतितिष्ठ । ( મં. ૫ )**

" પોતાના શરીરની સાથે સ્થિર થા " આ પહેલી સિદ્ધિ છે. સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ આ ત્રણ શરીર છે. આ પ્રમાણે સાત શરીર પણ ગણવામાં આવે છે. અંગો અને અવયવોની ગણત્રી કરવાથી ઘણાજ ઉંડા વિચારમાં જવું પડશે તેથી એ વિચાર અમે છોડી દઇએ છીએ. આ શરીરોની સાથે રહીને મનુષ્ય સુદૃઢ અને સુપ્રતિષ્ઠિત રહી શકે છે. જે પૂર્વોક્ત રીતે સાધન કરશે અને પ્રાણને પોતાને આધીન બનાવશે તે શરીરે નીરોગી, સુદૃઢ તથા દીર્ઘાયુ બની શકે છે. આ તો પ્રત્યક્ષ લાભ થયો પરંતુ પ્રાણાયામ સાધ્ય કરવાથી અપ્રત્યક્ષ બીજા પણ ઘણા લાભ પ્રાપ્ત થઇ શકે છે. આ અપ્રત્યક્ષ લાભના વિષયમાં પણ આ મંત્ર આ પ્રમાણે કહે છે—

**दिवं गच्छ । देवयानैः पथिभिः स्वर्गं याहि ।**

**( મં. ૫ )**

" પ્રકાશમય સ્થાન પ્રાપ્ત કર, દેવોના માર્ગથી સ્વર્ગમાં જા " આ છે. અન્તિમ સિદ્ધિ જે આ પ્રકારના માર્ગથી અને પ્રાણના વશીકરણથી પ્રાપ્ત થઇ શકે છે. યોગસાધના દ્વારા પ્રાપ્ત થનારી આ અન્તિમ સિદ્ધિ છે. જે પ્રાયઃ સર્વ ધર્મગ્રન્થોમાં વર્ણવાઇ છે.

## પશુપતિ રુદ્ર

પૂર્વોક્ત પાંચમા મંત્રમાં પ્રાણનું વર્ણન કરેલું છે. તેને વશ કરવાથી થતા લાભ બતાવ્યા છે. તેમજ તેની વિધિ પણ કહી છે. આ પ્રાણને માટેજ વેદમાં " રુદ્ર પશુપતિ " વગેરે નામો આવેલાં છે. પ્રાણ શબ્દ પરમાત્મા વાચક હોય અથવા તો શરીરસ્થ પ્રાણનો વાચક હોય, બન્ને અવસ્થામાં આ શબ્દ તેનો વાચક બને છે. યજુર્વેદના રુદ્રાધ્યાયમાં આ શબ્દો રુદ્રના વાચક કહેવાયા છે અને પ્રાણ રુદ્ર છે. આ વાત શતપથાદિ બ્રાહ્મણોમાં અનેકવાર કહેવાઇ ચૂકી છે. તેથી પશુપતિ શબ્દ રુદ્ર અને પ્રાણ એકજ અર્થમાં પ્રયુક્ત થવામાં કોઇને સંદેહ થઇ શકે નહિ.

શરીરમાં " પશુભાવ " છે. સ્થૂળ શરીરમાં પાશવીબળ રહે છે. ઇન્દ્રિયોમાં ભોગેચ્છા, કામ, ક્રોધ ઇત્યાદિ પશુભાવ છે. મનમાં રહેલી કુવાસના વગેરે પશુભાવ છે. આ પ્રમાણે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરોના ક્ષેત્રમાં ઘણા પ્રકારનાં પશુઓ વિદ્યમાન હોય છે. તેમને કાબુમાં રાખનારો તેમનો સ્વામી આ પ્રાણ જ છે. પ્રાણને તાબે કરવાથી આ પશુએ કોઇ પણ પ્રકારનું કષ્ટ દેતા નથી. પશુપતિ બનવું એ પણ એક મહા સિદ્ધિ છે, જે પ્રાણને વશ કરવાથી પ્રાપ્ત થઇ શકે છે. પ્રાણનું અન્યત્ર વર્ણન આ પ્રમાણે કર્યું છે.

**प्राणाय नमो यस्य सर्वमिदं वशे ।**
**यो भूतः सर्वस्येश्वरो यस्मिन्त्सर्वं प्रतिष्ठितम् ।**
**( અથર્વ ૧૧।૪।૧ )**

" પ્રાણને પ્રણામ હો, જેના વશમાં આ સર્વ છે, જે સર્વનો સ્વામી છે અને જેનામાં સર્વ રહેલાં છે. " આ પ્રાણનું વર્ણન જુઓ અને આ સૂક્તનો પ્રથમ મંત્ર જુઓ- " દ્વિપાદ અને ચતુષ્પાદ પશુઓનો જે સ્વામી છે તે પોતાનો બન્યા પછી તે પૂજ્ય સ્થાનમાં જાય છે અને ધન તથા પુષ્ટિઓ ...

ઉપાસકને મળે છે " (મં ૧)

દ્વિપાદ અને ચતુષ્પાદ પ્રાણીઓના શરીરને ચલાવનારો પ્રાણ જ છે તેના હોવાથી સર્વ ઇન્દ્રિયો કાર્ય કરે છે અને તેના ચાલ્યા જવાથી આ શરીર મડદુ બની જાય છે તેટલા માટે દ્વિપાદ ચતુષ્પાદિનો સ્વામી પ્રાણ છે. આ પ્રાણ ( नि-क्रीत ) પૂર્ણ રીતે ખરીદાઇ જાય ત્યારે જ તે પૂર્ણ આધીન બને છે કોઇ પણ પદાર્થ ખરીદ્યા પછી જ આપણે તેના સ્વામી બની શકીએ છીએ આ પ્રાણ કઇ રીતે ખરીદી શકાય છે તેનો વિચાર કરવો જોઇએ

દ્રવ્ય આપીને બીજી વસ્તુઓ જે પ્રમાણે ખરીદી શકાય છે તે પ્રમાણે આ પ્રાણ ધનથી ખરીદી શકાતો નથી તેને યોગાનુષ્ઠાનરૂપી તપથી ખરીદી શકાય છે વૈરાગ્ય અને અભ્યાસ દ્વારા જ તે ખરીદી શકાય અર્થાત્ તે પૂર્ણ સ્વાધીન બની જાય છે સ્વાધીન થયા પછીજ 'તે ( यज्ञिय भाग ) પૂજાના સ્થાનમાં પ્રાપ્ત થાય છે, " યજ્ઞ સ્થળમાં તે પ્રાપ્ત થાય છે. યોગીજનો પ્રાણાયામ દ્વારા તેની ઉપાસના કરે છે જેથી—

**रायस्पोषा यजमानं सचन्ताम् । ( मं १ )**

' શોભા અને પુષ્ટિઓ યજમાનને મળે છે " મંત્રમાં "राय" શબ્દ છે જે 'ધન, શોભા' વગેરેનો વાચક છે. યોગમાર્ગથી પ્રાણની ઉપાસના કરવાથી આ પ્રત્યક્ષ ફળ પ્રાપ્ત થાય છે તેની સાથે 'શરીર પ્રતિષ્ઠા' અર્થાત્ શરીર સ્વાસ્થ્ય રૂપ ફળ જે મંત્ર પાંચમા કહેલું છે તે પણ અહીં જોવા યોગ્ય છે, કારણ કે "શરીરની પ્રતિષ્ઠા" પણ શરીરની શોભા અને પુષ્ટિ થવાથી જ થઇ શકે છે

## બીજ શકિત

આ પ્રાણના અનુષ્ઠાનથી બીજી એક મહત્વપૂર્ણ શકિત પ્રાપ્ત થાય છે તેનું વર્ણન દ્વિતીય મંત્ર દ્વારા થએલું છે—

**भुवनस्य रेतः प्रमुञ्चन्तः देवाः गातुं धत्त ।**
**( मं २ )**

" ત્રિભુવનનું બીજ ફેલાવનારો દેવ તેને યોગ્ય માર્ગ બતાવે છે ' ત્રિભુવનની અંદર અનંત પદાર્થો છે અને તે પદાર્થોના અનંત સૂક્ષ્મ બીજ હોય છે આ જ ત્રિભુવનનું 'રેત' અથવા વીર્ય છે આ વીર્ય સૂર્યાદિ દેવો પાસે છે આ બી જ્યોનિ આ દેવો દાન તે પુરૂષને પ્રાપ્ત થાય છે જે પદર્નાં કહ્યા પ્રમાણે પ્રાણને વશ કરે છે. બ્રહ્મચર્યની પ્રતિષ્ઠાથી જે વીર્યનો લાભ થવાનું વર્ણન યોગસૂત્રોમાં છે તે આ જ વીર્ય છે પાઠક વિચાર કરીને જોશે તો તેમને જાણ થઇ જશે કે બીજમા કેન્દ્રીભૂત શકિત હોય છે અને તે મહા ભારે શકિત છે, તેનો વિસ્તાર અપરિમિત થઇ શકે છે આ બીજ શકિત જો આપણામાં આવી ગઇ, વધી ગઇ તો આપણી શકિત ઘણી જ વધી શકે છે. યોગીની અંદર જે વિલક્ષણ શકિત આવેલી છે તેનું કારણ આજ છે કે તે સૂર્યાદિ દેવોથી બીજશકિત પ્રાપ્ત કરે છે અને તેનો ઉપયોગ કરે છે

## યોગીનુ અન્ન

દ્વિતીય મંત્રના ઉત્તરાર્ધમાં યોગીનુ સેવન કરવા યોગ્ય સાત્વિક અન્નનું વર્ણન કરેલ છે.

**यत् शशमानं उपाहृतं देवानां प्रियं पाय्यं अस्त्यात् तत् अपि एतु ॥ ( मं, २ )**

" જે વનસ્પતિઓનો ઉત્તમ સત્કાર કરેલો છે અને જે અન્ન દેવોને પ્રિય છે તે અમને પ્રાપ્ત થાઓ " આમાં દિવ્ય અન્નનું થોડુ વર્ણન છે અન્ન નરમ એટલે કે પચવામાં સહેલું હોય અને પાચનશકિત બગાડનારૂ ન હોય "શશમાન" શબ્દ ચંદ્ર અથવા સોમ ઔષધિનો વાચક છે. આ દેવોનું અન્ન છે સોમ અન્ન વનસ્પતિનો રસ છે આ રસમાં ગાયનું તાજુ દૂધ મેળવવામા આવે છે અને સાતુનો લોટ પણ મેળવવામાં આવે છે આ રસ પોષણ, કાન્તિ અને બળ વધારનારો છે અન્ન ( देवानां प्रियं ) દેવતાઓને માટે પ્રિય છે દેવ શબ્દનો અર્થ ઇન્દ્રિય પણ થાય છે આ અર્થ લઇએ તો અન્ન એવુ હોવુ જોઇએ કે જે ઇન્દ્રિયોને હિતકારક હોય, આ અર્થ આ વાકયથી મળે છે કોઇ પણ એવા પદાર્થ લેવા ન જોઇએ જે શરીરને હાનિ કરતા હોય અને ઇન્દ્રિયોને નિર્બળ બનાવનાર હોય આ મંત્રનો "पाय्य" શબ્દ પણ પીવા યોગ્ય અન્નનો બોધ કરે છે. આ સર્વ વનસ્પતિજન્ય રસ રૂપ, બળવર્ધક અને પુષ્ટિકારક અન્નનો બોધ કરનાર વર્ણન છે દૂધની સાથે સોમરસ અથવા અન્ન અને ઔષધિરસ ઇત્યાદિ સેવન કરવા યોગ્ય છે સોમરસ પાનનો વિધિ યજ્ઞ પ્રકરણમાં પ્રસિદ્ધ છે

## મુકિતનો માર્ગ

તૃતીય મંત્રમા મુક્તિનો સીધો માર્ગ બતાવ્યો છે જે દરેકે મનમાં ધારણ કરવો જોઇએ—

**યે દીધ્યાના॰ મનસા ચક્ષુષા ચ વધ્યમાન અનુ અન્વૈક્ષન્ત ।** ( મ ૩ )

" જે તેજસ્વી લોકો મનથી અને આંખથી બધનમાં પડેલાઓને અનુકમ્પાની નજરે જુએ છે " તેઓ મુક્તિના અધિકારી છે તેઓ જ બધનથી છૂટી શકે છે અને કૈવલ્ય-ધામમાં પહોચીને ત્યાં વિરાજમાન બની શકે છે—

( **સ્વયં દીધ્યાના॰** ) તેજસ્વી હોવા છતાં પૂર્વોક્ત તપોનુષ્ઠાનથી પોતાનુ તેજ જે મહાત્માઓએ વધાર્યું છે તેમને માટે યોગ્ય છે કે તેઓ પોતાના ( **મનસા** ) મનથી પોતાના અ ત કરણના ઉંડા ભાવથી તથા પોતાની ( **ચક્ષુષા** ) આંખોથી બધનમા ફસાય, ગુનામીમાં સજાના પરત ન જીવો પર દયાની નજરે જુએ અર્થાત્ અહીં માત્ર આંખોથી જ જોવાનુ નથી પર તુ અ ત કરણથી તેમની હીન અવસ્થાનો વિચાર કરવો જોઇએ તે અવસ્થાનુ હૃદયપૂર્વક મનન કરવુ જોઇએ અને તેમની સહાયતા કરવાને માટે આપણા તરફથી જેટલા થઈ શકે તેટલા પ્રયત્ન કરવા જોઇએ તેમની સહાયતા માટે આત્મસમર્પણ કરવુ જોઇએ જે મહાત્માઓ દીનોના ઉદ્ધાર માટે આત્મસમર્પણ કરે છે તેઓ જ મુક્તિના અધિકારી છે ગરીબોના હૃદયમાં પરમાત્માનો વાસ છે એમ જાણીને તેમની સેવા કરવી અથવા દીનોના ઉદ્ધારના પ્રયત્નોથી પરમાત્માની ઉપાસના કરવી વગેરે કાર્ય જે કરે છે તેઓ મુક્તિના અધિકારી છે તેમની સદ્ગતિ કેવી રીતે થાય છે તે જુઓ—

**પ્રજયા સરરાણઃ વિશ્વકર્મા અગ્નિ દેવ અગ્ને તાન્ પ્રમુમોક્તુ ।** ( મ ૩ )

' પ્રજાની સાથે રહેનારો વિશ્વનો કર્તા તેજસ્વી દેવ પ્રથમ તેમને મુક્ત કરો " આ મ ત્રમાં સ્પષ્ટ શબ્દો દ્વારા કહ્યુ છે કે ઇશ્વર પ્રજાની સાથે રહે છે અર્થાત્ પ્રજાજનોના હૃદયમાં રહે છે દીન પ્રજાઓમાં તેને જે કષ્ટ પડે છે તે દીન પ્રજાની સેવા કરવાથી જ દૂર થઇ શકે માટે દીન પ્રજાની સેવા કરવી એજ પરમાત્માની ભકિત કરવા બરાબર છે તેથી આ મ ત્રના પૂર્વાર્ધમાં કહ્યુ છે કે " બદ્ધ સ્થિતિમાં દીન અને દુ ખી થએલા માણસો તરફ અનુકમ્પાની નજરે મનથી અને આંખથી જોનારા સર્વથી પહેલા મુક્ત થય છે " પાઠક અહીં પરમાત્માની ઉપાસનાનો સાચો માર્ગ જુએ અને તે માર્ગે ચાલીને મુક્તિના અધિકારી બને

*

## વિશ્વરૂપમાં એકરૂપતા

વિશ્વનું રૂપ અનેક પ્રકારનું છે, વિવિધતા આ વિશ્વમા પ્રત્યેક સ્થાને દેખાઇ આવે છે એકથી બીજા ભિન્ન અને બીજાથી ત્રીજા ભિન્ન આ ભેદની પ્રતીતિ આ જગતમા સર્વત્ર છે. વિચાર આવે છે કે શુ આ ભેદ હ મેશાં રહેવાનો જ છે? અથવા તે મોટાવી એકતા થવાની કોઇ યુક્તિ છે? ચતુર્થ મ ત્ર કહે છે કે ભેદમા અભેદ જોવાનો અભ્યાસ કરો જેમકે—

**વિશ્વરૂપા વિરૂપા સન્ત વહુધા એકરૂપા ।** ( મ ૪ )

વિશ્વમાં દેખાનારા રૂપ વિવિધ પ્રકારના હોવા છતાં પણ તે ઘણે પ્રકારે એકરૂપ જ છે " દાખલા માટે ગામડાના પશુ એ જ લઇએ ગાયો રૂપ રગ અને આકારથી ભિન્ન હોય છે, આ દૃષ્ટિ ભેદ છે સામાન્ય નજરે જોતાં ભિન્નતા અનુભવાય છે પરતુ સામાન્ય દૃષ્ટિનો ત્યાગ કરી ગાય-પણુ" ( **ગોત્વ** ) ની સમષ્ટિની નજરે સર્વ ગાયો જુઓ આ દૃષ્ટિથી સર્વ વિવિધ ગાયો એક જ ગાયની જાતિમા ભળી ગએની જણાશે જાતિની દૃષ્ટિથી અભિન્નતા અને વ્યકિતની દૃષ્ટિએ ભિન્નતાનો આ પ્રમાણે અનુભવ થાય છે હવે ગામડાના પશુ ઓમાં ગાય, બળદ, ઘોડી, ઘોડા, બકરી, ઘેટા, ગધેડો ગધેડી વગેરે અનેક પશુઓ આવે છે, તેઓ એક બીજાથી બિલકુલ ભિન્ન છે એમાં કોઇને જરા પણ શ કા નથી રહેતી, પર તુ આ સર્વ જાતિ ભેદની ભિન્નતા ' પશુત્વ ' સામાન્યમા એટલે કે તે સર્વ પશુઓ છે એવી નજરે તેમના તરફ જોવાથી લુપ્ત થઇ જાય છે, અને પશુભાવમા સર્વ એકજ દેખાઇ આવે છે પશુ અને મનુષ્ય નિ સ દેહ ભિન્ન છે, પર તુ " પ્રાણી " હોવાને કારણે બન્નેની એકતા ' પ્રાણી ' ભાવમા થાય છે આ પ્રમાણે ભિન્નતા અને અભિન્નતાનો વિચાર કરવો ઉચિત છે કે કઇ દૃષ્ટિથી ભિન્નતા અનુભવાય છે અને કઇ દૃષ્ટિથી અભિન્નતા દેખાઇ આવે છે, તેનો નિશ્ચય કરવો જોઇએ આપણા શરીરમાજ જોઇએ, પ્રાણ દસ સ્થાનોમા વિભક્ત હોવાને લીધે તેના જુદા જુદા દસ નામ પડેલા છે. પર તુ તે દસ પ્રકારનો તો નથી જ વિભિન દસ કાર્ય કરવા છતાં પણ તે સર્વ મળીને એકજ સ્વરૂપનો છે વિભિન્ન પ્રાણોમા અભિન્ન પ્રાણના કાર્ય જોવાં એજ શાસ્ત્રની દૃષ્ટિ છે. આ પ્રકારે જ વિભિન્ન ઇન્દ્રિયોમા અભિન્ન ઇન્દ્રની ( આત્માની ) શક્તિ કાર્ય કરી રહી છે, આ અનુભવ કરવો શાસ્ત્રની દૃષ્ટિથી જોવા જેવુ છે, ઇન્દ્રિયોની ભિન્નતા તો નાનું બાળક પણ

જાણી શકે છે, પરંતુ તેમા એકજ આત્માની શક્તિ સમાન નિયમથી કાર્ય કરી રહી છે એ જોવુ એને માટે વિશેષ અભ્યાસની આવશ્યકતા છે, તોજ તે સાધ્ય થઇ શકે છે આ પ્રમાણે જળ, અગ્નિ, વાયુ, સૂર્ય, વગેરે વિભિન્ન તેત્રીસ દેવતાઓમાં એક અભિન્ન આત્માની પરમ શકિત કાર્ય કરી રહી છે વિવિધ પ્રકારના વિભિન્ન જગતમાં અભિન્ન રીતથી તે ઓતપ્રોત થએન છે, આ દૃષ્ટિથી જગતની તરફ જોવુ એ એક ઉચ્ચ દૃષ્ટિની અવસ્થા છે આવી ઉચ્ચ દૃષ્ટિથી જોનારા મહાત્મા મુકિતના અધિકારી છે આ વિષયમા ચોથા મંત્રનો ઉત્તરાર્ધ જોઇએ—

**प्रजया सरराण प्रजापति॰ वायु देव**
**तान् अग्रे प्रमुमोक्तु ॥** ( મ ૪ )

" પ્રજાની સાથે રહેનારા પ્રજાનુ પાલન કરનારા પ્રાણરૂપ દેવ તે મહાત્માઓને પહેલા મુક્ત કરે " જે વિવિધ પ્રકારના વિભિન્ન જગતમાં અભિન્ન એક શક્તિના કાર્યનો અનુભવ કરે છે પૂર્વોક્ત મુકિતના અધિકારીના પણ આ લક્ષણ છે આ રીતે આ સૂકતે મનુષ્યની આત્મિક ઉન્નતિનો માર્ગ ક્રમશ બતાવ્યો છે પાઠક જો આ દૃષ્ટિથી આ સૂકતનો વિચાર કરશે તો તેમને પુષ્કળ બોધ પ્રાપ્ત થઇ શકે છે સુબોધતાને માટે અહીં સક્ષેપમાં ફરીથી સારાંશ કહીએ છીએ—

૧ જ્ઞાની યોગી પોતાના સર્વ શરીરમા સચાર કરનારા પ્રાણને પોતાના સર્વ અવયવો અને ઇદ્રિયોમાંથી એકત્રિત કરીને પોતાને આધીન કરે તેથી શરીરની દૃઢતા થશે અને પ્રકાશના દિવ્ય માર્ગથી સ્વર્ગની પ્રાપ્તિ પણ થશે ( મં ૫ )

૨ પ્રાણ સર્વ દ્વિપાદ ચતુષ્પાદોનો સચાલક છે તે સ્વાધીન થવાથી પુષ્ટિ અને શોભા વધારે છે ( મ ૧ )

૩ પ્રાણને વશ કરવાથી વિશ્વચાલક સૂર્યાદિ દેવો પાસેથી મહાન્ વીર્યની શકિત પ્રાપ્ત થાય છે તેને માટે દિવ્ય-સુસસ્કાર કરેલુ ભોજન કરવુ યોગ્ય છે ( મ ૨ )

૪ જે પોતાના મનથી અને આંખથી દીનોને અનુકપાની નજરે જુએ છે અને તેમનો ઉદ્ધાર કરવા માટે આત્મસમર્પણ કરે છે તેને વિશ્વકર્તા દેવ સર્વથી પહેલા મુક્ત કરે છે ( મ ૩ )

૫ જગતની વિવિધતામાં જે એક શકિતની અભિન્ન એકતાનો અનુભવ કરે છે તેને પ્રજાપાલક દેવ સર્વથી પહેલાં મુકત કરે છે. ( મ ૪ )

આ સૂકતનુ તાત્પર્ય આ સારમા છે પાઠક જો આ દૃષ્ટિથી આ સૂકતનો વિચાર કરશે તો તેમને આ દિવ્ય માર્ગ સબધે અનેક બોધ પ્રાપ્ત થઇ શકશે

## પશુ

પશુ વાચક શબ્દ પ્રયોગ દ્વારા આ સૂકતમાં ઘણાજ મહત્વનો ઉપદેશ આપેલો છે અહીં પશુ એટલે ગાય, ભેંસ, ઘોડા વગેરે પશુ એવો અર્થ સમજવાની આવશ્યકતા નથી, કારણ કે મનુષ્ય પણ એક પશુ જ છે જ્યાં સુધી તેનામાં રહેલા પશુભાવનો પૂર્ણપણે નાશ થાય નહિ ત્યાં સુધી તે પશુ સમાન જ રહે છે જેટલા પ્રમાણમાં તેનો પશુભાવ દૂર થશે તેટલા જ પ્રમાણમા તેના મનુષ્યત્વનો વિકાસ થશે મનુષ્ય શરીરમા સર્વ ઇદ્રિયો પશુરૂપ જ છે આ શરીરરૂપી રથને આ આટલાં પશુ જોડેલા છે આ પશુઓ જો ઉન્મત્ત બની જાય તો તેનો સર્વ નાશ થાય તેટલા માટે આ પશુઓને સ્વાધીન રાખવાનો મનુષ્યે પ્રયત્ન કરવો જોઇએ મનની અદર કામ, ક્રોધ વગેરે પશુભાવ છે આ સર્વ પશુઓને સારા શિક્ષણથી વશ કરવાં જોઇએ અને મનુષ્યત્વ ( મનનશીલત્વ )નો વિકાસ કરવો જોઇએ મનુષ્ય બનવાનો પ્રારંભ થયા પછી જ આ સૂકતના ઉપદેશનું અનુષ્ઠાન કરવાનો અધિકાર મનુષ્યને પ્રાપ્ત થઇ શકે છે એનો વિચાર પાઠક કરે અને આ સૂકતથી અધિકમાં અધિક લાભ પ્રાપ્ત કરવાની પરાકાષ્ઠા કરે

# મુક્તિ

( ऋषिः- शुनःशेप । देवता- वरुणः )

## કાંડ ૭, સૂક્ત ૮૩

अप्सु ते राजन्वरुण गृहो हिरण्ययो मिथः ।
ततो धृतव्रतो राजा सर्वा धामानि मुञ्चतु ॥ १ ॥
धाम्नोधाम्नो राजन्नितो वरुण मुञ्च नः ।
यदापो अघ्न्या इति वरुणेति यदूचिम ततो वरुण मुञ्च नः ॥ २ ॥
उदुत्तमं वरुण पाशमस्मदवाधमं वि मध्यमं श्रथाय ।
अधा वयमादित्य व्रते तवानागसो अदितये स्याम ॥ ३ ॥
प्रास्मत्पाशान्वरुण मुञ्च सर्वान्य उत्तमा अधमा वारुणा ये ।
दुष्वप्न्यं दुरितं नि ष्वास्मदथ गच्छेम सुकृतस्य लोकम् ॥ ४ ॥

---

**અર્થ—** હે વરૂણ રાજન્! ( ते गृहः अप्सु ) તારૂં ઘર પાણીમાં છે અને તે ( मिथः हिरण्ययः ) સાથે સાથે સુવર્ણમય પણ છે. ( ततः धृतव्रतः राजा ) ત્યાંથી વ્રતપાળક તે રાજા ( सर्वा धामानि मुञ्चतु ) સર્વ સ્થાન મુક્ત-બંધન રહિત કરે. ( ૧ )

હે વરૂણ રાજન્! ( इतः धाम्नः धाम्नः नः मुञ्च ) આ પ્રત્યેક બંધનસ્થાનથી અમારી મુક્તતા કર! ( यत् ऊचिम ) જે અમે કહીએ છીએ કે ( आपः अघ्न्याः इति ) જળ અવધ્ય ગાયની જેમ પ્રાપ્તવ્ય છે અને ( वरुण इति ) હે વરૂણ! તું જ શ્રેષ્ઠ છે. હે વરૂણ! ( ततः नः मुञ्च ) આ કારણથી તું અમને મુક્ત કર. ( ૨ )

હે વરૂણ! ( उत्तमं पाशं अस्मत् उत् श्रथाय ) ઉત્તમ પાશને અમારાથી જરા ઢીલા કર. ( अधमं पाशं अवश्रथाय ) અધમ પાશને પણ દૂર કર તથા ( मध्यमं पाशं विश्रथाय ) મધ્યમ પાશને પણ હઠાવી દે. હે આદિત્ય! ( अधा वयं तव व्रते ) હવે અમે તારા નિયમમાં રહીને ( अनागसः अ-दि-तये स्याम ) નિષ્પાપ બનીને બંધનરહિત-મુક્તિ અવસ્થાને માટે યોગ્ય થઇશું ( ૩ )

હે વરૂણ! ( ये उत्तमाः ये अधमाः वारुणाः पाशाः ) જે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ વરૂણના પાશ છે જે ( सर्वान् पाशान् अस्मत् मुञ्च ) સર્વપાશોથી અમને મુક્ત કર ( दुष्वप्न्यं दुरितं अस्मत् नि ष्व ) દુષ્ટ સ્વપ્ન અને પાપના આચરણોથી અમને બચાવ ( अथ गच्छेम सुकृतस्य लोकं ) તેથી અમે પુણ્ય લોકને પ્રાપ્ત કરીએ. ( ૪ )

---

**ભાવાર્થ—** હે સર્વના રાજાધિરાજ પ્રભો! તારૂં ધામ સુવર્ણ જેવા ચમકનારા આકાશમાં છે. તું આ જગતના સત્ય નિયમોનું પાલન કરનારા એકમાત્ર રાજા છે. તું અમને સર્વ બંધનોથી છોડાવ. ( ૧ )

અમને સર્વને દરેક બંધનથી મુક્ત કર, મુક્તિની ઇચ્છાથી જ અમે આપના ગુણગાન કરીએ છીએ. ( ૨ )

હે શ્રેષ્ઠ દેવ! આ મારા ઉત્તમ, મધ્યમ અને અધમ બધા જ પાશોથી મુક્ત કર, તારૂં વ્રત કરતાં કરતાં અમે સર્વ નિષ્પાપ બનીને બંધનથી મુક્ત થવાને માટે યોગ્ય થઇએ. ( ૩ )

અમારા સર્વ પાશ મુક્ત કર, અમારૂં પાપ દૂર કર જેથી અમે પુણ્યલોકને પ્રાપ્ત કરીએ. ( ૪ )

# મુક્તિ

**ત્રણ પાશોથી મુક્તિ**

મનુષ્યને મુક્તિ જોઇએ છે, પરંતુ તે મુક્તિ બંધનોથી નિવૃત્ત થયા સિવાય થઇ શકતી નથી. ઉત્તમ, મધ્યમ, અધમ વૃત્તિના ત્રણ બંધન મનુષ્યોને બંધનમાં નાખે છે સાત્વિક, રાજસ અને તામસ વૃત્તિના આ બંધનો મનુષ્યને બંધનમા નાખે છે અને પરાધીન બનાવે છે તમોવૃત્તિના બંધન કરતા સાત્વિક બંધન ઘણુ સારૂ હોય છે, એમા સંદેહ નથી. પરંતુ ગમે તેમ તોપણ તે બંધન તો ખરૂં જ લેઢાની સાંકળથી બાંધવામાં આવે કે સોનાની સાંકળથી બાંધવામાં આવે બન્ને આખરે બન્ધન તો છેજ તેજ પ્રમાણે હીન મનોવૃત્તિઓનાં બંધન કરતાં શ્રેષ્ઠ મનોવૃત્તિના બંધન નિશંક સારાં છે, પરંતુ ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવા જતા તો તે બંધન જ છે તેટલા માટે આ સૂક્તમા કહ્યુ છે કે ઉત્તમ, મધ્યમ અને અધમ સર્વ પ્રકારના બંધનથી અર્થાત્ સર્વ વૃત્તિઓના પાશથી અમને મુક્ત કર

**પાપથી બચો**

બંધન દૂર થવા માટે મનુષ્ય (अन्-आगस्) નિષ્પાપ હોવો જોઇએ, પાપવૃત્તિ દૂર થયા વિના બંધન ક્ષીણ થવાનો સંભવ નથી (दुरित) જે પાપ અન્તઃકરણમાં હોય છે તે દૂર થવુ જોઇએ, પરમેશ્વર પણ ત્યારે જ દયા કરીને બંધનથી મુક્ત કરી શકે છે તેથી મુક્તિના ઇચ્છાવાળા મનુષ્યે પાપથી બચવાનો પ્રયત્ન કરવો જોઇએ

તેને માટે ઇશ્વરની ભક્તિ એજ એક માત્ર મુક્તિનુ શ્રેષ્ઠ સાધન છે 'दिति" નામ બંધનનુ છે તેનાથી મુક્ત થાય તો તેને "अ दिति" ની પ્રાપ્તિ થાય છે આજ મુક્તિની પ્રાપ્તિ છે

પરમેશ્વર (धृत-व्रतः) અમારા વ્રતોનો નિરીક્ષક છે જે પોતાના નિયમોને અનુકૂળ રહે છે અને જે તેના નિયમોને અનુકૂળ રહે છે તેના પર જ તે દયા કરે છે, અને જે સીધો માર્ગ પર ચાલે છે તે જ નિર્વિઘ્ન રીતે મુક્તિને પ્રાપ્ત કરે છે

**વ્રત ધારણ**

વ્રત ધારણ કર્યા સિવાય મુક્તિ મળી શકતી નથી, એ ઉપદેશ આ સૂક્તમાં મળ્યા કરે છે કારણ કે (धृत-व्रत) વ્રત ધારણ કરનારોજ અહીં બંધમુક્ત થવાને અધિકારી છે એમ કહ્યુ છે વ્રત ધારણ કરવાથી તેમજ પાલન કરવાથી મનોબળ અને આત્મિકબળની વૃદ્ધિ થાય છે જે લોકો વ્રત પાલન કરવામાં શિથિલતા રાખે છે તેઓ કદી પણ ઉન્નતિને પ્રાપ્ત કરી શકતા નથી વ્રત અનેક છે સત્ય બોલવુ, સત્ય પ્રમાણે આચરણ કરવુ, બ્રહ્મચર્ય પાલન કરવુ, પવિત્રતા ધારણ કરવી ઇત્યાદિ અનેક વ્રતો છે, તે સર્વની ગણત્રી અહીં કરી શકાય નહિ પાઠક પોતાની કર્તૃત્વશક્તિનો વિચાર કરે અને જે વ્રત કરવાનુ હોય તે કરવાનો પ્રારંભ કરે એક વાર લીધેલા વ્રતને પાલન કરવામા શિથિલ ન બનવુ આ પ્રમાણે કરવાથી વ્રત પાલન કરવાનુ સામર્થ્ય આવી જશે અને ક્રમશ ઉન્નતિ પણ થતી જશે

---

## મુક્તિ

(ऋषि - भृगु । देवता- विश्वदेवा)

**કાંડ ૬, સૂક્ત ૧૨૩**

एतं सधस्थाः परि वो ददामि यं शेवधिमावहाज्जातवेदाः ।
अन्वागन्ता यजमानः स्वस्ति तं स्म जानीत परमे व्योमन् ॥ १ ॥
जानीत स्मैनं परमे व्योमन्देवाः सधस्था विद लोकमत्र ।
अन्वागन्ता यजमानः स्वस्तीष्टापूर्तं स्म कृणुताविरस्मै ॥ २ ॥

देवाः पितर पितरो देवाः । यो अस्मि सो अस्मि ॥ ३ ॥
स पचामि स ददामि स यजे स दत्तान्मा यूपम् ॥ ४ ॥
नाके राजन्प्रति तिष्ठ तत्रैतत्प्रति तिष्ठतु ।
विद्धि पूर्तस्य नो राजन्त्स देव सुमना भव ॥ ५ ॥

---

અર્થ— હે ( सधस्थाः ) સાથે સાથે રહેવાવાળા ! ( वः एतं शेवधिं परि ददामि ) તમને હું આ ખજાનો આપું છું, ( यं जातवेदाः आवहात् ) જેને જાતવેદે તમારા સુધી પહોંચાડયો છે. જે ( यजमानः स्वस्ति अनु आगन्ता ) યજમાન કુશળતાની સાથે આવશે. ( तं परमे व्योमन् जानीत ) તેને પરમ સ્વર્ગમાં સ્થિત થએલો જાણો. ( ૧ )

હે ( सधस्थाः देवाः ) સાથે રહેનારા દેવો ! ( एनं परमे व्योमन् जानीत स्म ) તેને પરમ સ્વર્ગ-ધામમાં સ્થિત થએલો જાણો અને ( अत्र लोकं विद ) તેમાં આ લોક છે એ જાણો. ( यजमानः स्वस्ति अनु आगन्ता ) યજ્ઞકર્તા પાછળથી સુખથી આવશે. ( अस्मै इष्टापूर्तं आविः कृणुत स ) તેને માટે ઇષ્ટ અને પૂર્ણતા પ્રગટાઇ પ્રાપ્ત થાય એમ કરો. ( ૨ )

( देवाः पितरः ) દેવો પિતૃઓ છે અને ( पितरः देवाः ) પિતૃઓ દેવો છે. અર્થાત્ ( पितरः ) પાલકો ( देवाः ) દેવતા છે. ( यः अस्मि सः अस्मि ) જે વાસ્તવમાં હું છું તે જ મારી વાસ્તવિક સ્થિતિ છે. ( ૩ )

( सः पचामि ) હું તે પકવું છું, ( सः ददामि ) હું તે આપું છું, ( सः यजे ) તે હું યજ્ઞ કરૂં છું. ( सः दत्तात् मा यूपं ) તે દાનથી હું પૃથક ન બનું. ( ૪ )

હે રાજન્ ! ( नाके प्रतितिष्ठ ) સ્વર્ગધામમાં પ્રતિષ્ઠિત થાઓ, ( तत्र एतत् प्रतितिष्ठतु ) ત્યાં આ અમારો યજ્ઞ પ્રતિષ્ઠિત થાઓ. હે રાજન્ ! ( नः पूर्तस्य विद्धि ) અમારી પૂર્તિનો ઉપાય જાણ અને હે દેવ ! ( सुमनाः भव ) ઉત્તમ મનવાળો બન ( ૫ )

---

ભાવાર્થ— સર્વજ્ઞ દેવે તમારા સ્થાન સુધી જે આત્મશક્તિનો ખજાનો પહોંચાડ્યો છે તે હું તમને આપું છું, તેની પાછળ પાછળ યજમાન આવશે અને તે પરમ સ્વર્ગધામને પહોંચી જશે. ( ૧ )

સત્કર્મ કરનાર પરમધામમાં સ્થિર થાય છે. એ વાત નિશ્ચિત છે. યજ્ઞકર્તા તે જ ધામમાં પહોંચે છે તેનું યોગ્યતાપૂર્વક હૃદયથી સ્વાગત કરો. ( ૨ )

જે પાલન કરે છે તે દેવ છે અને જે સો દૈવીભાવથી યુક્ત છે તેઓ તો પાલન કરે જ છે. મનુષ્ય પોતાની બહારની યોગ્યતા ગમે તેટલી વધારે પરંતુ તેની અંતરાત્માની જેટલી યોગ્ય અવસ્થા હશે તેટલી જ તેની વાસ્તવિક યોગ્યતા છે. ( ૩ )

હું યજ્ઞને માટે અન્ન પકવું છું, હું દાન આપું છું, હું યજ્ઞ કરૂં છું, હું દાન કરવામાંથી કદી નવરો ન પડું. ( ૪ )

સ્વર્ગધામમાં સ્થિર થઇ જા, આ અમારૂં કર્મ સ્વર્ગમાં સ્થિર રહે, પોતાની પૂર્ણતા કરવાનું જાણી લે અને ઉત્તમ મનથી યુક્ત બને. ( ૫ )

મુક્તિ પ્રાપ્ત કરવા માટે સહુથી પ્રથમ વાત એ સ્મરણમાં રાખવી જોઇએ કે શક્તિનો ખજાનો પોતાના આત્મામાં જ છે, તે બહાર નથી. શક્તિ અંદરથી જ પ્રાપ્ત થવાની છે બહારથી નહિ. જેઓ આ કલ્પના મનમાં ધારણ કરે છે તેઓ સ્વર્ગધામમાં પહોંચે છે અને જેઓ એમ માને છે કે શક્તિ બહારથી પ્રાપ્ત થાય છે તેઓ પાછળ રહી જાય છે. જેઓ સત્કર્મ કરે છે તેઓ જ સ્વર્ગને પ્રાપ્ત કરે છે, બીજા લોકો પાછળ રહી જાય છે. સત્કર્મનો અર્થ જનતાનું પાલન કરવું. આ કાર્યથી દેવત્વ પ્રાપ્ત થાય છે, અને જેનામાં દેવત્વ હોય છે તેઓ જનતાનું પાલન કરે જ છે, મનુષ્ય પોતાની શુદ્ધતાની બાબતમાં

ઢોંગ કરીને બીજાને છેતરી શકે છે પરંતુ સત્કર્મની કસોટીથી તેની યોગ્યતા વાસ્તવિક જેટલી હોવી જોઇએ તેટલી જ જણાય છે. ઢોંગ કરવાથી તેની યોગ્યતા વધતી નથી. મનુષ્ય પકવવું, દેવું ઇત્યાદિ જે કર્મ કરે તે યજ્ઞને માટે જ કરે છે અર્થાત્ જનતાની ભલાઇને માટે જ કરે અને કર્મથી કદી પાછો ન હઠે, તેનાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે અને ત્યાંજ સુખ પ્રાપ્ત થાય છે.

---

# મુક્તિનો અધિકારી

( ऋषिः- अथर्वा । देवता- अग्निः )

કાંડ ૬, સૂક્ત ૧૧૧

इमं मे अग्ने पुरुषं मुमुग्ध्ययं यो बद्धः सुयतो लालपीति ।
अतोऽधि ते कृणवद्भागधेयं यदानुन्मदितोऽसति ॥ १ ॥
अग्निष्टे नि शमयतु यदि ते मन उद्युतम् ।
कृणोमि विद्वान्भेषजं यथानुन्मदितोऽससि ॥ २ ॥
देवैनसादुन्मदितमुन्मत्तं रक्षसस्परि ।
कृणोमि विद्वान्भेषजं यदानुन्मदितोऽसति ॥ ३ ॥
पुनस्त्वा दुरप्सरसः पुनरिन्द्रः पुनर्भगः ।
पुनस्त्वा दुर्विश्वे देवा यथानुन्मदितोऽससि ॥ ४ ॥

---

અર્થ— હે અગ્નિ ! ( यः बद्धः सुयतः लालपीति ) જે બંધાએલો મનુષ્ય ઉત્તમ રીતે બદ્ધ થવાને કારણ ઘણો જ કલ્પાંત કરે છે. ( मे इमं पुरुषं मुमुग्धि ) મારા આ પુરૂષને મુક્ત કર. ( यदा ) જ્યારે મનુષ્ય ( अनुन्मदितः असति ) ઉન્માદરહિત બને છે. ( अतः ते भागधेयं अधि कृणवत् ) ત્યારે તારૂં ભાગ્ય સર્વ પ્રકારે જાગશે. ( ૧ )

( अग्निः ते निशमयतु ) તેજસ્વી દેવ તારામાં શાંતિ ઉત્પન્ન કરે, ( यदि ते मनः उद्युतं ) જો તારૂં મન તદ્દન ઉધડી ગયું હોય ( यथा अनुन्मदितः अससि ) જેનાથી તું ઉન્માદરહિત થશે. ( भेषजं विद्वान् कृणोमि ) તેવું ઔષધ જાણવાથી હુ તેવુ ઔષધ કરૂં છું. ( ૨ )

( देव-एनसात् उन्मदितं ) દેવના વિષયમાં કદાચ પાપથી ઉન્માદ થયો હોય, ( विद्वान् भेषजं कृणोमि ) હુ જાણીને ઔષધ કરૂં છું. ( यदा अनुन्मदितः असति ) જેનાથી ઉન્માદરહિત થશે. ( ૩ )

( अप्सरसः त्वा पुनः दुः ) અપ્સરાઓને તને ફરી વખત આપેલ છે. ( इन्द्रः पुनः भगः पुनः ) ઈન્દ્ર અને ભગને તને ફરી વખત આપેલ છે. ( विश्वे देवाः त्वा पुनः अदुः ) વિશ્વા દેવોએ તને ફરીથી આપેલ છે. ( यथा अनुन्मदितः अससि ) જેનાથી તું ઉન્માદરહિત થયો છે. ( ૪ )

---

ભાવાર્થ— જે બંધાએલો છે અને જે બંધનમુક્ત થવાને માટે કલ્પાંત કરે છે તેની મુક્તિ થાય છે જે ઉન્મત બનતો નથી તેનું ભાગ્ય ઉદય પામે છે. ( ૧ )

જેનું મન ઉદાસ થયું છે તેને પરમેશ્વર જ શાંતિ આપશે. જે ઉન્મત્ત બનતો નથી તેની ઉન્નતિને માટે ઉપાય થઇ શકે છે. ( ૨ )

દૈવી અને રાક્ષસી પાપ કરવાને કારણે જે ઉન્મત્ત બને છે તેનો ઉપાય કરીને ઉન્માદને દૂર કરી શકાય છે. ( ૩ )

અપ્સરા, ઇંદ્ર, ભગ અને બીજા સર્વ દેવો તેની સહાયતાથી આ રોગીને ફરીથી આરોગ્ય પ્રાપ્ત થયું છે, અર્થાત્ તેનો ઉન્માદ દૂર થાય છે. ( ૪ )

---

# મુક્તિનો અધિકારી

## મુક્ત કોણ થઇ શકે છે ?

જે મનુષ્ય બદ્ધ હોય, તે બદ્ધ અવસ્થામાં ત્રસ્ત થયા કરે છે અને મુક્ત થવાને માટે ખૂબ જ તલસે છે, કલ્પાંત કરે છે અને પોતાના બંધનથી પૂર્ણ અસમાધાન વ્યક્ત કરે છે, તે મુક્તિનો અધિકારી છે. જુઓ—

**यः सुयतः बद्धः लालपीति, इमं पुरुषं मुमुग्धि ।** ( મં. ૧ )

" જે ઉત્તમ રીતે બદ્ધ થએલો મનુષ્ય આક્રોશ કરે છે તે પુરૂષને મુક્ત કર. " જે બદ્ધ અવસ્થામાં સંતુષ્ટ રહે છે તેની મુક્તતા થતી નથી. કારણ કે તે જન્મથી જ ગુલામ છે અને ગુલામીમાં રહેવાને માટે સિદ્ધ છે અને ગુલામ રહેવામાં આનંદ માને છે અથવા કેટલાક તો ગુલામી દૃઢ થવાને માટે પ્રયત્ન પણ કરે છે. આવા લોકો તો સર્વદા ગુલામીમાં જ રહેશે. ગુલામીમાંથી મુક્ત તો તેઓજ થશે જેઓ ગુલામીમાં રહેવા ઇચ્છતા નથી અને મુક્ત થવાને માટે જેઓ તલસે છે અને ગુલામીમાંથી છૂટી જવા માટે જેઓ મહા આક્રોશ કરે છે. " હું ગુલામીથી ત્રાસી ગયો છું, હું આ પછી હવે ગુલામીમાં રહેવા ઇચ્છતો નથી, હે દેવો બન્ધન તોડવામાં મને સહાયતા કરો, હું મરી જવું પસંદ કરીશ પરંતુ હવે આથી આગળ ગુલામીમાં રહીશ નહિ. " આ પ્રમાણે ખરા હૃદયથી કલ્પાંત કરીને પોતાના હૃદયના ભાવ વ્યક્ત કરે છે તે મુક્તિનો અધિકારી છે. આ પ્રમાણે કલ્પાન્ત કરવા છતાં જે આળસુ બની રહેશે તે મુક્ત થઇ શકશે નહિ. પરંતુ પ્રમાદ રહિત બનીને જે પ્રયત્ન કરશે તેજ મુક્ત થશે. એ વિષયમાં આ મંત્રનો ઉપદેશ જુઓ :—

**यदा अनुन्मदितः असति, अतः भागधेयं अधि कृणवत् ॥** ( મં ૧ )

" જ્યારે ઉન્મત્ત બનતો નથી, ત્યારે જ ભાગ્યનો ઉદય થાય છે. " અર્થાત્ માત્ર ગુલામીની વિરૂદ્ધ મનના ભાવ પ્રગટ કરવાથી જ કાર્ય સિદ્ધ થશે નહિ ગુલામીથી ત્રાસી ગએલો માણસ જો ગાંડો બની જશે અને અયોગ્ય વર્તન ચલાવશે તો તેથી તેને લાભ થશે નહિ. તે ઉન્મત્ત અથવા આળસુ થવો જોઇએ નહિ, તેણે દક્ષથી અને યોગ્ય દિશામાં પોતાના કર્તવ્યમાં તત્પર રહેવું જોઇએ, ત્યારે જ તેનું ભાગ્ય ઉદય પામે છે. બંધનથી મુક્ત થવાની આતુરતા, મનના ભાવ સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરવાનું ધૈર્ય, દક્ષતાથી સ્વકર્તવ્ય કરવું આ ત્રણ સાધન કરવાથી જ તેનું ભાગ્ય ઉદય પામવા માંડે છે.

સામાન્યતઃ મુક્તિ પ્રાપ્ત કરવાના આ ઉપાય છે. આ મુક્તિ આધ્યાત્મિક હોય, રાજકીય હોય સામાજિક હોય અથવા રોગથી મુક્તિ મેળવવાની હોય તો આ નિયમો સર્વ પ્રકારની મુક્તિઓને માટે સામાન્યપણે સરખા જ લાગુ પડે છે.

## મન ઉદાસ થઇ ગયા પછી

મુક્તિનો માર્ગ ઘણો કઠણ છે. કોઇ વખતે સિદ્ધિ મળે છે તો કોઇ વખત હાનિ પણ થાય છે. હાનિને વખત મન ઉદાસ બની જાય છે. કોઇ પણ વાત પર ચિત્ત ચોંટતું જ નથી. કિંકર્તવ્યમૂઢ બની જાય છે તે સમયે—

**यदि ते मन उद्युतं, अग्निः निशामयतु ।** ( મં. ૨ )

" જો તારૂં મન ઉદાસ થઇ ગયું હોય તો તેજસ્વી દેવ તને શાન્તિ આપો. " તે સમયે મુક્તિની ઇચ્છા કરનારા મનુષ્યે

પ્રભુની પ્રાર્થના કરવી, પ્રભુ તેને અવશ્ય શાંતિ આપશે. મન ગમે તેટલું દુઃખી થયું હોય પણ પ્રભુના શરણમાં જવાથી તેને જરૂર શાન્તિ પ્રાપ્ત થશે જ. તેથી મુકિતની ઇચ્છા કરનારાએ ઉદાસીનતાને વખતે પ્રભુનું શરણ લેવું જોઇએ તેમજ ક્યારેય પણ ઉદાસીનતા આવી ન જાય એટલા માટે હંમેશાં તેની ભકિત કરવી, આથી મનમાં શાંતિ રહેશે, પ્રમાદ થશે નહિ અને ઉન્નતિનો માર્ગ સીધો ખુલી જશે.

### પાપના બે ભેદ

પાપના બે ભેદ છે. એક દેવોના સબંધમાં પાપ અને બીજું રાક્ષસોને કારણે થનારૂં પાપ. પૃથ્વી, આપ, તેજ, વાયુ, ઔષધિ ઇત્યાદિ અનેક દેવતાઓ છે તેમની બાબતમાં મનુષ્યો પાપ કરે છે. ભૂમિનું અપહરણ, પાણીનો બગાડો, વાયુને દૂષિત કરવો વગેરે જે છે તે સર્વ દેવોના સંબંધમાં પાપ છે. આ પાપથી દોષ થાય છે અને મનુષ્ય પ્રમાદ કરે છે અને દુઃખ ભોગવે છે. દંભ દર્પ, અભિમાન ઇત્યાદિ રાક્ષસી ભાવ છે, તેમને કારણે મનુષ્ય પાપ કરે છે અને દુઃખ ભોગવે છે આ પ્રકારના બે પાપ છે. મનુષ્ય આ બે પાપથી પોતે જ પોતાને બચાવે. આ આદેશ આપવા માટે નીચે લખેલો મંત્ર ભાગ છે-

देव एनसात् उन्मदितं, रक्षसस्परि उन्मत्तम् ।
भेषजं कृणोमि यदानुन्मदितः असति ॥ (મં. ૩ )

" દેવતાઓના સંબંધમાં પાપથી જે દોષ થયો છે અને રાક્ષસોના પાપથી જે દોષ થયો છે તેમને દૂર કરવા માટે હું ઉપાય કરૂં છું જેથી તુ ઉન્માદ રહિત થશે. " આ મંત્રનો ભાવ હવે પાઠકોના લક્ષમાં આવી ગયો હશે જ. આ બે પ્રકારના દોષો દૂર થવાથી જ મનુષ્યનો ઉદય થાય છે. અને તેના બંધન કપાઇ જઇ શકે છે તથા તેને મુકિત પણ મળી શકે છે.

અન્તિમ મંત્રનો ભાવ આ છે કે જે મનુષ્ય પૂર્વોકત પ્રકારે નિર્દોષ હોય છે તેને સર્વ દેવગણો સહાયતા કરે છે અને તે પ્રમાદ રહિત બને છે.

આ સૂકત સહેજ કિલષ્ટ જેવું છે, તો પણ આ દર્શાવેલી રીતે વિચાર કરવાથી આ સૂકત થોડા અંશે સુબોધ બની શકે છે.

---

# અમરત્વની પ્રાપ્તિ

( ऋषिः- अथर्वा । देवता- जातवेदा वरुणश्च )

**કાંડ ૭, સૂકત ૧૦૬**

यदस्मृति चकृम किं चिदग्न उपारिम चरणे जातवेदः ।
ततः पाहि त्वं नः प्रचेतः शुभे सखिभ्यो अमृतत्वमस्तु नः ॥ १ ॥

**અર્થ—** હે ( जातवेदः अग्ने ) જ્ઞાતવેદ પ્રકાશ દેવ! (यत् चरणे किंचित अस्मृति चकृम) આચારમાં સ્મરણ વગર અમે જે કાંઇ કરીએ અને તેમાં ( उपारिम ) જે કાંઇ અશુદ્ધિઓ કરીએ. હે ( प्रचेतः ) ઉત્કૃષ્ટ ચિત્તવાળા દેવ ! ( त्वं नः ततः पाहि ) તું અમને તેનાથી બચાવ ! અને ( नः सखिभ्यः ) અમારા મિત્રોને ( शुभे अमृतत्वं अस्तु , શુભ માર્ગથી અમરપણુ પ્રાપ્ત થાઓ. ( ૧ )

આ ઉત્તમ પ્રાર્થના છે " હે પ્રભો ! અમે જે આચરણ કરીએ છીએ તેમાં અમારી અણસમજને લીધે જો કાંઇ અશુદ્ધિઓ આવે તો તે અપરાધની ક્ષમા કરો અને અમને શુભમાર્ગથી અમૃતત્વની પ્રાપ્તિ થાય. " આ ઉત્તમ પ્રાર્થના છે અને દરેક મનુષ્યે હંમેશાં કરવા યોગ્ય છે. ( ૧ )

## દિવ્ય વચન

( ऋषिः- अथर्वा । देवता- मन्त्रोक्ता )

કાંડ ૭, સૂક્ત ૧૦૫

अपक्रामन्पौरुषेयाद्वृणानो दैव्यं वचः ।
प्रणीतीरभ्यावर्तस्व विश्वेभिः सखिभिः सह ॥ १ ॥

**અર્થ**— ( पौरुषेयाद् अपक्रामन् ) સામાન્ય મનુષ્યોએ કરવા યોગ્ય કર્મોથી દૂર રહીને ( दैव्यं वचः वृणानः ) દિવ્ય વચનોનો સ્વીકાર કર, ( विश्वेभिः सखिभिः सह ) પોતાના સર્વ મિત્રોની સાથે ( प्र-नीतीः अभ्यावर्तस्व ) ઉત્કૃષ્ટ નીતિ નિયમોને અનુકૂળ એવું વર્તન કર. ( ૧ )

**ભાવાર્થ**—સામાન્ય, હીન, અશિક્ષિત, અસભ્ય મનુષ્ય જેવો હીન વ્યવહાર કરે છે તેને છોડી દેવો જોઇએ, દિવ્ય ઉપદેશ વચનોનો-વેદ વચનોનો-સ્વીકાર કરવો જોઇએ અને પોતાના સર્વ ઇષ્ટ મિત્રોની સાથે તે ઉપદેશના શ્રેષ્ઠ આદેશ અનુસાર પોતાનું આચરણ રાખવું જોઇએ. ઉન્નતિનો આ જ માર્ગ છે.

---

## ઉચ્ચ બનીને રહેવું

( ऋषिः- प्रजापतिः । देवता- द्यावापृथिवी, अन्तरिक्षम्, मृत्युः )

કાંડ ૭, સૂક્ત ૧૦૨

नमस्कृत्य द्यावापृथिवीभ्यामन्तरिक्षाय मृत्यवे ।
मेक्षाम्यूर्ध्वस्तिष्ठन्मा मा हिंसिषुरीश्वराः ॥ १ ॥

**અર્થ**— ( द्यावापृथिवीभ्यां ) દ્યુલોક અને પૃથ્વીલોકને તથા ( अन्तरिक्षाय मृत्यवे नमस्कृत्य ) અંતરિક્ષ અને મૃત્યુને નમસ્કાર કરીને ( ऊर्ध्वः तिष्ठन् मेक्षामि= मेषामि=मिषामि ) ઉંચો ઉભો રહીને નિરીક્ષણ કરૂં છું તેથી ( ईश्वराः मा मा हिंसिषुः ) સ્વામી, અધિકારી મારો નાશ ન કરે ( ૧ )

**ભાવાર્થ**—દ્યુલોક, અન્તરિક્ષલોક અને ભૂલોક તેમાં રહેનારા આપ્ત પુરૂષોને અને મૃત્યુને નમસ્કાર કરીને, પોતાની ધર્મ મર્યાદાને અનુસાર હું રહું છું, ઉચ્ચ બનીને, ઉચ્ચ સ્થાનમાં રહીને, ઉચ્ચ વિચાર કરીને, ઉચ્ચ લોકોની સાથે સંબંધ જોડીને, ચક્ષુઓ ખુલ્લાં કરી જગતનું નિરીક્ષણ કરૂં છું અને યોગ્ય આચરણ કરૂં છું તેથી આ વિશ્વના અધિકારી મારી હિંસા ન કરે, મારો ઘાત ન કરે.

---

*

# અધ્યાત્મ પ્રકરણ

( ऋषिः- ब्रह्मा । देवताः- अध्यात्मं, रोहितादित्यदेवते )

## કાંડ ૧૩, સૂક્ત ૧

उदेहि वाजिन्यो अप्स्व१न्तरिदं राष्ट्रं प्र विंश सूनृतावत् ।
यो रोहितो विश्वमिदं जजान स त्वा राष्ट्राय सुभृतं बिभर्तु ॥ १ ॥
उद्वाज आ गन्यो अप्स्व१न्तर्विश आ रोह त्वद्योनयो याः ।
सोमं दधानोऽप ओषधीर्गाश्चतुष्पदो द्विपद आ वेशयेह ॥ २ ॥
यूयमुग्रा मरुतः पृश्निमातर इन्द्रेण युजा प्र मृणीत शत्रून् ।
आ वो रोहितः शृणवत्सुदानवस्त्रिषप्तासो मरुतः स्वादुसंमुदः ॥ ३ ॥

---

અર્થ— હે ( वाजिन् उत् एहि ) સામર્થ્યવાન્ આત્મદેવ ! તું ઉદયને પ્રાપ્ત થા. ( यः अप्सुः अन्तः ) જે તું આપોમય પ્રાણુની પેલેપાર છે તું તે ( इदं सुनृतावत् राष्ट्रं प्रविश ) આ પવિત્ર રાષ્ટ્રમાં પ્રવેશ કર. ( यः रोहितः इदं विश्वं जजान ) જે દેવે આ સર્વ ઉત્પન્ન કરેલ છે. ( सः त्वा राष्ट्राय सुभृतं बिभर्तु ) તે તને આ રાષ્ટ્રનું ઉત્તમ ભરણ પોષણ કરીને ધારણ કરે. ( ૧ )

( यः अप्सुः अन्तः ) જે આપોમય પ્રાણુની અંદર વિદ્યમાન છે. તે ( वाजः उत् आगन् ) સામર્થ્યવાન્ બની ગયો છે. ( याः त्वत्-योनयः विशः ) જે તારી જાતિની પ્રજાઓ છે તેમાં તું ( आरोह ) ઉચ્ચ સ્થાનમાં વિરાજમાન થા. ( इह सोमं दधानः ) આ રાષ્ટ્રમાં સોમાદિ॰ વનસ્પતિઓનું પોષણ કરતાં કરતાં ( अपः औषधीः गाः चतुष्पदः द्विपदः ) જળ, ઔષધિઓ, ગાયો, ચતુષ્પાદ અને દ્વિપાદ પ્રાણીઓને ( आवेशय ) નિવાસ કરાવ. ( ૨ )

હે ( मरुतः ) મરણુપર્યંત લડનારા વીરો ! ( यूयं उग्राः पृश्निमातर ) તમે બધા ઘણા જ શૂરવીર અને ભૂમિને પોતાની માતા માનનારા છો, તમે ( इन्द्रेण युजा शत्रून् प्रमृणीत ) ઇન્દ્રની સાથે રહીને તમે શત્રુઓનો નાશ કરો. હે ( सुदानवः रोहितः आ शृणवत् ) ઉત્તમ દાન આપનારા વીરો ! તે સૂર્યદેવ તમારી વાત સાંભળે. ( त्रि-सप्तासः मरुतः स्वादु-संमुदः ) આપ ત્રણ ગુણ્યા સાત એટલે એકવીસ પ્રકારના વીર ઉત્તમ આનંદ આપનારા છો. ( ૩ )

---

ભાવાર્થ—પ્રત્યેક આત્મા અભ્યુદય અને નિઃશ્રેયસ પ્રાપ્ત કરો, પ્રત્યેક મનુષ્ય રાષ્ટ્રની ઉન્નતિ સાથે પોતાની ઉન્નતિ કરો,પોતાના રાષ્ટ્રપર પ્રેમ કરો અને તેની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરો. આ સૂર્ય દેવે આ જગતની ઉત્પત્તિ કરેલી છે તે જ તમને રાષ્ટ્રિય ઉન્નતિ કરવા માટે હૃષ્ટપુષ્ટ કરશે. ( ૧ )

મનુષ્યનું સામર્થ્ય તે જ છે જે તેના પ્રાણમાં વિદ્યમાન છે. તેણે સામર્થ્યથી યુક્ત બનીને પોતાની સજાતીય પ્રજામાં અર્થાત્ પોતાના રાષ્ટ્રમાં રહીને અભ્યુદય પ્રાપ્ત કરવો જોઈએ. આ આપણા રાષ્ટ્રમાં રહીને વનસ્પતિઓ, જળસ્થાન, ઔષધિઓ ગાયો અને અનેક દ્વિપાદ અને ચતુષ્પાદ પશુઓનું ધારણ કરો. ( ૨ )

સર્વ લોકો પોતાની માતૃભૂમિની રક્ષા પોતાના ઉગ્ર શૌર્યથી કરે. માતૃભૂમિના શત્રુઓનો નાશ કરે, મનમાં ઉદારતા યુક્ત દાતૃત્વનો ભાવ ધારણ કરે, જે શૂરવીરો મરણ પર્યંત લડનારા હોય છે તેઓ જ ઉત્તમ આનંદ આપનારા હોય છે. ( ૩ )

रुहो रुरोह रोहित आ रुरोह गर्भो जनीनां जनुषामुपस्थम् ।
ताभिः संरब्धमन्वविन्दन्षडुर्वीर्गातुं प्रपश्यन्निह राष्ट्रमाहाः ॥ ४ ॥
आ ते राष्ट्रमिह रोहितोऽहार्षीद्व्यास्थन्मृधो अभयं ते अभूत् ।
तस्मै ते द्यावापृथिवी रेवतीभिः कामं दुहाथामिह शक्वरीभिः ॥ ५ ॥
रोहितो द्यावापृथिवी जजान तत्र तन्तुं परमेष्ठी ततान ।
तत्र शिश्रियेऽज एकपादोऽदृंहद् द्यावापृथिवी बलेन ॥ ६ ॥
रोहितो द्यावापृथिवी अदृंहत्तेन स्व स्तभितं तेन नाकः ।
तेनान्तरिक्षं विमिता रजांसि तेन देवा अमृतमन्वविन्दन् ॥ ७ ॥
वि रोहितो अमृशद्विश्वरूपं समाकुर्वाणः प्ररुहो रुहश्च ।
दिवं रूढ्वा महता महिम्ना सं ते राष्ट्रमनक्तु पयसा घृतेन ॥ ८ ॥

---

( रोहितः रुहः रुरोह ) પ્રકાશિત સૂર્યદેવ ઉચ્ચસ્થાનમાં વિરાજમાન થએલો છે, અર્થાત્ ( जनुषां जनीनां उपस्थं गर्भः आरुरोह ) સ્ત્રીઓના ગર્ભાશયમાં ગર્ભ સ્થિર થઇ ગયો છે. (षट् उर्वीः ताभिः संरब्धं अन्वविन्दन् ) છ દિશાઓએ તેમણે પોષણ કરીને વધારેલા ગર્ભને પ્રાપ્ત કર્યો. તે ( गातुं प्रपश्यन् इह राष्ट्रं आहाः ) ઉન્નતિનો માર્ગ જાણતો જાણતો તે આ રાષ્ટ્રને ઉન્નત કરે છે. ( ૪ )

( ते राष्ट्रं इह रोहितः आहार्षीत् ) એજ સૂર્યદેવે તારા રાષ્ટ્રને અહીં લાવી મૂક્યુ છે. ( मृधः वि आस्थन् ) શત્રુઓને દૂર કર્યા અને ( ते अभयं अभूत् ) તારે માટે નિર્ભયતા થઇ ગઇ છે. ( तस्मै ते रेवतीभिः शक्वरीभिः द्यावापृथिवी इह कामं दुहाथां ) તારા હિતને માટે ધન અને શક્તિઓ દ્વારા તે દ્યુલોક અને પૃથિવીનો આ રાષ્ટ્રમાં યથેચ્છ ઉપભોગ આપો. ( ૫ )

( रोहितः द्यावापृथिवी जजान ) સૂર્યદેવે આ દ્યુલોક અને પૃથ્વીલોકને ઉત્પન્ન કરેલ છે. ( तत्र परमेष्ठी तन्तुं ततान ) ત્યાં પરમાત્માએ સૂત્રાત્માને ફેલાવ્યો છે. ( तत्र एकपादः अजः शिश्रिये ) ત્યાં એકપાદ આત્માએ આશ્રય લીધો છે, તેણે (बलेन द्यावापृथिवी अदृंहत्) પોતાના બળથી દ્યુલોક અને પૃથ્વીને સુદૃઢ બનાવ્યા. ( ૬ )

( रोहितः द्यावापृथिवी अदृंहत ) સૂર્યદેવે દ્યુલોક અને પૃથ્વીલોકને સુદૃઢ બનાવ્યા, ( तेन स्वः नाकः स्तभितं ) તેણે જ સ્વર્ગ નામનો સુખપૂર્ણ લોક ઉપર ટકાવી રાખ્યો છે. ( तेन अन्तरिक्षं रजांसि विमिता ) તેણે અંતરિક્ષલોકને બનાવ્યો અને ( तेन देवाः अमृतं अन्वविन्दन् ) તેના દ્વારા સર્વ દેવોને અમરત્વ પ્રાપ્ત થયું. ( ૭ )

---

તે સૂર્ય ઉદય પામ્યો છે, માનો કે તે પોતાની માતાની ગોદમાં બેઠેલો છે. આ વખતે માનો કે છએ દિશાઓએ તે ગર્ભનું ધારણ કર્યું છે, આ ગર્ભ વખત જતાં ઉન્નત બને છે. પોતે ઉન્નતિનો માર્ગ જાણે છે અને રાષ્ટ્રને પણ ઉન્નત બનાવે છે. (૪)

આ સૂર્યદેવે જ તારા રાષ્ટ્રને ઉચ્ચ સ્થિતિમાં લાવી મૂક્યું છે, તેણે જ શત્રુઓને દૂર કર્યા અને તને નિર્ભય બનાવ્યો છે. આ રાષ્ટ્રમાં રહેનારાઓ માટે આ ભૂમિમા ધન અને શક્તિઓ પ્રાપ્ત થાઓ. ( ૫ )

આ સૂર્યદેવે દ્યુલોક અને પૃથ્વીલોકને બનાવ્યા છે, અહીં પરમાત્માએ આત્માને સૂત્રરૂપે ફેલાવ્યો છે, ત્યાં જીવાત્માએ આશ્રય લીધો છે. તેમણે પોતાના બળથી આ પૃથ્વીને સુદૃઢ બનાવી છે. ( ૬ )

સૂર્યદેવે જ પૃથ્વી, અન્તરિક્ષ અને દ્યુલોકને સુદૃઢ બનાવ્યા છે, તેથી બધા દેવોને અમરત્વ પ્રાપ્ત થયુ છે. ( ૭ )

यास्ते रुहः प्ररुहो यास्त आरुहो याभिरापृणासि दिवमन्तरिक्षम् ।
तासां ब्रह्मणा पयसा वावृधानो विशि राष्ट्रे जागृहि रोहितस्य ॥ ९ ॥
यास्ते विशस्तपसः संबभूवुर्वत्सं गायत्रीमनु ता इहागुः ।
तास्त्वा विशन्तु मनसा शिवेन संमाता वत्सो अभ्येतु रोहितः ॥ १० ॥
ऊर्ध्वो रोहितो अधि नाके अस्थाद्विश्वा रूपाणि जनयन्युवा कविः ।
तिग्मेनाग्निर्ज्योतिषा वि भाति तृतीये चक्रे रजसि प्रियाणि ॥ ११ ॥
सहस्रशृङ्गो वृषभो जातवेदा घृताहुतः सोमपृष्ठः सुवीरः ।
मा मा हासीन्नाथितो नेत्त्वा जहानि गोपोषं च मे वीरपोषं च धेहि ॥ १२ ॥

( रोहितः प्ररुहः रुहः च समाकुर्वाणः विश्वरूपं वि अमृशत् ) सूर्यदेवे ઉંચી અને નીચી બધી જ દિશાઓને એકત્ર કરીને સર્વ વિશ્વના રૂપને બનાવવાનો વિચાર કર્યો. તે ( महता महिम्ना दिवं रूढ्वा ) પોતાના મહા સામર્થ્યથી દ્યુલોક પર આરૂઢ બનીને ( ते राष्ट्रं पयसा घृतेन सं अनक्तु ) તારા રાષ્ટ્રને ઘી અને દૂધથી ભરપૂર કરે. ( ૮ )

( याः ते रुहः पुरुहः याः ते आरुहः ) જે તમારા આગળ પાછળ, ઉપર ચઢવાના માર્ગ છે. ( याभिः दिवं अन्तरिक्षं आपृणासि ) જેના દ્વારા તું દ્યુલોક અને અંતરિક્ષલોકને ભરપૂર કરે છે. ( तासां ब्रह्मणा पयसा वावृधानः ) તેમના બળવર્ધક રસથી આગળ વધતો તું ( रोहितस्य विशि राष्ट्रे जागृहि ) સૂર્યદેવની પ્રજામા અને રાષ્ટ્રમાં જાગૃત રહે. ( ૯ )

( ते तपसः याः विशः संबभूवः ) તારા પ્રકાશથી જે પ્રજાઓ ઉત્પન્ન થઇ ગઇ છે. ( ताः इह वत्सं गायत्रीं अनु अगुः ) તે પ્રજાઓ અહીં સંતાન અને પોતાના પ્રાણ–ત્રાણ સંબંધી વ્યવહારને અનુકૂળ બનીને ચાલે છે. ( ताः शिवेन मनसा त्वा विशन्तु ) તે પ્રજાઓ શુભસંકલ્પયુક્ત મનથી તારી અંદર પ્રવેશ પામો. ( संमाता रोहितः वत्सः अभ्येतु ) માતા અને સૂર્યરૂપી વાછરડું મળીને આગળ વધે. ( ૧૦ )

( युवा कविः विश्वा रूपाणि जनयन् ) તરૂણ જ્ઞાની સર્વ જગતના રૂપને પ્રકાશિત કરતાં કરતાં ( रोहितः ऊर्ध्वः नाके अधि अस्थात् ) સૂર્ય ઉપર સ્વર્ગમાં રહ્યો છે. આ ( अग्निः तिग्मेन ज्योतिषा विभाति ) અગ્નિ તીક્ષ્ણ પ્રકાશથી પ્રકાશે છે. આ ( तृतीये रजसि प्रियाणि चक्रे ) ત્રીજા અંતરિક્ષલોકમાં પ્રિય પદાર્થોને બનાવે છે. ( ૧૧ )

સૂર્યના કારણે જ સર્વ જગતને સુંદર રૂપ મળ્યું છે. તે પોતાના મહિમાથી સ્વર્ગલોકપર ચઢીને આ રાષ્ટ્રને દૂધ અને ઘીથી ભરપૂર બનાવે છે. ( ૮ )

જે અનેક માર્ગો સ્વર્ગધામને પ્રાપ્ત કરવા માટેના છે તેમના જ્ઞાનથી તથા ઘૃત દુગ્ધ વગેરેથી હષ્ટપુષ્ટ બનીને આ રાષ્ટ્રમાં અને આ પ્રજામાં સતત જાગૃત રહો. ( ૯ )

સૂર્યથી જ આ સર્વ પ્રજાજન, સર્વ પ્રાણીમાત્ર,ઉત્પન્ન થઇ ગયાં છે. આ સર્વ પ્રાણ રક્ષણના પ્રયત્નમાં સદાદત્તચિત્ત રહે છે. આ સર્વ પ્રજાઓ ઉત્તમ શિવસંકલ્પયુક્ત મનથી ઇશ્વરમાં આશ્રય લઇને રહે. માતા અને પુત્ર મળીને ઉન્નતિને પ્રાપ્ત થાઓ. ( ૧૦ )

આ સદા તરૂણ, સર્વ જોનારો સૂર્ય રૂપોને પ્રકાશિત કરતો કરતો દ્યુલોકમાં રહ્યો છે, પોતાના સર્વ પ્રખર તેજની સાથે પ્રકાશે છે અને ત્રીજા લોકમાં રહીને સર્વનું પ્રિય કર્યું છે. ( ૧૧ )

रोहिंतो यज्ञस्यं जनिता मुखं च रोहिंताय वाचा श्रोत्रेंण मनंसा जुहोमि ।
रोहिंतं देवा यंन्ति सुमनस्यमांना स मा रोहैः सामित्यै रोहयतु ॥ १३ ॥
रोहिंतो यज्ञं व्यदधाद्विश्वकर्मणे तस्मात्तेजांस्युपं मेमान्यागुः ।
वोचेयं ते नाभिं भुवनस्याधि मज्मनिं ॥ १४ ॥
आ त्वां रुरोह बृहत्युं१त पङ्क्तिरा ककुब्वर्चसा जातवेदः ।
आ त्वां रुरोहोष्णिहाक्षरो वषट्कार आ त्वां रुरोह रोहिंतो रेतंसा सह ॥ १५ ॥
अयं वंस्ते गर्भं पृथिव्या दिवं वस्तेऽयमन्तरिक्षम् ।
अयं ब्रध्नस्यं विष्टपि स्वर्लोकान्व्यानशे ॥ १६ ॥

---

આ ( जातवेदाः सहस्रशृङ्गः वृषभः ) તૈયાર થએલા સર્વ પદાર્થોને જાણનારો હજારો કિરણોથી યુક્ત વૃષ્ટિ કરવાવાળો ( घृताहुतः सोमपृष्ठः सुवीरः , ઘીની આહુતિઓ સ્વીકારવાવાળો, સોમનું હવન જેના પર થાય છે. એવો ઉત્તમ વીર એ છે. આ ( नाथितः मा मा हासीत् ) યાચના કરવાથી મારો ત્યાગ ન કરે તથા ( त्वा इत् न जहानि ) તને નિશ્ચયપૂર્વક હું છોડીશ નહિ. ( मे गो-पोषं वीर-पोषं च धेहि ) મને ગાયોનું પાલન કરવાનું તથા વીરોનું પાલન કરવાનું સામર્થ્ય આપો. ( ૧૨ )

( रोहितः यज्ञस्य जनिता मुखं च ) સૂર્ય યજ્ઞને ઉત્પન્નકર્તા અને યજ્ઞનું મુખ છે. ( वाचा मनसा च रोहिताय जुहोमि ) વાણીથી, મનથી, કાનથી હું આ સૂર્યને માટે હવન કરૂં છું. ( सुमनस्यमाना देवाः रोहितं यन्ति ) ઉત્તમ સંકલ્પ કરનારા દેવો સૂર્યને પ્રાપ્ત થાય છે. ( सः सामित्यै रोहैः मा रोहयतु ) તે સભાને માટે અનેક ઉન્નતિઓથી મને ઉન્નત કરે. ( ૧૩ )

( रोहितः विश्वकर्मणे यज्ञं व्यदधात् ) સૂર્યે વિશ્વકર્માને માટે યજ્ઞ કર્યો, ( तस्मात् इमानि तेजांसि मा उप आ गुः ) તે યજ્ઞથી તે તેજ મને પ્રાપ્ત થયું છે. ( भुवनस्य मज्मनि अधि ते नाभिं वोचेयम् ) તેથી આ ભુવનના મહત્વની વચ્ચે તારો મુખ્ય ભાગ છે એમ હું કહું છું. ( ૧૪ )

હે ! ( जातवेदः ) સર્વ ઉત્પન્ન થએલાને જાણનારા ! ( त्वा बृहती आरुरोह ) તારા પર બૃહતી ચઢે છે, ( उत पंक्तिः आ ककुब् वर्चसा आ ) પંક્તિ અને કકુબ્ પોતાના તેજની સાથે ચઢે છે, ( उष्णिहाक्षरः त्वा आरुरोह ) ઉષ્ણિક છંદના અક્ષર પણ તારા પર ચઢયા છે તથા ( रोहितः रेतसा सह ) સૂર્ય પોતાના વીર્યથી યુક્ત છે. ( ૧૫ )

---

આ સૂર્ય અગ્નિ છે, જેમાં ઘી અને સોમની આહુતિયો હોમવામા આવે છે. તે મારો કદી ત્યાગ ન કરે અને હું પણ કદી તેનો ત્યાગ ન કરૂં. તેથી અમારી ગાયો તથા સંતાનો હૃષ્ટપુષ્ટ થાઓ ( ૧૨ )

આ જ સૂર્યથી યજ્ઞ બન્યા છે, યજ્ઞમાં અગ્નિ રૂપથી તે જ મુખ્ય છે. હવન કરતી વખતે વાણી, કાન અને મનનો સાથે સાથે ઉપયોગ થવો જોઇએ. શુભ સંકલ્પ કરનારા સર્વ તેને પ્રાપ્ત થાય છે. તે મારાપર કૃપા કરે અને સભાઓ દ્વારા જો માનવીની ઉન્નતિ થવાનો સંભવ હોય તો તે મને પ્રાપ્ત કરાવે. ( ૧૩ )

સૂર્યદેવ દ્વારા આ સર્વ શુભ કર્મોના સ્રોતરૂપ યજ્ઞ બન્યો છે. તેનાથી જે સામર્થ્ય પ્રાપ્ત થાય છે તે સર્વ મને પ્રાપ્ત થાઓ. આ સર્વ સંસારના મધ્યમાં મહત્વની દૃષ્ટિએ આ જ મુખ્ય છે. ( ૧૪ )

બૃહતી, પંક્તિ, કકુબ્, ઉષ્ણિક્, વષટ્કાર વગેરે સર્વ એ એક જ દેવનું વર્ણન કરી રહ્યા છે, માનો કે તે તેમાં જ રહેલો છે. ( ૧૫ )

वाचस्पते पृथिवी नः स्योना स्योना योनिस्तल्पा नः सुशेवा ।
इहैव प्राणः सख्ये नो अस्तु तं त्वा परमेष्ठिन्पर्यग्निरायुषा वर्चसा दधातु ॥ १७ ॥
वाचस्पत ऋतवः पञ्च ये नौ वैश्वकर्मणाः परि ये संबभूवुः ।
इहैव प्राणः सख्ये नो अस्तु तं त्वा परमेष्ठिन्परि रोहित आयुषा वर्चसा दधातु ॥ १८ ॥
वाचस्पते सौमनसं मनश्च गोष्ठे नो गा जनय योनिषु प्रजाः ।
इहैव प्राणः सख्ये नो अस्तु तं त्वा परमेष्ठिन्पर्यहमायुषा वर्चसा दधामि ॥ १९ ॥
परि त्वा धात्सविता देवो अग्निर्वर्चसा मित्रावरुणावभि त्वा ।
सर्वा अरातीरवक्रामन्नेहीदं राष्ट्रमकरः सूनृतावत् ॥ २० ॥

( अयं पृथिव्याः गर्भे वस्ते ) તે પૃથ્વીના ગર્ભમાં વસે છે. ( अयं दिवं अन्तरिक्षं वस्ते ) તે ધુલોક અને અંતરિક્ષલોકમા વસે છે. ( अयं ब्रध्नस्य विष्टपि स्वर्लोकान् व्यानशे ) આ પ્રકાશલોકના શિરોભાગ પર સ્વર્ગલોકમા વ્યાપે છે. ( ૧૬ )

હે ( वाचस्पते ) વાણીના સ્વામી ! ( नः पृथिवी स्योना ) અમારે માટે પૃથ્વી સુખકર થાઓ, ( योनिः स्योना ) અમારે માટે અમારું ઘર સુખદાયી હો, ( नः तल्पा सुशेवा ) અમારેમાટે બિછાના સુખદાયી થાઓ, ( इह एव नः सख्ये प्राणः अस्तु ) અહીં જ અમારા સુખ માટે પ્રાણુ રહે. હે પરમેષ્ઠિન્ ! ( तं त्वा अग्निः आयुषा वर्चसा परि दधातु ) તને આ અગ્નિ આયુ અને તેજથી ધારણ કરે ( ૧૭ )

હે વાચસ્પતે ! ( ये नौ विश्वकर्मणाः पंच ऋतवः परि संबभूवुः ) જે અમારાં સંપૂર્ણ કર્મોનું સાધન કરનારી પાંચ ઋતુઓ ઉત્પન્ન થઈ છે. અહીં પણ પ્રાણુ અમારા સખ્યમાં રહે. હે પરમેષ્ઠિન્ ! તે તને આ ( रोहितः ) સૂર્ય આયુષ્ય અને તેજની સાથે ધારણ કરે. ( ૧૮ )

હે વાચસ્પતે ! અમારૂં ( मनः सौमनसं ) મન ઉત્તમ શુભ સંકલ્પયુકત થાઓ, ( नः गोष्ठे गाः जनयः ) અમારી ગોશાળામાં ઉત્તમ ગાયોને ઉત્પન્ન કરો, ( योनिषु प्रजाः ) ઘરમાં સંતાનોને ઉત્પન્ન કર. અહીં અમારા સખ્યમાં આ પ્રાણુ રહે. હે પરમેષ્ઠિન્ ! તે તને ( अहं ) હું આયુષ્ય અને તેજની સાથે ( दधामि ) ધારણ કરૂં છું. ( ૧૯ )

( सविता देवः त्वा परि धात् ) સવિતા દેવ તારી ચારે બાજુ રહે. ( अग्निः वर्चसा, मित्रावरुणौ त्वा अभि ) અગ્નિ પોતાના તેજથી અને મિત્ર તથા વરૂણ તારી ચારે બાજુથી રક્ષા કરો. ( सर्वा अवक्रामन् एहि ) સર્વ શત્રુઓ પર ચડાઇ કરીને તું આગળ વધ તથા ( इदं राष्ट्र सूनृतावत् अकरः ) આ રાષ્ટ્રને આનંદપૂર્ણ કર. ( ૨૦ )

આ એક જ દેવ પૃથ્વી, અન્તરિક્ષ અને ધુલોકમાં વિદ્યમાન છે. આ ધુલોક ઉચ્ચ સ્થાનપર રહેવા છતાં સર્વમાં વ્યાપી રહ્યો છે. ( ૧૬ )

હે વાણીના સ્વામી ! અમારે માટે પૃથ્વી, ઘર, બિછાનું વગેરે સર્વ પદાર્થ સુખદાયક થાઓ. અમારામાં પ્રાણુ દીર્ઘકાળ સુધી રહો અને અમને તે દીર્ઘ આયુષ્ય અને તેજની સાથે પ્રાપ્ત થાઓ. ( ૧૭ )

જે વિવિધ કર્મ કરનારી ઋતુઓ છે તે અમને સહાયક થાઓ તેથી અમને દીર્ઘઆયુષ્ય અને તેજસ્વીતા પ્રાપ્ત થાઓ. ( ૧૮ )

અમારૂં મન શુભસંકલ્પ કરનારૂં બનો, અમારી ગોશાળામાં ઘણી ગાયો રહે અને અમારા ઘરમાં વીર સંતાન થાય. હું પરમાત્માનું ધારણ દીર્ઘાયુ તથા તેજસ્વીતા સાથે કરી રહ્યો છું. ( ૧૯ )

यं त्वा पृषती रथे प्रष्टिर्वहति रोहित । शुभा यासि रिणन्नपः ॥ २१ ॥
अनुव्रता रोहिणी रोहितस्य सूरिः सुवर्णा बृहती सुवर्चाः ।
तया वाजान्विश्वरूपां जयेम तया विश्वाः पृतना अभि ष्याम ॥ २१ ॥
इदं सदो रोहिणी रोहितस्यासौ पन्थाः पृषती येन याति ।
तां गन्धर्वाः कश्यपा उन्नयन्ति तां रक्षन्ति कवयोऽप्रमादम् ॥ २३ ॥
सूर्यस्याश्वा हरयः केतुमन्तः सदा वहन्त्यमृताः सुखं रथम् ।
घृतपावा रोहितो भ्राजमानो दिवं देवः पृषतीमा विवेश ॥ २४ ॥
यो रोहितो वृषभस्तिग्मशृङ्गः पर्यग्निं परि सूर्यं बभूव ।
यो विष्टभ्नाति पृथिवीं दिवं च तस्माद्देवा अधि सृष्टीः सृजन्ते ॥ २५ ॥

---

હે ( रोहित ) સૂર્ય ! ( यं त्वा पृषतीः पृष्टिः वहति ) તને વિવિધ રંગોવાળી ઘોડી લઇ જાય છે એવો તું ( अपः रिणन् शुभायासि ) પાણીને ચલાવતો ચલાવતો પ્રકાશની સાથે શુભ રીતિથી ચાલે છે. ( ૨૧ )

( रोहितस्य अनुव्रता ) સૂર્યને અનુકૂળ ચાલનારી ( सूरिः सुवर्णाः सुवर्चाः बृहती रोहिणी ) જ્ઞાની, ઉત્તમ રંગવાળી, તેજસ્વીની મહાન્ રોહિણી છે. તેનાથી ( विश्वरूपान् वाजान् जयेम ) અમે અનેક પ્રકારે અન્ન પ્રાપ્ત કરીશું અને ( विश्वाः पृतनाः अभिष्याम ) સર્વ શત્રુઓની સેનાને પરાસ્ત કરીશું. ( ૨૨ )

( इदं रोहितस्य सदः रोहिणी ) આ સૂર્યનું ઘર રોહિણી છે. ( असौ पन्थाः येन पृषती याति ) આ માર્ગ તે જ છે જેના પરથી તેની વિવિધ રંગવાળી ઘોડી જાય છે. ( तां गन्धर्वाः कश्यपाः उन्नयंति ) તેને ગંધર્વો અને કશ્યપ ઉન્નત બનાવે છે. ( कवयः तां अप्रमादं रक्षन्ति ) જ્ઞાની લોકો આળસ વગરના બનીને તેની રક્ષા કરે છે. ( ૨૩ )

( केतुमन्तः अमृताः हरयः अश्वाः सूर्यस्य रथं सदा सुखं वहन्ति ) પ્રકાશયુકત અમર ગતિમાન્ ઘોડાઓ સૂર્યના રથને હંમેશાં સુખપૂર્વક ચલાવે છે. ( घृतपावा भ्राजमानः देवः रोहितः इमाः पृषती दिवं विवेश ) ઘૃતથી પવિત્ર કરનારો તેજસ્વી સૂર્યદેવ આ વિવિધ રંગવાળી પ્રભા સાથે દ્યુલોકમાં પ્રવેશ કરે છે. ( ૨૪ )

( यः तिग्मशृंगः वृषभः रोहितः ) જે તીક્ષ્ણ શિંગડાંવાળો બળવાન્ રોહિત ( अग्निं परि, सूर्यं परि बभूव ) અગ્નિ અને સૂર્યની ચારે તરફ થાય છે. ( यः पृथिवीं दिवं च विष्टभ्नाति ) જે પૃથ્વી અને દ્યુલોકને ટકાવી રાખે છે. ( तस्मात् देवाः सृष्टिः अधिसृजन्ते ) તેનાથી દેવ સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે. ( ૨૫ )

---

સર્વ દેવો અમારા સહાયક થાઓ, સર્વ શત્રુઓની હાર થાઓ અને આ અમારું રાષ્ટ્ર આનંદ અને પ્રસન્નતાથી યુક્ત બનો. ( ૨૦ )

સૂર્યનાં વિવિધ રંગોવાળાં કિરણો સૂર્યતલને અહીં સુધી લાવે છે જેથી અમને પ્રકાશ મળે છે ( ૨૧ )

સૂર્ય પ્રકાશમાં આગળ વધારવાની શક્તિ છે તેથી અમને અનેક પ્રકારનાં અન્ન અને બળ પ્રાપ્ત થાય છે. ( ૨૨ )

સૂર્ય જ આ અદ્ભૂત શક્તિનું ઘર છે. સર્વ વિવિધ રંગવાળાં સૂર્યકિરણો હંમેશા શક્તિ ફેલાવે છે. જ્ઞાની લોકો વિશેષ દક્ષતાથી તેને પોતાની અંદર ધારણ કરે છે. ( ૨૩ )

આ પ્રકાશમાન અદ્ભૂત અમર શકિતથી યુક્ત સૂર્યકિરણ હંમેશાં સુખદાયક છે. આ પુષ્ટિકારક કિરણોથી યુક્ત સૂર્ય આ દ્યુલોકમાં પ્રકાશે છે. ( ૨૪ )

रोहितो दिवमारुहन्महतः पर्यर्णवात् । सर्वा रुरोह रोहितो रुहः ॥ २६ ॥
वि मिमीष्व पयस्वतीं घृताचीं देवानां धेनुरनपस्पृगेषा ।
इन्द्रः सोमं पिबतु क्षेमो अस्त्वग्निः प्र स्तौतु वि मृधो नुदस्व ॥ २७ ॥
समिद्धो अग्निः समिधानो घृतवृद्धो घृताहुतः ।
अभीषाड् विश्वाषाडग्निः सपत्नान्हन्तु ये मम ॥ २८ ॥
हन्त्वेनान्प्र दहत्वरिर्यो नः पृतन्यति ।
क्रव्यादाग्निना वयं सपत्नान्प्र दहामसि ॥ २९ ॥
अवाचीनानव जहीन्द्र वज्रेण बाहुमान् ।
अधा सपत्नान्मामकानग्नेस्तेजोभिरादिषि ॥ ३० ॥
अग्ने सपत्नानधरान्पादयास्मद्व्यथया सजातमुत्पिपानं बृहस्पते ।
इन्द्राग्नी मित्रावरुणावधरे पद्यन्तामप्रतिमन्यूयमानाः ॥ ३१ ॥

---

( महतः अर्णवात् रोहितः दिवं परि आरुहत् ) મહાસમુદ્રમાંથી સૂર્ય દ્યુલોકથી પણ ઉપર ચઢેલ છે. ( रोहितः सर्वाः रुहः रुरोह ) આ સૂર્ય સર્વ ઉચ્ચતાઓ પર ચઢયો છે. ( ૨૬ )

( पयस्वतीं घृताचीं वि मिमीष्व ) દૂધવાળી અને ઘીવાળી ગાયોને સિદ્ધ કરો. ( एषा देवानां धेनुः अनपस्पृक् ) આ દેવોની ગાયો હલનચલન ન કરનારી છે. ( इन्द्रः सोमं पिबतु ) ઇન્દ્ર સોમ પીએ. ( क्षेमः अस्तु ) સર્વનું ક્ષેમ થાઓ. ( अग्निः प्र स्तौतु ) અગ્નિ સ્તુતિ કરે ( मृधः विनुदस्व ) શત્રુઓને દૂર કર. ( ૨૭ )

( अग्निः समिद्धः घृतवृद्धः घृताहुतः समिधानः ) અગ્નિ સારી રીતે પ્રદિપ્ત થયા પછી ઘીની આહુતિઓ નાખીને તૈયાર કરેલો અગ્નિ સારી રીતે બળવા માડે છે. તે ( अभिषाड् विश्वाषाड् अग्निः ये मम- सपत्नान् हन्तु ) સર્વત્ર વિજય કરીને શત્રુઓને દૂર કરનારો અગ્નિ જે મારા શત્રુઓ છે તેમનો સર્વનો નાશ કર. ( ૨૮ )

( यः अरिः नः पृतन्यति ) જે શત્રુઓ સેના લાવીને અમારા પર હુમલો કરે છે. ( एतान् हन्तु प्रदहतु ) તે શત્રુઓને મારી નાખે, સારી રીતે ભસ્મ કરે, ( क्रव्यादा अग्निना वयं सपत्नान् प्र दहामसि ) માંસભક્ષક અગ્નિદ્વારા અમે શત્રુઓને ભસ્મ કરીએ છીએ. ( ૨૯ )

હે ઇન્દ્ર ! ( वज्रेण बाहुमान् अवाचीनान् अवजहि ) વજ્રથી પુષ્કળ સામર્થ્યવાન્ બનીને શત્રુઓને નીચે દબાવી દઇને મારી નાખ. ( अधा मामकान् सपत्नान् अग्नेः तेजोभिः आदिपि ) અને મારા શત્રુઓને અગ્નિના તેજથી પોતાના વશમાં કરૂં છું. ( ૩૦ )

હે અગ્નિ ! ( सपत्नान् अस्मद् अधरान् पादय ) અમારા શત્રુઓને અમારી સન્મુખ નીચે પાડો. હે બૃહસ્પતિ ! ( उत्पिपानं सजात व्यथयः ) દુઃખ દેનારા સજાતિય શત્રુને પીડા આપ, હે ઇન્દ્રાગ્નિ ! હે મિત્રા વરૂણો ! ( अप्रति मन्यूयमानाः अधरे पद्यन्ताम् ) અમારા શત્રુઓ નિષ્ફળ બનીને ક્રોધવાળા થઇને નીચે પડી જાય. ( ૩૧ )

---

આ તીક્ષ્ણ કિરણવાળો બળવાન્ સૂર્ય ચારે બાજુ ફરીને સર્વ જગતના પદાર્થોને ધારણ કરે છે. ( ૨૫ )
સૂર્યનો ઉદય થયા પછી આકાશના મધ્ય સુધી ઉપર ચઢે છે અને ત્યાંથી સર્વની ઉપર પ્રકાશે છે. ( ૨૬ )

उद्यंस्त्वं देव सूर्य सपत्नानव मे जहि ।
अवैनानश्मना जहि ते यन्त्वधमं तमः ॥ ३२ ॥
वत्सो विराजो वृषभो मतीनामा रुरोह शुक्रपृष्ठोऽन्तरिक्षम् ।
घृतेनार्कमभ्यर्चन्ति वत्सं ब्रह्म सन्तं ब्रह्मणा वर्धयन्ति ॥ ३३ ॥
दिवं च रोह पृथिवीं च रोह राष्ट्रं च रोह द्रविणं च रोह ।
प्रजां च रोहामृतं च रोह रोहितेन तन्वं१ सं स्पृशस्व ॥ ३४ ॥
ये देवा राष्ट्रभृतोऽभितो यन्ति सूर्यम् ।
तैष्टे रोहितः संविदानो राष्ट्रं दधातु सुमनस्यमानः ॥ ३५ ॥
उत्त्वा यज्ञा ब्रह्मपूता वहन्त्यध्वगतो हरयस्त्वा वहन्ति ।
तिरः समुद्रमति रोचसेऽर्णवम् ॥ ३६ ॥

---

હે સૂર્યદેવ ! ( त्वं उद्यन् मे सपत्नान् अवजहि ) તું ઉગતાં ઉગતાં મારા શત્રુઓનો નાશ કર, ( एनान् अश्मनाः अवजहि ) આ શત્રુઓનો પત્થરથી નાશ કર. ( ते अधमं तमः यन्तु ) તેઓ ઘોર અધકારમાં જાઓ. ( ૩૨ )

( विराजः वत्सः मतीनां वृषभः शुक्रपृष्ठः अन्तरिक्षं आरुरोह ) વિરાટ્નો પુત્ર મતિઓને વધારનારો બળશાળી પીઠવાળો બનીને અંતરિક્ષ પર ચઢેલો છે. ( घृतेन वत्सं अर्कं अभि अर्चन्ति ) ઘીથી બચ્ચારૂપી સૂર્યની પૂજા કરે છે. તે સ્વયં ( ब्रह्म सन्तं ब्रह्मणा वर्धयन्ति ) બ્રહ્મ હોવા છતાં પણ તેને બ્રહ્મ નામની સ્તુતિઓથી આગળ વધારે છે. ( ૩૩ )

( दिवं च रोह, पृथिवीं च रोह ) દ્યુલોક પર ચઢ અને પૃથ્વી પર ચઢ, ( राष्ट्रं च रोह द्रविणं च रोह ) રાષ્ટ્ર પર ચઢ અને ધન પર પણ ચઢ, ( प्रजां च रोह अमृतं च रोह ) પ્રજા અને અમરત્વ પર ચઢ, ( रोहितेन तन्वं सं स्पृशस्व ) તારા લાલ રંગથી મારા શરીરને પૂર્ણ કર ! ( ૩૪ )

( ये राष्ट्रभृतः देवाः सूर्यं अभितः यन्ति ) જે રાષ્ટ્રપોષક દેવ સૂર્યની ચારે તરફ ફરે છે, ( तैः संविदानः रोहितः सुमनस्यमानः ते राष्ट्रं दधातु ) તેની સાથે મળેલો રોહિત સુપ્રસન્ન બનીને તારા રાષ્ટ્રનું ધારણ કરો. ( ૩૫ )

( ब्रह्मपूताः यज्ञाः त्वा उत् वहन्ति ) મંત્રથી પવિત્ર થએલ યજ્ઞ તને ઉપર ઉઠાવે છે. ( अध्वगतः हरयः त्वा वहन्ति ) માર્ગથી જનારા ઘોડા તને ઉંચકી લઈ જાય છે. ( समुद्रं अर्णव तिरः अति रोचसे ) સમુદ્ર અને મહાસાગર તમો ઘણા જ પ્રકાશિત કરો છો. ( ૩૬ )

---

ઉત્તમ દૂધ અને ઘી આપનારી ગાયો પાળવામાં આવે, તેમના દૂધ તથા ઘીનુ યજ્ઞમાં હવન કરવામાં આવે, દહીં, દૂધ વગેરે સાથે સોમરસ પીવામાં આવે, તેનાથી સર્વનું કલ્યાણ થાઓ અને આ યજ્ઞ દ્વારા થએલી ઉપાસના સર્વનું ભલું કરો. ( ૨૭-૨૮ )

અગ્નિમાં ઘીનું હવન થાઓ, અગ્નિની ઉપાસનાથી સમાજની સંઘટના થાઓ અને સર્વ મળીને પોતાના શત્રુઓને દૂર ભગાડી દો. પોતાની અંદર જે શત્રુઓ છે તેમને પણ વશમાં રાખવા જોઈએ, કોઈ પણ શત્રુ માથું ઉંચકી ન શકે. ( ૨૯-૩૧ )

*

रोहिते द्यावापृथिवी अधि श्रिते वसुजिति गोजिति संधनाजिति ।
सहस्रं यस्य जनिमानि सप्त च वोचेयं ते नाभिं भुवनस्याधि मज्मनि ॥ ३७ ॥
यशा यासि प्रदिशो दिशश्च यशाः पशूनामुत चर्षणीनाम् ।
यशाः पृथिव्या अदित्या उपस्थेऽहं भूयासं सवितेव चारुः ॥ ३८ ॥
अमुत्र सन्निह वेत्थेतः संस्तानि पश्यसि ।
इतः पश्यन्ति रोचनं दिवि सूर्यं विपश्चितम् ॥ ३९ ॥
देवो देवान्मर्चयस्यन्तश्चरस्यर्णवे ।
समानमग्निमिन्धते तं विदुः कवयः परे ॥ ४० ॥
अवः परेण पर एनावरेण पदा वत्सं बिभ्रती गौरुदस्थात् ।
सा कद्रीची कं स्विदर्धं परागात्क्व स्वित्सूते नहि यूथे अस्मिन् ॥ ४१ ॥

( वसुजिति गोजिति संधनाजिति रोहिते द्यावापृथिवी अधिश्रिते ) ધન, ગાયો અને ઐશ્વર્ય પ્રાપ્ત કરનારા સૂર્યના આશ્રયે દ્યુલોક અને ભૂલોક રહેલા છે. ( यस्य सहस्रं सप्त च जनिमानि ) જેથી તારા હજાર અને સાત જન્મ છે. ( भुवनस्य मज्मनि अधि ते नाभिं वोचेयं ) આ જગતના મહિમામાં તું કેન્દ્ર છે એમ હું કહીશ. ( ૩૭ )

( प्रदिशः दिशः च यशाः यासि ) દિશા અને ઉપદિશાઓમાં યશસ્વી બનીને તું જાય છે, ( पशूनां उत चर्षणीनां यशाः ) પશુ અને પ્રજાઓમાં યશસ્વી બનીને તું જાય છે, ( पृथिव्याः अदित्याः उपस्थे यशाः ) પૃથ્વીની ઉપર અને અદિતિની ગોદમાં યશસ્વી બનીને ( अहं सविता इव चारुः भूयासं ) હું એવા સવિતા જેવો સુંદર બનું. ( ૩૮ )

( अमुत्र सन् इह वेत्थ इतः सन् तानि पश्यसि ) ત્યાં રહીને અહીંનું જ્ઞાન પ્રાપ્ત કરે છે અને અહીં રહીને તેને જુએ છે. ( इतः दिवि रोचनं विपश्चितं सूर्यं पश्यन्ति ) અહીંથી દ્યુલોકમાં પ્રકાશમાન સૂર્યને જ્ઞાની જુએ છે. ( ૩૯ )

( देवः देवान् मर्चयसि, अर्णवः अन्तः चरसि ) પ્રકાશમાન બનીને બીજા પ્રકાશકોને શુદ્ધ કરે છે, સમુદ્રની અંદર સંચાર કરે છે ( समानं अग्निः इंधते ) સમાન તેજસ્વી અગ્નિને પ્રદિપ્ત કરે છે. ( कवयः तं परे विदुः ) જ્ઞાની તેને જુદો જાણે છે. ( ૪૦ )

( एना गौः अवः परेण, परः अवरेण पदा वत्सं बिभ्रती ) આ ગાય નીચેના સ્થાનવાળાને દૂરના પગલાથી અને દૂરનાને નજીકના પગલાથી વાછરડાને ધારણ કરે છે. ( उत् अस्थात , ઉપર ઉઠે છે. ( सा कद्रीची कं स्विद् अर्धं परा अगात् ) તે કયાંથી આવે છે અને કયા અર્ધભાગ પાસે જાય છે ? તે ( क्व स्वित् सूते ) કયા પ્રસૂત થાય છે ? ( अस्मिन् यूथे न ) આ સંઘમાં તો થતી નથી. ( ૪૧ ) ( ઋ. ૧।૧૬૪।૧૭ અથર્વ. ૯।૯।૧૭ )

ધન, ગાયો અને ઐશ્વર્ય સૂર્યથી સંબંધ રાખે છે, તેના હજારો પ્રકાર છે, સર્વનું મધ્ય કેન્દ્ર સૂર્ય જ છે. ( ૩૭ )
દિશા, ઉપદિશા, પશુ, પ્રજાજન, ભૂમિ વગેરે સર્વનો યશ કેવળ સૂર્ય છે. સૂર્યને આદર્શ માનીને સર્વ લોક સૂર્યની સમાન સુંદર બને. ( ૩૮ )

एकंपदी द्विपदी सा चतुंष्पद्यष्टापंदी नवंपदी बभूवुषीं ।
सहस्राक्षरा भुवंनस्य पङ्क्तिस्तस्यांः समुद्रा अधि वि क्षंरन्ति ॥ ४२ ॥
आरोहन्द्यामुमृतः प्राव मे वचः ।
उत्त्वां यज्ञा ब्रह्मंपूता वहन्त्यध्वगतो हरंयस्त्वा वहन्ति ॥ ४३ ॥
वेद तत्ते अमर्त्य यत्त आक्रमणं दिवि ।
यत्ते सधस्थं परमे व्योमन् ॥ ४४ ॥
सूर्यो द्यां सूर्यः पृथिवीं सूर्य आपोऽति पश्यति ।
सूर्यो भूतस्यैकं चक्षुरा रुरोह दिवं महीम् ॥ ४५ ॥
उर्वीरांसन्परिधयो वेदिर्भूमिरकल्पत ।
तत्रैतावग्नी आधंत्त हिमं घ्रंसं च रोहितः ॥ ४६ ॥

---

( सा एकपदी द्विपदी चतुष्पदी, अष्टापदी नवपदी बभूवुषी ) તે એક, બે, ચાર, આઠ, નવ પગોવાળી તથા ઘણી થવાની ઇચ્છા કરવાવાળી ( सहस्राक्षरा भुवनस्य पंक्तिः ) હજારો અક્ષરોવાળી ભુવનની પંક્તિઓ છે. ( तस्याः समुद्राः अधि विक्षरन्ति ) તેનાથી સર્વ સમુદ્રના રસ વહે છે. (૪૨) (ઋ. ૧।૧૬૪।૪૧; અથર્વ. ૯।૧૦।૨૧ )

( अमृतः द्यां आरोहन् मे वचः प्र अव ) તું અમરદેવ દ્યુલોક પર આરૂઢ બનીને મારા ભાષણની રક્ષા કર. ( त्वा ब्रह्मपूताः यज्ञाः उत् वहन्ति ) મંત્રથી પવિત્ર બનેલા યજ્ઞ તારી વૃદ્ધિ કરે છે. તથા ( अध्वगतः हरयः त्वा वहन्ति ) રસ્તામાં ચાલતા ઘોડા તને લઇ ચાલે છે. ( ૪૩ )

હે ( अमर्त्य ) દેવ ! ( यत् ते दिवि आक्रमणं ) તારૂં દ્યુલોકમાં જે આક્રમણ છે અને ( यत् ते परमे व्योमन् सधस्थं ) તારૂં જે દૂરના આકાશમાં સ્થાન છે. ( तत् ते वेद ) તે તારૂં તને વિદિત છે. ( ૪૪ )

( सूर्यः द्यां सूर्यः पृथिवी सूर्यः आपः अति पश्यति ) સૂર્ય દ્યુલોક, પૃથ્વી અને જળને અત્યંત પૂર્ણતાથી જુએ છે. ( सूर्यः भुवनस्य एकः चक्षुः महीं दिवं आरुरोह ) સૂર્ય સર્વ ભુવનોનું એકમાત્ર નેત્ર છે. તે મહાન દ્યુલોક પર આરૂઢ થએલો છે. ( ૪૫ )

( उर्वीः परिधयः आसन् ) મોટી પરીધિઓ હતી. ( भूमिं वेदीः अकल्पयत् ) ભૂમિને વેદી બનાવવામાં આવી ( तत्र रोहितः हिमं घ्रंसं च एतौ अग्नी आधत्त ) ત્યાં સૂર્ય શીત અને ઉષ્ણ એમ બે અગ્નિ સ્થાપિત કર્યા. ( ૪૬ )

---

સૂર્ય દૂર દૂરનો પ્રદેશ પણ જુએ છે, દ્યુલોકમાં રહેવાં છતાં સર્વત્ર પ્રકાશે છે. ( ૩૯ )

સૂર્ય સર્વ પ્રકાશકેન્દ્રોને પણ પ્રકાશિત કરે છે, તેના ઉદયથી અગ્નિ પ્રદિપ્ત થાય છે, જ્ઞાની લોકો સૂર્યને જ શ્રેષ્ઠ માને છે. (૪૦)

આ ગાય પોતાના દૂરના પગલાથી નજીકના અને નજીકના પગલાથી દૂરના બચ્ચાનું ધારણ, પોષણ કરે છે. તે ક્યાંથી આવી ગઇ, કે જે અર્ધા ભાગ પાસે પહોંચે છે. ક્યાં પ્રસુતિ કરે છે? તે જાણવું જોઇએ. તે આ સંઘમાં તો રહેતી નથી જ. (૪૧)

આ વાણીરૂપી ગાય અર્થાત્ કાવ્યમયી વાણી એક, બે, ચાર, આઠ અથવા નવ પદોવાળા છંદોમાં વિભક્ત થએલી છે. તે અનેક પ્રકારની છે અને હજાર અક્ષરો સુધી તેની મર્યાદા ફેલાએલી છે. માનો કે તે સર્વ ભુવનોને પૂર્ણ કરનારી છે અને તેનાથી વિવિધ કાવ્યરસ સવી રહ્યા છે. ( ૪૨ )

हिमं घ्रंसं चाधाय यूपान्कृत्वा पर्वतान् ।
वर्षाज्यावग्नी ईजाते रोहितस्य स्वर्विदः ॥ ४७ ॥
स्वर्विदो रोहितस्य ब्रह्मणाग्निः समिध्यते ।
तस्माद्घ्रंसस्तस्माद्धिमस्तस्माद्यज्ञोऽजायत ॥ ४८ ॥
ब्रह्मणाग्नी वावृधानौ ब्रह्मवृद्धौ ब्रह्माहुतौ ।
ब्रह्मेद्धावग्नी ईजाते रोहितस्य स्वर्विदः ॥ ४९ ॥
सत्ये अन्यः समाहितोऽप्स्वन्यः समिध्यते ।
ब्रह्मेद्धावग्नी ईजाते रोहितस्य स्वर्विदः ॥ ५० ॥
यं वातः परि शुम्भति यं वेन्द्रो ब्रह्मणस्पतिः ।
ब्रह्मेद्धावग्नी ईजाते रोहितस्य स्वर्विदः ॥ ५१ ॥

( हिमं घ्रंसं च आधाय पर्वतान् यूपान् कृत्वा ) ઠંડી અને ગરમ ઋતુઓ બનીને, પર્વતોને યૂપ બનાવીને ( वर्षाज्यौ अग्नी स्वर्विदः रोहितस्य ईजाते ) વર્ષારૂપ ઘીને પ્રાપ્ત કરનારા આ બે અગ્નિ આત્મજ્ઞ રોહિત દેવને માટે યજ્ઞ કરે છે. ( ૪૭ )

( स्वर्विदः रोहितस्य ब्रह्मणा अग्निः समिध्यते ) આત્મજ્ઞાની દ્વારા સૂર્યના મંત્રોથી અગ્નિ પ્રદિપ્ત કરવામાં આવે છે. ( तस्माद् घ्रंसः तस्माद् हिमः तस्मात् यज्ञः अजायत ) તેનાથી ઉષ્ણતા, તેનાથી સરદી અને તેનાથી યજ્ઞ કરવામાં આવે છે. ( ૪૮ )

( ब्रह्मणा वावृधानौ ब्रह्मवृद्धौ ब्रह्माहुतौ अग्निः ) જ્ઞાનથી વૃદ્ધિ પામનારા, મંત્રની સાથે પ્રદિપ્ત થનારા, મંત્રથી હવન કરવામાં આવેલા આ બે અગ્નિ છે. ( स्वर्विदः रोहितस्य ब्रह्मेद्धौ अग्नी ईजाते ) આત્મજ્ઞાની સૂર્યના પ્રકાશમાં મંત્રથી પ્રજ્વલિત બનેલા આ બે અગ્નિ પ્રદિપ્ત થાય છે. ( ૪૯ )

( अन्यः सत्ये समाहितः ) એક સત્યમાં સ્થિર છે. ( अन्यः अप्सु समिध्यते ) બીજો પાણીમાં પ્રદિપ્ત થાય છે. ( स्वर्विदः रोहितस्य ब्रह्मेद्धौ अग्नी ईजाते ) આત્મજ્ઞાની સૂર્યના પ્રકાશમાં આ મંત્રોથી પ્રદિપ્ત બનેલા બન્ને અગ્નિ પ્રદિપ્ત બને છે. ( ૫૦ )

( वातः इन्द्रः ब्रह्मणस्पतिः वा यं परि शुंभति ) વાયુ, ઇન્દ્ર અને બ્રહ્મણસ્પતિ એ જેને માટે પ્રકાશ ફેલાવી રહ્યા છે. તે ( स्वर्विदः ) આત્મજ્ઞાની સૂર્યદેવને માટે આ અગ્નિ પ્રકાશિત થઇ રહ્યો છે. ( ૫૧ )

---

સૂર્ય વાણીનો રક્ષક છે, આકાશમાં ચઢીને બધાને શક્તિ આપે છે, સર્વ યજ્ઞો તેનો મહિમા વધારે છે, તેનાં કિરણો તેને સર્વ જગતમાં સર્વ સ્થળે પહોંચાડે છે. ( ૪૩ )

સૂર્યનું દ્યુલોકમાં સ્થાન છે, તેનું મહત્વ આ સર્વ જ્ઞાની લોકો જાણે છે. ( ૪૪ )

સૂર્ય દ્યુલોક, આકાશ, પૃથ્વી, પાણી વગેરે સર્વને જુએ છે. સૂર્ય જ સર્વનો પ્રકાશક છે, તે પૃથ્વી અને આકાશને પ્રકાશિત કરે છે. ( ૪૫ )

આ યજ્ઞનો પ્રારંભ ભૂમિરૂપી વેદીપર થયો, તેની સીમાઓ ઘણી વિસ્તૃત હતી. શીતકાળ અને ઉષ્ણકાળ એમ બે અગ્નિ આ યજ્ઞમાં હતા. ( ૪૬ )

वेदिं भूमिं कल्पयित्वा दिवं कृत्वा दक्षिणाम् ।
घ्रंसं तदग्निं कृत्वा चकार विश्वमात्मन्वद्वर्षेणाज्येन रोहितः ॥ ५२ ॥
वर्षमाज्यं घ्रंसो अग्निर्वेदिर्भूमिरकल्पत ।
तत्रैतान्पर्वतानग्निर्गीर्भिरूर्ध्वाँ अकल्पयत् ॥ ५३ ॥
गीर्भिरूर्ध्वान्कल्पयित्वा रोहितो भूमिमब्रवीत् ।
त्वयीदं सर्वं जायतां यद्भूतं यच्च भाव्यम् ॥ ५४ ॥
स यज्ञः प्रथमो भूतो भव्यो अजायत ।
तस्माद्ध जज्ञ इदं सर्वं यत्किं चेदं विरोचते रोहितेन ऋषिणाभृतम् ॥ ५५ ॥
यश्च गां पदा स्फुरति प्रत्यङ् सूर्यं च मेहति ।
तस्य वृश्चामि ते मूलं न च्छायां करवोऽपरम् ॥ ५६ ॥

---

( भूमिं वेदिं कृत्वा, दिवं दक्षिणां कृत्वा ) ભૂમિની વેદી બનાવીને દ્યુલોકની દક્ષિણા બનાવીને ( घ्रंसं तदग्निं कृत्वा वर्षेण आज्येन रोहितः विश्वं आत्मन्वत् चकार ) ઉષ્ણ ઋતુને ત્યાંનો અગ્નિ બનાવીને વૃષ્ટિરૂપી ઘીથી સૂર્યે સર્વ જગતને આત્મવાન્ બનાવી દીધું છે. ( ૫૨ )

( वर्ष आज्यं, घ्रंसः अग्निः, भूमिं वेदिः अकल्पयत् ) વૃષ્ટિને ઘી, ઉષ્ણતાને અગ્નિ, ભૂમિને વેદી બનાવવામાં આવી, ( तत्र अग्निः गीर्भिः एतान् पर्वतान् ऊर्ध्वान् अकल्पयत् ) ત્યાં અગ્નિએ શબ્દોથી આ પર્વતોને ઉંચા બનાવી દીધા છે. ( ૫૩ )

( गीर्भिः ऊर्ध्वान् कल्पयित्वा, रोहितः भूमिं अब्रवीत् ) શબ્દોથી પર્વતોને ઉંચા બનાવીને સૂર્યે ભૂમિને કહ્યું કે ( यत् भूतं यच्च भाव्यं सर्वं त्वयीदं जायताम् ) જે થઈ ચુકયું છે અને જે થવાનું છે તે સર્વ તારૂં બનીને રહે. ( ૫૪ )

( सः प्रथमः यज्ञः भूतः भव्यः अजायत ) તે પહેલાં યજ્ઞ ભૂતકાળ અને ભવિષ્યકાળ માટે બન્યો. ( तस्मात् इदं सर्वं जज्ञे, यत् किं च इदं विरोचते ) તેનાથી આ સર્વ ઉત્પન્ન થયું જે કાંઇ તે પ્રકાશે છે તે ( ऋषिणा रोहितेन आभृतं ) રોહિત ઋષિએ–સૂર્યદેવે પાલન પોષણ કરેલું છે. ( ૫૫ )

( यः गां च पदा स्फुरति ) જે ગાયોને પગ વડે ઠોકર મારે છે, ( सूर्यं च प्रत्यङ् मेहति ) અથવા જે સૂર્યની સામે પેસાબ કરે છે. ( तस्य ते मूलं वृश्चामि, परं छायां न करवः ) તે પુરૂષનું મૂળ હું કાપી નાખું છું, ત્યાર પછી તારી છાયા તું ત્યાં કરીશ નહિ. ( ૫૬ )

---

પર્વતોને યુપ બનાવવામાં આવ્યા, વરસાદ ઘીનું કાર્ય કરવા લાગ્યો અને મંત્ર પાઠ સાથે આ યજ્ઞનો પ્રારંભ થયો. તેમાં વાયુ બ્રહ્મણસ્પતિ બનીને કાર્ય કરવા લાગ્યો, સ્વર્ગની દક્ષિણા યાજકોને માટે રાખવામાં આવી, આ યજ્ઞથી બધામાં આત્મિક બળ આવી ગયું. ( ૪૭–૫૩ )

જે ભૂત, ભવિષ્ય અને વર્તમાન છે તે સર્વ તેની સાથે સંબંધ રાખે છે. ( ૫૪ )

આ યજ્ઞ ભૂત, ભવિષ્યને માટે આદર્શ બન્યો, આ યજ્ઞથી સર્વ કાંઇ બન્યું. ( ૫૫ )

જે ગાયને લાત મારે છે, સૂર્યની સામે મૂત્રાદિમળનો ત્યાગ કરે છે, તે દંડને પાત્ર છે. ( ૫૬ )

यो मांभिच्छायमत्येषि मां चाग्निं चान्तरा ।
तस्यं वृश्चामि ते मूलं न च्छायां करवोऽपरम् ॥ ५७ ॥
यो अद्य देव सूर्य त्वां च मां चान्तरायति ।
दुष्वप्न्यं तस्मिंछमलं दुरितानि च मृज्महे ॥ ५८ ॥
मा प्र गाम पथो वयं मा यज्ञादिन्द्र सोमिनः ।
मान्त स्थुर्नो अरातयः ॥ ५९ ॥
यो यज्ञस्य प्रसाधनस्तन्तुर्देवेष्वाततः । तमाहुतमशीमहि ॥ ६० ॥

---

(यः माम् अभिच्छायं अत्येषि) તું જે મને પોતાની છાયામાં રાખીને ચાલે છે. (मां अग्निं च अन्तरा) મારી અને અગ્નિની વચ્ચેથી જે પસાર થાય છે, તેનું મૂળ હું કાપું છું જેથી આગળ ઉપર તું આમ છાયા કરી શકશે નહિ. (૫૭)

હે દેવ સૂર્ય! (यः अद्य त्वां च मां च अन्तरा आयति) જે આજે તારી અને મારી વચ્ચે આવે છે (तस्मिन् दुष्वप्न्यं शमलं दुरितानि च मृज्महे) તેમાં દુષ્ટ સ્વપ્ન, દુષ્ટ કલ્પના અને પાપનો જમાવ થાય છે. (૫૮)

(वयं पथः मा प्रगाम) અમે માર્ગને છોડીએ નહિ, હે ઈન્દ્ર! (सोमिनः यज्ञात् मा) અમે સોમ-યાગથી પણ દૂર ન જઈએ (नः अरातयः अन्तः मा तस्थुः) અમારા શત્રુઓ અમારી ઉન્નતિની વચ્ચે ન આવે. (૫૯) (ઋ. ૧૦।૫૭।૧)

(यः यज्ञस्य प्रसाधनः तन्तुः देवेषु आततः) જે યજ્ઞનો સાધક જ્ઞાનતંતુ દેવોમાં ફેલાએલો છે (तं आहुतं अशीमहि) તેનું સેવન અમે કરીએ. (૬૦) (ઋ. ૧૦।૫૭।૨)

---

જે પોતાની છાયામાં બીજાને રાખે છે, અગ્નિ, સૂર્ય અને ઉપાસકની વચ્ચે ઉભો રહે છે તે પણ દંડનીય છે. (૫૭-૫૮) અમે અમારો શુદ્ધ માર્ગ કદી પણ ન છોડીએ, યજ્ઞથી દૂર ન થઈએ અમારા શત્રુઓ, કદી પ્રબળ ન બને (૫૯) જે યજ્ઞ દેવોમાં દેવત્વનું લક્ષણ બનીને રહ્યો છે તે અમારા બધામાં રહે. (૬૦)

यो मांभिच्छायमत्येषि मां चाग्निं चान्तरा ।
तस्यं वृश्चामि ते मूलं न च्छायां करवोऽपरम् ॥ ५७ ॥
यो अद्य देव सूर्य त्वां च मां चान्तरायति ।
दुष्वप्न्यं तस्मिंछमलं दुरितानि च मृज्महे ॥ ५८ ॥
मा प्र गाम पथो वयं मा यज्ञादिन्द्र सोमिनः ।
मान्त स्थुर्नो अरातयः ॥ ५९ ॥
यो यज्ञस्य प्रसाधनस्तन्तुर्देवेष्वाततः । तमाहुतमशीमहि ॥ ६० ॥

---

( यः माम् अभिच्छायं अत्येषि ) તું જે મને પોતાની છાયામાં રાખીને ચાલે છે. ( मां अग्निं अन्तरा ) મારી અને અગ્નિની વચ્ચેથી જે પસાર થાય છે, તેનું મૂળ હું કાપું છું જેથી આગળ ઉપર તું છાયા કરી શકશે નહિ. ( ૫૭ )

હે દેવ સૂર્ય ! ( यः अद्य त्वां च मां च अन्तरा आयति ) જે આજે તારી અને મારી વચ્ચે ( तस्मिन् दुष्वप्न्यं शमलं दुरितानि च मृज्महे ) તેમા દુષ્ટ સ્વપ્ન, દુષ્ટ કલ્પના અને પાપનો થાય છે. ( ૫૮ )

( वयं पथः मा प्रगाम ) અમે માર્ગને છોડીએ નહિ, હે ઇન્દ્ર ! ( सोमिनः यज्ञात् मा ) ય યાગથી પણ દૂર ન જઇએ ( नः अरातयः अन्तः मा तस्थुः ) અમારા શત્રુઓ અમારી ઉન્નતિ આવે. ( ૫૯ ) ( ઋ ૧૦।૫૭।૧ )

( यः यज्ञस्य प्रसाधनः तन्तुः देवेषु आततः ) જે યજ્ઞનો સાધક જ્ઞાનતંતુ દેવોમાં ( तं आहुतं अशीमहि ) તેનું સેવન અમે કરીએ. ( ૬૦ ) ( ઋ. ૧૦।૫૭।૨ )

---

જે પોતાની છાયામાં બીજાને રાખે છે, અગ્નિ, સૂર્ય અને ઉપાસકની વચ્ચે ઉભો રહે છે તે પણ દં
અમે અમારો શુદ્ધ માર્ગ કદી પણ ન છોડીએ, યજ્ઞથી દૂર ન થઇએ અમારા શત્રુઓ, કદી પ્ર
જે યજ્ઞ દેવોમાં દેવત્વનુ લક્ષણ બનીને રહ્યો છે તે અમારા બધામાં રહે. ( ૬૦ )

उद्यन्रश्मीना तनुषे विश्वा रूपाणि पुष्यसि ।
उभा समुद्रौ क्रतुना वि भासि सर्वांल्लोकान्परिभूर्भ्राजमानः ॥ १० ॥
पूर्वापरं चरतो माययैतौ शिशू क्रीडन्तौ परि यातोऽर्णवम् ।
विश्वान्यो भुवना विचष्टे हैरण्यैरन्यं हरितो वहन्ति ॥ ११ ॥
दिवि त्वात्रिरधारयत्सूर्या मासाय कर्तवे ।
स एषि सुधृतस्तपन्विश्वा भूतावचाकशत् ॥ १२ ॥
उभावन्तौ समर्षसि वत्सः संमातराविव ।
नन्वेतदितः पुरा ब्रह्म देवा अमी विदुः ॥ १३ ॥

---

( उद्यन् रश्मीन् आ तनुषे ) ઉદય થયા પછી કિરણોને તું ફેલાવે છે, ( विश्वा रूपाणि पुष्यसि ) સર્વ રૂપોને પુષ્ટ કરે છે. ( उभौ समुद्रौ क्रतुना विभासि ) બન્ને સમુદ્રોને યજ્ઞથી તું પ્રકાશિત કરે છે, અને ( परिभूः भ्राजमानः सर्वान् लोकान् ) સર્વ પર પોતાનો પ્રભાવ પાડતો તું તેજસ્વી સર્વ લોકોને પ્રકાશિત કરે છે. ( ૧૦ ) [ ૭ ]

( एतौ शिशू क्रिडन्तौ मायया पूर्वापरं चरतः ) આ બન્ને બાળકો અર્થાત્ સૂર્ય અને ચંદ્ર રમતા રમતા પોતાની શક્તિથી આગળ પાછળ ચાલે છે અને ( अर्णवं परियातः ) સમુદ્ર સુધી ભ્રમણ કરતા પહોંચી જાય છે. ( अन्यः विश्वा भुवना विचष्टे ) તેઓમાંનો એક સર્વ ભુવનોને પ્રકાશિત કરે છે અને ( अन्यः ऋतून् विदधत् नवः जायसे ) બીજો ઋતુઓને બનાવતો નવો ને નવો જ બનતો જાય છે. ( ૧૧ ) ( અથર્વ. ૭।૮૧ [ ૮૬ ]।૧; ૧૪।૧।૨૩ )

હે સૂર્ય ! ( मासाय कर्तवे अत्रिः त्वा दिवि अधारयत् ) મહિના બનાવવા માટે અત્રિએ તને દ્યુલોકમાં ધારણ કર્યો. ( सः तपन् विश्वा भूता अवचाकशत् सुधृतः एषि ) તે તપતો તપતો સર્વ ભૂતોને પ્રકાશિત કરતો કરતો તે પોતે સુસ્થિર બનીને ચાલે છે. ( ૧૨ )

( वत्सः मातरौ इव उभौ अन्तौ सं अर्षसि ) જેવી રીતે વાછરડું માતાપિતાઓને પ્રાપ્ત થાય છે તેવી રીતે તું બન્ને અંતિમ ભાગોને પ્રાપ્ત થાય છે. ( ननु इतः पुरा अमी देवाः एतत् ब्रह्म विदुः ) આ પહેલાં જ આ દેવો આ બ્રહ્મને નિશ્ચયપૂર્વક જાણે છે. ( ૧૩ )

---

સૂર્ય પોતાના ચમકનારાં કિરણો સહિત રથમાં વિરાજે છે. આ પ્રકાશમાન દેવ અંધકારને દૂર દૂર નસાડી મૂકે છે અને દ્યુલોકમાં વિરાજે છે. ( ૮ )

સૂર્યનો ઉદય થાય છે, તેથી અંધકાર દૂર થાય છે. તેના પ્રકાશથી સંપૂર્ણ વિશ્વ પ્રકાશિત બને છે. ( ૯ )

સૂર્યનો ઉદય થયા પછી તેનો પ્રકાશ ફેલાય છે. સમુદ્ર પર્યન્તની સર્વ ભૂમિપર સર્વલોકો યજ્ઞકર્મ શરૂ કરે છે. આ પ્રમાણે સર્વ જગત્ દૈદિપ્યમાન બને છે. ( ૧૦ )

સંસારરૂપી ઘરના નાના મોટા ( ચંદ્ર અને સૂર્ય ) બાળક પોતાની શક્તિથી રમત કરતા કરતા સમુદ્ર સુધી પુરૂપાર્થ કરતા કરતા જાય છે. તેમાંનો એક જગતને પ્રકાશિત કરે છે. જ્યારે બીજો ઋતુઓ બનાવે છે. આ પ્રમાણે સર્વ ગૃહસ્થી–ઓના પુત્રો પોતાના પુરૂષાર્થથી જગતને પ્રકાશિત કરે. ( ૧૧ )

સૂર્ય મહિનાઓ બનાવવા માટે દ્યુલોકમાં પ્રકાશિત થાય છે, તે પ્રકાશે છે, સર્વનું ધારણ પણ કરે છે. ( ૧૨ )

*

मा त्वा दभन्परियान्तमाजिं स्वस्ति दुर्गाँ अति याहि शीभम् ।
दिवं च सूर्य पृथिवीं च देवीमहोरात्रे विमिमानो यदेषि ॥ ५ ॥
स्वस्ति ते सूर्य चरसे रथाय येनोभावन्तौ परियासि सद्यः ।
यं ते वहन्ति हरितो वहिष्ठाः शतमश्वा यदि वा सप्त बह्वीः ॥ ६ ॥
सुखं सूर्य रथमंशुमन्तं स्योनं सुवह्निमधि तिष्ठ वाजिनम् ।
यं ते वहन्ति हरितो वहिष्ठाः शतमश्वा यदि वा सप्त बह्वीः ॥ ७ ॥
सप्त सूर्यो हरितो यातवे रथे हिरण्यत्वचसो बृहतीरयुक्त ।
अमोचि शुक्रो रजसः परस्ताद्विधूय देवस्तमो दिवमारुहत् ॥ ८ ॥
उत्केतुना बृहता देव आगन्नपावृक्तमोऽभि ज्योतिरश्रैत् ।
दिव्यः सुपर्णः स वीरो व्यख्यददितेः पुत्रो भुवनानि विश्वा ॥ ९ ॥

( परियान्त आजिं त्वा मा दभन् ) ચારે બાજુ ભમવાવાળા શત્રુ તને દબાવી ન દે. ( स्वस्ति, दुर्गान् शीभं अति याहि ) સ્વરૂપવાન કઠિણ સ્થળોને પેલેપાર શીઘ્રતાથી ચાલ. હે સૂર્ય ! ( दिवं च देवीं पृथिवीं च अहोरात्रे विमिमानः यत् एषि ) દ્યુલોક અને દિવ્ય પૃથ્વીને, અહોરાત્ર નિર્માણ કરીને તું જાય છે. ( ૫ )

હે સૂર્ય ! ( ते चरसे रथाय स्वस्ति ) તારા ચાલવાવાળા રથને માટે શુભ મંગલ થાઓ, ( येन उभौ अन्तौ सद्यः परि यासि ) જેથી બન્ને સીમાઓ સુધી તત્કાલ જાય છે, ( सप्त वह्वीः यदि वा वहिष्ठाः हरिताः शतं अश्वाः यं ते वहन्ति ) સાત કિરણો યા ચલિત સર્વ અશ્વરૂપ કિરણો જે તને ચલાયમાન કરે છે. ( ૬ )

હે સૂર્ય ! ( अंशुमन्तं स्योन सुवह्निं वाजिनं सुखं रथं आधितिष्ठ ) તેજસ્વી સુખદાયક ચાલવાવાળા ગતિમાન ઉત્તમ રથ પર ચઢ. ( सप्त० ) તે તને સાત કિરણો યા સેંકડો કિરણો લઈ જાય છે. ( ૭ )

( सूर्यः हिरण्यत्वचसः बृहतीः सप्त हरितः यातवे रथे अयुक्त ) સૂર્યે સુવર્ણની જેમ ચમકનારાં મહાન સાત કિરણો ચાલવા માટે પોતાના રથને જોડેલાં છે ( शुक्रः देवः तमो विधूयः रजसः परस्तात् अमोचि दिवं आरुहत् ) શુદ્ધ દેવે અંધકારને તે સ્થાન પરથી દૂર કરીને રજોલોકથી દૂર છોડી દીધો અને સ્વયં દ્યુલોક પર ચઢયા. ( ૮ )

( देवः बृहता केतुना उत् आगत् ) સૂર્યદેવ પુષ્કળ પ્રકાશની સાથે ઉદય પામ્યા છે. ( तमः अपावृक् ज्योतिः अश्रैत् ) તેણે અંધકારને દૂર કર્યો અને તેજનો આશ્રય કર્યો છે. ( सः दिव्यः सुपर्णः अदितेः वीरः पुत्रः विश्वा भुवनानि अश्रैत् ) તે અદિતિના વીરપુત્ર, દિવ્ય, પ્રકાશમાન સૂર્યે સર્વ ભુવનોને પ્રકાશિત કર્યા છે. (૯)

---

સાત તેજસ્વી કિરણો સૂર્યના કિરણોને પ્રભાવયુક્ત બનાવે છે. જ્ઞાની લોકો તેનું મહત્વ જાણે છે. આ સૂર્ય દ્યુલોકમાં ઉપર ચઢીને પોતાનું તેજ બધે ફેલાવે છે. ( ૪ )

તું ચારે તરફ પ્રકાશને ફેલાવે છે, તારાં કિરણો અતિશીઘ્ર ગતિવાળાં છે, તારા પ્રકાશથી સર્વનું કલ્યાણ થાય છે. તું દ્યુલોક અને પૃથ્વીને પ્રકાશિત કરે છે, તેમજ દિવસ અને રાત્રી બનાવે છે. ( ૫ )

તારો રથ કલ્યાણકારી છે, તેનાથી તું ઉદયથી માંડીને અસ્ત સુધી આક્રમણ કરે છે, સાત કિરણો અને અનંત પ્રકાશ તારો પ્રભાવ વધારી રહ્યાં છે. ( ૬ )

તારો રથ તેજસ્વી, સુખદાયી, ગતિમાન, બળવાન છે તેનાં કિરણો તારો પ્રભાવ વધારી રહ્યાં છે. (૭)

उद्यन्रश्मीना तंनुषे विश्वा रूपाणि पुष्यसि ।
उभा संमुद्रौ ऋतुंना वि भासि सर्वांल्लोकान्परिभूर्भ्राजमानः ॥ १० ॥
पूर्वापरं चरतो माययैतौ शिशू क्रीडन्तौ परि यातोऽर्णवम् ।
विश्वान्यो भुवना विचष्टे हैरण्यैरन्यं हरितो वहन्ति ॥ ११ ॥
दिवि त्वात्रिरधारयत्सूर्या मासाय कर्तवे ।
स एषि सुधृतस्तपन्विश्वा भूतावचाकशत् ॥ १२ ॥
उभावन्तौ समर्षसि वत्सः संमातराविव ।
नन्वे३तदितः पुरा ब्रह्म देवा अमी विदुः ॥ १३ ॥

---

( उद्यन् रश्मीन् आ तनुषे ) ઉદય થયા પછી કિરણોને તું ફેલાવે છે, ( विश्वा रूपाणि पुष्यसि ) સર્વ રૂપોને પુષ્ટ કરે છે. ( उभौ समुद्रौ ऋतुना विभासि ) બન્ને સમુદ્રોને યજ્ઞથી તું પ્રકાશિત કરે છે, અને ( परिभूः भ्राजमानः सर्वान् लोकान् ) સર્વ પર પોતાનો પ્રભાવ પાડતો તું તેજસ્વી સર્વ લોકોને પ્રકાશિત કરે છે. ( ૧૦ ) [ ૭ ]

( एतौ शिशू क्रिडन्तौ मायया पूर्वापरं चरतः ) આ બન્ને બાળકો અર્થાત્ સૂર્ય અને ચંદ્ર રમતા રમતા પોતાની શકિતથી આગળ પાછળ ચાલે છે અને ( अर्णवं परियातः ) સમુદ્ર સુધી ભ્રમણ કરતા પહોંચી જાય છે. ( अन्यः विश्वा भुवना विचष्टे ) તેઓમાંનો એક સર્વ ભુવનોને પ્રકાશિત કરે છે અને ( अन्यः ऋतून् विदधत् नवः जायसे ) બીજો ઋતુઓને બનાવતો નવો ને નવો જ બનતો જાય છે. ( ૧૧ ) ( અથર્વ. ૭।૮૧ [ ૮૬ ]।૧; ૧૪।૧।૨૩ )

હે સૂર્ય ! ( मासाय कर्तवे अत्रिः त्वा दिवि अधारयत् ) મહિના બનાવવા માટે અત્રિએ તને દ્યુલોકમાં ધારણ કર્યો. ( सः तपन् विश्वा भूता अवचाकशत् सुधृतः एषि ) તે તપતો તપતો સર્વ ભુતોને પ્રકાશિત કરતો કરતો તે પોતે સુસ્થિર બનીને ચાલે છે. ( ૧૨ )

( वत्सः मातरौ इव उभौ अन्तौ सं अर्षसि ) જેવી રીતે વાછરડું માતાપિતાઓને પ્રાપ્ત થાય છે તેવી રીતે તું બન્ને અંતિમ ભાગોને પ્રાપ્ત થાય છે. ( ननु इतः पुरा अमी देवाः एतत् ब्रह्म विदुः ) આ પહેલાં જ આ દેવો આ બ્રહ્મને નિશ્ચયપૂર્વક જાણે છે. ( ૧૩ )

---

· સૂર્ય પોતાના ચમકનારાં કિરણો સહિત રથમાં વિરાજે છે. આ પ્રકાશમાન દેવ અંધકારને દૂર દૂર નસાડી મૂકે છે અને દ્યુલોકમાં વિરાજે છે. ( ૮ )

સૂર્યનો ઉદય થાય છે, તેથી અંધકાર દૂર થાય છે. તેના પ્રકાશથી સંપૂર્ણ વિશ્વ પ્રકાશિન બને છે. ( ૯ )

સૂર્યનો ઉદય થયા પછી તેનો પ્રકાશ ફેલાય છે. સમુદ્ર પર્યન્તની સર્વ ભૂમિપર સર્વલોકો યજ્ઞકર્મ શરૂ કરે છે. આ પ્રમાણે સર્વ જગત્ દેદિપ્યમાન બને છે. ( ૧૦ )

સંસારરૂપી ઘરના નાના મોટા ( ચંદ્ર અને સૂર્ય ) બાળક પોતાની શક્તિથી રમત કરતા કરતા સમુદ્ર સુધી પુરૂષાર્થ કરતા કરતા જાય છે. તેમાંનો એક જગતને પ્રકાશિત કરે છે. જ્યારે બીજો ઋતુઓ બનાવે છે. આ પ્રમાણે સર્વ ગૃહસ્થી-ઓના પુત્રો પોતાના પુરૂષાર્થથી જગતને પ્રકાશિત કરે. ( ૧૧ )

સૂર્ય મહિનાઓ બનાવવા માટે દ્યુલોકમાં પ્રકાશિત થાય છે, તે પ્રકાશે છે, સર્વનું ધારણ પણ કરે છે. ( ૧૨ )

*

यत्संमुद्रमनु श्रितं तत्सिषासति सूर्यः ।
अध्वास्य वितंतो महान्पूर्वश्चापरश्च यः ॥ १४ ॥
तं समाप्नोति जूतिभिस्ततो नाप चिकित्सति ।
तेनामृतस्य भक्षं देवानां नावं रुन्धते ॥ १५ ॥
उदु त्यं जातवेदसं देवं वहन्ति केतवः । दृशे विश्वाय सूर्यम् ॥ १६ ॥
अप त्ये तायवो यथा नक्षत्रा यन्त्यक्तुभिः । सूराय विश्वचक्षसे । ॥ १७ ॥
अदृश्रन्नस्य केतवो वि रश्मयो जनाँ अनु । भ्राजन्तो अग्नयो यथा ॥ १८ ॥
तरणिर्विश्वदर्शतो ज्योतिष्कृदसि सूर्य । विश्वमा भासि रोचन ॥ १९ ॥

( यत् समुद्रं अनुश्रितं तत् सूर्यः सिषासति ) જે સમુદ્રના આશ્રયે રહે છે તે સૂર્ય પ્રાપ્ત કરવા ઈચ્છે છે. ( अस्य यः पूर्वः अपरः च महान् अध्वा विततः ) આ તેનો પૂર્વ અને પશ્ચિમનો મોટો માર્ગ ફેલાએલો છે. ( ૧૪ )

( तं जूतिभिः समाप्नोति, ततो न अपचिकित्सति ) તે માર્ગ તે ઝડપથી પુરો કરે છે, આ માર્ગને લીધે તે પોતાના મનને આમ તેમ ભટકવા દેતો નથી. ( तेन देवानां अमृतस्य भक्षं न अवरून्धते ) આ કારણને લીધે દેવોના અમૃત અન્નના ભાગથી તે વંચિત બનતો નથી. ( ૧૫ )

( केतवः त्वं जातवेदसं देवं सूर्य ) કિરણો તે બનેલાને જાણનારા સૂર્યદેવને ( विश्वाय दृशे ) સમસ્ત સંસારના દર્શનને માટે ( उत् उ वहन्ति ) ઉચ્ચ સ્થાનોમાં પ્રકાશિત કરે છે ( ૧૬ ) ( ઋ. ૧૫૦।૧; વા. યજુ. ૭।૪૧; અથર્વ. ૨૦।૪૭।૧૩ )

( यथा त्ये तायवः, नक्षत्रा अक्तुभिः अपयन्ति ) ચોર જેવાં નક્ષત્રો રાત્રીની સાથે દૂર નાસી જાય છે અને ( विश्व चक्षसे सूराय ) સંસારને પ્રકાશિત કરનારા સૂર્ય માટે જગ્યા કરી આપે છે. ( ૧૭ ) ( ઋ. ૧।૫૦)૨; અથર્વ. ૨૦।૪૭।૧૪ )

( यथा भ्राजन्तः अग्नयः ) જેવો ચમકનારો અગ્નિ હોય છે, ( अस्य केतवः रश्मयः जनान् अनु वि अदृश्रन् ) તેના કિરણો ધ્વજરૂપે લોકો તરફ જાય છે એમ જણાય છે. ( ૧૮ ) ( ઋ. ૧૫૦।૩; વા. ય. ૮।૪૦; અથર્વ ૨૦।૪૭।૧૫ )

હે ( रोचन सूर्य ) પ્રકાશમાન સૂર્ય ! તું ( तरणिः विश्वदर्शतः ज्योतिष्कृत् असि ) વિશ્વને તારનાર અને પ્રકાશિત કરનારો છે. ( विश्वं आ भासि ) સર્વ જગતને પ્રકાશિત કરે છે. ( ૧૯ ) ( ઋ. ૧૫૦।૪ )

જેવી રીતે બાળક માતા-પિતાને પ્રાપ્ત કરે છે તેવી જ રીતે સૂર્ય ઉદય અને અસ્તના વિભાગને પ્રાપ્ત કરે છે, તેના સર્વ તત્વો સર્વ દેવો યથાવત્ જાણે છે. ( ૧૩ )

જે રત્નો સમુદ્રમાં છે તેમને સૂર્ય પ્રાપ્ત કરે છે, પૂર્વથી પશ્ચિમ સુધીનો સૂર્યનો આ માર્ગ ઘણો કઠીન અને ભારે છે ( ૧૪ )

તે શીઘ્રતાથી પોતાના માર્ગને સમાપ્ત કરે છે અને પોતાના મનને આમતેમ ભટકવા દેતો નથી તે કારણને લીધે અમૃતાન્નનો ભાગ નિયમસર તેને પ્રાપ્ત થાય છે. ( ૧૫ )

સૂર્યદેવના કિરણો સંપૂર્ણ વિશ્વને પ્રકાશિત કરવા માટે જ પ્રકાશે છે અને તેમ[illegible] ભૂમાં ધારણ કરે છે ( ૧૬ )

જેવી રીતે સ્વામીના આગમનથી ચોર લોકો નાસી જાય છે તેવી જ રીતે સૂર્યને [illegible] નક્ષત્રો નાસી જાય છે અને સૂર્યદેવને માટે સ્થાન ખાલી કરી દે છે. ( ૧૭ )

प्रत्यङ् देवानां विशः प्रत्यङ्ङुदेषि मानुषीः । प्रत्यङ् विश्वं स्वर्दृशे ॥ २० ॥
येना पावक चक्षसा भुरण्यन्तं जनाँ अनु । त्वं वरुण पश्यसि ॥ २१ ॥
वि द्यामेषि रजस्पृथ्वहर्मिमानो अक्तुभिः । पश्यन् जन्मानि सूर्य ॥ २२ ॥
सप्त त्वा हरितो रथे वहन्ति देव सूर्य । शोचिष्केशं विचक्षणम् ॥ २३ ॥
अयुक्त सप्त शुन्ध्युवः सूरो रथस्य नप्त्यः ।
ताभिर्याति स्वयुक्तिभिः ॥ २४ ॥
रोहितो दिवमारुहत्तपसा तपस्वी ।
स योनिमेति स उ जायते पुनः स देवानामधिपतिर्बभूव ॥ २५ ॥

( देवानां विशः प्रत्यङ् ) દેવોની પ્રજાઓ તરફ અને ( मानुषी प्रत्यङ् उदेषि ) માનવી પ્રજાઓ પ્રતિ ઉદય પામે છે તેમજ (स्वः दृशे विश्वं प्रत्यङ्) પ્રકાશના દર્શન આપવા માટે સર્વ વિશ્વ તરફ જાય છે. (૨૦) [ ૮ ] ( ઋ. ૧૫૦।૫ )

હે ( पावक वरुण ) પવિત્ર કરનારા શ્રેષ્ઠ દેવ ! ( येन चक्षसा त्वं जनान् भुरण्यन्तं अनु पश्यसि ) જે નેત્રથી તું મનુષ્યોમાં ભરણપોષણ કરનારા મનુષ્યને જુએ છે તેનાથી જ મને પણ જો. (૨૧) ( ઋ. ૧૫૦।૬ )

હે સૂર્ય !( अक्तुभिः सहः मिमानः ) રાત્રીઓથી દિવસનું માપ કાઢતાં કાઢતાં ( पृथुः रजः द्यां एषि ) વિસ્તૃત અંતરિક્ષ અને દ્યુલોકને પ્રાપ્ત થાય છે, અને ( जन्मानि पश्यन् ) સર્વ જન્મ લેનારાઓને જુએ છે. ( ૨૨ ) ( ઋ. ૧૫૦।૭ )

હે સૂર્ય દેવ ! ( सप्त हरितः शोचिष्केशं विचक्षणं त्वा रथे वहन्ति ) સાત કિરણ શુદ્ધ કરનારા એવા દર્શક તને રથમાં ચલાવે છે. ( ૨૩ ) ( ઋ. ૧૫૦।૮ )

( सूरः रथस्य नप्त्यः सप्त शुंध्युवः अयुक्त ) જ્ઞાનમય રથને સાત શુદ્ધ કિરણ જોડેલાં છે. ( ताभिः स्वयुक्तिभिः याति ) તેનાથી પોતાની યોજનાઓથી તે જાય છે. ( ૨૪ ) ( ઋ. ૧૫૦।૯ )

( तपसः तपस्वी रोहितः दिवं आरुहत् ) પ્રકાશથી તેજસ્વી બનેલો સૂર્ય દ્યુલોક પર ચઢેલો છે. ( सः योनिं एति ) તે મૂળ સ્થાનને પ્રાપ્ત થાય છે. ( सः उ पुनः जायते ) તે ફરી ફરીને ઉત્પન્ન થાય છે. ( सः देवानां अधिपतिः बभूव ) તે દેવોનો સ્વામી બન્યો છે. ( ૨૫ )

ચમકનારા અગ્નિની જેમ તેનાં કિરણો અત્યંત તેજસ્વી અને સર્વને પ્રકાશ આપનારાં છે. (૧૮)

સૂર્ય તેજસ્વી છે, તારક છે, સર્વને રૂપ દર્શાવનારો છે, કાંતિને ફેલાવનારો છે તેનાથી જ સર્વ જગત તેજસ્વી બને છે. (૧૯)

દૈવી અને માનવી પ્રજાઓના હિતાર્થે આ સૂર્ય ઉદય પામ્યો છે, સર્વ વિશ્વને એ તેજનો માર્ગ બતાવે છે. (૨૦)

સૂર્ય જે પ્રેમાળ નેત્રથી પુરુષાર્થી મનુષ્યને જુએ છે, તેજ નેત્રથી તે મને જુએ અર્થાત્ તે મારા પર પ્રેમ રાખે. (૨૧)

સૂર્ય અંતરિક્ષ લોકમાં સંચાર કરતો અને સર્વલોકોના વ્યવહારનું નિરીક્ષણ કરતો કરતો દિવસ અને રાત્રીના વિભાગ કરતો દ્યુલોકમાં વિરાજે છે. (૨૨)

સૂર્યદેવના સાત કિરણો તેના રથને ચલાવે છે. તે પવિત્ર કિરણોવાળો અને જ્ઞાની છે. (૨૩)

જ્ઞાનમય સૂર્યના રથને સાત કિરણો જોડેલાં છે, તેઓ પવિત્રતા અને શુદ્ધતા કરનારાં છે, તેઓ પોતાની યોજનાથી ચાલનારાં છે. (૨૪)

यत्संमुद्रमनु श्रितं तत्सिंपासति सूर्यः ।
अध्वास्य वितंतो महान्पूर्वश्चापंरश्च यः ॥ १४ ॥
तं समाप्नोति जूतिभिस्ततो नापं चिकित्सति ।
तेनामृतस्य भक्षं देवानां नावं रुन्धते ॥ १५ ॥
उदु त्यं जातवेदसं देवं वंहन्ति केतवंः । दृशे विश्वाय सूर्यम् ॥ १६ ॥
अप त्ये तायवो यथा नक्षत्रा यन्त्यक्तुभिः । सूराय विश्वचक्षसे । ॥ १७ ॥
अदृश्रन्नस्य केतवो वि रश्मयो जनाँ अनु । भ्राजन्तो अग्नयो यथा ॥ १८ ॥
तरणिर्विश्वदर्शतो ज्योतिष्कृदसि सूर्य । विश्वमा भासि रोचन ॥ १९ ॥

( यत् समुद्रं अनुश्रितं तत् सूर्यः सिपासति ) જે સમુદ્રના આશ્રયે રહે છે તે સૂર્ય પ્રાપ્ત કરવા ઇચ્છે છે. ( अस्य यः पूर्वः अपरः च महान् अध्वा विततः ) આ તેનો પૂર્વ અને પશ્ચિમનો મોટો માર્ગ ફેલાએલો છે. ( ૧૪ )

( तं जूतिभिः समाप्नोति, ततो न अपचिकित्सति ) તે માર્ગ તે ઝડપથી પુરો કરે છે, આ માર્ગને લીધે તે પોતાના મનને આમ તેમ ભટકવા દેતો નથી. ( तेन देवानां अमृतस्य भक्षं न अवरूंधते ) આ કારણને લીધે દેવોના અમૃત અન્નના ભાગથી તે વંચિત બનતો નથી. ( ૧૫ )

( केतवः त्यं जातवेदसं देवं सूर्यं ) કિરણો તે બનેલાને જાણનારા સૂર્યદેવને ( विश्वाय दृशे ) સમસ્ત સંસારના દર્શનને માટે ( उत् उ वहन्ति ) ઉચ્ચ સ્થાનોમાં પ્રકાશિત કરે છે. ( ૧૬ ) ( ઋ. ૧।૫૦।૧; વા. યજુ. ૭।૪૧; અથર્વ. ૨૦।૪૭।૧૩ )

( यथा त्ये तायवः, नक्षत्रा अक्तुभिः अपयन्ति ) ચોર જેવાં નક્ષત્રો રાત્રીની સાથે દૂર નાસી જાય છે અને ( विश्व चक्षसे सूराय ) સંસારને પ્રકાશિત કરનારા સૂર્ય માટે જગ્યા કરી આપે છે. ( ૧૭ ) ( ઋ. ૧।૫૦।૨; અથર્વ. ૨૦।૪૭।૧૪ )

( यथा भ्राजन्तः अग्नयः ) જેવો ચમકનારો અગ્નિ હોય છે, ( अस्य केतवः रश्मयः जनान् अनु वि अदृश्रन् ) તેના કિરણો ધ્વજરૂપે લોકો તરફ જાય છે એમ જણાય છે. ( ૧૮ ) ( ઋ. ૧।૫૦।૩; વા. ય. ૮।૪૦; અથર્વ ૨૦।૪૭।૧૫ )

હે ( रोचन सूर्य ) પ્રકાશમાન સૂર્ય ! તું ( तरणिः विश्वदर्शतः ज्योतिष्कृत् असि ) વિશ્વને તારનાર અને પ્રકાશિત કરનારો છે. ( विश्वं आ भासि ) સર્વ જગતને પ્રકાશિત કરે છે. ( ૧૯ ) ( ઋ. ૧।૫૦।૪ )

જેવી રીતે બાળક માતા-પિતાને પ્રાપ્ત કરે છે તેવી જ રીતે સૂર્ય ઉદય અને અસ્તના વિભાગને પ્રાપ્ત કરે છે. તેના સર્વ તત્વો સર્વ દેવો યથાવત્ જાણે છે. ( ૧૩ )

જે રત્નો સમુદ્રમાં છે તેમને સૂર્ય પ્રાપ્ત કરે છે, પૂર્વથી પશ્ચિમ સુધીનો સૂર્યનો આ માર્ગ ઘણો કઠીન અને ભારે છે. ( ૧૪ )

તે શીઘ્રતાથી પોતાના માર્ગને સમાપ્ત કરે છે અને પોતાના મનને આમતેમ ભટકવા દેતો નથી તે કારણને લીધે અમૃતાન્નનો ભાગ નિયમસર તેને પ્રાપ્ત થાય છે. ( ૧૫ )

સૂર્યદેવના કિરણો સંપૂર્ણ વિશ્વને પ્રકાશિત કરવા માટે જ પ્રકાશે છે અને તેમને ઉચ્ચભાગમાં ધારણ કરે છે. ( ૧૬ )

જેવી રીતે સ્વામીના આગમનથી ચોર લોકો નાસી જાય છે તેવી જ રીતે સૂર્યના આવવાથી સર્વ નક્ષત્રો નાસી જાય છે અને સૂર્યદેવને માટે સ્થાન ખાલી કરી દે છે. ( ૧૭ )

प्रत्यङ् देवानां विशः प्रत्यङ्ङुदेषि मानुषीः । प्रत्यङ् विश्वं स्वर्दृशे ॥ २० ॥
येना पावक चक्षसा भुरण्यन्तं जनाँ अनु । त्वं वरुण पश्यसि ॥ २१ ॥
वि द्यामेषि रजस्पृथ्वहामिमानो अक्तुभिः । पश्यन् जन्मानि सूर्य ॥ २२ ॥
सप्त त्वा हरितो रथे वहन्ति देव सूर्य । शोचिष्केशं विचक्षणम् ॥ २३ ॥
अयुक्त सप्त शुन्ध्युवः सूरो रथस्य नप्त्यः ।
ताभिर्याति स्वयुक्तिभिः ॥ २४ ॥
रोहितो दिवमारुहत्तपसा तपस्वी ।
स योनिमैति स उ जायते पुनः स देवानामधिपतिर्बभूव ॥ २५ ॥

( देवानां विशः प्रत्यङ् ) દેવોની પ્રજાઓ તરફ અને ( मानुषी प्रत्यङ् उदेषि ) માનવી પ્રજાઓ પ્રતિ ઉદય પામે છે તેમજ (स्वः दृशे विश्वं प्रत्यङ्) પ્રકાશના દર્શન આપવા માટે સર્વ વિશ્વ તરફ જાય છે. (૨૦) [ ૮ ] ( ઋ. ૧૫૦૧૫ )

હે ( पावक वरुण ) પવિત્ર કરનારા શ્રેષ્ઠ દેવ ! ( येन चक्षसा त्वं जनान् भुरण्यन्तं अनु पश्यसि ) જે નેત્રથી તું મનુષ્યોમાં ભરણપોષણ કરનારા મનુષ્યને જુએ છે તેનાથી જ મને પણ જો. (૨૧) ( ઋ.૧૫૦૧૬ )

હે સૂર્ય !( अक्तुभिः सहः मिमानः ) રાત્રીઓથી દિવસનું માપ કાઢતાં કાઢતાં ( पृथुः रजः द्यां एषि ) વિસ્તૃત અંતરિક્ષ અને દ્યુલોકને પ્રાપ્ત થાય છે, અને ( जन्मानि पश्यन् ) સર્વ જન્મ લેનારાઓને જુએ છે. ( ૨૨ ) ( ઋ. ૧૫૦૧૭ )

હે સૂર્ય દેવ ! ( सप्त हरितः शोचिष्केशं विचक्षणं त्वा रथे वहन्ति ) સાત કિરણ શુદ્ધ કરનારા એવા દર્શક તને રથમાં ચલાવે છે. ( ૨૩ ) ( ઋ. ૧૫૦૧૮ )

( सूरः रथस्य नप्त्यः सप्त शुंध्युवः अयुक्त ) જ્ઞાનમય રથને સાત શુદ્ધ કિરણ જોડેલાં છે. ( ताभिः स्वयुक्तिभिः याति ) તેનાથી પોતાની યોજનાઓથી તે જાય છે. ( ૨૪ ) ( ઋ. ૧૫૦૧૯ )

( तपसः तपस्वी रोहितः दिवं आरुहत् ) પ્રકાશથી તેજસ્વી બનેલો સૂર્ય દ્યુલોક પર ચઢેલો છે. ( सः योनिं एति ) તે મૂળ સ્થાનને પ્રાપ્ત થાય છે. ( सः उ पुनः जायते ) તે ફરી ફરીને ઉત્પન્ન થાય છે. ( सः देवानां अधिपतिः बभूव ) તે દેવોનો સ્વામી બન્યો છે. ( ૨૫ )

---

ચમકનારા અગ્નિની જેમ તેનાં કિરણો અત્યંત તેજસ્વી અને સર્વને પ્રકાશ આપનારાં છે. ( ૧૮ )

સૂર્ય તેજસ્વી છે, તારક છે, સર્વને રૂપ દર્શાવનારો છે, કાંતિને ફેલાવનારો છે તેનાથી જ સર્વ જગત તેજસ્વી બને છે. ( ૧૯ )

દેવી અને માનવી પ્રજાઓના હિતાર્થે આ સૂર્ય ઉદય પામ્યો છે, સર્વ વિશ્વને એ તેજનો માર્ગ બતાવે છે. ( ૨૦ )

સૂર્ય જે પ્રેમાળ નેત્રથી પુરૂષાર્થી મનુષ્યને જુએ છે, તેજ નેત્રથી તે મને જુએ અર્થાત્ તે મારા પર પ્રેમ રાખે. ( ૨૧ )

સૂર્ય અંતરિક્ષ લોકમાં સંચાર કરતો અને સર્વલોકોના વ્યવહારનું નિરીક્ષણ કરતો કરતો દિવસ અને રાત્રીના વિભાગ કરતો દ્યુલોકમાં વિરાજે છે. ( ૨૨ )

સૂર્યદેવના સાત કિરણો તેના રથને ચલાવે છે. તે પવિત્ર કિરણોવાળો અને જ્ઞાની છે. ( ૨૩ )

જ્ઞાનમય સૂર્યના રથને સાત કિરણો જોડેલાં છે, તેઓ પવિત્રતા અને શુદ્ધતા કરનારાં છે, તેઓ પોતાની યોજનાથી ચાલનારાં છે. ( ૨૪ )

यो विश्वचर्षणिरुत विश्वतोमुखो यो विश्वतस्पाणिरुत विश्वतस्पृथः ।
सं बाहुभ्यां भरति सं पतत्रैर्द्यावापृथिवी जनयन्देव एकः ॥ २६ ॥
एकपाद् द्विपदो भूयो वि चक्रमे द्विपात्त्रिपादमभ्येति पश्चात् ।
द्विपाद्ध षट्पदो भूयो वि चक्रमे त एकपदस्तन्वं१ समासते ॥ २७ ॥
अतन्द्रो यास्यन्हरितो यदास्थाद् द्वे रूपे कृणुते रोचमानः ।
केतुमानुद्यन्त्सहमानो रजांसि विश्वा आदित्य प्रवतो वि भासि ॥ २८ ॥
बण्महाँ असि सूर्य बडादित्य महाँ असि ।
महांस्ते महतो महिमा त्वमादित्य महाँ असि ॥ २९ ॥

---

( यः विश्व-चर्षणिः उत विश्वतः मुखः ) જે સર્વ પ્રાણીમાત્રના રૂપવાળો અને સર્વ તરફના મુખવાળો છે. ( यः विश्वतः पाणिः उत विश्वतः पृथः ) જેના હાથ અને ભૂજા બધી તરફ ફેલાએલી છે. ( बाहुभ्यां पतत्रैः सं संभरति ) જે પોતાની બાહુઓ અને ચરણો દ્વારા ભરણ પોષણ કરે છે, એવો ( द्यावा-पृथिवी जनयन् देवः एकः ) ભૂલોક અને દ્યુલોકનું નિર્માણ કરનારો દેવ એક જ છે. ( २६ ) ( ऋ. १०।८१।३; वा. य. १७।१९ पाठान्तरयुक्त )

( एकपाद् द्विपदः भूयः विचक्रमे ) એક પગવાળો બે પગવાળા કરતાં વધારે ચાલે છે, ( द्विपात् त्रिपादं पश्चात् अभ्येति ) બે પગવાળો ત્રણ પગવાળાને પાછળથી આવીને મળે છે. ( द्विपात् ह षट् पदः भूयः विचक्रमे ) બે પગવાળો નિશ્ચયપૂર્વક છ પગવાળા કરતાં વધારે ચાલે છે. (ते एकपदः तन्वं समासते) તેઓ એક પગવાળાના શરીરનો આશ્રય કરે છે. (२७) (ऋ. १०।११७।८; अथर्व. १३।३।२५) ( पाठान्तरयुक्त )

( अतन्द्रः यास्यन् हरितः यदा आस्थात् ) આળસ ન કરનારો જ્યારે જવાની ઇચ્છા કરે છે ત્યારે તે પોતાના ઘોડાઓ પર આરૂઢ થઇને ( रोचमानः द्वे रूपे कृणुते ) પ્રકાશિત બનીને બે રૂપ બનાવે છે. હે આદિત્ય ! ( केतुमान् उद्यन् विश्वा रजांसि सहमानः ) કિરણોથી યુક્ત બનીને ઉદયને પ્રાપ્ત કરનારો સર્વ લોકોને જીતનારો તું ( प्रवतः विभासि ) ઉચ્ચ સ્થાનથી પ્રકાશે છે. ( २८ )

હે સૂર્ય ! હે આદિત્ય ! ( वट् महान् असि ) તું સર્વથી મોટો છે. ( ते महतः महिमा महान् ) તારા જેવા મહાન દેવનો મહિમા ઘણો મોટો છે. ( २९ ) ( ऋ. ८।१०१।११; वा. यजु. ३३।३९; अथर्व. २०।५८।३ )

---

પ્રકાશમાન સૂર્ય દ્યુલોકમાં આરૂઢ થઇને પછીથી પોતાના સ્થાનમાં પહોંચે છે, અને પછી તેનો ઉદય થાય છે. આ પ્રમાણે તે અન્ય દેવોનો અધિપતિ થયો છે. ( २५ )

સર્વ પ્રાણીઓને રૂપ આપનારો સૂર્ય છે, તેનું મુખ સર્વત્ર છે, તે જ પ્રમાણે હાથ અને ભૂજાઓ પણ સર્વત્ર છે, તે પોતાના હાથવડે સર્વનું પોષણ કરે છે. તે એક જ દેવ પૃથ્વીથી દ્યુલોક સુધીના સર્વ પદાર્થમાત્રને ઉત્પન્ન કરે છે. ( २६ )

આ એક પગવાળો હોવા છતાં અનેક પગવાળાઓથી આગળ વધી જાય છે. બીજા અનેક પગવાળા તે એક પગવાળાના આશ્રયે રહે છે. ( २७ )

તે આળસ છોડીને હંમેશાં પોતાના કર્તવ્યમાં તત્પર રહે છે. તે પ્રકાશ અને અંધારૂ ઉત્પન્ન કરે છે, આ કિરણોથી સર્વને પ્રકાશિત કરીને ઉચ્ચ સ્થાનમાં વિરાજે છે. ( २८ )

સૂર્ય સર્વથી મોટો છે, તેનો મહિમા પણ ઘણો મોટો છે. ( २९ )

रोच॑से दि॒वि रोच॑से अ॒न्तरि॑क्षे पत॑ङ्ग पृथि॒व्यां रोच॑से रोच॑से अ॒प्स्व॑१॒न्तः ।
उ॒भा स॑मु॒द्रौ रुच्या॑ व्या॒पिथ दे॒वो दे॑वासि महि॒षः स्व॒र्जित् ॥ ३० ॥
अ॒र्वाङ् प॒रस्ता॒त्प्रय॑तो व्य॒ध्व आ॒शुर्वि॑प॒श्चित्प॒तय॑न्पत॒ङ्गः ।
विष्णु॒र्वि॑चि॒त्तः शव॑सा॒धिति॒ष्ठन्प्र केतु॑ना सहते॒ विश्व॒मेज॑त् ॥ ३१ ॥
चि॒त्रश्चि॑कि॒त्वान्म॑हि॒षः सु॑प॒र्ण आ॑रो॒चय॒न्रोद॑सी अ॒न्तरि॑क्षम् ।
अ॒हो॒रा॒त्रे परि॒ सूर्यं॒ वसा॑ने॒ प्रास्य॒ विश्वा॒ तिरतो वी॒र्या॒णि ॥ ३२ ॥
ति॒ग्मो वि॒भ्राज॑न्त॒न्वं॑१ शिशा॑नोऽरंग॒मासः॑ प्र॒वतो॒ ररा॑णः ।
ज्योति॑ष्मान्प॒क्षी म॑हि॒षो व॑यो॒धा विश्वा॒ आस्था॑त्प्र॒दिशः॒ कल्प॑मानः ॥ ३२ ॥

---

હે ( देव पतंग ) ચાલક દેવ ! તું ( दिवि अन्तरिक्षे पृथिव्यां अप्सु अन्तः रोचसे ) દ્યુલોક, અંત- રિક્ષલોક, ભૂલોક અને પાણીમાં પણ પ્રકાશિત બને છે. ( रुच्या उभौ समुद्रौ व्यापिथ ) તું તારા તેજથી બન્ને સમુદ્ર સુધી વ્યાપે છે. એવો તું ( स्वः-जित् देवः महिषः आसि ) પ્રકાશને પ્રાપ્ત કરનારો દેવ મહા સામર્થ્ય યુક્ત છે. ( ૩૦ ) [ ૯ ]

( आशुः विपश्चित् पतंगः व्यध्वे प्रयतः ) શીઘ્રગામી જ્ઞાની સંચાલક વિશેષત: માર્ગમાં શુદ્ધ ( परस्तात् अर्वाङ् ) ઉપરથી અહીં સુધી ( विष्णुः विचित्रः शवसा अधितिष्ठन् ) વ્યાપક અને વિશેષચિંતન શક્તિથી યુક્ત, પોતાના બળથી વધુ અધિષ્ઠિત થતો થતો (केतुना एजत् प्र विश्वं सहते ) પ્રકાશથી ગતિમાન્ વિશ્વનું ધારણ કરે છે. ( ૩૧ )

( चित्रः चिकित्वान् महिषः सुपर्णः ) વિલક્ષણ જ્ઞાની, સમર્થ અને ઉત્તમ ગતિમાન્ ( अन्तरिक्षं रोदसी आरोचयन् ) અંતરિક્ષ, પૃથિવી અને દ્યુલોકને પ્રકાશિત કરનારો સૂર્ય છે. આવો ( सूर्यं अहोरात्रे परि वसाने ) સૂર્ય પર રાતદિવસ વસતા વસતાં ( अस्य विश्वा वीर्याणि प्रतिरतः ) તેનાં સર્વ વીર્ય ફેલાય છે. ( ૩૨ )

( तिग्मः विभ्राजन् तन्वं शिशानः ) તીક્ષ્ણ પ્રકાશવાળો અને પોતાના શરીરને તીક્ષ્ણ બનાવનારો, ( अरंगमासः प्रवतः रराणः ) પર્યાપ્ત ગતિવાળો, ઉચ્ચ સ્થાન પર રમણ કરનારો ( ज्योतिष्मान् पक्षी महिषः वयोधाः ) તેજસ્વી આકાશમાં સંચાર કરનારો, બળવાન અને બળ ધારણ કરનારો ( विश्वाः प्रदिशः कल्पमानः आस्थात् ) સર્વ દિશાઓમાં સામર્થ્યયુક્ત થતો સ્થિર રહે છે. ( ૩૩ )

---

આ સૂર્ય પૃથ્વી, જળ, અંતરિક્ષ તથા દ્યુલોકમાં પ્રકાશે છે. પૃથ્વી પર અને અંતરિક્ષના બને જળ સ્થાનોમાં પોતાનો પ્રકાશ ફેલાવે છે. તે જ બધામાં અધિક સામર્થ્યશાળી છે ( ૩૦ )

આ શીઘ્રગામી જોનારો સંચાલક શુદ્ધ માર્ગનો દર્શક ત્યાંથી અહીં સુધી સર્વ વિશ્વને પોતાના પ્રકાશથી પ્રકાશિત કરે છે. ( ૩૧ )

આ વિલક્ષણ સામર્થ્યશાળી ત્રણુલોકને પ્રકાશિત કરે છે, અને દિવસ અને રાતને નિર્માણ કરીને સર્વમાં પરાક્રમ શક્તિને સમર્પિત કરે છે. ( ૩૨ )

આ તેજસ્વી અને તીવ્ર સૂર્ય, પર્યાપ્ત ગતિથી યુક્ત અને હમેશાં ઉચ્ચ સ્થાનમાં વિરાજનારા પક્ષીની જેમ આકાશમાં સંચાર કરતો, સર્વ દિશાઓને તેજ આપતો સ્થિર રહ્યો છે. ( ૩૩ )

चित्रं देवानां केतुरनीकं ज्योतिष्मान्प्रदिशः सूर्य उद्यन् ।
दिवाकरोऽति द्युम्नैस्तमांसि विश्वातारीद्दुरितानि शुक्रः ॥ ३४ ॥
चित्रं देवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः ।
आप्राद् द्यावापृथिवी अन्तरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥ ३५ ॥
उच्चा पतन्तमरुणं सुपर्णं मध्ये दिवस्तरणिं भ्राजमानम् ।
पश्याम त्वा सवितारं यमाहुरजस्रं ज्योतिर्यदविन्ददत्रिः ॥ ३६ ॥
दिवस्पृष्ठे धावमानं सुपर्णमदित्याः पुत्रं नाथकाम उप यामि भीतः ।
स नः सूर्य प्र तिर दीर्घमायुर्मा रिषाम सुमतौ ते स्याम ॥ ३७ ॥

---

( देवाना केतुः चित्रं अनीकं ) દેવોના ધ્વજ વિલક્ષણ મૂળ આધાર રૂપ ( ज्योतिष्मान् सूर्यः प्रदिशः उद्यन् ) તેજસ્વી સૂર્ય દિશાઓમા ઉદય પામતા। शुक्र विश्वा दुरितानि तमांसि द्युम्नैः अतारीत् ) શુદ્ધ સૂર્ય સર્વ પાપરૂપ અધકારને પોતાના તેજથી પાર કરે છે, અને ( दिवा करोति ) દિવસનો પ્રકાશ ઉત્પન્ન કરે છે. ( ૩૪ ) ( અથર્વ ૨૦।૧૦૭।૧૩ )

( देवाना चित्र अनीकं, मित्रस्य वरुणस्य अग्ने चक्षुः ) દેવોનુ અદ્ભુત ધારકબળ, મિત્ર, વરૂણ અને અગ્નિની આખ ( द्यावापृथिवी अन्तरिक्ष आप्रात् ) દ્યુલોક, અંતરિક્ષ અને પૃથ્વીને વ્યાપે છે એવો ( सूर्यः जगतः तस्थुषः च आत्मा ) સૂર્ય જગમ અને સ્થાવરનો આત્મા છે. ( ૩૫ ) ( ઋ ૧।૧૧૫।૧, વા. યજુ ૬।૪૨, ૧૩।૪૬, અથર્વ. ૨૦।૧૦૭।૧૪ )

( उच्चा पतन्त सुपर्ण दिवा मध्ये भ्राजमान तरणिं ) ઉચ્ચસ્થાનમાથી ગમન કરનારા પક્ષીઓ જેવો આકાશના મધ્યભાગમા તેજસ્વી બનીને તરનારો ( यं अजस्रं ज्योतिः आहुः त सवितारं त्वा पश्याम ) જેને વિશેષ તેજવાળો કહીને સબોધે છે એવો તું સૂર્ય તેને અમે જોઈએ છીએ. ( यत् अत्रिः अविन्दत् ) જેને ભોક્તા પ્રાપ્ત કરે છે. ( ૩૬ )

( दिवः पृष्ठे धावमान सुपर्णं आदित्याः पुत्र ) દ્યુલોકની પીઠ પર દોડનારા પક્ષી જેવા અદિતિના પુત્રને ( नाथकामः भीतः उपयामि ) સ્વામીની ઇચ્છા કરનારો ભયભીત થએલો હું શરણ જાઉ છુ. હે સૂર્ય ! ( सः न दीर्घं आयुः प्रतिर ) તું અમને દીર્ઘ આયુષ્ય આપ, ( ते सुमतौ स्याम मा रिषाम ) તારી ઉત્તમ બુદ્ધિથી અમે રહીએ અને અમારો નાશ ન થાઓ. ( ૩૭ )

---

આ દેવોના આગમનની સૂચના આપે છે, આ વિચિત્ર અદ્ભુત બળથી યુક્ત છે, જ્યારે તે ઉગે છે ત્યારે સર્વ સ્થળોનો અધકાર દૂર કરીને સર્વત્ર પ્રકાશ કરે છે ( ૩૪ )

આ સર્વ દેવોનું બળ અને સર્વ દેવોની દૃષ્ટિ છે, તે પોતાના પ્રકાશથી વિશ્વને ભરી દે છે, આ સૂર્ય માતો કે સર્વ સ્થાવરજગમ જગતનો આત્મા જ છે. ( ૩૫ )

આ શીઘ્રગામી પક્ષીની જેમ આકાશમાં તરે છે, તેનું વિલક્ષણ તેજ છે જે આપણે જોઈએ છીએ, જે આ તેજનો સ્વીકાર કરવા ઇચ્છે તેને તે પ્રાપ્ત થાય છે ( ૩૬ )

આકાશના પૃષ્ઠ ભાગ પર દોડનારા પક્ષીની જેમ આ સૂર્ય છે હું દુ ખોથી પીડાએલો, ભયભીત બનેલો તેની પ્રાર્થના કરુ છુ કે તે અમને દીર્ઘ આયુષ્ય આપે અને અમને સુરક્ષિત રાખે. ( ૩૭ )

सहस्राह्ण्यं वियतावस्य पक्षौ हरेर्हंसस्य पततः स्वर्गम् ।
स देवान्त्सर्वानुरस्युपदद्य संपश्यन्याति भुवनानि विश्वा ॥ ३८ ॥
रोहितः कालो अभवद्रोहितोऽग्रे प्रजापतिः ।
रोहितो यज्ञानां मुखं रोहितः स्वराभरत् ॥ ३९ ॥
रोहितो लोको अभवद्रोहितोऽत्यतपद्दिवम् ।
रोहितो रश्मिभिर्भूमिं समुद्रमनु सं चरत् ॥ ४० ॥
सर्वा दिशः समचरद्रोहितोऽधिपतिर्दिवः ।
दिवं समुद्रमाद्भूमिं सर्वं भूतं वि रक्षति ॥ ४१ ॥
आरोहञ्छुक्रो बृहतीरतन्द्रो द्वे रूपे कृणुते रोचमानः ।
चित्रश्चिकित्वान्महिषो वातमाया यावतो लोकानभि यद्विभाति ॥ ४२ ॥

---

( हरेः हंसस्य सहस्राह्ण्यं स्वर्गं पततः अस्य पक्षौ वियतौ ) હરણશીલ હંસની જેમ ગતિશીલ, હજાર દિવસના માર્ગ પર સ્થિત ધુલોક પર ચાલનારા આ સૂર્યની બન્ને બાજુ કિરણો ફેલાએલાં છે. ( स सर्वान् उरसि उपदद्य ) તે સર્વ દેવોને પોતાની છાતી પર ધારણ કરતો કરતો ( विश्वा भुवनानि सं पश्यन् याति ) સર્વ ભુવનોને જેતો જેતો ચાલે છે. ( ૩૮ ) ( અથર્વ. ૧૦।૮।૧૮; ૧૩।૩।૧૪ )

( रोहितः कालः अभवत् ) આ સૂર્ય જ કાળરૂપ બનેલો છે, ( अग्रे रोहितः प्रजापतिः ) આગળ સૂર્ય જ પ્રજાપાલક બનેલ છે. ( रोहितः यज्ञानां मुखं ) આ સૂર્ય યજ્ઞોનું મુખ બનીને ( स्वः आभरत् ) પ્રકાશ પ્રદાન કરે છે. ( ૩૯ )

( रोहितः लोकः अभवत्, दिवं अतपत् ) સૂર્ય જ સર્વલોક બન્યો અને ધુલોકને પ્રકાશિત કરવા લાગ્યો. ( रोहितः रश्मिभिः भूमिं समुद्रं अनु संचरत् ) સૂર્ય જ પોતાના કિરણોથી ભૂમિ અને સમુદ્રમાં સંચાર કરે છે. ( ૪૦ ) [ ૧૦ ]

( दिवः अधिपतिः रोहितः सर्वाः दिशः समचरत् ) ધુલોકનો સ્વામી સૂર્ય સર્વ દિશાઓમાં સંચાર કરે છે. ( दिवं समुद्रं आत् भूमिं सर्वं भूतं वि रक्षति ) ધુલોક, સમુદ્ર, ભૂમિ, સર્વ પ્રાણીઓની, સર્વની તે રક્ષા કરે છે. ( ૪૧ )

( अतन्द्रः शुक्रः रोचमानः बृहतीः आरोहन् ) આળસ વિનાનો બળવાન તેજસ્વી સૂર્ય વિસ્તૃત દિશાઓમાં આરૂઢ બનીને ( द्वेरूपे कृणुते ) બે રૂપો બનાવે છે. તે ( चित्रः चिकित्वान् महिषः ) ઘણો જ જ્ઞાની અને સમર્થ ( वातं आयाः ) વાયુને પ્રાપ્ત થાય છે. અને ( यत यावतः लोकान् अभि विभाति ) જેટલા લોકો છે તે સર્વને પ્રકાશિત કરે છે. ( ૪૨ )

---

આ તેજસ્વી સૂર્યનાં કિરણો હજાર દિવસો સુધી પ્રવાસ કરતા ચારે તરફ દૂર સુધી જાય છે, તે જ સર્વ દેવોનો આધાર છે, તે સર્વનું નિરીક્ષણ કરતો કરતો ચાલે છે. ( ૩૮ )

આ સૂર્યકાળ, પ્રજાપાલક, યજ્ઞ, તેજ, સર્વલોકને બનાવે છે. આ પોતાના પ્રકાશથી સર્વ જગતને પરિપૂર્ણ કરે છે. ( ૩૯–૪૦ )

આ ધુલોકનો સ્વામી સર્વત્ર સંચાર કરીને સર્વ જગતની રક્ષા કરે છે. ( ૪૧ )

अभ्य१न्यदेति पर्यन्यदस्यतेऽहोरात्राभ्यां महिषः कल्पमानः ।
सूर्यं वयं रजसि क्षियन्तं गातुविदं हवामहे नाधमानाः ॥ ४३ ॥
पृथिवीप्रो महिषो नाधमानस्य गातुरदब्धचक्षुः परि विश्वं बभूव ।
विश्वं संपश्यन्त्सुविदत्रो यजत्र इदं शृणोतु यदहं ब्रवीमि ॥ ४४ ॥
पर्यस्य महिमा पृथिवीं समुद्रं ज्योतिषा विभ्राजन्परि द्यामन्तरिक्षम् ।
सर्वं संपश्यन्त्सुविदत्रो यजत्र इदं शृणोतु यदहं ब्रवीमि ॥ ४५ ॥
अबोध्यग्निः समिधा जनानां प्रति धेनुमिवायतीमुषासम् ।
यह्वा इव प्र वयामुज्जिहानाः प्र भानवः सिस्रते नाकमच्छ ॥ ४६ ॥

( अहोरात्राभ्यां कल्पमानः महिषः ) દિવસે અને રાત્રે સમર્થ બનતો આ સૂર્ય ( अन्यत् अभि एति अन्यत् अभि अस्यते ) એક ભાગ સામે થાય છે અને બીજો ભાગ બીજી તરફ ફેંકાઇ જાય છે. ( वयं नाधमानाः गातुविदं रजसि क्षियन्तं सूर्यं हवामहे ) અમે બધા ત્રસ્ત બનીને માર્ગદર્શક અને અંતરિક્ષમાં નિવાસ કરનારા સૂર્યની સ્તુતિ કરીએ છીએ. ( ૪૩ )

( महिषः पृथिवी प्रः ) બળવાન્ પૃથ્વીને પૂર્ણ કરનારો ( नाधमानस्यः गातुः अदब्धचक्षुः विश्वं परि बभूव ) દુઃખી મનુષ્યનો માર્ગદર્શક, જેની આંખ બંધ થઇ નથી એવો સૂર્ય વિશ્વ પર છે. આ ( विश्वं संपश्यन् सुविदत्रः यजत्रः ) સર્વ વિશ્વને જોનારો જ્ઞાની યાજક ( इदं शृणोति यत् अहं ब्रवीमि ) જે હું કહું છું તે તે સાંભળે. ( ૪૪ )

( अस्य महिमा पृथिवीं समुद्रं परि ) તેનો મહિમા પૃથ્વી અને સમુદ્રની ચારે તરફ ફેલાએલો છે. ( ज्योतिषा विभ्राजन् द्यां अन्तरिक्षं परि ) તેજથી પ્રકાશતો દ્યુલોક અને અંતરિક્ષમાં ચારે તરફ ફેલાએલો છે. ( सर्वं संपश्यन्० ) સર્વને જોતો આ જ્ઞાની યાજક આ સાંભળે કે જે હું કહું છું. ( ૪૫ )

( जनानां समिधा अग्निः प्रति अबोधि ) મનુષ્યોની સમિધાઓથી અગ્નિ જાગી ઉઠયો છે. ( धेनुं इव उपसां आयतिं ) ગાય જેવી ઉષા તેના આવવાને સમયે જાગે છે. ( वयां प्र उज्जिहानाः यह्वा इव ) શાખાઓને ઉપર ફેંકનારા વૃક્ષોની માફક ( भानवः नाकं अच्छ प्र सिस्रते ) કિરણો સ્વર્ગધામની તરફ પહોંચે છે. ( ૪૬ ) [ ૧૧ ]

---

આળસ છોડીને સમર્થ અને તેજસ્વી આ સૂર્ય સર્વથી ઉંચા સ્થાન પર આરૂઢ થાય છે, અંધકાર અને પ્રકાશ એનાથી ઉત્પન્ન થાય છે, જ્યાં સુધી લોકો છે ત્યાં સુધી તેનો પ્રકાશ ફેલાય છે. ( ૪૨ )

આ સૂર્ય દિવસ અને રાત બનાવે છે, જે સમયે પૃથ્વીના જે ભાગ સામે તે હોય છે ત્યાં દિવસ હોય છે અને બીજા ભૂભાગમાં રાત્રી હોય છે. આ અંતરિક્ષલોકમાં વિરાજમાન તેજસ્વી સૂર્યની અમે સ્તુતિ કરીએ છીએ. તે અમારો માર્ગદર્શક બને. ( ૪૩ )

આ સૂર્ય સામર્થ્યશાળી છે, દુઃખી મનુષ્યને તે સુખનો માર્ગ બતાવે છે, સર્વ વિશ્વપર તેની પ્રભુતા છે, આ વર્ણન તે સાંભળે. ( ૪૪ )

તેનો મહિમા પૃથ્વી, અંતરિક્ષ અને દ્યુલોકમાં ફેલાએલો છે. ( ૪૫ )

જનતાએ જે સમિધાઓ હોમી હતી તેનાથી આ અગ્નિ પ્રદિપ્ત થયો છે. જેવી રીતે પ્રાતઃકાળે ગાય જાગે છે તેવી રીતે આ અગ્નિ જાગી ઉઠયો છે. જેવી રીતે વૃક્ષો પોતાની શાખાઓને આકાશમાં ફેલાવે છે તેવી જ રીતે અગ્નિની જ્વાળાઓ સીધી ઉપર જાય છે અને પ્રકાશને ફેલાવે છે. ( ૪૬ )

# અધ્યાત્મમ્

( ऋषिः- ब्रह्मा । देवताः- अध्यात्मम्, रोहितादित्यदैवतम् )

## કાંડ ૧૩, સૂક્ત ૩

य इमे द्यावापृथिवी जजान यो द्रापिं कृत्वा भुवनानि वस्ते ।
यस्मिन्क्षियन्ति प्रदिशः षडुर्वीर्याः पतङ्गो अनु विचाकशीति ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ १ ॥
यस्माद्वाता ऋतुथा पवन्ते यस्मात्समुद्रा अधि विक्षरन्ति ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ २ ॥
यो मारयति प्राणयति यस्मात्प्राणन्ति भुवनानि विश्वा ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ ३ ॥
यः प्राणेन द्यावापृथिवी तर्पयत्यपानेन समुद्रस्य जठरं यः पिपर्ति ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ ४ ॥

---

અર્થ—( यः इमे द्यावा-पृथिवी जजान ) જે આ બન્ને દ્યુલોક અને પૃથ્વીલોકને ઉત્પન્ન કરે છે. ( यः भुवनानि द्रापिं कृत्वा वस्ते ) જે સર્વ ભુવનોને ઢગલો બનાવીને તેમાં રહે છે. ( यस्मिन् षट् उर्वीः प्रदिशः क्षियन्ति ) જેનામા છ મહાન દિશાઓ નિવાસ કરે છે. ( य. पतङ्गः अनु विचाकशीति ) જેને ગતિમાન્ સૂર્ય પ્રકાશિત કરે છે. ( यः एवं विद्वांसं ब्राह्मणं जिनाति ) જે આવા જ્ઞાની બ્રાહ્મણનો નાશ કરે છે અથવા તેને કષ્ટ આપે છે. ( एतत् आगः तस्य क्रुद्धस्य देवस्य ) તેનું પાપ તે ક્રુદ્ધ દેવને પ્રતિ થાય છે. હે ( रोहित ) સૂર્ય ! તે પાપીને ( उत् वेपय ) કમ્પાવી દે તથા ( प्रक्षिणीहि ) તેનો નાશ કર, ( ब्रह्मज्यस्य पाशान् प्रति मुञ्च ) બ્રહ્મઘાતકની ઉપર પાશોને નાખી દે અર્થાત્ તેને બંધનમાં નાખી દે. ( ૧ )

( यस्मात् वाताः ऋतुथा पवन्ते ) જેનાથી વાયુ ઋતુઓને અનુસાર વહે છે. ( यस्मात् समुद्राः अधि विक्षरन्ति ) જેનાથી સમુદ્ર જળપ્રવાહો વિવિધ પ્રકારથી પ્રવાહિત થાય છે. ॥૦॥ ( यः मारयति प्राणयति ) જે મારે છે, જે જીવિત રાખે છે, ( यस्मात् विश्वा भुवनानि प्राणन्ति ) જેનાથી સર્વ ભુવનો જીવંત રહેલાં છે. ॥ ૦ ॥ ( ૨-૩ )

---

ભાવાર્થ— જે પરમાત્માએ આ સંપૂર્ણ જગતનું નિર્માણ કર્યું છે અને જે તેની અંદર વ્યાપી રહેલો છે, જેની અંદર સૂર્યથી પ્રકાશિત થનારી સર્વ દિશાઓ અને ઉપદિશાઓ રહેલી છે તે વિશ્વાધિપતિ પરમાત્મા તેના પર ખૂબ ગુસ્સે થાય છે જે જ્ઞાની મનુષ્યને કષ્ટ આપે છે, તેને ધ્રુજાવે છે, તદ્દન નબળો બનાવે છે અને અંતમાં બંધનમાં નાખી દે છે ( ૧ )

*

यस्मिन्विराट् परमेष्ठी प्रजापतिरग्निर्वैश्वानरः सह पङ्क्त्या श्रितः ।
यः परस्य प्राणं परमस्य तेज आददे ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ ५ ॥
यस्मिन्षडुर्वीः पञ्च दिशो अधि श्रिताश्चतस्र आपो यज्ञस्य त्रयोऽक्षराः ।
यो अन्तरा रोदसी क्रुद्धश्चक्षुषैक्षत ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ ६ ॥
यो अन्नादो अन्नपतिर्बभूव ब्रह्मणस्पतिरुत यः ।
भूतो भविष्यद्भुवनस्य यस्पतिः ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ ७ ॥
अहोरात्रैर्विमितं त्रिंशदङ्गं त्रयोदशं मासं यो निर्मिमीते ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ ८ ॥

---

( यः प्राणेन द्यावापृथिवी तर्पयति ) જે પ્રાણથી દ્યુલોક અને ભૂલોકને તૃપ્ત કરે છે અને ( यः अपानेन समुद्रस्य जठरं पिपर्ति ) જે અપાનથી સમુદ્રનું પેટ પૂર્ણ કરે છે. ॥૦॥ ( यस्मिन् ) જેનામાં વિરાટ્, પરમેષ્ઠી, પ્રજાપતિ, અગ્નિ, વૈશ્વાનર ( सह पङ्क्त्या श्रितः ) એક પંક્તિમાં આશ્રય લઈને રહેલા છે. ॥૦॥ ( ૪-૫ )

( यस्मिन् षट् उर्वीः पञ्च दिशः अधिश्रिताः ) જેનામાં છ તથા પાંચ મોટી દિશાઓ આશ્રિત થએલી છે તથા જેનામાં ( चतस्रः आपः यज्ञस्य त्रयः अक्षराः ) ચાર પ્રકારના જળ અને યજ્ઞના ત્રણ અક્ષર છે. ( यः अन्तरा क्रुद्धः चक्षुषा रोदसी ऐक्षत ) જે અંદરથી ક્રુદ્ધ થઇને ચક્ષુથી દ્યુલોક અને ભૂલોકને જુએ છે. ॥૦॥ ( ૬ )

( यः अन्नादः अन्नपतिः उत यः ब्रह्मणस्पतिः बभूव ) જે અન્નભક્ષક અન્નનો સ્વામી અને જ્ઞાનનો સ્વામી બન્યો છે. તેમજ ( यः भुवनस्य पतिः भूतः भविष्यत् ) જે જગતનો સ્વામી હતો અને હજુ રહેશે. ॥૦॥ ( यः अहोरात्रैः विमितं त्रिंशत् अंगं ) જે દિવસ અને રાત્રીનો એક એવા ત્રીસ દિવસના બનેલા મહિના જેવા ( त्रयोदशं मासं यः निर्मिमीते ) તેર મહિના જે નિર્માણ કરે છે. ( ૭-૮ )

---

જેની પ્રેરણાથી વાયુ અને જળ પ્રવાહ ચાલી રહ્યા છે, જે સર્વને મારે છે અથવા જીવિત કરે છે, જેની જીવનશક્તિથી સર્વ પ્રાણિમાત્ર જીવિત રહે છે, જે પ્રાણથી દ્યાવાપૃથિવીને તૃપ્ત કરીને અપાનથી સમુદ્રને પરિપૂર્ણ કરે છે, જેનામાં અગ્નિ વગેરે સર્વ દેવો પંક્તિમાં રહે છે. ( ૨-૫ )

कृष्णं नियानं हरयः सुपर्णा अपो वसाना दिवमुत्पतन्ति ।
त आववृत्रन्त्सदनादृतस्य ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ ९ ॥
यत्ते चन्द्रं कश्यप रोचनावद्यत्संहितं पुष्कलं चित्रभानु ।
यस्मिन्त्सूर्या आर्पिताः सप्त साकम् ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ १० ॥
बृहदेनमनु वस्ते पुरस्ताद्रथंतरं प्रति गृह्णाति पश्चात् ।
ज्योतिर्वसाने सदमप्रमादम् ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ ११ ॥
बृहदन्यतः पक्ष आसीद्रथंतरमन्यतः सबले सध्रीची ।
यद्रोहितमजनयन्त देवाः ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ १२ ॥

---

( अपः वसानाः सुपर्णाः हरयः ) જળને ધારણ કરનારા ઉત્તમ ગતિમાન સૂર્યકિરણો ( कृष्णं नियानं दिवं उत्पतन्ति ) કૃષ્ણવર્ણ અથવા નીલવર્ણના સર્વના સ્થાનરૂપ ધુલોક તરફ ગતિ કરે છે. ( त चन्द्रं रोचनावत् पुष्कलं संहितं चित्रभानु ) જે તારૂં અત્યંત આનંદકારી પ્રકાશમય ઘણું જ એકત્રિત થએલ વિચિત્ર તેજ છે. ( अस्मिन् सप्त सूर्याः साकं अर्पिताः ) તેમાં સાત સૂર્ય સાથે સાથે રહે છે. ॥૦॥ (૯–૧૦)

( बृहत् एनं पुरस्तात् अनुवस्ते ) જેની સામે ઘણું વિશાળ ગાન થાય છે. અને ( रथंतरं पश्चात् प्रति गृह्णाति ) ત્યાર પછી તે રથન્તરગાનને ગ્રહણ કરે છે. (૧૧)

( बृहत् अन्यतः पक्ष आसीत् ) બૃહત્ ગાનનો એક પક્ષ છે અને ( रथंतरं अन्यतः ) રથન્તર ગાનનો બીજો પક્ષ છે, ( सबले सध्रीची ) આ બન્ને બળવાન્ તથા સાથે રહેનારા પક્ષ છે. ( यत् रोहितं देवाः अजनयन्त ) ત્યાં દેવોએ રોહિત સૂર્યનું નિર્માણ કર્યું. ॥૦॥ (૧૨)

---

જે એક માત્ર સર્વનો ભક્ષક છે તો પણ જે અન્ન અને જ્ઞાન સર્વને આપે છે જે એક સર્વમાત્રનો સ્વામી હતો, છે અને રહેશે જે દિવસરાત, મહિના તથા વર્ષારૂપી કાળચક્રનું નિર્માણ કરે છે, જેનાં કિરણો પૃથ્વી પરનું જળ લઈને ઉંચે આકાશમાં ચઢે છે અને ત્યાં મેઘમંડળમાં પ્રકાશિત થાય છે જેનો પ્રકાશ એકત્રિત થઈને સર્વને પ્રકાશિત કરે છે, અને જેમાં આ સર્વ સૂર્ય રહે છે (૭–૧૦)

स वरुणः सायमग्निर्भवति स मित्रो भवति प्रातरुद्यन् ।
स संविता भूत्वान्तरिक्षेण याति स इन्द्रो भूत्वा तपति मध्यतो दिवम् ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ १३ ॥
सहस्राह्ण्यं वियतावस्य पक्षौ हरेर्हंसस्य पततः स्वर्गम् ।
स देवान्त्सर्वानुरस्युपदद्य संपश्यन्याति भुवनानि विश्वा ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ १४ ॥
अयं स देवो अप्स्व१न्तः सहस्रमूलः पुरुशाको अत्त्रिः ।
य इदं विश्वं भुवनं जजान ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ १५ ॥
शुक्रं वहन्ति हरयो रघुष्यदो देवं दिवि वर्चसा भ्राजमानम् ।
यस्योर्ध्वा दिवं तन्व१स्तपन्त्यर्वाङ् सुवर्णैः पटरैर्वि भाति ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ १६ ॥

---

( **सः वरुणः सायं अग्निः भवति** ) તે વરૂણ છે પરંતુ તે સાયંકાળે અગ્નિ બને છે. ( **सः प्रातः उद्यन् मित्रः भवति** ) તે પ્રભાતે ઉદયને સમયે મિત્ર કહેવાય છે. ( **सः सविता भूत्वा अन्तरिक्षेण याति** ) તે સવિતા બનીને અંતરિક્ષમાં સંચાર કરે છે. ( **सः इन्द्रः भूत्वा मध्यतः दिवं तपति** ) તે ઈન્દ્ર બનીને દ્યુલોકના મધ્યમાં તપે છે. ॥૦॥ ( ૧૩ )

( **हरेः हंसस्य सहस्राह्ण्यं स्वर्गं पततः अस्य पक्षौ वियतौ** ) હરણશીલ હંસની જેમ ગતિશીલ, હજાર દિવસના માર્ગ પર સ્થિત દ્યુલોક પર ચાલનારા આ સૂર્યની બન્ને બાજુ કિરણો ફેલાએલાં છે. ( **स सर्वान् उरसि उपदद्य** ) તે સર્વ દેવોને પોતાની છાતી પર ધારણ કરતો કરતો ( **विश्वा भुवनानि सं पश्यन् याति** ) સર્વ ભુવનોને જોતો જોતો ચાલે છે. ( ૧૪ ) ( અથર્વ. ૧૦૮૧૧૮; ૧૩૨૧૩૮ )

( **यः इदं विश्वं भुवनं जजान** ) જેણે આ સર્વ જગત્ નિર્માણ કર્યું. ( **अयं सः देवः सहस्रमूलः पुरुशाखः अत्त्रिः अप्सु अन्तः** ) તે તે જ દેવ છે જેનાં હજારો મૂળિયા અને ડાળીઓ છે અને જે સર્વનો ભક્ષક છે. તે જળમાં રહે છે. ॥૦॥ ( ૧૫ )

---

બૃહત્ અને રથન્તર ગાન તેની આગળ અને પાછળ ચાલે છે, આ બન્ને યજ્ઞના પ્રબળ પક્ષ છે, તેમનું ગાન થાય પછીજ સૂર્યદેવ ઉગે છે. તે જ વરૂણ, અગ્નિ, મિત્ર, સવિતા અને ઇન્દ્ર એમ ક્રમશઃ સાંજે, સવારે, બીજે પહોરે અને મધ્યદિવસે કહેવાય છે. આ તેજસ્વી સૂર્યનાં કિરણો હજાર દિવસો સુધી પ્રવાસ કરતાં ચારે તરફ દૂર સુધી જાય છે, તે જ સર્વ દેવોનો આધાર છે, તે સર્વનું નિરીક્ષણ કરતો કરતો ચાલે છે. જેણે આ જગત્ નિર્માણ કર્યું છે તે દેવ આ જ છે, જેનાં મૂળિયાં અને શાખાઓ હજારોની સંખ્યામાં છે, તે જળમાં વિરાજમાન છે. ( ૧૧-૧૫ )

येनादित्यान्हरितः संवहन्ति येन यज्ञेन बहवो यन्ति प्रजानन्तः ।
यदेकं ज्योतिर्बहुधा विभाति ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ १७ ॥
सप्त युञ्जन्ति रथमेकचक्रमेको अश्वो वहति सप्तनामा ।
त्रिनाभि चक्रमजरमनर्वं यत्रेमा विश्वा भुवनाधि तस्थुः ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ १८ ॥
अष्टधा युक्तो वहति वह्निरुग्रः पिता देवानां जनिता मतीनाम् ।
ऋतस्य तन्तुं मनसा मिमानः सर्वा दिशः पवते मातरिश्वा ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ १९ ॥
सम्यञ्चं तन्तुं प्रदिशोऽनु सर्वा अन्तर्गायत्र्याममृतस्य गर्भे ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ २० ॥

---

( वर्चसा भ्राजमानं शुक्रं देवं ) તેજથી ચમકવાવાળા પવિત્ર દેવને ( रघुष्यदः हरयः दिवि वहन्ति ) ગતિમાન કિરણો દ્યુલોકમાં ચલાવે છે. ( यस्य ऊर्ध्वाः तन्वः दिवं तपन्ति ) જેના ઉપરનો ભાગ સૂર્યલોકને તપાવે છે અને ( अर्वाक् सुवर्णैः पटरैः विभाति ) આ તરફ ઉત્તમ રંગીન તેજથી તે ચમકે છે. ॥૦॥ ( येन हरितः आदित्यान् सं वहन्ति ) જેની સાથે કિરણો સૂર્યને ચલાયમાન કરે છે, ( येन यज्ञेन प्रजानन्त बहवः यन्ति ) જે યજ્ઞની સાથે ઘણાં જ્ઞાની જાય છે, ( यत् एकं ज्योतिः बहुधा विभाति ) જે એક તેજ અનેક પ્રકારથી પ્રકાશે છે. ॥૦॥ ( ૧૬-૧૭ )

( एकचक्रं रथं सप्त युञ्जन्ति ) એક ચક્રવાળા રથને સાત અશ્વ અથવા કિરણો જોડેલાં છે. ( सप्त नामा एकः अश्वः वहति ) સાત નામવાળો એક અશ્વ તેને ચલાવે છે. તેનું ( त्रिनाभि अजरं अनर्वं चक्रं ) ત્રણ કેન્દ્રવાળું, જરારહિત અને નાશરહિત આ ચક્ર છે. ( यत्र इमा विश्वा भुवना अधि तस्थुः ) જ્યાં આ સર્વ ભુવનો સ્થિર થએલાં છે. ॥૦॥ ( ૧૮ ) ( ઋ. ૧।૧૬૪।૨; અથર્વ. ૯।૯।૨ )

( देवानां पिता मतीनां जनिता ) દેવોનો પાલક અને બુદ્ધિઓનો ઉત્પાદક ( उग्रः वह्निः अष्टधा युक्तः वहति ) ઉગ્ર અગ્નિ આઠ પ્રકારથી યુક્ત બનીને ચાલે છે. ( ऋतस्य तन्तुं मनसा मिमानः ) યજ્ઞના સુત્રને મનથી માપતો ( मातरिश्वा सर्वाः दिशः पवते ) અંતરિક્ષમાં નિવાસ કરનારો સર્વ દિશાઓમાં ગતિ કરે છે. ॥૦॥ ( ૧૯ )

निम्रुचस्तिस्रो व्युषो ह तिस्रस्त्रीणि रजांसि दिवो अङ्ग तिस्रः ।
विद्मा ते अग्ने त्रेधा जनित्रं त्रेधा देवानां जनिमानि विद्म ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ २१ ॥
वि य और्णोत्पृथिवीं जायमान आ समुद्रमदधादन्तरिक्षे ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् । ॥ २२ ॥
त्वमग्ने क्रतुभिः केतुभिर्हितोऽर्कः समिद्ध उदरोचथा दिवि ।
किमभ्यार्चन्मरुतः पृश्निमातरो यद्रोहितमजनयन्त देवाः ।
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् । ॥ २३ ॥
य आत्मदा बलदा यस्य विश्व उपासते प्रशिषं यस्य देवाः ।
योऽस्येशे द्विपदो यश्चतुष्पदः ॥
तस्य देवस्य क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ २४ ॥

---

( **सम्यञ्चं तन्तुं सर्वाः प्रदिशः अनु** ) આ સીધા યજ્ઞના સૂત્રને સર્વ દિશાઓની અનુસાર ( **गायत्र्यां अंतः अमृतस्य गर्भे** ) ગાયત્રીની અંદર અમૃતના ગર્ભમાં જુએ છે. ॥૦॥ ( ૨૦ )

( **तिस्रः निम्रुचः तिस्रः व्युषः** ) ત્રણ અસ્ત અને ત્રણ ઉદયકાળ છે, હે ( **अंग** ) પ્રિય ! ( **त्रीणी रजांसि तिस्रः दिवः** ) ત્રણ અંતરિક્ષ અને ત્રણ દ્યુલોક છે. હે અગ્નિ ! ( **ते त्रेधा जनित्रं विद्म** ) તારા ત્રણ પ્રકારના જન્મ અમે જાણીએ છીએ. તથા ( **देवानां त्रेधा जनिमानि विद्म** ) દેવોના ત્રણ જન્મ અમે જાણીએ છીએ. ॥૦॥ ( **यः जायमानः पृथिवीं वि और्णोत्** ) જે જન્મતાની સાથે જ પૃથ્વીને આચ્છાદિત કરે છે. ( **अन्तरिक्षे समुद्रं आ अदधात्** ) અંતરિક્ષમાં સમુદ્રને ધારણ કરે છે. ॥૦॥ ( ૨૧-૨૨ )

હે અગ્નિ ! ( **त्वं क्रतुभिः, अर्कः क्रतुभिः हितः** ) તું યજ્ઞથી અને સૂર્ય કિરણોથી યુક્ત છે. તું ( **समिद्धः दिवि उत् अरोचथा** ) પ્રદીપ્ત થઇને દ્યુલોકમાં પ્રકાશે છે ( **मरुतः पृश्निमातरः किं अभ्यार्चन्** ) ભૂમિને માતા માનનારા મરુત તેની અર્ચના કરવા માંડે કે ( **यत् देवाः रोहितं अजनयन्त** ) જે સમયે દેવોએ સૂર્યને પ્રગટ કર્યો. ॥૦॥ ( ૨૩ )

---

તેજસ્વી સૂર્યને દ્યુલોકમાં કિરણો પ્રકાશિત કરે છે, તેના ઉપરના કિરણો દ્યુલોકને પ્રકાશિત કરે છે અને આ તરફનાં કિરણો આ બાજુ પ્રકાશ આપે છે. એક ચક્રવાળા રથને સાત કિરણો પ્રકાશિત કરે છે, એકજ કિરણના તે સાત ભાગ છે. તેનું ચક્ર અજર અમર છે અને તેના આધારે સર્વ ભુવનો રહે છે. તે સર્વ દેવોનો અને બુદ્ધિઓનો ઉત્પાદક અને પાલક છે. આ પ્રચંડ અગ્નિ છે અને આઠ પ્રકારનો બનીને પ્રકાશે છે, તેનાથી યજ્ઞનું અખંડ સૂત્ર ફેલાવ્યું છે, તે અન્તરિક્ષમાં રહિને સર્વત્ર પ્રકાશિત થાય છે. આ યજ્ઞતન્તુ સર્વ દિશાઓમાં ફેલાએલો છે, તે ગાયત્રીના અમૃતના કેન્દ્રમાં રહેલો છે. ( ૧૬-૨૦ )

एकंपाद् द्विपंदो भूयो वि चंक्रमे द्विपात्त्रिपादमभ्येति पश्चात् ।
चतुंष्पाच्चक्रे द्विपंदामभिस्वरे संपश्यन्पङ्क्तिमुंपतिष्ठमानः ।
तस्यं देवस्यं क्रुद्धस्यैतदागो य एवं विद्वांसं ब्राह्मणं जिनाति ।
उद्वेपय रोहित प्र क्षिणीहि ब्रह्मज्यस्य प्रति मुञ्च पाशान् ॥ २५ ॥
कृष्णायाः पुत्रो अर्जुनो रात्र्यां वत्सोऽजायत ।
स ह द्यामधि रोहति रुहो रुरोह रोहितः ॥ २६ ॥

---

( यः आत्मदा बलदा यस्य प्रशिषं विश्वे देवाः उपासते ) જે આત્મિક બળ દેનારો અને શક્તિ દેનારો છે, જેની આજ્ઞાનું પાલન સર્વ દેવો કરે છે. ( यः अस्य द्विपदः चतुष्पदः ईशे ) જે દ્વિપાદ અને ચતુષ્પાદનો સ્વામી છે. ॥૦॥ ( ૨૪ )

( एकपाद् द्विपदः भूयः विचक्रमे ) એક પગવાળો બે પગવાળા કરતાં વધારે દોડે છે. ( द्विपात् त्रिपादं पश्चात् अभ्येति ) બે પગવાળો ત્રણ પગવાળાની પાછળ ચાલે છે. (અથર્વ. ૧૩।૨।૨૭) ( चतुष्पाद् द्विपदं अभिस्वरे पंक्तिं संपश्यन् उपतिष्ठमानः चक्रे ) ચાર પગવાળો બે પગવાળાના એક સ્વરમાં રહેનારાઓની પંક્તિઓને જોતાં જોતાં તેની પાસેથી સેવા લે છે. ( तस्य देवस्य० ) તે દેવ પ્રતિ તે પાપ થાય છે કે *જે જ્ઞાની બ્રાહ્મણનો નાશ કરવાથી થાય છે, તે નાશ કરનારને તે કંપાવે છે, નિર્બળ બનાવે છે અને બંધનમાં* નાંખે છે. ( ૨૫ ) ( ઋ. ૧૦।૧૧૭।૮ )

( कृष्णायाः रात्र्याः पुत्रः वत्सः अर्जुनः अजायत ) કાળા વર્ણવાળી રાત્રીનો પુત્ર, બાળક, પ્રકાશમાન સૂર્ય થયો છે. ( सः रोहितः रुहः रुरोह ) તે લાલ રંગવાળો સર્વ આગળ વધનારની ઉપર ચઢયો છે. તે જ ( ह द्यां रोहति ) નિશ્ચયથી દ્યુલોક પર ચઢે છે. ( ૨૬ ) [ ૧૪ ]

---

અરત, ઉદય, ઉષા, દ્યુ, અન્તરિક્ષ આ સર્વ ત્રણની સંખ્યામાં છે, સર્વનો જન્મ ત્રણ પ્રકારનો છે. જન્મતાં જ પૃથ્વીને પ્રકાશિત કરે છે અને અન્તરિક્ષમાં પાણીને ધારણ કરે છે. અગ્નિ યજ્ઞોની સાથે અને સૂર્યકિરણોની સાથે પ્રકાશિત થાય છે. પ્રદીપ્ત અગ્નિ યજ્ઞમાં અને ચમકનારો સૂર્ય દ્યુલોકમાં પ્રકાશે છે. જ્યારે દેવો દ્વારા સૂર્યનો ઉદય થાય ત્યારે વાયુ પણ વહે છે. ( ૨૧–૨૩ )

આત્મિક અને શારીરિક બળ દેનારો દેવ છે, તેની આજ્ઞા બધા માને છે, સર્વ દ્વિપાદ અને ચતુષ્પાદ તેની આજ્ઞામાં રહે છે. ( ૨૪ )

આ દેવ એક પગવાળો હોવા છતાં અનેક પગવાળાઓ કરતાં આગળ વધે છે, તે સર્વની પૂજા સ્વીકારતાં સ્વીકારતાં સર્વને એક સરખા રાખીને ઉપાસક બનાવે છે. જે જ્ઞાની બ્રાહ્મણને સતાવે છે તે આ દેવનો અપરાધ કરે છે, તે આ અપરાધીને ધ્રુજાવે છે, નિર્બળ બનાવે છે અને બંધનમાં નાંખે છે. ( ૨૫ )

રાત્રી વ્યતીત થયા પછી દિવસ થયો અને સૂર્યનો ઉદય થઈ ચૂકયો છે. તે ઉદય થતાની સાથે જ સર્વથી ઉપર ચઢવા લાગ્યો અને અંતમાં દ્યુલોકમાં વિરાજમાન બનીને પ્રકાશવા લાગ્યો છે. ( ૨૬ )

## અધ્યાત્મમ્

( ऋषिः- ब्रह्मा । देवता- अध्यात्मम् रोहितादित्यदैवतम् )

કાંડ ૧૩, સૂક્ત ૪

स एति सविता स्वर्दिवस्पृष्ठेऽवचाकशत् ॥ १ ॥
रश्मिभिर्नभ आभृतं महेन्द्र एत्यावृतः ॥ २ ॥
स धाता स विधर्ता स वायुर्नभ उच्छ्रितम् । रश्मि० ॥ ३ ॥
सोऽर्यमा स वरुणः स रुद्रः स महादेवः । रश्मि० ॥ ४ ॥
सो अग्निः स उ सूर्यः स उ एव महायमः । रश्मि० ॥ ५ ॥
तं वत्सा उप तिष्ठन्त्येकशीर्षाणो युता दश । रश्मि० ॥ ६ ॥
पश्चात्प्राञ्च आ तन्वन्ति यदुदेति वि भासति । रश्मि० ॥ ७ ॥
तस्यैष मारुतो गणः स एति शिक्याकृतः ॥ ८ ॥
रश्मिभिर्नभ आभृतं महेन्द्र एत्यावृतः ॥ ९ ॥
तस्येमे नव कोशा विष्टम्भा नवधा हिताः ॥ १० ॥
स प्रजाभ्यो वि पश्यति यच्च प्राणति यच्च न ॥ ११ ॥
तमिदं निगतं सहः स एष एक एकवृदेक एव ॥ १२ ॥
एते अस्मिन्देवा एकवृतो भवन्ति ॥ १३ ॥

અર્થ—[ ૧ ] ( स्वः सविता दिवः पृष्ठे अवचाकशत् सः एति ) તે સૂર્ય દ્યુલોકના પૃષ્ઠભાગ પર પ્રકાશે છે અને પોતાના તેજને પ્રાપ્ત કરે છે. ( ૧ ) તેણે પોતાના ( रश्मिभिः नभः आभृतं ) કિરણોથી આકાશને ભરપૂર કરી દીધું. આ ( महेन्द्रः आवृतः एति ) મહા ઇન્દ્ર તેજથી આવૃત્ત થઇને ચાલે છે. ( ૨ ) ( स धाता० ) તે ધાતા વિધાતા અને તે જ ( वायुः ) વાયુ છે જેણે ( नभः उच्छ्रितं ) આકાશ ઉચું બનાવ્યું છે. ( ૩ )

તે અર્યમા, વરૂણ, રૂદ્ર અને મહાદેવ છે. ( ૪ ) તે અગ્નિ, સૂર્ય અને મહાયમ પણ તે જ છે. ( ૫ ) ( तं एक शीर्षाणः दश वत्साः युताः उपतिष्ठन्ति ) તેની સાથે એક માથાવાળા દશ વાછરડા ભેગાં મળીને રહે છે. ( ૬ )

( पश्चात् प्राञ्च आ तन्वति ) પાછળથી પૂર્વ દિશામાં તેજ ફેલાય છે. ( यत् उदेति विभासति ) જે ઉદય પામે છે અને પ્રકાશ આપે છે. ( ૭ )

( तस्य स एष मारुतः गणः शिक्याकृतः एति ) તેની સાથે આ વાયુગણ ગાળિયામાં પકડેલાની માફક ચાલે છે. ( ૮ ) તેણે કિરણોથી આકાશ વ્યાપી દીધું છે. આ મહાઇન્દ્ર તેજથી આવૃત્ત બનીને ચાલે છે. ( ૯ ) ( तस्य इमे नव कोशा विष्टम्भा नवधा हिताः ) તેના આ નવ કોષ વિવિધ રૂપમાં નવ પ્રકારે રાખેલા છે. ( ૧૦ )

[ ५ ]

कीर्तिश्च यशश्चाम्भश्च नभश्च ब्राह्मणवर्चसं चान्नं चान्नाद्यं च ॥ १४ ॥
य एतं देवमेकवृतं वेद ॥ १५ ॥
न द्वितीयो न तृतीयश्चतुर्थो नाप्युच्यते । य एतं० ॥ १६ ॥
न पञ्चमो न षष्ठः सप्तमो नाप्युच्यते । य एतं० ॥ १७ ॥
नाष्टमो न नवमो दशमो नाप्युच्यते । य एतं० ॥ १८ ॥
स सर्वस्मै वि पश्यति यच्च प्राणति यच्च न । य एतं० ॥ १९ ॥
तमिदं निगतं सहः स एष एक एकवृदेक एव । य एतं० ॥ २० ॥
सर्वे अस्मिन्देवा एकवृतो भवन्ति । य एतं० ॥ २१ ॥

[ ६ ]

ब्रह्म च तपश्च कीर्तिश्च यशश्चाम्भश्च नभश्च ब्राह्मणवर्चसं
चान्नं चान्नाद्यं च । य एतं० ॥ २२ ॥
भूतं च भव्यं च श्रद्धा च रुचिश्च स्वर्गश्च स्वधा च ॥ २३ ॥
य एतं देवमेकवृतं वेद ॥ २४ ॥
स एव मृत्युः सोऽमृतं सोऽभ्वं स रक्षः ॥ २५ ॥
स रुद्रो वसुवनिर्वसुदेये नमोवाके वषट्कारोऽनु संहितः ॥ २६ ॥

---

( सः प्रजाभ्यः विपश्यति यत् च प्राणति यत् च न ) તે પ્રજાઓને જુએ છે, જે પ્રજાઓનું ધારણ કરે છે અને જે નથી પણ કરતા, ( ૧૧ ) तं इदं निगतं सहः ) તે આ એકત્રિત થએલું સામર્થ્ય છે. ( सः एषः एकः एकवृत् एकः एव ) તે અને આ એક છે, એકમાત્ર વ્યાપક દેવ કેવળ એકજ છે. ( ૧૨ )

( एते देवाः अस्मिन् एकवृतः भवन्ति ) આ બધા દેવતાઓ તેમાં એકરૂપ થયા છે. ( ૧૩ ) [ ૧૫ ]

[ ૨ ] ( यः एतं देवं एकवृतं वेद ) જે આ દેવને એકમાત્ર એકજ છે એમ માને છે તેને કિર્તિ, યશ, ( अम्भः ) જળ, ( नभः ) આકાશ અને ( ब्राह्मणवर्चसं ) બ્રહ્મતેજ, અન્ન અને ( अन्नाद्यं ) ખાનપાનના સર્વ ભોગ પ્રાપ્ત થાય છે. ( ૧૪–૧૫ ) આ બીજો, ત્રીજો, ચોથો, પાંચમો, છઠ્ઠો, સાતમો, આઠમો, નવમો, દશમો છે ( न अपि उच्यते ) એમ કહી શકાય તેમ નથી. ( ૧૫–૧૮ )

( स सर्वस्मै विपश्यति यत् च प्राणति यत् च न , જે જીવીત છે અને નથી તે સર્વને તે જુએ છે. ( ૧૯ ) ( तं इदं० ) તે એકત્રિત થએલું સામર્થ્ય છે, તે એક છે, એકમાત્ર વ્યાપક દેવ કેવળ એકજ છે. આ સર્વ દેવો તેનામાં એકરૂપ બને છે. ( ૨૦–૨૧ )

[ ૩ ] ( ब्रह्म ) જ્ઞાન, તપ, કીર્તિ, યશ ( अंभः नभः ) જળ, અવકાશ, બ્રહ્મતેજ, અન્ન અને ખાન-પાનના પદાર્થ, ભૂત, ભવિષ્ય, શ્રદ્ધા ( रुचिः ) તેજ, કાન્તિ, સ્વર્ગ અને સ્વધા તેને પ્રાપ્ત થાય છે. જે ( यः एतं देवं एकवृतं वेद ) આ દેવને એકમાત્ર વ્યાપક દેવ તરીકે જાણે છે. ( ૨૨–૨૪ ) [ ૧૫ ]

*

तस्येमे सर्वे यातव उप प्रशिषमासते ॥ २७ ॥
तस्यामू सर्वा नक्षत्रा वशे चन्द्रमसा सह ॥ २८ ॥

[ ७ ]

स वा अह्नोऽजायत तस्मादहरजायत ॥ २९ ॥
स वै रात्र्या अजायत तस्माद्रात्रिरजायत ॥ ३० ॥
स वा अन्तरिक्षादजायत तस्मादन्तरिक्षमजायत ॥ ३१ ॥
स वै वायोरजायत तस्माद्वायुरजायत ॥ ३२ ॥
स वै दिवोऽजायत तस्माद् द्यौरध्यजायत ॥ ३३ ॥
स वै दिग्भ्योऽजायत तस्माद्दिशोऽजायन्त ॥ ३४ ॥
स वै भूमेरजायत तस्माद्भूमिरजायत ॥ ३५ ॥
स वा अग्नेरजायत तस्मादग्निरजायत ॥ ३६ ॥
स वा अद्भ्योऽजायत तस्मादापोऽजायन्त ॥ ३७ ॥
स वा ऋग्भ्योऽजायत तस्मादृचोऽजायन्त ॥ ३८ ॥
स वै यज्ञादजायत तस्माद्यज्ञोऽजायत ॥ ३९ ॥
स यज्ञस्तस्य यज्ञः स यज्ञस्य शिरस्कृतम् ॥ ४० ॥
स स्तनयति स वि द्योतते स उ अश्मानमस्यति ॥ ४१ ॥
पापाय वा भद्राय वा पुरुषायासुराय वा ॥ ४२ ॥
यद्वा कृणोष्योषधीर्यद्वा वर्षसि भद्रया यद्वा जन्यमवीवृधः ॥ ४३ ॥
तावांस्ते मघवन्महिमोपो ते तन्वः शतम् ॥ ४४ ॥
उपो ते बध्वे बद्धानि यदि वासि न्यर्बुदम् ॥ ४५ ॥

---

તે મૃત્યુ છે, અમૃત છે, તે ( अभ्वं ) મહાન છે અને તે ( रक्षः ) રક્ષક અથવા રાક્ષસ છે. ( ૨૫ ) તે ૩૬ ( वसुदेये वसुवनिः नमोवाके अनुसंहितः वृषट्कारः ) ધનદાનને સમયે ધન પ્રાપ્ત કરનારો છે અને તે નમસ્કાર તથા યજ્ઞમાં ઉત્તમ રીતે ઉચ્ચારાએલો વષટ્કાર છે. ( ૨૬ ) ( तस्य प्रशिषं इमे सर्वे यातवः उप आसते ) તેની આજ્ઞામાં આ સર્વ રાક્ષસાદિ રહે છે. ( ૨૭ ) ( तस्य वशे अमू सर्वा नक्षत्रा चन्द्रमसा सह ) તેના વશમાં આ સર્વ નક્ષત્રો ચંદ્રની સાથે રહે છે. ( ૨૮ ) [ ૧૭ ]

[ ४ ] (सः वै अह्नः, रात्र्याः अन्तरिक्षात्, वायोः, दिवः, दिग्भ्यः, भूमेः, अग्नेः, अद्भ्यः, ऋग्भ्यः, यज्ञात् अजायत् ) તે નિશ્ચયપૂર્વક દિવસ, રાત્રી, અંતરિક્ષ, વાયુ, દ્યુ, દિશા, ભૂમિ, અગ્નિ, જળ, ઋચા અને યજ્ઞથી બન્યો, તેવી જ રીતે ( तस्मात् अहः, रात्रिः, अन्तरिक्ष, वायुः, द्यौः, दिशः, भूमिः, अग्निः, अपः, ऋचः, यज्ञः अजायत ) તેનાથી દિવસ, રાત્રી, અંતરિક્ષ, વાયુ, દ્યુ, દિશા, ભૂમિ, અગ્નિ, જળ, ઋચા અને યજ્ઞ થયો. ( ૨૯–૩૯ )

[ ૮ ]

भूयानिन्द्रो नमुराद्भूयानिन्द्रासि मृत्युभ्यः ॥ ४६ ॥
भूयानरात्याः शच्याः पतिस्त्वमिन्द्रासि विभूः प्रभूरिति त्वोपास्महे वयम् ॥ ४७ ॥
नमस्ते अस्तु पश्यत पश्य मा पश्यत ॥ ४८ ॥
अन्नाद्येन यशसा तेजसा ब्राह्मणवर्चसेन ॥ ४९ ॥
अम्भो अमो महः सह इति त्वोपास्महे वयम् । नमस्ते० । अन्ना० ॥ ५० ॥
अम्भो अरुणं रजतं रजः सह इति त्वोपास्महे वयम् । नमस्ते० अन्ना० ॥ ५१ ॥

[ ९ ]

उरुः पृथुः सुभूर्भुव इति त्वोपास्महे वयम् । नमस्ते० अन्ना० ॥ ५२ ॥
प्रथो वरो व्यचो लोक इति त्वोपास्महे वयम् । नमस्ते० । अन्ना० ॥ ५३ ॥
भवद्वसुरिदद्वसुः संयद्वसुरायद्वसुरिति त्वोपास्महे वयम् ॥ ५४ ॥
नमस्ते अस्तु पश्यत पश्य मा पश्यत ॥ ५५ ॥
अन्नाद्येन यशसा तेजसा ब्राह्मणवर्चसेन ॥ ५६ ॥

---

( सः यज्ञः तस्य यज्ञः ) તે યજ્ઞ છે, તેનો જ યજ્ઞ છે. ( सः यज्ञस्य शिरस्कृत् ) તે યજ્ઞનું શિર કરનારો છે એટલે કે યજ્ઞનો પ્રમુખ દેવતા છે. ( ૪૦ ) ( सः स्तनयति, सः विद्योतते ) તે ગર્જે છે, તે ચમકે છે, ( सः उ अश्मानं अस्यति ) તે પત્થર ( કરા ) ફેંકે છે. ( ૪૧ ) ( पापाय वा भद्राय वा पुरुषाय वा असुराय वा ) તે પાપીને માટે, ઉત્તમ પુરૂષને માટે, રાક્ષસીવૃત્તિના પુરૂષને માટે ( ૪૨ ) ( यत् वा ओषधीः कृणोषि, यत् वा वर्षसि ) જે ઔષધિઓ નિર્માણ કરે છે, જે વરસાદ મોકલે છે. ( भद्रया यत् वा जन्यं अवीवृधः ) જન્મેલાને તું ઉત્તમ કલ્યાણકારી બુદ્ધિથી ઉછેરે છે. ( ૪૩ ) હે ( मघवन् ) ઈન્દ્ર ! ( तावान् ते महिमा ) તે તારો મહિમા છે. ( उपः ते शतं तन्वः ) આ તારાં સેંકડો શરીરો છે. ( ૪૪ ) ( उपः ते बध्वे बद्धानि ) આ સર્વ કરોડો તારી સાથે બંધાએલા છે ( यदि वा न्यर्बुदं असि ) અને તું અબજોની સંખ્યામાં છે. ( ૪૫ ) [ ૧૮ ]

[ ૫ ] ( न-मुरात् इन्द्रः भूयान् ) અમર દેવોથી પણ ઈન્દ્ર મોટો છે. હે ( इन्द्रः मृत्युभ्यः भूयान् असि ) ઈન્દ્ર ! તું મૃત્યુથી પણ મોટો છે. ( ૪૬ ) ( इन्द्रः अरात्यः भूयान् ) હે પ્રભુ ! શત્રુઓથી પણ તું મોટો છે. ( त्वं शच्याः पतिः असि ) તું શક્તિનો સ્વામી છે. ( विभूः प्रभूः इति वयं त्वा उपास्महे ) તું વ્યાપક અને સ્વામી છે. એવી રીતે અમે તારી ઉપાસના કરીએ છીએ. ( ૪૭ ) ( पश्यतः नमस्ते अस्तु ) હે દર્શનીય, તારે માટે નમસ્કાર હજો ! ( पश्यत, मा पश्य ) હે શોભન ! તું મને જો. ( ૪૮ ) ( अन्नाद्येन यशसा तेजसा ब्राह्मसवर्चसेन ) ખાનપાન, યશ, તેજ અને બ્રહ્મવર્ચસ્વની સાથે તું મને યુક્ત કર. ( ૪૯ ) ( अम्भः महः सहः अमः इति वयं त्वा उपास्महे ) જળ, પૌરૂષ, મહત્તા અને બળ સ્વરૂપ એવો તું તારી અમે ઉપાસના કરીએ છીએ. ( ૫૦ ) ( अम्भः अरुणं रजः रजतं सह इति त्वा वयं उपास्महे ) જળ, લાલબળ અને શ્વેતસામર્થ્યરૂપ તારી અમે ઉપાસના કરીએ છીએ. ( ૫૧ ) [ ૧૯ ]

[ ૯ ] ( उरुः पृथुः सुभूः भुवः इति त्वा वयं उपास्महे ) મહાન, વિસ્તૃત, ઉત્તમ બનનારા, જ્ઞાનયુક્ત એવો તું તારી અમે ઉપાસના કરીએ છીએ. ॥૦॥ ( ૫૨ )

( प्रथः वरः व्यचः लोकः इति त्वा वयं उपास्महे ) વિસ્તૃત, શ્રેષ્ઠ, વ્યાપક અને સ્થાનદાતા એવો તું તારી અમે ઉપાસના કરીએ છીએ. ॥૦॥ ( ૫૩ ) ( भवद्वसुः इदद्वसुः, आयद्वसुः इति त्वा वयं उपास्महे ) ધનયુક્ત, આ ધનથી યુક્ત, સર્વ ધનોને એકત્ર કરનારા, સર્વ ધનોને પોતાની પાસે રાખનારા છે એમ માનીને અમે તારી ઉપાસના કરીને છીએ. ( ૫૪ ) ( पश्यत ते नमः अस्तु ) હે દર્શનીય ! તારે માટે અમારા નમસ્કાર હજો. ( मा पश्य ) મને જો ! ( ૫૫ ) ( अन्नाद्येन० ) ખાનપાન, યશ, તેજ અને બ્રહ્મવર્ચસ્વથી મને યુક્ત કર. ( ૫૫ ) [ ૨૦ ]

ભાવાર્થ— આ દેવ ધાતા, વિધાતા, અગ્નિ, વાયુ, રૂદ્ર, મહાદેવ ઇત્યાદિ છે. બીજા સર્વ દેવતાઓ તેની અંદર સમાએલા છે, તે એકજ છે, સંદેહ વગર તે એકજ છે. જે તેને એક રૂપે જુએ છે તે તેજસ્વી, વર્ચસ્વી અને ખાનપાન વગેરે ભોગથી યુક્ત બને છે. તેનાથી સર્વ પદાર્થો બનેલા છે અને સર્વ પદાર્થોમાં તે જ વિદ્યમાન છે. યજ્ઞ પણ તેનાથી જ થયો છે અને યજ્ઞમાં તે જ રહે છે. તે ખરાબ અને સારા બન્નેના પાલનને માટે વનસ્પતિઓને બનાવે છે, આ સર્વ તેનો મહિમા છે. તેનાં સેંકડો, હજારો, કરોડો, અબજો શરીર છે. તે સર્વ અમર અને મૃત્યુથી પણ મહાન છે. સર્વ શક્તિઓ તેની જ છે, એટલે કે શક્તિઓની ઉપસ્થિતિ તેનામાં છે. આ પ્રમાણેની ઉપાસના તે દેવની શ્રધ્ધાએ કરવી ઉચિત છે. ( ૧–૫૬ )

---

# અથર્વવેદના તેરમા કાંડનું મનન

# અધ્યાત્મ પ્રકરણ

### રોહિત દેવતા

અથર્વવેદના તેરમા કાંડના દેવતા " રોહિત " છે. આ રોહિતનું સ્વરૂપ શું છે ? તેનું પ્રથમ મનન કરવું આવશ્યક છે. અથર્વવેદની સર્વાનુક્રમણીમાં આ દેવતાના વિષયમાં આ પ્રમાણે નિર્દેશ છે.

उदेहि वाजिन्निति काण्डं ब्रह्माध्यात्मं रोहितादित्यदैवत्यं त्रैष्टुभम् ॥ ( અથર્વ. બૃ. સ. ૧૩૧ )

આ તેરમા કાંડનો દેવતા ' ब्रह्म अध्यात्म, रोहित आदित्य ' છે. આ આદિત્ય શબ્દ જ અહીંઆ આ કાંડના દેવતાનો નિર્ણય કરવામાં સહાયક થઇ શકે છે. આદિત્યનો અર્થ સૂર્ય છે. આ સમગ્ર કાંડનો સંપૂર્ણ વિચાર કરવાથી જાણ થઇ શકે છે કે આ સૂર્ય જ આ કાંડનો પ્રમુખ દેવતા છે, તેનું જ વર્ણન તધારે છે. આ વિષયના સૂચક મંત્ર ભાગ નીચે પ્રમાણે છે—

### રોહિત સૂર્ય

अनुव्रता रोहिणी रोहितस्य । ( ૧।૨૨ )

इदं सदो रोहिणी रोहितस्य । ( ૧।૨૩ )

" રોહિણી નક્ષત્ર રોહિતનું ઘર છે અને આ રોહિણી રોહિતને અનુસરે છે. " અહીં આકાશમાં રહેલા રોહિતનું વર્ણન છે, તેથી તે સૂર્યને લગતો જ છે. બીજા સૂક્તના ૨૪ મંત્ર સાક્ષાત્ સૂર્યને લગતા જ છે અને ૨૫ માં મંત્રમાં " આ તપસ્વી રોહિત દ્યુલોક પર ચઢે છે. " એમ કહ્યું છે. તેથી અહિ રોહિત શબ્દ પૂર્વે કહેલા સૂર્યને માટે જ છે.

रोहितः कालो अभवत् । ( ૨।૩૯ )

અહીં " રોહિત કાળ અથવા સમય " છે એમ કહ્યું છે. સૂર્યથી સમય બને છે એ વાત તો પ્રત્યક્ષ સિદ્ધ જ છે.

કારણ કે દિવસ અને રાત તેનાથી જ બને છે. બીજે પણ કેટલેક ઠેકાણે સૂર્યનું નામ "કાળ" તરીકે આવેલું છે. આગળ જુઓ—

**रोहितो यज्ञानाम् मुखम् । ( ૨૧૩૯ )**

"રોહિત યજ્ઞોનું મુખ છે." એમ કહ્યું છે. તે સૂર્ય જ છે કારણ કે સૂર્યોદય થવાથી જ યજ્ઞનો પ્રારંભ થાય છે. આગળ જુઓ—

**रोहितोऽत्यतपद्दिवम् ॥ ( ૨૧૪૦ )**

"રોહિત દ્યુલોકપર તપે છે." આ વર્ણન સ્પષ્ટપણે સૂર્યનું જ છે. આમાં તપે છે એ ક્રિયાપદ સૂર્યનો જ ઉલ્લેખ કરે છે. કારણ કે સૂર્ય સિવાય આ જગતમાં તપનારો બીજો કોઇ તેજસ્વી પદાર્થ નથી. ત્રીજા સૂકતના અન્તિમ મંત્રમાં આગળ જુઓ—

**कृष्णायाः पुत्रो अर्जुनो रात्र्या वत्सोऽजायत ।**
**स ह द्यामधि रोहति रुहो रुरोह रोहितः॥ ( ૩૨૨૧ )**

"કાળા રંગવાળી રાત્રીનો પુત્ર ઉજળા રંગવાળા થયો. તે રોહિત દ્યુલોકપર વધતો વધતો ચઢ્યો." આ વર્ણનમાં તો સ્પષ્ટ રીતેજ રોહિત નામ સૂર્યને માટે આવેલું છે. રાત્રીનો પુત્ર નિઃસંદેહ સૂર્ય જ છે કારણ કે રાત્રીના ઉદરમાંજ તે જન્મે છે. આ પ્રમાણેનું અલંકારિક વર્ણન વેદમાં બીજે ઠેકાણે પણ છે.

આ પ્રમાણે આ સૂકતમાં રોહિત શબ્દથી સૂર્યનું વર્ણન મુખ્યતઃ છે એમ સ્પષ્ટ જણાઇ આવે છે, તો પણ રોહિત એટલે અગ્નિ એવો નિર્દેશ પણ આ સૂકતમાં છે.

## રોહિત-અગ્નિ

**रोहितो यज्ञस्य जनिता । ( ૧૧૧૩ )**

"રોહિત યજ્ઞનો ઉત્પાદક છે." અગ્નિ જ યજ્ઞનો ઉત્પાદક છે. એ વાત સિદ્ધ કરવા માટે અન્ય પ્રમાણ આપવાની આવશ્યકતા છે જ નહિ. જો કે સૂર્યોદય પછી યજ્ઞ થાય છે તેથી સૂર્ય પણ યજ્ઞનો ઉત્પાદક છે એમ માનવાને હરકત નથી અને તે તેવો છે પણ ખરો, પરન્તુ અગ્નિમાં પ્રત્યક્ષ આહુતિઓ હોમવામાં આવે છે તે કારણે અગ્નિ પણ યજ્ઞનો ઉત્પાદક છે. આજ વાત બીજા શબ્દોમાં પણ કહેલી છે.

**रोहितो यज्ञं व्यदधात् । ( ૧૧૧૪ )**

"રોહિત યજ્ઞને બનાવે છે." આ અગ્નિ જ છે તેથી જ તે યજ્ઞને બનાવી શકે છે. અસ્તુ. આ પ્રમાણે રોહિત નામ અગ્નિનું પણ છે. આ સૂકતના મંત્રો જોવાથી કેટલાક મંત્રો સ્પષ્ટ સૂર્ય પરત્વે છે એમ જણાય છે, કેટલાક અગ્નિ પરત્વેના છે એ વાત પણ સ્પષ્ટ છે, કેટલાક બન્નેનાં વર્ણન કરે છે, આ વિચિત્ર વાત શું છે? સૂકત વાંચતાં વચ્ચે વચ્ચે અગ્નિ અને સૂર્યના મંત્ર ભેળસેળ આવે છે એ વાત વાચકના ધ્યાનમાં આવી શકે તેમ છે. એવું કેમ છે? તેનો વિચાર કરવો જરૂરનો છે.

વેદમાં આગ્નેય પદાર્થોનું મુખ્ય કેન્દ્ર સૂર્યને માનવામાં આવ્યો છે. આપણી પૃથ્વી પર જે અગ્નિ છે તે સૂર્યનો પૌત્ર છે. વિદ્યુત સૂર્યનો પુત્ર છે અને અગ્નિ વિદ્યુતનો પુત્ર છે, તેથી અલંકારિક ભાષામાં અગ્નિ સૂર્યનો પૌત્ર થયો. અગ્નિ કેવી રીતે ઉત્પન્ન થાય છે એ પ્રશ્ન અહીં ઉપસ્થિત થાય છે, તેનો ઉકેલ આ પ્રમાણે આપી શકાય. સૂર્યની ગરમીથી મેઘમંડળમાં વિદ્યુત ઉત્પન્ન થાય છે, આ વિદ્યુત સૂકા ઘાસ પર અથવા સૂકા ઝાડ પર પડવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે, તેથી વાસ્તવ સ્વરૂપે આ અગ્નિ એ સૂર્યનો જ અંશ છે. વસ્તુતઃ વિચાર કરવામાં આવે તો આ વાત સ્પષ્ટ જણાઇ આવશે કે આ પૃથ્વી પર અથવા આ સૂર્યમંડળમાં જે કોઇ અગ્નિતત્વ અથવા ઉષ્ણ પદાર્થ અથવા ઉષ્ણતા ઉત્પન્ન કરનારા પદાર્થો છે, તે સર્વ સૂર્યને લીધે જ ઉષ્ણતા આપવામાં સમર્થ છે. અગ્નિ સૂર્યથી જ ઉત્પન્ન થયો છે આ વાત આ પહેલાં દર્શાવાઇ ગઇ છે. હવે પાઠક લાકડાંનો વિચાર કરે, લાકડાં બાળવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે એ ઉષ્ણતા તેમાં ક્યાંથી આવી? વૃક્ષો સૂર્યકિરણોમાંથી જે ગરમી પ્રાપ્ત કરે છે તે પોતામાં સંગ્રહિ રાખે છે, તેજ ગરમી લાકડાંમાં હોય છે અને બળવાથી તે પ્રગટ થાય છે, વસ્તુતઃ આ સૂર્યમાંથી જ આવેલી ગરમી છે. આ જ પ્રમાણે લાકડાંના કોલસા, ખાણીઆ કોલસા, ઘાસલેટ વગેરે જે પ્રદાર્થો ઉષ્ણતા ઉત્પન્ન કરનાર છે એમ આપણે જાણીએ છીએ તેમની સર્વ ગરમી સૂર્યમાંથી જ તેઓએ પ્રાપ્ત કરેલી છે. સૂર્યથી બીજો જુદો એવો કોઇ પદાર્થ નથી જે ઉષ્ણતા આપી શકે. તેથી આગ્નેય સર્વ પદાર્થો સૂર્યના જ વિભિન્ન રૂપો છે.

## ત્રણ અગ્નિ

પૃથ્વી પર અગ્નિ, અન્તરિક્ષમાં વિદ્યુત, દ્યુલોકમાં સૂર્ય આ ત્રણ અગ્નિ છે. વેદમાં ત્રણ અગ્નિનું વર્ણન ઘણી વખત આવી ગયું છે. એ ત્રણ અગ્નિ આ જ છે, પરંતુ એ ત્રણ અગ્નિ ભિન્ન ભિન્ન નથી. તે સર્વ એક જ અગ્નિનાં રૂપો છે અને તે એક

અગ્નિ સૂર્ય જ છે, કારણ કે સૂર્યનાં જ રૂપાંતર થઈને આ અગ્નિ બનેલા છે. તેથી કહ્યું છે કે—

**स एति सविता० । सो अग्नि । स इन्द्रः ( ४।१-५ )**

" તે સૂર્ય જ અગ્નિ અને ઇન્દ્ર અર્થાત્ વિદ્યુત્ છે." કારણ કે સૂર્ય જ અન્ય રૂપે અગ્નિ અને વિદ્યુત બન્યો છે. આ પ્રમાણે ત્રણ પૃથક અગ્નિ જો કે આપણે જોઈએ છીએ તો પણ તે વિભિન્ન ન હોતાં એકજ સૂર્ય ત્રણ જુદાં જુદાં રૂપોમાં જોવામાં આવે છે.

જ્યારે ગુરુકુળમાં આઠ વર્ષનો બાળક દાખલ થાય છે ત્યારે સંધ્યા પછી અગ્નિમાં હવન કરવાનો ઉપદેશ તેને કરવામાં આવે છે, તે જ વખતે તે સમજી જાય છે કે તેનો ઉપાસ્ય દેવ અગ્નિ છે તે શ્રદ્ધા તથા ભક્તિથી તેની ઉપાસના કરે છે અને મનમાં વિચાર કરે છે કે શું આ અગ્નિદેવ સ્વતંત્ર છે? વિચાર કરતાં કરતાં વર્ષાઋતુમાં આકાશ મંડળમાં ચમત્કારી વિજળી તેની નજરે પડે છે કયારેક તે વિજળી કોઈ ઝાડ પર પડે છે અને તે ઝાડ સળગવા માંડે છે. તે જ વખતે ગુરુ તે શિષ્યને સમજાવે છે કે આપણો અગ્નિ આ પ્રમાણે આ વિદ્યુતમાંથી આપણી પૃથ્વીપર ઉત્પન્ન થયો છે. ત્યાર પછી તે વિદ્યુતને મોટો દેવ માને છે, પરન્તુ પાછળથી વધુ વિચાર કરતાં કરતાં તેને જણાય જાય છે કે આ વિદ્યુત પણ સૂર્યમાંથી જ ઉત્પન્ન થએલ છે. તેથી હવે તે સૂર્યને જ મહાદેવ માને છે. તે સમયે તે કહે છે—

**स एति सविता स्वर्दिवस्पृष्ठे ।**
**स धाता स विधर्ता स वायु:० ।**
**स वरुणः स रुद्रः स महादेवः ।**
**सो अग्निः स उ सूर्यः स उ महायमः ।** ( ४।१-५ )

" તે જ સવિતા ધાતા, વિધર્તા, વાયુ, વરુણ, રુદ્ર, મહાદેવ, અગ્નિ, સૂર્ય અને મહાયમ છે." આ પ્રમાણે આ સૂર્યમાળાને કર્તા, ધર્તા, અધિષ્ઠાતા તે સૂર્ય જ છે, આ સર્વનો એકમાત્ર આધાર આ સૂર્ય છે. આ જ્ઞાન તે શિષ્યને પ્રાપ્ત થાય છે. તે વખતે તે પોતાની સૂર્યોપાસના ગાયત્રી મંત્રથી જ કરે છે—

**तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ।**
**धियो यो नः प्रचोदयात् ।**

આ ગુરુમંત્રનો અર્થ તે વખતે તે એવો કરે છે કે, "અમે તે સૂર્યનું" બુદ્ધિને ઉત્સાહ દેનારા તેજનું ધ્યાન કરીએ છીએ. આ પ્રમાણે ધ્યાન કરતાં કરતાં તે સૂર્યને પોતાના બ્રહ્મવર્ચસ્વનો આદર્શ માને છે. પોતાની તપશ્ચર્યાનો તે તેને આદર્શ માને છે, પોતાના બ્રહ્મચર્યનું પ્રતિસ્વરૂપ તે સૂર્યમાં જુએ છે. આદિત્યરૂપી બ્રહ્મચારી બનવાની ઉત્કટ ઇચ્છા તે ધારણ કરે છે. તે વિચાર કરે છે કે જો સર્વ સૂર્યમંડળ આ સૂર્યથી જ બનેલું છે, તો આ પૃથ્વીપરના સર્વ જીવજંતુ અને તેઓમાંનો હું પોતે પણ સર્વ મળીને આ સૂર્યના જ અંશ છીએ, સૂર્યથી ભિન્ન બીજો કોઈ પદાર્થ છે જ નહિ તેથી વેદ કહે છે કે—

**योऽसावादित्ये पुरुषः सोऽसावहम् ॥**

( વા. ય ૪૦।૧૬ )

" સૂર્યની અંદર જે પુરુષ છે તે હું છું." સૂર્યની સાથે મારો એટલો ઘનિષ્ટ સંબંધ છે, સૂર્ય મારો પિતા છે અને હું તેનો અમૃત પુત્ર છું. જે આ આદિત્યમાં સત્વ છે તે મારામાં છે, મારી પરમગતિ આદિત્ય છે અને મારો પ્રારંભ પણ આદિત્યમાંથી જ થયો છે. હું એ જ આદિત્યમાંથી જન્મ્યો છું, આ આદિત્યની શક્તિથી જ હું જીવિત રહેલ છું અને અન્તમાં હું આદિત્યમાં જ મળી જઈશ.

**यतो वा इमानी भूतानि जायन्ते । येन जातानि जीवन्ति । यत् प्रयन्त्यभिसंविशन्ति । तद्विजिज्ञासस्व तद्ब्रह्मेति ॥** ( તૈ. ઉ ૩।૩ )

" જેનાથી આ સર્વ ભૂત ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયા પછી જેનાથી તે જીવિત રહે છે, પશ્ચાત્ અંતમાં તેનામાં જઈને મળી જાય છે, તે જ બ્રહ્મ છે. આ બ્રહ્મનાં લક્ષણ તે શિષ્ય આ સમગ્ર સૂર્યમાં સાર્થ થએલાં અનુભવે છે. કારણ કે સર્વ ભૂત માત્ર સૂર્યથી ઉત્પન્ન થયા, સૂર્યથી જ પાળીને પોષાય છે અને અન્તમાં સૂર્યમાં જ મળી જાય છે. આ અનુભવથી એમ સ્પષ્ટ સાબિત થાય છે કે સૂર્ય જ અમારે માટે સાક્ષાત્ બ્રહ્મ છે. આ પ્રમાણે વિચાર કરતો તે બ્રહ્મચારી સૂર્યને જ પોતાનો ઉપાસ્ય માને છે. તે વખતે તેના સામે આ વાક્યો આવે છે.

**एतद्वै ब्रह्म दीप्यते यदादित्यो दृश्यते ।**

( કૌ. ઉ. ૨।૧૬ )

**आदित्यो ब्रह्मेत्यादेशः ।** ( છાં. ઉ. ૩।૧૯।૧ )

**आदित्यं ब्रह्मेत्युपास्ते ।** ( છાં. ઉ. ૩।૧૯।૧ )

**स य एतमेवं विद्वानादित्यं ब्रह्मेत्युपास्ते ॥**

( છાં. ઉ. ૩।૧૯।૪ )

**स यश्चायं पुरुषे यश्चासावादित्ये स एकः ॥**

( તૈ. ઉ. ૨।૮।૪ )

यश्चायं हृदये यश्चासावादित्ये स एकः ॥ (મૈ. ઉ. ૬।૧૭; ૭।૭)

आदित्यो ब्रह्म ॥ (મૈ. ઉ. ૬।૧૬)

ब्रह्म तमसः परमपश्यदमुष्मिन्नादित्ये "विभाति ॥ (મૈ. ઉ. ૬।૨૪)

स एष आदित्ये पुरुषः स परमेष्ठी आत्मा ॥ (મહાનિ ઉ. ૨।૭।૧)

आदित्ये पुरुष एतमेवाहं ब्रह्मोपासे । (બૃ. ઉ. ૨।૧।૨; ૩।૧૩)

आदित्यात्मा ब्रह्म । (મૈ. ઉ. ૬।૧૬)

आदित्यवर्णमूर्जस्वन्तं ब्रह्म । (મૈ. ઉ. ૬।૨૪)

"જે આ સૂર્ય દેખાય છે તે જ બ્રહ્મ પ્રકાશે છે. આદિત્ય બ્રહ્મ છે એવો આદેશ છે. આદિત્ય બ્રહ્મ છે એવી ઉપાસના કરે છે, જે મનુષ્યમા છે અને જે આદિત્યમાં છે તે એકજ છે, આદિત્ય જ બ્રહ્મ છે. અંધકારની પેલે પાર રહેનારો આ આદિત્ય છે જેનામાં બ્રહ્મ પ્રકાશે છે. આ આદિત્યમાં જે પુરૂષ છે તે જ પરમેષ્ઠિ આત્મા છે. આ આદિત્યમાં જે પુરૂષ છે તે જ બ્રહ્મ છે એની હું ઉપાસના કરૂં છું. આ આદિત્યનો આત્મા બ્રહ્મ છે. બ્રહ્મ તેજસ્વી છે અને સૂર્યના જેવા રંગવાળો છે."

આ પ્રમાણે અનેક વાક્યો છે જે સૂર્યને બ્રહ્મ તરીકે બતાવે છે. આ વાક્યો તે બ્રહ્મચારીની સામે આવે છે અને તે આદિત્યને જ બ્રહ્મ માનીને તેની ઉપાસના કરે છે. જે બ્રહ્મચારી અગ્નિની ઉપાસના કરતો હતો તે હવે અગ્નિના જનક વિદ્યુતની ઉપાસના કરવા લાગ્યો અને તે જ હવે સૂર્યને પોતાનો આદર્શ માની તેની ઉપાસના કરે છે, સૂર્યને કર્તા, ધર્તા માને છે. તે જ સર્વ તેજનું કેન્દ્ર છે, તે જ સર્વનો ધારક અને આકર્ષક છે, સર્વને આધીન રાખનારો તે એકજ દેવ છે, સૂર્યમાળાના સર્વ ગ્રહો અને ઉપગ્રહોને તે ધારણ કરે છે, તે સૂર્યમંડળમાં આવેલા સર્વ પદાર્થ માત્રને ધારણ કરે છે તે દેવ છે એમાં સંદેહને સ્થાન જ ક્યાં છે ! તેથી અથર્વ-શ્રુતિમાં કહ્યું છે કે—

स धाता स विधर्ता । (અથર્વ. ૧૩।૪।૩)

"તે જ સવિતા સર્વનું ધારણ કરનારો અને વિશેષ રીતે આધાર આપનારો છે." પૂર્વોક્ત ઉપનિષદ્વચનોમાં "આ આદિત્યમાં બ્રહ્મ છે." એવાં વચનો આવી ગયાં છે. આથી આદિત્યનો દેહ અને તેમાં વિરાજમાન બ્રહ્મ છે એ કલ્પના વ્યક્ત થાય છે. માનો કે સૂર્યનો જે દૃષ્યમાન આકાર છે તે બ્રહ્મનો દેહ અને તેમાં વ્યાપનારો બ્રહ્મ છે. જેવી રીતે મનુષ્યને દેહ અને આત્મા છે તે જ પ્રમાણે સૂર્યને પણ દેહ અને આત્મા છે. તેથી "સૂર્યમાં જે પુરૂષ છે તે હું છું." આ કથનનું તાત્પર્ય એ છે કે સૂર્યમાં જે બ્રહ્મ અને ગોળો છે તેનો અંશ મારો આત્મા અને દેહ છે, એમ સ્પષ્ટ થાય છે. જે કાંઈ આ પૃથ્વી પર સર્જાએલું છે તે સૂર્યના અંશથી સર્જાયું છે. આ વાત જો એકવાર માની લેવામાં આવે તો સર્વ ચરાચર પાર્થિવ અને અપાર્થિવ વસ્તુ જે કાંઈ પણ આ ભૂમિ પર છે તે સર્વ સૂર્યથી બની છે એમ સિદ્ધ થાય છે.

પહેલાંની જેમજ તે બ્રહ્મચારી પોતાના મનમાં આ વાક્યોનું અનુસંધાન ધારે છે. તે વિચારે છે કે—

स एष एक एकवृदेक एव । (અથર્વ. ૧૩।૫।૨૦)

सर्वे अस्मिन् देवा एकवृतो भवन्ति ॥ (અથર્વ. ૧૩।૫।૧)

"તે એક છે, એકમાત્ર એક છે, સર્વ દેવો તેમાં એકરૂપ બને છે." જે અગ્નિ, વિદ્યુત વગેરે ભિન્ન દેવતાઓ છે, તે સર્વ સૂર્યદેવમાં એકરૂપ બની જાય છે. પહેલાં દર્શાવવામાં આવ્યું છે કે અગ્નિ વિદ્યુતમાં મળેલો છે અને તે જ પ્રમાણે વિદ્યુત સૂર્યમાં એકરૂપ થએલ છે, અર્થાત્ સૂર્યમાં વિદ્યુત અને અગ્નિ એકરૂપ બની રહે છે, તે જ પ્રમાણે આ પૃથ્વી પણ એક વખતે સૂર્યરૂપ જ હતી. જો આ પૃથ્વી સૂર્યનો એક ભાગ હતી તો પૃથ્વી પરના સર્વ પદાર્થો સૂર્યરૂપમાં હતા જ એમાં સંદેહ હોવાને અવકાશ નથી.

આ પ્રમાણે અનુસંધાનથી મનન કરતાં કરતાં તે બ્રહ્મચારી વિચાર કરે છે અને મનમાં ઘૂંટે છે, અનુભવ કરે છે, મનમાં ને મનમાં કલ્પના કરે છે અને પોતાના મતને નિશ્ચિત અને સંદેહ વગરનો બનાવવાનો પ્રયત્ન કરે છે. હંમેશાં ધ્યાન કરે છે કે—

प्रभूरिति त्वोपास्महे ।
सह इति त्वोपास्महे वयम् ।
सुभूर्भुव इति त्वोपास्महे वयम् ।
लोक इति त्वोपास्महे वयम् ॥

(અથર્વ. ૧૩।૮-૯।૪૭-૫૩ મંત્ર ૪૭-૫૩)

"તું પ્રભુ છે, તું મહાન્ છે, તું ઉત્તમ સત્તા અને ——

યુક્ત છે અને તું જ સર્વને યોગ્ય સ્થાન આપે, તેવો તું છે તારી અમે ઉપાસના કરીએ છીએ. "( वयं त्वा उपास्महे ) અમે સર્વ તારી ઉપાસના કરીએ છીએ. આ શબ્દ પ્રયોગમાં સર્વ મળીને ઉપાસના કરીએ છીએ એટલે કે સંઘદ્વારા થનારી ઉપાસના છે, માત્ર વ્યક્તિદ્વારા થનારી આ ઉપાસના નથી. આ સંઘ બ્રહ્મચારીગણ ગુરૂકુળ નિવાસીનો હો અથવા ગામડાના કે નગરના લોકોનો હો. તેથી ઉપરોક્ત વિચારમાં કોઇ વિલિપ્તતા આવતી નથી. સૂર્યમાળામાં અન્તર્ગત વસ્તુ માત્રનો પ્રભુ અને કર્તા-ધર્તા સૂર્યજ છે, તે જ સર્વથી મહાન છે, તેજ સર્વને જ્ઞાન દેનારો છે અને તે જ સર્વમાં ઉત્તમ રીતે નિવાસ કરનારો છે એ નિશ્ચિત છે. આ તેમજ મંત્ર ૪૬ થી ૫૬ સુધીના ૧૧ મંત્ર, આ મંત્રોમાં જે અનેકાનેક ગુણ વર્ણન કરેલ છે તે ઉપાસના વખતે સૂર્યમાં કેવી રીતે ઘટાવવામાં આવે છે તેનો વિચાર ઉપાસક કરે છે અને પોતાના ઉપાસ્યની શક્તિ પોતામાં ધારણ થાય તેવો પ્રયત્ન કરે છે. " જેવો મારો ઉપાસ્ય દેવ છે તેવોજ હું તેજસ્વી અને કર્તા-ધર્તા બનીશ." એવી જ આકાંક્ષા ઉપાસકોની હંમેશાં રહે છે અને સતત કરેલી ઉપાસના અને ધ્યાનથી સફળ પણ થાય છે.

**स स्तनयति स वि द्योतते स उ अश्मानमस्यति ।**
**पापाय वा भद्राय वा पुरुषायासुराय वा ॥**
( ૧૩।૭।૪૧-૪૨ )

" તે અમારો ઉપાસ્ય દેવ પુણ્યાત્મા મનુષ્ય અને પાપી રાક્ષસને માટે સરખી રીતે ગર્જે છે, ચમકે છે અને બરફ તેમજ વરસાદ વરસાવે છે. " તે કોઇનો પક્ષપાત કરતો નથી, તેનો પ્રકાશ સર્વને માટે સમાન રીતે આવે છે, તે પુણ્યાત્માને માટે પ્રકાશે છે અને પાપાત્માને માટે નહિ એમ બનતું નથી, તે સર્વને જ પોતાના પ્રકાશથી માર્ગ દર્શાવે છે. આ મંત્ર ભાગ જોઇને ઉપાસક પણ કહેવા માંડે છે કે, "હું સર્વ મનુષ્ય માત્ર તરફ તેમજ સર્વ પ્રાણી માત્ર તરફ સમાન ભાવથી જોઇશ, કોઇ પ્રત્યે પક્ષપાત કરીશ નહિ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર, નિષાદ, અન્ત્યજ, ચાંડાલ વગેરે સર્વની સહાયતા સમભાવથી કરીશ. મારો ઉપાસ્ય દેવ સૂર્ય છે. તે પોતાનો પ્રકાશ સર્વને આપે છે, તે જ મારૂં કર્તવ્ય દર્શાવે છે, તેથી હું પણ તેમજ કરીશ, સમભાવ રાખવો એ જ મારૂં કર્તવ્ય છે. " સામાજિક આચરણમાં વિષમતા રાખવી જોઇએ નહિ. આ ઉપાસના સામાજિક ઉપાસના છે, સર્વ સાથે મળે અને ઉપાસના કરે. જેના પર ઉપાસ્ય દેવ સૂર્યનો પ્રકાશ પડી શકે છે તેઓ સર્વ આ ઉપાસનામાં સમ્મિલિત થઇ શકે છે.

સર્વ લોકોને તથા જગતને અંધારામાંથી દૂર કરી પ્રકાશમાં લાવવા માટે રાત્રી અને દિવસના સમયમાં આ સૂર્યદેવનો અવતાર થાય છે. દરેક યુગમાં આ પ્રમાણે આ દેવનો અવતાર થઇ રહ્યો છે, તે અહીં આવીને અમને પ્રકાશનો માર્ગ બતાવી અમારો ઉદ્ધાર કરે છે. જો આ દેવ આ પ્રમાણે યુગયુગમાં ન આવે તો સર્વ જગત અંધારામાં રહેશે અને જીવમાત્રની સ્થિતિ જ રહેશે નહિ. આપણા સર્વનું જીવન તેના પ્રકાશની સાથે સંબંધિત થએલું છે. અહા ! અમારા જીવનનો આધાર આ દેવ છે, તેની જીવન શક્તિથી સર્વનું જીવન બની રહ્યું છે. આ પ્રમાણે આ જગતનું અણુરેણુ તેની સાથે સંબંધિત થએલું છે. આ વખતે ઉપાસકની સામે આ મંત્ર આવીને ઉભો રહે છે—

**तस्मादहरजायत ... रात्रिरजायत ... अन्तरिक्षमजायत ... वायुरजायत ... द्यौरध्यजायत ... दिशोऽजायन्त ... भूमिरजायत ... अग्निरजायत ... आपोऽजायन्त ... ऋचोऽजायन्त ... यज्ञोऽजायत ॥** ( અ. ૧૩।૭।૨૯-૩૯ )

" આ સૂર્યદેવને લીધે દિવસ, રાત, અન્તરિક્ષ, વાયુ, દ્યૌ, દિશા, ભૂમિ, અગ્નિ, જળ, મંત્ર અને યજ્ઞ બનેલા છે. " જો સૂર્ય ન હોત તો આમાંથી કાંઇજ ન બનત, એમનો કર્તા, ધર્તા તે જ અમારો ઉપાસ્ય દેવ છે.

**तावांस्ते मघवन् महिमोपो ते तन्वः शतम् ।**
**...यदि वासि न्यर्बुदम् ॥** ( અ. ૧૩।૭।૪૪-૪૫ )

" હે ઐશ્વર્યવાન્ પ્રભુ ! તારો આ મહિમા અદ્‌ભૂત છે, આ સર્વ સેંકડો, ( હજારો, લાખો, કરોડો, ) અબજોની સંખ્યામાં જે અનંત શરીરો છે તે સર્વ તારાં જ છે. " તાત્પર્ય આ વિશ્વરૂપમાં તું જ તને પોતાને દર્શાવે છે, કારણ કે આ ભૂમિ પણ તારાથી જ બની અને ભૂમિમાંથી જ સર્વ પદાર્થો બન્યા છે, તેમાં તારાથી ભિન્ન એવો કોઇ પદાર્થ છે જ નહિ. આ દેવ એકમાત્ર એકલો એક જ છે.

**न द्वितीयो न तृतीयश्चतुर्थो नाप्युच्यते ।**
**न पञ्चमो न षष्ठः सप्तमो नाप्युच्यते ।**
**नाष्टमो न नवमो दशमो नाप्युच्यते ॥**
( અ. ૧૩।૫।૧૬-૧૮ )

"તે એકજ છે. બીજો, ત્રીજો, ચોથો, પાંચમો, છઠ્ઠો, સાતમો, આઠમો, નવમો કે દશમો છે જ નહિ." કારણ કે તે એકમાત્ર એકલો જ હોઇ એક જ છે. સૂર્યમાળામાં સૂર્યનું આ જ સ્થાન છે, આ જ મહત્વ છે, આ જ વૈભવ તથા ઐશ્વર્ય છે. તથા—

स एव मृत्युः सोऽमृतं सोऽभ्वं स रक्षः।
स रुद्रो वसुवनिर्वसुदेये नमोवाके० ॥
तस्येमे सर्वे यातव उप प्रशिषमासते।
तस्यामू सर्वा नक्षत्रा वशे चन्द्रमसा सह ॥
(અ. ૧૩।૪।૨૫-૨૮)

"તે જ મૃત્યુ છે, તે જ અમૃત છે, તે જ મોટો દેવ છે, તે જ રક્ષક અથવા રાક્ષસ છે, તે જ રૂદ્ર છે, આ સર્વ ચાલનારા ગ્રહનક્ષત્રો વગેરે તથા સર્વ નક્ષત્ર અને ચન્દ્રમા પણ તેની આજ્ઞામાં રહે છે." કારણ કે સૂર્યમાળામાં વિદ્યમાન સર્વ ગ્રહો સૂર્યના આકર્ષણમાં જ રહેલા છે, સૂર્યના આકર્ષણનો પ્રભાવ આ સર્વ પર પડી રહ્યો છે. આ પ્રમાણે આ સૂર્યદેવ સર્વને અમરપણુ આપનારો છે અને સર્વને મૃત્યુ પણ આપનારો છે. તે જ ચંદ્ર છે, તે જ રાક્ષસ છે અને સંરક્ષક છે. અર્થાત્ તે જ સર્વ કાંઇ છે.

સૂર્ય ન હોવાથી અથવા સૂર્યના અતિ તાપથી મૃત્યુ થાય છે. તેમજ સૂર્યનો પ્રકાશ જીવન આપે છે, તેથી જ તે અમરત્વ આપનારો છે, તેથી જ તે એક દેવને આ સર્વ નામ લગાડી શકાય છે. અત્યાર સુધી તેનાં અમૃત, મૃત્યુ, રક્ષક, રૂદ્ર આ નામ આવી ગયાં છે. આ ઉપરાંત આ સૂક્તમાં આવેલાં તેનાં બીજાં નામ હવે જોઇએ—

स पाति सविता…महेन्द्र…स धाता…विधर्ता
स वायुः…सोऽर्यमा स वरुणः स रुद्रः स महा-
देवः। सोऽग्निः स उ सूर्यः स उ एव महायमः।
(અ. ૧૩।૪।૧-૫)

"તે સવિતા, મહેન્દ્ર, ધાતા, વિધર્તા, વાયુ, અર્યમા, વરુણ, રૂદ્ર, મહાદેવ, અગ્નિ, સૂર્ય, મહાયમ છે." આ સૂર્યના નામ છે. તથા—

इन्द्रः…शच्याः पतिः…विभूः…प्रभूः।
(અ. ૧૩।૮।૪૬-૪૭)

"ઇન્દ્ર, શચીપતિ, વિભુ, પ્રભુ પણ છે." આ સર્વ નામ તે દેવવાચક છે, અર્થાત્ આ સર્વ નામ તેનું જ ગુણવર્ણન કરી રહ્યાં છે. જો આ સત્ય છે તો આ દેવતાઓના જે મંત્ર છે તે સર્વ મંત્રો સૂર્યદેવતાનું જ વર્ણન કરે છે એમ માનવું જોઇએ ત્યારે જ તે નામો સાર્થ, અન્વર્થક અને યોગ્ય બની શકે છે. આટલી કલ્પના ઉપાસકના મનમાં આવતાં જ તે આ મંત્રોમાં તેનું વર્ણન જુએ છે અને પોતાના ઉપાસ્યદેવનું મહાત્મ્ય જાણે છે અને તેને મનમાં ધૂંટે છે.

स पाति सविता स्वर्दिवस्पृष्ठेऽवचाकशत्
रश्मिभिर्नभ आभृतं महेन्द्र एत्यावृतः ॥
स प्रजाभ्यो वि पश्यति यच्च प्राणति यच्च न।
(અ. ૧૩।૪।૧, ૨, ૧૧)

"તે દ્યુલોકની પીઠપર પ્રકાશે છે, તેના કિરણોથી આકાશ ભરાઇ ગયું છે, સર્વ પ્રજાઓને વિશેષ રીતિથી જુએ છે." આ સર્વ વર્ણન ઉપાસકને પ્રત્યક્ષ થાય છે. સૂર્ય આકાશમાં પ્રકાશે છે તેનાં કિરણોથી આકાશ ભરાઇ ગયું છે, તે સર્વને જુએ છે, આ સર્વ સૂર્યની બાબતમાં પ્રતિદિન મનુષ્યને પ્રત્યક્ષ થઇ રહ્યું છે. આ પ્રમાણે પોતાના ઉપાસ્ય દેવોનો મહિમા ઉપાસક જાણે છે અને તેના વિષયમાં પોતાના મનમાં આદર વધારે છે.

આ કાંડના પહેલા ત્રણ સૂક્ત મુખ્યતઃ સૂર્યના વાચક જ છે. આમ મુખ્યતા જે મંત્ર સૂર્યનું વર્ણન કરે છે અને જે વિશેષ કરીને બ્રહ્મચારીની સન્મુખ ધ્યાન કરતી વખતે આવે છે, તેમનું હવે મનન કરીએ.

उदेहि वाजिन्। (અ. ૧૩।૧।૧)

"હે બળવાન સૂર્યદેવ! તારો ઉદય થાઓ" આ પ્રાર્થના સૂર્યને લક્ષમાં રાખીને જ કરવામાં આવી છે. તેની સાથે બીજા જોવા જેવા મંત્ર આ છે—

सूर्यस्याश्वा हरयः केतुमन्तः सदा वहन्त्यमृताः सुखं रथम्।
घृतपावा रोहितो भ्राजमानो दिवं देवः पृषतीमा विवेश ॥ २४ ॥
उद्यंस्त्वं देव सूर्य सपत्नानव मे जहि ॥ ३२ ॥
ये देवा राष्ट्रभृतोऽभितो यन्ति सूर्यम् ॥ ३५ ॥
इतः पश्यन्ति रोचनं दिवि सूर्यं विपश्चितम् ॥ ३९ ॥
सूर्यो द्यां सूर्यः पृथिवीं सूर्य आपोऽति पश्यति।
सूर्यो भूतस्यैकं चक्षुरा रुरोह दिवं महीम् ॥ ४५ ॥

*

**यो अद्य देव सूर्य त्वां च मां चान्तरायति ॥ ५८ ॥**
**( અ. ૧૩।૧ )**

"સૂર્યના ઘોડા હંમેશ પ્રકાશ યુક્ત હોય છે, તેઓ તેના રથને સુખપૂર્વક ચલાવે છે. સર્વત્ર પવિત્રતા ફેલાવનારો સૂર્ય દેવ વિવિધ રંગવાળી પ્રભાથી ઘુલોકમાં પ્રવેશ કરે છે. હે સૂર્ય દેવ ! ઉદયને પ્રાપ્ત થઈને તું મારા શત્રુઓનો નાશ કર. પ્રકાશના પોષક દેવો સૂર્યની ચારે તરફ ભ્રમણ કરે છે, ઘુલોકમાં પ્રકાશિત થનારા સૂર્યને સર્વ લોકો જુએ છે, સૂર્ય ઘુલોક, ભૂમિલોક વગેરે સર્વને જુએ છે. સર્વે જગતનાં ચક્ષુ એકમાત્ર સૂર્ય જ છે. તે ઘુલોક પર આરૂઢ થઈને વિરાજે છે, હે સૂર્ય ! જે પુરૂષ તારી અને મારી વચ્ચે વિરોધ ઉભો કરે છે તે પાપી છે." ઇત્યાદિ મંત્રો સૂર્યનું વર્ણન સ્પષ્ટ રીતે કરે છે અને ઉપાસ્ય દેવનું મહત્વ ઉપાસકના અન્તઃકરણમાં સ્થિર કરે છે. આ પ્રથમ સૂક્તના અન્ય મંત્રો પણ આ મુખ્ય મંત્રોના અનુસંધાનમાં વિચારવા જોઇએ. હવે દ્વિતીય સૂક્તના મંત્રોમાં સૂર્યનું વર્ણન કેટલી ગંભીરતાથી કરેલું છે તે જુઓ—

**उदस्य केतवो दिवि शुक्रा भ्राजन्त ईरते ।**
**आदित्यस्य नृचक्षसो महिव्रतस्य मीढुषः ॥ १ ॥**
**स्तवाम सूर्यं भुवनस्य गोपां यो रश्मिभिर्दिश आभाति सर्वाः ॥ २ ॥**
**विपश्चितं तरणिं भ्राजमानं वहन्ति यं हरितः सप्त बह्वीः ॥ ४ ॥**
**दिवं च सूर्य पृथिवीं च देवीमहोरात्रे विमिमानो यदेषि ॥ ५ ॥**
**स्वस्ति ते सूर्य चरसे रथाय येनोभावन्तौ परियासि सद्यः । यं ते वहन्ति हरितो वहिष्ठाः शतमश्वा यदि वा सप्त बह्वीः ॥ ६ ॥**
**सुखं सूर्य रथमंशुमन्तं स्योनं सुवह्निमधि तिष्ठ वाजिनम् ॥ ७ ॥**
**सप्त सूर्यो हरितो यातवे रथे हिरण्यत्वचसो बृहतीरयुक्त ॥ ८ ॥**
**उद्यन्रश्मीना तनुषे विश्वा रूपाणि पुष्यसि ॥ १० ॥**
**दिवि त्वात्रिरधारयत्सूर्या मासाय कर्तवे ॥ १२ ॥**
**यत्समुद्रमनु श्रितं तत् सिषासति सूर्यः ॥ १४ ॥**
**( અ. ૧૩।૨ )**

"વૃષ્ટિ કરનાર, નિયમ પ્રમાણે ચાલનારા, માનવોનું નિરીક્ષણ કરનારા સૂર્યનાં તેજસ્વી કિરણો સૂર્યોદય થયાં પછી ઘણાંજ ચમકે છે. પોતાના તેજસ્વી કિરણો દ્વારા સર્વ દિશાઓને પ્રકાશિત કરે છે, તે સૂર્યદેવની પ્રશંસા અમે કરીએ છીએ, તેનાં ગુણ ગાઇએ છીએ. ઘણા પ્રભાવશાળી સાત કિરણો તેજસ્વી અને જ્ઞાની સૂર્યદેવને ઉઠાવીને લઇ જાય છે. ઘુલોક ભૂલોક તથા અહોરાત્રને નિર્માણ કરીને હે સૂર્ય ! તું જાય છે. જેનાથી તું બન્ને સીમાઓ સુધી પ્રવાસ કરે છે તે ચાલનારા રથને માટે સ્વસ્તિ હો ! મહાન સાત કિરણો અથવા ગતિમાન્ સો કિરણો તને ચલાવી રહ્યાં છે. હે સૂર્ય તું આવા સુખદાયી ગતિમાન્ ઉત્તમ રથપર ચઢ સૂર્યે સુવર્ણની જેમ ચમકનારાં તેજસ્વી કિરણો વેગને માટે પોતાના રથને જોડેલાં છે. ઉદય થયા પછી તું કિરણોને ફેલાવે છે અને સર્વ રૂપોને પ્રકાશિત કરે છે. મહિનાના વિભાગ કરવા માટે તને ઘુલોકમાં રાખેલો છે. જે સમુદ્રના આશ્રયે રહે છે તે સૂર્યને પ્રાપ્ત કરવા ચાહે છે."

અહીં સુધીના સર્વ મંત્રો ઘણું ખરૂં સૂર્યને લગતાજ છે. જે મંત્રો અહીં અધુરા આપેલા છે, તેના બાકીના ભાગ પાઠક પૂર્વ સ્થળોમાં જોઇ લે અને તેના અર્થનું મનન કરે. તથી અહીં સુધીના બધાજ મંત્રો સૂર્યનાં ગુણગાન કરનારાં છે એ સ્પષ્ટપણે સમજાઇ જશે. તેની આગળના ( ૧૬ થી ૨૪ સુધીના ) નવ મંત્રો ઋગ્વેદમાં મંડળ ૧।૫૦ માં આવેલા છે અને ત્યાં પણ તેમના દેવતા સૂર્ય જ છે. તેથી તે સૂર્યનાં ગુણ વર્ણન કરી રહ્યા છે, તેમાં કોઇ સંદેહ છે જ નહિ. તેઓમાંના કેટલાક મંત્રો યજુર્વેદ અને અથર્વવેદમાં બીજે સ્થળે આવી ગયા છે, અને તે સર્વત્ર સૂર્યદેવતાના જ મંત્રો છે.

આ કારણને લીધે તેમના વિષે વધુ વિચાર કરવાની અહીંઆ કોઇ આવશ્યકતા નથી. તે પછીના મંત્રોમાં સૂર્ય વિષયક મંત્રો જુઓ—

**अतन्द्रो यास्यन्हरितो यदास्थाद् द्वे रूपे कृणुते रोचमानः । केतुमानुद्यन्त्सहमानो रजांसि विश्वा आदित्य प्रवतो विभासि ॥ २८ ॥**

**बण्महाँ असि सूर्य बडादित्य महाँ असि ।**
**महांस्ते महतो महिमा त्वमादित्य महाँ असि ॥ २९ ॥**

**रोचसे दिवि रोचसे अन्तरिक्षे पतङ्ग पृथिव्यां रोचसे रोचसे अप्स्वन्तः । ॥ ३० ॥**
**अहोरात्रे परि सूर्य वसाने ॥ ३२ ॥**

चित्रं देवानां केतुरनीकं ज्योतिष्मान् प्रादिशः सूर्य उद्यन् । दिवाकरोऽति द्युम्नैस्तमांसि विश्वातारीद् दुरीतानि शुक्रः ॥ ३४॥

सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥ ३५ ॥

उच्चा पतन्तमरुणं सुपर्णं मध्ये दिवस्तरणिं भ्राजमानम् । पश्याम त्वा सवितारं यमाहुरजस्रं ज्योतिर्यदविन्ददत्रिः ॥ ३६ ॥

स नः सूर्य प्रतिर दीर्घमायुः ॥ ३७॥

रोहितः कालो अभवद्रोहितोऽग्रे प्रजापतिः ॥ ३९ ॥

रोहितो रश्मिभिर्भूमिं समुद्रमनु सं चरत् ॥ ४० ॥

सूर्यं वयं रजसि क्षियन्तं गातुविदं हवामहे नाधमानाः ॥ ४३ ॥ (અ. ૧૩૧૨)

"કદી આળસ ન કરનારો આ સૂર્યદેવ પોતાના કિરણરૂપ અશ્વોપર આરૂઢ થઇને જાય છે અને આ જગતમાં છાયા અને પ્રકાશમય બે રૂપો બનાવે છે. કિરણોથી યુક્ત થનારો આ વિજયી સૂર્ય ઉચ્ચ સ્થાનથી ચમકે છે, સૂર્ય સર્વથી મોટો છે, સૂર્યનો મહિમા સર્વથી ઘણો મહાન્ છે. સૂર્ય દ્યુલોકમાં, અન્તરિક્ષલોકમાં, પૃથ્વી પર, સમુદ્રમાં પ્રકાશે છે. સૂર્ય પરજ દિવસ અને રાત આધાર રાખે છે. દેવોના વિજયી ધ્વજ જેવો આ અત્યંત પ્રકાશમાન્ સૂર્ય અંધકારને હટાવી દે છે અને સર્વત્ર પ્રકાશ ફેલાવે છે. આ સૂર્યજ સ્થાવર જંગમ પદાર્થોનું જીવન છે. આકાશમાં ઉંચામાં ઉંચા સ્થાનમાંથી ગતિ કરનારા પક્ષીની જેમ આકાશમાં તરનારા આ તેજસ્વી સૂર્યનો પ્રકાશ આપણે સર્વત્ર જોઇએ છીએ. આ સૂર્ય અમને દીર્ઘ આયુષ્ય આપે છે. સૂર્ય સમય છે અને સૂર્યજ પ્રજાનો પતિ છે. આ સૂર્યદેવે પોતાના કિરણોથી ભૂમિ અને સમુદ્રને પ્રકાશિત કરેલ છે. સૂર્ય અમારો માર્ગદર્શક છે. અમે તેનાં ગુણગાન કરીએ છીએ."

આ સર્વ મંત્રો સ્પષ્ટ રીતે સૂર્યના જ વર્ણન કરે છે. જો એ નિશ્ચય થઇ જાય કે એમાં સૂર્યનું જ વર્ણન છે તો તેના વચ્ચેના મંત્રોમાં સૂર્ય સ્તુતિજ છે. તેમાં કોઇ સંદેહ હોઇ શકે જ નહિ. હવે તૃતીય સૂક્તમાંથી કેટલાક મંત્રો જોઇએ—

कृष्णं नियानं हरयः सुपर्णा अपो वसाना दिवमुत्पतन्ति । त आववृत्रन्त्सदनादृतस्य ॥ ९ ॥

यत्ते चन्द्रं कश्यप रोचनावद्यत्संहितं पुष्कलं चित्रभानु । अस्मिन्त्सूर्या आर्पिताः सप्त साकम् ॥१०॥

स सविता भूत्वान्तरिक्षेण याति स इन्द्रो भूत्वा तपति मध्यतो दिवम् ॥ १३ ॥

शुक्रं वहन्ति हरयो रघुष्यदो देवं दिवि वर्चसा भ्राजमानम् । यस्योर्ध्वा दिवं तन्वस्तपन्त्यर्वाङ् सुवर्णैः पटरैर्वि भाति ॥ १६ ॥

सप्त युञ्जन्ति रथमेकचक्रमेको अश्वो वहति सप्तनामा ॥ १८ ॥

कृष्णायाः पुत्रो अर्जुनो रात्र्या वत्सोऽजायत । स ह द्यामधि रोहति ॥ २६ ॥ (અ. ૧૩૧૩)

પાણીને ધારણ કરનારાં સૂર્યકિરણો નીલવર્ણવાળા આકાશની દિશા તરફથી ઉપર જાય છે. તે જળના અર્થાત મેઘોના સ્થાન સુધી પહોંચે છે. હે સૂર્ય ! જે આનંદ આપનારો ચંદ્ર પ્રકાશ છે તેમાં સૂર્યનાં સાત કિરણો જ સંકલિત થએલાં છે (અર્થાત્ સૂર્યના કિરણો ચંદ્રમાં જઇને ત્યાંથી જે પ્રકાશ આપણને પ્રાપ્ત થાય છે તે ચંદ્રમાને નામે પ્રસિદ્ધ છે) તે જ સૂર્ય જ્યારે અન્તરિક્ષમાં હોય છે ત્યારે તેને સવિતા કહે છે અને જ્યારે મધ્યાન્હમાં તપે છે ત્યારે તેને ઇન્દ્ર કહેવામાં આવે છે. (અર્થાત્ ૮ થી ૧૦॥ વાક્યા સુધી સૂર્યનું નામ સવિતા છે અને ૧૧ થી ૧ વાક્યા સુધી સૂર્યનું નામ ઇંદ્ર છે.) સૂર્યરૂપી પવિત્ર દેવનો પ્રકાશ આકાશમાં ફેલાએલો છે. જેના કિરણો એક તરફથી દ્યુલોકને પ્રકાશિત કરે છે અને બીજી બાજુથી ભૂમંડળની તરફ વિવિધ પ્રકાશની સાથે ચમકે છે. સૂર્યના રથ સાત અશ્વો જોડેલા છે. (અર્થાત્ સાત કિરણો છે.) કૃષ્ણા નામની કાળા રંગવાળી રાત્રીનો પુત્ર જ આ પ્રકાશમાન સૂર્ય છે. તે દ્યુલોક પર ચઢે છે."

આ પ્રમાણે ત્રણે સૂક્તોમાં જે મંત્રો છે તે સર્વ સૂર્યનું વર્ણન કરી રહ્યા છે. તેમાંના કેટલાક મંત્રો અત્યંત સ્પષ્ટ છે, કેટલાક અગ્નિના રૂપે સૂર્યનું વર્ણન કરે છે. કેટલાક વિદ્યુતને નામે સૂર્યનું વર્ણન કરે છે અને કેટલાક સ્પષ્ટ રીતે સૂર્યનું જ વર્ણન કરે છે. પાઠકો આ મંત્રોના શબ્દાર્થ જે પૂર્વે આપેલા છે, તે વારંવાર જુએ, મનન કરે અને મંત્રોનો આશય જાણે, અને જુએ કે અહીં સૂર્યની સ્તુતિ કેવી રીતે થઇ છે.

આ કાંડના દેવતા આદિત્ય, રોહિત અને અધ્યાત્મ છે. આદિત્ય અને રોહિત આ નામો તો સૂર્યનાં જ છે. રોહિત

નામ અગ્નિનું પણ છે, પરંતુ અગ્નિ પરંપરાથી સૂર્યની સાથે સંમિલિત હોવાથી એટલે કે તેનો પૌત્ર હોવાથી તે સૂર્યનો અંશ જ છે. અધ્યાત્મપક્ષમાં આ સૂક્ત આત્માની રીતે જોવું જોઈએ, તેનું તાત્પર્ય એજ કે વ્યક્તિગત આત્માના વિષયમાં વિચાર કરતાં વ્યક્તિ પણ સૂર્યનો જ અંશ છે તેથી જે પ્રાકૃતિક અંશ સૂર્યમાં છે અને બ્રહ્મનું સત્વ સૂર્યમાં છે તે અંશરૂપે પ્રત્યેક વ્યક્તિમાં ઉતરેલું છે. કારણ કે આ સૂર્યમાળામાં જે અણુરેણુ છે તે સૂર્યમાંથી જ આવેલ છે. આ પ્રમાણે જે વિચાર આ પહેલાં દર્શાવેલ છે તે ધ્યાનમાં લેવાથી વ્યક્તિગત સૂર્યની સત્તાનો અનુભવ પ્રાપ્ત થાય છે, આ સૂર્યનું અધ્યાત્મવિજ્ઞાન છે.

પરમાત્મા સર્વવ્યાપક અને પૂર્ણ નિરાકાર છે. તેની ઉપાસના નિર્વિષય ધ્યાનાદિ દ્વારા થઈ શકે છે. પરંતુ પ્રત્યેક મનુષ્ય પ્રારંભથી અંત સુધી અમૂર્ત બ્રહ્મની ઉપાસના યથાયોગ્ય રીતે કરી શકે જ છે એમ કહી શકાય નહિ. ઉદાહરણાર્થ, તરતનું યજ્ઞોપવીત ધારણ કરેનો બાળક જેની ઉમર ૬ કે ૮ વર્ષની છે તે અમૂર્ત બ્રહ્મનું ધ્યાન કેવી રીતે કરે ? તેને માટે તે અસંભવ છે. ધ્યાન ધારણાની સિદ્ધિ પછી આ ઉપાસના થવી સંભવ છે. આ નિરાલંબોપાસના ઉન્નતિની અવસ્થામાં સંભવનીય છે, ત્યાં સુધી સાવલંબોપાસના કરવાની અવસ્થા રહે છે. તેમાં અગ્નિહોત્રના અગ્નિથી પ્રારંભ કરી આગળ વધતાં વધતાં સૂર્યોપસ્થાન કરતો કરતો ઉપાસક પોતાની પ્રગતિ કરી શકે છે. આ સાલંબ ઉપાસના આ કાંડના સર્વ સૂક્તોમાં બતાવાઈ છે અને આ ઉપાસના માટે "સૂર્ય" નો જ નિર્દેશ અહીં કરેલ છે.

નિરુક્તાદિ ગ્રન્થોમાં જ્યાં દેવતાઓનું નિરૂપણ કરેલ છે ત્યાં પણ સર્વ વેદના દેવતાઓના નામ સૂર્યપર જ ઘટાવવાનો પ્રયત્ન કરેલ છે અને દેવ, શત્રુ, અસુરોના નામ મેઘોપર ઘટાવવાનો યત્ન કરેલ છે, જો આ પ્રકરણ પાઠક સૂક્ષ્મ વિચારની સાથે અહિં જોડી દેશે અને જોશે તો તેમને એજ વાત અહીં સ્પષ્ટ દેખાઈ શકશે.

આ સૂક્તમાં સૂર્યના જે નામો ગણાવેલાં છે, તેમાં રૂદ્ર, ઈંદ્ર, ચન્દ્ર, મહેન્દ્ર, સવિતા, આદિત્ય, ધાતા, વિધાતા, વિધર્તા, પરમ, અર્યમા, વરૂણ, યમ, મહાયમ, દેવ, મહાદેવ, એક, એકવૃત, મૈત્રિન, વરૂણ, અરૂણ વગેરે નામો ગણાવેલ છે અર્થાત્ આ નામોના અનેક દેવતાઓના સૂક્તોથી એકજ સૂર્યદેવનું વર્ણન થએલ છે, એ વાત આ રીતે સ્પષ્ટ થઈ જાય છે સર્વ અન્ય દેવ એકજ સૂર્યમાં મળી જાય છે એવા પ્રકારનાં વર્ણનથી અનેક દેવોનો ભેદભાવ સૂર્યમાં નષ્ટ થાય છે એ સ્પષ્ટ છે, અર્થાત્ અનેક દેવતાઓના મંત્રોથી વેદમાં સૂર્યનું જ વર્ણન છે અને તે ઉપાસનાને માટે જ છે એમ સિદ્ધ થાય છે.

પુરાણોમાં પણ સૂર્યપર જ "વિષ્ણુનું" રૂપક ઘટાવીને અનેક અવતારોનું વર્ણન અને અનેક કથાઓનાં પ્રસંગ વર્ણન કરેલા છે. શ્રીમદ્-ભાગવતમાં પણ પ્રાતઃકાળના સૂર્યનું નામ બ્રહ્મા, મધ્યાન્હના સૂર્યનું નામ વિષ્ણુ અને રાત્રિના સમયના સૂર્યનું નામ શિવ કહીને ત્રિમૂર્તિને સૂર્યમાં જ ઘટાવેલ છે. આ પ્રમાણે સૂર્યના રૂપક પરજ બ્રહ્મા, વિષ્ણુ, શિવની અનંત કથાઓ કલ્પેલી છે, એ વાત ત્યાં સ્પષ્ટ થઈ જાય છે, બ્રહ્માની પુત્રી સાવિત્રી, વિષ્ણુની પત્ની લક્ષ્મી અને શિવની પત્ની કાલી આ સર્વ આ પ્રમાણે સૂર્યનાં રૂપક જ છે. તેનું સવિસ્તર વર્ણન કરવા જતાં હજારો પૃષ્ઠોનો મહાગ્રન્થ બની જાય અને એવો ગ્રન્થ અહીં બનાવવાનો વિચાર નથી અને એવી આવશ્યકતા પણ નથી. અહિં જેટલું દિગ્દર્શન કરેલ છે તેટલું જ આ વૈદિક વિષયના જ્ઞાનને માટે પર્યાપ્ત છે. વેદના અન્યાન્ય વર્ણન જેવી રીતે સૂર્ય સાથે ઘટાવવામાં આવે છે તેવી જ રીતે બ્રાહ્મણગ્રન્થની કથાઓ અને ઇતિહાસ, પુરાણની કથાઓ પણ સૂર્યના રૂપકાલંકારથીજ રચિત છે એ વાત અહિં સંક્ષેપમાં દર્શાવવાની છે. આનો અર્થ કોઈ એમ ન માને કે તેની પ્રત્યેક પંક્તિ સૂર્ય માટે જ છે. પરંતુ એટલું જ સમજવું જોઈએ કે મુખ્ય કથા પ્રસંગ સૂર્યનું રૂપાલંકાર માનીને જ રચવામાં આવ્યો છે. ઉપપ્રસંગોમાં વિવિધ પ્રકારના જુદાં વર્ણનો થએલાં પણ હશે. આ પ્રમાણે સર્વ ગ્રન્થોનું વર્ણન મુખ્યત્વે સૂર્ય માટે જ છે. આટલું કથન થયા પછી સર્વનો ઉપાસ્ય દેવ સૂર્ય જ છે એ વાત સૂચિત થાય છે. તેનું વિસ્તારપૂર્વકનું વર્ણન કોઈ સ્વતંત્ર ગ્રન્થમાં કરીશું એટલું કહી આ કાંડનું વિવેચન અહીંજ સમાપ્ત કરીએ છીએ.

### બોધ વાક્ય

આ કાંડમાં કેટલાએ વાક્યો અન્યાન્ય રીતે વિશેષ ઉપદેશ આપે છે. હવે તેનો વિચાર સંક્ષેપથી કરીએ—

## પ્રથમ સૂક્ત

(૧) **उदेहि वाजिन्** (૧) –હે બળવાન ! અભ્યુદયને પ્રાપ્ત હો ! પોતાનો અભ્યુદય કરો, કદી પણ અવનત ન બનો.

(૨) **इदं राष्ट्रं प्रविश सूनृतावत्** – આ સત્યનિષ્ઠ રાષ્ટ્રમાં આવેશ ઉત્પન્ન કર, આ પ્રિય રાષ્ટ્રમાં પ્રવેશ કરીને કાર્ય કર.

(૩) **स त्वा राष्ट्राय सुभृतं बिभर्तु**– તે તને પોતાના રાષ્ટ્રની ઉન્નતિને માટે ઉત્તમ ભરણ પોષણનાં સાધનોથી યુક્ત બનાવે. તું પોતાના રાષ્ટ્રમાં રાષ્ટ્રિય ઉન્નતિને માટે ઉત્તમ ભરણ પોષણનાં સાધનોથી યુક્ત બનીને વિરાજમાન થા.

(૪) **उद्वाज आगन्** (૨)–તારૂં બળ ઉન્નતિને માટે પ્રગટ કર, ઉન્નતિના જ કાર્યમાં પોતાનું સામર્થ્ય લગાડી દો.

(૫) **विश आरोह त्वद्योनयो याः**– પ્રજાજનોમાં ઉચ્ચ હો, જેમાં તમારી ઉત્પત્તિ છે. તું તારી જાતિમાં ઉન્નત બન, ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર.

(૬) **अप ओषधीर्गाश्चतुष्पदो द्विपद आवेशयेह**– જળ સ્થાનો, ઔષધિઓનાં ઉદ્યાનો, ગાયો, ચતુષ્પાદ અને દ્વિપાદને અહીં આપણા દેશમાં ઉત્તમ રીતે રહેવા દો. તેઓ અહીં રહે અને ઉન્નત થાય.

(૭) **यूयमुग्राः पृश्निमातरः**– (૩) તમે ભૂમિને માતા માનનારા મહાન ઉગ્રવીર છો. શૂરવીર સર્વ મળીને પોતાની માતૃભૂમિનો સત્કાર કરે.

(૮) **प्रमृणीत शत्रून्**– શત્રુઓનો નાશ કરો.

(૯) **रुहो रुरोह** (૪)– આગળ વધનારા આગળ વધો. જેઓ ઉન્નતિ પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેઓ અટકે નહિ. તેમના માર્ગમાં અન્તરોધો ઉભા ન થાય.

(૧૦) **गातुं प्रपश्यन्निह राष्ट्रमाहाः**-ઉન્નતિના માર્ગને જોતો તું તારા રાષ્ટ્રને ઉન્નતિના માર્ગ પર લઇ જા.

(૧૧) **आ ते राष्ट्रमिह रोहितोऽहार्षीत्** (૫)– તારા રાષ્ટ્રને આ પરિસ્થિતિમાં તે વીર જ લઇ આવ્યો છે. તેનું સન્માન કરવું તારે માટે યોગ્ય છે.

(૧૨) **व्यास्थन्मृधो अभयं ते अभूत्**-તેણે શત્રુઓને દૂર નસાડી મૂકયા છે અને તારે માટે નિર્ભયતા ઉત્પન્ન કરી છે.

(૧૩) **सं ते राष्ट्रमनक्तु पयसा घृतेन** (૮)– તારા રાષ્ટ્રમાં દૂધ અને ઘી પુષ્કળ થાઓ, આ પૌષ્ટિક પદાર્થો વિપુલતામાં પ્રાપ્ત થાઓ.

(૧૪) **ब्रह्मणा पयसा वावृधानो विशि राष्ट्रे जागृहि** (૯)-જ્ઞાન અને દૂધથી પુષ્ટ થતો તું પોતાના પ્રજાજનોમાં અને રાષ્ટ્રમાં જાગતો રહે, કદી ઉઘાઇ ન જા. રાષ્ટ્રમાં જાગ્રત રહીને રાષ્ટ્રને ઉન્નત કરવાનો પ્રયત્ન કર.

(૧૫) **यास्ते विशस्तपसः संबभूवुः** (૧૦)– જે પ્રજાઓ તપને માટે સંઘટિત થાય છે એટલે કે તેમની ઉન્નતિ માટે ઉદ્યુક્ત થાય છે.

(૧૬) **तास्त्वा विशन्तु मनसा शिवेन**– તે પ્રજાજનો શુભ મનોકામના સાથે તારી સાથે સત્કાર્યમાં પ્રવિષ્ટ થાઓ. બધા મળીને શુભ કાર્યો કરો.

(૧૭) **विश्वा रूपाणि जनयन्युवा कविः** (૧૧)– યુવાન કવિ કાવ્યમાં અનેક રૂપકો બનાવે છે, અનેક રૂપકો ઉત્પન્ન કરે છે.

(૧૮) **तिग्मेनाग्निर्ज्योतिषा विभाति**– અગ્નિ તીક્ષ્ણ પ્રકાશની સાથે પ્રકાશે છે.

(૧૯) **गोपोषं च मे वीरपोषं च धेहि** (૧૨)– મારી ગાયો અને વીરોનું પોષણ થતું રહે.

(૨૦) **वाचा श्रोत्रेण मनसा जुहोमि** (૧૩)– વાણી, કાન અને મનની સાથે હવન કરૂં છું. (વાણીથી મંત્રોચ્ચારણ, કાનથી મંત્રશ્રવણ અને મનથી મનન કરતો હું હવન કરૂં છું.)

(૨૧) **स मा रोहैः सामित्यै रोहयतु**– તે મને ઉન્નતિઓ સાથે સમિતિને માટે ઉન્નત બનાવે.

(૨૨) **तस्मात्तेजांस्युपमेमान्यगुः** (૧૪)– તે (યજ્ઞ) થી અનેક તેજ મને પ્રાપ્ત થઇ ગયા છે. યજ્ઞથી વિવિધ તેજ પ્રાપ્ત થાય છે.

(૨૩) **आ त्वा रुरोह रेतसा सह** (૧૫)– વીર્યની સાથે તે મને ઉન્નત બનાવે. પરાક્રમની સાથે તે (યજ્ઞ) તને આગળ વધારે.

(૨૪) **वाचस्पते पृथिवी नः स्योना योनिस्तल्पा नः सुशेवा** (૧૭)– હે વાણીના પતિ ! પૃથ્વી અમારે માટે કલ્યાણકારી બને, ઘર અમારે માટે સુખદાયક થાઓ, બિછાનાં ઓ અમારા સર્વને માટે સુખકારી થાઓ.

(૨૫) **इहैव प्राणः सख्ये नो अस्तु**– અહીં જ પ્રાણ અમારી મિત્રતામાં રહે. અમે દીર્ઘાયુ થઇએ.

(૨૬) **तं त्वा परमेष्ठिन् पर्यग्निरायुषा दधातु**–હે પરમેષ્ઠિન્ ! અગ્નિ તને આયુષ્ય અને વર્ચસ્‌થી યુક્ત કરે.

મન સુવિચાર યુક્ત હો. ગો શાળામાં ગાયો હોજો અને ઘરમાં સંતાન હોજો

**( ૨૮ ) सर्वा अरातीरवक्रामन्नेहि ( २० )**- સર્વ શત્રુઓપર ચઢાઇ કરતો તુ આગળ વધ, સર્વ શત્રુઓનો નાશ કર અને ઉન્નત બન.

**( ૨૯ ) इदं राष्ट्रमकरः सूनृतावत्**- આ રાષ્ટ્રને સત્યનિષ્ઠ તથા આનંદ પસન્ત બનાવો.

**( ૩૦ ) अनुव्रता रोहिणी सूरिः सुवर्णा बृहती सुवर्चाः ( २२ )**- વિદુષી, ઉત્તમ વર્ણવાળી, તેજસ્વીની, વૃદ્ધિ પામનારી, અનુકૂળ સ્ત્રી વૃદ્ધિનું કારણ બને છે.

**( ૩૧ ) तया वाजान् विश्वरूपां जयेम**- તેવી વિદુષી અનુકૂળ સ્ત્રીની સાથે સર્વ પ્રકારના અન્ન તથા બળ પ્રાપ્ત કરશે.

**( ૩૨ ) तया विश्वाः पृतना अभिष्याम**- તેનાથી સર્વ શત્રુઓને પરાસ્ત કરીશું.

**( ૩૩ ) तां रक्षन्ति कवयोऽप्रमादम् ( २३ )**- કવિલોક પ્રમાદરહિત બનીને તેની રક્ષા કરે છે.

**( ૩૪ ) अश्वा हरयः केतुमन्तः सदा वहन्त्यमृताः सुखं रथं ( २४ )**- વેગવાળા તેજસ્વી ઘોડા હંમેશા ઉત્તમ સુખદાયી રથને ઉત્તમ રીતે લઇ જાય છે.

**( ૩૫ ) वि मिमीष्व पयस्वतीं घृताचीं धेनुरनपस्पृगेषा ( २७ )**- દૂધ અને ઘી દેનારી ગાયોને વિશેષ રીતે તૈયાર કર. જે દોહવાને સમયે હાલે ચાલે નહિ તેવી ઉત્તમ ગાય હો.

**( ૩૬ ) क्षेमो अस्तु, विमृधो नुदस्व**- સર્વનું કલ્યાણ થાઓ, શત્રુઓ દૂર થઇ જાઓ.

**( ૩૭ ) अभीषाड् विश्वाषाड् सपत्नान् हन्तु ये मम ( २८ )**-જે મરેલા શત્રુઓ છે, તે સર્વનો નાશ વિજયી વીર કરે.

**( ૩૮ ) हन्त्वेनान्प्र दहत्वरियों नः पृतन्यति (२९)**- જે શત્રુઓ સેના સાથે અમારા પર હુમલો કરે છે તેમને મારીને તેમનો નાશ થાઓ.

**( ૩૯ ) वयं सपत्नान् प्रदहामसि**- અમે સર્વ શત્રુઓને બાળી દઇશું.

**( ૪૦ ) अवाचीनानव जहि यथा सपत्नान्मामकान् ( ३० )**-અમારા શત્રુઓને નીચા પાડીને દબાવી દે.

**( ૪૧ ) सपत्नानधरान्पादयस्वास्मत् ( ३१ )**- અમારા શત્રુઓને નીચે પાડો.

**( ૪૨ ) अस्मद्व्यथया सजातमुत्पिपानं**- અમારા સજાતીય શત્રુઓને વ્યથા યુક્ત કર, દુઃખી કર.

**( ૪૩ ) अधरे पद्यन्तामप्रतिमन्यूयमानाः ( ३१ )**- અમારા શત્રુઓ વિના કારણ ગુસ્સો કરનારા બનીને નીચે પડી જાઓ.

**( ૪૪ ) सपत्नानव मे जहि, अवैनानश्मना ते यन्त्वधमं तमः ( ३२ )**- મારા શત્રુઓનો નાશ કર, શત્રુઓનો પત્થરોથી નાશ કર, તેઓ અંધારામાં જાય.

**( ૪૫ ) वत्सं ब्रह्म सन्तं ब्रह्मणा वर्धयन्ति (३३)**- બાળકોને જ્ઞાનવાન્ થવા છતાં પણ જ્ઞાનની સાથે વૃદ્ધિ પમાડે છે.

**( ૪૬ ) पृथिवीं च रोह, राष्ट्रं च रोह, द्रविणं च रोह, अमृतं च रोह ( ३४ )**- પૃથ્વી, રાષ્ટ્ર, ધન, પ્રજા અને અમરપણું તેમની વૃદ્ધિ કર.

**( ૪૭ ) ये राष्ट्रभृतः तैष्टे राष्ट्रं दधातु सुमनस्यमानः ( ३५ )**- જે રાષ્ટ્રપોષક વીર છે, તેમની દ્વારા તારા રાષ્ટ્રનું ઉત્તમ મનની સાથે ધારણ થાઓ.

**( ૪૮ ) भूमिमब्रवीत् त्वयीदं सर्वं जायतां यद् भूतं यच्च भाव्यम् ( ५४ )**- તેણે માતૃભૂમિને કહ્યું કે, "જે થયું છે અને જે થવાનું છે, તે સર્વ તારે માટે અર્પણ થાઓ."

**( ૪૯ ) स यज्ञः प्रथमो भूतो भव्यो अजायत, तस्माद्ध जज्ञ इदं सर्वं यत्किंचेदं विरोचते । ( ५५ )**- તે પ્રથમ થયો અને બનનારો યજ્ઞ થયો, તેનાથી જે કાંઇ થયું છે તે સર્વ ચમકે છે.

## દ્વિતીય સૂક્ત

**( ૫૦ ) स्तवाम भुवनस्य गोपां ( २ )**- ભુવનના રક્ષકની પ્રશંસા કરે છે.

**( ૫૧ ) मा त्वा दभन्परियान्तमाजिं ( ५ )**-યુદ્ધમાં જનારા તું તને શત્રુઓ ન દબાવે.

**( ૫૨ ) स्वस्ति दुर्गां अति याहि शीभम्**- કુશળતા પૂર્વક શીઘ્રતાથી કઠીણસ્થાનોને પેલે પાર જા.

**( ૫૩ ) रथमंशुमन्तं स्योनं सुवह्निमधि तिष्ठ वाजिनम् ( ७ )**- તેજસ્વી, સુખદાયી, બળવાન ઉત્તમ ચાલનારા સુંદર રથપર ચઢ.

**( ૫૪ ) द्यावापृथिवी जनयन्देव एकः ( २६ )**- એકજ ઇશ્વરે દ્યુલોક અને ભૂલોક બનાવ્યા છે.

**( ૫૫ ) अतन्द्रो यास्यन् ( २८ )**- આળસનો ત્યાગ કરવાથી જ પ્રગતિ કરી શકાય છે.

આ પ્રમાણે અનેક ઉપદેશ પર વાક્યો આ કાંડમાં છે. જે મુખ્ય દેવતાનું વર્ણન કરતાં કરતાં અન્યાન્ય બોધ પાઠકોને આપે છે. પાઠક આ રીતે આ કાંડનું અધ્યયન કરે.

# અધ્યાત્મ પ્રકરણ

( ऋषि.- अथर्वा । देवता- अध्यात्मं, व्रात्यः )

## કાંડ ૧૫, સૂક્ત ૧

व्रात्यं आसीदीयमान एव स प्रजापतिं समैरयत् ॥ १ ॥

स प्रजापतिः सुवर्णमात्मन्नपश्यत्तत्प्राजनयत् ॥ २ ॥

तदेकमभवत्तल्ललाममभवत्तन्महदभवत्तज्ज्येष्ठमभवत्तद्ब्रह्माभवत्तत्तपो

ऽभवत्तत्सत्यमभवत्तेन प्राजायत ॥ ३ ॥

सोऽवर्धत स महानभवत्स महादेवोऽभवत् ॥ ४ ॥

स देवानामीशां पर्यैत्स ईशानोऽभवत् ॥ ५ ॥

स एकव्रात्योऽभवत्स धनुरादत्त तदेवेन्द्रधनुः ॥ ६ ॥

नीलमस्योदरं लोहितं पृष्ठम् ॥ ७ ॥

नीलेनैवाप्रियं भ्रातृव्यं प्रोर्णोति लोहितेन

द्विषन्तं विध्यतीति ब्रह्मवादिनो वदन्ति ॥ ८ ॥

---

અર્થ— [ ૧ ] ( व्रात्यः ईयमान आसीत् ) વ્રાત્ય અર્થાત્ સમુહોનું હિત કરનારા સમુહપતિ સર્વનો પ્રેરક હતો. ( सः प्रजापतिं सं ऐरयत् ) તેણે પ્રજા-પાલકોને ઉત્તમ પ્રેરણા આપી. (૧) ( सः प्रजापतिः ) તે પ્રજાપતિએ ( आत्मन् सुवर्णं अपश्यत् ) આત્માને ઉત્તમ તેજસ્વી વર્ણયુક્ત જોયો. અને ( तत् प्र अजनयत् ) તેણે સર્વને ઉત્પન્ન કર્યાં. ( ૨ )

( तत् एकं अभवत् ) તે એક બની ગયો, ( तत् ब्रह्म अभवत् ) તે બ્રહ્મ થયો, ( तत् तप अभवत् ) તે તાપવનારો થયો, ( तत् ललामम् अभवत ) તે વિલક્ષણ બન્યો, ( तत् महत् अभवत ) તે મોટો થયો, ( तत् ज्येष्ठं अभवत ) તે શ્રેષ્ઠ થયો, ( तत् सत्यं अभवत् ) તે સત્ય થયો ( तेन प्र अजायत् ) તેનાથી તે પ્રગટ થયો. ( ૩ )

( सः अवर्धत ) તે વધી ગયો, ( सः महान् अभवत् ) ને મોટો થયો, ( सः महादेवः अभवत् ) તે મહાદેવ અર્થાત્ મોટો દેવ થયો ( ૪ )

( सः ईशां देवानां परि-ऐत् ) તે સર્વ નાના દેવોનો અધિષ્ઠાતા બન્યો, ( सः ईशानः अभवत् ) તે ઇશ્વર થયો. ( ૫ ) ( सः एक व्रात्य अभवत् ) તે એક માત્ર સર્વ સમુહોનો સ્વામી બન્યો. ( सः धनुः आदत्त ) તેણે ધનુષ્ય ધારણ કર્યું ( तत् एव इन्द्र धनुः ) તે જ ઇન્દ્ર ધનુષ્ય છે. ( ૬ ) अस्य उदरं नीलं ) તેનું પેટ નીલરંગનું છે અને ( पृष्ठं लोहितं પીઠ લાલ છે. (૭) ( नीलेन एव નીલ ભાગથી તે ( अप्रियं भ्रातृव्यं प्र ऊर्णोति ) અપ્રિય શત્રુઓને ઘેરી લે છે અને ( लोहितेन द्विषन्तं विध्यति ) લાલભાગથી દ્વેષ કરનારાઓને વેધે છે. ( इति ब्रह्मवादिनः वदन्ति ) એમ બ્રહ્મવાદીઓ કહે છે. ( ૮ )

[ २ ]

स उदतिष्ठत्स प्राचीं दिशमनु व्यचलत् ॥ १ ॥
तं बृहच्च रथन्तरं चादित्याश्च विश्वे च देवा अनुव्यचलन् ॥ २ ॥
बृहते च वै स रथन्तराय चादित्येभ्यश्च विश्वेभ्यश्च
देवेभ्य आ वृश्चते य एवं विद्वांसं व्रात्यमुपवदति ॥ ३ ॥
बृहतश्च वै स रथन्तरस्य चादित्यानां च विश्वेषां च
देवानां प्रियं धाम भवति तस्य प्राच्यां दिशि ॥ ४ ॥
श्रद्धा पुंश्चली मित्रो मागधो विज्ञानं वासोऽहरुष्णीषं
रात्री केशा हरितौ प्रवर्तौ कल्मलिर्मणिः ॥ ५ ॥
भूतं च भविष्यच्च परिष्कन्दौ मनो विपथम् ॥ ६ ॥
मातरिश्वा च पवमानश्च विपथवाहौ वातः सारथी रेष्मा प्रतोदः ॥ ७ ॥
कीर्तिश्च यशश्च पुरःसरावैनं कीर्तिर्गच्छत्या यशो गच्छति य एवं वेद ॥ ८ ॥
स उदतिष्ठत्स दक्षिणां दिशमनु व्यचलत् ॥ ९ ॥
तं यज्ञायज्ञियं च वामदेव्यं च यज्ञश्च यजमानश्च पशवश्चानुव्यचलन् ॥ १० ॥
यज्ञायज्ञियाय च वै स वामदेव्याय च यज्ञाय च यजमानस्य च
पशुभ्यश्चा वृश्चते य एवं विद्वांसं व्रात्यमुपवदति ॥ ११ ॥

[ २ ] ( सः उत् अतिष्ठत् ) તે ઉપર ઉઠયો. ( सः प्राचीं दिशं अनुव्यचलत् ) તે પૂર્વ દિશા તરફ અનુકૂળ રીતે ચાલ્યો. ( १ ) ( तं बृहत् च रथंतरं च आदित्याः च विश्वेदेवाः च अनुव्यचलन् ) તેને બૃહત, રથતર, આદિત્ય, વિશ્વેદેવ અનુકૂળ થયા. ( २ ) ( यः एवं विद्वांसं व्रात्यं उपवदति ) જે આવા વિદ્વાન વ્રતધારીને ખરાબ શબ્દો કહે છે તે બૃહત, રથન્તર, આદિત્ય અને વિશ્વેદેવોનો ( आवृश्चते ) અપરાધી બને છે. ( ૩ ) ( यः एवं वेद ) જે આ જાણે છે તે બૃહત, રથન્તર, આદિત્ય અને વિશ્વેદેવોનું પ્રિય ધામ બને છે. ( तस्य प्राच्यां दिशि ) તેની પૂર્વ દિશામાં ( श्रद्धा पुंश्चली ) શ્રદ્ધારૂપી સ્ત્રી, ( मित्रः मागधः ) મિત્ર સૂર્ય સ્તુતિ કરનારો, ( विज्ञानं वासः ) વિજ્ઞાન વસ્ત્ર, ( अहः उष्णीषं ) દિવસ પાઘડી, ( रात्री केशा ) રાત્રી વાળ, ( हरितौ प्रवर्तौ ) કિરણો કુંડલ, ( कल्मलिः मणिः ) તારાઓ મણિના જેવા બને છે. ( ૪-૫ ) ( भूतं च भविष्यत् च परिष्कंदौ ) ભૂતકાળ અને ભવિષ્યકાળ આ બન્ને તેના રક્ષક બને છે અને ( मनः विपथं ) મન તેનો યુદ્ધ રથ બને છે. ( ૬ ) ( मातरिश्वा च पवमानः च विपथ वाहौ ) શ્વાસ અને ઉચ્છ્વાસ તેના રથના ઘોડા બન્યા છે. ( वातः सारथी ) પ્રાણ તેનો સારથી અને ( रेष्मा प्रतोदः ) વાયુ તેનો ચાબુક બન્યો છે. ( ૭ ) ( कीर्तिः च यशः च ) કીર્તિ અને યશ તેની ( पुरःसरौ ) અગ્રગામી છે. ( एनं कीर्तिः आगच्छति ) તેની પાસે કીર્તિ આવી જાય છે. તેની પાસે ( यशः आगच्छति ) યશ આવે છે. ( ૮ ) [ ૧ ] ( सः ) તે ઉભો થાય છે અને દક્ષિણ દિશામાં અનુકૂલ બનીને સંચાર કરે છે. ( ૯ )

यज्ञायज्ञियस्य च वै स वामदेव्यस्य च यज्ञस्य च
यजमानस्य च पशूनां च प्रियं धाम भवति तस्य दक्षिणायां दिशि ॥ १२ ॥
उषाः पुंश्चली मन्त्रो मागधो विज्ञानं वासोऽहरुष्णीषं
रात्री केशा हरितौ प्रवर्तौ कल्मलिर्मणिः ॥ १३ ॥
अमावास्या च पौर्णमासी च परिष्कन्दौ मनो विपथम्।
मातरिश्वा० । कीर्तिश्च० ॥ १४ ॥
स उदतिष्ठत्स प्रतीचीं दिशमनु व्यचलत् ॥ १५ ॥
तं वैरूपं च वैराजं चापश्च वरुणश्च राजानुव्यचलन् ॥ १६ ॥
वैरूपाय च वै स वैराजाय चाद्भ्यश्च वरुणाय च राज्ञ
आ वृश्चते य एवं विद्वांसं व्रात्यमुपवदति ॥ १७ ॥
वैरूपस्य च वै स वैराजस्य चापां च वरुणस्य च राज्ञः
प्रियं धाम भवति तस्य प्रतीच्यां दिशि ॥ १८ ॥
इरा पुंश्चली हसो मागधो विज्ञानं वासोऽहरुष्णीषं
रात्री केशा हरितौ प्रवर्तौ कल्मलिर्मणिः
अहश्च रात्री च परिष्कन्दौ मनो विपथम् । मातरिश्वा० कीर्तिश्च० ॥ २० ॥
स उदतिष्ठत्स उदीचीं दिशमनु व्यचलत् ॥ २१ ॥
तं श्यैतं च नौधसं च सप्तर्षयश्च सोमश्च राजानुव्यचलन् ॥ २२ ॥

---

તેને યજ્ઞાયજ્ઞિય, વામદેવ્ય, યજ્ઞ, યજમાન અને (पशवः च अनुव्यचलन्) પશુ પણ અનુકૂળ બને છે. (૧૦) (यः एवं विद्वांसं व्रात्यं उपवदति) જે આવા વિદ્વાન વ્રતચારીનો ઉપહાસ કરે છે તે યજ્ઞાયજ્ઞિય, વામદેવ્ય, યજ્ઞ, યજમાન અને પશુઓના વિષયમાં (आवृश्चते) અપરાધી બને છે. (૧૧) (यः एवं वेद) જે આ વાત જાણે છે તે યજ્ઞાયજ્ઞિય, વામદેવ્ય, યજ્ઞ, અજમાન અને પશુઓનું પ્રિય સ્થાન બને છે. તેને દક્ષિણ દિશામાં (उषाः पुंश्चली) ઉષારૂપી સ્ત્રી, (मन्त्रः मागधः) મંત્ર પ્રશંસા કરનારો, વિજ્ઞાન વસ્ત્ર, દિવસ પાગડી, રાત્રી વાળ, કિરણ કુંડલ, તારાઓ મણીની માફક થાય છે. (૧૨–૧૩) (अमावास्या च पौर्णमासी च परिष्कन्दौ) અમાવાસ્યા અને પૂર્ણિમા તેના સંરક્ષક બને છે અને મન તેનો યુદ્ધ રથ છે, શ્વાસ અને ઉચ્છ્વાસ તેના રથના ઘોડા છે, પ્રાણ સારથી અને વાયુ તેનો ચાબુક છે. (આગળ પહેલાં પ્રમાણે) (૧૪) [ ૨ ]

(सः ०) તે ઉઠયો અને (स प्रतीचीं दिशं अनुव्यचलत्) તે પશ્ચિમ દિશા તરફ અનુકૂળતા પ્રમાણે સંચાર કરવા લાગ્યો. (૧૫) ત્યારે તેને વૈરૂપ, વૈરાજ, આપ અને રાજા વરૂણ અનુકૂળ થયા. (૧૬) જે આવા વિદ્વાન વ્રતચારીનું અપમાન કરે છે તે વૈરૂપ, વૈરાજ, આપ અને રાજા વરૂણના અપરાધી બને છે. (૧૭) જે આ વાત જાણે છે તે વૈરૂપ, વૈરાજ, આપ–પાણી અને વરૂણનું પ્રિય ધામ બને છે. તેને માટે

*

श्यैताय॑ च॒ वै स नौ॑धसाय॑ च सप्तऋषिभ्य॑श्च सोमा॑य च॒ राज्ञ॒
आ वृ॑श्चते य ए॒वं वि॒द्वांसं॑ व्रात्य॑मुप॒वद॑ति ॥ २३ ॥
श्यैतस्य॑ च॒ वै स नौ॑धसस्य॑ च सप्तऋ॒षीणां॑ च॒ सोम॑स्य च॒
राज्ञः॑ प्रि॒यं धाम॑ भवति॒ तस्योदी॑च्यां दि॒शि ॥ २४ ॥
वि॒द्युत्पुं॑श्चली स्त॒नयि॒त्नुर्मा॑गधो वि॒ज्ञानं॒ वासोऽह॑रुष्णी॒षं
रात्री॒ केशा॒ हरि॑तौ प्रव॒र्तौ क॑ल्म॒लिर्म॒णिः ॥ २५ ॥
श्रुतं॑ च॒ विश्रु॑तं च॒ परिष्क॒न्दौ॑ मनो॑ विप॒थम् ॥ २६ ॥
मा॒तरिश्वा॑ च पव॑मानश्च विपथवा॒हौ वा॒तः सार॑थी रे॒ष्मा प्र॑तो॒दः ॥ २७ ॥
की॒र्तिश्च॒ यश॑श्च॒ पुरःस॒रावै॑नं की॒र्तिर्ग॑च्छ॒त्या यशो॑ गच्छति॒ य ए॒वं वेद॑ ॥ २८ ॥

[ ३ ]

स सं॑वत्स॒रमू॒र्ध्वोऽतिष्ठ॒त्तं दे॒वा अ॑ब्रुवन्व्रात्य॒ किं नु ति॑ष्ठसीति॑ ॥ १ ॥
सो॑ऽब्रवीदास॒न्दीं मे॒ सं भ॑रन्त्विति॑ ॥ २ ॥
तस्मै॒ व्रात्या॑यास॒न्दीं सम॑भरन् ॥ ३ ॥
तस्या॑ ग्री॒ष्मश्च॑ वस॒न्तश्च॒ द्वौ पादा॒वास्तां॑ श॒रच्च॑ व॒र्षाश्च॒ द्वौ ॥ ४ ॥

---

પશ્ચિમ દિશામા ( इरा पुंश्चली ) ભૂમિરૂપી સ્ત્રી, ( हसः मागधः ) હાસ્ય પ્રશંસક, વિજ્ઞાન વસ્ત્ર૦ ( ૧૯ ) ( अहः च रात्री च परिष्कन्दौ ) દિવસ અને રાત્રી તેનાં રક્ષક બને છે. ( આગળ પહેલા પ્રમાણે ) ( ૨૦ ) (सः० ) તે ઉઠયો અને તે ( उदीचीं दिशं ) ઉત્તર દિશામાં અનુકૂળ બનીને ચાલ્યો ( ૨૧ ) ( तं श्येतं च सप्तर्षयः च राजा सोमः च अनुव्यचलन् ) તેને અનુકૂળ શ્યેત, નૌધસ, સપ્તર્ષિ અને રાજા સોમ ચાલવા લાગ્યા. ( ૨૨ ) જે આ પ્રકારના વિદ્વાન વ્રાત્યનો ઉપહાસ કરે છે તે શ્યેત, નૌધસ, સપ્તર્ષિ અને રાજા સોમનો અપરાધી બને છે. ( ૨૩ )

જે આ વાત જાણે છે તે શ્યેત, નૌધસ, સપ્તર્ષિ અને રાજા સોમનુ પ્રિય ધામ બને છે. ( ૨૪ ) તેને માટે ઉત્તર દિશામા ( विद्युत् पुंश्चली ) વિજળીરૂપી સ્ત્રી, ( स्तनयित्नुः मागधः ) ગર્જના કરનારો મેઘ પ્રશંસા કરનારો, વિજ્ઞાન વસ્ત્ર, દિવસ પાઘડી, રાત્રી વાળ, કિરણ કુંડળ, તારા મણિ સમાન બન્યા છે. ( ૨૫ ) ( श्रुतं विश्रुतं च परिष्कंदौ ) જ્ઞાન, વિજ્ઞાન એ તેના રક્ષક અને મન તેનો યુદ્ધ રથ છે. ( ૨૬ ) શ્વાસ અને ઉચ્છ્વાસ તેના રથના ઘોડા૦, ( આગળ પહેલા પ્રમાણે ( ૨૭-૨૮ ) ( ૪ )

[ ૩ ] ( सः संवत्सरं उर्ध्वः अतिष्ठत् ) તે વર્ષ પર્યંત ઉભો રહ્યો. ( तं देवा अब्रुवन् ) તેને દેવોએ કહ્યું, ( व्रात्य, किं न तिष्ठसि इति ) હે વ્રતી ! તુ કેમ ઉભો છે ? ( ૧ ) ( सः अब्रवीत् ) તેણે કહ્યું, ( मे आसन्दीं सं भरन्तु इति ) મારે માટે બેસવાને આસન લાવો. ( ૨ ) ત્યારે ( तस्मै व्रात्याय आसन्दीं समभरन् ) તે વ્રતીને બેસવાને માટે બાજોઠ લઈ આવ્યા ( ૩ ) ( तस्याः ग्रीष्मः च वसन्तः च ) તે બાજોઠના ગ્રીષ્મ અને વસન્ત એમ ( द्वौ पादौ आस्तां ) બે પગ હતા, અને ( शरत् च वर्षा च द्वौ ) શરદ

बृहच्च रथंतरं चानूच्ये आस्तां यज्ञायज्ञियं च वामदेव्यं च तिरश्च्ये ॥ ५ ॥
ऋचः प्राञ्चस्तन्तवो यजूंषि तिर्यञ्चः ॥ ६ ॥
वेद आस्तरणं ब्रह्मोपबर्हणम् ॥ ७ ॥
सामासाद उद्गीथोऽपश्रयः ॥ ८ ॥
तामासन्दीं व्रात्य आरोहत् ॥ ९ ॥
तस्य देवजनाः परिष्कन्दा आसन्त्संकल्पाः प्रहाय्याः विश्वानि भूतान्युपसदः ॥ १० ॥
विश्वान्येवास्य भूतान्युपसदो भवन्ति य एवं वेद ॥ ११ ॥

[ ४ ]

तस्मै प्राच्या दिशः ॥ १ ॥
वासन्तौ मासौ गोप्तारावकुर्वन्बृहच्च रथंतरं चानुष्ठातारौ ॥ २ ॥
वासन्तावेनं मासौ प्राच्या दिशो गोपायतो बृहच्च
रथंतरं चानु तिष्ठतो य एवं वेद ॥ ३ ॥
तस्मै दक्षिणाया दिशः ॥ ४ ॥
ग्रैष्मौ मासौ गोप्तारावकुर्वन्यज्ञायज्ञियं च वामदेव्यं चानुष्ठातारौ ॥ ५ ॥
ग्रैष्मावेनं मासौ दक्षिणाया दिशो गोपायतो यज्ञायज्ञियं च
वामदेव्यं चानु तिष्ठतो य एवं वेद ॥ ६ ॥

---

અને વર્ષા બે પગ હતા. ( ૪ ) ( बृहत् च रथन्तरं च ) બૃહત્ અને રથન્તર એ બે ( अनूच्ये आस्तां ) બાજુનાં પાટિયાં હતા અને ( यज्ञायज्ञियं च वामदेव्यं च तिरश्च्ये ) યજ્ઞાયજ્ઞિય અને વામદેવ્ય એ બે ત્રાંસા પાટિયાં હતાં. ( ૫ ) ( ऋचः प्राञ्च तन्तवः ) ઋગ્વેદના મંત્ર લંબાઇના તાંતણા હતા, અને ( यजूंषि तिर्यञ्चः ) યજુર્વેદના મંત્ર ત્રાંસા તાંતણા હતા. ( ૬ ) ( वेद आस्तरणं ) વેદ તેના પર બિછાવેલા હતા, અને ( ब्रह्म उपबर्हणं ) બ્રહ્મજ્ઞાન તેનું ઓઢવાનું વસ્ત્ર હતું. ( ૭ ) ( साम आसादः ) સામવેદ ગાદલું હતું અને ( उद्गीथः उपश्रयः ) ઉદ્‌ગીથ ઓશિકું હતું. ( ૮ ) ( तां आसन्दीं व्रात्य आरोहत ) આ પ્રમાણેના જ્ઞાનરૂપી ખાટલા પર વ્રતી ચઢ્યો. ( ૯ ) ( देवजनाः तस्य परिष्कन्दा आसन् ) દેવજન તેના રક્ષક બન્યા ( संकल्पाः प्रहाय्याः ) તેના સંકલ્પ તેના દૂતો અને ( विश्वानि भूतानि उपसदः भवन्ति एव ) સર્વ ભૂતો તેની સાથે બેસનારાં હતાં. ( ૧૦ ) ( यः एवं वेद ) જે આ તત્વ જાણે છે, ( विश्वानि भूतानि अस्य उपसदः भवन्ति एव ) સર્વ ભૂતમાત્ર તેની સાથે બેસનારા સાથી મિત્ર થાય છે તેમાં સંદેહ નથી જ. ( ૧૧ )

[ ૪ ] ( तस्मै प्राच्यः दिशः ) તેને માટે પૂર્વની દિશા. ( ૧ ) ( वासन्तौ मासौ गोप्तारौ अकुर्वन् ) વસન્ત ઋતુના બે મહિના રક્ષક બનાવ્યા, ( बृहत च रथन्तरं च अनुष्ठातारौ ) બૃહત અને રથંતરને સેવક બનાવ્યા. ( ૨ ) ( यः एवं वेद ) જે આ જાણે છે તેનાં પૂર્વ દિશા, વસન્ત ઋતુના બે મહિના રક્ષક બને છે અને બૃહત્ તથા રથંતર સેવક બને છે. ( ૩ ) [ ૧ ]

तस्मै॑ प्र॒तीच्या॑ दि॒शः ॥ ७ ॥
वार्षि॑कौ मासौ॑ गो॒प्तारा॒वकु॑र्वन्वैरू॒पं च॑ वैरा॒जं चा॑नुष्ठा॒तारौ॑ ॥ ८ ॥
वार्षि॑कावे॒नं मासौ॑ प्र॒तीच्या॑ दि॒शो गो॑पायतो वैरू॒पं च॑
वैरा॒जं चानु॑ तिष्ठतो॒ य ए॒वं वेद॑ ॥ ९ ॥
तस्मा॑ उदी॑च्या दि॒शः ॥ १० ॥
शा॒रदौ॑ मासौ॑ गो॒प्तारा॒वकु॑र्वञ्छ्यै॒तं च॑ नौधसं चा॑नुष्ठा॒तारौ॑ ॥ ११ ॥
शा॒रदा॑वे॒नं मा॒सा॒वुदी॑च्या दि॒शो गो॑पायतः श्यै॒तं च॑
नौध॒सं चानु॑ तिष्ठतो॒ य ए॒वं वेद॑ ॥ १२ ॥
तस्मै॑ ध्रु॒वाया॑ दि॒शः ॥ १३ ॥
है॒म॒नौ॑ मासौ॑ गो॒प्तारा॒वकु॑र्व॒न्भूमिं॑ चा॒ग्निं चा॑नुष्ठा॒तारौ॑ ॥ १४ ॥
है॒म॒नावे॒नं मासौ॑ ध्रु॒वाया॑ दि॒शो गो॑पायतो॒
भूमि॑श्चा॒ग्निश्चानु॑ तिष्ठतो॒ य ए॒वं वेद॑ ॥ १५ ॥
तस्मा॑ ऊ॒र्ध्वाया॑ दि॒शः ॥ १६ ॥
शै॒शि॒रौ मासौ॑ गो॒प्तारा॒वकु॑र्व॒न्दिवं॑ चादि॒त्यं चा॑नुष्ठा॒तारौ॑ ॥ १७ ॥
शै॒शि॒रावे॒नं मासा॑वू॒र्ध्वाया॑ दि॒शो गो॒पायतो॒
द्यौश्चा॑दि॒त्यश्चानु॑ तिष्ठतो॒ य ए॒वं वेद॑ ॥ १८ ॥

---

તેને માટે દક્ષિણની દિશા. ( ૪ ) ગ્રીષ્મ ઋતુના બે મહિના રક્ષક બનાવ્યા અને યજ્ઞાયજ્ઞિય અને વામદેવ્ય અનુચર એટલે કે નોકર બન્યા છે. ( ૫ ) જે આ જાણે છે તેનાં દક્ષિણ દિશા, ગ્રીષ્મ ઋતુના બે માસ રક્ષક બને છે અને યજ્ઞાયજ્ઞિય અને વામદેવ્ય સેવક બને છે. ( ૬ ) [ ૨ ]

તેને માટે પશ્ચિમની દિશા. ( ૭ ) વર્ષા ઋતુના બે માસ રક્ષક બનાવ્યા અને વૈરૂપ તથા વૈરાજ અનુચર થયા ( ૮ ) જે આ જાણે છે તેને માટે પશ્ચિમ દિશા, વર્ષાના બે માસ રક્ષક બન્યા અને વૈરૂપ તથા વૈરાજ અનુચર બન્યા છે. ( ૯ ) [ ૩ ]

તેને માટે ઉત્તરની દિશા. ( ૧૦ ) શરદ ઋતુના બે માસ રક્ષક બનાવ્યા અને શ્યૈત તથા નૌધસ અનુચર થયા. ( ૧૧ ) જે આ જાણે છે તેને માટે ઉત્તર દિશા, શરદ ઋતુના બે માસ રક્ષક બને છે અને શ્યૈત તથા નૌધસ તેના અનુચર બને છે. ( ૧૨ ) [ ૪ ]

તેને માટે ધ્રુવ દિશા, ( ૧૩ ) હેમન્ત ઋતુના બે માસ રક્ષક બન્યા અને ભૂમિ તથા અગ્નિ તેના અનુચર બન્યા. ( ૧૪ ) જે આ માને છે તેના ધ્રુવ દિશા તથા હેમન્ત ઋતુના બે માસ રક્ષક છે અને ભૂમિ તથા અગ્નિ તેના અનુચર છે. ( ૧૫ ) [ ૫ ]

તેને માટે ઉર્ધ્વ દિશા. ( ૧૬ ) શિશિર ઋતુના બે માસ રક્ષક બનાવ્યા અને દ્યુ તથા આદિત્ય અનુચર બન્યા. ( ૧૭ ) જે આ વાત જાણે છે તેને માટે ઉર્ધ્વ દિશા, શિશિર ઋતુના બે માસ રક્ષક બને છે અને દ્યુલોક તથા આદિત્ય અનુગામી બને છે. ( ૧૮ ) [ ૬ ]

[ ५ ]

तस्मै प्राच्यां दिशो अन्तर्देशाद्भवमिष्वासमनुष्ठातारमकुर्वन् ॥ १ ॥
भव एनमिष्वासः प्राच्यां दिशो अन्तर्देशादनुष्ठातानु
तिष्ठति नैनं शर्वो न भवो नेशानः ॥ २ ॥
नास्य पशून्न समानान्हिनस्ति य एवं वेद ॥ ३ ॥
तस्मै दक्षिणाया दिशो अन्तर्देशाच्छर्वमिष्वासमनुष्ठातारमकुर्वन् ॥ ४ ॥
शर्वं एनमिष्वासो दक्षिणाया दिशो अन्तर्देशादनुष्ठातानु
तिष्ठति नैनं शर्वो न भवो नेशानः । नास्य पशून्न० ॥ ५ ॥
तस्मै प्रतीच्या दिशो अन्तर्देशात्पशुपतिमिष्वासमनुष्ठातारमकुर्वन् ॥ ६ ॥
पशुपतिरेनमिष्वासः प्रतीच्या दिशो अन्तर्देशादनुष्ठातानु तिष्ठति० । नास्य० ॥ ७ ॥
तस्मा उदीच्या दिशो अन्तर्देशादुग्रं देवमिष्वासमनुष्ठातारमकुर्वन् ॥ ८ ॥
उग्र एनं देव इष्वास उदीच्या दिशो अन्तर्देशादनुष्ठातानु तिष्ठति० । नास्य० ॥ ९ ॥
तस्मै ध्रुवाया दिशो अन्तर्देशाद्रुद्रमिष्वासमनुष्ठातारमकुर्वन् ॥ १० ॥
रुद्र एनमिष्वासो ध्रुवाया दिशो अन्तर्देशादनुष्ठातानु तिष्ठति० । नास्य० ॥ ११ ॥

---

[ ५ ] ( **तस्मै प्राच्याः दिशः अन्तर्देशात्** ) તેને માટે પૂર્વ દિશાના અન્તર્દેશથી ( **इष्वासं भवं अनुष्ठातारं अकुर्वन्** ) ધનુર્ધારી ભવને અનુષ્ઠાતા બનાવ્યો. ( ૧ ) ( **यः एवं वेद** ) જે આ વાતને જાણે છે ( **एनं इष्वासः भवः** ) તેનો ધનુર્ધારી ભવ ( **प्राच्याः दिशः अन्तर्देशात्** ) પ્રાચી દિશાના અન્તર્દેશમાંથી ( **अनुष्ठाता अनुतिष्ठति** ) અનુષ્ઠાતા બનીને રહે છે અને ( **न शर्वः न भवः ईशानः एनं** ) શર્વ, ભવ અથવા ઇશાન તેનો ઘાત કરી શકતા નથી. ( ૨ ) ( **न अस्य पशून् समानान् हिनस्ति** ) તેનાં પશુઓ અને તેના સમાન બન્ધુઓની હિંસા કરતા નથી. ( ૩ ) [ ૧ ]

તેને માટે દક્ષિણ દિશાના અંતર્દેશથી ધનુર્ધારી શર્વને અનુષ્ઠાતા બનાવ્યો ( ૪ ) જે આ વાત જાણે છે તેનો ધનુર્ધારી શર્વ દક્ષિણ દિશાના અન્તર્દેશમાંથી અનુષ્ઠાતા બનીને રહે છે અને શર્વ, ભવ અથવા ઇશાન તેનો ઘાત કરતા નથી અને તેનાં પશુઓ તથા બન્ધુઓની હિંસા કરતા નથી ( ૫ ) [ ૨ ]

તેને માટે ( **प्रतीच्याः दिशः** ) પશ્ચિમ દિશાના અંતર્દેશમાંથી ( **पशुपतिं इष्वासं०** ) પશુપતિને ધનુર્ધર અનુષ્ઠાતા બનાવ્યો. ( ૬ ) જે આ વાત જાણે છે તેનો ધનુર્ધારી પશુપતિ પશ્ચિમ દિશામાંથી અનુષ્ઠાતા બનીને રહે છે અને તેનો શર્વ, ભવ અથવા ઈશાન ઘાત કરી શકતા નથી અને તેનાં પશુઓ તથા બાંધવોની હિંસા કરી શકતા નથી. ( ૭ ) [ ૩ ]

તેને માટે ( **उदीच्याः दिशः** ) ઉત્તર દિશાના અન્તર્દેશમાંથી ( **उग्रं देवं इष्वासं०** ) ઉગ્રદેવને ધનુર્ધારી અનુષ્ઠાતા બનાવ્યા. ( ૮ ) જે આ વાત જાણે છે તેનો ઉગ્રદેવ ઉત્તર દિશાના અન્તર્દેશમાંથી અનુષ્ઠાતા બનીને રહે છે અને તેનો શર્વ, ભવ અથવા ઇશાન ઘાતપાત કરતા નથી અને તેના પશુઓ તથા બાંધવોની હિંસા કરતા નથી. ( ૯ ) [ ૪ ]

तस्मा ऊर्ध्वाया दिशो अन्तर्देशान्महादेवमिष्वासमनुष्ठातारमकुर्वन् ॥ १२ ॥
महादेव एनमिष्वास ऊर्ध्वाया दिशो अन्तर्देशादनुष्ठातानु तिष्ठति०। नास्य०॥ १३ ॥
तस्मै सर्वेभ्यो अन्तर्देशेभ्य ईशानमिष्वासमनुष्ठातारमकुर्वन् ॥ १४ ॥
ईशान एनमिष्वासः सर्वेभ्यो अन्तर्देशेभ्योऽनुष्ठातानु
तिष्ठति नैनं शर्वो न भवो नेशानः ॥ १५ ॥
नास्य पशून्न समानान्हिनस्ति य एवं वेद ॥ १६ ॥

[ ६ ]

स ध्रुवां दिशमनु व्यचलत् ॥ १ ॥
तं भूमिश्चाग्निश्चौषधयश्च वनस्पतयश्च वानस्पत्याश्च वीरुधश्चानुव्यचलन् ॥ २ ॥
भूमेश्च वै सोऽग्नेश्चौषधीनां च वनस्पतीनां च वानस्पत्यानां
च वीरुधां च प्रियं धाम भवति य एवं वेद ॥ ३ ॥
स ऊर्ध्वां दिशमनु व्यचलत् ॥ ४ ॥
तमृतं च सत्यं च सूर्यश्च चन्द्रश्च नक्षत्राणि चानुव्यचलन् ॥ ५ ॥

---

તેને માટે ( ध्रुवायाः ) दिशः ) ધ્રુવ દિશાના અંતર્દેશમાંથી ( रुद्रं इष्वासं० ) રૂદ્રને ધનુર્ધારી અનુષ્ઠાતા બનાવ્યો. ( ૧૦ ) જે આ વાતને જાણે છે તેનો ધનુર્ધારી રૂદ્રદેવ ધ્રુવ દિશાના અંતર્દેશથી અનુષ્ઠાતા બનીને રહે છે અને તેનો શર્વ, ભવ અને ઇશાન ઘાત કરતા નથી અને તેનાં પશુઓ તથા બાંધવોની હિંસા કરતા નથી. ( ૧૧ ) [ ૫ ]

તેને માટે ( उर्ध्वायाः दिशः ) ઉર્ધ્વ દિશાના અંતર્દેશમાંથી ( महादेवं इष्वासं० , મહાદેવને ધનુર્ધારી અનુષ્ઠાતા બનાવ્યા. ( ૧૨ ) જે આ વાતને જાણે છે તેનો ધનુધારી મહાદેવ ઉર્ધ્વ દિશાના અંતર્દેશમાંથી અનુષ્ઠાતા બનીને રહે છે અને શર્વ, ભવ, અને ઇશાન તેનો ઘાત કરતા નાથી અને તેનાં પશુઓ તથા બાંધવોની હિંસા કરતા નથી. ( ૧૩ ) [ ૬ ]

તેને માટે ( सर्वेभ्यः अन्तर्देशेभ्यः ) સર્વ અંતર્દેશોમાંથી ( ईशानं इष्वासं० ) ઇશાનને ધનુર્ધારી અનુષ્ઠાતા બનાવ્યા. ( ૧૪ ) જે આ વાતને જાણે છે તેનો ધનુધારી ઇશાન સર્વ દિશાઓના અંતર્દેશમાંથી અનુષ્ઠાતા બનીને રહે છે. શર્વ, ભવ અથવા ઇશાન તેનો નાશ કરી શકતા નથી અને તેનાં પશુઓ કે બાંધવોની હિંસા કરી શકતા નથી. ( ૧૫-૧૬ ) [ ૭ ]

[ ૬ ] ( सः ध्रुवां दिशमनु व्यचलत् ) તે ધ્રુવ દિશા તરફ અનુકૂળતા પ્રમાણે ચાલ્યો. ( ૧ ) તેથી ( तं भूमिः च अग्निः च ओषधयः च वनस्पतयः च ) તેને અનુકૂળ ભૂમિ, અગ્નિ, ઔષધિ, વનસ્પતિ, ( वानस्पत्याः च वीरुधः च अनुव्यचालन् ) નાના અને મોટાં ઝાડ અનુકૂળ બનીને રહે. (૨) ( यः एवं वेद ) જે આ વાત જાણે છે ( सः भूमेः च वै अग्नेः च ) તે ભૂમિ અને અગ્નિના ( ओषधीनां च वनस्पतीनां ) ઔષધિ અને વનસ્પતિઓના ( वानस्पत्यानां च वीरुधां ) નાના અને મોટાં વૃક્ષોના ( प्रियं धाम भवति ) પ્રિય સ્થાન થાય છે. ( ૩ ) [ ૧ ]

ऋतस्यं च वै स सत्यस्यं च सूर्यस्य च चन्द्रस्यं च
नक्षत्राणां च प्रियं धामं भवति य एवं वेदं ॥ ६ ॥
स उत्तमां दिशमनु व्यचलत् ॥ ७ ॥
तमृचश्च सामानि च यजूंषि च ब्रह्म चानुव्यचलन् ॥ ८ ॥
ऋचां च वै स साम्नां च यजुषां च ब्रह्मणश्च
प्रियं धामं भवति य एवं वेदं ॥ ९ ॥
स बृहतीं दिशमनुव्यचलत् ॥ १० ॥
तमितिहासश्चं पुराणं च गाथाश्च नाराशंसीश्चानुव्यचलन् ॥ ११ ॥
इतिहासस्यं च वै स पुराणस्यं च गाथानां च नाराशंसीनां च
प्रियं धामं भवति य एवं वेदं ॥ १२ ॥
स परमां दिशमनु व्यचलत् ॥ १३ ॥
तमाहवनीयश्च गार्हपत्यश्च दक्षिणाग्निश्च यज्ञश्च यजमानश्च
पशवश्चानुव्यचलन् ॥ १४ ॥
आहवनीयस्य च वै स गार्हपत्यस्य च दक्षिणाग्नेश्च यज्ञस्यं च
यजमानस्य च पशूनां च प्रियं धामं भवति य एवं वेदं ॥ १५ ॥
सोऽनादिष्टां दिशमनु व्यचलत् ॥ १६ ॥

---

( सः ऊर्ध्वां दिशं० ) તે ઉર્ધ્વ દિશા તરફ અનુકૂળ બનીને ચાલ્યો. ( ૪ ) તેથી ( तं ऋतं च सत्यं च सूर्यः च चन्द्रः च नक्षत्राणि च० ) તેને અનુકૂળ ઋત, સત્ય, સૂર્ય, ચન્દ્ર અને નક્ષત્ર થયાં. ( ૫ ) જે આ વાત જાણે છે તે ઋત, સત્ય, સૂર્ય, ચન્દ્ર અને નક્ષત્રોનું પ્રિય ધામ બને છે. ( ૬ ) [ ૨ ]

( सः उत्तमां दिशं० ) તે ઉત્તમ દિશાની તરફ અનુકૂળ બનીને ચાલ્યો. ( ૭ ) તેથી ( तं ऋचः च सामानि च यजूंषि च ब्रह्म च० ) તેને અનુકૂળ ઋચા, સામ, યજુ અને બ્રહ્મ અર્થાત્ અથર્વવેદ થયા. ( ૮ ) જે આ જાણે છે તે ઋચા, સામ, યજુ અને બ્રહ્મ મંત્રોનું પ્રિય ધામ બને છે. ( ૯ ) [ ૩ ]

( सः बृहतीं दिशं० ) તે બૃહતી દિશા તરફ અનુકૂળ બનીને ચાલ્યો. ( ૧૦ ) તેથી ( तं इतिहासः च पुराणं च गाथाः च नाराशंसीः च ) ઇતિહાસ, પુરાણ, ગાથા અને નારાશંસી તેને અનુકૂળ થયા. ( ૧૧ ) જે આ જાણે છે તે ઇતિહાસ, પુરાણ, ગાથા અને નારાશંસીનું પ્રિય ધામ બને છે. ( ૧૨ ) [ ૪ ]

( सः परमां दिशं० ) તે પરમ દિશા તરફ અનુકૂળ બનીને ચાલ્યો. ( ૧૩ ) તેથી ( तं आहवनीयः च गार्हपत्यः च दक्षिणाग्निः च यज्ञः च यजमानः च पशवः च० ) તેને અનુકૂળ આહવનીય, ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ, યજ્ઞ, યજમાન અને પશુ બની ગયા. ( ૧૪ ) જે આ વાત જાણે છે તે આહવનીય, ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ, યજ્ઞ, યજમાન અને પશુઓનું પ્રિય ધામ બને છે. ( ૧૫ ) [ ૫ ]

तमृतवश्चार्तवाश्च लोकाश्च लौक्याश्च मासाश्चार्धमासाश्चाहोरात्रे चानुव्यचलन् ॥ १७ ॥
ऋतूनां च वै स आर्तवानां च लोकानां च लौक्यानां च मासानां चार्धमासानां चाहोरात्रयोश्च प्रियं धाम भवति य एवं वेद ॥ १८ ॥
सोऽनावृत्तां दिशमनु व्यचलत्ततो नावर्त्स्यन्नमन्यत ॥ १९ ॥
तं दितिश्चादितिश्चेडा चेन्द्राणी चानुव्यचलन् ॥ २० ॥
दितेश्च वै सोऽदितेश्चेडायाश्चेन्द्राण्याश्च प्रियं धाम भवति य एवं वेद ॥ २१ ॥
स दिशोऽनु व्यचलत्तं विराडनु व्यचलत्सर्वे च देवाः सर्वाश्च देवताः ॥ २२ ॥
विराजश्च वै स सर्वेषां च देवानां सर्वासां च देवतानां प्रियं धाम भवति य एवं वेद ॥ २३ ॥
स सर्वानन्तर्देशाननु व्यचलत् ॥ २४ ॥
तं प्रजापतिश्च परमेष्ठी च पिता च पितामहश्चानुव्यचलन् ॥ २५ ॥
प्रजापतेश्च वै स परमेष्ठिनश्च पितुश्च पितामहस्य च प्रियं धाम भवति य एवं वेद ॥ २६ ॥

---

( सः अनादिष्टां दिशां० ) તે અનાદિષ્ટ દિશા તરફ અનુકૂળ બનીને ચાલ્યો. ( ૧૬ ) તેથી ( तं ऋतवः च आर्तवाः च लोकाः च लौक्याः च मासाः च अर्धमासाः च अहोरात्रे च० ) તેને અનુકૂળ ઋતુ અને ઋતુ સંબંધીના પદાર્થો, લોકો અને લોકો સંબંધીના પદાર્થ, મહિના, પક્ષ, અને દિવસ રાત અનુકૂળ બન્યા. ( ૧૭ ) જે આ જાણે છે તે ઋતુ, આર્તવ, લોક, લૌકય, માસ, પક્ષ અને અહોરાત્રનું પ્રિય ધામ બને છે. ( ૧૮ ) [ ૬ ]

( सः अनावृत्तां दिशं० ) તે અનાવૃત દિશા તરફ અનુકૂળ બનીને ચાલ્યો અને ( ततः न अवर्त्स्यन् अमन्यत ) ત્યાંથી પાછા ન ફરવાનો વિચાર તેમણે કર્યો. ( ૧૯ ) તેથી ( तं दितिः च अदितिः इडा च इन्द्राणी च० ) તેને અનુકૂળ દિતિ, અદિતિ, ઇડા અને ઇન્દ્રાણી થઇ ગયાં. ( ૨૦ ) જે આ જાણે છે તે દિતિ, અદિતિ, ઇડા અને ઇન્દ્રાણીનું પ્રિય ધામ બને છે. ( ૨૧ ) [ ૭ ]

( सः दिशः अनुव्यचलत् ) તે સર્વ દિશાઓમાં અનુકૂળ બનીને ચાલ્યો. તેથી ( तं विराट् सर्वेः च सर्वाः च देवताः च० ) તેને વિરાટ અને સર્વ દેવો તથા સર્વ દેવતા અનુકૂળ બની ગયાં. ( ૨૨ ) જે આ વાત જાણે છે તે વિરાટ્ સર્વ દેવ અને દેવતાઓનું પ્રિય ધામ બને છે. ( ૨૩ ) [ ૮ ]

( सः सर्वान् अन्तर्देशान् अनु० ) તે સર્વ અંતર્દેશોમાં અનુકૂળ બનીને ચાલ્યો. ( ૨૪ ) તેથી ( तं प्रजापतिः च परमेष्ठी च पिता च पितामहः च अनु० ) તેને પ્રજાપતિ, પરમેષ્ઠી, પિતા અને પિતામહ અનુકૂળ બનીને ચાલ્યા. ( ૨૫ ) જે આ જાણે છે તે પ્રજાપતિ, પરમેષ્ઠી, પિતા અને પિતામહનું પ્રિય ધામ બને છે. ( ૨૬ ) [ ૯ ]

[७]

स महिमा सद्रुर्भूत्वान्तं पृथिव्या अगच्छत्स समुद्रोऽभवत् ॥ १ ॥
तं प्रजापतिश्च परमेष्ठी च पिता च पितामहश्चापश्च श्रद्धा च
वर्षं भूत्वानुव्यवर्तयन्त ॥ २ ॥
ऐनमापो गच्छत्यैनं श्रद्धा गच्छत्यैनं वर्षं गच्छति य एवं वेद ॥ ३ ॥
तं श्रद्धा च यज्ञश्च लोकश्चान्नं चान्नाद्यं च भूत्वाभिपर्यावर्तन्त ॥ ४ ॥
ऐनं श्रद्धा गच्छत्यैनं यज्ञो गच्छत्यैनं लोको गच्छत्यैनमन्नं
गच्छत्यैनमन्नाद्यं गच्छति य एवं वेद ॥ ५ ॥

[८]

सोऽरज्यत ततो राजन्योऽजायत ॥ १ ॥
स विशः सबन्धूनन्नमन्नाद्यमभ्युदतिष्ठत् । ॥ २ ॥
विशां च वै स सबन्धूनां चान्नस्य चान्नाद्यस्य च
प्रियं धाम भवति य एवं वेद ॥ ३ ॥

[९]

स विशोऽनु व्यचलत् ॥ १ ॥
तं सभा च समितिश्च सेना च सुरा चानुव्यचलन् ॥ २ ॥

---

[७] (सः महिमा स-द्रुः भूत्वा) તે મહા સમર્થ ગતિયુક્ત બનીને (पृथिव्याः अन्तं अगच्छत्) પૃથ્વીના અંત સુધી ગયો અને (सः समुद्रः अभवत्) તે સમુદ્ર બન્યો. (૧) (तं प्रजापतिः च परमेष्ठी च पिता च पितामहः च श्रद्धा च वर्षं च भूत्वा अनुव्यवर्तयन्त) તેની સાથે પ્રજાપતિ, પરમેષ્ઠી, પિતા, પિતામહ, શ્રદ્ધા અને વૃષ્ટિ બનીને રહેવા લાગ્યાં. (૨) (यः एवं वेद) જે આ જાણે છે (एनं आपः आगच्छाति) તેને જળ પ્રાપ્ત થાય છે, (एनं श्रद्धा आगच्छाति) તેને શ્રદ્ધા પ્રાપ્ત થાય છે, (एनं वर्षं आगच्छाति) તેને વર્ષા પ્રાપ્ત થાય છે. (૩) (तं श्रद्धा च यज्ञः च लोकः च अन्नं च अन्नाद्यं च भूत्वा अभि पर्यावर्तन्त) તેની ચારે તરફ શ્રદ્ધા, યજ્ઞ, લોક, અન્ન અને ખાનપાન રહેવા લાગ્યાં. (૪) જે આ જાણે છે (एनं श्रद्धा आगच्छाति) તેને શ્રદ્ધા પ્રાપ્ત થાય છે, (एनं यज्ञः आगच्छाति) તેને યજ્ઞ પ્રાપ્ત થાય છે, (एनं लोकः आगच्छाति) તેને લોક પ્રાપ્ત થાય છે. एनं अन्नं आगच्छाति) તેને અન્ન પ્રાપ્ત થાય છે અને (एनं अन्नाद्यं आगच्छाति) તેને ખાનપાન પ્રાપ્ત થાય છે. (૫)

[૨] [૮] (सः अरजयत) તે સર્વને આનંદિત કરવા લાગ્યો. તેથી તે (राजन्यः अजायत) રાજા-ક્ષત્રિય બની ગયો. (૧) (सः सबन्धून् विशः अन्नं अन्नाद्यं अभ्युदतिष्ठत्) તે પોતાના સર્વ બંધુઓ, બાંધવો સાથે સર્વ પ્રજાને અને અન્નને તથા સર્વ ખાનપાનને પ્રાપ્ત થયો. (૨) જે આ વાત જાણે છે તે બંધુ, બાંધવો સાથે સર્વ પ્રજાજનોનું તથા અન્ન અને સર્વ પ્રકારના ખાનપાનનું પ્રિય ધામ બને છે. (૩)

*

सभायाश्च वै स समितेश्च सेनायाश्च सुरायाश्च
प्रियं धाम भवति य एवं वेद ॥ ३ ॥

[ १० ]

तद्यस्यैवं विद्वान्व्रात्यो राज्ञोऽतिथिर्गृहानागच्छेत् ॥ १ ॥
श्रेयांसमेनमात्मनो मानयेत्तथा क्षत्राय ना वृश्चते तथा राष्ट्राय ना वृश्चते ॥ २ ॥
अतो वै ब्रह्म च क्षत्रं चोदतिष्ठतां ते अब्रूतां कं प्र विशावेति ॥ ३ ॥
अतो वै बृहस्पतिमेव ब्रह्म प्रा विशत्विन्द्रं क्षत्रं तथा वा इति ॥ ४ ॥
अतो वै बृहस्पतिमेव ब्रह्म प्राविशदिन्द्रं क्षत्रम् ॥ ५ ॥
इयं वा उ पृथिवी बृहस्पतिर्द्यौरेवेन्द्रः ॥ ६ ॥
अयं वा उ अग्निर्ब्रह्मासावादित्यः क्षत्रम् ॥ ७ ॥
ऐनं ब्रह्म गच्छति ब्रह्मवर्चसी भवति ॥ ८ ॥
य पृथिवीं बृहस्पतिमग्निं ब्रह्म वेद ॥ ९ ॥
ऐनमिन्द्रियं गच्छतीन्द्रियवान्भवति ॥ १० ॥
य आदित्यं क्षत्रं दिवमिन्द्रं वेद ॥ ११ ॥

---

[ ૯ ] ( सः विशः अनुव्यचलत् ) તે પ્રજાઓને અનુકૂળ બનીને વર્તવા લાગ્યો. ( ૧ ) તેથી ( तं सभा च समितिः च ) તેને સભા અને સમિતિ ( सेना च सुरा च अनुव्यचलन् ) સૈન્ય અને ધનભંડાર અનુકૂળ થયાં. ( ૨ ) જે આ વાત જાણે છે તે સભા, સમિતિ, સૈન્ય અને ધનભંડારનું પ્રિય ધામ બને છે. ( ૩ )

[ ૧૦ ] ( तत् यस्य यज्ञः गृहान् एवं विद्वान् व्रात्यः अतिथिः ) જે રાજાને ઘેર આવો વિદ્વાન વ્રતચારી અતિથિ ( आगच्छेत् ) આવે. ( ૧ ) ( एनं आत्मानः श्रेयांसं मानयेत् ) તેને પોતાનો કલ્યાણકારી માનીને તેનું સન્માન કરે. ( तथा ) આમ કરવાથી ( क्षत्राय न आवृश्चते ) ક્ષાત્રવૃત્તિથી હઠતો નથી અને ( तथा राष्ट्राय न आवृश्चते ) આમ કરવાથી રાષ્ટ્રનો અહિતકારી પણ થતો નથી. ( ૨ ) ( अतः वै ब्रह्म च क्षत्रं च उदतिष्ठतां ) તેનાથી જ્ઞાન અને વીર્ય ઉત્પન્ન થાય છે. ( ते अब्रूताम् ) તે બન્ને કહે છે કે ( कं प्रविशाव इति ) અમે કયાં પ્રવિષ્ઠ થઇને રહીએ. ( ૩ )

( अतः वै बृहस्पतिं एव ब्रह्म प्राविशतु ) આથી નિઃસંદેહ રીતે બૃહસ્પતિની અંદર જ બ્રહ્મજ્ઞાન પ્રવેશ પામો અને ( तथा वै इन्द्रं क्षत्रं इति ) તે જ પ્રમાણે ઇન્દ્રમાં ક્ષત્ર ( ક્ષત્રિય ) પ્રવિષ્ઠ થાય. ( ૪ ) ( अतः वै बृहस्पतिं एव ब्रह्म प्राविशत् इन्द्रं क्षत्रं ) તેથી બૃહસ્પતિમાં જ્ઞાન અને ઇન્દ્રમાં ક્ષત્ર દાખલ થયાં. ( ૫ ) ( इयं वै उ पृथिवी बृहस्पतिः ) નિશ્ચયપૂર્વક આ પૃથ્વી બૃહસ્પતિ છે અને ( द्यौः एव इन्द्रः ) દ્યુલોક ઇન્દ્ર છે. ( ૬ ) ( अयं वै उ अग्निः ब्रह्म ) આ અગ્નિ નિઃસંદેહ બ્રહ્મ છે અને ( असौ आदित्यः क्षत्रं ) આ આદિત્ય ક્ષત્ર છે. ( ૭ ) ( यः पृथिवीं बृहस्पतिं ) જે પૃથ્વીને બૃહસ્પતિ અને ( अग्निं ब्रह्म वेद ) અને અગ્નિને બ્રહ્મ જાણે છે ( एनं ब्रह्म आगच्छति ) તેને બ્રહ્મજ્ઞાન આપ મેળે થઇ જાય છે અને તે ( ब्रह्मवर्चसी भवति ) બ્રહ્મજ્ઞાનથી તેજસ્વી બને છે. ( ૮–૯ ) ( यः आदित्यं क्षत्रं ) જે આદિત્યને ક્ષત્ર અને

[ ૧૧ ]

तद्यस्यैवं विद्वान्व्रात्योऽतिथिर्गृहानागच्छेत् ॥ १ ॥

स्वयमेनमभ्युदेत्य ब्रूयाद्व्रात्य क्वाऽवात्सीर्व्रात्योदकं व्रात्य तर्पयन्तु
व्रात्य यथा ते प्रियं तथास्तु व्रात्य यथा ते वशस्तथास्तु व्रात्य
यथा ते निकामस्तथास्त्विति ॥ २ ॥

यदेनमाह व्रात्य क्वाऽवात्सीरिति पथ एव तेन देवयानानव रुन्द्धे ॥ ३ ॥

यदेनमाह व्रात्योदकमित्यप एव तेनाव रुन्द्धे ॥ ४ ॥

यदेनमाह व्रात्य तर्पयन्त्विति प्राणमेव तेन वर्षीयांसं कुरुते ॥ ५ ॥

यदेनमाह व्रात्य यथा ते प्रियं तथास्त्विति प्रियमेव तेनाव रुन्द्धे ॥ ६ ॥

ऐनं प्रियं गच्छति प्रियः प्रियस्य भवति य एवं वेद ॥ ७ ॥

यदेनमाह व्रात्य यथा ते वशस्तथास्त्विति वशमेव तेनाव रुन्द्धे ॥ ८ ॥

ऐनं वशो गच्छति वशी वशिनां भवति य एवं वेद ॥ ९ ॥

यदेनमाह व्रात्य यथा ते निकामस्तथास्त्विति निकाममेव तेनाव रुन्द्धे ॥ १० ॥

ऐनं निकामो गच्छति निकामे निकामस्य भवति य एवं वेद ॥ ११ ॥

---

( दिवं इन्द्रं वेद ) દ્યુલોકને ઇન્દ્ર જાણે છે ( एनं इन्द्रियं आगच्छति ) તેની પાસે ઇન્દ્રની શક્તિ આવી જાય છે અને ( इन्द्रियवान् भवति ) ઇન્દ્રની શક્તિથી યુક્ત બને છે. ( ૧૦–૧૧ )

[ ૧૧ ] ( तत् एवं विद्वान् व्रात्यः अतिथिः ) આ પ્રકારનો વિદ્વાન વ્રતપાલક અતિથિ ( यस्य गृहान् आगच्छत् ) જેને ઘેર આવે. ( ૧ ) ( स्वयं एनं अभ्युदेत्य ब्रूयात् ) પોતે તેની પાસે જાય અને કહે કે, ( व्रात्य, क्व अवात्सीः ) હે વ્રતધારી! આપ કયાં રહો છો? ( व्रात्य उदकं ) હે વ્રતધારી! આ જળ આપને માટે છે. ( व्रात्य तर्पयन्तु ) હે વ્રતી! આ મારા લોકો તમોને તૃપ્તિ આપો. ( व्रात्य यथा ते प्रियं तथा अस्तु ) હે વ્રતચારી! જે આપને પ્રિય હોય તે જ થાઓ. ( व्रात्य यथा ते वशः तथा अस्तु ) હે વ્રતચારી! જે આપની ઇચ્છા હોય એવું જ બને. ( हे व्रात्य, यथा ते निकामः तथा अस्तु इति ) હે વ્રતી! જે આપની અભિલાષા હોય તેવું જ થાઓ. ( ૨ )

( यत् एनं आह व्रात्य क अवात्सीः इति ) જે તેને આ પ્રમાણે કહે છે કે, હે વ્રતપતે! આપ કયાં રહો છો? તો ( तेन देवयानान् पथः एव अवरुन्द्धे ) તે પ્રશ્નથી તે દેવો તરફ જનારા માર્ગોને પોતાને આધીન બનાવે છે. ( ૩ ) ( यत् एनं आह ) જે તેને કહે છે કે, ( व्रात्य उदकं इति ) હે વ્રતધારી! આ જળ આપને માટે છે ( तेन अपः एव अवरुन्द्धे ) તે વચનોથી તેને પર્યાપ્ત એટલે કે પુષ્કળ જળ પ્રાપ્ત થાય છે. ( ૪ ) ( यत् एनं आह व्रात्य तर्पयन्तु इति ) જે તેને એમ કહે છે કે, વ્રતી! મારા માણસો આપને સંપૂર્ણ તૃપ્તિ આપો તો ( तेन प्राणं वर्षीयांसं कुरुते ) તે વચનોથી તે પોતાના પ્રાણને ઘણા જ દીર્ઘ બનાવે છે. ( ૫ ) ( यत् एनं आह व्रात्य यथा ते प्रियं तथा अस्तु इति ) જે તેને કહે છે કે, હે વ્રતી! જે તારે માટે પ્રિય હોય તે જ થાઓ, ( तेन प्रियं एव अवरुन्द्धे ) તેનાથી તે પ્રિય પદાર્થોને પોતાના વશમા કરે છે. ( ૬ )

[ १२ ]

तद्यस्यैवं विद्वान्व्रात्य उद्धृतेष्वग्निष्वधिश्रितेऽग्निहोत्रेऽतिथिर्गृहानागच्छेत् ॥ १ ॥
स्वयमेनमभ्युदेत्य ब्रूयाद्व्रात्यातिं सृज होष्यामीतिं ॥ २ ॥
स चातिसृजेज्जुहुयान्न चातिसृजेन्न जुहुयात् ॥ ३ ॥
स य एवं विदुषा व्रात्येनातिसृष्टो जुहोतिं ॥ ४ ॥
प्र पितृयाणं पन्थां जानाति प्र देवयानम् ॥ ५ ॥
न देवेष्वा वृश्चते हुतमस्य भवति ॥ ६ ॥
पर्यस्यास्मिंल्लोक आयतनं शिष्यते य एवं विदुषा व्रात्येनातिसृष्टो जुहोतिं ॥ ७ ॥
अथ य एवं विदुषा व्रात्येनानतिसृष्टो जुहोतिं ॥ ८ ॥
न पितृयाणं पन्थां जानाति न देवयानम् ॥ ९ ॥
आ देवेषु वृश्चते अहुतमस्य भवति ॥ १० ॥
नास्यास्मिंल्लोक आयतनं शिष्यते य एवं विदुषा व्रात्येनानतिसृष्टो जुहोतिं ॥ ११ ॥

---

( य एवं वेद ) જે આ જાણે છે ( एनं प्रियं आगच्छति ) તેને પ્રિય પ્રાપ્ત થાય છે અને ( प्रियस्य प्रियः भवति ) તે પ્રિયનો પ્રિય થાય છે. ( ૭ ) ( यत् एनं आह व्रात्य यथा ते वशः तथा अस्तु इति ) જે તેને કહે છે કે, હે વ્રતી! જે તારી ઇચ્છા હોય એમ થાઓ. ( तेन वशं एव अवरुन्द्धे ) તેનાથી તે સર્વને પોતાના વશમાં કરે છે. ( ૮ ) જે આ જાણે છે ( वशः एनं आगच्छति ) તેને સર્વ વશ થાય છે અને તે ( वशीनां वशी भवति ) વશ કરનારા લોકને તે પોતાના વશમાં કરે છે. ( ૯ ) ( यत् एनं आह व्रात्य यथा ते निकामः तथा अस्तु इति ) જે તેને કહે છે કે, હે વ્રતી! જે આપની અભિલાષા છે તે થાઓ તો ( तेन निकामं एव अवरुन्द्धे ) તેથી તે પોતાની અભિલાષા પ્રાપ્ત કરે છે. ( ૧૦ ) ( एवं निकामः आगच्छति ) તેથી તેની અભિલાષા પૂર્ણ થાય છે. આ જે જાણે છે તેને ( निकामस्य निकामे भवति ) તેની અભિલાષાની પૂર્તિ થાય છે. ( ૧૧ )

[ १२ ] ( तत् यस्य गृहे ) ત્યારે જેના ઘેર ( एवं विद्वान् व्रात्यः अतिथिः ) એવો વિદ્વાન વ્રતધારી અતિથિ ( उद्धृतेषु अग्निषु अग्निहोत्रे अधिश्रिते आगच्छेत् ) અગ્નિ પ્રદિપ્ત થઈને અગ્નિહોત્ર થવાને સમયે આવે. ( ૧ ) ( स्वयं एनं अभ्युदेत्य ब्रूयात् ) સ્વયં ઉઠીને તેની સામે જઇને કહે, ( व्रात्य अतिसृज होष्यामि इति ) હે વ્રતી ! મને આજ્ઞા આપો કે હું હવન કરૂં ! ( ૨ ) ( सः च अतिसृजेत् जुहुयात् ) જો તે આજ્ઞા આપે તો હવન કરે. ( न च अतिसृजेत् न जुहुयात् ) જો આજ્ઞા ન આપે તો હવન ન કરે. ( ૩ ) ( सः यः एवं विदुषा व्रात्येन अतिसृष्टो जुहोति ) જે આ પ્રકારના વિદ્વાન વ્રતધારીની આજ્ઞાથી હવન કરે છે. ( पितृयाणं देवयानं च पन्थां प्रजानाति ) તે પિતૃઓ તરફનો અને દેવો તરફનો માર્ગ જાણે છે. (૪-૫)

( यः एवं विदुषा व्रात्येन अतिसृष्टः जुहोति ) જે આ પ્રકારે વિદ્વાન્ વ્રતધારીની આજ્ઞાથી હવન કરે છે ( अस्य हुतं भवति ) તેનો અગ્નિહોત્ર સફળ થાય છે અને ( देवेषु न आवृश्चते ) દેવોમાં તેનો કોઇ દોષ થતો નથી. ( अस्मिन् लोके ) આ લોકમાં ( अस्य आयतनं परिशिष्यते ) તેનો આશ્રય સુરક્ષિત રહે છે, એટલે કે આ લોકમાં તે સ્થિર થઈને રહે છે. ( अथ यः एवं विदुषा व्रात्येन अनतिसृष्टो जुहोति )

[ १३ ]

तद्यस्यैवं विद्वान्व्रात्य एकां रात्रिमतिथिर्गृहे वसति ॥ १ ॥
ये पृथिव्यां पुण्या लोकास्तानेव तेनाव रुन्द्धे ॥ २ ॥
तद्यस्यैवं विद्वान्व्रात्यो द्वितीयां रात्रिमतिथिर्गृहे वसति ॥ ३ ॥
येऽन्तरिक्षे पुण्या लोकास्तानेव तेनाव रुन्द्धे ॥ ४ ॥
तद्यस्यैवं विद्वान्व्रात्यस्तृतीयां रात्रिमतिथिर्गृहे वसति ॥ ५ ॥
ये दिवि पुण्या लोकास्तानेव तेनाव रुन्द्धे ॥ ६ ॥
तद्यस्यैवं विद्वान्व्रात्यश्चतुर्थीं रात्रिमतिथिर्गृहे वसति ॥ ७ ॥
ये पुण्यानां पुण्या लोकास्तानेव तेनाव रुन्द्धे ॥ ८ ॥
तद्यस्यैवं विद्वान्व्रात्योऽपरिमिता रात्रीरतिथिर्गृहे वसति ॥ ९ ॥
य एवापरिमिताः पुण्या लोकास्तानेव तेनाव रुन्द्धे ॥ १० ॥
अथ यस्याव्रात्यो व्रात्यब्रुवो नामबिभ्रत्यतिथिर्गृहानागच्छेत् ॥ ११ ॥
कर्षेदेनं न चैनं कर्षेत् ॥ १२ ॥

---

અને જે આ પ્રકારના વિદ્વાન વ્રતધારીની આજ્ઞા સિવાય હવન કરે છે. ( ૮ ) તે ( न पितृयाणं न देवयानं पन्थां जानाति ) તે ન તો પિતૃઓ તરફનો અથવા તો દેવતાઓ તરફનો માર્ગ જાણે છે. ( ૯ ) ( अस्य अहुतं भवति ) તેનો હવન વિફળ બને છે. ( ૧૦ ) ( देवेषु आवृश्चते ) દેવોનો અપરાધી બને છે, ( अस्मिन् लोके अस्य आयतनं शिष्यते ) આ લોકમાં તેનો આધાર રહેતો નથી ( यः ) જે આવા વિદ્વાન વ્રતીની આજ્ઞા વિના હવન કરે છે. ( ૧૧ )

[ ૧૩ ] ( तत् यस्य गृहे एवं विद्वान् व्रात्यः अतिथिः एकां रात्रिं वसति ) જેના ઘરમાં આ પ્રકારનો વિદ્વાન્ વ્રતધારી અતિથિ એક રાત સુધી રહે છે. ( ૧ ) ( ये पृथिव्यां पुण्या लोकाः ) જે પૃથ્વી પર પુણ્ય લોક છે ( तान् तेन एव अवरुन्द्धे ) તે સર્વને તેનાથી તે પ્રાપ્ત કરે છે. ( ૨ ) ( तत् यस्य गृहे एवं विद्वान् व्रात्य द्वितीयां रात्रिं वसति ) જેના ઘરમાં આ પ્રકારનો વિદ્વાન વ્રતધારી બીજી રાત્ર રહે છે. ( ૩ ) ( तेन ) તેથી ( ये अन्तरिक्षे पुण्याः लोकाः ) જે અંતરિક્ષમાં પુણ્ય લોક છે ( तान् एव अवरुन्द्धे ) તેને તે પ્રાપ્ત કરે છે. ( ૪ ) ( तत् यस्य गृहे एवं विद्वान् व्रात्यः अतिथिः तृतीयां रात्रिं वसति ) જેના ઘરમાં આ પ્રકારનો વિદ્વાન વ્રતધારી ત્રીજી રાત્ર રહે છે. ( ૫ ) ( ये दिवि पुण्याः लोकाः ) જે દ્યુલોકમાં પુણ્ય લોક છે ( तान् तेन एव अवरुन्द्धे ) તેને તેનાથી તે પ્રાપ્ત કરે છે. ( ૬ ) ( तत् यस्य गृहे एवं विद्वानं व्रात्यः अतिथिः चतुर्थीं रात्रीं वसति ) જેના ઘરમાં આ પ્રકારનો વિદ્વાન વ્રતધારી ચોથી રાત્ર સુધી રહે છે. ( ૭ ) ( ये पुण्यानां पुण्या लोकाः ) જે પુણ્ય કારકોનો પુણ્ય લોક છે ( तान् तेन एव अवरुन्द्धे ) તેને તે તેથી પ્રાપ્ત કરે છે. ( ૮ ) ( तत् यस्य गृहे एवं विद्वान् व्रात्यः अतिथिः अपरिमिताः रात्रीः वसति ) જેના ઘરમાં આવો વિદ્વાન્ વ્રતપાલક અતિથિ અપરિમિત રાત્રિઓ સુધી રહે છે. ( ૯ ) ( ये एव अपरिमिताः पुण્યાः लोकाः ) જે અપરિમિત પુણ્યલોક છે ( तान् एव तेन अवरुन्द्धे ) તેને તેથી પ્રાપ્ત કરે છે. ( ૧૦ )

अस्यै देवताया उदकं याचामीमां देवतां वासय इमामिमां
देवतां परि वेवेष्मीत्येनं परि वेविष्यात् ॥ १३ ॥
तस्यामेवास्य तद्देवतायां हुतं भवति य एवं वेद ॥ १४ ॥

[ १४ ]

स यत्प्राचीं दिशमनु व्यचलन्मारुतं शर्धो
भूत्वानुव्यचलन्मनोऽन्नादं कृत्वा ॥ १ ॥
मनसान्नादेनान्नमत्ति य एवं वेद ॥ २ ॥
स यद्दक्षिणां दिशमनु व्यचलदिन्द्रो भूत्वानुव्यचलद्बलमन्नादं कृत्वा ॥ ३ ॥
बलेनान्नादेनान्नमत्ति य एवं वेद ॥ ४ ॥
स यत्प्रतीचीं दिशमनु व्यचलद्वरुणो राजा भूत्वानुव्यचलदपोऽन्नादीः कृत्वा ॥ ५ ॥
अद्भिरन्नादीभिरन्नमत्ति य एवं वेद ॥ ६ ॥
स यदुदीचीं दिशमनु व्यचलत्सोमो राजा भूत्वानुव्यचलत्
सप्तर्षिभिर्हुत आहुतिमन्नादीं कृत्वा ॥ ७ ॥
आहुत्यान्नाद्यान्नमत्ति य एवं वेद ॥ ८ ॥

---

( अथ अस्य गृहान् अव्रात्यः व्रात्यब्रुवः नामबिभ्रति अतिथिः आगच्छेत् ) જેને ઘેર વ્રતાચરણ ન કરનારો કેવળ નામધારી અવિદ્વાન્ અતિથિ આવે. (૧૧) ( एनं कर्षेत् ) શું ગૃહસ્થ તેનો તિરસ્કાર કરે ? ( एनं न च कर्षेत् ) તેનો તિરસ્કાર ન કરે. (૧૨) ગૃહસ્થ કહે કે, ( अस्यै देवतायै उदकं याचामि ) આ દેવતાને માટે જળની પ્રાર્થના કરૂં છે. ( इमां देवतां वासय ) આ દેવતાનો ઘરમાં નિવાસ કરાવું છું. ( इमां इमां देवतां परिवेविष्यात् ) આ દેવાતાને પીરસું છું. (૧૩) ( तस्यां एव देवतायां अस्य तत् हुतं भवति ) તે દેવતામાં તે ગૃહસ્થીનો તે હવન થાય છે. ( य एवं वेद ) જે આ તત્વ જાણે છે. (૧૪) ( અર્થાત્ નામધારી અતિથિ ઘરમાં આવવાથી તે પોતાની ઉપાસ્ય દેવાતા છે એમ માનીને સર્વ ભોગ પોતાની ઉપાસ્ય દેવતાને સમર્પણ કરવાની બુદ્ધિથી તેને આપે. આ પ્રકારે સમર્પણ કરવાથી સર્વ દાન તે ઉપાસ્ય દેવતાને પહોંચે છે. )

[ १४ ] ( सः यत् प्राचीं दिशं अनुव्यचलत् ) તે જ્યારે પૂર્વ દિશા તરફ ચાલે છે ત્યારે ( मारुतं शर्धः भूत्वा ) વાયુ બળ બનીને અને ( मनः अन्नादं कृत्वा ) મનને અન્ન ભક્ષ કરીને ( अनुव्यचलत् ) ચાલે. (૧) ( यः एवं वेद ) જે આ જાણે છે તે ( अन्नादेन मनसा अन्नं अत्ति ) અન્ન ભક્ષણ કરવાની મનોભાવનાથી અન્ન ખાય છે. (૨) ( सः दक्षिणां० ) તે જ્યારે દક્ષિણ દિશા તરફ ચાલે છે ત્યારે ( इन्द्रः भूत्वाः ) ઇન્દ્ર અર્થાત્ પ્રભુ બનીને અને ( वलं अन्नादं कृत्वा ) બળને અન્ન ભક્ષક બનાવીને ( अनुव्यचलत् ) ચાલ્યો. (૩) જે આ જાણે છે તે ( अन्नादेनं वलेन अन्नं अत्ति ) અન્ન ભક્ષક બળથી અન્ન ખાય છે. (૪)

( सः प्रतीचीं दिशं० ) જ્યારે તે પશ્ચિમ દિશા તરફ ચાલે છે ત્યારે તે ( वरुणः राजा भूत्वा ) વરૂણ રાજા બનીને અને ( अपः अन्नादिः कृत्वा ) જળને અન્ન ભક્ષક બનાવીને ચાલે છે. (૫) જે આ જાણે છે તે ( अन्नादिभिः अद्भिः अन्नं अत्ति ) અન્ન ભક્ષક જળની સાથે અન્નભોગ કરે છે. (૬) ( सः उदीचीं दिशं० )

स यद् ध्रुवां दिशमनु व्यचलद्विष्णुर्भूत्वानुव्य॑चलद्विराजमन्नादीं कृत्वा ॥ ९ ॥
विराजान्नाद्यान्नमत्ति य एवं वेद ॥ १० ॥
स यत्पशूननु व्यचलद्रुद्रो भूत्वानुव्य॑चलदोषधीरन्नादीः कृत्वा ॥ ११ ॥
ओषधीभिरन्नादीभिरन्नमत्ति य एवं वेद ॥ १२ ॥
स यत्पितृननु व्यचलद्यमो राजा भूत्वानुव्य॑चलत्स्वधाकारमन्नादं कृत्वा ॥ १३ ॥
स्वधाकारेणान्नादेनान्नमत्ति य एवं वेद ॥ १४ ॥
स यन्मनुष्या३ननु व्यचलदग्निर्भूत्वानुव्य॑चलत्स्वाहाकारमन्नादं कृत्वा ॥ १५ ॥
स्वाहाकारेणान्नादेनान्नमत्ति य एवं वेद ॥ १६ ॥
स यदूर्ध्वां दिशमनु व्यचलद्बृहस्पतिर्भूत्वानुव्य॑चलद्वषट्कारमन्नादं कृत्वा ॥ १७ ॥
वषट्कारेणान्नादेनान्नमत्ति य एवं वेद ॥ १८ ॥
स यद्देवाननु व्यचलदीशानो भूत्वानुव्य॑चलन्मन्युमन्नादं कृत्वा ॥ १९ ॥
मन्युनान्नादेनान्नमत्ति य एवं वेद ॥ २० ॥

---

તે જ્યારે ઉત્તર દિશા તરફ ચાલે છે ત્યારે તે ( सोमः राजा भूत्वा ) સોમ રાજા બનીને ( अन्नादीं आहुतिं कृत्वा ) અન્ન ભક્ષક આહુતિ બનાવીને ( सप्तर्षिभिः हुतः ) સાત ઋષિ, સાત ઇન્દ્રિયો દ્વારા હુત બનીને ( अनुव्यचलत् ) ચાલે છે. ( ૭ ) જે આ જાણે છે તે ( आहुत्या अन्नाद्यां अत्ति ) આહુતિઓથી અન્નાદિઓનો ભોગ કરે છે. ( ૮ )

( सः ध्रुवां० ) જ્યારે તે ધ્રુવ દિશાની તરફ ચાલે છે ત્યારે ( विष्णुः भूत्वा ) વિષ્ણુરૂપ બનીને ( विराजं अन्नादीं कृत्वा ) વિરાટ્ પૃથ્વીને અન્નમયી બનાવીને ( अनुव्यचलत् ) ચાલે છે. ( ૯ ) જે આ જાણે છે તે ( विराजा अन्नाद्या अन्नं अत्ति ) વિરાટ્રૂપી અન્નવાળી ગાયથી અન્ન ભક્ષણ કરે છે. ( ૧૦ ) ( सः यत् पशून् अनुव्यचलत् ) જ્યારે તે પશુઓને અનુકૂળ બનીને ચાલે છે, ત્યારે તે ( रुद्रः भूत्वा ) રુદ્ર બનીને અને ( अन्तादीः औषधीः कृत्वा ) અન્ન ભક્ષણ કરવા યોગ્ય ઔષધિયો બનાવીને ( अनुव्यचलत् ) ચાલે છે. ( ૧૧ ) જે આ જાણે છે તે ( अन्नादीभिः औषधीभिः अन्न अत्ति ) અન્ન ભક્ષણ કરવા યોગ્ય ઔષધિઓની સાથે અન્ન ખાય છે. ( ૧૨ ) ( सः यत् पितृन् अनु० ) તે જ્યારે પિતૃઓની સાથે ચાલે છે ત્યારે ( यमः राजाभूत्वा ) યમ રાજા બનીને ( स्वधाकारं अन्नादं कृत्वा ) સ્વધાકારને અન્ન ભક્ષક બનાવીને ચાલે છે. ( ૧૩ ) જે આ જાણે છે તે ( अन्नादेन स्वधाकारेण अन्नं अत्ति ) સ્વધાકારની સાથે અન્ન ભક્ષણ કરે છે. ( ૧૪ ) ( सः यत् मनुष्यान् अनुव्यचलत् ) તે જ્યારે મનુષ્યો તરફ ચાલે છે ત્યારે તે ( अग्निः भूत्वा ) અગ્નિ બનીને ( स्वाहाकारं अन्नादं कृत्वा० ) સ્વાહાકારને અન્ન ભક્ષક બનાવીને ચાલે છે. ( ૧૫ ) જે આ જાણે છે તે ( स्वाहाकारेण० ) સ્વાહાકારની સાથે અન્ન ભોગ કરે છે. ( ૧૬ ) ( स यत् ऊर्ध्वां दिशां० ) તે જ્યારે ઉર્ધ્વ દિશા તરફ ચાલે છે. ત્યારે તે ( बृहस्पतिः भूत्वा ) બૃહસ્પતિ બનીને ( वषट्कारं अन्नादं कृत्वा ) વષટ્કારને અન્ન ભક્ષક બનાવીને ચાલે છે. ( ૧૭ ) જે આ જાણે છે તે ( वषट्कारेण अन्नादेन० ) વષટ્કારથી અન્નને ભોગ કરે છે. ( ૧૮ ) ( सः यत् देवान् अनुव्यचलत् ) જ્યારે તે દેવોની પાસે જાય છે ( ईशानः भूत्वा ) ઈશાન બનીને ( मन्युं अन्नादं कृत्वा ) ઉત્સાહને અન્નાદિ બનાવીને ચાલે છે. ( ૧૯ ) જે આ જાણે છે ( मन्युना० ) ઉત્સાહની સાથે અન્ન ભોગ કરે છે. ( ૨૦ )

स यत्प्रजा अनु व्यचलत्प्रजापतिर्भूत्वानुव्यचलत्प्राणमन्नादं कृत्वा ॥ २१ ॥
प्राणेनान्नादेनान्नमत्ति य एवं वेद ॥ २२ ॥
स यत्सर्वानन्तर्देशाननु व्यचलत्परमेष्ठी भूत्वानुव्यचलद्ब्रह्मान्नादं कृत्वा ॥ २३ ॥
ब्रह्मणान्नादेनान्नमत्ति य एवं वेद ॥ २४ ॥

[ १५ ]

तस्य व्रात्यस्य ॥ १ ॥ सप्त प्राणाः सप्तापानाः सप्त व्यानाः ॥ २ ॥
तस्य व्रात्यस्य । योऽस्य प्रथमः प्राण ऊर्ध्वो नामायं सो अग्निः ॥ ३ ॥
तस्य व्रात्यस्य । योऽस्य द्वितीयः प्राणः प्रौढो नामासौ स आदित्यः ॥ ४ ॥
तस्य व्रात्यस्य । योऽस्य तृतीयः प्राणोऽभ्यूढो नामासौ स चन्द्रमाः ॥ ५ ॥
तस्य व्रात्यस्य । योऽस्य चतुर्थः प्राणो विभूर्नामायं स पवमानः ॥ ६ ॥
तस्य व्रात्यस्य । योऽस्य पञ्चमः प्राणो योनिर्नाम ता इमा आपः ॥ ७ ॥
तस्य व्रात्यस्य । योऽस्य षष्ठः प्राणः प्रियो नाम त इमे पशवः ॥ ८ ॥
तस्य व्रात्यस्य । योऽस्य सप्तमः प्राणोऽपरिमितो नाम ता इमाः प्रजाः ॥ ९ ॥

[ १६ ]

तस्य व्रात्यस्य । योऽस्य प्रथमोऽपानः सा पौर्णमासी ॥ १ ॥
तस्य व्रात्यस्य । योऽस्य द्वितीयोऽपानः साष्टका ॥ २ ॥

---

( सः यत् प्रजाः अनु० ) જ્યારે તે પ્રજાઓ તરફ જાય છે ત્યારે તે ( प्रजापतिः भूत्वा ) પ્રજાપાલક બનીને; ( प्राणं अन्नादं कृत्वा ) પ્રાણને અન્ન ખાનાર બનાવીને ચાલે છે. ( ૨૧ ) જે આ જાણે છે ( प्राणेन अन्नादेन० ) પ્રાણની શક્તિથી અન્ન ભોગ કરે છે. ( ૨૨ ) ( सः यत् सर्वान् अन्तर्देशान् अनु० ) જ્યારે તે સર્વ અન્તર્દેશો પ્રતિ જાય છે ત્યારે તે ( परमेष्ठी भूत्वा ) પરમેષ્ઠી બનીને ( ब्रह्म अन्नादं कृत्वा ) બ્રહ્મ જ્ઞાનને અન્નનો ખાનાર બનાવીને ચાલે છે. ( ૨૩ ) જે આ જાણે છે તે ( ब्रह्मणा अन्नादेन अन्नं अत्ति ) તે બ્રહ્મજ્ઞાનની સાથે અન્નાદિનો ભોગ કરે છે. ( ૨૪ )

[ १५ ] ( तस्य व्रात्यस्य ) તે વ્રાત્યના ( सप्त प्राणाः सप्त अपानाः सप्त व्यानाः ) સાત પ્રાણ, સાત અપાન અને સાત વ્યાન છે. ( ૧-૨ ) ( तस्य व्रात्यस्य ) તે વ્રાત્યનો ( यः अस्य प्रथमः प्राणः ) જે તેનો પહેલો પ્રાણ છે તે ( अयं उर्ध्वः नाम अग्निः ) તે ઉર્ધ્વ નામનો અગ્નિ છે. ( ૩ ) તે વ્રાત્યનો જે દ્વિતીય પ્રાણ છે ( प्रौढः नाम असौ स आदित्यः ) તે પ્રૌઢ નામનો આ આદિત્ય છે. ( ૪ ) તે વ્રાત્યનો જે તૃતીય પ્રાણ છે તે ( अभ्यूढः नाम असौ स चन्द्रमाः ) અભ્યૂઢ નામનો ચન્દ્રમા છે. ( ૫ ) તે વ્રાત્યનો જે ચતુર્થ પ્રાણ છે તે ( विभूः नाम अयं स पवमानः ) વિભુ નામનો પવમાન વાયુ છે. ( ૬ ) તે વ્રાત્યનો જે પંચમ પ્રાણ છે તે ( योनिः नाम ताः इमाः आपः ) યોનિ નામનું આપ ( પાણી ) છે. ( ૭ ) તે વ્રાત્યનો જે છઠ્ઠો પ્રાણ છે તે ( प्रियः नाम ते इमे पशवः ) પ્રિય નામક પશુ છે. ( ૮ ) તે વ્રાત્યનો જે સાતમો પ્રાણ છે તે ( अपरिमिताः नाम ताः इमाः प्रजाः ) અપરિમિત નામની પ્રજા છે. ( ૯ )

तस्य॒ व्रात्य॑स्य । यो॑ऽस्य तृ॒तीयो॒ऽपा॒नः सामा॑वा॒स्या॑ ॥ ३ ॥
तस्य॒ व्रात्य॑स्य । यो॑ऽस्य चतु॒र्थो॒ऽपा॒नः सा श्र॒द्धा ॥ ४ ॥
तस्य॒ व्रात्य॑स्य । यो॑ऽस्य पञ्च॒मो॒ऽपा॒नः सा दी॒क्षा ॥ ५ ॥
तस्य॒ व्रात्य॑स्य । यो॑ऽस्य ष॒ष्ठो॒ऽपा॒नः स य॒ज्ञः ॥ ६ ॥
तस्य॒ व्रात्य॑स्य । यो॑ऽस्य स॒प्त॒मो॒ऽपा॒नस्ता इ॒मा द॒क्षिणाः ॥ ७ ॥

[ १७ ]

तस्य॒ व्रात्य॑स्य । यो॑ऽस्य प्र॒थ॒मो व्या॒नः सेयं भूमिः ॥ १ ॥
तस्य॒ व्रात्य॑स्य । यो॑ऽस्य द्वि॒तीयो॑ व्या॒नस्तद॒न्तरि॑क्षम् ॥ २ ॥
तस्य॒ व्रात्य॑स्य । यो॑ऽस्य तृ॒तीयो॑ व्या॒नः सा द्यौः ॥ ३ ॥
तस्य॒ व्रात्य॑स्य । यो॑ऽस्य चतु॒र्थो॑ व्या॒नस्तानि॒ नक्ष॑त्राणि ॥ ४ ॥
तस्य॒ व्रात्य॑स्य । यो॑ऽस्य पञ्च॒मो व्या॒नस्त ऋ॒तव॑ः ॥ ५ ॥
तस्य॒ व्रात्य॑स्य । यो॑ऽस्य ष॒ष्ठो व्या॒नस्त आ॑र्त॒वाः ॥ ६ ॥
तस्य॒ व्रात्य॑स्य । यो॑ऽस्य स॒प्त॒मो व्या॒नः स सं॑वत्स॒रः ॥ ७ ॥
तस्य॒ व्रात्य॑स्य । स॒मा॒नमर्थं॒ परि॑ यन्ति दे॒वाः सं॑वत्स॒रं वा
ए॒तदृ॒तवो॒ऽनु॒परि॑यन्ति॒ व्रात्यं॑ च ॥ ८ ॥
तस्य॒ व्रात्य॑स्य । यदा॑दि॒त्यम॑भिसं॒वि॒शन्त्य॑मावा॒स्या॑ चैव तत्पौ॒र्णमा॒सीं च॑ ॥ ९ ॥
तस्य॒ व्रात्य॑स्य । एक॒ं तदे॑षाममृत॒त्वमित्याहु॑ति॒रेव ॥ १० ॥

---

[૧૬] ( तस्य व्रात्यस्य ) તે વ્રાત્યનો ( यः प्रथमः अपानः ) જે પહેલો અપાન છે ( सा पौर्णमासी ) તે પૌર્ણમાસી છે. (૧) તે વ્રાત્યનો જે દ્વિતીય અપાન છે તે અષ્ટકા છે. (૨) તે વ્રાત્યનો જે તૃતીય અપાન છે તે અમાવાસ્યા છે. (૩) તે વ્રાત્યનો જે ચતુર્થ અપાન છે તે શ્રદ્ધા છે. (૪) તે વ્રાત્યનો જે પાંચમો અપાન છે તે દીક્ષા છે. (૫) તે વ્રાત્યનો જે છઠ્ઠો અપાન છે તે યજ્ઞ છે. (૬) તે વ્રાત્યનો જે સાતમો અપાન છે તે દક્ષિણા છે. (૭)

[૧૭] ( तस्य व्रात्यस्य ) તે વ્રાત્યનો ( यः अस्य ) જે તેનો ( प्रथमः व्यानः ) પ્રથમ વ્યાન છે તે ( सा इयं भूमिः ) તે આ પૃથ્વી છે. (૧) તે વ્રાત્યનો જે દ્વિતીય વ્યાન છે તે અન્તરિક્ષ છે. (૨) તે વ્રાત્યનો જે તૃતીય વ્યાન છે તે દ્યૌ છે. (૩) તે વ્રાત્યનો જે ચતુર્થ વ્યાન છે ( तानि नक्षत्राणि ) તે નક્ષત્રો છે. (૪) તે વ્રાત્યનો જે પાંચમો વ્યાન છે ( ते ऋतवः ) તે ઋતુઓ છે. (૫) તે વ્રાત્યનો જે છઠ્ઠો વ્યાન છે તે ( ते आर्तवाः ) ઋતુ ઋતુમાં ઉત્પન્ન થનારા પદાર્થો છે. (૬) તે વ્રાત્યનો જે સાતમો વ્યાન છે તે સંવત્સર છે. (૭) તે વ્રાત્યનો ( समानं अर्थं ) સમાન સમાન અર્થના ( देवः परियन्ति ). સર્વ દેવ ઘેરે છે, અનુકૂળ બને છે, ( संवत्सरं वै एते ऋतवः अनुपरियन्ति ) સંવત્સરમાં નિશ્ચય પૂર્વક આ ઋતુઓ અનુકૂળતાથી વ્યાપે છે ( व्रात्यं च ) વ્રાત્યને પણ ઘેરે છે. (૮) તે વ્રાત્યનો જે ભાવ ( यत् आदित्यं अभिसंविशन्ति )

*

[ ૧૮ ]

तस्य व्रात्यस्य ॥ १ ॥
यदस्य दक्षिणमक्ष्यसौ स आदित्यो यदस्य सव्यमक्ष्यसौ स चन्द्रमाः ॥ २ ॥
योऽस्य दक्षिणः कर्णोऽयं सो अग्निर्योऽस्य सव्यः कर्णोऽयं स पवमानः ॥ ३ ॥
अहोरात्रे नासिके दितिश्चादितिश्च शीर्षकपाले संवत्सरः शिरः ॥ ४ ॥
अह्ना प्रत्यङ् व्रात्यो रात्र्या प्राङ् नमो व्रात्याय ॥ ५ ॥

प्रविष्ठ થાય છેઃ ( अमावास्यां च एव तत् पौर्णमास्यां च ) અમાવાસ્યા અને પૂર્ણિમામાં પણ તેઓ હોય છે. ( ૯ ) ( तस्य व्रात्यस्य ) તે વ્રાત્યનું ( तत् एषां एकं अमृतत्वं ) તથા આ સર્વનું એક અમરપણુ છે. ( इति एव आहुः ) એમ કહે છે. ( ૧૦ )

[ ૧૮ ] ( तस्य व्रात्यस्य ) તે વ્રાત્યની ( यत् अस्य दक्षिणं अक्षि असौ सः आदित्यः ) જે દક્ષિણ આંખ છે તે સૂર્ય છે. ( यत् अस्य सव्यं अक्षि असौ सः चन्द्रमाः ) જે તેનો સવ્ય નેત્ર છે તે ચંદ્ર છે. ( ૧-૨ ) જે તેનો ( दक्षिणः कर्णः ) દક્ષિણ કાન છે ( सः अयं अग्निः ) તે અગ્નિ છે. ( यः अस्यः सव्यः कर्णः ) જે તેનો ડાબો કાન છે ( सः अयं पवमानः ) તે આ પવમાન છે. ( ૩ ) ( अहोरात्रे नासिके ) અહોરાત્ર તે તેનું નાક છે. ( दितिः अदितिः च ) દિતિ અને અદિતિ ( शीर्ष कपाले ) માથાનાં બન્ને લમણાં છે. અને ( संवत्सरः शिरः ) વર્ષ તેનું માથું છે. ( ૪ ) ( व्रात्यः अह्ना ) આ વ્રાત્ય દિવસમાં ( प्रत्यङ् ) પૂર્વ દિશાની તરફ મોઢું રાખીને અને ( रात्र्या प्राङ् ) રાત્રીના સમયે પ્રાચી દિશાની તરફ મુખ કરીને રહે છે. એવા ( व्रात्याय नमः ) વ્રાત્યને માટે મારો નમસ્કાર હો. ( ૫ )

---

## અથર્વવેદના પંદરમા કાંડનો વિચાર

# અધ્યાત્મ પ્રકરણ

### વ્રાત્યનો અર્થ

આ પંદરમા કાંડમાં " વ્રાત્ય " નો વિચાર કર્યો છે. તેથી આ કાંડમાં વ્રાત્યનો અર્થ શું છે તેનો નિશ્ચય પ્રથમ કરવો જોઇએ. આ વ્રાત્ય શબ્દનો અર્થ ઘણા પ્રકારનો થઇ શકે છે.

( ૧ ) " વ્રાત " નો અર્થ છે " સમુદ્ર, સમાજ, સંઘ, મનુષ્ય, જનતા " તેને માટે જે હિતકારી ( तेभ्यः हितः ) છે તેને વ્રાત્ય કહે છે.

( ૨ ) ( व्राते भवः व्रात्यः ) સમુદ્રમાં ઉત્પન્ન થએલો, સમાજમાં જેનો જન્મ થયો છે, સંઘમાં જે રહે છે.

( ૩ ) સમુહનો પાલક, પતિ અથવા સ્વામી.

( ૪ ) વ્રતોને માટે સમર્પિત, વ્રતાચરણમાં તત્પર, તપસ્વી, નિયમાનુષ્ઠાનમાં તત્પર, વ્રતી, બ્રહ્મચર્ય વગેરે વ્રતોનું પાલન કરનારો.

( ૫ ) ( व्रजति इति व्रात्यः अस्य सः ) ભ્રમણ કરનારો પરિવ્રાજક, સંન્યાસી, ઉપદેશક, દેશદેશાન્તરમાં જઇને ધર્મોપદેશ કરનારો.

આ પ્રમાણે વ્રાત્ય શબ્દના વેદમાં અનેક અર્થ છે, સ્મૃતિઓમાં આ વ્રાત્ય શબ્દનો અર્થ તેની વિરૂદ્ધ છે. વેદમર્યાદા

અને આશ્રમ મર્યાદાનુ ઉલ્લ ઘન કરનારો વ્રાત્ય છે એવુ સ્મૃતિ ગ્રન્થોનું કથન છે સ્મૃતિઓ પ્રમાણે તે વ્રાત્ય છે જે ત્રણેય વર્ણોના કર્તવ્યો ન કરવાથી પતિત થયો છે. વ્રાત્ય સ્તોમરૂપી શુદ્ધિ કરવાથી તેની શુદ્ધિ થાય છે અને તે ફરીથી પુનીત થાય છે અને દ્વિજત્વ પ્રાપ્ત કરે છે

વેદનો વ્રાત્ય શબ્દ અને સ્મૃતિના વ્રાત્ય શબ્દના અર્થમાં આટલો મહાન અ તર એટલે કે તફાવત્ છે વેદમા વ્રાત્ય શબ્દનો અર્થ ઉત્તમ છે જ્યારે સ્મૃતિમાં તેનો અર્થ અધમ છે વેદનો વ્રાત્ય જનતાનુ કલ્યાણ કરનારો છે પરન્તુ સ્મૃતિનો વ્રાત્ય બહિષ્કાર કરવા યોગ્ય છે શબ્દના અર્થની આટલી ભિન્નતા શ્રુતિ અને સ્મૃતિઓના કાળમાં જે મહાન અન્તર છે એટલે કે તે કેટલો વ્યતીત થએલો છે તે વાતની સાક્ષી પૂરે છે

જે પ્રમાણે "**બ્રાહ્મણ-બ્રુવ**," "**ક્ષત્રિય-બ્રુવ**" એ શબ્દો અધમ બ્રાહ્મણ અને અધમ ક્ષત્રિય વાચક છે, તે જ પ્રકારે ( અથર્વ૦ ૧૫।૧૩।૧૧ ) ' અવ્રાત્ય વ્રાત્યબ્રુવ, નામ બિભ્રતિ " આ ત્રણ શબ્દો પણ હીનતા વાચક છે વ્રાત્ય શબ્દ ધારણ કરનારા પરન્તુ જેઓ વ્રાત્ય નથી જેવી રીતે આજકાલ સન્યાસી નામ ધારણ કરનારા સાધુઓ પણ અધમાચારી હોય છે તે જ પ્રકારે વ્રાત્ય નામ ધારણ કરનારા પરન્તુ વ્રાત્યોના શ્રેષ્ઠ ગુણોરહિત મનુષ્યો નિન્દનીય હોય છે આ વેદનો મ ત્ર ( અ કા ૧૫।૧૩।૧૧ ) સ્પષ્ટ બતાવે છે કે અહીં વ્રાત્યનો અર્થ ઘણોજ પૂજ્ય છે

### વ્રાત્ય ઇશ્વર

વ્રાત્ય શબ્દના જે ઉત્તમ અર્થ ઉપર આપવામાં આવ્યા છે તે પૂર્ણપણે પરમેશ્વરને જ લાગુ પડે છે પરમેશ્વર વ્રાતનો અર્થાત્ સમુહો અને ગણોનો સ્વામી હોવાથી વ્રાત્ય છે, સ પૂર્ણ નિયમો અને વ્રતોનુ યથાયોગ્ય પાલન કરનાર હોવાથી પણ તે વ્રાત્ય છે, સર્વનો હિતકારી હોવાને લીધે પણ તે વ્રાત્ય છે આ પ્રમાણે વ્રાત્ય શબ્દના બધાજ અર્થ ઇશ્વરમા પૂર્ણપણે સમાઇ જાય છે તેથી આ પ દરમા કાંડમાં પ્રથમ પર્યાય સૂક્તમાં *આ પરમેશ્વરનુ વર્ણન વ્રાત્ય શબ્દથી કરેલુ છે*

**ईयमान व्रात्य॰ प्रजापतिं समेरयत् ।** ( ૧૧ )

' પ્રેરક વ્રાતે પ્રજાપાલક દેવોને પ્રેરિત કર્યા ' અર્થાત્ જગત્ નિર્માણ કરવાને માટે પ્રેરણા કરી

**स प्रजापति सुवर्ण आत्मन्न अपश्यत् तत् प्राजनयत् ॥** ( ૧૨ )

" આ પ્રજાપતિ દેવે ઉત્તમ ચમકનારા ર ગવાળા મૂળ દૈવી પ્રકૃતિરૂપી પ્રકૃત્યાત્માને જોયો અને તેણે સર્વ જગત નિર્માણ કર્યું ' અહિં "સુવર્ણ આત્મા ' શબ્દથી ઉત્તમ ર ગરૂપથી યુક્ત ચમકનારી મૂળ પ્રકૃતિ અથવા દૈવી પ્રકૃતિનું વર્ણન છે તેમા તેજ છે, ચમક છે અને આ ત્રિગુણમયી પ્રકૃતિ જ સર્વ જગતનુ નિર્માણ કરનારી છે આ જનન ક્રિયાથી, " એક લલામ, મહત્, જ્યેષ્ઠ બ્રહ્મ, તપ અને સત્ય, " આ સાત પદાર્થો ઉત્પન્ન થયા આ સાત નામોના જેવાજ " ભૂ, ભૂવ, સ્વ, મહ, જન, તપ, સત્ય, ' આ સાત નામ પણ તુલનાત્મક દૃષ્ટિથી જોવા જેવા છે બને સ્થળે ', મહત્ તપ, સત્ય, " આ ત્રણ શબ્દો સમાન છે. સ ભવિત છે કે આ બ ને સપ્તકો એક બીજાના પર્યાય અર્થના હોય, પ્રકૃતિથી સૃષ્ટિની ઉત્પત્તિ થવાથી સાતલોક, સાતભુવન, સાતધામ ઇત્યાદિ જે ઉત્પન્ન થયા છે તેના જ સૂચક આ શબ્દો છે, એમ સામાન્યત પ્રતીત થાય છે, પાઠક આનો અધિક વિચાર કરે. આ પ્રકારે સર્વ ભુવનો ઉત્પન્ન થયા પછી તે પ્રેરક દેવનુ મહત્વ સર્વને વ્યક્ત થયુ અને આ કારણથી જ ( **स महादेव अभवत्** ) તેને મહાદેવ કહેવા લાગ્યા અર્થાત્ આ ' મહાદેવ ' શબ્દ બીજા નાના દેવોનો પણ અધિદેવ એટલે કે સ્વામી છે આ વાત અહિં વ્યક્ત થાય છે આ જ વાત નિમ્નલિખિત મ ત્રમા પણ કહેલી છે

*स देवानां ईशां पर्येत् स ईशानं अभवत् ।* ( ૧૫ )

' તે અનેક નાના દેવોનો અધિપતિ સિદ્ધ થયો તેથી તેને ઇશાન કહેવા લાગ્યા " અહીં દેવ-મહાદેવ ઇશ-ઇશાન, ઇશ ઇશ્વર ઇત્યાદિ શબ્દોનો અર્થભાવ સ્પષ્ટ થયો દેવ અને ઇશ એ નાના અધિપતિ છે અને મહાદેવ તથા ઇશાન અને ઇશ્વર આ શબ્દો સર્વોપરિ અધિકાર ચલાવનાર સાર્વભૌમ પરમેશ્વર વાચક છે આ જ પ્રમાણે બ્રહ્મ આત્મા વગેરે શબ્દો એકજ પરમાત્માના વાચક છે તેમા પણ બ્રહ્મ-પરબ્રહ્મ, આત્મા-પરમાત્મા આ શબ્દો પણ પહેલા કહેલી રીતે નાના મોટાના વાચક છે એમાં શ કા નથી, પરન્તુ બ્રહ્મ અને આત્મા આ શબ્દો સમયે સમયે બન્ને અર્થમા પ્રયુક્ત થાય છે

આપણા શરીરમા આ વાત જુઓ, કાન, આંખ, નાક વગેરે અવયવોમા પ્રત્યેકમા હજારો કીટાણુ આપણામાં ઇશ

છે, આપણી પ્રકૃતિના સ્વામી છે પરન્તુ તે અનેક કીટાણુઓ પર આંખ, નાક, કાન વગેરે ઇન્દ્રિયોમાં રહેનારો એક ઇન્દ્રિયોનો અધિષ્ઠાતા દેવ છે, આ તે સૂક્ષ્મ કીટાણુઓ કરતાં મોટો ઇશ્વર છે, તેનાં પછી પ્રત્યેક ઇન્દ્રિયમાં એક એક દેવતાનો અંશ છે અને આ અવયવોમાં રહેનારા દેવતાંશો પર જીવાત્માનું પ્રભુત્વ છે. તેથી અહીં ઇન્દ્રિયોનો અધિપતિ દેવ છે અને જીવાત્મા મહાદેવ છે. આ પ્રમાણે નાના મોટાનો ભેદ હોવાથી એક દેવ હોય છે, બીજો મહાદેવ હોય છે, તે તેની ઉપરના દેવની કરતાં નાનો દેવ હોય છે. આ પ્રમાણે જો ઉપરની કોટીમાં જતા જઇએ તો અંતિમ સ્થિતિમાં પરમાત્મા સર્વનો મહાદેવ છે. આ પ્રમાણે દેવ અને મહાદેવ નો વિચાર તુલનાત્મક દૃષ્ટિથી જાણવા યોગ્ય છે. આ વાતને અધિક સ્પષ્ટ કરીએ.

| | | | |
|---|---|---|---|
| દેવ | | મહાદેવ | |
| ઇશ | | ઇશાન | |
| આત્મા | | પરમાત્મા | |
| બ્રહ્મ | | પરબ્રહ્મ | |
| ઇન્દ્ર | | મહેન્દ્ર | |
| ઇશ | | ઇશ્વર | |
| કીટાણુ | ( દેવ ) | ઇન્દ્રિયાધિપતિ | ( મહાદેવ ) |
| ઇન્દ્રિયાધિપતિ | ,, | જીવાત્મા | ,, |
| જીવાત્મા | ,, | રાજા | ,, |
| રાજા | ,, | સમ્રાટ્ | ,, |
| ગ્રામપતિ | ,, | પ્રાન્તપતિ | ,, |
| પ્રાન્તપતિ | ,, | રાષ્ટ્રપતિ | ,, |
| રાષ્ટ્રપતિ | ,, | જગત્પતિ | ,, |
| ચન્દ્રાદિગ્રહ | ,, | સૂર્ય | ,, |
| તારામણ | ,, | વિરાટ્ | ,, |

આ રીતે પૂર્વાપર સંબંધે એક દેવ અને બીજો મહાદેવ બને છે. અન્તમાં સર્વ ચરાચરનો નિશ્ચયપૂર્વક પરમાત્મા જ એક મહાદેવ છે અને આ પ્રથમ પર્યાય સૂક્તનાં સર્વનો પ્રેરક તરીકે પ્રથમ મંત્રમાં વર્ણવાયેલ છે. તે એક છે, તથા તેને " એક વ્રાત્ય " અર્થાત્ એક માત્ર પરમેશ્વર અથવા સર્વનો એક નિયંતા કહેવાયો છે, તે સર્વનો શાસક છે અને તેનું ધનુષ્ય અપ્રતિહત છે. તે જ ( ઇન્દ્ર ધનુઃ ) પ્રભુનુ ધનુષ્ય એનું છે ( દ્વિષન્તં વિધ્યતિ ) આ ધનુષ્યથી વિદ્વેષી લોકોનો પૂર્ણ નાશ થાય છે. પરમેશ્વરનું સર્વોપરિ શાસન છે અને આ શાસનથી હિંસકોનો નાશ થાય છે અને સજ્જનોનું રક્ષણ થાય છે તેથી આ એક દેવની ઉપાસના બધાએ કરવી જોઇએ. આ ઉપદેશ પ્રથમ પર્યાય સૂક્તમાં કહેલ છે.

તેનાં પછી બ્રહ્મચારીનું વર્ણન છે. હવે તેનો વિચાર આપણે કરીએ—:

## બ્રાહ્મણ વિભાગ

### વ્રાત્ય બ્રહ્મચારી

" બ્રહ્મચારી " તે છે કે જે " બ્રહ્મની જેમ આચરણ કરે છે, અથવા બ્રહ્મ બનવા માટે વ્રતનું આચરણ કરે છે. " બ્રહ્મનું આચરણ કેવું હોય છે, તે વિષયનું વર્ણન પ્રારંભના પર્યાય સૂક્તમાં ઘણી સારી રીતે આવી ગયું છે. બ્રહ્મચારી તેવો બનવા ઇચ્છે છે અને જે બ્રહ્મચારી તેવો સદ્ગુણૈશ્વર્યસંપન્ન હોય છે, તેની યોગ્યતા વિશેષ ઉચ્ચ જ હોય.

જ્યારે આવો સુયોગ્ય બ્રહ્મચારી પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ અને ઉત્તર દિશાઓમાં, દેશદેશાંતરોમાં ભ્રમણ કરે છે, લોકોને ધર્મ અને સદાચારનો સંદેશ સંભળાવે છે, લોકોનું ભલું કરવા માટે આત્મસમર્પણ કરે છે, ત્યારે જગતના બધા દેવો, સૂર્ય, ચન્દ્ર, વિશ્વેદેવ, વરુણ, સપ્તર્ષિ ઇત્યાદિ સર્વ તેની સહાયતા કરે છે. વેદના રથાન્તરાદિ સર્વ પ્રભાવશાળી મંત્રો તેની અંદર તેમના જ્ઞાન વિજ્ઞાન સાથે ઉપસ્થિત થાય છે. શ્રદ્ધા જે તેની ધર્મપત્ની છે તે નિત્ય તેની આજ્ઞા પ્રમાણે વર્તવાને તત્પર હોય છે. ઉષઃકાળે તે ધર્મપત્ની શ્રદ્ધાની સાથે ઉપાસના કરે છે. મધ અર્થાત્ વાણી તેના શ્રદ્ધાની અનુસારિણી હોય છે, જેવી રીતે વિજળી મેઘમાં શોભે છે તેવી રીતે તેની સુસંસ્કૃત વાણી ઉષઃકાળ વખતે તેની શ્રદ્ધાથી યુક્ત બનીને તેની શોભા વધારે છે.

તેનો મિત્ર વેદમંત્રરૂપી ( मागधः ) સ્તુતિ પાઠક છે. અર્થાત્ તે જો કોઇની સ્તુતિ કરતો હોય તો તે કેવળ સર્વના મિત્રરૂપ પરમેશ્વરની સ્તુતિ વેદ મંત્રોથી કરે છે. કોઇ પણ પ્રકારની લાલચમાં ન પડતાં કોઇ પણ મર્ત્યની પ્રશંસા તે કદી કરતો નથી. વેદ મંત્રના ઉપદેશની સત્યતા જોઇને જ તેને આશ્ચર્યદર્શક ( हसः ) હસવું આવે છે, ને દિવ્ય હાસ્યમાં જ તે મસ્ત રહે છે અને જ્યારે તે લોકોને ઉપદેશ આપે છે, વેદ મંત્રોની વ્યાખ્યા કરે છે ત્યારે એવું પ્રતીત થાય છે કે મેઘગર્જના ( स्तनयित्नुः ) બનીને અમૃત જેવી વેદોપદેશની વર્ષા જ જાણે થઇ રહી છે.

વસ્ત્ર ( **વાસઃ** ) શરીરની લજ્જા નિવારણ માટે હોય છે. તેનું શરીર ઇંદ્રિઓ, મન અને બુદ્ધિની લજ્જા નિવારણ કરવા માટે તેનું વસ્ત્ર ( **વિજ્ઞાન** ) જ્ઞાન અને વિજ્ઞાન બોધ અને પ્રતિબોધ જ હોય છે. આ વિજ્ઞાનરૂપી વસ્ત્ર પરિધાન કરેલ તે બ્રહ્મચારી વસ્ત્રાભૂષણો કરતાં વધારે સુશોભિત દેખાય છે, કારણ કે જ્ઞાન વિજ્ઞાન જ મનુષ્યનું ખરું ઉત્તમ ભૂષણ છે.

દિવસ તેનું માથાનું વસ્ત્ર એટલે કે પાઘડી છે, રાત્રીનો કાળો રંગ તેના વાળ છે, સૂર્ય કિરણ તેના કુંડલ છે, આકાશના તારાગણ તેના મણિ છે અર્થાત્ તેની શોભા વધારનારાં આ બધાં તેના આભૂષણો અને ઝવેરાત છે. આ પ્રમાણે આ બ્રહ્મચારી નિસર્ગને જ પોતાનાં આભૂષણો બનાવે છે. સોના ચાંદીના આભૂષણો મનુષ્યના ઝવેરાત નથી બની શકતા, જે વિજ્ઞાનાત્મા પુરુષ છે તેનાં આ જ ભૂષણો છે. નિસર્ગ નિયમોથી યુક્ત જીવન વ્યતીત કરનારો જ બ્રહ્મચારી હોય છે, તેથી નિસર્ગના પદાર્થો જ તેનાં ભૂષણો બને છે અને શોભા વધારે છે.

ભૂતકાળનો ઇતિહાસ અને ભવિષ્યકાળની ઉન્નતિની યોજના ( **ભૂતં ભવિષ્યત્ ચ** ) એ બે તેના રક્ષક છે, તેમનાથી સુરક્ષિત બનેલો તે પોતાનું પ્રચાર કાર્ય કર્યે જ જાય છે. આ જ પ્રમાણે અમાવાસ્યા અને પૂર્ણિમા અર્થાત્ મહિનાના શુકલ અને કૃષ્ણ પક્ષ, દિવસ અને રાત એ અહો-રાત્રિના બે વિભાગ તથા ( **શ્રુતં વિશ્રુતં** ) જ્ઞાન અને વિજ્ઞાન, સાંભળેલો ઉપદેશ અથવા તેના મનનથી પ્રાપ્ત થએલ વિજ્ઞાન એ પણ તેના રક્ષક અર્થાત્ તેની રક્ષા કરનારા છે. આ બ્રહ્મચારી જે ઉપદેશ કરે છે તેનો આધાર " ભૂત " કાળના ઇતિહાસમાં હોય છે અને તેનો આ ઉપદેશ શ્રવણ કરવાથી શ્રોતાઓના મનમાં ભવિષ્યકાળની ઘણી મોટી આશાઓ પોતાની ઉન્નતિની આકાંક્ષાઓ ઉત્પન્ન થાય છે અને તેથી શ્રોતાઓની ક્રમપૂર્વક ઉન્નતિ થાય છે, અને દિવસ રાત્રીનો કાર્યક્રમ, પૂર્વ અને ઉત્તર પક્ષના કાર્યક્રમ તેના ઉપ-દેશથી નિશ્ચિત થાય છે. આ પ્રમાણે ( **શ્રુત** ) જ્ઞાન અને ( **વિશ્રુત** ) વિજ્ઞાનથી આ બ્રહ્મચારી સર્વની ઉન્નતિ કરે છે.

મનુષ્ય " મનોરથો " કરતો રહે છે, આ માત્ર તેના " મનન " જ " રથ " હોય છે. કેટલાએ લોકો હવાઇ કિલ્લાઓ રચે છે, તે પણ એક પ્રકારના મનોરથ જ હોય છે. એ પ્રકારે આ બ્રહ્મચારી પણ ( **મનઃ-વિપથં** ) મનના રથ દોડાવે છે, તેમાં બેસે છે, મનથી જ રથોને બનાવી, મનથી જ તેમાં બેસીને મનથી જ તે સફર કરે છે. તેના મનોરથના ( **માતરિશ્વા પવમાનઃ ચ** ) શ્વાસ અને ઉચ્છ્વાસ એ બે ઘોડાઓ છે. જે પાઠકો પ્રાણાયામ કરે છે તેઓ જાણે છે કે પ્રાણની સ્થિરતા મનની સ્થિરતા પર અવલંબિત છે કારણ કે મનના ઘોડા પ્રાણ છે, અર્થાત્ મનોરથના ઘોડા પ્રાણ છે. આ ઘોડા સ્થિર રહે તો જ રથ સ્થિર રહે છે અને ઘોડા ચાલવા લાગે તો રથ પણ ચાલવા માંડે છે. પ્રાણ અને મનનો સંબંધ નિત્ય છે એ ગુપ્ત વાત અહીં આ અલંકારથી બતાવાઇ છે. પ્રાણને ચંચલ રાખીને કોઇ પણ મનુષ્ય પોતાના મનને શાન્ત કરી શકતો નથી.

આ પ્રકારના સુયોગ્ય બ્રહ્મચારીને કીર્તિ અને યશ પ્રાપ્ત થાય છે. કીર્તિ અને યશની કુંચી આ સદાચારમાં છે, તેની યોગ્યતામાં તેનો યશ છે. જે પોતાની યોગ્યતા આ બ્રહ્મચારીના જેવી બનાવે છે તે પણ કીર્તિમાન અને યશસ્વી બની જાય છે. આ સર્વ ઉપદેશ પાઠક દ્વિતીય પર્યાય સૂક્તમાં જોઇ શકે છે.

### બ્રહ્મચારીનું આસન

બ્રહ્મચારી સંવત્સર સુધી તપશ્ચર્યા કરે છે, તે ઉભો રહીને તપશ્ચર્યા કરે છે. તેની આ તપશ્ચર્યા જોઇને બીજાઓને કષ્ટ થાય છે, તેઓ તેને બેસવા માટે બાજોઠ આપે છે પરંતુ જે બાજોઠ પર એ બ્રહ્મચારી બેસે છે તે જ્ઞાનનો બાજોઠ છે, લાકડાનો બાજોઠ તેને પસંદ નથી.

આ બ્રહ્મચારીના બાજોઠના પગ વસંત, ગ્રીષ્મ, વર્ષા અને શરદ એ ચાર ઋતુઓ છે, અર્થાત્ આ ઋતુઓ પર તે રહે છે. બૃહત્, રથન્તર વગેરે સામ આ બાજોઠના પડદા છે, આ બાજોઠ પર ગાદી બિછાવેલી હોતી નથી, તેના કાપડના તાણા-વાણા ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદના મંત્ર હોય છે, અર્થાત્ વેદજ્ઞાનની ગાદીપર તે આરૂઢ થાય છે, આ જ્ઞાનમય સિંહાસન પર તે વિરાજમાન થાય છે, તે વખતે સર્વ દેવો તેના રક્ષક બને છે અને તેઓ પોતાની વિવિધ શક્તિ-ઓથી તેની ચારે તરફ આવીને ઉભા રહે છે.

જે જ્ઞાનના અટલ આધાર પર ઉભો રહે છે તેની આવીજ વિશેષ યોગ્યતા થાય છે. આ ઉપદેશ તૃતીય પર્યાય સૂક્તમાં આપેલ છે.

### રક્ષક ઋતુ અને દેવ

પછીના ચોથા પર્યાય સૂક્તમાં કહ્યું છે કે છ ઋતુ અને તેના બાર મહિના તેના ( **ગોપ્તારૌ** ) રક્ષક બને છે, અર્થાત્ આ સર્વ મહિનાઓમાં તેની રક્ષા થાય છે.

તે પછીના પાચમા પર્યાય સૂક્તમા કહ્યુ છે કે સર્વ દિશાઓ અને અન્તર દિશાઓમા ભવ, શર્વ, પશુપતિ ઉગ્રદેવ, રૂદ્ર મહાદેવ અને ઇશાન એ સાત દેવ પોતાના ધનુષ્ય બાણ હાથમાં ધારણ કરીને તેના સાથી બને છે અને તેની રક્ષા કરે છે પાઠક અહીં એમ ન સમજે કે આ સાત દેવ ભિન્ન છે, તે ઇશાનના જ નામ છે ઇશાન જ એક દેવ છે જેના ગુણધર્મ બોધક આ સાત નામ છે આ એકજ દેવ સર્વનો ઇશ અથવા સ્વામી છે તેટલા માટે જ તેને ઇશાન ' કહે છે તેને આધીન અનંત દેવ છે, એ સર્વ દેવો પર તે મુખ્ય અધિષ્ઠાતા હોવાથી તેને " મહાદેવ " કહે છે આ ઇશ્વર જ સર્વ દુષ્ટ અને પાપકર્મીઓને યોગ્ય દંડ દઇને રડાવે છે, તેટલા માટે જ તેને રૂદ્ર કહે છે પાપિયોને આ જ ભય કર ' ઉગ્ર વીરભદ્ર પ્રતીત થાય છે તેની પાસે અતુલ પાશવી શક્તિ રહેલી છે અથવા તે સર્વ જીવોનો પાલક છે તેથી તેને " પશુપતિ " કહે છે. તે અત્યત ગતિમાન્ પ્રચડ વેગવાન્ હોવાથી તેને " શર્વ " ( शवति गच्छति )કહે છે તે સર્વ જગતને ભૂતિ અને ઐશ્વર્ય પ્રદાન કરે છે, તેટલા માટે તેને ભવ કહે છે આ પ્રમાણે આ સાતે શબ્દ એકજ દેવના વાચક છે આ એકજ દેવ આ સાત કામ કરે છે તેથી આ સાત નામ તેને આપવામા આવ્યાં છે આ સર્વનો દેવાધિ દેવ એ બ્રહ્મચારીનો સાથી, મિત્ર, રક્ષક અને અનુગામી બને છે

### દેવોની સહાયતા

આગળ છઠ્ઠા પર્યાય સુક્તમાં આ બ્રહ્મચારીને સર્વ દેવતા ઓની સહાયતા મળે છે એવુ વર્ણન છે ભૂમિમા તેને ભૂમિ અગ્નિ, ઔષધિઓ વનસ્પતિઓ, વૃક્ષ વગેરે સહાયક થાય છે ઉર્ધ્વ ભાગથી સૂર્ય, ચન્દ્ર નક્ષત્ર, મેઘોદક અને વાયુની સહાયતા પ્રાપ્ત થાય છે ઉત્તમ જ્ઞાન ક્ષેત્રમાં ઋચા, યજુ, સામ અને બ્રહ્મ અર્થાત્ અથર્વવેદના મંત્રો સહાયક થાય છે ઇતિહાસની દિશામાં ઇતિહાસ પુરાણ, ગાથા, નારાશંસી તેને અનુકૂળ બને છે યજ્ઞક્ષેત્રમા આહવનીય, ગાર્હપત્ય વગેરે યજ્ઞ તેની સહાયતા કરે છે કાળક્ષેત્રમા ઋતુ, મહિના, પક્ષ, અહોરાત્ર, એ તેના સહાયક બને છે આધ્યાત્મિક ક્ષેત્રમા તે આગળ વધે છે ત્યાં ( अदिति ) મૂળ પ્રકૃતિ, ( दिति ) પ્રકૃતિની વિકૃતિ, ( इन्द्राणी ) ઇંદ્ર અર્થાત્ આત્માની શક્તિ, ( इडा ) વાણી વગેરેની સહાયતા થાય છે અને આ ક્ષેત્રમા તેને એટલો બધો આનદ પ્રાપ્ત થાય છે કે તેમાં તૃપ્તિ મેળવીને તે ( न अघत्स्यंम् इति अमन्यत् ) અહીંથી પાછો નહિ જ ફરૂ એમ માને છે, એટલી બધી તલ્લીનતા તેમાં તેને પ્રાપ્ત થાય છે આગળ સર્વ દેવો તેને સહાયતા આપે છે અને પછી તે સર્વનુ પ્રિય ધામ બને છે

સાતમ પર્યાય સૂક્તમાં કહ્યુ છે કે આવી પૂર્ણ અવસ્થા પ્રાપ્ત થયા પછી તેને ઉત્તમ શ્રદ્ધા સ્વાનુભવથી પ્રાપ્ત થાય છે ત્યાર પછી તે આ અનુભવને કદી પણ ભૂલતો નથી, અહીં તેને પૂર્ણ બ્રહ્માવસ્થા પ્રાપ્ત થઇ હોય છે આ જ સાચો બ્રાહ્મણ છે

### ક્ષત્રિય વિભાગ વૈદિક સ્વરાજ્ય

ક્ષત્રિય પણ બ્રહ્મચર્યનુ પાલન કરે છે અને ઉત્તમ ક્ષત્રિય થાય છે તેને રાજન્ય એટલા માટે કહેવામાં આવે છે કે, ( स अरज्यत ) તે લોકોનુ રંજન કરે છે લોકોને પ્રસન્ન રાખે છે, તે જનતાને સુરક્ષિત રાખે છે સર્વ પ્રજાજનોની રક્ષા કરવાથી તેને સર્વ પ્રકારે ખાનપાન ઇત્યાદિ ભોગ પ્રાપ્ત થાય છે અને સર્વ લોકો તેના અનુયાયી બને છે આ વિષય આઠમા પર્યાય સૂક્તમાં કહેલો છે અને આગળ નવમા પર્યાય સૂક્તમા રાજ પ્રકરણનો જ ઉપદેશ કરવામાં આવે છે

( स विश अनुव्यचलत ) તે ક્ષત્રિય રાજા બ્રહ્મચર્ય પાલન કરીને પછીથી રાજ ગાદીપર આરૂઢ થઇને પ્રજાના મતાનુસાર રાજ્યશાસન ચલાવવા લાગ્યો રાજા પ્રજા-મત પ્રમાણે ચાલતો હોવાથી તે રાજાને ( सभा ) ગ્રામ સભા ( समितिः ) રાષ્ટ્રિય મહાપરિષદ્ ( सेना ) ચતુરંગ સૈન્ય અને ( सुरा ) ઐશ્વર્ય ધનકોશ તેને અનુકૂળ બને છે અર્થાત્ જે રાજા પ્રજાના મતને અનુસરનારો હોતો નથી તેને તેમની અનુકૂળતા મળતી નથી એનો સાચો અર્થ તો એજ થાય કે રાજાનો અધિકાર પ્રજાની સેના, સભા અને ધનકોશ પર નથી તેથી પ્રજાની પ્રસન્નતાથી જ તે તેમની અનુકૂળતા પ્રાપ્ત થાય છે નહિ તો નહિ

વૈદિક સ્વરાજ્યનો આ અર્થ છે, આદર્શ છે પૂર્ણ સ્વરાજ્ય તેનુ જ નામ છે, જે રાજ્યવ્યવસ્થામા પ્રજાનુ રંજન કરનારો રાજા જ રાજ ગાદીપર ટકી શકે છે અને પ્રજાને દુઃખ દેનારો રાષ્ટ્રથી પદચ્યુત કરવામા આવે છે અને જે શાસન સસ્થાઓમાં ધનકોશ, સેના અને રાષ્ટ્રસભા પ્રજામતને આધીન હોય છે તેને જ " વૈદિક સ્વરાજ્ય શાસન ' કહી શકાય છે તેનાથી ભિન્ન બીજુ શાસન આસુરી શાસન સમજવુ યોગ્ય છે.

### અતિથિ સત્કાર

આગળ દસમા, અગિયારમા, બારમા અને તેરમા આ ચાર પર્યાય સૂક્તમાં અતિથિ સત્કારનો મહત્વપૂર્ણ વિષય ચલાવેલો

છે. અહીં એમ કહ્યું છે કે જેને ઘેર અતિથિ આવે, તે ગૃહસ્થી એમ સમજે કે ( एनं आत्मनं श्रेयांसं मानयेत् ) તે પોતાથી ઘણો જ શ્રેષ્ઠ છે અને તેનો સત્કાર કરવાથી પોતાનું પરમ કલ્યાણ નિઃસન્દેહ થશે જ. અર્થાત્ આ ભાવનાથી અતિથિનો ઘણો જ સત્કાર ગૃહસ્થીએ કરવો જોઇએ. બ્રાહ્મણ પ્રત્યક્ષ બૃહસ્પતિ છે અને ક્ષત્રિય ( आदित्यः ) સૂર્ય અથવા ઇન્દ્રની મૂર્તિ છે. આમાંથી અગર જો કોઇ પણ કોઇ ગૃહસ્થને ઘેરે અતિથિ રૂપથી આવે તો તે ગૃહસ્થીનું મહાભાગ્ય છે એમ સમજવું જોઇએ, અતિથિ ઘેર આવે તો તેનો આદર સત્કાર આ પ્રકારે કરવો જોઇએ.

૧ ( व्रात्यः क्व अवात्सीः ) બ્રહ્મચારી, આપ ક્યાંના રહેવાસી છો ?

૨ ( व्रात्यः उदकं ) બ્રહ્મચારી, આપને માટે આ જળ લાવ્યો છું.

૩ ( तर्पयन्तु ) હે અતિથિ, મારા લોકો આપને તૃપ્તિ આપે.

૪ ( व्रात्य यथा ते प्रियं तथा अस्तु ) હે વિદ્વાન્, જે આપને માટે પ્રિય હોય તેજ થાઓ. તેજ કરવામાં આવશે.

૫ ( यथा ते वशः तथा अस्तु ) જે આપની ઇચ્છા હોય તેજ થાઓ.

૬ ( यथा ते निकामः तथा अस्तु ) જે આપની કામના હો તેજ થાઓ. તે પ્રમાણે અમે વર્તીશું.

જો ગૃહસ્થીના અગ્નિહોત્ર કરવાને સમયે અતિથિ આવે અથવા અતિથિ આવ્યા પછી અગ્નિહોત્ર કરવાનો સમય થઇ જાય તો ગૃહસ્થી અગ્નિહોત્ર અતિથિની આજ્ઞા લઇને કરે. જો અતિથિ આજ્ઞા આપે તો અગ્નિહોત્ર કરે, તેની આજ્ઞા ન હોય તો ન કરે. જો કોઇ ગૃહસ્થે અતિથિની આજ્ઞા વિરુદ્ધ હવન કરે તો તેનો તે હવન વ્યર્થ જાય છે. ( જુઓ પર્યાય સૂક્ત ૧૨ )

અતિથિ અનેક દિવસ ઘરમાં રહે અને તેની સેવા સારી રીતે કરવામાં આવે તો તેને ઘણું જ પુણ્યફળ પ્રાપ્ત થાય છે.

જો અતિથિ રૂપે કોઇ અજ્ઞાની મનુષ્ય આવી જાય તો પણ તેનામાં પોતાના ઉપાસ્ય દેવની કલ્પના કરવી જોઇએ અને સર્વ ભાગ તે દેવતાને સમર્પણ કરવાની ઇચ્છાથી તે અતિથિને આપવો જોઇએ. અહીં ૧૩મો પર્યાય સૂક્ત પૂર્ણ થાય છે.

## અતિથિનું રૂપ

( शर्धः ) બળ સ્વરૂપ, ( इन्द्रः ) શત્રુનું નિર્દલન કરનારો, ( वरुणः ) વરિષ્ઠ દેવ, ( सोमः ) શાન્તરૂપ, ( विष्णुः ) સર્વત્ર ભ્રમણ કરનારો, ( रुद्रः ) શત્રુઓને રડાવનારો, ( यमः ) નિયામક, પ્રજાને નિયમમાં રાખનારો, ( अग्निः ) તેજસ્વી, ( बृहस्पतिः ) જ્ઞાનવાન ( ईशानः ) સ્વામી, ( प्रजापतिः ) પ્રજાપાલક, ( परमेष्ठी ) પરમ ઉચ્ચપદપર વિરાજમાન થવા યોગ્ય અતિથિ હોય છે. સુયોગ્ય અતિથિમાં આ સર્વ ગુણો હોવાને કારણે તે અતિથિને આ નામ પ્રાપ્ત થાય છે. માનો કે આ સર્વ દેવોના અંશ તે અતિથિમાં એકત્રિત થાય છે.

આ વર્ણન ૧૪માં પર્યાય સૂક્તમાં છે, ત્યાર પછી પંદરમા પર્યાય સૂક્તમાં તેના પ્રાણનું વર્ણન છે. આ અતિથિમાં સાત પ્રાણ છે અગ્નિ, આદિત્ય, ચન્દ્ર, વાયુ, જળ, પશુ અને પ્રજા આ સાત દેવતા તેના સાત પ્રાણોમાં નિવાસ કરે છે, સાત પ્રાણ એ સાત ઇન્દ્રિઓમાં રહેનારી સાત મહા શક્તિઓ છે.

આગળ સોળમા પર્યાય સૂક્તમાં અતિથિના સાત અપાનોનું વર્ણન છે. પૂર્ણિમા, અષ્ટકા, અમાવાસ્યા, શ્રદ્ધા, દીક્ષા, યજ્ઞ અને દક્ષિણા આ સાત તેના અપાનમાં રહે છે. મનુષ્યોના સર્વ દુઃખ દૂર કરનારી શક્તિનું નામ ( सर्वं दुःखं अपानयति इति अपानः ) અપાન છે. આ સાતે શ્રદ્ધા, દીક્ષા, વગેરે મનુષ્યનાં દુઃખોને દૂર કરે છે, તેથી તેનું નામ અહીં અપાન રાખવામાં આવ્યું છે.

આગળ સત્તરમા પર્યાય સૂક્તમાં અતિથિનું વ્યાન, ભૂમિ, અંતરિક્ષ, દ્યૌ, નક્ષત્ર, ઋતુ, ઋતૂદ્ભવ પદાર્થ, સંવત્સર રૂપ છે એવું વર્ણન છે અને અઢારમા પર્યાય સૂક્તમાં અતિથિની આંખો સૂર્ય અને ચન્દ્ર, કાન અગ્નિ અને વાયુ, નાક અહોરાત્ર, શીર્ષ કપાળ, દિતિ, અદિતિ અને સંવત્સર તેનું માથું છે.

આ પ્રકારનો પૂજ્ય વ્રાત્ય સર્વને નમસ્કાર કરવા યોગ્ય છે.

આ પ્રકરણમાં જે અતિથિનું સ્વરૂપ વર્ણવવામાં આવ્યુ છે તે બરાબર લક્ષમાં આવતું નથી. તો પણ તેથી એટલું તો જરૂર પ્રતીત થાય છે કે અતિથિ સર્વ દેવતારૂપ હોવાથી પરમ પૂજ્ય છે.

આ પંદરમા કાંડમાં અતિથિ સત્કારનો વિષય છે, પ્રત્યેક ગૃહસ્થનો આ ધર્મ હોવાથી આ કાંડનો વિચાર પ્રત્યેક ગૃહસ્થે કરવો અત્યંત આવશ્યક છે.

# જાતવેદા

( ऋषिः- अथर्वाङ्गिरा । देवता- अग्निः )

## કાંડ ૧૯, સૂક્ત ૩

दिवस्पृथिव्याः पर्यन्तरिक्षाद्वनस्पतिभ्यो अध्योषधीभ्यः ।
यत्रयत्र विभृतो जातवेदास्ततं स्तुतो जुषमाणो न एहि ॥ १ ॥
यस्ते अप्सु महिमा यो वनेषु य ओषधीषु पशुष्वप्स्व१न्तः ।
अग्ने सर्वास्तन्व१: सं रभस्व ताभिर्न एहि द्रविणोदा अजस्रः ॥ २ ॥
यस्ते देवेषु महिमा स्वर्गो या ते तनूः पितृष्वाविवेश ।
पुष्टिर्या ते मनुष्येषु पप्रथेऽग्ने तया रयिमस्मासु धेहि ॥ ३ ॥
श्रुत्कर्णाय कवये वेद्याय वचोभिर्वाकैरुप यामि रातिम् ।
यतो भयमभयं तन्नो अस्त्वव देवानां यज हेडो अग्ने ॥ ४ ॥

અર્થ— ( दिवः ) દ્યુલોકથી, ( पृथिव्याः ) પૃથ્વીમાંથી, ( अन्तरिक्षात् परि ) અંતરિક્ષમાંથી, ( वनस्पतिभ्यः ओषधिभ्यः ) વનસ્પતિઓ અને ઔષધિઓથી ( यत्र यत्र जातवेदाः विभृतः ) જ્યાં જ્યાં અગ્નિ ભરેલો રહે છે, ( ततः स्तुतः ) ત્યાંથી પ્રશંસા પામીને ( जुषाणः ) સેવન કરવા લાયક બધીને ( नः एहि ) અમારી સમીપ આવે. ( ૧ )

હે અગ્નિ ! ( यः ते अप्सु महिमा ) તારો જે મહિમા પાણીમાં છે, ( यः वनेषु ) જે વનોમાં છે ( सर्वाः तन्वः संरभस्व ) તારા એ સર્વ શરીરો ઉત્તમ રીતે એકત્રિત કરીને ( ताभिः नः एहि ) તે સર્વની સાથે અમારી પાસે આવો અને અમારે માટે ( द्रविणोदा अजस्रः ) ધન આપનાર અવિનાશી થાઓ. ( ૨ )

( यः ते देवेषु स्वर्गः महिमा ) તારો જે મહિમા દેવોમાં સુખ આપનારો છે, ( या ते तनू पितृषु आविवेश ) તારૂં જે શરીર પિતૃઓમાં પાલકોમાં રહેલું છે, ( या ते मनुष्येषु पप्रथे ) તારી જે પોષકશક્તિ માનવોમાં ફેલાએલી છે; હે અગ્નિ ! ( तया अस्मासु रयिं धेहि ) તેથી અમારામાં ધનને સ્થાપિત કર. (૩)

( श्रुत्कर्णाय कवये वेद्याय ) જેના કાન સાંભળનારા છે, જે કવિ અને જાણવા યોગ્ય છે તેની પાસે ( वचोभिः वाकैः ) શબ્દો અને વાકયોથી ( रातिं उपयामि ) દાન માગું છું. ( यतः भयं ) જ્યાંથી ભય ઉત્પન્ન થવાનો સંભવ છે ( तत् नः अभयं अस्तु ) ત્યાંથી અમને અભય હો. હે અગ્નિ ! ( देवानां हेडः यजः ) દેવોનો ક્રોધ શાંત કર. ( ૪ )

ભાવાર્થ— આ સર્વ સ્થળોમાં અગ્નિ છે. દ્યુલોકમાં સૂર્ય, અંતરિક્ષમાં વિદ્યુત, પૃથ્વીપર આગના રૂપમાં, ઔષધિ, વનસ્પતિઓ વગેરેમાં અનેક રૂપે અગ્નિ રહે છે તે અમારો સહાયક બનો.

શ્રુત્કર્ણઃ- પ્રાર્થના કરનારાઓનું કહેલું સાંભળનારો. કવિ- જ્ઞાની. વેદ્યઃ- જાણવા યોગ્ય ઉપાસક પોતાના ભાષણથી દાન માંગે છે. જ્યાંથી ભયની સંભાવના હોય ત્યાંથી નિર્ભયતા પ્રાપ્ત થાઓ, ત્યાંથી ભય દૂર થાઓ, દેવોનો ક્રોધ આપણા ઉપર ન થાય એવું આપણું આચરણ રહેવું જોઈએ.

## જગતનો રાજા

( ऋषिः- अथर्वाङ्गिराः ।। देवता- इन्द्रः )

કાંડ ૧૯, સૂક્ત ૫

इन्द्रो राजा जगतश्चर्षणीनामधि क्षमि विषुरूपं यदस्ति ।
ततो ददाति दाशुषे वसूनि चोदद्राध उपस्तुतश्चिदर्वाक् ॥ १ ॥

અર્થ— ( इन्द्रः ) ઇન્દ્ર, પ્રભુ ( जगतः चर्षणीनां ) પશુ, પક્ષી ઇત્યાદિ જગતના મનુષ્યોના ( अधि क्षमि विषुरूपं यद् अस्ति ) પૃથ્વી પર જે કોઇ અનેક રંગરૂપવાળા પદાર્થો છે તે સર્વનો ( राजा ) એક અદ્વિતીય રાજા છે. ( ततः दाशुषे वसूनि ददाति ) ત્યાંથી તે દાતાને અનેક પ્રકારનાં ધન આપે છે ( उपस्तुतः चित् ) તેની સ્તુતિ કરવાથી ( अर्वाक् राधः चोदत् ) તે અહીં ધન મોકલે છે. ( ૧ )

ભાવાર્થ—સ્થાવર જંગમ સર્વનો એક અદ્વિતીય રાજા પરમેશ્વર જ છે જે કાંઇ વસ્તુ માત્ર અહીં છે તેમના પર તેનો અધિકાર છે. તે દાતાને ધન આપે છે, સ્તુતિ કરનારાની પાસે તે ધન મોકલે છે, તેના ગુણોને જાણવાથી મનુષ્ય ઉચ્ચ બને છે.

---

## જગતનો મૂળ પુરૂષ

( ऋषिः- नारायणः । देवता- पुरुषः )

કાંડ ૧૯, સૂક્ત ૬

सहस्रबाहुः पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
स भूमिं विश्वतो वृत्वात्यतिष्ठद्दशाङ्गुलम् ॥ १ ॥
त्रिभिः पद्भिर्द्यामरोहत्पादस्येहाभवत्पुनः ।
तथा व्यक्रामद्विष्वङ्शनानशने अनु ॥ २ ॥

અર્થ—( सहस्र बाहुः ) હજારો બાહુવાળો, ( सहस्र अक्षः ) હજારો આંખોવાળો, ( सहस्र पाद् ) હજારો પગવાળો એક ( पुरुषः ) પુરૂષ છે. ( सः भूमिं विश्वतः वृत्वा ) તે ભૂમિને ચારે તરફથી ઘેરી લઇને ( दशांगुलं अत्यतिष्ठत् ) દશ આંગળ વિશ્વને વ્યાપીને રહેલો છે. ( ૧ )

( त्रिभिः पद्भिः द्यां अरोहत् ) ત્રણ અંશોથી દ્યુલોક પર ચઢયો છે અને ( अस्य पात् इह पुनः पुनः अभवत् ) તેનો એક અંશ ફરી ફરી અહીં જન્મે છે. ( तथा विष्वङ् अशन-अनशने अनुव्यक्रामत् ) તેમજ ચારે બાજુથી ખાનારા અને ન ખાનારા ચેતન અને જડરૂપથી વ્યાપી રહેલ છે. ( ૨ )

ભાવાર્થ— સહસ્રો મનુષ્યોના બાહુ, આંખ, પગ ઇત્યાદિ અવયવો જેના અવયવો છે એવો માનવ સમાજરૂપી વિરાટ્ પૃથ્વીમાં ચારે તરફ છે, સર્વ માનવોના સર્વ અવયવો તેના અવયવ છે. જેનું દશ આંગળરૂપ છે એવો તે આખા વિશ્વને ઘેરી રહેલો છે. પૃથ્વીની ચારે તરફ જે માનવસમાજ છે તે મળીને એક પુરૂષ બનેલો છે. ( ૧ )

*

तावन्तो अस्य महिमानस्ततो ज्यायांश्च पूरुषः ।
पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥ ३ ॥
पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भाव्यम् ।
उतामृतत्वस्येश्वरो यदन्येनाभवत्सह ॥ ४ ॥
यत्पुरुषं व्यदधुः कतिधा व्यकल्पयन् ।
मुखं किमस्य किं बाहू किमूरू पादा उच्येते ॥ ५ ॥
ब्राह्मणोऽस्य मुखमासीद्बाहू राजन्योऽभवत् ।
मध्यं तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥ ६ ॥
चन्द्रमा मनसो जातश्चक्षोः सूर्यो अजायत ।
मुखादिन्द्रश्चाग्निश्च प्राणाद्वायुरजायत ॥ ७ ॥
नाभ्या आसीदन्तरिक्षं शीर्ष्णो द्यौः समवर्तत ।
पद्भ्यां भूमिर्दिशः श्रोत्रात्तथा लोकाँ अकल्पयन् ॥ ८ ॥

---

( तावन्तः अस्य महिमानः ) તેનો એટલો મહિમા છે, તે ( ततो ज्यायान् च पुरुषः ) પુરૂષ તો તેનાથી મહાન છે. ( अस्य पादः विश्वा भूतानि ) તેનો એક અંશ તે આ સર્વ ભૂત છે અને ( अस्य त्रिपाद् दिवि अमृतं ) તેના ત્રણ અંશ દ્યુલોકમાં અમર છે. ( ૩ )

( यद् भूतं यच्च भाव्यं ) જે બન્યું છે અને જે બનવાનું છે. ( इदं सर्वं पुरुष एव ) તે સર્વ પુરૂષ જ છે. ( उत अमृतत्वस्य ईश्वरः ) અને તે અમરપણાનો સ્વામી છે. ( यत् अन्येन सह अभवत् ) જે બીજાની સાથે, જડની સાથે હોય છે. ( ૪ )

( यत् पुरुषं व्यदधुः ) જે વિદ્વાન લોકો આ પુરૂષનું વર્ણન કરે છે, તેમણે તેની ( कतिधा व्यकल्पयन् ) કેટલા પ્રકારે કલ્પનાઓ કરેલી છે ? ( अस्य मुखं किं ) તેનું મુખ કયું છે ? ( किं बाहू ) તેના બાહુ કોણ છે ? ( किं ऊरू ) તેની જાંઘો કઇ છે ? અને ( पादा उच्येते ) તેના પગ કોને કહેવામાં આવે છે ? ( ૫ )

( अस्य मुखं ब्राह्मणः ) આ પુરૂષનું મુખ બ્રાહ્મણ–જ્ઞાની છે, ( राजन्यः बाहू अभवत् ) ક્ષત્રિયો તેના બાહૂ બન્યા છે, ( मध्यं तत् अस्य यत् वैश्यः ) તેનો મધ્યભાગ વૈશ્ય બન્યો છે, ( पद्भ्यां शूद्रः अजायत ) તેના પગ શૂદ્ર બન્યા છે. ( ૬ )

( मनसः चन्द्रमाः जातः ) તેના મનથી ચંદ્રમા થયો છે, ( चक्षोः सूर्यः अजायत ) તેની આંખોથી સૂર્ય થયો છે, ( मुखात् इन्द्रः च अग्निः च ) તેના મુખથી ઇન્દ્ર અને અગ્નિ થએલા છે, ( प्राणात् वायुः अजायत ) તે પુરૂષના પ્રાણથી વાયુ બનેલો છે. ( ૭ )

---

તેના ત્રણ અંશ દ્યુલોકમાં વ્યાપી રહ્યા છે અને એક અંશ અહીં જડ અને ચેતન રૂપમાં દેખાઇ રહ્યો છે. તે અહીં વારંવાર બને છે. ( ૨ )

જે ભૂતકાળમાં થયો અને જે ભવિષ્યમાં થવાનો છે તે સર્વ આ એક જ પુરૂષ છે, તે અમરત્વનો સ્વામી છે, જે જડની સાથે રહે છે. ( ૪ )

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર તે આ પુરૂષના મુખ, બાહુ, મધ્યભાગ અને પગ છે અર્થાત્ ચાર વર્ણ એ આ પુરૂષના ચાર અંગ છે. ( ૬ )

विराडग्रे समभवद्विराजो अधि पूरुषः ।
स जातो अत्यरिच्यत पश्चाद्भूमिमथो पुरः ॥ ९ ॥
यत्पुरुषेण हविषा देवा यज्ञमतन्वत ।
वसन्तो अस्यासीदाज्यं ग्रीष्म इध्मः शरद्धविः ॥ १० ॥
तं यज्ञं प्रावृषा प्रौक्षन्पुरुषं जातमग्रशः ।
तेन देवा अयजन्त साध्या वसवश्च ये ॥ ११ ॥
तस्मादश्वा अजायन्त ये च के चोभयादतः ।
गावो ह जज्ञिरे तस्मात्तस्माज्जाता अजावयः ॥ १२ ॥
तस्माद्यज्ञात्सर्वहुत ऋचः सामानि जज्ञिरे ।
छन्दो ह जज्ञिरे तस्माद्यजुस्तस्मादजायत ॥ १३ ॥

---

તે પુરૂષના ( नाभ्याः अन्तरिक्षं आसीत् ) નાભિમાંથી અંતરિક્ષ થયું, ( शीर्ष्णः द्यौः सं अवर्तत ) શિર્ષથી દ્યુલોક ઉત્પન્ન થયો, ( पद्भ्यां भूमिः ) પગથી ભૂમિ થઇ, ( दिशः श्रोत्रात् ) કાનથી દિશાઓ થઈ ( तथा लोकान् अकल्पयन् ) તે જ પ્રમાણે અન્ય લોકોની કલ્પના–પ્રજાપતિના શરીરનાં અંગોમાં કરવામાં આવી છે. ( ૮ )

( अग्रे विराट् समभवत् ) પ્રથમ વિરાટ્ ઉત્પન્ન થયું, ( विराजः अधि पूरुषः ) વિરાટ્‌ની ઉપર અધિષ્ઠાતા પુરૂષ થયો, ( सः जातः अति अरिच्यत ) તે ઉત્પન્ન થતાની સાથે જ ફેલાઈ ગયો. ( भूमिं अथो–पश्चात् पुरः ) પ્રથમ ભૂમિ પર અને પાછળથી નાના નાના શરીરોમાં ફેલાઈ ગયો. ( ૯ )

( यत् पुरुषेण हविषा ) જ્યારે પુરૂષ પર હવિથી ( देवाः यज्ञं अतन्वत ) દેવોએ યજ્ઞ કર્યો. ( वसन्तः अस्य आज्यं आसीत ) વસંતઋતુ તેનું ઘી હતું, ( ग्रीष्मः इध्मः ) ગ્રીષ્મઋતુ તેના કાષ્ટ હતાં અને ( शरत् हविः ) શરદ્‌ઋતુ તેનું હવિ હતું. ( ૧૦ )

( तं अग्रशः जातं ) તે પ્રથમ ઉત્પન્ન થએલા ( यज्ञ पुरुषं ) યજ્ઞીય પુરૂષને ( प्रावृषा प्रोक्षन् ) વૃષ્ટિના જળથી સિંચન કર્યું. ( तेन ) તેનાથી ( साध्याः वसवः च ये देवाः ) સાધ્ય અને વસુ નામના જે દેવો છે તેઓ ( अयजन्त ) યજ્ઞ કરતા રહ્યા. ( ૧૧ )

( तस्मात् अश्वाः अजायत ) તેનાથી ઘોડાઓ ઉત્પન્ન થયા, ( ये च के च उभयादतः ) જેની બન્ને બાજુએ દાંત હોય છે. ( गावः ह जज्ञिरे तस्मात् ) તેનાથી ગાયો ઉત્પન્ન થઇ, ( तस्मात् अजावयः जाताः ) તેનાથી બકરીઓ અને ઘેંટીઓ ઉત્પન્ન થઇ. ( ૧૨ )

( तस्मात् सर्वहुतः यज्ञात् ) તે સર્વસ્વની આહુતિઓ આપવાના યજ્ઞથી ( ऋचः सामानि जज्ञिरे ) ઋચાઓ અને સામગાન ઉત્પન્ન થયાં. ( छन्दः ह जज्ञिरे तस्मात् ) તે યજ્ઞથી છંદ અર્થાત્ અથર્વવેદ ઉત્પન્ન થયો. ( तस्मात् यजुः अजायत ) તે યજ્ઞથી યજુર્વેદ ઉત્પન્ન થયો. ( ૧૩ )

---

દેવોના યજ્ઞમાં આ ઋતુઓમાં ઉત્પન્ન થનારા પદાર્થો જ યજ્ઞની સામગ્રી હતી. ( ૧૦ )

तस्मा॑द्य॒ज्ञात्स॑र्व॒हुत॒: संभृ॑तं पृषदा॒ज्यम् ।
प॒शूँस्तांश्च॑क्रे वाय॒व्या॑नार॒ण्या ग्रा॒म्याश्च॒ ये ॥ १४ ॥
स॒प्तास्या॑सन्परि॒धय॒स्त्रिः स॒प्त स॒मिध॑: कृ॒ता: ।
दे॒वा यद्य॒ज्ञं त॑न्वा॒ना अब॑ध्न॒न्पुरु॑षं प॒शुम् ॥ १५ ॥
मू॒र्ध्नो दे॒वस्य॑ बृह॒तो अं॒शव॑: स॒प्त स॑प्त॒तीः ।
राज्ञ॒: सोम॑स्याजायन्त जा॒तस्य॒ पुरु॑षा॒दधि॑ ॥ १६ ॥

( तस्मात् सर्वहुतः यज्ञात् ) તે સર્વ હવન કરવાના યજ્ઞથી ( पृषद्-आज्यं संभृतं ) દહીં અને ઘી ઉત્પન્ન થયાં. ( तान् वायव्यान् पशून् ) તે વાયવ્ય પશુઓથી ( आरण्याः ग्राम्याः च ये ) આરણ્યક પશુઓ અને ગ્રામીણ પશુઓ જેવાં પશુઓ ઉત્પન્ન થયાં. ( ૧૪ )

( देवाः यत् यज्ञं तन्वानाः ) દેવો જે યજ્ઞો કરી રહ્યા હતા, ( अस्य सप्त परिधयः आसन् ) તે યજ્ઞના સાત પરિધિ હતા. ( त्रिः सप्त समिधः कृताः ) ત્રણગણી સાત સમિધાઓ કરી હતી અને ( पुरुषं पशुं अबध्नन् ) પરમેશ્વરરૂપી પુરુષને ધ્યાન માટે ચિત્તમાં બાંધી રાખ્યો હતો, એટલે કે પરમેશ્વર પર તેઓ ધ્યાન ધરીને સ્થિર કરી રહ્યા હતા. ( ૧૫ )

( बृहतः देवस्य ) મોટા દેવના અર્થાત્ ( सोमस्य राज्ञः ) સોમ રાજાના ( मूर्ध्नः ) માથાથી ( सप्ततीः सप्त ) સીત્તેરવાર સાત ( अंशवः ) કિરણો ( अजायन्त ) ઉત્પન્ન થયાં. ( जातस्य पुरुषात् अधि ) જ્યારે તે પુરુષથી ઉત્પન્ન થયો. ( ૧૬ )

આ કિરણ સૂક્ષ્મ પ્રકાશમય તત્વ છે જેનાથી આ સૃષ્ટિ બની છે. મોટો દેવ સોમ-રાજા સર્વાધાર હોઈ શાંત પ્રભુ છે જેનાથી આ તત્વો પ્રગટ થયાં અને સર્વ સૃષ્ટિ બની છે. ( ૧૬ )

સર્વ માનવસમાજ જે આ પૃથ્વી પર ચારે બાજુ ફેલાએલો છે તે સર્વ માનવસમાજ આ પુરુષનું શરીર છે. હજારો મુખ, હજારો બાહુ, હજારો ઉદર અને હજારો પગો આ પુરુષના છે. આ વર્ણન પ્રત્યે આ પ્રમાણે નિરીક્ષણ કરવું જોઈએ અને તે સમજીને મનન કરવું જોઈએ.

---

## બ્રહ્મા

( ऋषिः– ब्रह्मा । देवता– मन्त्र, बहवो देवताः )

કાંડ ૧૯, સૂક્ત ૪૩

यत्र॑ ब्रह्म॒विदो॒ यान्ति॑ दी॒क्षया॒ तप॑सा स॒ह ।
अ॒ग्निर्मा॒ तत्र॑ नयत्व॒ग्निर्मे॒धा द॑धातु मे । अ॒ग्नये॒ स्वाहा॑ ॥ १ ॥
यत्र॑ ब्रह्म॒विदो॒ यान्ति॑ दी॒क्षया॒ तप॑सा स॒ह ।
वा॒युर्मा॒ तत्र॑ नयतु वा॒युः प्रा॒णान्द॑धातु मे । वा॒यवे॒ स्वाहा॑ ॥ २ ॥

यत्र॑ ब्रह्म॒विदो॒ यान्ति॑ दी॒क्षया॑ तप॑सा स॒ह ।
सूर्यो॑ मा॒ तत्र॑ नयतु चक्षुः सूर्यो॑ दधातु मे । सूर्या॑य॒ स्वाहा॑ ॥ ३ ॥
यत्र॑ ब्रह्म॒विदो॒ यान्ति॑ दी॒क्षया॑ तप॑सा स॒ह ।
चन्द्रो॑ मा॒ तत्र॑ नयतु मन॑श्चन्द्रो॑ दधातु मे । चन्द्रा॑य॒ स्वाहा॑ ॥ ४ ॥
यत्र॑ ब्रह्म॒विदो॒ यान्ति॑ दी॒क्षया॑ तप॑सा स॒ह ।
सोमो॑ मा॒ तत्र॑ नयतु पयः॒ सोमो॑ दधातु मे । सोमा॑य॒ स्वाहा॑ ॥ ५ ॥
यत्र॑ ब्रह्म॒विदो॒ यान्ति॑ दी॒क्षया॑ तप॑सा स॒ह ।
इन्द्रो॑ मा॒ तत्र॑ नयतु बल॒मिन्द्रो॑ दधातु मे । इन्द्रा॑य॒ स्वाहा॑ ॥ ६ ॥
यत्र॑ ब्रह्म॒विदो॒ यान्ति॑ दी॒क्षया॑ तप॑सा स॒ह ।
आपो॑ मा॒ तत्र॑ नयन्त्व॒मृतं॒ मोप॑ तिष्ठतु । अ॒द्भ्यः स्वाहा॑ ॥ ७ ॥
यत्र॑ ब्रह्म॒विदो॒ यान्ति॑ दी॒क्षया॑ तप॑सा स॒ह ।
ब्र॒ह्मा मा॒ तत्र॑ नयतु ब्र॒ह्मा ब्रह्म॑ दधातु मे । ब्र॒ह्मणे॒ स्वाहा॑ ॥ ८ ॥

---

અર્થ—( दीक्षया तपसा सह ) દીક્ષા અને તપની સાથે, ( यत्र ब्रह्मविदः यान्ति ) જ્યાં બ્રહ્મજ્ઞાની-ઓ જાય છે, ( अग्निः मा तत्र नयतु ) અગ્નિ મને ત્યાં લઈ જાઓ. ( अग्निः मे मेधां दधातु ) અગ્નિ મને મેધા અર્થાત્ બુદ્ધિ આપે. અગ્નિને આ સર્વ અર્પણ હો ! ( ૧ )

॥૦॥ ( वायुः मा तत्र नयतु ) વાયુ મને ત્યાં લઈ જાય, ( वायुः प्राणान् दधातु मे ) વાયુ મારામાં પ્રાણનું ધારણ કરે. ॥૦॥ ( ૨ )

॥૦॥ ( सूर्यः मा तत्र नयतु ) સૂર્ય મને ત્યાં લઇ જાય અને ( सूर्यः मे चक्षुः दधातु ) સૂર્ય મને આંખ આપે, એટલે કે મારી દૃષ્ટિ તીક્ષ્ણ બનાવે. ( ૩ )

॥૦॥ ( चन्द्रो मा तत्र नयतु ) ચંદ્ર મને ત્યાં લઇ જાય અને ( चन्द्रः मे मनः दधातु ) મારા મનનું સ્થાપન કરે, મારૂં મન સ્થિર કરે. ( ૪ )

॥૦॥ ( सोमः मा तत्र नयतु ) સોમ મને ત્યાં લઈ જાય અને ( सोमः मे पयः दधातु ) સોમ મને દૂધ આપે. ( ૫ )

॥૦॥ ( इन्द्रः मा तत्र नयतु ) ઇન્દ્ર મને ત્યાં લઇ જાય અને ( इन्द्रः मे बलं दधातु ) ઇન્દ્ર મને બળ આપે. ( ૬ )

॥૦॥ ( आपः मा तत्र नयन्तु ) જળ પ્રવાહ મને ત્યાં લઇ જાય અને ( अमृतं मा उपतिष्ठतुः ) અમૃત મને પ્રાપ્ત થાઓ. ( ૭ )

॥૦॥ ( ब्रह्मा तत्र नयतु ) બ્રહ્મા મને ત્યાં લઇ જાય અને ( ब्रह्मा मे ब्रह्म दधातु ) બ્રહ્મા મને જ્ઞાન આપે. ( ૮ )

## આત્મા

( ऋषिः- ब्रह्मा । देवताः- आत्मा, सविता च । )

કાંડ ૧૯, સૂક્ત ૫૧

अयुतोऽहमयुतो मे आत्मायुतं मे चक्षुरयुतं मे श्रोत्रमयुतो मे प्राणोऽयुतो
मेऽपानोऽयुतो मे व्यानोऽयुतोऽहं सर्वः ॥ १ ॥

देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्यां प्रसूत आ रभे ॥ २ ॥

અર્થ— ( अहं अयुतः ) હું પૂર્ણ છું, ( मे आत्मा अयुतः ) મારો આત્મા પૂર્ણ છે, ( मे चक्षुः अयुतं ) મારાં નેત્રો પૂર્ણ છે, ( मे श्रोत्रं अयुतं ) મારા શ્રોત્ર (કાન) પૂર્ણ છે, ( मे अपानः अयुतः ) મારૂં અપાન પૂર્ણ છે, ( मे व्यानः अयुतः ) મારૂં વ્યાન પૂર્ણ છે, ( अहं सर्वः अयुतः ) હું સર્વ પૂર્ણ છું. ( ૧ )

( सवितुः देवस्य प्रसवे ) સવિતા દેવની પ્રેરણાથી ( अश्विनोः बाहुभ्यां ) અશ્વિનના બાહુઓથી અને ( पूष्णः हस्ताभ्याम् ) પૂષાના હાથોથી ( प्रसूतः ) ઉત્પન્ન થએલો હું ( आरभे ) આ કાર્યનો આરંભ કરૂં છું. ( ૨ )

---

## પરમાત્મા

( ऋषिः- भृग्वङ्गिरा ब्रह्मा । देवताः- परमात्मा देवाश्च । )

કાંડ ૧૯, સૂક્ત ૭૨

यस्मात्कोशादुदभराम वेदं तस्मिन्नन्तरव दध्म एनम् ।
कृतमिष्टं ब्रह्मणो वीर्येण तेन मा देवास्तपसावतेह ॥ १ ॥

અર્થ— ( यस्मात् कोशात् ) જે પેટીમાંથી, ( वेदं उदभराम ) વેદોને અમોએ કાઢયા, ( तस्मिन् अन्तः ) તેઓમાં જ ( एनं अवदध्म ) આ વેદને અમે ફરીથી રાખીએ છીએ, ( ब्रह्मणः वीर्येण इष्टं कृतं ) જ્ઞાનરૂપી વીર્યથી જે કર્મ કરવાનું હતું તે અમે કર્યું ( तेन तपसा ) તે તપથી ( देवाः इह अवत ) દેવ અહીં અમારી રક્ષા કરે. ( ૧ )

વેદના લખેલા ગ્રંથો હતા, જે પેટીઓમાં રાખવામાં આવતા હતા, વખત પડયે તે ગ્રંથો બહાર કાઢીને કાર્ય કરવામાં આવતું હતુ અને કાર્ય પુરૂં થયે પાછા પેટીમાં મૂકી દેવામાં આવતા, આ વેદોમાં પરમાત્માના સંબંધે જ્ઞાન ભર્યું હતું. ( ૧ )

# દુઃખમોચન અને વિજય પ્રાપ્તિ

( ऋषिः- अथर्वा । देवता- प्रजापतिः )

કાંડ ૧૬, સૂક્ત ૧

अतिसृष्टो अपां वृषभोऽतिसृष्टा अग्नयो दिव्याः ॥ १ ॥
रुजन्परिरुजन्मृणन्प्रमृणन् ॥ २ ॥
म्रोको मनोहा खनो निर्दाह आत्मदूषिस्तनूदूषिः ॥ ३ ॥
इदं तमति सृजामि तं माभ्यवनिक्षि ॥ ४ ॥
तेन तमभ्यतिसृजामो योऽस्मान्द्वेष्टि यं वयं द्विष्मः ॥ ५ ॥
अपामग्रमसि समुद्रं वोऽभ्यवसृजामि ॥ ६ ॥
योऽप्स्व१ग्निरति तं सृजामि म्रोकं खनिं तनूदूषिम् ॥ ७ ॥
यो व आपोऽग्निराविवेश स एष यद्वो घोरं तदेतत् ॥ ८ ॥
इन्द्रस्य व इन्द्रियेणाभि षिञ्चेत् ॥ ९ ॥
अरिप्रा आपो अप रिप्रमस्मत् ॥ १० ॥
प्रास्मदेनो वहन्तु प्र दुष्वप्न्यं वहन्तु ॥ ११ ॥
शिवेन मा चक्षुषा पश्यतापः शिवया तन्वोप स्पृशत त्वचं मे ॥ १२ ॥
शिवानग्नीनप्सुषदो हवामहे मयि क्षत्रं वर्च आ धत्त देवीः ॥ १३ ॥

---

અર્થ— [ ૧ ] ( अपां वृषभः अतिसृष्टः ) જળની વર્ષા કરનારો મુક્ત થયો, ( दिव्याः अग्नयः अतिसृष्टाः ) દિવ્ય અગ્નિ મુક્ત કરવામાં આવ્યા. ( ૧ ) ( रुजन् परिरुजन् ) તોડતો તોડતો, સર્વ રીતિથી ફોડતો ફોડતો ( मृणन् प्रमृणन् ) મારતો મારતો અને નાશ કરતો કરતો. ( ૨ ) ( म्रोकः खनः ) ઘાતક અને ખોદનારો ( निर्दाहः ) બાળનારો ( मनोहा ) મનનો નાશ કરનારો ( आत्मदूषिः ) આત્માને દૂષણ દેનારો અને ( तनूदूषिः ) શરીરને દૂષિત કરનારો. ( ૩ ) ( इदं तं अति सृजामि ) આ અને પેલા શત્રુઓને હું દૂર કરું છું ( तं मा अभ्य वनक्षि ) તેને હું ફરી કદી પણ પ્રાપ્ત ન થાઉં. ( ૪ ) ( यः अस्मान् द्वेष्टि ) અમારો દ્વેષ કરે છે અને ( यं वयं द्विष्मः ) જેનો અમે દ્વેષ કરીએ છીએ. ( तं तेन अभि अति सृज्म ) તેમને તેના દ્વારા અમે દૂર કરીએ છીએ. ( ૫ )

[ ૨ ]

निर्दुरर्मण्य ऊर्जा मधुमती वाक् ॥ १ ॥
मधुमती स्थ मधुमतीं वाचमुदेयम् ॥ २ ॥
उपहूतो मे गोपा उपहूतो गोपीथः ॥ ३ ॥
सुश्रुतौ कर्णौ भद्रश्रुतौ कर्णौ भद्रं श्लोकं श्रूयासम् ॥ ४ ॥
सुश्रुतिश्च मोपश्रुतिश्च मा हासिष्टां सौपर्णं चक्षुरजस्रं ज्योतिः ॥ ५ ॥
ऋषीणां प्रस्तरोऽसि नमोऽस्तु दैवाय प्रस्तराय ॥ ६ ॥

[ ३ ]

मूर्धाहं रयीणां मूर्धा समानानां भूयासम् ॥ १ ॥
रुजश्च मा वेनश्च मा हासिष्टां मूर्धा च मा विधर्मा च मा हासिष्टाम् ॥ २ ॥
उर्वश्च मा चमसश्च मा हासिष्टां धर्ता च मा धरुणश्च मा हासिष्टाम् ॥ ३ ॥
विमोकश्चार्द्रपविश्च मा हासिष्टामार्द्रदानुश्च मा मातरिश्वा च मा हासिष्टाम् ॥ ४ ॥

---

કરે. ( ૧૦ ) ( अस्मत् एनः प्रवहन्तु ) અમારૂં પાપ દૂર કરે તથા ( दुष्वप्न्यं प्र वहन्तु ) દુષ્ટ સ્વપ્નના હેતુને પણ દૂર કરે. ( ૧૧ ) હે ( आपः ) જળ ! ( मा शिवेन चक्षुषा पश्यत ) મને કલ્યાણકારી દૃષ્ટિથી જુઓ. ( मे त्वचं शिवया तन्वा उप स्पृशत ) મારી ત્વચાને આપની શુભ તનૂથી સ્પર્શ કરો. ( ૧૨ ) ( अप्सुषदः शिवान् अग्नीन् हवामहे ) જળમાં રહેનારા શુભકારી અગ્નિઓને અમે બોલાવીએ છીએ. ( देवीः ) હે દિવ્ય જળ ! ( मयि क्षत्रं वर्चः आधत्त ) મારામાં ક્ષાત્રબળ અને તેજ ધારણ કરો. ( ૧૩ )

[ ૨ ] ( दुः अर्मण्यः निः ) દુર્ગતિ દૂર થાઓ, ( ऊर्जा मधुमती वाक् ) બળવાન્ મીઠી વાણી હો. ( ૧ ) વાણી ( मधुमती स्थ ) મીઠી હો, ( मधुमतीं वाचं उदेयं ) મધુર ભાષણ બોલું. ( ૨ ) ( मे गोपाः उपहूतः ) મારા ગોપાળને-ઇન્દ્રિય પાલક બોલાવવામાં આવ્યા. ( गोपीथः उपहूतः ) વાણીનો રક્ષક, ગોરક્ષક અથવા ઇન્દ્રિયોના રક્ષકને બોલાવવામાં આવ્યો. ( ૩ ) ( सुः-श्रुतौ कर्णौ ) મારા બન્ને કાન ઉત્તમ જ્ઞાન સાંભળનારા હોવો; ( भद्रश्रुतौ कर्णौ ) કલ્યાણ વચન સાંભળનારા મારા કાન હો. ( भद्रं श्लोकं श्रूयासं ) કલ્યાણમયી પ્રશંસા હું હંમેશાં સાંભળ્યા જ કરૂં. ( ૪ ) ( सुश्रुतिः च उपश्रुतिः च ) ઉત્તમ શ્રવણશકિત અને દૂરથી સાંભળવાની શકિત ( मा मा हासिष्टां ) મારો કદાપિ ત્યાગ ન કરે ( सौपर्णज्योतिः चक्षुः ) ગરૂડના જેવી દૃષ્ટિ મારી પાસે ( अजस्रं ) સદા રહે. ( ૫ ) ( ऋषीणां प्रस्तरः असि ) તું ઋષિયોનું આવરણ છે. ( दैवाय प्रस्तराय नमः अस्तु ) દેવરૂપ આવરણને નમસ્કાર હોજો. ( ૬ )

[ ૩ ] ( रयीणां अहं मूर्धा भूयासं ) ધનોનો હું માથાની જેમ ઉંચો સ્વામી બનું તથા ( समानानां मूर्धा भूयासं ) સમાન લોકોમાં હું મુખી બનું. ( ૧ ) ( रुजः च वेनः च मा मा हासिष्टां ) તેજ અને કાન્તિ મને ન છોડે. ( मूर्धा च विधर्मा च मा मा हासिष्टां ) શિર અને વિશેષ ધર્મ મને ન છોડે, ( ૨ ) ( उर्वः च चमसः च मा मा हासिष्टां ) રાંધવા લાયક અને ચમસ મને ન છોડે, ( धर्ता च धरुणः च मा मा हासिष्टां ) ધારક અને આધાર આપનાર મને ન છોડે. ( ૩ ) ( विमोकः च आर्द्रपविः च मा मा हासिष्टां ) મુક્ત કરનારો

बृहस्पतिर्मे आत्मा नृमणा नाम हृद्यः ॥ ५ ॥
असंतापं मे हृदयमुर्वी गव्यूतिः समुद्रो अस्मि विधर्मणा ॥ ६ ॥

[ ४ ]

नाभिरहं रयीणां नाभिः समानानां भूयासम् ॥ १ ॥
स्वासदसि सूषा अमृतो मर्त्येष्वा ॥ २ ॥
मा मां प्राणो हासीन्मो अपानोऽवहाय परा गात् ॥ ३ ॥
सूर्यो माह्नः पात्वग्निः पृथिव्या वायुरन्तरिक्षाद्यमो
मनुष्येभ्यः सरस्वती पार्थिवेभ्यः ॥ ४ ॥
प्राणापानौ मा मां हासिष्टं मा जने प्र मेषि ॥ ५ ॥
स्वस्त्यद्योषसो दोषसश्च सर्व आपः सर्वगणो अशीय ॥ ६ ॥
शक्वरी स्थ पशवो मोप स्थेषुर्मित्रावरुणौ मे प्राणापानावग्निर्मे दक्षं दधातु ॥ ७ ॥

[ ५ ]

विद्म ते स्वप्न जनित्रं ग्राह्याः पुत्रोऽसि यमस्य करणः ॥ १ ॥
अन्तकोऽसि मृत्युरसि ॥ २ ॥

---

અને ભીનાં શસ્ત્ર મને ન છોડે, ( आर्द्रदानुः च मातरिश्वा च मा मा हासिष्टां ) જળ આપનારો અને વાયુ મને ન છોડે. (૪)(बृहस्पतिः मे आत्मा ) મારો આત્મા જ્ઞાનવાળો અને ( नृमणाः नाम हृद्यः ) મનુષ્યોમાં મનન કરનારો અને હૃદયમાં રહેનારો છે. ( ૫ ) ( मे हृदयं असंतापं ) મારૂં હૃદય સંતાપ રહિત હો. ( गव्यूतिः उर्वी ) મારી ગાયોની જોડી મોટી થાઓ. ( विधर्मणा समुद्रः अस्मि ) વિશેષ ધર્મોથી હું સમુદ્ર સમાન છું. (૬)

[ ૪ ] ( अहं रयीणां नाभिः ) હું ધનનું કેન્દ્ર અને ( समानानां नाभिः भूयास ) સમાન લોકોનો પણ કેન્દ્ર બનું. ( ૧ ) ( मर्त्येषु अमृतः ) મર્ત્યમાં અમર ( सु-आसत् ) ઉત્તમ રીતે બેસનારો અને ( सु-उषा ) ઉત્તમ તેજવાળો તું આત્મા ( असि ) હો. ( ૨ ) ( प्राणः मा मा हासीत् ) પ્રાણ મને ન છોડે. ( अपानः अवहाय मा परा गात् ) અપાન પણ મને છોડીને દૂર ક્યાંય ન ચાલ્યો જાય. ( ૩ ) ( सूर्यः अह्नः मा पातु ) સૂર્ય દિવસે મારી રક્ષા કરે. ( अग्निः पृथिव्याः ) અગ્નિ પૃથ્વીથી, ( वायुः अन्तरिक्षात् ) વાયુ અન્તરિક્ષથી, ( यमः मनुष्येभः ) યમ મનુષ્યોથી અને ( सरस्वती पार्थिवेभ्यः ) સરસ્વતી પૃથ્વીથી ઉત્પન્ન થયેલ પદાર્થોથી મારી રક્ષા કરે. (૪) प्राणापानौ मा मा हासिष्टं ) પ્રાણ અને અપાન મને ન છોડે, ( जने मा प्रमेषि ) મનુષ્યોમાં ઘાતક ન હો. ( ૫ ) હે ( आपः ) જળ! ( अद्य स्वस्ति ) આ જ કલ્યાણ હો. ( उपसः च दोपसः च ) દિવસો અને રાત્રિઓથી ( ( सर्वः सर्वगणः ) સર્વ અને સર્વ ગુણોથી યુક્ત બનીને ( अशीय ) સુખ પ્રાપ્ત કરૂં. ( ૬ ) ( शक्वरीः स्थ ) આપ સામર્થ્યવાન્ હો. ( पशवः मा उपस्थेपुः ) પશુઓ મારી પાસે રહે, ( मित्रावरुणौ मे प्राणापाणौ ) મિત્ર અને વરુણ મારા પ્રાણ અને અપાન તથા ( अग्निः मे दक्षं दधातु ) અગ્નિ અને બળ આપે, બળ ધારણ કરે. ( ૭ )

*

तं त्वा स्वप्न तथा सं विद्म स नः स्वप्न दुष्वप्न्यात्पाहि ॥ ३ ॥
विद्म ते स्वप्न जनित्रं निर्ऋत्याः पुत्रोऽसि यमस्य करणः ।
अन्तको० । तं त्वा० ॥ ४ ॥
विद्म ते स्वप्न जनित्रमभूत्याः पुत्रोऽसि यमस्य करणः ।
अन्तको० । तं त्वा० ॥ ५ ॥
विद्म ते स्वप्न जनित्रं निर्भूत्याः पुत्रोऽसि यमस्य करणः ।
अन्तको० । तं त्वा० ॥ ६ ॥
विद्म ते स्वप्न जनित्रं पराभूत्याः पुत्रोऽसि यमस्य करणः ।
अन्तको० । तं त्वा० ॥ ७ ॥
विद्म ते स्वप्न जनित्रं देवजामीनां पुत्रोऽसि यमस्य करणः ।
अन्तको० । तं त्वा० ॥ ८ ॥
अन्तकोऽसि मृत्युरसि ॥ ९ ॥
तं त्वा स्वप्न तथा सं विद्म स नः स्वप्न दुष्वप्न्यात्पाहि ॥ १० ॥

[ ६ ]

अजैष्माद्यासनामाद्याभूमानागसो वयम् ॥ १ ॥
उषो यस्माद्दुष्वप्न्यादभैष्माप तदुच्छतु ॥ २ ॥

---

[ ५ ] ( स्वप्न ते जनित्रं विद्म ) હે સ્વપ્ન ! તારી ઉત્પતિનો હેતુ અમે જાણીએ છીએ. તું ( ग्राह्याः पुत्रः असि ) વ્યાધિનો પુત્ર છે અને ( यमस्य करणः ) યમનું સાધન છે. ( ૧ ) તું ( अन्तकः असि ) અંત કરનારું છે અને તું ( मृत्युः असि) મૃત્યુ છે. ( ૨ ) હે સ્વપ્ન ! ( तं त्वा तथा विद्म ) એવા તને અમે જાણીએ છીએ. હે સ્વપ્ન ! ( सः नः दुष्वप्न्यात् पाहि ) એવો તું અમને દુષ્ટ સ્વપ્નથી બચાવ ! ( ૩ ) ( स्वप्न ते जनित्रं विद्म ) હે સ્વપ્ન તારી ઉત્પત્તિનો હેતુ અમે જાણીએ છીએ. ( निर्ऋत्याः पुत्रः असि ) તું દુર્ગતિનો પુત્ર છે અને ( यमस्य० ) યમનું સાધન છે. ( ૪ )

સ્વપ્નનો હેતુ અમે જાણીએ છીએ. ( अभूत्याः पुत्रः० ) અભૂતિનો તું પુત્ર છે. (૫ ) તું ( निर्भूत्याः पुत्रः० ) નિધનતાનો પુત્ર છે. ( ૬ ) તું ( पराभूत्याः पुत्रः० ) પરાભવનો પુત્ર છે. ( ૭ ) તું ( देवजामीनां पुत्रः० ) ઇન્દ્રિયોની વિકૃતિઓનો પુત્ર છે. ( ૮ ) ( अन्तकः असि मृत्युः असि ) તું અન્તક અને મૃત્યુ છે. ( ૯ ) ( स्वप्न, तं त्वा तथा सं विद्म ) હે સ્વપ્ન ! એવા તને અમે જાણીએ છીએ. ( सः नः दुष्वप्न्यात् पाहि ) એવો તું અમને દુષ્ટ સ્વપ્નથી બચાવ. ( ૧૦ )

[ ६ ] ( अद्य अजैष्म ) આજે અમે વિજય પ્રાપ્ત કર્યો છે, ( अद्य असनाम ) અમે પ્રાપ્તવ્યને પ્રાપ્ત કર્યું છે. ( वयं अनागसं अभूम ) અમે નિષ્પાપ થયા છીએ. ( ૧ ) હે ( उषः ) ઉષઃકાલ ! ( यस्मात् दुष्वप्न्यात् अभैष्म ) જે દુષ્ટ સ્વપ્નથી અમે ડરીએ છીએ ( तत् अप उच्छतु ) તે અમારાથી દૂર થાઓ. ( ૨ )

द्विषते तत्परा वह शपते तत्परा वह ॥ ३ ॥
यं द्विष्मो यच्च नो द्वेष्टि तस्मा एनद्गमयामः ॥ ४ ॥
उषा देवी वाचा संविदाना वाग्देव्युषसा संविदाना ॥ ५ ॥
उषस्पतिर्वाचस्पतिना संविदानो वाचस्पतिरुषस्पतिना संविदानः ॥ ६ ॥
तेऽमुष्मै परा वहन्त्वरायान्दुर्णाम्नः सदान्वाः ॥ ७ ॥
कुम्भीका दूषीकाः पीयकान् ॥ ८ ॥
जाग्रद्दुष्वप्न्यं स्वप्ने दुष्वप्न्यम् ॥ ९ ॥
अनागमिष्यतो वरानवित्तेः संकल्पानमुच्या द्रुहः पाशान् ॥ १० ॥
तदमुष्मा अग्ने देवाः परा वहन्तु वध्रिर्यथासद्विथुरो न साधुः ॥ ११ ॥

[ ७ ]

तेनैनं विध्याम्यभूत्यैनं विध्यामि निर्भूत्यैनं विध्यामि
पराभूत्यैनं विध्यामि ग्राह्यैनं विध्यामि तमसैनं विध्यामि ॥ १ ॥
देवानामेनं घोरैः क्रूरैः प्रैषैरभिप्रेष्यामि ॥ २ ॥

---

(तत् द्विषते परा वह) તે દ્વેષ કરનારને માટે દૂર થઇ જા, ( तत् शपते परा वह ) તે શાપ દેનારા માટે દૂર લઇ જા. ( ૩ ) ( यं द्विष्मः ) જેનો અમે બધા દ્વેષ કરીએ છીએ અને (यत् च नः द्वेष्टि) જે અમારા સર્વનો દ્વેષ કરે છે ( तस्मै एनत् गमयामः ) તેની પાસે અમે તેને લઇ જઇએ છીએ. ( ૪ ) ( उषा देवी वाचा संविदाना ) ઉષા દેવી વાણીથી સંમિલિત થાઓ અને ( वाक् देवी उषसा संविदाना ) વાક્દેવી ઉષાદેવીથી સંમિલિત થાય. ( ૫ )

( उषस्पतिः वाचस्पतिना संविदानः ) ઉષાનો પતિ વાણીના પતિ સાથે સંમિલિત થાઓ અને ( वाचस्पतिः उपस्पतिना संविदानः ) વાણીનો પતિ ઉષાપતિની સાથે મળે. ( ૬ ) ( ते अरायान् दुर्णाम्नः सदान्वाः ) તેઓ નિર્ધનતા, ખરાબનામવાળાં કષ્ટ અને બીજી આપત્તિઓ ( अमुष्मै परा वहन्तु ) તે શત્રુની પાસે લઇ જાય. (૭) ( कुम्भीकाः दूषीकाः पीयकान् ) ઘડાની જેમ વધનારા ઉદરરોગો, શરીરમાં દોષ ઉત્પન્ન કરનારા રોગો અને પ્રાણઘાતક રોગોને. ( ૮ ) તથા ( जागृत् दुष्वप्न्यं ) જાગૃતિને સમયે આવનારૂં દુષ્ટ સ્વપ્ન અને ( स्वप्न्ये दुष्वप्न्यं ) સ્વપ્નને સમયે આવનારૂં દુષ્ટ સ્વપ્ન. ( ૯ )

( अनागमिष्यतः वरान् ) પ્રાપ્ત ન થનારા શ્રેષ્ઠ પદાર્થો, ( अवित्तेः संकल्पान् ) દરિદ્રતાના સંકલ્પ, ( अमुच्याः द्रुहः पाशान् ) ન છૂટનારા દ્રોહ કરનારાના પાશોને. ( ૧૦ ) હે અગ્નિ ! તે સર્વ વિપત્તિયોને ( तत् अमुष्मै ) શત્રુની પાસે ( देवाः परा वहन्तु ) સર્વ દેવો લઇ જાય, ( यथा ) જેથી તે શત્રુ ( वध्रिः ) નિર્બળ, ( विथुरः ) વ્યથા યુક્ત અને ( साधुः न असत् ) ખરાબ થાઓ. ( ૧૧ )

[ ૭ ] ( तेन एनं विध्यामि ) તેનાથી તેનો વેધ કરૂં છું ( अभूत्या, निर्भूत्या, ग्राह्या एनं विध्यामि ) દુર્ગતિ, દારિદ્ર અને રોગથી તેનો વેધ કરૂં છું, ( पराभूत्या० ) પરાભવથી તેને પીડિત કરૂં છું, ( तमसा एनं विध्यामि ) અજ્ઞાનથી એનો વેધ કરૂં છું. ( ૧ ) ( देवानां घोरैः क्रूरैः प्रैषैः ) દેવોના ઘોર ક્રૂર દુઃખોથી

तं त्वा स्वप्न तथा सं विद्म स नः स्वप्न दुष्वप्न्यात्पाहि ॥ ३ ॥
वेद्म ते स्वप्न जनित्रं निर्ऋत्याः पुत्रोऽसि यमस्य करणः ।
अन्तको० । तं त्वा० ॥ ४ ॥
विद्म ते स्वप्न जनित्रमभूत्याः पुत्रोऽसि यमस्य करणः ।
अन्तको० । तं त्वा० ॥ ५ ॥
विद्म ते स्वप्न जनित्रं निर्भूत्याः पुत्रोऽसि यमस्य करणः ।
अन्तको० । तं त्वा० ॥ ६ ॥
विद्म ते स्वप्न जनित्रं पराभूत्याः पुत्रोऽसि यमस्य करणः ।
अन्तको० । तं त्वा० ॥ ७ ॥
विद्म ते स्वप्न जनित्रं देवजामीनां पुत्रोऽसि यमस्य करणः ।
अन्तको० । तं त्वा० ॥ ८ ॥
अन्तकोऽसि मृत्युरसि ॥ ९ ॥
तं त्वा स्वप्न तथा सं विद्म स नः स्वप्न दुष्वप्न्यात्पाहि ॥ १० ॥

[ ६ ]

अजैष्माद्यासनामाद्याभूमानागसो वयम् ॥ १ ॥
उषो यस्माद्दुष्वप्न्यादभैष्माप तदुच्छतु ॥ २ ॥

---

[ ५ ] ( स्वप्न ते जनित्रं विद्म ) હે સ્વપ્ન ! તારી ઉત્પતિનો હેતુ અમે જાણીએ છીએ. તું ( ग्राह्याः पुत्रः असि ) વ્યાધિનો પુત્ર છે અને ( यमस्य करणः ) યમનું સાધન છે. ( १ ) તું ( अन्तकः असि ) અંત કરનારૂં છે અને તું ( मृत्युः असि) મૃત્યુ છે. ( २ ) હે સ્વપ્ન ! ( तं त्वा तथा विद्म ) એવા તને અમે જાણીએ છીએ. હે સ્વપ્ન ! ( सः नः दुष्वप्न्यात् पाहि ) એવો તું અમને દુષ્ટ સ્વપ્નથી બચાવ ! ( ३ ) ( स्वप्न ते जनित्रं विद्म ) હે સ્વપ્ન તારી ઉત્પત્તિનો હેતુ અમે જાણીએ છીએ. ( निर्ऋत्याः पुत्रः असि ) તું દુર્ગતિનો પુત્ર છે અને ( यमस्य० ) યમનું સાધન છે. ( ४ )

સ્વપ્નનો હેતુ અમે જાણીએ છીએ. ( अभूत्याः पुत्रः० ) અભૂતિનો તું પુત્ર છે. (५ ) તું ( निर्भूत्याः पुत्रः० ) નિધનતાનો પુત્ર છે. ( ६ ) તું ( पराभूत्याः पुत्रः० ) પરાભવનો પુત્ર છે. ( ७ ) તું ( देवजामीनां पुत्रः० ) ઇન્દ્રિયોની વિકૃતિઓનો પુત્ર છે. ( ८ ) ( अन्तकः असि मृत्युः असि ) તું અન્તક અને મૃત્યુ છે. ( ९ ) ( स्वप्न, तं त्वा तथा सं विद्म ) હે સ્વપ્ન ! એવા તને અમે જાણીએ છીએ. ( सः नः दुष्वप्न्यात् पाहि ) એવો તું અમને દુષ્ટ સ્વપ્નથી બચાવ. ( १० )

[ ६ ] ( अद्य अजैष्म ) આજે અમે વિજય પ્રાપ્ત કર્યો છે, ( अद्य असनाम ) અમે પ્રાપ્તવ્યને પ્રાપ્ત કર્યું છે. ( वयं अनागसः अभूम ) અમે નિષ્પાપ થયા છીએ. ( १ ) હે ( उषः ) ઉષઃકાલ ! ( यस्मात् दुष्वप्न्यात् अभैष्म ) જે દુષ્ટ સ્વપ્નથી અમે ડરીએ છીએ ( तत् अप उच्छतु ) તે અમારાથી દૂર થાઓ. ( २ )

द्विषते तत्परा वह शपते तत्परा वह ॥ ३ ॥
यं द्विष्मो यच्च नो द्वेष्टि तस्मा एनद्गमयामः ॥ ४ ॥
उषा देवी वाचा संविदाना वाग्देव्युषसा संविदाना ॥ ५ ॥
उषस्पतिर्वाचस्पतिना संविदानो वाचस्पतिरुषस्पतिना संविदानः ॥ ६ ॥
तेऽमुष्मै परा वहन्त्वरायान्दुर्णाम्नः सदान्वाः ॥ ७ ॥
कुम्भीकां दूषीकाः पीयकान् ॥ ८ ॥
जाग्रद्दुष्वप्न्यं स्वप्ने दुष्वप्न्यम् ॥ ९ ॥
अनागमिष्यतो वरानवित्तेः संकल्पानमुच्या द्रुहः पाशान् ॥ १० ॥
तदमुष्मा अग्ने देवाः परा वहन्तु वध्रिर्यथासद्विथुरो न साधुः ॥ ११ ॥

[ ७ ]

तेनैनं विध्याम्यभूत्यैनं विध्यामि निर्भूत्यैनं विध्यामि
पराभूत्यैनं विध्यामि ग्राह्यैनं विध्यामि तमसैनं विध्यामि ॥ १ ॥
देवानामेनं घोरैः क्रूरैः प्रैषैरभिप्रेष्यामि ॥ २ ॥

(तत् द्विषते परा वह) તે દ્વેષ કરનારને માટે દૂર થઇ જા, (तत् शपते परा वह) તે શાપ દેનારા માટે દૂર લઇ જા. (૩) (यं द्विष्मः) જેનો અમે બધા દ્વેષ કરીએ છીએ અને (यत् च नः द्वेष्टि) જે અમારા સર્વનો દ્વેષ કરે છે (तस्मै एनत् गमयामः) તેની પાસે અમે તેને લઇ જઇએ છીએ. (૪) (उषा देवी वाचा संविदाना) ઉષા દેવી વાણીથી સંમિલિત થાઓ અને (वाक् देवी उषसा संविदाना) વાક્દેવી ઉષાદેવીથી સંમિલિત થાય. (૫)

(उषस्पतिः वाचस्पतिना संविदानः) ઉષાનો પતિ વાણીના પતિ સાથે સંમિલિત થાઓ અને (वाचस्पतिः उषस्पतिना संविदानः) વાણીનો પતિ ઉષાપતિની સાથે મળે. (૬) (ते अरायान् दुर्णाम्नः सदान्वाः) તેઓ નિર્ધનતા, ખરાબનામવાળાં કષ્ટ અને બીજી આપત્તિઓ (अमुष्मै परा वहन्तु) તે શત્રુની પાસે લઇ જાય. (૭) (कुम्भीकाः दूषीकाः पीयकान्) ઘડાની જેમ વધનારા ઉદરરોગો, શરીરમાં દોષ ઉત્પન્ન કરનારા રોગો અને પ્રાણઘાતક રોગોને (૮) તથા (जागृत् दुष्वप्न्यं) જાગૃતિને સમયે આવનારું દુષ્ટ સ્વપ્ન અને (स्वप्न्ये दुष्वप्न्यं) સ્વપ્નને સમયે આવનારું દુષ્ટ સ્વપ્ન. (૯)

(अनागमिष्यतः वरान्) પ્રાપ્ત ન થનારા શ્રેષ્ઠ પદાર્થો, (अवित्तेः संकल्पान्) દરિદ્રતાના સંકલ્પ, (अमुच्याः द्रुहः पाशान्) ન છૂટનારા દ્રોહ કરનારાના પાશોને. (૧૦) હે અગ્નિ! તે સર્વ વિપત્તિઓને (तत् अमुष्मै) શત્રુની પાસે (देवाः परा वहन्तु) સર્વ દેવો લઇ જાય, (यथा) જેથી તે શત્રુ (वध्रिः) નિર્બળ, (विथुरः) વ્યથા યુક્ત અને (साधुः न असत्) ખરાબ થાઓ. (૧૧)

[ ૭ ] (तेन एनं विध्यामि) તેનાથી તેનો વેધ કરું છું (अभूत्या, निर्भूत्या, ग्राह्या एनं विध्यामि) દુર્ગતિ, દારિદ્ર અને રોગથી તેનો વેધ કરું છું. (पराभूत्या०) પરાભવથી તેને પીડિત કરું છું, (तमसा एनं विध्यामि) અજ્ઞાનથી એનો વેધ કરું છું. (૧) (देवानां घोरैः क्रूरैः प्रैषैः) દેવોના ઘોર ક્રૂર દુઃખોથી

वैश्वानरस्यैनं दंष्ट्रयोरपि दधामि ॥ ३ ॥
एवानेवाव सा गरत् ॥ ४ ॥
योऽस्मान्द्वेष्टि तमात्मा द्वेष्टु यं वयं द्विष्मः स आत्मानं द्वेष्टु ॥ ५ ॥
निर्द्विषन्तं दिवो निः पृथिव्या निरन्तरिक्षाद्भजाम ॥ ६ ॥
सुयामंश्चाक्षुष ॥ ७ ॥
इदमहमामुष्यायणेऽमुष्याः पुत्रे दुष्वप्न्यं मृजे ॥ ८ ॥
यददोअदो अभ्यगच्छन्यद्दोषा यत्पूर्वां रात्रिम् ॥ ९ ॥
यज्जाग्रद्यत्सुप्तो यद्दिवा यन्नक्तम् ॥ १० ॥
यदहरहरभिगच्छामि तस्मादेनमव दये ॥ ११ ॥
तं जहि तेन मन्दस्व तस्य पृष्टीरपि शृणीहि ॥ १२ ॥
स मा जीवीत्तं प्राणो जहातु ॥ १३ ॥

[ ८ ]

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स ग्राह्याः पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ १-४ ॥ १ ॥

( एनं अभिप्रेष्यामि ) તેને દુઃખી કરૂં છું. ( ૨ ) ( वैश्वानरस्य दंष्ट्रयोः एनं अपि दधामि ) વૈશ્વાનરની દાઢોમાં તેને ધરી દઉં છું. ( ૩ ) ( सा एव अनेव ) તે આપત્તિ આ રીતે અથવા અન્ય રીતે આ શત્રુને ( अव गरत् ) ગળી જાય. ( ૪ ) ( यः अस्मान् द्वेष्टि ) જે અમારો દ્વેષ કરે છે ( तं आत्मा द्वेष्टु ) તેનો આત્મા તેનો દ્વેષ કરે. ( यं वयं द्विष्मः ) જેનો અમે દ્વેષ કરીએ છીએ ( सः आत्मानं द्वेष्टु ) તે પોતાના આત્માનો દ્વેષ કરે. ( ૫ )

( द्विषन्तं ) દ્વેષ કરનારાનો ( दिवः अन्तरिक्षात् पृथिव्याः ) દ્યુલોક, અન્તરિક્ષ અને પૃથ્વી પરથી ( निः भजामः ) તેની રામે થાય છે. ( ૬ ) હે ( सुयामन चाक्षुष ) ઉત્તમ નિયામક નિરીક્ષક ! ( ૭ ) ( इदं अहं ) તે હુ ( अमुष्यायणे अमुष्याः पुत्रे ) આ ગોત્રના તેના પુત્રમાં ( दुष्वप्न्यं मृजे ) દુષ્ટ સ્વપ્નને મોકલું છું. ( ૮ ) ( यत् अदः अदः ) જે આ દોષ ( अभिगच्छन ) હુ તેનામાં પ્રાપ્ત થએલા જોઉં છું. ( यत् दोषाः यत् पूर्वां रात्रिं ) જે રાત્રીમાં અથવા પૂર્વ રાત્રીમાં. ( ૯ ) ( यत् जाग्रत् ) જે જાગતાં જાગતાં ( यत् सुप्तः ) જે ઉંઘેલા છે ( यत् दिवा यत नक्तं ) જે દિવસે તથા જે રાત્રે. (૧૦) ( यत् अहः अहं अभिगच्छामि ) જે પ્રતિદિન હું જોઉં છું, ( तस्मात एनं अव दये ) તે દોષને કારણે હું તેને મારૂં છું. ( ૧૧ ) ( तं जहि ) તેને મારી નાખ, ( तेन मन्दस्व ) તેની સાથે ચાલ, ( तस्य पृष्टीः अपि शृणीहि ) તેની પાંસળીઓ તોડી નાખ. ( ૧૨ ) ( स मा जीवीत् ) તે જીવે નહિ, ( तं प्राणः जहातु ) તેનો પ્રાણ ત્યાગ કરે. ( ૧૩ )

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स निर्ऋत्याः पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ ५ ॥ २ ॥

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
सोऽभूत्याः पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ ६ ॥ ३ ॥

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स निर्भूत्याः पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ ७ ॥ ४ ॥

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स पराभूत्याः पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ ८ ॥ ५ ॥

---

[ ८ ] (अस्माकं जितं ) અમારો વિજય થાઓ, ( अस्माकं उद्भिन्नं ) અમારો ઉદય થાઓ, ( अस्माकं ऋतं ) અમારૂં સત્ય થાઓ, ( अस्माकं तेजः ) અમારૂં તેજ વધો, ( अस्माकं ब्रह्म ) અમારૂં જ્ઞાન વધો, ( अस्माकं स्वः ) અમારો આત્મપ્રકાશ વધો, ( अस्माकं यज्ञः ) અમારો યજ્ઞ સફળ થાઓ, ( अस्माकं पशवः ) અમારી પાસે પશુઓ રહો, ( अस्माकं प्रजाः ) અમારી પ્રજા સંતાન વૃદ્ધિ પામો, ( अस्माकं वीराः ) અમારામાં વીરો ઉત્પન્ન થાઓ. ( ૧ )

( तस्मात् अमुं निर्भजामः ) આ અપરાધને માટે અમે તે શત્રુ પર હુમલો કરીએ છીએ. ( अमुं ( अमुष्यायणं अमुष्याः पुत्रं असौ यः ) જે તે ગોત્રનો તેનો પુત્ર અમારો દુશ્મન છે. ( ૨ ) ( सः ग्राह्याः पाशात् मा मोचि ) તે રોગનાં પાશોથી ન છૂટે. (૩) (तस्य इदं वर्चः तेजः प्राणं आयुः निवेष्टयामि) તેનું તેજ, બળ, પ્રાણ અને આયુષ્યને હું ઘેરૂં છું અને ( इदं एनं अधराञ्चं पादयामि ) હું તેને નીચે પછાડું છું. ( ૪ ) ૦॥૦ ( सः निर्ऋत्याः पाशात् मा मोचि ) તે દુર્ગતિના પાશથી છૂટવા ન પામે. ॥૦॥( ૫ )॥૦॥

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स देवजामीनां पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ ९ ॥ ६ ॥
जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स बृहस्पतेः पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ १० ॥ ७ ॥
जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स प्रजापतेः पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ ११ ॥ ८ ॥
जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स ऋषीणां पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ १२ ॥ ९ ॥
जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स आर्षेयाणां पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ १३ ॥ १० ॥

---

( सः अभूत्याः पाशात् मा मोचि ) તે દારિદ્રના પાશથી ન છૂટો० ( ૬ ) ( सः निर्भूत्याः पाशात् मा मोचि ) તે દૂરાવસ્થાના પાશથી ન છૂટો० ( ૭ ) ( सः पराभूत्याः पाशात् मा मोचि ) તે પરાભવના પાશથી ન છૂટે० ( ૮ ) ॥०॥ ( सः देवजामीनां पाशात् मा मोचि ) તે ઇન્દ્રિય દોષોના પાશથી ન છૂટે० ( ૯ ) ॥०॥ ( स बृहस्पतेः......प्रजापतेः........ऋषीणां......आर्षेयाणां..../

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञो३ऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
सोऽङ्गिरसां पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ १४ ॥ ११ ॥

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञो३ऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स आङ्गिरसानां पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ १५ ॥ १२ ॥

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञो३ऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
सोऽथर्वणां पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ १६ ॥ १३ ॥

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञो३ऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स आथर्वणानां पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ १७ ॥ १४ ॥

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञो३ऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स वनस्पतीनां पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ १८ ॥ १५ ॥

……अंगिरसां……आंगिरसानां…………अथर्वणां………आथर्वणानां …… वनस्पतीनां……

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स वानस्पत्यानां पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ १९ ॥ १६ ॥

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स ऋतूनां पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ २० ॥ १७ ॥

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स आर्तवानां पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ २१ ॥ १८ ॥

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स मासानां पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ २२ ॥ १९ ॥

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
सोऽर्धमासानां पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ २३ ॥ २० ॥

........वानस्पत्यानां ........ मासानां ........ ऋतूनां ........ आर्तवानां ........ अर्धमासानां ........

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
सोऽहोरात्रयोः पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ २४ ॥ २१ ॥

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
सोऽह्नो संयतोः पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ २५ ॥ २२ ॥

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स द्यावापृथिव्योः पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ २६ ॥ २३ ॥

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स इन्द्राग्न्योः पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ २७ ॥ २४ ॥

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स मित्रावरुणयोः पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ २८ ॥ २५ ॥

---

अहोरात्रयोः.......अह्नः, संयतः........द्यावापृथिव्योः .... ... इन्द्राग्न्योः....... मित्रावरुणयोः.......

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स राज्ञो वरुणस्य पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ २९ ॥ २६ ॥

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स मृत्योः पड्वीशात् पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ २०–३३ ॥२७॥

[ ९ ]

जितमस्माकमुद्भिन्नमस्माकमभ्यष्ठां विश्वाः पृतना अरातीः ॥ १ ॥
तदग्निराह तदु सोम आह पूषा मा धात्सुकृतस्य लोके ॥ २ ॥
अगन्म स्वः स्वरगन्म सं सूर्यस्य ज्योतिषागन्म ॥ ३ ॥
वस्योभूयाय वसुमान्यज्ञो वसु वंशिषीय वसुमान्भूयासं वसु मयि धेहि ॥ ४ ॥

---

...वरूणस्य....राज्ञः ...मृत्योः पड्वीशात् मा मोचि ) તે બૃહસ્પતિ, પ્રજાપતિ, ઋષિ, ઋષિયોથી ઉત્પન્ન, અંગિરસ અંગિરસથી ઉત્પન્ન, અથર્વ અથર્વાથી ઉત્પન્ન, વનસ્પતિ, વનસ્પતિઓથી ઉત્પન્ન, ઋતુ ઋતુઓથી ઉત્પન્ન, મહિનો, અર્ધમાસ, અહોરાત્ર, દિવસ, દ્યુ, પૃથ્વી, ઇન્દ્ર, અગ્નિ, મિત્ર, વરૂણ, રાજા વરૂણ, અને મૃત્યુના પાશોથી ન બચે. ( ૧૦–૩૨ ) ( तस्य इदं वर्चः० ) તેનું તેજ, કાન્તિ, પ્રાણ, આયુ આ દિને હું ઘેરૂ છું અનેનીચે પાડું છું. ( ૩૩ )

[ ૯ ] ( अस्माकं जितं ) અમારો વિજય હો. ( अस्माकं उद्भिन्नं ) અમારો ઉદય હો. ( विश्वाः पृतनाः अराती : ) સર્વ શત્રુસેનાનો નિરોધ કર્યો છે. ( ૧ , ( अग्निः तत् आह ) અગ્નિએ આ કહેલું છે, ( सोमः उ तत् आह ) સોમે પણ આ કહ્યું છે ( पूषा सुकृतस्य लोके मा धात् ) પૂષા મને પુણ્યલોકમાં ધારણ કરે. ( ૨ ) અમે ( स्वः अगन्म ) આત્માની જ્યોતિને પ્રાપ્ત થઈએ છીએ. ( ૩ ) ( वस्य भूयाय ) ઐશ્વર્યની વૃદ્ધિને માટે ( वसुमान् भूयासं ) ધન યુકત બનું, ( वसुमान् यज्ञः ) ઐશ્વર્ય જ યજ્ઞ છે. ( वसु वंशिपीय ) ઐશ્વર્ય પ્રાપ્ત કરૂં, ( मयि वसु धेहि ) મારામાં ધનની ધારણા કર એટલે કે મને ધન આપ. ( ૪ )

## અથર્વવેદના સોળમા કાંડનું મનન

# દુ:ખમોચન અને વિજય પ્રાપ્તિ

### વિજયની પ્રાપ્તિ

પ્રત્યેક મનુષ્યે પોતાના વિજય માટે પ્રયત્ન કરવો જોઇએ. નાનામાં નાનો બાળક પણ પોતાનો પરાભવ સહન કરી શકતો નથી, પરાભવની સહેજ શંકા થાય તો પણ તે બાળક રડે છે, મારામારી કરે છે અને પરાભવથી દૂર રહેવાનો યત્ન કરે છે. આ પ્રમાણે મનુષ્યમાં પણ પરાભવનું સ્વાગત કરવાની ઇચ્છા હોતી નથી એટલે કે તે પરાભવ સહન કરવાને તૈયાર નથી. હંમેશાં પોતાનો વિજય થાય, પોતાનો યશ વધે, પોતાની કીર્તિ દિગન્તમાં ફેલાય, એજ ઇચ્છા મનુષ્ય કરતો હોય છે. તેથી મનુષ્યે આ વિજય કેવી રીતે પ્રાપ્ત થાય તેનો વિચાર કરવો જોઇએ. આ વિજય સૂકતના ૯ પર્યાય સૂકતમાં વિજય પ્રાપ્તિને માટે આવશ્યક તત્વોનો વિચાર કર્યો છે. તેથી પોતાના વિજયની ઇચ્છાવાળા પાઠકે તેનું મનન કરવું જોઇએ અને તેનો લાભ લેવો જોઇએ.

### વિજયના પ્રકાર

વિજયના ઘણા પ્રકાર છે. એક આધ્યાત્મિક ક્ષેત્રમાં વિજય છે, બીજો આધિભૌતિક ક્ષેત્રમાં વિજય છે. અને ત્રીજો વિજય આધિદૈવિક ક્ષેત્રમાં વિજય છે. આ મુખ્યતઃ ત્રણ પ્રકારના વિજય છે. તો પણ આ પ્રત્યેક ક્ષેત્રના વિજયોના પણ બીજા અનેક પ્રકાર છે, તે સર્વનો વિચાર અહીં થઇ શકશે નહિ તો પણ સરળતાને માટે તેમનું થોડું થોડું સ્વરૂપ બતાવવામાં આવે છે.

### આધ્યાત્મિક વિજય

આધ્યાત્મિક ક્ષેત્રમાં શરીર, ઇન્દ્રિયો, મન, પ્રાણ, બુદ્ધિ, અહંકાર, ચિત્ત, કાળ, આત્મા, પ્રકૃતિ ઇત્યાદિ સર્વ પ્રકારની વિકૃતિનો સંબંધ આવે છે. તેમને નિર્દોષ રાખવાં, તેમને પોતાની નિજશકિતથી પરિપૂર્ણ રાખવાં અને તે સર્વને આત્મોન્નતિમાં નિર્વિઘ્ન જોડી દેવાથી આધ્યાત્મિક ક્ષેત્રમાં વિજય થાય છે. અહીં પ્રત્યેક ઇન્દ્રિયની પ્રકૃતિ, તેની વિકૃતિ, તેમાં ઉત્પન્ન થનારા દોષ અને રોગ, તેના ગુણ વગેરે સર્વના વિચારનો સમાવેશ થાય છે. જેવું કે સર્વ વૈદ્યશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર, માનસશાસ્ત્ર વગેરે શાસ્ત્રો આધ્યાત્મિક વિજયની સિદ્ધતા કરવાને માટે જ મનુષ્યને પ્રાપ્ત થાય છે. તેની સૂચના આપવા માટે પ્રથમ પર્યાય સૂક્તમાં કહ્યું છે કે—

निर्दाहः तनूदूषिः मनो-हा आत्मदूषिः इदं तं अतिसृजामि ।

"શરીરની આગ, શરીરના બધા દોષ, મનના નાશકભાવ અને આત્માનો ઘાત કરનારા સર્વ વિચાર, આ સર્વને હું દૂર કરૂં છું." આ ચારમાં ઘણું ખરૂં આત્માનો પરાજય થવાનાં કારણો આવી ગયાં છે. વિવિધ રોગોને કારણે આપણા શરીરમાં દાહ, પીડા, કષ્ટ અથવા દુઃખ થાય છે. શરીરમાં જ્યારે દોષનો સંચય થાય છે ત્યારે જ કષ્ટ ઉત્પન્ન થાય છે. ત્યારે જ વિવિધ રોગ થાય છે. મનના ખરાબભાવથી મનની નિર્બળતા ઉત્પન્ન થાય છે અને આ સર્વથી આત્માનું અધઃપતન થાય છે. પાઠક આ ચાર શબ્દોનો વિચાર કરે અને જાણી લે કે આ ચારને લીધે આધ્યાત્મિક કલેશ કેવી રીતે ઉત્પન્ન થાય છે. જો સારી રીતે મનન કરવામાં આવે અને આ ચારના ક્ષેત્રોની વ્યાપ્તિનો વિચાર કરવામાં આવે તો આ વાત પાઠકોના ધ્યાનમાં સારી રીતે આવી જશે કે મનુષ્યના સર્વ વૈયક્તિક કલેશોનું મૂળ આ ચાર શબ્દોમાં જ છે. જો આ બાબતમાં યોગ્ય પ્રતિબંધ કરવામાં આવે તો આધ્યાત્મિક ક્ષેત્રમાં નિશ્ચયપૂર્વક વિજય પ્રાપ્ત થશે. પૂર્વોક્ત ચાર શબ્દોના પ્રતિશબ્દો જાણવાથી જ વિજયનાં સાધનો સારી રીતે જાણી શકાશે—

शामः तनूशुद्धिः मनः शुद्धिः आत्मशुद्धिः ।

આ ચાર શબ્દ એવા છે કે જેનાથી પૂર્વોક્ત ચાર દોષ દૂર કરી શકાય છે. ઇન્દ્રિયદમન, ઇન્દ્રિય શમન ઇત્યાદિથી શરીરનો દાહ દૂર થઇ શકે છે અને શરીરમાં સર્વત્ર શાન્તિ થાય છે. તનૂશુદ્ધિથી શરીરના બધા દોષ દૂર થાય છે. મનની પવિત્રતાથી મનનું બળ વૃદ્ધિ પામે છે અને આત્મશુદ્ધિથી આત્મોન્નતિ થાય છે. આ પ્રમાણે વિચાર કરવાથી જણાઈ આવશે કે આધ્યાત્મોન્નતિના આ ચાર સાધન છે અને એટલા માટે પૂર્વોક્ત ચાર દોષોને દૂર કરવાની સૂચના પ્રથમ પર્યાય સૂક્તમાં

આપી છે. શ્રીમદ્ભગવદ્ ગીતામાં આ ઉદ્દેશથી જ કહ્યું છે કે—

**ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।**
**संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥६२॥**
**क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।**
**स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥६३॥**
**रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।**
**आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥**
**प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।**
**प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ ६५ ॥**
( ભ. ગી. ૨ )

" વિષયોના ચિંતનથી આસક્તિ, આસક્તિથી કામના, કામનાથી ક્રોધ, ક્રોધથી મૂઢતા, મૂઢતાથી બુદ્ધિનાશ, બુદ્ધિનાશથી મનુષ્યનો સર્વનાશ થાય છે પરંતુ જેનું મન વશમાં છે અને જેની ઇન્દ્રિયો રાગદ્વેષ રહિત છે તે ઇન્દ્રિયોથી કામ કરાવતા છતાં પ્રસન્ન રહે છે. ચિત્ત પ્રસન્ન રહેવાથી સર્વ દુઃખો દૂર થાય છે અને તેની બુદ્ધિ પણ સ્થિર થાય છે, " આ શ્લોકોમાં આધ્યાત્મિક દુઃખોનું કારણ કહેલું છે અને તેમને દૂર કરવાના ઉપાયો પણ કહેલા છે, તેથી આ શ્લોક આત્મવિજયના વિષયમાં વિચાર કરતી વખતે ઘણા જ બોધપ્રદ થઇ શકે છે. અસ્તુ. આ પ્રમાણે જે જે દોષ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને આત્મામાં હોય છે તેઓ શું કરે છે તે જોઇએ—

**रुजन् प्रमृणन्, प्रोकः खन** । ( પર્યાય સૂક્ત ૨૩ )

જ્યાં દોષ હોય છે ત્યાં તેઓ, " તોડે છે, મરડે છે, કચડે છે, દોડે છે, કાપે છે, ખોદે છે, ખાડો કરે છે " આ પ્રમાણે અનેક રીતે નાશ કરે છે. પાઠક કામ અને ક્રોધને સમગ્ર પોતાની અંદર જોશે તો તેમને સ્પષ્ટ રીતે જણ થઇ જશે કે આ કામ અને ક્રોધ મનુષ્યના શરીરમાં કઇ રીતે તોડવાનું, મરડવાનું, ખોદવાનું અને નાશ કરવાનું કાર્ય કરે છે. કામ તો શરીરનું આધારભૂત જે વીર્ય છે તેનો નાશ કરે છે. ક્રોધથી તો લોહીમાં રહેલા જીવન કોષોનો જ નાશ થાય છે. આ રીતે સર્વ વિકાર તોડવું, મરડવું અને નાશ કરવાનું કાર્ય કરતારા હોય છે. એથી આધ્યાત્મિક ભૂમિકાના આ સર્વ શત્રુઓને દૂર કરવા જોઇએ. તેથી કહ્યું છે—

**यं वयं द्विष्मः तं अभि अति सृजामः** । ( મં. ૧૫ )
**शोकं अर्नि तनूदूषिं अति सृजामि** ( મં. ૧૭ )

" જે રોગાદિનો અને વિવિધ દોષોનો અમે દ્વેષ કરીએ છીએ અર્થાત્ તેમને આપણી પાસે રાખવા ઇચ્છતા નથી, તેમને અમે દૂર કરીએ છીએ. ઘાતક, ખોદનાર અને શરીરમાં દોષ વધારનારા સર્વ દોષોનો અમે નાશ કરીએ છીએ. " આ દોષો એટલા માટે દૂર કરવા જોઇએ કે આધ્યાત્મ ક્ષેત્રના તમામ દોષો દૂર થઇ જાય અને પ્રસન્નતા વિરાજે. આ જ વિષયમાં વધુ જુઓ—

**यत् वः घोरं तत् ( अति सृजामि )** । ( મં. ૧૧૮ )
**अरिप्रा आपः अस्मत् एनः प्रवहन्तु** । ( મં. ૧૧૦–૧૧ )
**आपः शिवया तन्वा मा उपस्पृशत** । ( મં. ૧૧૨ )
**इन्द्रस्य इन्द्रियेण अभिषिञ्चेत्** ( મં. ૧૧૯ )

જે મારામાં ભયંકર હાનિકારક દોષ હોય તેને હું સર્વ પ્રથમ દૂર કરું છું. દોષ દૂર કરવા માટે જળથી ચિકિત્સા કરવી યોગ્ય છે. શુદ્ધ જળ અમારા શરીરમાંથી સર્વ દોષ અને સર્વ પાપોને દૂર કરે. જળ પોતાના શુભગુણથી મારા શરીરનો સ્પર્શ કરે, ઇન્દ્ર અર્થાત્ આત્માની શક્તિથી અભિષેક કરવામાં આવે. અહીં જળ ચિકિત્સાથી શરીરના સર્વ દોષ દૂર કરવાનો ઉપદેશ છે તે અત્યંત મહત્વનો છે. શરીરમાં જે કોઇ દોષ હોય તેમને જળના વિવિધ પ્રયોગોથી દૂર કરવા તેનું નામ જળ ચિકિત્સા છે. શરીરને ઠંડા પાણીનો સ્પર્શ જ્યારે સુખકારક લાગે ત્યારે માનવું કે શરીર સ્વસ્થ છે. જ્યારે શુદ્ધ શીતળ જળનો સ્પર્શ શરીરને કષ્ટદાયક જણાય ત્યારે જાણી લેવું કે શરીરમાં કોઇ દોષ ઘૂસી ગએલો છે. આ સર્વ દોષ જળ ચિકિત્સાથી દૂર કરવા જોઇએ અને ઇન્દ્રની શક્તિના જળથી સ્નાન કરવું જોઇએ. જે રીતે જળના સ્નાનથી સર્વ શરીર ભીંજાય છે, તે જ રીતે આત્માની શક્તિથી સર્વ શરીર સંચાલિત થવું જોઇએ. સમગ્ર શરીરમાં આત્મશક્તિનો સુખથી સંચાર થવો જોઇએ. તેથી—

***मयि क्षत्रं वर्चः आधत्त*** । ( મં. ૧૨૩ )

" મનુષ્યમાં ક્ષાત્રબળ અને તેજસ્વિતા વધશે. " જળ જ આ સર્વ કાર્ય કરશે. જળ ચિકિત્સાથી જ વીર્ય વધશે, દોષ દૂર થશે અને શરીરની કાન્તિ પણ વધશે. આ પ્રકારે શરીરનું ઉત્તમ સ્વાસ્થ્ય પ્રાપ્ત થશે. આ સ્વાસ્થ્ય પ્રાપ્ત થાય એટલા માટે—

**अपां वृषभः अतिसृष्टः ।**
**दिव्याः अग्नयः अतिसृष्टाः** । ( મં. ૧૨૨ )

"જળની વૃષ્ટિ કરનારા મેઘ પોતાના સ્થાનથી મુક્ત થયા, અર્થાત્ તેનાથી વૃષ્ટિ થઇ ગઇ, દિવ્ય અગ્નિ જે વિજળી છે તે પણ ખુલ્લી રીતે પ્રકાશિત થઇ રહી છે" અર્થાત્ વિશેષ વૃષ્ટિ થઇ ગઇ છે પરમેશ્વરના નિયમ પ્રમાણે જે વૃષ્ટિ થઇ રહી છે તેનો હેતુ એ છે કે, "મનુષ્ય તેનાથી સ્વાસ્થ્ય પ્રાપ્ત કરે અને પોતાની આધ્યાત્મિક ઉન્નતિ સિદ્ધ કરે અહીં આત્મિક ઉન્નતિનો ઉપદેશ આપતાં મેઘના દૃષ્ટાંતથી સર્વ લોકોને કહ્યુ છે કે જેવી રીતે મેઘ જગતની ભલાઇને માટે પૂર્ણ રીતે આત્મસમર્પણ કરે છે, તે જ પ્રમાણે પ્રત્યેક મનુષ્યે જગતની ભલાઇ માટે આત્મયજ્ઞ કરવો જોઇએ આ વિચાર આ કાંડના પ્રથમ પર્યાય સૂક્તમાં મુખ્યત કહેલા છે પોતાની ઉન્નતિ ઇચ્છનારા પાઠકો આના મનનથી પૂરો બોધ પ્રાપ્ત કરી શકે છે

## ઇન્દ્રિય શુદ્ધિ

આત્મોન્નતિને માટે ઇન્દ્રિયોની પવિત્રતાની અત્યંત આવશ્યકતા હોય છે પવિત્રતા વિના કોઇની ઉન્નતિ થવી સર્વથા અસંભવ છે તેથી દ્વિતીય પર્યાય સૂક્તમાં પોતાની પવિત્રતાનો વિષય સંક્ષેપમાં કહેલો છે સર્વથી પ્રથમ સર્વ મનુષ્યને એક અત્યંત ઉત્તમ ઉપદેશ આપેલો છે તે પાઠક જુએ અને યાદ રાખે—

**दुःश्मर्मण्य नि । ( મ ૨।૧ )**

"દુષ્ટ ગતિ અર્થાત્ ખરાબ ચાલચલગત, દુષ્ટ વ્યવહાર દૂર થાઓ, અમારા દુષ્ટ વ્યવહાર અમારાથી તદ્દન નિર્મૂળ થાઓ" દુષ્ટ ગતિ કરનારા ભાવો અમારામાં ન રહે અને અમારા સમાજમાં દુરાચારી મનુષ્ય ન રહે આ પ્રમાણે એક વ્યકિત જો સુધરે તો તે જ પ્રમાણે આખો સમાજ સુધરે વ્યકિત અને સમાજના સુધારાના નિયમો એકજ છે, વ્યકિતના સુધારા માટે તેના દુષ્ટ ગુણો દૂર કરવા જોઇએ અને સમાજના સુધારા માટે દુષ્ટગુણ યુક્ત જે વ્યક્તિ હોય તેને દૂર કરવી જોઇએ સમાજમાંથી દુષ્ટગુણોવાળા મનુષ્યોને દૂર કરવા એટલે સમાજ માંથી દુષ્ટગુણોનુ આશ્રયસ્થાન નાબુદ કરવુ એ પ્રમાણે ઉન્નતિને માટે દુષ્ટતાને દૂર કરવી જોઇએ એવો નિયમ છે આ પ્રમાણે સર્વ સાધારણ સુધારણાનો ઉન્નતિનો ઉપદેશ કર્યા પછી સ્પષ્ટીકરણ કરવાના ઉદ્દેશથી કેટલીક ઇન્દ્રિયોનો નિર્દેશ કરીને આત્મસુધારણાનો માર્ગ દર્શાવ્યો છે—

**ऊर्जा मधुमती वाक् । मधुमतीं वाच उदेयम् ॥**
**( મ ૨।૧ ૨ )**

'વાણી મધુર હો અને બળવાળી હો મનુષ્ય મીઠી અને બળયુક્ત વાણીથી આપસમાં વાતચીત કરે" માણસોમા જે ટંટા ફીસાદો થાય છે તેના કારણ માનવીની કડવાણી જ છે મનુષ્યના મનમા વિષ ભરેલુ છે, તે કટુ શબ્દો દ્વારા બહાર આવે છે અને સર્વત્ર વિષ ભર્યું વાતાવરણ ઉત્પન્ન કરે છે, તેથી મનુષ્ય જો પોતાની અન્ત શુદ્ધિ કરે તો તેના દ્વારા કદી પણ કડવા શબ્દ પ્રયોગો થશે નહિ

મનુષ્યે એવા શબ્દો વાપરવા જોઇએ કે તે મધુર હોય, શત્રુઓમાં મિત્રતા ઉત્પન્ન કરે અને ઉત્પન્ન થએલી મિત્રતા સુદૃઢ બનાવે માત્ર શબ્દોની મધુરતા જ પર્યાપ્ત નથી પરંતુ શબ્દોમા પણ બળ ( ऊर्ज ) હોવુ જોઇએ ઉત્સાહવર્ધક શબ્દો જ ઉચ્ચારવા જોઇએ કેટલાયે મનુષ્યો પોતાના જ પુત્રને "તુ ગુલામ છે" કહી બોલાવે છે, બીજાને "તુ મરી જા' કહે છે, તો ત્રીજાને 'તુ ઘણો જ હરામી છે' એમ કહે છે આવા શબ્દોથી તો આપણી વાણી જ મલીન થાય છે એટલુ જ નહિ પણ જે લોકો સાંભળે છે તેમના મનમાં પણ નિર્બળતાનુ વાતાવરણ છવાઇ જાય છે આથી મનુષ્ય માટે એ ઉચિત છે કે તે ઉત્સાહપૂર્ણ, બળશાળી, પ્રભાવપૂર્ણ શબ્દોનો પ્રયોગ કરે પોતાના પુત્રને "તુ ઇન્દ્ર છે" એમ કહે "તુ અમર થઇશ" એમ બોલે, "તું સત્ય સ્વરૂપ છે" તું સ્વયં આનન્દ ઘન છે" એમ કહે એમ બોલવાથી સર્વ સાંભળનારાઓના મનમા ઉત્સાહનુ વાયુમંડળ ઉત્પન્ન થાય છે મનુષ્યના નામો, "રડીઅલભાઇ, કચરાભાઇ" રાખવાને બદલે 'નિર્ભયરામ, ઉત્તમરામ" રાખવુ જોઇએ જેથી પ્રત્યેક વખતે નામ ઉચ્ચારતી વખતે મનમાં શુભ વિચાર ઉત્પન્ન થાય પ્રત્યેક પાઠક નિશ્ચયતા પૂર્વક એવો યત્ન કરે કે પોતાની વાણીથી કદી પણ અશુભ વિચાર પ્રગટ થાય નહિ પરંતુ હંમેશા ઉત્સાહમય વિચાર જ પ્રગટ થાય, આ માટે મનુષ્યે શુ કરવુ જોઇએ? આ પ્રશ્નનુ ઉત્તર માત્ર બે જ શબ્દોથી અહીં આપવામા આવ્યુ છે **गो-पा** અને **गा-पीथ.**" આ બે શબ્દો ઘણા જ મહત્વપૂર્ણ છે મનુષ્યોનો સંપૂર્ણ સત્યધર્મ આ શબ્દોમાં સમાઇ ચૂકયો છે "**गोप**" શબ્દનો અર્થ છે ઇન્દ્રિયોની રક્ષા અને '**गोपीथ**"નો અર્થ છે ઇંદ્રિયોનુ રક્ષણ એકથી શક્તિવર્ધન કરવાનો ઉપદેશ મળે છે જ્યારે બીજાથી ઇંદ્રિયોના સંયમનો ઉપદેશ મળે છે જેવી રીતે ગાયો રાખનાર ગાયોને તાજુ સારૂ ઘાસ અને ખાણુ આપી પુષ્ટ બનાવે છે પરન્તુ તેમને ગમે તેમ રખડવા દઇ હરામી બનવા દેતો નથી, તેમ

મનુષ્યો પોતાની ઇન્દ્રિયોની શક્તિ વધારે અને તેમને વશ પણ રાખે. આ પ્રમાણે મનુષ્યની ઉન્નતિ માટે ઇન્દ્રિય સંયમ અને મનોનિગ્રહની અત્યંત આવશ્યકતા છે. પાઠક આ બોધ આ બે શબ્દોથી ગ્રહણ કરે. જેઓ આવો સંયમ કરનારા હોય તેઓ જ ( उपहूतः ) પાસે બોલાવવા યોગ્ય છે અને જે લોકો પોતાની ઇન્દ્રિયોને સ્વેચ્છાચારી બનાવે છે તેઓ સમાજમાં બોલાવવા યોગ્ય નથી જ. પાઠક આનો વિચાર કરે અને આ વેદોપદેશથી પોતાનું વૈયક્તિક અને સામાજિક આચરણ સુધારે. આગળ કાનના વિષયમાં ઘણો સુંદર ઉપદેશ આપેલો છે—

**भद्रश्रुतौ कर्णौ सुश्रुतौ कर्णौ भद्रं श्लोकं श्रूयासम् ।**
**सुश्रुतिः च उपश्रुतिः च मा मा हासिष्टाम् ।**
( મં. ૨।૪-૫ )

" મારા કાન સારા ઉપદેશો સાંભળે, મારા કાન સારા ઉપદેશો સાંભળીને પવિત્ર બને, કલ્યાણકારી વાણી જ હું સાંભળ્યા કરું, ઉત્તમ ઉપદેશ સાંભળવાની અને સારા શબ્દો દૂરથી સાંભળવાની મારી શક્તિ કદી પણ ક્ષીણ ન બને. " અહીં કાનોની સાર્થકતાનું સાધન દર્શાવ્યું છે. ઇશ્વરે મનુષ્યને કાન એટલા માટે આપ્યા છે કે તે હંમેશાં સારો ઉપદેશ સાંભળે, ખરાબ શબ્દો કદી પણ શ્રવણ ન કરે. ઋગ્વેદમાં પણ કહ્યું છે કે—

**भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्ष-**
**भिर्यजत्राः ।** ( ઋ. ૧।૮૯।૮ )

" અમે કાનોથી કલ્યાણકારી વાણી સાંભળીએ, અને આંખોથી કલ્યાણકારી વસ્તુઓ જોઇએ. " આ સર્વ ઉપદેશ એટલા માટે છે કે તેથી મનુષ્યની સુધારણા થાય, મનુષ્ય પવિત્ર બને અને ઉન્નત બને. આ પ્રમાણે કાનોના વિષયમાં કહ્યા પછી નેત્રના વિષયમાં પણ કહ્યું છે—

**सौपर्णं चक्षुः अजस्रम् ।** ( મં. ૨।૫ )

" ગરૂડના જેવી મારી તીક્ષ્ણ દૃષ્ટિ હો. " અને તે ઉત્તમ કલ્યાણકારી વસ્તુઓ જ જુએ. આ પ્રકારે ઇન્દ્રિય શુદ્ધિના વિષયમાં આ પર્યાય સૂક્તમાં કહેલું છે. તેમજ—

**ऋषीणां प्रस्तरः असि । दैवाय प्रस्तराय नमः ।**
( મં. ૨।૬ )

" તું ઋષિયોનું આવરણ છે. આ દિવ્ય પ્રસ્તરને માટે નમસ્કાર હોજો. " ઋષિયોનું શરીર એ આત્માનું મંદિર છે. આ જ દિવ્ય મંદિર છે. તેના વિષયમાં પ્રત્યેક મનુષ્યે પોતાના અન્તઃકરણમાં પૂજ્યભાવ ધારણ કરવો જોઇએ. આ આત્માની ઉપાસનાથી જ સર્વનું હિત થવાનું છે. અહીં સુધી આ દ્વિતીય પર્યાય સૂક્તમાં કહેવામાં આવ્યું છે.

### આધિભૌતિક વિજય

પૂર્વોક્ત પ્રકારે મનુષ્યની આધ્યાત્મિક અને વૈયક્તિક ઉન્નતિ થયા પછી, તેણે પોતાનો આધિભૌતિક વિજય સંપાદન કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. તેનો વિચાર આ ૧૬ મા કાંડના તૃતીય સૂક્તમાં કરેલો છે. તે બોધપ્રદ ઉપદેશ પાઠક હવે મનન કરે.

**अहं रयीणां मूर्धा भूयासं । समानानां मूर्धा भूयासम् ।** ( મં. ૩।૧૨ )
**अहं रयीणां नाभिः भूयासं । समानानां नाभिः भूयासम् ।** ( મં. ૪।૧ )

" હું ધનનો સ્વામી અને કેન્દ્ર બનું. હું સમાન દર્જાના લોકોમાં મુખી બનું તેમનું કેન્દ્ર બનું. " પોતાની યોગ્યતા નેતા બનવા યોગ્ય હોવી જોઇએ. પ્રત્યેક મનુષ્ય નેતા બની શકતો નથી, તો પણ બહુ ગુણસંપન્ન બનવાનો યત્ન પ્રત્યેક મનુષ્ય કરશે તો જરૂર તેની સુધારણા થવાની જ. આ દૃષ્ટિથી આ પ્રકારની ઇચ્છા મનુષ્ય પોતાના મનમાં ધારણ કરે અને ધર્માનુકૂળ ઉન્નતિનો પ્રયત્ન કરે. એવા નેતા બનવા માટે જે ગુણો મનુષ્યની અંદર વધવા જોઇએ તેની સૂચના આ સૂક્તમાં આગળના મંત્રોમાં આપેલી છે. જુઓ—

**रुजः, वेनः, मूर्धा, विधर्मा, उरवः, चमसः, धर्ता, धरुणः । विमोकः, आर्द्रपविः, आर्द्रदानुः, मातरिश्वा च मा मा हासिष्टाम् ।** ( મં. ૩।૨-૪ )

" તેજસ્વિતા, મહત્વાકાંક્ષા, મસ્તકની શક્તિ, વિશેષ ગુણ ધર્મ, યશ સાધન, ધારક શક્તિઓ, બંધમુક્તની ઇચ્છા, સિદ્ધશાસ્ત્ર, દાન કરવાની ઇચ્છા અને પ્રાણ એ મારો ત્યાગ ન કરે." આ ગુણો મનુષ્યમાં સ્થિર રહે અને વૃદ્ધિ પામે તોજ તે માનવીનો કેન્દ્ર અથવા મુખી બની શકે છે. આ ગુણો વિશેષ મહત્વના છે એટલે તેનો વિચાર અધિક કરવો જોઇએ. (रुजः) તેજસ્વિતા– તેમાં શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને આત્માની તેજસ્વિતાઓનો સમાવેશ થાય છે. મનુષ્ય સર્વ પ્રકારે તેજસ્વી બને. ( वेनः ) ઇચ્છા– પોતાની વૈયક્તિક, સામાજિક અને રાષ્ટ્રીય ઇચ્છા. આ ઇચ્છાથી જ મનુષ્ય પુરૂષાર્થી

બને છે અને વિશેષ શ્રેષ્ઠકર્મો કરીને પોતાનો તેમજ સમાજનો ઉદ્ધાર કરે છે. ( **मूर्धा** ) મસ્તક– મનુષ્યની ઉચ્ચતા અથવા નીચતા એ તેની મસ્તકની શક્તિ પર આધાર રાખે છે. તેથી માનવી માટે એ અગત્યનું છે કે તે પોતાની મસ્તકશક્તિ વધારે ( **विधर्मा** ) વિશેષ ધર્મથી યુક્ત થવું સાધારણ ગુણધર્મ અને ધર્મથી યુક્ત મનુષ્ય સાધારણ રહી શકે છે, પરંતુ જો તે વિશિષ્ટ યોગ્યતા પ્રાપ્ત કરવા માગતો હોય, જો તે સમાજ અને રાષ્ટ્રનો નેતા અને મુખી બનવા ઇચ્છતો હોય તો તેણે પોતામાં વિશેષ ધર્મોની વૃદ્ધિ કરવી ઉચિત છે. સામાન્ય મનુષ્યમાં જે ધર્મ હોતા નથી એવા નવિન ધર્મો તપશ્ચર્યાદિથી પોતામાં વિકસાવવા જોઇએ. ( **उरवः चमसः** ) આ યજ્ઞ પાત્રો છે- આ યજ્ઞના સર્વ સાધનોના ઉપલક્ષક છે સર્વ પ્રકારના યજ્ઞ કરવાથી અને યજ્ઞમય યજ્ઞરૂપ જીવન હોવાથી મનુષ્યની યોગ્યતા વધી જાય છે. મનુષ્ય ક્રતુરૂપ હોવો જોઇએ, શતક્રતુ બનવું એ મનુષ્યનું ધ્યેય હોવું જોઇએ. ( **धर्ता** ) ધારણ કરનારો- સમાજની ધારણા, રાષ્ટ્રની ધારણા, ધર્મની ધારણા કરવી એ મનુષ્યનું કર્તવ્ય છે. બીજા પ્રાણીઓને પોતાની શક્તિથી આધાર આપવો એ ધારણા કરવી એમ ગણાય. ( **धरुणः** ) તેનો અર્થ પણ ધારક એવો જ થાય છે. તેમાં બળ અધિક છે. પોતે સ્થિર રહીને બીજાને દુઃખ સમુદ્રથી પાર કરવા માટે પોતાનો આધાર દેવાનું કાર્ય કરવું મનુષ્ય માટે યોગ્ય છે. મનુષ્યે પોતામાં એટલી શક્તિ પ્રાપ્ત કરવી જોઇએ.

( **वि-मोकः** ) વિમોચન કરનારો, મનુષ્યોને મુક્ત કરનારો મનુષ્યને બંધનથી છોડવનારો. મનુષ્યને સ્વતંત્રતા અપાવનારો જે નેતા હશે તે જ સર્વથી શ્રેષ્ઠ સમજવો જોઇએ. આજ લોકોનું પરિત્રાણ, સજ્જનોનું રક્ષણ, દુર્જનોનું નિર્દાલન અને ધર્મની સ્થાપના કરવી એવો અર્થ થાય. ( **आर्द्र-पविः** ) પવિનો અર્થ છે તલવાર, ખડ્ગ અથવા શસ્ત્ર, શત્રુના રક્તથી જેનું શસ્ત્ર ભીનું છે અથવા શત્રુનો નાશ કરીને જેનું શસ્ત્ર ભીનું થવા માટે હંમેશા તત્પર છે તેનું આ નામ છે. ધર્મયુદ્ધ કરવા માટે જે તૈયાર હોય છે તેનું જ આ નામ છે. ( **आर्द्र-दानुः** ) આર્દ્રતા, સ્નેહથી, બીજા પ્રત્યે લાગણીનું જ દાન કરે છે. એટલે કે જેનું મન હંમેશાં સ્નેહથી, પ્રેમથી આર્દ્ર રહે છે, જે દયાર્દ્ર છે તેનું આ નામ છે. ( **मातरि-श्वा** ) પોતાની માતામાં જેનો આશ્રય છે, જે માતૃભક્ત છે, માતૃભૂમિમાં એટલા માટે રહે છે કે પોતાના જીવન સમર્પણથી માતૃભૂમિની સેવા થાય, એટલા માટે જ જે માતૃભૂમિમાં સંચાર કરે છે, એટલે કે પરિભ્રમણ કરે છે.

આ બાર શબ્દો મનુષ્યનું વિશેષ કર્તવ્ય બતાવી રહ્યા છે. મનુષ્ય આ કર્તવ્યો કરે આ કર્તવ્ય મનુષ્યથી કદી દૂર ન થાય, આ કર્તવ્યોથી મનુષ્ય કદી વિમુખ ન બને, આ ધર્મથી અથવા તેનાથી બોધાયેલાં કર્તવ્યોથી જે પુરૂષ યુક્ત હોય છે તેજ શ્રેષ્ઠ અને ઉચ્ચ હોય છે. અહીં કેટલાક નિર્બળ મનુષ્યો કહેશે કે " અમે નિર્બળ છીએ, અમે આ ગુણધર્મોને ધારણ કરી શકીએ નહિ " તેમને માટે આત્માનો સ્વભાવ કેવો હોય છે તે વાત આ સૂક્તના મંત્ર પોતે જ કહે છે—

**आत्मा बृहस्पतिः नृमणः हृद्यः ।** ( મં. ૩૫ )
**विधर्मणा समुद्रः अस्मि ।** ( મં. ૩૬ )
**मर्त्येषु अमृतः सूपा ।** ( મં. ૪૨ )

" આત્મા જ્ઞાનયુક્ત છે, મનુષ્યોના હૃદયમાં નિવાસ કરે છે, મનુષ્યની અંદર મનન કરનારો છે, પોતાના વિશેષ ધર્મથી તે સમુદ્ર જેવો ફેલાયેલો અને ગંભીર છે, મરણધર્મવાળા શરીરમાં તે અમર છે અને ઉત્તમ તેજથી યુક્ત છે." પોતાના આત્માના આ ગુણધર્મ છે એમ જાણીને વિચારથી અને મનનથી આ ગુણોનો સાક્ષાત્કાર કરવો જોઇએ. આ જ્ઞાનથી મનુષ્યની નિર્બળતા દૂર થશે અને તે પૂર્વોક્ત ગુણોને પોતામાં વધારવામાં સમર્થ થશે આ પ્રમાણે આત્મિકબળ પ્રાપ્ત થવાથી—

**असंतापं हृदयं । उर्वी गव्यूतिः** ( મં ૩૬ )

" હૃદય સંતાપ રહિત એટલે શાન્ત બને છે અને ગો એટલે ઇન્દ્રિયોની ગતિ ઘણી વિસ્તૃત બને છે." પોતાની સર્વશક્તિ વધે છે, જીવન પ્રભાવશાળી બને છે, આત્માની શાન્તિ તેના સર્વ વ્યવહારમાં દેખાય આવે છે અને તે ગમે તેવા ભયંકર પ્રસંગમાં શાન્ત અને ગંભીર રહી કાર્ય કરે છે, કદી પણ અશાન્ત બનતો નથી. શરીરનો નાશ થાય તો પણ હું અમર છું એવો વિશ્વાસ તેને નિડર બનાવે છે અને મોટાં સત્કાર્યો તેની પાસે કરાવે છે, આવી અવસ્થામાં સર્વ દેવ તેના રક્ષક બને છે.

**सूर्य-वायु-अग्निः-यमः-सरस्वती-पातु ।** ( મં ૪૪ )

" સૂર્ય, વાયુ, અગ્નિ, યમ અને સરસ્વતી તેની રક્ષા કરે છે." સૂર્ય નેત્ર સ્થાનમાં, વાયુ પ્રાણસ્થાનમાં, અગ્નિ ... સ્થાનમાં, યમ શિશ્નસ્થાનમાં, સરસ્વતી બુદ્ધિસ્થાનમાં ...

પ્રત્યેક પ્રકારની સહાયતા આપે છે અને તેને પોતાની દિવ્ય શક્તિથી પવિત્ર બનાવે છે, આત્મશકિતથી યુક્ત એવા પુરૂષને આ પ્રમાણે સર્વ દેવ સહાય કરે છે. આ વિષય આ પહેલાં ચર્ચાઇ ગયો છે અને વેદમાં પણ તેને માટે વાર વાર કહેવામા આવ્યુ છે તેથી જે મનુષ્ય આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે અને પોતાના જીવનને યજ્ઞરૂપ બનાવે છે તેને સર્વ દેવતાઓની સહાયતા હોય છે, આ વિશ્વાસ પાઠક પોતાના મનમાં દૃઢ રાખે. આવો મનુષ્ય નિર્ભય બનીને વ્યવહાર કરે છે અને તેથી જ તે પુરૂષ સર્વ મનુષ્યોનો નેતા બનવા યોગ્ય છે તે કહે છે કે—

**प्राण· मां मा हासीन्। अपान· अवहाय मा परागात्।** ( મ . ૪૧૩ )

" મારો પ્રાણ અને મારો અપાન મને છોડીને ક્યાંય દૂર જાય નહિ. " તે એટલા માટે જ આમ કહે છે કારણ તેણે પોતાનુ સર્વ જીવન ઇશ્વરની ભકિત અને સેવામા સમર્પિત કરેલુ હોય છે, તે પોતાના જીવનથી જનતાની સેવા કરવા ઇચ્છે છે, પોતાના પ્રાણને ઇશ્વરને માટે જ સમર્પિત કરવા ધારે છે, બીજા કોઇ કાર્યનુ સ્મરણ તેને થતુ નથી તે જાણે છે કે—

**मित्रावरुणौ मे प्राणापानौ। शक्करी आपः स्वस्ति।** ( મ ૪૧૭ )

" પોતાના પ્રાણ અને અપાન હવે પ્રત્યક્ષ મિત્ર અને વરુણ દેવતા છે, અને જળની અંદર રહેલું સામર્થ્ય મારૂ કલ્યાણ કરે છે. " આ પ્રમાણે તે જુએ છે અને અનુભવ કરે છે કે પોતાનો સર્વદેહ અને જીવન દેવતામય થયુ છે, આ સમયે તે દુષ્ટ કલ્પનાથી પૂર્ણપણે દૂર રહે છે, તેનું સર્વ દેવતા સ્વરૂપ બને છે, તે તદન સહજગતિથી પ્રશસ્ત કાર્ય કરે છે, એવા કાર્ય કરવામાં તેને કોઇ પ્રયાસ પડતા નથી કારણ કે હવે તે વિશ્વરૂપ બનેલો હોય છે એ સમયે તે અનુભવ કરે છે કે—

**अग्नि· मे दक्षं।** ( મ ૪૧૭ )

" અગ્નિ મારામાં બળ ધારણ કરે છે. " બીજા દેવતાઓ અન્યાન્ય સામર્થ્ય ધારણ કરે છે તેનો આત્મા પ્રત્યક્ષ ઇશ્વરીય ગુણોથી પ્રભાવશાળી બનેલો હોય છે એના મહાત્માને ધન્ય છે તે જ પ્રભાવશાળી નેતા બની શકે છે અને તે જ લોકસંગ્રહ કરવામાં સમર્થ બને છે અને તે જ મનુષ્ય જગતને સાચો માર્ગ બતાવી શકે છે યુગયુગમાં આવા સત્પુરૂષો ઉત્પન્ન થાય છે અને જનતામા પ્રત્યક્ષ કાર્ય કરે છે અને પોતે બંધનમા પડીને પણ બંધનમાં સડતા માનવીઓને બન્ધન નિવૃત્તિનો માર્ગ દર્શાવે છે.

### સ્વપ્ન

આગળ પાચમા અને છઠ્ઠા બે પર્યાય સૂકતોમાં સ્વપ્તનો વિષય કહેલો છે આ સૂકતમાં દુષ્ટ સ્વપ્નનાં જે કારણો આપેલાં છે તે આ છે—

**ग्राह्याः''' निर्ऋत्या· अभूत्या· '''निर्भूत्याः ''' पराभूत्याः देवजामीनां पुत्र स्वप्न·।** ( મ . ૫૧૧-૮ )

" રોગ, દુરાવસ્થા, દારિદ્ર, દુર્ગતિ પરાભવ, અને ઇન્દ્રિય-દોષને કારણે દુષ્ટ સ્વપ્ન આવે છે, આ દુષ્ટ સ્વપ્ન માનો કે મૃત્યુનો સંદેશ જ હોય છે તેથી દુષ્ટ સ્વપ્ન પડતાં જ મનુષ્ય માટે એ ઉચિત છે કે પોતાના શરીરમા ઘુસેલાં રોગબીજને દૂર કરવાનો પ્રયત્ન કરે દુષ્ટ સ્વપ્નાનાં જે કારણો અહીં આપેલા છે તેનો પણ થોડા અધિક વિચાર અહીં કરવાની જરૂર છે ( **ग्राही** ) ભયાનક રોગ જે શરીરમાં એકવાર દાખલ થાય તો સાહસ શરીરને છોડતો નથી, દુઃખ દે છે અને અન્તમાં પ્રાણ હરણ કરી લે છે. આવા રોગો શરીરમાં હોય તો વાર વાર દુષ્ટ સ્વપ્ન આવે છે, તેથી આ રોગોથી જો દુષ્ટ સ્વપ્ન થતા હોય તો તે રોગની ચિકિત્સા કરાવીને રોગ-બીજનો નાશ કરવો જોઇએ અને શરીરને નીરોગી બનાવવું જોઇએ. આ કાર્ય માટે આ જ કાંડમા પહેલા ભાગમા જળ ચિકિત્સાનો ઉપાય બતાવેલ છે ( **निर्ऋति** ) ઋતિનો અર્થ છે. ઉન્નતિ, અભ્યુદય, સમર્થતા, અને સામર્થ્ય તેની વિરૂદ્ધ અર્થ છે નિર્ઋતિ, અવનતિ અ.ધપાત, ક્ષીણતા અને નિર્બળ-તાથી પણ દુષ્ટસ્વપ્ન આવે છે. તેમને દૂર કરવા માટે જે ઉપાયો છે તે કામમાં લેવા જોઇએ ( **अभूति** ) ઐશ્વર્યથીચ્યુત થવુ અને ( **निर्भूति** ) મહાસંકટમાં પડવુ તથા ( **पराभूति** ) પરાભવ પામવુ. પરતંત્ર, પરાધીન અથવા પરવશ બનવુ આ કારણોથી પણ દુષ્ટ સ્વપ્ન આવે છે આ કારણોને દૂર કરવા માટે અનેક ઉપાયો છે, પ્રત્યેકને માટે વિભિન્ન ઉપાયો છે તેથી તેનુ અવલંબન યોગ્ય રીતે કરવુ જોઇએ. મુખ્ય ઉપાય સ્વાવલંબનથી સ્વાધીનતા પ્રાપ્ત કરવી જોઇએ. ( **देवजामी** ) આપણા શરીરમાં દેવનામ ઇન્દ્રિયોને માટે છે, તેમની શકિતઓ વિવિધ છે, તેની ન્યૂનાધિકતાથી પણ દુષ્ટ સ્વપ્ન આવે છે, તેથી સંયમથી પોતાની ઇન્દ્રિયોને નિર્દોષ, નિરોગી અને સ્વસ્થ રાખવી અત્યંત આવશ્યક છે, અર્થાત્ આ પ્રમાણે આપણા

શરીરની અંદર અને આપણા રાષ્ટ્રમાં જે જે દુષ્ટ સ્વપ્નના કારણો ઉત્પન્ન થયાં હોય તેને દૂર કરવાં તે મનુષ્યોનું કતર્વ્ય છે.

મનુષ્યની પરીક્ષા સ્વપ્નથી થાય છે. મનુષ્યને સ્વપ્ન કેવાં આવે છે, તેના પર તે સ્વસ્થ છે કે રોગી છે, સદાચારી છે કે દુરાચારી છે, શુભવિચારવાળો છે કે અશુભ વિચારવાળો છે તેનો નિશ્ચય થઇ શકે છે. મનુષ્યને આવાં સ્વપ્ન આવે તો સારાં કહેવાય, "હું ઇશ્વર ઉપાસના કરી રહ્યો છું. ઋષિ આશ્રમમાં ઋષિઓનો વાર્તાલાપ સાંભળી રહ્યો છું. સત્પુરૂષોનો સમાગમ થઇ રહ્યો છે." આવાં શુભ સ્વપ્ન આવવા માંડે અથવા બિલકુલ સ્વપ્ન જ ન આવે તો સમજવું કે તેનું શરીર સ્વસ્થ છે. જો ખરાબ સ્વપ્ન આવવા માંડે તો સમજી લેવું કે સ્વાસ્થ્યમાં કંઇ ગડબડ છે, અને પછી તત્કાળ તેને સુધારવાનો યત્ન કરવો જોઇએ. તેથી કહ્યું છે—

**यस्मात् दुष्वप्न्यात् अभैष्म तत् अपउच्छतु ।**
(મં. ૬૧૨)

"જે દુષ્ટ સ્વપ્નથી અમને ભય થાય છે એવાં દુષ્ટ સ્વપ્નનું કારણ અમારાથી દૂર રહે." તે કારણ કોઈ બીજે સ્થળે જાઓ, અમારી પાસે ન રહે. આ પ્રકારે પોતે પોતાની જ નિર્દોષતા સિદ્ધ કર્યા પછી તે નિર્દોષ મનુષ્ય કહી શકે છે કે—

**अद्य अजैष्म, अद्य असनाम, वयं अनागसः अभूम ।**
(મં. ૬૧૧)

"આજે અમે વિજય પ્રાપ્ત કર્યો છે, આજે અમારૂં જે પ્રાપ્તવ્ય હતું તે પ્રાપ્ત કર્યું છે, કારણ કે આજે અમે નિષ્પાપ બની ચૂક્યા છીએ." નિષ્પાપ થવાથી જ સર્વ પ્રાપ્તવ્ય પ્રાપ્ત કરી શકાય છે, વિજય પ્રાપ્ત કરવાની આ ચાવી છે. પાપથી ઉન્નતિ પ્રાપ્ત થવાનો જે ભાસ થાય છે તે કેવળ ભાસમાત્ર જ છે. તેમાં ઉંડી અવનતિનાં બીજ રહેલાં છે. તેથી પાઠકોએ એ યાદ રાખવું જોઇએ કે વેદની આજ્ઞા અનુસાર નિષ્પાપ ધર્માચરણથી જે ઉન્નતિ પ્રાપ્ત થાય છે તે જ પ્રાપ્ત કરવી જોઇએ અને તે જ ચિરસ્થાયી થશે.

આગળ સાતમા સૂક્તમાં દ્વેષીને દૂર કરવો અથવા નાશ કરવાનો વિષય છે, તે સૂક્ત પોતે જ સ્પષ્ટ હોવાથી તેની વધુ સ્પષ્ટતા કરવાની આવશ્યકતા રહેતી નથી. અધ્યાત્મ ભૂમિકામાં આ શત્રુઓ કુવિચાર, રોગ ઇત્યાદિ છે. આધિભૌતિક ભૂમિકામાં દુર્જન શત્રુ છે. બન્ને સ્થળોમાં જે જે શત્રુઓ નિવાસ કરતા હોય તેમને દૂર કરવા જોઇએ, ત્યારે જ વિજય પ્રાપ્ત થઇ શકે છે.

### વિજય

આઠમા સૂક્તમાં પોતાના વિજય પ્રાપ્તિનો એક મંત્ર છે. તે પ્રત્યેક વૈદિકધર્મીઓએ કંઠસ્થ કરવા યોગ્ય છે. હવે તે મંત્ર જોઇએ—

**अस्माकं जितं, उद्भिन्नं, ऋतं, तेजः, ब्रह्मः, स्वः, यज्ञः, पशवः, प्रजा, वीराः ॥** (મં. ૮।૧)

આ મંત્રનો પ્રત્યેક શબ્દ અત્યંત મહત્વપૂર્ણભાવથી યુક્ત હોવાને લીધે અહીં પ્રત્યેક શબ્દનો વિશેષ વિચાર કરીએ— (**जितं**) આ સર્વ પ્રકારના શત્રુઓ પર વિજય થયો છે. આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક શત્રુઓ પર વિજય પ્રાપ્ત કરવા માટે આપણી શક્તિ વધારવી જ જોઇએ. (**उद्भिन्नं**) તે આપણી સર્વ પ્રકારની અભ્યુદયથી સાધ્ય થનારી વાત છે. આપણી સંઘટના, આપણો શક્તિ-વિકાસ, આપણી અંદરની શાન્તિ, આપણાં તેજો વૃદ્ધિ વગેરેથી આ સર્વ સિદ્ધ થઇ શકે છે. પહેલો વિજય આપણા શત્રુઓ પર મેળવવો જોઇએ, પણ આપણી આંતરિક સુસ્થિતિ પર નિર્ભર રહે છે. (**ऋतं**) ઋતનો અર્થ છે સાચો, સરળ માર્ગ, સરળતા, યોગ્ય વ્યવહાર જેમાં વાંકાપણું જરા પણ ન હોય, પ્રત્યેક વ્યવહારમાં આ પ્રકારની સરળતા રહે તો જ પહેલો કહેલો વિજય પ્રાપ્ત થઇ શકે છે. (**तेजः**) તેજસ્વિતા, પ્રભાવ, ઉગ્રતા ઇત્યાદિ ગુણો વિજયના સહચારી છે. (**ब्रह्म**) સત્યજ્ઞાન, આત્મસામર્થ્ય, વિજ્ઞાન, વેદજ્ઞાન આ સર્વ તો નિઃસંદેહ ઋતની સાથે જ રહેવા જોઇએ. અનૃત, અસત્યની સાથે તેઓનો વાસ તદ્દન અસંભવ જ છે (**स्वः सु-वरः**) આત્માનો પ્રકાશ, આપણો યશ, આપણા પુણ્યકર્મથી પ્રાપ્ત થનારો પુણ્યલોક. (**यज्ञः**) દેવપૂજા સંગતિકરણ અને દાનરૂપ શ્રેષ્ઠકર્મ, આ સર્વની સ્થિતિ અને ઉન્નતિ યજ્ઞથી જ થઇ શકે છે. (**पशवः**) ગાયો, બળદો, ઘોડાઓ ઇત્યાદિ પશુઓ મનુષ્યનો વૈભવ વધારે છે. (**प्रजाः**) સંતતી, પુત્ર પુત્રી વગેરે અથવા પ્રજાજન, (**वीराः**) વીરપુત્ર તથા વીર્યવાન્ લોકો અથવા શૂરવીર. પાઠક સારી રીતે વિચાર કરશે તો તેને સમજાશે કે આ સર્વ વિજયના સહચારી, સાથસારી ગણો છે. પાઠકોને સાનુરોધ પ્રાર્થના કરવામાં આવે છે કે તેઓ આ

મંત્ર મોઢે કરે અને સવારે તથા સાંજે તેઓ આ મંત્રથી પ્રભુરની પ્રાર્થના કરે, અને પોતાને વૈયક્તિક તેમજ સામુદાયિક વિજય પ્રાપ્ત થાય એવી પરિસ્થિતિ ઘણી જ જલદી પ્રાપ્ત થાય તેમ વર્તે અને એવી પ્રાર્થના તે પ્રભુ પાસે મનોભાવનાથી કરે.

આ આઠમા પર્યાય સૂક્તમાં જે આગળના મંત્રો છે તે તો શત્રુઓને કચરી નાખવામાં પ્રોત્સાહન આપનારા અર્થવાદના મંત્ર છે. તેથી તેમના વિષયમા વિશેષ લખવાની કોઇ આવશ્યકતા નથી જ. પાઠક પોતે જ તે વાંચીને તેનો આશય સમજી શકશે. તેના પછી છેલ્લા નવમા પર્યાય સૂક્તમાં ચાર જ વચનો છે પરંતુ તે નિત્ય સ્મરણમા રાખવા યોગ્ય મહત્વપૂર્ણ છે—

**जितं अस्माकं, उद्भिन्नं अस्माकं, विश्वा अरातीः पृतनाः। ( મ ૯૧૧ )**

" અમારો વિજય, અમારો ઉદય અને અમે શત્રુઓની સર્વ સેનાઓનો પૂર્ણ પરાભવ કરવાનુ સામર્થ્ય અમારામાં વધારીએ છીએ. " તથા—

**पुण्य सुकृतस्य लोके मा धात्। ( મં. ૯૧૨ )**

" ઇશ્વર મને પુણ્યલોકમાં ધારણ કરે. " એવો હું સદાચારી, શુદ્ધ, પૂત એટલે પવિત્ર બનીશ. " તથા—

**स्वः अगन्म, सूर्यस्य ज्योतिषा अगन्म॥ ( મં. ૯૧૩ )**

" આત્માનું તેજ પ્રાપ્ત કરીએ, સૂર્યની જ્યોતિથી મળીએ. " તથા—

**वस्योभूयाय, वसुमान् भूयासम्। वसुमान् यज्ञः। वसु वंशिषीय। ( મં. ૯૧૪ )**

" ઘણું ધન પ્રાપ્ત કરવું જોઇએ, હું ધન યુક્ત બની જાઉં એટલે કે ધનવાન બનું. કારણ કે ધનથી યજ્ઞ થાય છે, યજ્ઞમાં ખરચવા માટે મને ધન જોઇએ. "

આ ચારે ચાર મંત્રો એટલા ઉત્તમ ભાવથી પરિપૂર્ણ છે, એટલા સરળ છે અને એટલા સુબોધ છે કે માનો આ આખા કાંડનો સાર જ છે. પાઠક એનું મનન કરશે તો તેમને પણ અત્યંત આનંદ થશે અને તેમના મનનથી તેમનો પણ આત્મા ઉલ્લાસિત જ બનશે.

આશા છે કે પાઠક આ રીતે આ કાંડનું મનન કરીને આ કાંડનો જે ઉચ્ચ્યભાવ છે તે પોતાના મનમાં સ્થિર કરશે અને આ વિજય માર્ગથી ચાલીને પોતાનો, પોતાના સમાજનો, પોતાની જાતિનો અને પોતાના રાષ્ટ્રનો વિજય સંપાદન કરવાનું કાર્ય કરીને કૃત કૃત્ય થશે.

**બ્રહ્મવિદ્યા પ્રકરણ સમાપ્ત**

## અથર્વવેદ બ્રહ્મવિદ્યા–પ્રકરણનાં

# સુ ભા ષિ તો

---

અથર્વ. ૪।૧

૧ **ब्रह्म जज्ञानं प्रथमं पुरस्तात्** ( ૧ )– પૂર્વકાળમાં સર્વથી પ્રથમ બ્રહ્મ પ્રગટ થયા.

૨ **सीमतः सुरुचः वेन आवः**– પ્રકાશિત મર્યાદાઓથી જ્ઞાનીએ તેને જોયો.

૩ **सतश्च योनिमसतश्च वि वः**– ( તે જ્ઞાની ) સત્ય અને અસત્ય ના ઉત્પત્તિ સ્થાનને પ્રગટ કરે છે, સત્ય અને અસત્યના ઉત્પત્તિ સ્થાનને બતાવે છે.

૪ **प्र यो जज्ञे विद्वानस्य बन्धुः विश्वा देवानां जनिमा विवक्ति** ( ૩ ) જે વિદ્વાન તેનો ભ્રાતા છે તે સર્વ દેવોનો જન્મ કહે છે.

૫ **ब्रह्म ब्रह्मण उज्जभार मध्यात्**– બ્રહ્મના મધ્યમાંથી બ્રહ્મ પ્રગટ થયો.

૬ **नीचैः उच्चैः स्वधा अभि प्रतस्थौ**–નીચેથી તેમજ ઉપરથી પોતાની ધારક શક્તિ પ્રગટ થઇ.

૭ **स हि दिवः स पृथिव्या ऋतस्था**– ( ૪ ) તે જ દ્યુલોક અને પૃથ્વીના સત્ય નિયમોમાં રહે છે.

૮ **मही क्षेमं रोदसी अस्कभायत्**– મહાન દ્યુલોક અને પૃથ્વીને તેણે ઘરની જેમ સ્થિર બનાવ્યાં છે.

૯ **महान् मही अस्कभायद्विजातः**– મહાન દેવ પ્રગટ થયા અને તેમણે મોટા દ્યુલોકને સ્થિર કર્યો.

૧૦ **द्यां सद्म पार्थिवं रजः**– દ્યુલોક અન્તરિક્ષ અને પૃથ્વીને તેણે વિસ્તૃત ઘર જેવાં બનાવી દીધાં છે.

૧૧ **बृहस्पतिर्देवता तस्य सम्राट्** ( ૫ )– જ્ઞાનને સ્વામી પરમાત્મા તે વિશ્વનો સમ્રાટ છે

૧૨ **स बुध्न्यादाष्ट्र जनुषोऽभ्यग्रं**– પ્રગટ થવા પહેલાં તે ચારે બાજુ વ્યાપ્ત થયો છે.

૧૩ **द्युमन्तो वि वसन्तु विप्राः**– જ્ઞાની લોકો તેજસ્વી બનીને વિશેષ રીતિથી નિવાસ કરે.

૧૪ **नूनं तदस्य काव्यो हिनोति महो देवस्य पूर्व्यस्य धाम** ( ૬ )– જ્ઞાની નિશ્ચયથી આ પ્રાચીન દેવતા મહાન સ્થાનને જાણે છે.

૧૫ **एष जज्ञे बहुभिः साकमित्था**– તે જ્ઞાની આ રીતે બહુ જનોની સાથે રહે છે.

૧૬ **पूर्वे अर्धे विषिते ससन्नु**– પૂર્વ દિશામાં ( આકાશમાં સૂર્ય ) પ્રકાશ પ્રગટ થવા છતાં તેઓ ઉંઘતા રહ્યા. ( તે અજ્ઞાનીઓ પાછળ રહી જશે. )

૧૭ **अथर्वाणं पितरं देवबन्धुं बृहस्पतिं नमसाव च गच्छात्** ( ૭ )– અથર્વા, સર્વના પિતા, દેવોના ભાઇ, જ્ઞાનપતિ, પરમેશ્વરને પ્રણામ કરીને જાણશે કે તે સર્વનો પિતા છે.

૧૮ **त्वं विश्वेषां जनिता असः**–તું સર્વનો ઉત્પાદક છે.

૧૯ **कविः स्वधावान् देवः न दभायत्**– જ્ઞાની પોતાની ધારણાશક્તિથી યુક્ત દેવ કદી પણ દબાઇ જતો નથી.

અથર્વ. ૫।૬

૧ **वीरासो अत्र मा दभन्** ( ૧ )–અમારા વીર પુરુષો, પુત્રોને અહીં દબાવવામા ન આવે.

૨ तद्व एतत्पुरो दधे- આ સર્વ અમે તમારી સામે રાખીએ છીએ.

૩ तस्य स्पशो न नि मिषन्ति भूर्णयः पदे पदे पाशिनः सन्ति सेतवे (૩)- તેના (ઈશ્વરના) પકડનારા પાશ લઇને ફરતા દૂત આંખો બન્દ ન કરતાં પગલે પગલે બાંધવાને માટે પાશ લઇને ઉભા હોય છે.

૪ द्विषः अर्णवेन अधि ईयसे (૪)- શત્રુઓ પર સમુદ્ર દ્વારા ચઢાઇ કરે છે.

૫ सनिस्रसो नामासि- ચઢાઇ કરવામાં કુશળ એવું તમારૂં નામ છે.

૬ तिग्मायुधौ तिग्महेती सुशेवौ सोमारुद्राविह सुमृडतं नः (૬)-તીક્ષ્ણ શસ્ત્રોવાળા, તીક્ષ્ણ આયુધોવાળા, ઉત્તમ સેવા કરવા યોગ્ય સોમ અને રૂદ્ર અહીં અમને સુખી કરે.

૭ मुमुक्तमस्मान्दुरितादवद्यात् (૮)- અમને નિંદ્ય પાપથી મુક્ત કરો.

૮ अमृतमस्मासु धत्तं- અમારામાં અમરત્વનું ધારણ કરો.

૯ जुषेथां यज्ञं- યજ્ઞનું સેવન કરો( यज्ञ-. જ્ઞાની પુરૂષોનો સત્કાર, સંઘટન અને દુર્બળોને સહાયતા કરવી આ કાર્યો જેમાં થાય છે. )

૧૦ अमेनयस्ते येऽस्मानभ्य घायन्ति (૯)- જે અમોને સતાવે છે તેઓ શસ્ત્રહીન થઇ જાય.

૧૧ योऽस्मांश्चक्षुषा मनसा चित्त्याकूत्या च यो अघायुरभिदासात्। त्वं तानग्ने मेन्यामेनीन् कृणु (૧૦ – હે અગ્નિ! જેઓ અમને આંખ, મન, ચિત્ત અને સંકલ્પથી દાસ બનાવવાનો યત્ન કરે છે તેમને તું તારાં શસ્રોથી શસ્ત્રહીન બનાવ।

૧૨ इन्द्रस्य गृहोऽसि (૧૧)- તું ઇન્દ્રનું ઘર છે.

૧૩ इन्द्रस्य शर्मासि (૧૨)- તુ ઇંદ્રનું આશ્રયસ્થાન છે.

૧૪ इन्द्रस्य वर्मासि (૧૨)- તું ઇન્દ્રનું કવચ છે.

૧૫ इन्द्रस्य वरुथमसि (૧૪)- તું ઇન્દ્રનો રક્ષક છે.

૧૬ तं त्वा प्रपद्ये, तं त्वा प्रविशामि, सर्वगुः, सर्वपुरुषः सर्वात्मा सर्वतनूः सह यन्मेऽस्ति तेन- એ તારને હું પ્રાપ્ત કરૂં છું, તારામાં પ્રવેશ કરૂં છું, સર્વ ગતિ, સર્વ પુરૂષશક્તિ, સર્વ આત્મિક અને શારીરિકબળની સાથે જે કાંઇ મારૂં છે તે સર્વની સાથે હું તને પ્રાપ્ત થાઉં છું.

## અથર્વ. ૧૦।૮

૧ यो भूतं च भव्यं च सर्वं यश्चाधि तिष्ठति, स्वर्यस्य च केवलं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः (૧)- જે ભૂત, ભવિષ્ય સર્વનો અધિષ્ઠાતા છે તે શ્રેષ્ઠ બ્રહ્મને મારા પ્રણામ હો.

૨ आविः संनिहितं गुहा जरन्नाम महत्पदं तत्रेदं सर्वमार्पितमेजत् प्राणत्प्रतिष्ठितम् (૬)- ગુહામાં સંચાર કરનારો જે મહત્ પદ છે તે સમીપ પણ પ્રગટ છે, કંપનારો, પ્રાણવાન જે છે તે સર્વ તેમાં પ્રતિષ્ઠિત છે.

૩ अर्धेन विश्वं भुवनं जजान, यदस्यार्धं क तद्बभूव (૭)- પોતાના અર્ધા ભાગથી તેણે સર્વ ભૂવનો નિર્માણ કર્યા છે, અને બીજો અર્ધો ભાગ ક્યાં રહેલો છે?

૪ अयातमस्य दद्दशे न यातं परं नेदीयोऽवरं दवीयः (૮)- તેની ચાલ દેખાતી નથી પરંતુ તેની ગતિ દેખાય છે અને બીજો અર્થ એવો થાય કે તેનો દૂરનો ભાગ સમીપ દેખાય છે જ્યારે તેનો નજીકનો ભાગ જે છે તે ઘણો દૂર દેખાય છે.

૫ तिर्यग्बिलश्चमस ऊर्ध्वबुध्नः तस्मिन्यशो निहितं विश्वरूपं (૯)- ત્રાંસા મુખવાળો કળશપર નીચેનો ભાગ ઉલટો કરીને રાખેલો છે. તેમાં વિશ્વરૂપ યશ રાખેલો છે. (शास्तिरकः:- વિશ્વરૂપ યશ છે. )

૬ तदा सत ऋषयः सप्त साकं ये अस्य गोपा महतो बभूवु- તેનામાં સાત ઋષિઓ સાથે રહે છે, જેઓ આ મહાનના રક્ષક બને છે. (સાત ઋષિ- બે આંખ, બે કાન, બે નસકોરાં અને એક મોઢું. )

૭ या पुरस्ताद्युज्यते या च पश्चाद्या विश्वतो युज्यते या च सर्वतः (૧૦)- જે શક્તિ આગળથી અને પાછળથી તથા સર્વ બાજુથી ચલાવે છે, તે મહાશક્તિ છે.

૮ यदेजति पतति यच्च तिष्ठति प्राणदप्राणन्निमिषच्च यत् भुवत्। तद्दाधार पृथिवीं विश्वरूपं तत्संभूय भवत्येकमेव (૧૧)- જે કંપે છે, પડે છે, સ્થિર રહે છે, જે પ્રાણ ધારણ કરે છે, જે પ્રાણ રહિત છે, જે આંખની ઉઘાડ મીંચ કરે છે, જે થાય છે તેમાં પૃથ્વીનું

ધારણ થાય છે, તે વિશ્વરૂપ છે. તે સર્વ મળીને એકજ બને છે.

૯ **अनन्तं विततं पुरुत्रा** ( ૧૨ ) અનન્ત ચારે બાજુ ફેલાએલો છે.

૧૦ **अनन्तं अन्तवच्च समन्ते**-અનન્ત અને અન્તમય આ બન્ને સાથે મળેલા છે.

૧૧ **ते नाकपालश्चरति विचिन्वन् विद्वान् भूतमुत भव्यमस्य**-આ ભૂત, ભવિષ્યનો જાણનારો અને તેનો વિચાર કરનારો સ્વર્ગ રક્ષક બનીને વિચરે છે.

૧૧ **प्रजापतिश्चरति गर्भे अन्तर् अदृश्यमानो बहुधा विजायते** ( ૧૩ ) અદૃશ્ય પ્રજાપાલક ગર્ભની અંદર સંચાર કરે છે અને ઘણા પ્રકારે ઉત્પન્ન થાય છે.

૨૩ **अर्धेन विश्वं भुवनं जजान यदस्यार्धं कतमः स केतुः**-અર્ધ ભાગથી સર્વ ભુવનો ઉત્પન્ન કર્યા અને તેનો અર્ધો ભાગ જે બાકી રહ્યો તેનું શું ચિન્હ છે. ?

૧૪ **पश्यन्ति सर्वे चक्षुषा, न सर्वे मनसा विदुः**-( ૧૪ ) સહુ તેને આંખથી જુએ છે પરંતુ સર્વ તેને મનથી જાણતા નથી

૧૫ **दूरे पूर्णेन वसति, दूर ऊनेन हीयते** ( ૧૫ )-પૂર્ણતાથી દૂર રહે છે પણ તે ન્યૂનતાથી રહિત હોય છે.

૧૬ **महद्यक्षं भुवनस्य मध्ये तस्मै बलिं राष्ट्रभृतो भरन्ति**- મહા પૂજનીય દેવ ભુવનની મધ્યમાં છે, તેને માટે રાષ્ટ્રસેવકો પોતાનું બળ અર્પણ કરે છે.

૧૭ **यतः सूर्य उदेति अस्तं यत्र च गच्छति, तदेव मन्येऽहं ज्येष्ठं तदुनात्येति किंचन** ( ૧૬ )- જ્યાંથી સૂર્ય ઉગે છે અને જ્યાં અસ્ત થાય છે તેજ શ્રેષ્ઠ છે એમ હું માનું છું. તેની અવજ્ઞા કોઇ પણ કરી શકતું નથી.

૧૮ **ये अर्वाङ्मध्य उत वा पुराणं वेदं विद्वांसमभितो वदन्ति** (૧૭)- જે વર્તમાન, મધ્યયુગ કે પુરાણકાળના વેદને જાણનારા વિદ્વાનોની ચારે બાજુ પ્રશંસાનાં ગીતો ગાય છે.

૧૯ **स देवान्त्सर्वानुरस्युपदद्य संपश्यन् याति भुवनानि विश्वा** (૧૮)-તે સર્વ દેવોને પોતાની છાતીપર લઇને ભુવનોનું નિરીક્ષણ કરતો કરતો સંચાર કરે છે.

૧૪ **सत्येन ऊर्ध्वस्तपति ब्रह्मणार्वाङ् विपश्यति** ( ૧૯ )- સત્યથી ઉપર તપે છે, જ્ઞાનથી નીચે જુએ છે.

૧૫ **प्राणेन तिर्यङ् प्राणति, यस्मिन् ज्येष्ठमाधिश्रितम्** - પ્રાણથી ત્રાંસો પ્રાણ લે છે, ( એટલે કે શ્વાસ લે છે. ) જેનામાં જ્યેષ્ઠ બ્રહ્મ રહે છે.

૧૬ **स विद्वान् ज्येष्ठं मन्येत, स विद्याद्ब्राह्मणं महत्** ( ૨૦ )– તે વિદ્વાન જ્યેષ્ઠ બ્રહ્મને જાણે છે, તે સંદેહ વગર મહાન બ્રહ્મ જાણે છે.

૧૭ **शतं सहस्रं अयुतं न्यर्बुदमसंख्येयं स्व अस्मिन् निविष्टं** ( ૨૪ )- સો, હજાર, દશહજાર, લાખ અથવા અસંખ્ય સ્વપ્રકાશ તેમાં વસે છે.

૧૮ **तदस्य घ्नन्ति अभिपश्यत एव, तस्माद्देवो रोचत एष एतत्**- તેનાં જોવા સાથે આ શક્તિ આઘાત કરે છે, જેનાથી તે દેવ આ પ્રકાશને પ્રકાશિત કરે છે

૧૯ **बालादेकमणीयस्कं उतैकं नेव दृश्यते** (૨૫)-એક વાળથી પણ સૂક્ષ્મ છે જ્યારે બીજો તો દેખાતોજ નથી.

૨૦ **ततः परिष्वजीयसी देवता सा मम प्रिया**-બન્ને બાજુ આલિંગન આપનારી તેનાથી તે જુએ છે, તે મને પ્રિય છે.

૨૧ **इयं कल्याण्यजरा मर्त्यस्यामृता गृहे, यस्मै कृता शये स यश्चकार जजार सः** ( ૨૬ )- આ કલ્યાણ કરનારી જરા રહિત, મર્ત્યને ઘેર અમર શક્તિ છે, જેને માટે તે કરવામાં આવે છે તે ઉંઘે છે, જે કરે છે તે પૂર્ણ આયુષ્ય સુધી જીવે છે.

૨૨ **त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी, त्वं जीर्णो दण्डेन वञ्चसि, त्वं जातो भवसि विश्वतोमुखः** ( ૨૭ )- તું સ્ત્રી છે, તું પુરુષ છે, તું કુમાર છે, તું કુમારી પણ છે, તું વૃદ્ધ બનીને હાથમાં લાકડી લઇને જાય છે, તું પ્રગટ થઇને સર્વ બાજુ મુખ કરનારો હોય છે.

૨૩ **उतैषां पितोत वा पुत्र एषां, उतैषां ज्येष्ठ उत वा कनिष्ठः, एको ह देवो मनसि प्रविष्टः प्रथमो जातः स उ गर्भे अन्तः** ( ૨૮ )- તું તેનો પિતા પણ છે અને પુત્ર પણ છે, તેનો જ્યેષ્ઠ અને કનિષ્ઠ પણ છે, મનમાં પ્રવેશ કરીને રહેનારો તે એક દેવ છે. તે પ્રથમ ઉત્પન્ન થયો અને ફરીથી તે ગર્ભમાં આવેલો છે.

૨૪ **पूर्णात्पूर्णमुदचति पूर्णं पूर्णेन सिच्यते** ( ... )- પૂર્ણથી પૂર્ણનો ઉદય થાય છે અને પૂર્ણજ ... સિંચાય છે.

૨૫ उतो तदस्य विद्याम यतस्तत्परिषिच्यते- આજે આપણે એ જાણીએ કે તે જ્યાંથી સિંચાય છે.

૨૬ एषा सनत्नी, सनमेव जाता एषा पुराणी परि सर्वं बभूव ( ૩૦ )- આ સનાતનશક્તિ સનાતન-કાળથી જ છે, આ પુરાણી શક્તિ સર્વને ઘેરી રહેલ છે.

૨૭ मही देवी उषसो विभाति सैकेनैकेन मिषता विचष्टे- આ મહાદેવી ઉષાઓને પ્રકાશ આપે છે અને પ્રત્યેક પ્રાણીની સાથે રહે છે.

૨૮ आविर्वै नाम देवता ऋतेनास्ते परिवृता तस्या रूपेणेमे वृक्षा हरिता हरितस्रजः ( ૩૧ )- રક્ષણ કરનારી આ દેવતા ઋતુઓથી ઘેરાએલી છે, તેના રૂપથી આ વૃક્ષો લીલાં અને લીલાં પાદડાંઓવાળા બનેલાં છે

૨૯ अन्ति सन्तं न जहाति, अन्ति सन्तं न पश्यति, पश्य देवस्य काव्यं न ममार न जीर्यति ( ૩૨ )— સમીપ હોવાથી તે છોડતો નથી, સમીપ હોવાને કારણે તે જોતો નથી, દેવોનું કાવ્ય જે કદી જુનું થતું નથી અથવા કદી મરતું નથી તેને આપણે જોઇએ.

૩૦ अपूर्वेणेषिता वाचस्ता वदन्ति यथायथम्, वदन्तीर्यत्र गच्छन्ति तदाहुः ब्राह्मणं महत् ( ૩૩ )- જેની પહેલાં કોઈ થયું નથી, તેનાથી પ્રેરિત થએલી આ વાચાઓ છે, તેઓ યથાયોગ્ય વર્ણન કરે છે. બોલતી બોલતી જે ત્યાં પહોંચે છે જ્યાં મહાન બ્રહ્મ છે એમ કહે છે.

૩૧ यत्र देवाश्च मनुष्याश्च अरा नाभाविव श्रिताः अपां त्वा पुष्पं पृच्छामि यत्र तन्मायया हितम् ( ૩૪ )- જ્યાં દેવો અને મનુષ્યો, કેન્દ્રમાં બેસાડેલા આરાની જેમ આશ્રય કરીને રહે છે. આપ તત્વ ( પાણીવાળા ) ફૂલને હું પૂછું છું કે જ્યાં તે માયાથી આચ્છાદિત થઈને રહે છે.

૩૨ इमामेषां पृथिवीं वस्त एकोऽन्तरिक्षं पर्येको बभूव ( ૩૬ )- તેમાંનો પૃથ્વી પર રહે છે, એક અન્તરિક્ષને વ્યાપી રહે છે.

૩૩ दिवमेषां ददते यो विधर्ता विश्वा आशाः प्रति रक्षन्त्येके- તેઓમાં જે વિશેષ ધારક છે તેઓ દ્યુલોકને ધારણ કરે છે અને સર્વ દિશાઓનું રક્ષણ કરે છે.

૩૪ यो विद्यात्सूत्रं विततं यस्मिन्नोताः प्रजा इमाः सूत्रं सूत्रस्य यो विद्यात् स विद्यात् ब्राह्मणं महत् ( ૩૭ )- જે દોરામાં સર્વ પ્રજાઓ પરોવાએ છે તે સૂત્રને જે જાણે છે અને જે સૂત્રના સૂત્રને પણ જાણે છે તે મહાન બ્રહ્મને જાણે છે.

૩૪ वेदाहं सूत्रं विततं यस्मिन्नोताः प्रजा इमाः। सूत्रं सूत्रस्याहं वेदाथो यत् ब्राह्मणं महत् ( ૩૮ )- હું તે સૂત્રને જાણું છું જેમાં સર્વ પ્રજાઓ પરોવાએ છે, સૂત્રના સૂત્રને પણ હું જાણું છુ અને મહાન્ બ્રહ્મને પણ હુ જાણું છું.

૩૫ निवेशनः संगमनो वसूनां देव इव सविता सत्यधर्मा, इन्द्रो न तस्थौ समरे धनानाम् ( ૪૨ )- સત્યધર્મથી યુક્ત સવિતા દેવની સમાન સર્વ પ્રકારના ધનને આપનારો અને નિવાસનો જે હેતુ છે તે ધનોના યુદ્ધમાં ઇન્દ્રની જેમ સ્થિર રહે છે.

૩૬ पुण्डरीकं नवद्वारं त्रिभिर्गुणेभिरावृतं, तस्मिन्यद्यक्षमात्मन्वत् तद्वै ब्रह्मविदो विदुः ( ૪૩ )- નવ દ્વારવાળું કમળ ત્રણ ગુણોથી ઘેરાએલું છે, તેઓમાં જે આત્મવાન પૂજ્ય દેવ છે, તેને બ્રહ્મજ્ઞાનીઓ જાણે છે.

૩૭ अकामो धीरो अमृतः स्वयंभूः रसेन तृप्तो न कुतश्चनोनः ( ૪૪ )- નિષ્કામ, ધીર, અમર, સ્વયંભૂ, રસથી સંતુષ્ટ તે પરમાત્મા છે. તે કોઇ પણ સ્થાને ન્યૂન નથી

૩૮ तमेव विद्वान् न बिभाय मृत्योरात्मानं धीरमजरं युवानम्- તેને જાણનારો મૃત્યુથી ડરતો નથી, જે ધીર અજર અને યુવાન છે.

## અથર્વ. ૧૧।૭

૧ उच्छिष्टे नाम रूपं चोच्छिष्टे लोक आहितः ( ૧ )- ઉર્ધ્વભાગમાં અવશિષ્ટ આત્મામાં નામ રૂપ અને લોક રહે છે.

૨ उच्छिष्टे इन्द्रश्चाग्निश्च विश्वमन्तः समाहितं- ઉર્ધ્વભાગમાં અવશિષ્ટ આત્મામાં ઇન્દ્ર, અગ્નિ અને સર્વ વિશ્વ સમાએલ છે.

૩ उच्छिष्टे द्यावापृथिवी विश्वं भूतं समाहितं ( ૨ )- ઉર્ધ્વભાગમાં અવશિષ્ટ આત્મામાં દ્યુ, પૃથ્વી વગેરે જે સર્જાયું છે તે સમાએલુ છે.

૪ सन्नुच्छिष्टे असंश्चोभौ ( ૩ )- સત્ અને અસત્ બન્ને ઉચ્છિષ્ટમાં રહે છે.

૫ नाभिमिव सर्वतश्चक्रं उच्छिष्टे देवताः श्रिताः ( ૪ )- કેન્દ્રના આધાર પર જેમ ચક્ર રહે છે તેમ ઉચ્છિષ્ટના આશ્રયે સર્વ દેવતાઓ રહે છે.

૬ नव भूमीः समुद्रा उच्छिष्टेऽधि श्रिताः दिवः ( ૧૪ )- નવભૂમિઓ, સર્વ સમુદ્રો, દ્યુલોક પણ ઉચ્છિષ્ટને આશ્રયે રહે છે.

૭ आ सूर्यो भात्युच्छिष्टे- સૂર્ય ઉચ્છિષ્ટના આશ્રયે રહીને પ્રકાશે છે

૮ स क्षियति विश्वस्येशान.(૧૬)- તે વિશ્વનો ઈશ્વર સર્વત્ર નિવાસ કરે છે.

૯ ऋत सत्य तपो राष्ट्रं श्रमो धर्मश्च कर्म च, भूत भविष्यदुच्छिष्टे वीर्यं लक्ष्मीर्बलं बले (૧૭)- ઋત, સત્ય, તપ, રાષ્ટ્ર, શ્રમ, કર્મ, ધર્મ, ભૂત, ભવિષ્ય, વીર્ય, લક્ષ્મી, ભગવાનમા રહેલુ બળ તે સર્વ ઉચ્છિષ્ટમા જ રહેલુ છે.

૧૦ समृद्धिरोज आकूतिः क्षत्रं राष्ट्रं षडुर्व्यः। संवत्सरोऽध्युच्छिष्ट इडा प्रैषा ग्रहा हविः। (૧૮)- સમૃદ્ધિ, શક્તિ, સંકલ્પ, ક્ષાત્રબળ, રાષ્ટ્ર, ૭ ભૂમિઓ, સંવત્સર, અન્ન, યજ્ઞ, હવિ આ સર્વ ઉચ્છિષ્ટમા રહેલ છે

૧૧ अभ्राणि विद्युतो वर्षमुच्छिष्टे संश्रिता श्रिता (૨૧)- મેઘ, વિદ્યુત, વૃષ્ટિ આ સર્વ ઉચ્છિષ્ટને આશ્રયે રહેલા છે.

૧૨ राद्धिः प्राप्तिः समाप्तिः व्याप्तिर्मह एधतु, अत्याप्तिरुच्छिष्टे भूतिः चाहिता निहिता हिता (૨૨)- સિદ્ધિ, પ્રાપ્તિ, સમાપ્તિ, વ્યાપ્તિ, મહત્વ, વૃદ્ધિ, અતિપ્રાપ્તિ, ઐશ્વર્ય આ સર્વ ઉચ્છિષ્ટમા રહેલા છે.

૧૩ यच्च प्राणेन प्राणति, यच्च पश्यति चक्षुषा, उच्छिष्टाज्जज्ञिरे सर्वे दिवि देवा दिविश्रितः (૨૩)- જે પ્રાણથી પ્રાણનો વ્યાપાર કરે છે, જે આંખથી જુએ છે અને દ્યુલોકના આશ્રયે રહેતા સર્વ દેવો ઉચ્છિષ્ટથી જ નિર્માણ થયા છે.

૧૪ ऋचः सामानि छन्दांसि पुराणं यजुषा सह, उच्छिष्टाज्जज्ञिरे सर्वे (૨૪)- ઋચા, સામ, છન્દ, પુરાણ, યજુની સાથે આ સર્વ ઉચ્છિષ્ટમાંથી ઉત્પન્ન થયા છે

૧૫ प्राणापानौ चक्षुः श्रोत्रं अक्षितिश्च क्षितिश्च या, उच्छिष्टाज्जज्ञिरे सर्वे (૨૫)- પ્રાણ, અપાન, આંખ, કાન, લૌકિક અને અલૌકિક આ સર્વ ઉચ્છિષ્ટથી ઉત્પન્ન થયા છે

૧૬ आनन्दा मोदाः प्रमुदो अभीमोदमुदश्च ये उच्छिष्टाज्जज्ञिरे सर्वे (૨૬) આનંદ, મોદ, પ્રમોદ, પ્રત્યક્ષ આનંદ આ સર્વ ઉચ્છિષ્ટથી ઉત્પન્ન થયાં છે

૧૭ देवा पितरो मनुष्या गन्धर्वाप्सरसश्च ये, उच्छिष्टाज्जज्ञिरे सर्वे दिवि देवा दिविश्रित (૨૭)- દેવ, પિતર, મનુષ્ય, ગન્ધર્વ, અપ્સરા આ સર્વ ઉચ્છિષ્ટમાંથી ઉત્પન્ન થયા છે તેમજ જે દેવો દ્યુલોકમા રહે છે તેઓ પણ તેમાંથી જ પ્રગટ થયા છે.

અથર્વ. ૬।૬૬

૧ तद् ब्राह्मणं पुनरस्मानुपैतु (૧)- તે બ્રહ્મજ્ઞાન ફરીથી અમારી પાસે આવી જાય

અથર્વ. ૨।૧

૧ वेनस्तत्पश्यत्परमं गुहा यत्, यत्र विश्वं भवत्येकरूपम् (૧)- જ્ઞાની તેને જુએ છે, જે ગુફામા પરમ સ્થાનમાં રહે છે અને જેમાં સર્વ વિશ્વ એકરૂપ થાય છે.

૨ प्र तद्वोचेदमृतस्य विद्वान् गन्धर्वो धाम परमं गुहा यत् (૨)- જે હૃદયની ગુફામા છે, તેમાં રહેનારા અમૃતના શ્રેષ્ઠ તત્વના વિષયમાં જ્ઞાની જ કહી શકે છે.

૩ त्रीणि पदानि निहिता गुहास्य यस्तानि वेद स पितुष्पितासत्- તેના ત્રણ પગ હૃદયની ગુફામા છે તે જે જાણે છે તે પિતાનો પિતા હોય છે

૪ स नः पिता जनिता स उत बन्धुः (૩)- તે અમારો પિતા છે, જનક છે અને બન્ધુ પણ છે.

૫ धामानि वेद भुवनानि विश्वा- તે સર્વ ભુવનો અને સ્થાનોને જાણે છે.

૬ यो देवानां नामध एक एव - સર્વ દેવોનાં નામ ધારણ કરનારો તે એકજ છે.

૭ तं सम्प्रश्नं भुवना यन्ति सर्वा- તે ઉત્તમ પ્રકારે પ્રશ્નો પૂછવાને યોગ્ય એવા પરમાત્માની નજીક સર્વ ભુવનો જાય છે

૮ परि द्यावापृथिवी सद्य आयं उपातिष्ठे प्रथमजामृतस्य (૪)- સર્વ દ્યાવા પૃથ્વી ફરીને ઋતુઓના પ્રવર્તકની પાસે હું પહોંચ્યો છુ.

૯ भुवनेष्ठा धास्युरेष - તે ભુવનોમા રહેનારા સર્વનો આધાર છે.

૧૦ परि विश्वा भुवनान्यायमृतस्य तन्तुं विततं दृशे कम् (૫)- સર્વ ભુવનોમાં હું ફર્યો અને સર્વત્ર ફેલાએલા ઋતુઓના સુત્રને મે સુખદાયક રૂપમા જોયુ.

૧૧ यत्र देवा अमृतमानशानाः समाने योनावध्यैरयन्त- સર્વ દેવ અમૃતનો સ્વીકાર કરતા કરતાં આના જેવા ઉત્પત્તિ સ્થાનમા રહે છે.

અથર્વ. ૨।૨

૧ दिव्यो गन्धर्वो भुवनस्य यस्पतिरेक एव नमस्यो विक्ष्वीड्यः ( १ )– દિવ્ય આધાર આપનારા ભુવનોનો એક સ્વામી આ જગતમાં એકજ નમસ્કાર કરવા યોગ્ય પરમેશ્વર છે.

૨ तं त्वा यौमि ब्रह्मणा दिव्य देव नमस्ते अस्तु, दिवि ते सधस्थं– એવો તું! તને જ્ઞાનદ્વારા હું મળુ છું. હે દિવ્ય દેવ, તને નમસ્કાર હો. તારૂં સ્થાન દ્યુલોકમાં છે.

૩ दिवि स्पृष्टो यजतः सूर्यत्वक् अवयाता हरसो दैव्यस्य ( २ )– દ્યુલોકમાં પ્રાપ્ત થનારા પૂજ્ય સૂર્યની સમાન તેજસ્વી અને દિવ્ય આપત્તિને દૂર કરનારો તેજ છે

૪ मृडाद्गन्धर्वो भुवनस्य यस्पतिः एक एव नमस्यः सुशेवाः–જે ભૂમિનો આધાર, ભુવનોનો એક સ્વામી, નમસ્કાર કરવાને એકજ માત્ર યોગ્ય અને ઉત્તમ સેવા કરવા યોગ્ય છે તે સર્વને આનંદ આપો.

અથર્વ. ૨।૩૨

૧ इदं जनासो विदथ महद्ब्रह्म वदिष्यति ( १ )– લોકો! તમે જાણો કે તે મહાન બ્રહ્મ વિષે તમને કહેશે.

૨ न तत् पृथिव्यां नो दिवि येन प्राणन्ति वीरुधः –તે પૃથ્વી પર નથી તેમજ દ્યુલોકમાં પણ નથી, જેનાથી વનસ્પતિઓ જીવન પ્રાપ્ત કરે છે.

અથર્વ. ૬।૧

૧ दोषो गाय, बृहद् गाय, द्युमद्धेहि ( १ )– રાત્રીને સમયે ભજન કર, ખૂબ ભજન કર, તેજસ્વી દેવની ધારણા કર.

૨ आथर्वण स्तुहि देवं सवितारम्– હે આથર્વણ! સવિતા દેવનું સ્તવન કર. ( સવિતા-પોતામાંથી સર્વને ઉત્પન્ન કરનારો દેવ )

૩ तमु ष्टुहि यो अन्तः सिन्धौ सूनुः ( २ )– તેની સ્તુતિ કર જે આ મહાન સમુદ્રમાં પ્રેરણા આપનારો દેવ છે.

૪ सत्यस्य युवानमद्रोघवाचं सुशेवम्– સત્યના પ્રેરક યુવા, ઉત્તમ સેવા કરવા યોગ્ય, દ્રોહ રહિત ભાષણ કરનારાની સ્તુતિ કર.

૬ स घा नो देवः सविता साविषदमृतानि भूरि, उभे सुष्टुती सुगातवे ( ३ )–તે સર્વ પ્રેરક દેવ, બન્ને પ્રકારની સ્તુતિ કરવા યોગ્ય, ઉત્તમ માર્ગ પરથી અમે જઈએ, તેથી તે અમૃત જેવું અત્યંત સુખ આપે છે.

અથર્વ. ૭।૪૦

૧ यस्य व्रतं पशवो यन्ति स[illegible]
तिष्ठन्त आपः, यस्य व्रते पुष्टपति[illegible]
न्तमवसे हवामहे ( १ )– સર્વ પ[illegible]
ચાલે છે, જેના નિયમથી જળના પ્રવા[illegible]
નિયમમાં પોષણકર્તા નિવાસ કરે છે, તે[illegible]
અમે અમારા રક્ષણ માટે પ્રાર્થના કરી[illegible]

૨ आ प्रत्यञ्चं दाशुषे दाश्वंसं [illegible]
रयिष्ठां, रायस्पोषं श्रवस्युं वसान[illegible]
रयीणाम् ( २ )– દાતાને દાન દેનારા[illegible]
રસવાળા, ઐશ્વર્યવાન, ધનથી પોષણ ક[illegible]
સમાન પરમાત્મા દેવની અમે અહિં[illegible]
કરીએ છીએ

અથર્વ. ૧।૨૦

૧ अदारसृद् भवतु देव सोम [illegible]
દેવ! અમારામાં અંદર અંદર ફૂટ ન [illegible]

૨ अस्मिन्यज्ञे मरुतो मृडता न[illegible]
યજ્ઞમાં અમને સુખી રાખ.

૩ मा नो विददभिभा मो अशस्ति[illegible]
પાસે ન આવે અને અકીર્તિ અમે પ્રાપ્ત[illegible]

૪ मा नो विदद्वृजिना द्वेष्या या[illegible]
કરનારા અમારી પાસે ન આવે.

૫ यो अद्य सेन्यो वधोऽघायून[illegible]
मित्रावरुणौ अस्मद्यावयतं परि [illegible]
પાપીઓનો સેનાથી વધ થઇ રહ્યો છે, તે[illegible]
વરુણ! અમને દૂર રાખો.

૬ इतश्च यदमुतश्च यद्वधं वरुण[illegible]
વરુણ! અહીંથી અને ત્યાંથી જે વધ થ[illegible]
દૂર કર.

૭ वि महच्छर्म यच्छ– મહાન શ[illegible] ( १ )
૮ वरीयो यावया वधं– શત્રુને [illegible]
૯ शास इत्था महां अस्यमि[illegible]
( ४ )– આ પ્રમાણે તું મહાન શાસક છે[illegible]
કરનારો તથા સ્વયં અપરાજીત છો.

૧૦ न यस्य हन्यते सखा न [illegible]
જેનો મિત્ર કદી મરાતો નથી અથવા[illegible]
થતો નથી.

અથર્વ. ૬।૩૬

**१ ऋतावानं वैश्वानरं ऋतस्य ज्योतिषस्पतिं अजस्रं घर्ममीमहे (१)**- સત્ય યુક્ત, સત્ય પ્રકાશના સ્વામી, નિરંતર પ્રકાશવાળા, સર્વ વિશ્વના નેતા, યજ્ઞ સ્વરૂપ, ઇશ્વરને અમે પ્રાપ્ત કરીએ એવી ઇચ્છા કરીએ છીએ.

**२ स विश्वा प्रति चाक्लृप, ऋतूंरुत्सृजते वशी, यज्ञस्य वयं उत्तिरन् (२)**- તે સર્વને સામર્થ્યવાન્ બનાવે છે, તે કાબુમાં રાખનારો ઋતુઓને ઉત્પન્ન કરે છે અને યજ્ઞને માટે ઉત્તમ અન્ન તૈયાર કરાવે છે.

**३ अग्निः परेषु धामसु कामो भूतस्य भव्यस्य सम्राडेको विराजति (३)**-ભૂત અને ભવિષ્યમાં ઉત્પન્ન થનારા જગતની કામના પૂર્ણ કરનારો, એક સમ્રાટ્ અગ્નિ દૂર દૂરના સ્થાનોમાં વિરાજે છે.

અથર્વ. ૭।૨૪

**१ तदस्मभ्यं सविता सत्यधर्मा प्रजापतिरनुमतिर्नि यच्छात् (१)**- સત્ય ધર્મનો પાલક, સર્વ જગતને ઉત્પન્ન કરનારો પ્રજાપતિ અનુકુળ બુદ્ધિવાળો બનીને અમને સુખ આપો.

અથર્વ. ૭।૨૫

**१ यस्येदं प्रदिशि यद्विरोचते प्र चानति वि चचष्टे शचीभिः, पुरा देवस्य धर्मणा सहोभिर्विष्णुमगन् वरुणं पूर्वहूतिः (२)**- દિશા તથા ઉપદિશાઓમાં જ પ્રકાશે છે, જે પ્રાણ ધારણ કરે છે તે દેવનાધર્મથી, બળથી તથા શકિતઓથી જેને જોઇ શકાય છે, તે વ્યાપક શ્રેષ્ઠ દેવની સર્વથી પ્રથમ પ્રાર્થના કરનારો બનીને હું તેને પ્રાપ્ત કરું છું

અથર્વ. ૪।૧૧

**[illegible]न् दाधार पृथिवीमुत द्याम् (१)**- [illegible]વાન્ ઇશ્વરે ) પૃથ્વી અને દ્યુલોકનું ધારણ

**५ भूतं भविष्यद् भुवना दुहानः सर्वा देवानां चरति व्रतानि (२)**- ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના સર્વ પદાર્થોનું નિર્માણ કરીને તે દેવોના સર્વ વ્રતોને ચલાવે છે.

**६ इन्द्रो जातो मनुष्येष्वन्तः, घर्मस्तप्तश्चरति शोशुचानः (३)**-ઇન્દ્ર મનુષ્યની અન્દર પ્રગટ થયો છે, તપનારા સૂર્યની જેમ પ્રકાશનારો તે ચાલે છે.

**७ सुप्रजाः सन्त्सं उदारे न सर्पद्यो नाश्नीयाद-नडुहो विजानन्**- આ સંચાલકને જાણતાં જાણતાં જે પોતાના કામ અર્થે ભોગ ન ભોગે તે ઉત્તમ પ્રજાવાન બનીને દેહપાત પછી અહીં તહીં ભટકતો નથી.

**८ अनड्वान् दुहे सुकृतस्य लोके (४)**–આ સર્વાધાર ઇશ્વર પુણ્યલોકમાં ફળ આપે છે.

**९ यस्य नेशे यज्ञपतिर्न यज्ञः (५)**- યજ્ઞપતિ તેનો સ્વામી નથી અથવા તો યજ્ઞ તેનો સ્વામી નથી

**१० नास्य दातेशे न प्रतिग्रहीता**- દાતા અથવા દાન લેનારો તેનો સ્વામી નથી.

**११ यो विश्वजित्, विश्वभृत्, विश्वकर्मा**- તે વિશ્વ ધારક, વિશ્વપોષક અને વિશ્વકર્મા છે.

**१२ येन देवाः स्वरारुरुहुः हित्वा शरीरं, अमृतस्य नाभिम् (६)** - જેની સહાયતાથી દેવ શરીર ત્યાગ કરીને અમૃતના કેન્દ્રરૂપ આત્મીય પ્રકાશના સ્વર્ગીય સ્થાન પર ચઢે.

**१३ इन्द्रो रूपेणाग्निः वहेन प्रजापतिः, परमेष्ठी विराट् (७)** - ઇન્દ્ર પોતાના રૂપથી અગ્નિ બન્યો છે. સર્વ વિશ્વને ઉંચકી રાખવાથી પ્રજાપતિ પરમેષ્ઠી અને વિરાટ્ બન્યો છે.

**१४ सोऽदृंहयत्, सोऽधारयत**- તે સર્વને દઢ બનાવે છે, તે સર્વને ધારણ કરે છે.

અથર્વ. ૪।૧૬

[illegible] (१)..

અથર્વ. ૨।૨

१ दिव्यो गन्धर्वो भुवनस्य यस्पतिरेक एव नमस्यो विक्ष्वीड्यः ( १ )– દિવ્ય આધાર આપનારા ભુવનોનો એક સ્વામી આ જગતમાં એકજ નમસ્કાર કરવા યોગ્ય પરમેશ્વર છે.

२ तं त्वा यौमि ब्रह्मणा दिव्य देव नमस्ते अस्तु, दिवि ते सधस्थं– એવો તું! તને જ્ઞાનદ્વારા હું મળું છું. હે દિવ્ય દેવ, તને નમસ્કાર હો. તારૂં સ્થાન દ્યુલોકમાં છે.

३ दिवि स्पृष्टो यजतः सूर्यत्वक् अवयाता हरसो दैव्यस्य ( २ )– દ્યુલોકમાં પ્રાપ્ત થનારા પૂજ્ય સૂર્યની સમાન તેજસ્વી અને દિવ્ય આપત્તિને દૂર કરનારો તેજ છે.

४ मृडाद्गन्धर्वो भुवनस्य यस्पतिः एक एव नमस्यः सुशेवाः–જે ભૂમિનો આધાર, ભુવનોનો એક સ્વામી, નમસ્કાર કરવાને એકજ માત્ર યોગ્ય અને ઉત્તમ સેવા કરવા યોગ્ય છે તે સર્વને આનંદ આપો.

અથર્વ. ૨।૧૩૨

१ इदं जनासो विदथ महद्ब्रह्म वदिष्यति ( १ )– લોકો! તમે જાણો કે તે મહાન બ્રહ્મ વિષે તમને કહેશે.

२ न तत् पृथिव्यां नो दिवि येन प्राणन्ति वीरुधः –તે પૃથ્વી પર નથી તેમજ દ્યુલોકમાં પણ નથી, જેનાથી વનસ્પતિઓ જીવન પ્રાપ્ત કરે છે.

અથર્વ. ૬।૧

१ दोषो गाय, बृहद् गाय, द्युमद्धेहि ( १ )– રાત્રીને સમયે ભજન કર, ખૂબ ભજન કર, તેજસ્વી દેવની ધારણા કર.

२ आथर्वण स्तुहि देवं सवितारम्– હે આથર્વણ! સવિતા દેવનું સ્તવન કર. ( સવિતા-પોતામાંથી સર્વને ઉત્પન્ન કરનારો દેવ )

३ तमु ष्टुहि यो अन्तः सिन्धौ सूनुः ( २ )– તેની સ્તુતિ કર જે આ મહાન સમુદ્રમાં પ્રેરણા આપનારો દેવ છે.

४ सत्यस्य युवानमद्रोघवाचं सुशेवम्– સત્યના પ્રેરક યુવા, ઉત્તમ સેવા કરવા યોગ્ય, દ્રોહ રહિત ભાષણ કરનારાની સ્તુતિ કર.

५ स घा नो देवः सविता साविषदमृतानि भूरि, उभे सुष्टुती सुगातवे ( ३ )–તે સર્વ પ્રેરક દેવ, બન્ને પ્રકારની સ્તુતિ કરવા યોગ્ય, ઉત્તમ માર્ગ પરથી અમે જઇએ, તેથી તે અમૃત જેવું અત્યંત સુખ આપે છે.

અથર્વ. ૭।૪૦

१ यस्य व्रतं पशवो यन्ति सर्वे, यस्य व्रत उपतिष्ठन्त आपः, यस्य व्रते पुष्टपतिर्निविष्टस्तं सरस्वन्तमवसे हवामहे ( १ )– સર્વ પશુઓ જેના નિયમથી ચાલે છે, જેના નિયમથી જળના પ્રવાહ ચાલી રહ્યા છે, જેના નિયમમાં પોષણકર્તા નિવાસ કરે છે, તે અમૃત રસવાળા દેવની અમે અમારા રક્ષણ માટે પ્રાર્થના કરીએ છીએ.

२ आ प्रत्यञ्चं दाशुषे दाश्वंसं सरस्वन्तं पुष्टपतिं रयिष्ठां, रायस्पोषं श्रवस्युं वसाना इह हुवेम सदनं रयीणाम् ( २ )– દાતાને દાન દેનારા, પુષ્ટી કરનારા, જીવન રસવાળા, ઐશ્વર્યવાન, ધનથી પોષણ કરનારા ધનના આશ્રય સમાન પરમાત્મા દેવની અમે અહિં રહેનારાઓ પ્રાર્થના કરીએ છીએ.

અથર્વ. ૧।૨૦

१ अदारसृद् भवतु देव सोम ( १ )– હે સોમ દેવ! અમારામાં અંદર અંદર ફૂટ ન પડે.

२ अस्मिन्यज्ञे मरुतो मृडता नः– હે મરૂત! આ યજ્ઞમાં અમને સુખી રાખ.

३ मा नो विददभिभा मो अशस्तिः–પરાભવ અમારી પાસે ન આવે અને અકીર્તિ અમે પ્રાપ્ત કરીએ નહિ.

४ मा नो विदद्वृजिना द्वेष्या या– પાપી અને દ્વેષ કરનારા અમારી પાસે ન આવો.

५ यो अद्य सेन्यो वधोऽघायूनामुदीरते युवं तं मित्रावरुणौ अस्मद्यावयतं परि ( २ )– આજે જે પાપીઓનો સેનાથી વધ થઇ રહ્યો છે, તેનાથી હે મિત્ર અને વરૂણ! અમને દૂર રાખો.

६ इतश्च यदमुतश्च यद्वधं वरुण यावय ( ३ )– હે વરુણ! અહીંથી અને ત્યાંથી જે વધ થાય છે તેને અમારાથી દૂર કર.

७ वि महच्छर्म यच्छ– મહાન સુખ અમને આપો.

८ वरीयो यावया वधं– શત્રુને અમારાથી દૂર રાખ.

९ शास इत्था महाँ अस्यमित्रसाहो अस्तृतः ( ४ )– આ પ્રમાણે તું મહાન શાસક છે શત્રુઓનો પરાભવ કરનારો તથા સ્વયં અપરાજીત છો.

१० न यस्य हन्यते सखा न जीयते कदाचन– જેનો મિત્ર કદી મરાતો નથી અથવા કદી પરાજીત પણ થતો નથી.

અથર્વ. ૬।૩૬

**૧ ऋतावानं वैश्वानरं ऋतस्य ज्योतिषस्पतिं अजस्रं घर्ममीमहे ( १ )**- સત્ય યુક્ત, સત્ય પ્રકાશના સ્વામી, નિરંતર પ્રકાશવાળા, સર્વ વિશ્વના નેતા, યજ્ઞ સ્વરૂપ, ઇશ્વરને અમે પ્રાપ્ત કરીએ એવી ઇચ્છા કરીએ છીએ.

**૨ स विश्वा प्रति चाक्लृप, ऋतूंरुत्सृजते वशी. यज्ञस्य वयं उत्तिरन् ( २ )**- તે સર્વને સામર્થ્યવાન્ બનાવે છે, તે કાબુમાં રાખનારો ઋતુઓને ઉત્પન્ન કરે છે અને યજ્ઞને માટે ઉત્તમ અન્ન તૈયાર કરાવે છે.

**૩ अग्निः परेषु धामसु कामो भूतस्य भव्यस्य सम्राडेको विराजति ( ३ )**-ભૂત અને ભવિષ્યમાં ઉત્પન્ન થનારા જગતની કામના પૂર્ણ કરનારો, એક સમ્રાટ્ અગ્નિ દૂર દૂરના સ્થાનોમાં વિરાજે છે.

અથર્વ. ૭।૨૪

**૧ तदस्मभ्यं सविता सत्यधर्मा प्रजापतिरनुमतिर्नि यच्छात् ( १ )**- સત્ય ધર્મનો પાલક, સર્વ જગતને ઉત્પન્ન કરનારો પ્રજાપતિ અનુકૂળ બુદ્ધિવાળો બનીને અમને સુખ આપો.

અથર્વ. ૭।૨૫

**૧ यस्येदं प्रदिशि यद्विरोचते प्र चानति वि-चचष्टे शचीभिः, पुरा देवस्य धर्मणा सहोभिर्विष्णुमगन् वरुणं पूर्वहूतिः ( २ )**- દિશા તથા ઉપદિશાઓમાં જે પ્રકાશે છે, જે પ્રાણ ધારણ કરે છે તે દેવના ધર્મથી, બળથી તથા શક્તિઓથી જેને જોઇ શકાય છે, તે વ્યાપક શ્રેષ્ઠ દેવની સર્વથી પ્રથમ પ્રાર્થના કરનારો બનીને હું તેને પ્રાપ્ત કરું છું.

અથર્વ. ૪।૧૧

**૧ अनड्वान् दाधार पृथिवीमुत द्याम् ( १ )**- બળદે ( સામર્થ્યવાન્ ઇશ્વરે ) પૃથ્વી અને દ્યુલોકનું ધારણ કર્યું છે.

**૨ अनड्वान् दाधारोर्वन्तरिक्षम्**- બળદે ( સમર્થ ઇશ્વરે ) વિશાળ અન્તરિક્ષને ધારણ કર્યું છે.

**૩ अनड्वान् दाधार प्रदिशः षडुर्वीः**-ઇશ્વરે ચારે દિશાઓ અને ૭ ભૂમિઓને ધારણ કરેલ છે.

**૪ अनड्वान् विश्वं भुवनमा विवेश**- ઇશ્વર સર્વ ભુવનોમાં પ્રવિષ્ટ થએલ છે.

**૫ भूतं भविष्यद् भुवना दुहानः सर्वा देवानां चरति व्रतानि ( २ )**- ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના સર્વ પદાર્થોનું નિર્માણ કરીને તે દેવોના સર્વ વ્રતોને ચલાવે છે.

**૬ इन्द्रो जातो मनुष्येष्वन्तः, घर्मस्तप्तश्चरति शोशुचानः ( ३ )**-ઇન્દ્ર મનુષ્યની અન્દર પ્રગટ થયો છે, તપનારા સૂર્યની જેમ પ્રકાશનારો તે ચાલે છે.

**૭ सुप्रजाः सन्त्स उदारे न सर्षद्यो नाश्नीयाद्-नडुहो विजानन्**- આ સંચાલકને જાણતાં જાણતાં જે પોતાના કામ અર્થે ભોગ ન ભોગે તે ઉત્તમ પ્રજાવાન બનીને દેહપાત પછી અહીં તહીં ભટકતો નથી.

**૮ अनड्वान् दुहे सुकृतस्य लोके (४)**-આ સર્વાધાર ઇશ્વર પુણ્યલોકમાં ફળ આપે છે.

**૯ यस्य नेशे यज्ञपतिर्न यज्ञः ( ५ )**- યજ્ઞપતિ તેનો સ્વામી નથી અથવા તો યજ્ઞ તેનો સ્વામી નથી.

**૧૦ नास्य दातेशे न प्रतिग्रहीता**- દાતા અથવા દાન લેનારો તેનો સ્વામી નથી.

**૧૧ यो विश्वजित्, विश्वभृत्, विश्वकर्मा**- તે વિશ્વ ધારક, વિશ્વપોષક અને વિશ્વકર્મા છે.

**૧૨ येन देवाः स्वरारुरुहुः हित्वा शरीरं, अमृतस्य नाभिम् ( ६ )** - જેની સહાયતાથી દેવ શરીર ત્યાગ કરીને અમૃતના કેન્દ્રરૂપ આત્મીય પ્રકાશના સ્વર્ગીય સ્થાન પર ચઢે.

**૧૩ इन्द्रो रूपेणाग्निः वहेन प्रजापतिः, परमेष्ठी विराट् ( ७ )** - ઇન્દ્ર પોતાના રૂપથી અગ્નિ બન્યો છે. સર્વ વિશ્વને ઉંચકી રાખવાથી પ્રજાપતિ પરમેષ્ઠી અને વિરાટ્ બન્યો છે.

**૧૪ सोऽदृंहयत्, सोऽधारयत**- તે સર્વને દૃઢ બનાવે છે, તે સર્વને ધારણ કરે છે.

અથર્વ. ૪।૧૬

**૧ बृहन्नेषामधिष्ठाता अन्तिकादिव पश्यति ( १ )**- તેનો મહાન અધિષ્ઠાતા નજીકથી જોવાવાળાની જેમ સર્વને જુએ છે.

**૨ य स्तायन्, मन्यते चरन्त्सर्वं देवा इदं विदुः**- તે ફેલાય છે, સર્વ જાણે છે, સંચાર કરે છે, પાલન કરે છે દેવજન આ બધું જાણે છે.

અથર્વ. ૨।૨

१ दिव्यो गन्धर्वो भुवनस्य यस्पतिरेक एव नमस्यो विक्ष्वीड्य. ( १ )– દિવ્ય આધાર આપનારા ભુવનોનો એક સ્વામી આ જગતમા એકજ નમસ્કાર કરવા યોગ્ય પરમેશ્વર છે.

२ त त्वा यौमि ब्रह्मणा दिव्य देव नमस्ते अस्तु, दिवि ते सधस्थ– એવો તું! તને જ્ઞાનદ્વારા હું મળુ છુ હે દિવ્ય દેવ, તને નમસ્કાર હો તારૂ સ્થાન દ્યુલોકમાં છે

३ दिवि स्पृष्टो यजतः सूर्यत्वक् अवयाता हरसो दैव्यस्य ( २ )– દ્યુલોકમાં પ્રાપ્ત થનારા પૂજ્ય સૂર્યની સમાન તેજસ્વી અને દિવ્ય આપત્તિને દૂર કરનારો તેજ છે

४ मृडाद्गन्धर्वो भुवनस्य यस्पति एक एव नमस्य सुशेवा.–જે ભૂમિનો આધાર, ભુવનોનો એક સ્વામી, નમસ્કાર કરવાને એકજ માત્ર યોગ્ય અને ઉત્તમ સેવા કરવા યોગ્ય છે તે સર્વને આનંદ આપો

અથર્વ. ૨।૧૩૨

१ इद जनासो विदथ महद्ब्रह्म वदिष्यति ( १ )– લોકો ! તમે જાણો કે તે મહાન બ્રહ્મ વિષે તમને કહેશે

२ न तत् पृथिव्या नो दिवि येन प्राणन्ति वीरुधः –તે પૃથ્વી પર નથી તેમજ દ્યુલોકમાં પણ નથી, જેનાથી વનસ્પતિઓ જીવન પ્રાપ્ત કરે છે

અથર્વ. ૬।૧

१ दोषो गाय, बृहद् गाय, द्युमद्धेहि ( १ )– રાત્રીને સમયે ભજન કર, ખૂબ ભજન કર, તેજસ્વી દેવની ધારણા કર

२ आथर्वण स्तुहि देव सवितारम्– હે આથર્વણ ! સવિતા દેવનુ સ્તવન કર ( સવિતા-પોતામાંથી સર્વને ઉત્પન્ન કરનારો દેવ )

३ तमु ष्टुहि यो अन्त. सिन्धौ सूनुः ( २ )– તેની સ્તુતિ કર જે આ મહાન સમુદ્રમાં પ્રેરણા આપનારો દેવ છે

४ सत्यस्य युवानमद्रोघवाच सुशेवम्– સત્યના પ્રેરક યુવા, ઉત્તમ સેવા કરવા યોગ્ય, દ્રોહ રહિત ભાષણ કરનારાની સ્તુતિ કર

५ स घा नो देव सविता साविषदमृतानि भूरि, उभे सुष्टुती सुगातवे ( ३ )–તે સર્વ પ્રેરક દેવ, બન્ને પ્રકારની સ્તુતિ કરવા યોગ્ય ઉત્તમ માર્ગ પરથી અમે જઇએ, તેથી તે અમૃત જેવુ અત્યત સુખ આપે છે

અથર્વ. ૭।૪૦

१ यस्य व्रतं पशवो यन्ति सर्वे, यस्य व्रत उपतिष्ठन्त आपः, यस्य व्रते पुष्टपतिर्निविष्टस्त सरस्वन्तमवसे हवामहे ( १ )– સર્વ પશુઓ જેના નિયમથી ચાલે છે, જેના નિયમથી જળના પ્રવાહ ચાલી રહ્યા છે, જેના નિયમમા પોષણકર્તા નિવાસ કરે છે તે અમૃત રસવાળા દેવની અમે અમારા રક્ષણ માટે પ્રાર્થના કરીએ છીએ

२ आ प्रत्यञ्च दाशुषे दाश्वस सरस्वन्त पुष्टपति रयिष्ठा, रायस्पोष श्रवस्यु वसाना इह हुवेम सदन रयीणाम् ( २ )– દાતાને દાન દેનારા, પુષ્ટી કરનારા, જીવન રસવાળા, એશ્વર્યવાન, ધનથી પોષણ કરનારા ધનના આશ્રય સમાન પરમાત્મા દેવની અમે અહિ રહેનારાઓ પ્રાર્થના કરીએ છીએ

અથર્વ. ૧।૫૦

१ अदारसृद् भवतु देव सोम ( १ )– હે સોમ દેવ ! અમારામા અંદર અંદર ફૂટ ન પડે

२ अस्मिन्यज्ञे मरुतो मृडता न – હે મરુત્ ! આ યજ્ઞમાં અમને સુખી રાખ

३ मा नो विददभिभा मो अशस्तिः–પરાભવ અમારી પાસે ન આવે અને અકીર્તિ અમે પ્રાપ્ત કરીએ નહિ.

४ मा नो विदद्वृजिना द्वेष्या या– પાપી અને દ્વેષ કરનારા અમારી પાસે ન આવો

५ यो अद्य सेन्यो वधोऽघायूनामुदीरते युव त मित्रावरुणौ अस्मद्यावयत परि ( २ )– આજે જે પાપીઓનો સેનાથી વધ થઇ રહ્યો છે, તેનાથી હે મિત્ર અને વરુણ ! અમને દૂર રાખો

६ इतश्च यदमुतश्च यद्वध वरुण यावय ( ३ )– હે વરુણ ! અહીંથી અને ત્યાથી જે વધ થાય છે તેને અમારાથી દૂર કર

७ वि महच्छर्म यच्छ– મહાન સુખ અમને આપો

८ वरीयो यावया वध– શસ્ત્રને અમારાથી દૂર રાખ

९ शास इत्था महा अस्यमित्रसाहो अस्तृत. ( ४ )– આ પ્રમાણે તું મહાન શાસક છે શત્રુઓનો પરાભવ કરનારો તથા સ્વય અપરાજીત છો

१० न यस्य हन्यते सखा न जीयते कदाचन– જેનો મિત્ર કદી મરાતો નથી અથવા કદી પરાજીત પણ થતો નથી

અથર્વ. ૬।૩૬

૧ **ऋतावानं वैश्वानरं ऋतस्य ज्योतिषस्पतिं अजस्रं घर्ममीमहे ( १ )**- સત્ય યુક્ત, સત્ય પ્રકાશના સ્વામી, નિરંતર પ્રકાશવાળા, સર્વ વિશ્વના નેતા, યજ્ઞ સ્વરૂપ, ઇશ્વરને અમે પ્રાપ્ત કરીએ એવી ઇચ્છા કરીએ છીએ.

૨ **स विश्वा प्रति चाक्लृप, ऋतूंरुत्सृजते वशी. यज्ञस्य वयं उत्तिरन् ( २ )**- તે સર્વને સામર્થ્યવાન્ બનાવે છે, તે કાબુમાં રાખનારો ઋતુઓને ઉત્પન્ન કરે છે અને યજ્ઞને માટે ઉત્તમ અન્ન તૈયાર કરાવે છે.

૩ **अग्निः परेषु धामसु कामो भूतस्य भव्यस्य सम्राडेको विराजति ( ३ )**-ભૂત અને ભવિષ્યમાં ઉત્પન્ન થનારા જગતની કામના પૂર્ણ કરનારો, એક સમ્રાટ્ અગ્નિ દૂર દૂરના સ્થાનોમાં વિરાજે છે.

અથર્વ. ૭।૨૪

૧ **तदस्मभ्यं सविता सत्यधर्मा प्रजापतिरनुमतिर्नि यच्छात् ( १ )**- સત્ય ધર્મનો પાલક, સર્વ જગતને ઉત્પન્ન કરનારો પ્રજાપતિ અનુકૂળ બુદ્ધિવાળો બનીને અમને સુખ આપો.

અથર્વ. ૭।૨૫

૧ **यस्येदं प्रदिशि यद्विरोचते प्र चानति वि चचष्टे शचीभिः, पुरा देवस्य धर्मणा सहोभिर्विष्णुमगन् वरुणं पूर्वहूतिः ( २ )**- દિશા તથા ઉપદિશાઓમાં જ પ્રકાશે છે, જે પ્રાણ ધારણ કરે છે તે દેવના ધર્મથી, બળથી તથા શક્તિઓથી જેને જોઈ શકાય છે, તે વ્યાપક શ્રેષ્ઠ દેવની સર્વથી પ્રથમ પ્રાર્થના કરનારો બનીને હું તેને પ્રાપ્ત કરું છું

અથર્વ. ૪।૧૧

૧ **अनड्वान् दाधार पृथिवीमुत द्याम् ( १ )**- બળદે ( સામર્થ્યવાન્ ઇશ્વરે ) પૃથ્વી અને દ્યુલોકનું ધારણ કર્યું છે.

૨ **अनड्वान् दाधारोर्वन्तरिक्षम्**- બળદે ( સમર્થ ઇશ્વરે ) વિશાળ અન્તરિક્ષને ધારણ કર્યું છે.

૩ **अनड्वान् दाधार प्रदिशः षडुर्वीः**-ઇશ્વરે ચારે દિશાઓ અને ૭ ભૂમિઓને ધારણ કરેલ છે

૪ **अनड्वान् विश्वं भुवनमा विवेश**- ઇશ્વર સર્વ ભુવનોમાં પ્રવિષ્ટ થએલ છે.

૫ **भूतं भविष्यद् भुवना दुहानः सर्वा देवानां चरति व्रतानि ( २ )**- ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના સર્વ પદાર્થોનું નિર્માણ કરીને તે દેવોના સર્વ વ્રતોને ચલાવે છે.

૬ **इन्द्रो जातो मनुष्येष्वन्तः, घर्मस्तप्तश्चरति शोशुचानः ( ३ )**-ઇન્દ્ર મનુષ્યની અન્દર પ્રગટ થયો છે, તપનારા સૂર્યની જેમ પ્રકાશનારો તે ચાલે છે.

૭ **सुप्रजाः सन्त्सं उदारे न सर्षद्यो नाश्नीयाद्-नडुहो विजानन्**- આ સંચાલકને જાણતાં જાણતાં જે પોતાના કામ અર્થે ભોગ ન ભોગે તે ઉત્તમ પ્રજાવાન બનીને દેહપાત પછી અહીં તહીં ભટકતો નથી.

૮ **अनड्वान् दुहे सुकृतस्य लोके (४)**-આ સર્વાધાર ઇશ્વર પુણ્યલોકમાં ફળ આપે છે.

૯ **यस्य नेशे यज्ञपतिर्न यज्ञः ( ५ )**- યજ્ઞપતિ તેનો સ્વામી નથી અથવા તો યજ્ઞ તેનો સ્વામી નથી

૧૦ **नास्य दातेशे न प्रतिग्रहीता**- દાતા અથવા દાન લેનારો તેનો સ્વામી નથી.

૧૧ **यो विश्वजित्, विश्वभृत्, विश्वकर्मा**- તે વિશ્વ ધારક, વિશ્વપોષક અને વિશ્વકર્મા છે.

૧૨ **येन देवाः स्वरारुरुहुः हित्वा शरीरं, अमृतस्य नाभिम् ( ६ )** - જેની સહાયતાથી દેવ શરીર ત્યાગ કરીને અમૃતના કેન્દ્રરૂપ આત્મીય પ્રકાશના સ્વર્ગીય સ્થાન પર ચઢે.

૧૩ **इन्द्रो रूपेणाग्निः वहेन प्रजापतिः, परमेष्ठी विराट् ( ७ )** - ઇન્દ્ર પોતાના રૂપથી અગ્નિ બન્યો છે. સર્વ વિશ્વને ઉંચકી રાખવાથી પ્રજાપતિ પરમેષ્ઠી અને વિરાટ્ બન્યો છે.

૧૪ **सोऽदृंहयत्, सोऽधारयत**- તે સર્વને દૃઢ બનાવે છે, તે સર્વને ધારણ કરે છે.

અથર્વ. ૪।૧૬

૧ **बृहन्नेषामधिष्ठाता अन्तिकादिव पश्यति ( १ )**- તેનો મહાન અધિષ્ઠાતા નજીકથી જોનારાઓની જેમ સર્વને જુએ છે.

૨ **य स्तायन्, मन्यते चरन्त्सर्वं देवा इदं विदुः**- તે ફેલાય છે, સર્વ જાણે છે, સંચાર કરે છે, પાલન કરે છે દેવજન આ બધું જાણે છે.

૩ यस्तिष्ठति चरति, यश्च वञ्चति, यो निलायं चरति यः प्रतङ्कम् ( २ )- જે ઉભો રહે છે, જે ચાલે છે, જે છેતરાય છે, જે ગુપ્ત રીતે વ્યવહાર કરે છે, જે સ્પષ્ટ રીતે કાર્ય કરે છે.

૪ द्वौ संनिषद्य यन्मन्त्रयेते राजा तद्वेद वरुणस्तृतीयः-બે માણસો એક સાથે બેસીને જે મંત્રણા કરે છે, તે સર્વને ત્રીજો વરૂણ રાજા જાણે છે.

૫ उतेयं भूमिर्वरुणस्य राज्ञः उतासौ द्यौर्बृहती दूरेअन्ता ( ३ ) - આ ભૂમિ વરૂણ રાજાની છે અને જે દૂર દૂર દ્યુલોક છે તે મહાન દ્યુ પણ તેનો જ છે.

૬ उतो समुद्रौ वरुणस्य कुक्षी उतास्मिन्नल्प उदके निलीनः- આ સમુદ્ર તે વરૂણની કુખો છે પરન્તુ તે આ અલ્પ ઉદકમાં પણ વિલીન છે.

૭ उत यो द्यामतिसर्पात्परस्तान्न स मुच्यातै वरुणस्य राज्ञः- ( ४ ) જે આ દ્યુલોકની પેલેપાર ચાલ્યો જાય, પરંતુ તે આ વરૂણ રાજાના શાસનથી છૂટી શકતો નથી.

૮ दिव स्पशः प्रचरन्तीदमस्य सहस्राक्षा अति पश्यन्ति भूमिम्- આ દિવ્ય દેવના દૂત આ જગતમાં સંચાર કરે છે, તે હજાર આંખોથી આ ભૂમિને જુએ છે.

૯ सर्वं तद्राजा वरुणो विचष्टे यदन्तरा रोदसी यत्परस्तात् ( ५ )- વરૂણ રાજા આ સર્વને જુએ છે જે દ્યાવા, ભૂમિની અંદર અને બહાર છે.

૧૦ संख्याता अस्य निमिषो जनानां अक्षानिव श्वघ्नी निमिनोति तानि- જેવી રીતે જુગારી પાસાના આકડાને ગણે છે તેવી રીતે લોકોની આંખોના પલકારા તે ગણી શકે છે.

૧૧ ये ते पाशा वरुण सप्तसप्त त्रेधा तिष्ठन्ति विषिता रुशन्तः, छिनन्तु सर्वे अनृतं वदन्तं, यः सत्यवाद्यति तं सृजन्तु ( ६ )- જે ત્રણ પ્રકારથી બંધાએલા એવા તારા સાત સાત પાશ અસત્યવાદીઓને છિન્નભિન્ન કરે અને જે સત્યવાદી હોય તેને છોડી દે

૧૨ शतेन पाशैरभि धेहि वरुणैनम् ( ७ )-હે પરમેશ્વર ! સો સો પાશથી તેમને બાંધી લે

૧૩ मा ते मोच्यनृतवाङ् नृचक्षः- હે મનુષ્યોને જોનારા ! તારાથી અસત્યવાદીઓ છૂટે નહિ.

૧૪ आस्तां जाल्म उदरं श्रंसयित्वा, कोश इवाबन्धः परिकृत्यमानः- દુષ્ટલોક પોતાના પેટને ઢાળી દઇને, ન બંધાએલા કોશની જેમ કપાએલ નીચે પડી રહે.

અથર્વ. ૫।૨

૧ तदिदास भुवनेषु ज्येष्ठम् ( १ )- તે ચોક્કસ રીતે, નિશ્ચય પૂર્વક ભુવનોમાં શ્રેષ્ઠ બ્રહ્મ છે.

૨ सद्यो जज्ञानो निरिणाति शत्रून्- ઇશ્વર પ્રગટ થતાની સાથે શત્રુઓનો નાશ કરે છે.

૩ अनु यदेनं मदन्ति विश्व ऊमाः-તેને પ્રાપ્ત કરીને સર્વ સંરક્ષક હર્ષિત બને છે.

૪ वावृधानः शवसा भूर्योजाः शत्रुः दासाय भियसं दधाति ( २ ) - બળથી વૃદ્ધિ પામનાર મહા બળવાન્ શત્રુ ગુલામને જ ભય બતાવી શકે છે.

૫ अव्यनच्च व्यनच्च सस्नि- પ્રાણવાન અને પ્રાણ રહિત બન્ને સાથે રહે છે.

૬ सं ते नवन्त प्रभृता मदेषु- તેઓ પરિપુષ્ટ બનીને આનંદથી પ્રભુની સ્તુતિ કરે છે.

૭ त्वे क्रतुमपि वृञ्जन्ति... 

૭ त्वा धना जयन्तं रणेरणे अनुमदन्ति विप्राः ( ४ )- પ્રત્યેક યુદ્ધમાં ધનને જીતનારા તને પ્રાપ્ત કરીને જ્ઞાની લોકો આનંદિત બને છે.

૮ ओजीयः शुष्मिन्स्थिरमा तनुष्व- હે બળવાન્ ! સ્થિર બળને ફેલાવો.

૯ मा त्वा दभन् दुरेवासः कशोकाः-દુરાચારી અને શોક કરનારા તને દબાવે નહિ.

૧૦ त्वया वयं शाशद्महे रणेषु ( ५ )- અમે તારી સાથે રહિને સર્વ યુદ્ધોમાં શત્રુઓનો નાશ કરીશું.

૧૧ प्रपश्यन्तो युधेन्यानि भूरि- ઘણા યુદ્ધોને જુએ છે.

૧૨ चोदयामि त आयुधा वचोभिः-તારાં આયુધોને વચનોથી પ્રેરિત કરૂં છું.

૧૩ सं ते शिशामि ब्रह्मणा वयांसि-તારી ગતિઓને જ્ઞાનથી તીક્ષ્ણ બનાવું છું.

૧૪ स्तुष्व वर्ष्मन् पुरुवर्त्मानं समृभ्वाणं इनतमं आप्तं आप्त्यानां ( ७ ) – હે બળવાન ! ઘણા માર્ગોવાળા, ઘણા તેજસ્વી, શ્રેષ્ઠ અને આપ્તોમાં આપ્તની સ્તુતિ કર.

૧૫ आ दर्शति शवसा भूर्योजाः प्रसक्षति प्रति-

**मानं पृथिव्याः**– મહાબળવાન બળથી આદર્શ બને છે અને ભૂમિની સમાનતાને પ્રાપ્ત કરે છે. (ભૂમિની જેમ સર્વનો આધાર બને છે.)

१६ **महो गोत्रस्य क्षयति स्वराजा तुरश्चित् विश्वं अर्णवत् तपस्वान्** ( ८ )– તે મહા ગોરક્ષક રાષ્ટ્રનો સ્વાધીન રાજા બનીને રહે છે. વેગવાળો તપસ્વી નિઃસંદેહ વિશ્વમાં સંચાર કરે છે.

અથર્વ. ૫।૧૧

१ **न कामेन पुनर्मघो भवामि** ( २ )– માત્ર ઇચ્છા કરવાથી જ હું ફરી વખત ધનવાન બની શકીશ નહિ.

२ **सत्यमहं गभीरः** ( ३ )– હું ગંભીર છું એ સત્ય છે.

३ **काव्येन सत्यं जातेनास्मि जातवेदाः**– એ સત્ય છે કે કાવ્યની ઉત્પત્તિ થવાથી જ હું જાતવેદા કહેવાઉં છું.

४ **न मे दासो, नार्यो महित्वा व्रतं मीमाय यदहं धरिष्ये**– જે નિયમ હું મહત્વથી ધારણ કરૂં છું તેને આર્ય અથવા દાસ તોડી શકતા નથી.

५ **न त्वदन्यः कवितरो न मेधया धीरतरो वरुण स्वधावान्** ( ४ )– હે વરુણ! તું તારી ધારણાશક્તિથી યુક્ત બન, તારાથી શ્રેષ્ઠતાની બીજો કોઇ નથી બુદ્ધિમાં અધિક ધીરવીર પણ બીજો કોઇ નથી.

६ **त्वं ता विश्वा भुवनानि वेत्थ**– તું સર્વ ભુવનોને જાણે છે.

७ **स चिन्नु त्वज्जनो मायि विभाय**– તે કપટી મનુષ્ય પણ તારાથી ડરે છે.

८ **त्वं ह्यंग वरुण स्वधावन् विश्वा वेत्थ जनिमा सुप्रणीते** ( ५ )– હે પ્રિય વરૂણ! તું તારી પોતાની ધારણા શક્તિવાળો છે અને તું સર્વ જન્મોને જાણે છે. હે ઉત્તમ નીતિમાન!

९ **किं रजस एना परो अन्यदस्ति**– આ પ્રકૃતિને પેલે પાર બીજું કાંઇ છે કે?

१० **एकं रजस एना परो अन्यदस्ति** ( ६ )– આ રજોલોકની પેલેપાર બીજું એક તત્વ રહેલું છે.

११ **एना पर एकेन दुर्णशं चिदर्वाक्**– આ એકની પેલેપાર જે છે તેની આ તરફનો પદાર્થ દુષ્પ્રાપ્ય છે.

१२ **अधोवचसः पणयो भवन्तु**–નીચું મુખ રાખનારા વાણિયા હો.

१३ **नीचैर्दासा उप सर्पन्तु भूमिम्**– દાસભાવવાળા ભૂમિપર નીચેથી ચાલતા રહે

१४ **पुनर्मघेषु अवद्यानि भूरि** ( ७ )– ફરી વખત ધન પ્રાપ્ત કરવામાં ઘણું જ નિંદ્ય કર્મ કરવું પડે છે.

१५ **मा त्वा वोचन्नराधसं जनासः**– તને લોકો ધનહીન ન કહે.

१६ **स्तोत्रं मे विश्वमा याहि शचीभिरन्तर्विश्वासु मानुषीषु दिक्षु** ( ८ )– સર્વ માનવોથી યુક્ત દિશાઓમાં શક્તિની સાથે મારાં સર્વ સ્તોત્રો પ્રસિદ્ધ થાઓ.

१७ **दद्धि नु मे यन्मे अदत्तः असि युज्यो मे सप्तपदः सखासि** ( ९ )– જે ધન અપાએલ નથી તે મને આપો કારણ કે તું યોગ્ય સપ્તપદ મિત્ર છે.

१८ **देवो देवाय गृणते वयोधाः** ( ११ )– સ્તુતિ કરનારા દેવોને અન્ન દેનારો તું જ છે.

१९ **विप्रो विप्राय स्तुवते सुमेधाः**– સ્તુતિ કરનારા જ્ઞાનીઓને ઉત્તમ બુદ્ધિ દેનારો તું જ છે.

२० **तस्मा उ राधः कृणुहि सुप्रशस्तं सखा नो असि परमं च बन्धुः**– તે સ્તુતિ કરનારાઓ માટે પ્રશંસિત એવું ધન આપો કારણ કે તમો મિત્ર અને મોટા ભ્રાતા છો.

અથર્વ. ૩।૧૬

१ **प्रातरग्निं प्रातरिन्द्रं हवामहे, प्रातर्मित्रावरुणा प्रातरश्विना** ( १ )– પ્રાતઃકાળમાં અગ્નિ, ઇન્દ્ર, મિત્ર વરૂણ અને અશ્વિનોની અમે સ્તુતિ કરીએ છીએ.

२ **भग प्रणेतः भग सत्यराधो भगेमां धियमुदवा ददन्नः** ( ३ )– હે નેતા ભગ, હે સત્ય સિદ્ધ દેનારા ભગદેવ! આ બુદ્ધિને આપીને અમારી રક્ષા કર.

३ **भग प्र णो जनय गोभिरश्वैर्भग प्र नृभिः नृवन्तः स्याम**–ગાયો અને અશ્વોયુક્ત સંતાનોની વૃદ્ધિ કર. હે ભગ! અમો નેતાઓની સાથે રહીને નેતા બનીએ.

५ **वयं देवानां सुमतौ स्याम** ( ४ )– અમે દેવોની ઉત્તમ મતિમાં રહિએ.

५ **भग एव भगवां अस्तु देवः तेना वयं भगवन्तः स्याम** ( ५ )– ભગવાન! ભગદેવ હો! તેનાથી અમો ભાગ્યવાન બનીશું.

६ **तं त्वा भग सर्व इज्जोहवीमि स नो भग पुरएता**

भवेह— એવા તને હુ સર્વ પ્રકારે બોલાવુ છુ, એવો તુ અમારો આગેવાન બન

७ अश्वावतीर्गोमतीर्न उषासो वीरवतीः सदमुच्छन्तु भद्राः (७) ઘોડાઓ, ગાયો, વીરપુત્રોની સાથે કલ્યાણકારી ઉષાઓ અમારા ઘરને પ્રકાશિત કરે.

८ घृतं दुहाना विश्वतः प्रपीताः- ઘીનું દોહન હો, સર્વ પ્રકારે શરીરમાં હૃષ્ટપુષ્ટ હો

અથર્વ. ૮।૯

१ माया ह जज्ञे मायायाः (५)- કપટથી કપટ વધે છે

२ त्वं हि युक्तं युयुक्षे योग्यं च (७)- તુ યુક્ત અને યોગ્યને મેળવે છે.

३ विराजमाहुः ब्रह्मणः पितर- બ્રહ્માના પિતાને વિરાટ્ કહે છે.

४ प्रजामेका जिन्वन्ति, उर्जमेका, राष्ट्रमेका रक्षति देवयूनाम् (१३)- એક પ્રજાને તૃપ્ત કરે છે, એક બળનુ રક્ષણ કરે છે અને ત્રીજી દેવની સાથે સંયુક્ત થનારાઓના રાષ્ટ્રની રક્ષા કરે છે.

५ एको गौः एक एक ऋषिः एकं धाम एक धाशिषः यक्षं पृथिव्यामेकवृत् एकर्तुर्नाति रिच्यते (२६)–એક ગાય, એક ઋષિ, એક સ્થાન, એક આશીર્વાદ છે, પૃથ્વીમાં એક જ પૂજ્ય દેવ છે તેનાથી મોટો કોઇ નથી.

અથર્વ. ૬।૩૫

१ वैश्वानरो न ऊतय आ प्रयातु परावतः (१)– વિશ્વના નેતા અમારી રક્ષા કરવા માટે શ્રેષ્ઠ સ્થાનથી અમારી પાસે આવી જાય.

२ वैश्वानरो न आगमदिमं यज्ञं सजूरुप अग्नि रुक्थेष्वंहसु (२)- સ્તુતિ કરતી વખતે તે તેજસ્વી વિશ્વસંચાલક દેવ આ અમારા યજ્ઞની નજીક આવી જાય.

અથર્વ. ૭।૨૬

१ विष्णोर्नु कं प्र वोचं वीर्याणि यः पार्थिवानि विममे रजांसि (१)- વ્યાપક ઈશ્વરના પરાક્રમોનુ વર્ણન કરું છું, જે પૃથ્વીપરના લોકોને વિશેષ રીતે નિર્માણ કરે છે.

२ प्र तद् विष्णुस्तवते वीर्याणि (२)- પરાક્રમોને માટે વ્યાપક દેવનુ સ્તવન કરવામાં આવે છે.

३ मृगो न भीमः कुचरो गिरिष्ठाः- તે ઇશ્વર ભયંકર સિંહની જેમ સર્વત્ર સંચાર કરનારો અને ગુફામાં રહેનારો છે.

४ परावत आ जगम्यात् परस्याः- તે દૂર સ્થાનથી નજીક આવે છે.

५ यस्योरुषु त्रिषु विक्रमणेषु अधिक्षियन्ति भुवनानि विश्वा (३)–ન દબાનારો વ્યાપકદેવ ત્રણ પગલાં આ જગતમા મૂકે છે અને ત્યાથી સર્વ ધર્મોનું ધારણ કરે છે.

६ त्रीणि पदा विचक्रमे विष्णुर्गोपा अदाभ्यः इतो धर्माणि धारयन् (५)- ત્રણ પગ આ જગતમાં રાખે છે અને ત્યાથી સર્વ ધર્મોનુ ધારણ કરે છે.

७ तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः दिवीव चक्षुराततम् (७)– જેવી રીતે દ્યુલોકમાં સૂર્ય દેખાય છે તેવી રીતે તે વ્યાપકદેવનું પરમપદ જ્ઞાની સદા જુએ છે.

અથર્વ. ૭।૮૭

१ यो अग्नौ रुद्रः यो अप्सु अन्तर्य ओषधीर्वीरुध आविवेश (१)- જે અગ્નિમાં, જે પાણીમાં, જે ઔષધિમાં, વનસ્પતિઓમાં વ્યાપે છે.

२ य इमा विश्वा भुवनानि चाक्लृपे तस्मै रुद्राय नमो अस्त्वग्नये– જે સર્વ ભુવનોની રચના કરે છે તે તેજસ્વી રૂદ્રદેવને પ્રણામ હો.

અથર્વ. ૭।૧૦

१ इयं वेदिः परो अन्तः पृथिव्या (१४)- આ વેદી પૃથ્વીનો છેવટનો અન્ત છે.

२ अयं यज्ञो विश्वस्य भुवनस्य नाभिः- આ યજ્ઞ ભુવનોનુ મધ્ય છે.

३ ऋचो अक्षरे परमे व्योमन् यस्मिन्देवा अधि विश्वे निषेदुः (१८)- ઋચાના અક્ષરમાં–પરમ આકાશમાં સર્વ દેવો રહે છે.

४ यस्तन्न वेद किमृचा करिष्यति, य इत् तद्विदुस्ते अमी समासते– જે આ જાણતો નથી તે મંત્રથી શું કરવાનો હતો પરંતુ જે આ જાણે છે તે ઉત્તમ સ્થાનમાં બેસે છે

५ ऋचः पदं मात्रया कल्पयन्तः (१९)- ઋચાના પદમાત્રાથી તે સમર્થ બનાવે છે.

६ अर्धर्चेन चाक्लृपुर्विश्वमेजत्– અર્ધા મંત્રથી ચાલનારા વિશ્વને સામર્થ્યવાન્ બનાવે છે.

૭ त्रिपाद् ब्रह्म पुरुरूपं वितष्ठे तेन जीवन्ति प्रदिशश्चतस्र.- ત્રિપાદ્ બ્રહ્મ અનેકરૂપ બની રહ્યુ છે તેથી ચારે દિશાઓ જીવિત બની છે

૮ एक सत् विप्रा बहुधा वदन्ति, अग्नि यमं मातरिश्वानमाहुः (૨૮)- એક સત્ છે, જ્ઞાની તેનુ વર્ણન અનેક નામોથી કરે છે, તેને અગ્નિ, યમ, માતરિશ્વા વગેરે કહે છે

અથર્વ ૯।૯

૧ त्रिनाभि चक्रमजरमनर्वं यत्रेमा विश्वा भुवनाधि तस्थु (૨)- ત્રણ નાભિવાળા, જરારહિત, નાશરહિત ચક્ર છે જેમાં સર્વ ભુવનો રહેલા છે

૨ को ददर्श प्रथमं जायमानं अस्थन्वन्त यदनस्था विभर्ति (૪)-પ્રથમ ઉત્પન્ન થએલાને કોણે જોયો ? જેમ અસ્થિરહિત હોવા છતાં અસ્થિવાળાને ધારણ કરે છે.

૩ भूम्या असु. असृग् आत्मा क्व स्वित् ?- આ માટીના દેહમા પ્રાણ, રક્ત અને આત્મા ક્યાથી આવ્યો ?

૪ इह ब्रवीतु य ईं अंग वेद (૫)- હે પ્રિય ! જે તુ જાણે છે તે અહીં કહે

૫ पञ्चारे चक्रे परिवर्तमाने यस्मिन्नातस्थुर्भुवनानि विश्वा (૧૧)- પાચ આરાવાળુ આ ચક્ર ફરતા માડે છે ત્યારે તેમા સર્વ ભુવનો રહે છે

૬ तस्य नाक्षस्तप्यते भूरिभार सनादेव न च्छिद्यते सनाभिः- તે ચક્રનો ઘણોજ ભારે અક્ષદડ તપતો નથી, ઘણા લાબા સમય સુધી કેન્દ્રસ્થાનમાં હોવા છતાં તે છિન્ન ભિન્ન થતો નથી.

૭ द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्ष परिषस्वजाते (૨૦)- બે ઉત્તમ પાંખોવાળા પક્ષીઓ સાથી મિત્ર બનીને એક વૃક્ષપર હળીમળીને રહે છે

૮ तयोरन्य पिप्पल स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति- તેમાથી એક મધુર ફળ ખાય છે,બીજો ખાતો નથી છતાં પણ ચમકે છે

અથર્વ. ૧૦।૭

૧ यस्मिन्स्तब्ध्वा प्रजापतिर्लोकान्त्सर्वा अधारयत्, स्कम्भ ब्रूहि कतम स्विदेव सः (૭)- જેમાં સ્થિર રહીને પ્રજાપતિએ સર્વ લોકોનું ધારણ કર્યુ તેને સર્વાધાર કહે છે. તે અત્યત આનદ પૂર્ણ છે

૨ यत्परममवमं यच्च मध्यम प्रजापति. ससृजे विश्वरूपम् (૮)- પરમ, મધ્યમ અને કનિષ્ઠ વિશ્વરૂપ પ્રજાપતિએ ઉત્પન્ન કર્યુ

૩ कियता स्कम्भ. प्रविवेश तत्र यन्न प्राविशत्कियत्तद्बभूव- સર્વાધાર ઈશ્વર તે વિશ્વરૂપમા કેટલો પ્રવેશ પામ્યો છે અને જેમા પ્રવેશ પામ્યો નથી તે ભાગ કેટલો છે ?

૪ एकं यदङ्गमकृणोत्सहस्रधा कियता स्कम्भ. प्रविवेश तत्र (૯)- પોતાના એક અગને સહસ્ર ભાગમા વિભક્ત કરીને તેમા સર્વાધાર કેટલો પ્રવેશ પામ્યો છે ?

૫ यत्र लोकाश्च कोशांश्चापो ब्रह्म जना विदु. असच्च यत्र सच्चान्तं स्कम्भ त ब्रूहि कतम. स्विदेव सः (૧૦)- જેમા સર્વ લોક અને કોશ રહે છે, જેમા પાણી અને બ્રહ્મ રહે છે, સત્ અને અસત્ જેમા રહે છે એમ લોકો જાણે છે તે આધાર સ્તભ છે, તે સુખદાતા છે

૬ यस्मिन् भूमिरन्तरिक्ष द्यौर्यस्मिन्नध्याहिता, यत्राग्निश्चन्द्रमा सूर्यो वातस्तिष्ठन्त्यार्पिता॰ स्कम्भ तं ब्रूहि कतम. स्विदेव स (૧૨)- જેનામાં ભૂમિ, અંતરિક્ષ અને દ્યુલોક રહેલા છે, જેમા અગ્નિ, ચન્દ્ર, સૂર્ય રહેલાં છે, તે સર્વાધાર અને આનદમય દેવ છે

૭ यस्य त्रयस्त्रिंशद्देवा अगे सर्वे समाहिता स्कम्भ त ब्रूहि (૧૩)-જેના અગમાં તેત્રીસ દેવતાઓ રહે છે તે સર્વાધાર છે

૮ ये पुरुषे ब्रह्म विदुस्ते विदु परमेष्ठिन, यो वेद परमेष्ठिन यश्च वेद प्रजापतिं, ज्येष्ठ ये ब्राह्मण विदुः ते स्कम्भमनुसंविदु (૧૭)- જે પુરુષમાં બ્રહ્મને જાણે છે, તે પરમેષ્ઠિને જાણે છે, જે પરમેષ્ઠિને અને પ્રજાપતિને જાણે છે અને જે જ્યેષ્ઠ બ્રહ્મને જાણે છે તે સ્કભને-સર્વાધારને જાણે છે

૯ यस्मादृचो अपातक्षन् यजुर्यस्मादपाकषन्, सामानि यस्य लोमानि अथर्वांगिरसो मुख स्कम्भ त ब्रूहि- (૨૦)- જેનાથી ઋચા, યજુ, સામ અને અથર્વ નીકળ્યા તે સર્વાધાર દેવ છે

૧૦ यत्रादित्याश्च रुद्राश्च वसवश्च समाहिता॰ भूतं च यत्र भव्य च सर्वे लोका॰ प्रतिष्ठिता॰ स्कम्भ त ब्रूहि (૨૨)- જેનામા આદિત્ય, રુદ્ર અને વસુ રહે છે, ભૂત અને ભવિષ્ય જ્યા રહેલા છે, સર્વ લોકો જ્યા રહેલા છે તે સર્વાધાર દેવ છે

૧૧ यस्य त्रयस्त्रिंशद्देवा निधिं रक्षन्ति सर्वदा (૨૩)- તેત્રીસ દેવ જેના ખજાનાની રક્ષા કરે છે.

૧૨ यत्र देवा ब्रह्मविदो ब्रह्म ज्येष्ठमुपासते यो वै तान् विद्यात् प्रत्यक्षं स ब्रह्मा वेदिता स्यात् (૨૪)- જ્યાં બ્રહ્મજ્ઞાની લોકો જ્યેષ્ઠ બ્રહ્મની ઉપાસના કરે છે, જે તેને પ્રત્યક્ષ જાણે છે તે જ્ઞાનીને બ્રહ્મા કહેવામાં આવે છે.

૧૩ यस्य त्रयस्त्रिंशद्देवा अंगे गात्रा विभेजिरे, तान् वै त्रयस्त्रिंशद्देवानेके ब्रह्मविदो विदुः (૨૭)- જેના દેહના અંગોમાં તેત્રીસ દેવતાઓ વસે છે તે તેત્રીસ દેવોને માત્ર એકલો બ્રહ્મજ્ઞાની જ જાણી શકે છે.

૧૪ नाम नाम्ना जोहवीति पुरा सूर्यात्पुरोषसः यदजः प्रथमं संबभूव स ह तत्स्वराज्यमियाय यस्मान्नान्यत्परमस्ति भूतम् (૩૧)- સૂર્યદેવ અને ઉષાના આગમન પહેલાં જે ઇશ્વરનું નામ લઇને પ્રથમ સંઘટિત બને છે તે સ્વરાજ્યને પ્રાપ્ત કરે છે, જેનાથી શ્રેષ્ઠ બીજું કાંઇ પણ નથી.

૧૫ यस्य भूमिः प्रमान्तरिक्षमुतोदरं, दिवं यश्चक्रे मूर्धानं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः (૩૨)- ભૂમિ જેના પગ, અન્તરિક્ષ જેનું પેટ અને દ્યુને જેણે પોતાનું મસ્તક બનાવ્યું એવા જ્યેષ્ઠ બ્રહ્મને નમસ્કાર હો !

૧૬ यस्य सूर्यश्चक्षुः चन्द्रमाश्च पुनर्णवः अग्निं यश्चक्र आस्यं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः (૩૩)- સૂર્ય જેનું ચક્ષુ, પુનઃ નવો થનારો ચંદ્ર જેનું બીજું ચક્ષુ છે, અગ્નિ જેનું મુખ છે એવા શ્રેષ્ઠ બ્રહ્મને મારા નમસ્કાર હો !

૧૭ यस्य वातः प्राणापानौ, चक्षुरङ्गिरसोऽभवन् ! दिशो यश्चक्रे प्रज्ञानीः तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः (૩૪)- વાયુ જેના પ્રાણ અને અપાન છે, જેનાં ચક્ષુ અગ્નિ અને દિશાઓ કાન છે, તે જ્યેષ્ઠ બ્રહ્મને મારા નમસ્કાર હો !

૧૮ स्कंभो दाधार द्यावापृथिवी उभे इमे स्कंभो दाधारोर्वन्तरिक्षम् स्कंभो दाधार प्रदिशः षडुर्वीः स्कम्भ इदं विश्वं भुवनमा विवेश (૩૬)- સર્વાધાર ઇશ્વરે દ્યુ, પૃથ્વી, વિશાળ અન્તરિક્ષ, છ દિશાઓ ધારણ કરી છે, તે સર્વ ભુવનમાં રહેલો છે.

૧૯ महद्यक्षं भुवनस्य मध्ये तपसि क्रान्तं सलिलस्य पृष्ठे तस्मिन् छ्रयन्ते य उ के च देवाः वृक्षस्य स्कन्धः परित इव शाखाः (૩૮)- ભુવનના મધ્યમાં મહાન્ પૂજનીય દેવ છે, તે તપમાં વિશેષ બનીને જળના પૃષ્ઠ ભાગ પર ચમકે છે, જે અન્ય દેવ છે તે સર્વ તેના આશ્રયે રહે છે, જેવી રીતે વૃક્ષ અને શાખાઓ રહે છે.

૨૦ यस्मै हस्ताभ्यां पादाभ्यां वाचा श्रोत्रेण चक्षुषा, यस्मै देवाः सदा बलिं प्रयच्छन्ति, विमिते आमतं स्कंभं तं ब्रूहि (૩૯)- જેને માટે હાથો, પગો, વાણી, શ્રોત્ર, ચક્ષુથી સર્વ દેવ બલિ અર્પણ કરે છે તે સર્વાધાર ઇશ્વર છે.

અથર્વ. ૬।૩૩

૧ स नो ददातु तां रयिमुरुं पिशंगसंदृशम् (૩)- તે ઇશ્વર સુવર્ણની જેમ તે ધન અમને આપો.

અથર્વ. ૬।૬૧

૧ मह्यमापो मधुमदेरयन्तां (૧)- પાણી મારે માટે મધુર બનીને વહે.

૨ मह्य सूरो अभरज्ज्योतिषे कम्- સૂર્યે મારે માટે ચારે તરફ સુખમય પ્રકાશકિરણો ભરી દીધાં છે.

૩ अहं विवेच पृथिवीमुत द्यां अहं ऋतूंरजनयं सप्त साकम् (૨)- મેં પૃથ્વી અને દ્યુને છુટાં પાડ્યાં અને સાત ઋતુ મેં ઉત્પન્ન કરી.

૪ अहं सत्यमनृतं यद्वदामि, अहं दैवीं परि वाचं विशश्च- હું સત્ય અને અનૃત જે કોઇ વાણી બોલું છું તે અને મનુષ્યોની દૈવી વાણી પણ હું સર્વ પ્રકારથી બોલું છું.

અથર્વ. ૬।૩૪

૧ प्राग्नये वाचमीरय वृषभाय क्षितीनां (૧)- સર્વ લોકોમાં મહાબળવાન ઇશ્વરને માટે સ્તુતિ રૂપ વાણી પ્રેરિત કરો.

૨ यो रक्षांसि निजूर्वति अग्निस्तिग्मेन शोचिषा (૨)- જે અગ્નિ પોતાના તીક્ષ્ણ પ્રકાશથી રાક્ષસોને નષ્ટ કરે છે.

૩ यः परस्याः परावतः तिरो धन्वातिरोचते (૩)-જે દૂરમાં દૂર આવેલા સ્થાનને પાર કરીને પ્રકાશે છે.

૪ यो विश्वाभि विपश्यति, भुवना सं च पश्यति (૪)- જે સર્વ ભુવનોને અલગ અલગ તેમજ એકત્રિત રીતે પણ જુએ છે.

૫ यो अस्य पारे रजसः शुक्रो अग्निरजायत (૫)- જે આ અન્તરિક્ષને પેલેપાર તેજસ્વી અગ્નિ પ્રગટ થયો છે.

६ स न पर्षदति द्विष -તે અમને શત્રુઓથી દૂર કરે અને પૂર્ણ બનાવે

અથર્વ. ૬।૨

१ युवा जेतेशान. स पुरुष्टुतः ( ३ )- તે ઈશ્વર તરૂણ, વિજયી, સર્વનો સ્વામી અને ઘણાઓ દ્વારા પ્રશંસિત છે.

અથર્વ. ૬।૪૯

१ उभा जिग्यथुर्न परा जयेथे ( १ )- બન્ને વિજય કરે છે, કદી પરાજીત થતા જ નથી

२ न परा जिग्ये कतरश्चनैनयो - તેઓમાંથી એક પણ કદી પરાજીત થતો નથી.

३ इन्द्रश्च विष्णो यदपस्पृधेथां त्रेधा सहस्रं वि तदैरयेथाम्- હે ઈન્દ્ર અને વિષ્ણુ ! જ્યારે તમે બન્ને સ્પર્ધાથી યુદ્ધ કરો છો ત્યારે શત્રુઓને ત્રણ પ્રકારથી નસાડી દો છો

અથર્વ. ૭।૭૧

१ परि त्वाग्ने पुरं वयं विप्रं सहस्य धीमहि, धृषद्वर्णं दिवेदिवे हन्तारं भंगुरावतः ( १ )- હે બળવાન તેજસ્વી દેવ ! પરિપૂર્ણ જ્ઞાની, શત્રુનો નાશ કરનારા, વિનાશકને મારી નાખનારા, તારા જેવા ઈશ્વરની પ્રતિદિન અમે સર્વ પ્રકારથી સ્તુતિ ગાઈએ છીએ

અથર્વ ૭।૬૩

१ पृतनाजितं सहमानं अग्निं उक्थैर्हवामहे परमात्सधस्थात् ( १ )- શત્રુની સેનાનો પરાભવ કરનારા સામર્થ્યવાન્ તેજસ્વી દેવોને અમે સ્તોત્રોથી પરમસ્થાનથી બોલાવીએ છીએ

२ स नः पर्षदति दुर्गाणि विश्वा क्षामद् देवोऽति दुरितान्यग्निः- તે અમને સર્વ દુઃખોની પેલેપાર લઈ જાય અને તે અગ્નિદેવ સર્વ દુઃખી અવસ્થા (સ્થિતિ)નો નાશ કરે

અથર્વ. ૭।૪૧

१ तरन् विश्वान्यवरा रजांसि, इन्द्रेण सख्या शिव आ जगम्यात् ( १ )- સર્વ નીચેના ભાગોને પાર કરીને ઈન્દ્રની મિત્રતાથી કલ્યાણરૂપ બનીને શુભ અવસ્થા પ્રાપ્ત કરીએ

અથર્વ. ૭।૨૧

१ समेत विश्वे वचसा पतिं दिव ( १ )- આપ સર્વ લોક સ્તુતિ કરીને પ્રકાશલોકના સ્વામીને પ્રાપ્ત કરો.



१ एको विभूरतिथिर्जनानाम्- તે ઈશ્વર સર્વવ્યાપક અને જનોને માટે અતિથિવત્ પૂજ્ય છે.

३ स पूर्व्यो नूतनमाविवासत्- તે સર્વથી પ્રાચીન છે પરંતુ સર્વ નવીન વસ્તુઓમાં પણ વસે છે

४ तं वर्तनिरनु वावृत एकमित्पुरु- તે એકની સમીપ ઘણા જ પ્રકારના માર્ગો પહોંચે છે

અથર્વ. ૭।૧૪

४ अभि त्यं देवं सवितारं ओण्यो कविक्रतुं, अर्चामि सत्यसवं रत्नधामभि प्रियं मतिम् (१)-રક્ષા કરનારા, દ્યુ અને પૃથ્વીના ઉત્પાદક, જે જ્ઞાની કર્મકર્તા છે, સત્યપ્રેરક અને રત્નધારક છે, તે દેવની હું ઉપાસના કરૂં છું

१ हिरण्यपाणिरमिमीत सुक्रतुः कृपात् स्वः (२)- સુવર્ણના હાથવાળો, ઉત્તમ કર્મ કરવાવાળો, સ્વશક્તિથી પ્રકાશ નિર્માણ કરે છે

અથર્વ. ૭।૯

१ प्रपथे पथा मजनिष्ट पूषा प्रपथे दिवः प्रपथे पृथिव्याः ( १ )- સર્વનો પોષક દેવ પૃથ્વી, અન્તરિક્ષ અને દ્યુના માર્ગમાં પ્રગટ થાય છે

१ उभे अभि प्रियतमे सधस्थे आ च परा च चरति प्रजानन्- પ્રિય સ્થાનમાં સર્વ જાણવા છતાં પાસે અને દૂર સંચાર કરે છે.

३ पूषेमा आशा अनु वेद सर्वा सो अस्माँ अभयतमेन नेषत् ( २ )- પૂષા આ સર્વ દિશાઓને જાણે છે, તેથી તે અમને સર્વને નિર્ભય માર્ગથી જરૂર લઈ જશે.

४ स्वस्तिदा आघृणिः सर्ववीरोऽप्रयुच्छन्पुर एतु प्रजानन्- તે કલ્યાણ કરનારો, તેજસ્વી, સર્વ પ્રકારથી વીર, કદી પ્રમાદ ન કરનારો અમારો નેતા બને

અથર્વ. ૧।૧૩

१ मृडया नस्तनूभ्यो मयस्तोकेभ्यस्कृधि ( २ )- અમારા શરીરને સુખ આપે અને પુત્ર પૌત્રોને સુખ આપે.

२ विद्म ते धाम परमं गुहा यत् ( ३ )- તારૂં સ્થાન પરમ ગુફામાં-બુદ્ધિમાં છે તે અમે જાણીએ છીએ.

અથર્વ. ૨।૧૬

१ प्राणापानौ मृत्योर्मा पातं ( १ )- હે પ્રાણ, અપાન ! મૃત્યુથી મારી રક્ષા કરો.

૨ सूर्यं चक्षुषा मा पाहि ( ૩ )- હે સૂર્ય ! આંખથી મારી રક્ષા કરો

૩ अग्ने वैश्वानर विश्वैर्मा देवैः पाहि ( ૪ ) હે વિશ્વના નેતા અગ્નિ ! સર્વ દેવોથી મારી રક્ષા કરો.

અથર્વ. ૪।૨

૧ य आत्मदा बलदा यस्य विश्व उपासते प्रशिष यस्य देवा ( ૧ )- જે આત્મશક્તિ દેનારો છે અને બળ દેનારો છે, સર્વ દેવો જેની આજ્ઞામાં રહે છે

૨ योऽस्येशे द्विपदो यश्चतुष्पदः कस्मै देवाय हविषा विधेम- જે દ્વિપાદ અને ચતુષ્પાદોનો સ્વામી છે, તે સુખસ્વરૂપ દેવની હવિથી અમે ઉપાસના કરીએ છીએ

૩ य प्राणतो निमिषतो महित्वैको राजा जगतो बभूव ( ૨ )- જે શ્વાસ લેનારા, અને નિમેષ ( આંખો ઉઘાડમીંચ ) કરતારા જગતનો મહત્તથી એક રાજા બન્યો છે.

૪ यस्य च्छायामृत, यस्य मृत्युः- જેના આશ્રયે રહેવાથી અમરત્વ પ્રાપ્ત થાય છે અને જેનો આશ્રય છોડવાથી મૃત્યુ થાય છે

૫ यस्य द्यौरुर्वी पृथिवी च मही यस्याद उर्वन्तरिक्षम्, यस्यासौ सूरो विततो महित्वा ( ૪ )- જેનુ આ દ્યૌ ઘણુ વિશાળ છે, જેની આ પૃથ્વી ઘણી વિસ્તીર્ણ છે, જેનુ અન્તરિક્ષ ઘણુ જ લાંબુ પહોળુ છે અને જેમાં મહિમાવાન્ સૂર્ય પ્રકાશે છે

૬ इमाश्च प्रदिशो यस्य बाहू ( ૫ )- દિશાઓ જેના બાહૂઓ છે

૭ यासु देवीष्वधि देव आसीत् ( ૬ )- જે દેવીઓ પર એક અધિદેવ થયેલ છે

૮ हिरण्यगर्भः समवर्ततताग्रे भूतस्य जातः पतिरेक आसीत् ( ૭ )- સર્વ ભૂતમાત્રનો એક સ્વામી એવો હિરણ્યગર્ભ પ્રથમ ઉત્પન્ન થયો

૯ स दाधार पृथिवीमुत द्या- તેણે પૃથ્વી અને દ્યુલોક ધારણ કર્યા છે

અથર્વ. ૧૦।૨

૧ ब्रह्मणा भूमिर्विहिता ब्रह्म द्यौरुत्तरा हिता, ब्रह्मेदमूर्ध्वं तिर्यक् चान्तरिक्ष व्यचो हितम् ( ૨૫ )- બ્રહ્મથી ભૂમિને ધારણ કરાઇ છે, બ્રહ્મે દ્યૌને ઉપર રાખ્યુ છે અને બ્રહ્મ જ અન્તરિક્ષને ઉપર ત્રાંસુ દેનાવી રાખ્યુ છે

૨ मूर्धानमस्य संसीव्याथर्वा हृदयं च यत् मस्तिष्कादूर्ध्वः प्रैरयत् पवमानोऽधि शीर्षत् ( ૨૬ )- મસ્તક અને હૃદયને સીવીને અથર્વા છાતી અને મસ્તકની ઉપર પ્રાણને લઇ જાય

૩ तद्वा अथर्वण शिरो देवकोशः समुब्जितः, तत्प्राणो अभि रक्षति शिरो अन्नमथो मनः ( ૨૭ )- તે અથર્વાનુ મસ્તક દેવોનો સુરક્ષિત ખજાનો છે, તેનુ રક્ષણ પ્રાણ, અન્ન અને મન કરે છે

૪ सर्वा दिश पुरुष आ बभूवा ( ૨૮ )- સર્વ દિશાઓમા પુરૂષ જ થયો છે

૫ पुर यो ब्रह्मणो वेद यस्याः पुरुष उच्यते-બ્રહ્મની આ નગરી છે, જેમાં રહેવાને લીધે આ આત્માને પુરૂષ કહે છે.

૬ यो वै ता ब्रह्मणो वेदामृतेनावृता पुरम्, तस्मै ब्रह्म च ब्राह्माश्च चक्षुः प्राण प्रजा ददुः ( ૨૯ )- જે અમૃતથી પરિપૂર્ણ એવી બ્રહ્મની નગરીને જાણે છે તેને બ્રહ્મ અને સર્વ દેવો ચક્ષુ પ્રાણ અને પ્રજા આપે છે

૭ न वै त चक्षुर्जहाति, न प्राणो जरसः पुरा, पुरं यो ब्रह्मणो वेद यस्याः पुरुष उच्यते ( ૩૦ )- તેના ચક્ષુ અને પ્રાણ ઘડપણ પહેલાં તેને છોડતા નથી, જે બ્રહ્મની નગરીને જાણે છે, એ કારણને લીધે જ આત્માને પુરૂષ કહે છે

૮ अष्टाचक्रा नवद्वारा देवाना पूरयोध्या, तस्या हिरण्ययः कोशः स्वर्गो ज्योतिषावृतः ( ૩૧ )- આઠ-ચક્રો અને નવદ્વારવાળી આ અયોધ્યા નગરી છે, તેમાં સુવર્ણનો કોશ છે જે તેજથી ઘેરાએલ સ્વર્ગ છે

૯ तस्मिन् हिरण्यये कोशे त्र्यरे त्रिप्रतिष्ठिते, तस्मिन् यद् यक्षमात्मन्वत् तद्वै ब्रह्मविदो विदुः ( ૩૨ )- તે ત્રણ આરાવાળા અને ત્રણ આધારવાળા સુવર્ણના કોશમાં જે આત્મવાન્ પૂજ્ય દેવ છે તેને બ્રહ્મજ્ઞાની જાણે છે

૧૦ प्रभ्राजमाना हरिणीं यशसा सपरीवृता, पुर हिरण्ययीं ब्रह्मा विवेशापराजिताम् ( ૩૩ )- તેજસ્વી મન હરણ કરનારી, યશથી ઘેરાએલી, સુવર્ણમયી નગરીમાં બ્રહ્મા પ્રવેશ કરે છે

અથર્વ. ૬।૮૦

૧ अन्तरिक्षेण पतति विश्वा भूतावचाकशत्, शुनो दिव्यस्य यन्महस्तेना ते हविषा विधेम ( ૧ )-

જે સર્વ ભૂતોને પ્રકાશિત કરે છે અને જે અન્તરિક્ષમાં ચાલે છે, તે દ્યુલોકમાં ગતિ કરનાર સૂર્યનું જે મહત્ત્વ છે તે હવિથી અમે તારી પૂજા કરીએ છીએ.

અથર્વ. ૪।૧૪

૧ पृष्ठात्पृथिव्या अहमन्तरिक्षमारुहं, अन्तरिक्षाद्दिवमारुहं, दिवो नाकस्य पृष्ठात्स्वर्ज्योतिरगामहम् ( ૩ )– પૃથ્વીથી અન્તરિક્ષ, અન્તરિક્ષથી દ્યુલોક પર, દ્યુલોકથી પ્રકાશની જ્યોતિને હું પ્રાપ્ત કરું છું.

અથર્વ. ૭।૧

૧ स इदं विश्वमभवत् स आभवत् ( ૨ )– તે આ વિશ્વ બન્યો છે, તે સર્વત્ર હોય છે.

અથર્વ. ૭।૩

૧ स्वया तन्वा तन्वमैरयत् ( ૧ )– પોતાના શરીરથી સૂક્ષ્મ શરીરને પ્રેરિત કરે છે.

અથર્વ. ૭।૫

૧ स देवानामधिपतिर्बभूव सो अस्मासु द्रविणमा दधातु ( ૨ )– તે દેવોનો અધિપતિ બન્યો, તે અમને ધન આપે.

૨ मुग्धा देवा उत शुनायजन्त, उत गोरङ्गैः पुरुधायजन्त ( ૫ )– મૂઢ યાજક કૂતરાના અને ગાયોના અંગોથી યજન કરે છે.

અથર્વ. ૫।૧

૧ सप्त मर्यादाः कवयस्ततक्षुस्तासामिदेकामभ्यंहुरोगात् ( ૬ )– સાત મર્યાદાઓ જ્ઞાની પુરુષો (કવિઓ) એ કરી છે. તેમાંની એકનું પણ ઉલ્લંઘન થવાથી પાપી થઈ જવાય છે.

અથર્વ. ૨।૧૧

૧ दूष्या दूषिरसि ( ૧ )– દોષોને દૂર કરનારો તું (આત્મા) છે.

૨ हेत्या हेतिरसि– હથિયારનું હથિયાર તું છે.

૩ मेन्या मेनिरसि– વજ્રનું વજ્ર તું જ છે.

૪ स्रक्त्योऽसि प्रतिसरोऽसि(૨)– તું પ્રગતિશીલ, પ્રગતિ કરનારો છે.

૫ प्रत्यभिचरणोऽसि– તું દુષ્ટો પર હુમલો કરનારો છે.

૬ प्रति तमभि चर योऽस्मान्द्वेष्टि यं वयं द्विष्मः ( ૩ )– જે અમારો દ્વેષ કરે છે અને જેનો અમે દ્વેષ કરીએ છીએ, તેમના પર આઘાત કર.

૭ सूरिरसि वर्चोधा असि ( ૪ )– તું જ્ઞાની છે, તું તેજસ્વી છે.

૮ तनूपानोऽसि– તું શરીરનો રક્ષક છે

૯ शुक्रोऽसि, भ्राजोऽसि, स्वरसि, ज्योतिरसि ( ૫ )– તું બળવાન છે, તેજસ્વી છે, આત્મપ્રકાશ છે અને જ્યોતિ છે.

૧૦ आप्नुहि श्रेयांसं, अति समं क्राम– શ્રેયને પ્રાપ્ત થા અને સમાન લોકોની આગળ જા

અથર્વ. ૫।૯-૧૦

૧ सूर्यो मे चक्षुः, वातः प्राणो अन्तरिक्षमात्मा, पृथिवी शरीरम् ( ૭ )– સૂર્ય મારી આંખ, વાયુ પ્રાણ, અન્તરિક્ષ આત્મા અને પૃથ્વી શરીર છે.

૨ अस्तृतो नामाहं अयमस्मि– અમર નામવાળો હું જ છું.

૩ स आत्मानं नि दधे द्यावापृथिवीभ्यां गोपीथाय– તે મારા આત્માને દ્યુ અને પૃથ્વી દ્વારા સુરક્ષિત થવા માટે રાખું છું.

૪ बृहता मन उप ह्वये मातरिश्वना प्राणापानौ, सूर्याच्चक्षुः अन्तरिक्षाच्छ्रोत्रं पृथिव्याः शरीरं, सरस्वत्या वाचं उप ह्वयामहे मनोयुजा ( ૮ )– જ્ઞાનની સાથે મન, વાયુથી પ્રાણ અપાન, સૂર્યથી આંખ, અન્તરિક્ષથી કાન, પૃથ્વીથી શરીર, સરસ્વતીથી વાણીને મનના સંયોગથી પ્રાપ્ત કરું છું.

અથર્વ. ૨।૩૪

૧ ये बध्यमानमनु दीध्याना अन्वैक्षन्त मनसा चक्षुषा च, अग्निष्टानग्रे प्र मुमोक्तु देवो विश्वकर्मा प्रजया संरराणः ( ૩ )– જે પ્રકાશમાન બંધાએલાને મનથી અને આંખોથી જુએ છે, જનકર્તા દેવ પ્રજાની સાથે રહેનારો તેમને પ્રથમ મુક્ત કરે.

અથર્વ. ૭।૮૩

૧ उदुत्तमं वरुण पाशमस्मदवाधमं वि मध्यमं श्रथाय ( ૩ )– હે વરુણ! અમારાથી શ્રેષ્ઠ, મધ્યમ અને કનિષ્ઠ પાશોને ઢીલા બનાવ.

૧ अधा वयमादित्य व्रते तवानागसो अदितये स्याम – હે આદિત્ય ! તારા વ્રતમાં રહેતાં રહેતાં અમે સ્વતંત્રતાને માટે નિષ્પાપ બનીને રહીએ.

અથર્વ. ૬।૧૨૩

૧ विद्धि पूर्तस्य नो राजन्त्स देव सुमना भव ( ५ )- હે રાજન ! અમારી પૂર્ણતાનો માર્ગ જાણ અને હે દેવ ! તું ઉત્તમ મનવાળો થા.

અથર્વ. ૭।૨૦૬

१ ततः पाहि त्वं नः प्रचेतः शुभे सखिभ्यो अमृतत्वमस्तु नः ( १ ) ત્યાંથી તુ ઉત્તમ જ્ઞાની અમારી રક્ષા કર, અમારા મિત્રોને કલ્યાણ પ્રાપ્ત થાઓ, અને અમને અમરત્વ પ્રાપ્ત થાઓ.

અથર્વ. ૧૩।૧

१ सं ते राष्ट्रमनक्तु पयसा घृतेन ( ८)- તારૂં રાષ્ટ્ર દૂધ અને ઘીથી ભરપૂર રહે

२ विशि राष्ट्रे जागृहि ( ९ )- પ્રજામાં અને રાષ્ટ્રમાં જાગૃતિ રહો.

३ गोपोषं च मे वीरपोषं च धेहि ( १२ )- મારા રાજ્યમાં ગાયોનું તથા વીરોનુ પોષણ થાઓ.

४ इदं राष्ट्रमकरः सूनृतावत् ( २० )- આ રાષ્ટ્રને આનન્દપૂર્ણ બનાવ.

५ तया वाजान् विश्वरूपां जयेम, तया विश्वाः पृतना अभिष्याम ( २२ )- તેનાથી અનેકવિધ અન્ન અને બળ પ્રાપ્ત કરીશું, જેનાથી સર્વ શત્રુસેનાઓનો પરાભવ કરીશું.

६ दिवं च रोह, पृथिवीं च रोह, राष्ट्रं च रोह, द्रविणं च रोह, प्रजां च रोह, अमृतं च रोह (३४)- દ્યુ, પૃથ્વી, રાષ્ટ્ર, ધન, પ્રજા, અમરત્વને તું પ્રાપ્ત થાઓ.

७ राष्ट्रं दधातु सुमनस्यमानः ( ३५ )- ઉત્તમ મનથી રાષ્ટ્રનું ધારણ કરે.

અથર્વ. ૧૩।૪-૫-૬

१ स एष एक एकवृदेक एव ( १२ )- તે એકમાત્ર વ્યાપક દેવ એકજ છે.

२ एते अस्मिन् देवा एकवृतो भवन्ति ( १३ )- આ સર્વ દેવતાઓ તેમાં એકરૂપ થાય છે.

३ कीर्तिश्च यशश्चाम्भश्च नभश्च ब्राह्मणवर्चसं चान्नं चान्नाद्यं च य एतं देवमेकवृतं वेद (१४-१५)- જે આ વ્યાપક દેવને જાણે છે તે તેની કીર્તિ, યશ, જય, સ્થાન, જ્ઞાન, અન્ન વગેરે પ્રાપ્ત કરે છે.

४ न द्वितीयो न तृतीयश्चतुर्थो नाप्युच्यते (१६)- તેને બીજો, ત્રીજો, ચોથો કહેવામાં આવતો નથી.

५ ब्रह्म च तपश्च कीर्तिश्च यशश्चाम्भश्च नभश्च ब्राह्मणवर्चसं चान्नं चान्नाद्यं च भूतं च भव्यं च श्रद्धा च रुचिश्च स्वर्गश्च स्वधा च य एतं देवमेकवृतं वेद ( २२-२३-२४)- જ્ઞાન, તપ, કીર્તિ, યશ, સ્થાન, જળ, બ્રાહ્મતેજ, અન્ન, ભૂત, ભવિષ્ય, શ્રદ્ધા, તેજ, સ્વર્ગ, સ્વધા આ સર્વ તેને મળે છે જે આ દેવને સર્વ વ્યાપક જાણે છે.

અથર્વ ૧૫।૧-૩

१ सोऽवर्धत, स महानभवत् स महादेवोऽभवत् ( ४ )- તે વૃદ્ધિ પામવા લાગ્યો, તે મહાન થયો, તે મહાદેવ થયો.

२ स देवानामीशां पर्यैत् स ईशानोऽभवत् ( ५ )- તે ઇશાનો અધિષ્ઠાતા થયો, તે ઇશાન થયો.

३ ऋचः प्राञ्चस्तन्तवो यजूंषि तिर्यञ्चः ( ६ ) वेद आस्तरणं ब्रह्मोपबर्हणम् ( ७ ) सामासाद उद्गीथः अपश्रयः ( ८ ) तां आसन्दीं व्रात्य आरोहत् ( ९ )- ઋચાઓ વસ્ત્રના લાંબા ધાગા, યજુ ત્રાંસા ધાગા, વેદ બિછાનુ, બ્રહ્મજ્ઞાન ઓઢવાનો ચારસો હતો, સામ ગાદલુ અને ઉદ્ગીથ તકિયો હતો, ખાટલા પર વ્રતી ચઢીને બેઠો.

અથર્વ. ૧૫।૯

१ स विशोऽनु व्यचलत्, तं सभा च समितिश्च सेना च सुरा चानुव्यचलन् ( १-२ )- તે પ્રજાની અનુકૂળ રીતે ચાલ્યો, ત્યારે સભા અને સમિતિ, સેના અને ધનકોશ અનુકૂળ બન્યા.

અથર્વ. ૧૬।૨-૪-૬-૭-૯

१ मधुमतो स्थ मधुमतीं वाचमुदेयम् ( २ )- તું મીઠ છે, હું મધુર વાણી બોલીશ.

२ नाभिरहं रयीणां नाभिः समानानां भूयासं ( १ )- હું ધનનું અને સમાનોનું મધ્યબિન્દુ બનીશ.

३ मा मां प्राणो हासीन्मो अपानोऽवहाय परा

**ગાત્** ( ૩ ) –મને પ્રાણ ન છોડે તેમજ અપાન પણ છોડીને દૂર ન જાય.

**૪ प्राणापानौ मा मा हासिष्टं, मा जने प्र मेषि (५)** –પ્રાણ, અપાન મને છોડે નહિ, લોકોમાં હું ઘાતક ન બનું.

**૫ अजैष्म अद्यासनाम् अद्याभूमानागसो वयम्** ( ૧ )– આજે અમે વિજયી બનીએ છીએ, આજે અમે પ્રાપ્ત કરીએ છીએ, આજે અમે નિષ્પાપ બનીએ છીએ.

**૬ जितमस्माकं, उद्भिन्नमस्माकं, ऋतमस्माकं, तेजोऽस्माकं, ब्रह्मास्माकं, स्वरस्माकं, यज्ञोऽस्माकं, पशवोऽस्माकं, प्रजा अस्माकं, वीरा अस्माकं ( १ )–** વિજય, ઉદય, ઋત, તેજ, જ્ઞાન, આત્મપ્રકાશ, યજ્ઞ, પશુ, પ્રજા, વીર અમારા થાઓ.

**अस्यष्ठां विश्वाः पृतना अरातीः** ( ૭ )– શત્રુસેનાનો પરાજય કર્યો છે.

**૮ पूषा मा धात् सुकृतस्य लोके ( २ )–** પોષક દેવ પુણ્યલોકમાં મને રાખે.

**૯ वसुमान् भूयासं, वसु मयि धेहि ( ४ )–** હું ધનવાન બનું, મને ધન આપો.

## સુભાષિતોનો ઉપયોગ

અહીં " બ્રહ્મજ્ઞાન " પ્રકરણના કેટલાંક સુભાષિતો જેના અર્થ સ્પષ્ટ છે તે આપેલાં છે. જેનો અર્થ અધિક ગૂઢ છે એવાં આનાથી પણ વધારે છે, તે અહીં આપેલાં નથી. પાઠક વારંવાર મંત્રોનું મનન કરશે ત્યારે તે ગૂઢ સુભાષિતો પોતાની મેળે જ પાઠકોની નજરે ચઢશે.

મંત્રનો સાર સુભાષિત છે. " **मंत्रः मननात्** " મંત્ર એ મનન કરવા માટેની શબ્દ યોજના છે. પોતાના મનમાં જેવા સતત વિચારો મનુષ્ય સેવે છે તેવો તે બને છે. મનુષ્યનું મન ઉન્નતિ તરફ જવાના વિચારો જ કરે, કદી અવનતિના વિચારો ન સેવે, મનમાં પણ ન લાવે. આ મનુષ્યે કરવાનું અત્યાવશ્યક અનુષ્ઠાન છે. મનુષ્યની ઉન્નતિનો વેદે દર્શાવેલો આ માર્ગ છે. આ માટે સુભાષિતોનું મનન માણસે સવિશેષ કરવું જોઇએ. પ્રત્યેક મંત્ર કંઇ ને કંઇ સુવિચાર મનુષ્યને આપે જ છે. તેનો ઉપયોગ મનુષ્ય કેવી રીતે કરે છે તેજ ખાસ જોવાનું છે.

મનુષ્યમાં ચાર પ્રકારની પ્રવૃત્તિઓ રહેલી છે–(૧) કોઇનામાં જ્ઞાન સંવર્ધનની પ્રવૃત્તિ હોય છે, એ બ્રાહ્મ પ્રવૃત્તિ છે. ( ૨ ) કોઇનામાં બળથી કાર્ય કરવાની પ્રવૃત્તિ હોય છે, આ પ્રકારની પ્રવૃત્તિને ક્ષાત્ર પ્રવૃત્તિ કહેવાય છે. ( ૩ ) ત્રીજી પ્રવૃત્તિ ધન કમાવાની છે, આ પ્રવૃત્તિ વૈશ્યવૃત્તિ દર્શાવે છે. (૪) ચોથી કર્મપ્રવૃત્તિ છે તે શૂદ્ર પ્રવૃત્તિ છે. આ કુદરતી રીતે પ્રવર્તમાન પ્રવૃત્તિઓને સત્પ્રવૃત બનાવી તેમના દ્વારા માનવોની ઉન્નતિ સાધવી એ વેદ મંત્રોનો ઉદ્દેશ છે. આ દૃષ્ટિબિન્દુથી સુભાષિતો ઘણાંજ મહત્વનાં છે. પ્રત્યેક સુભાષિત પ્રત્યેક માનવ માટે એક સરખું ઉપયોગિ જ છે એમ સમજવું ન જોઇએ. વૈશ્ય પ્રવૃત્તિના મંત્રો જેટલા પ્રમાણમાં વૈશ્યવૃત્તિવાળાને સહાય બની શકે તેટલા તે બ્રહ્મપ્રવૃત્તિવાળાને નહિ બની શકે. આ પ્રમાણે અન્ય પ્રવૃત્તિઓના વિષયમાં જાણવું જરૂરી છે અને પોતાની પ્રવૃત્તિ સમજીને તેને ઉન્નતિ અર્પે એવા કયા મંત્રો છે તે નિશ્ચિત કરીને પોતાની ઉન્નતિકારક મંત્રોનું જ મનન કરવું જરૂરી છે.

મંત્રનું મનન કરવાથી જ લાભ થાય છે. મનનનો અર્થ " **तज्जपस्तदर्थ-भावनं** " છે. મંત્ર જાપ કરવો હોય તો મંત્રનો અર્થ મનમાં થોડા સમય માટે બરાબર ઘૂંટી રાખવાની આવશ્યકતા છે. મંત્રના અર્થની ભાવનાથી મનને પૂર્ણ રીતે ભરપૂર બનાવવું જોઇએ. વિપરિત વિચારો મનમાં ન પેસી જાય અને મંત્રની ભાવના મનમાં અવિચલિત રહે તો જ મંત્રની સફળતા પ્રાપ્ત થવામાં સમય લાગતો નથી. વચમાં વચમાં મન ચંચળ બનતું રહે, વિપરિત ભાવ મનમાં દાખલ થતા રહે, મન અસ્થિર બનતું રહે તો મંત્રનું ફળ મળવું બહુ જ મુશ્કેલ બની જાય. " **मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः** " મન જ મનુષ્યને બંધનકર્તા અથવા મોક્ષદાતા છે એમ જે કહેવામાં આવ્યું છે તે સદા સર્વદા સત્ય જ છે.

આ રીતે મનને સ્થિર બનાવવાનું અનુષ્ઠાન પ્રથમ કરવું જોઇએ. યમનિયમથી પોતાના વ્યકિતગત તથા સામુદાયિક આચાર વ્યવહાર શુદ્ધ કરવા, આસનો દ્વારા શરીરને સ્થિર કરવું, પ્રાણાયામથી શ્વાસ, ઉચ્છ્વાસની ગતિને સ્થિર [illegible] પ્રત્યાહારથી કાચબાની જેમ પોતાના અવયવોને [illegible] સંકોડીને સમાવી લઇને સ્વાભાવિક પ્રવૃત્તિ[illegible] અવરોધ કરીને સંયમની પ્રવૃત્તિ વધ[illegible] સ્થિર થાય તો મન સ્થિર થવા માંડે [illegible]

પૂર્ણ તૈયારી કરીને મનને કોઇ આલંબન પર સ્થિર કરીને શાંત કરવુ જોઇએ. જ્યારે મન આ પ્રમાણે સ્થિર થવા માડે કે પછી તેને મંત્રની ભાવનાથી ભરી દેવુ જોઇએ મનમાં બીજા વિચારો દાખલ ન થતાં મંત્રની ભાવના જ ભરેલી રહે તો મન બળવાન બને છે અને મંત્રની ભાવનાનુ બળ મનમાં દૃઢ થવા લાગે છે. આમ થવું જ ઇષ્ટ છે

" હું નિર્બળ છુ, સંપૂર્ણ જગત નશ્વર છે વિશ્વ દુઃખદાયી છે, મનુષ્યનુ જીવન અસાર છે આ પ્રકારના વિચારો અવૈદિક છે " અને આ જ વિચારો અત્યારે ચારે તરફ ફેલાએલા છે આવા વિચારોને દૂર કરીને તેમના સ્થાન પર વૈદિકમંત્રના ભાવ લાવવા જોઇએ મન વેદ મંત્રની ભાવનાથી ભરપૂર બનાવી દેવુ જોઇએ

ઉદાહરણાર્થ જુઓ—

**द्यां सद्म पार्थिवं रज**– દ્યુલોક, પૃથ્વી અને અન્તરિક્ષએ પરમેશ્વરનુ ગૃહ છે

**स हि दिवः स पृथिव्याः ऋतस्थाः**–તે ઇશ્વર દ્યુલોક અને પૃથ્વીતલપર સત્ય નિયમોનો સંચાલક છે.

**इन्द्रस्य गृहोऽसि**– તુ ઇન્દ્રનુ ઘર છે.

**महद्यक्ष भुवनस्य मध्ये**– ભુવનોના કેન્દ્રમા તે મહાન પૂજ્ય દેવ છે

**स विद्वान् ज्येष्ठ मन्यते** તે વિદ્વાન શ્રેષ્ઠ બ્રહ્મનુ મનન કરે છે.

**अन्ति सन्तं न पश्यति**– પાસે હોવા છતાં પણ તે પ્રભુ દેખાતો નથી.

**सद्मुच्छिष्टे असच्चोभौ**– સત્ય અને અસત્ય બન્ને ઉચ્છિષ્ટમા જ છે.

**वेनस्तत् पश्यत्परमं गुहा यत्**– જે ગુફામાં છે તેને જ્ઞાની જાણે છે

**स्तुहि देव सवितारं**–સર્વના ઉત્પાદક દેવની સ્તુતિ કર

**मा नो विदद्भिः भा**– પરાભવ અમારી પાસે ન આવે.

**यो विश्वजित् विश्वभृत्**– જે વિશ્વમા વિજયી અને વિશ્વનો પોષક છે.

**तांदिदास भुवनेषु ज्येष्ठम्**–તે ભુવનોમા શ્રેષ્ઠ બ્રહ્મ છે

**त्वं ता विश्वा भुवनानि वेत्थ**– તુ સર્વ ભુવનોને જાણે છે.

**ये पुरुषे ब्रह्म विदुः ते विदुः परमेष्ठिन**– જેઓ પુરુષમા બ્રહ્મને જાણે છે તેઓ પરમેષ્ઠિને પણ જાણે છે.

**एको राजा जगतो बभूव**– પ્રભુ જગતનો એક રાજા છે

**सर्वा दिशः पुरुष आबभूव**– સર્વ દિશાઓમાં પુરુષ ભરેલો છે

**शुक्रोऽसि**– તુ બળવાન છે.

**दिवं च रोह पृथिवीं च रोह**– દ્યુલોક પર અને પૃથ્વી પર ઉન્નત થા.

**पूषा मा धात् सुकृतस्य लोके**– પોષક દેવ મને પુણ્ય લોકમાં રાખે

આ મંત્ર ભાગોનું અવલોકન કરો પ્રત્યેક મંત્ર ભાગ મનુષ્યના મનમાં બળ અને સ્ફૂર્તિ પેદા કરે છે. આવા મંત્રોના અર્થની ભાવનાથી જો પોતાનુ મન પરિપૂર્ણ હોય તો કેટલુ ઇષ્ટ પરિણામ આવે. મનની અંદર બે પ્રકારની શક્તિ રહેલી છે. એક મન અણુ છે જ્યારે મનનો બીજો ભાગ વિશાળ શક્તિવાળો છે જાગૃતિમાં જેનાથી અમે અમારૂં વર્તન ચલાવીએ છીએ તે અણુમન છે આ મન જાગૃતિ વખતે કાર્ય કરે છે જ્યારે આંખનુ કાર્ય હોય એવી સ્થિતિમાં તે કાનનું કાર્ય કરી શકશે નહિ.

**युगपज्ज्ञानानुत्पत्तिर्मनसो लिंगम् ।**

એકી સાથે બે ઇન્દ્રિયોનુ જ્ઞાન પ્રાપ્ત થઇ શકતુ નથી એ કારણે જ મન અણુ છે એમ માનવામા આવ્યુ છે. આ અણુ મનમાં પણ પોતાની ભાવનાઓનો પ્રભાવ શરીર પર પાડવાની શક્તિ રહેલી છે. મનમા જ ભાવના રહેલી હશે તો તેનો પ્રભાવ શરીરપર અવશ્ય પડશે જ તેટલા માટે જ મનમાં વેદમંત્રનો ભાવ ભરી દેવાથી શરીરપર તેનું ઉત્તમ પરિણામ થાય જ છે

જ્યારે આપણને ગાઢનિદ્રા અથવા સમાધિની અવસ્થા પ્રાપ્ત થાય છે ત્યારે એક મનનો ભાગ કાર્ય કરવા માંડે છે, તે ઘણોજ શક્તિશાળી છે. ગાઢ નિદ્રામાં અથવા સમાધિમાં જ તે કાર્ય કરે છે

**सुषुप्ति-समाधि-मुक्तिषु ब्रह्मरूपता ।**

" ગાઢનિદ્રા, સમાધિ અને મુક્તિમા બ્રહ્મરૂપતા રહેલી છે " મુક્તિની જાણ બરાબર આપણને હોતી નથી; પરંતુ ગાઢનિદ્રા શુ છે તેની જાણ તો લગભગ બધાને જ હોય છે

અને સમાધિનાં જાણ ઘણા થોડા માણસોને હોઇ શકે, આવી અવસ્થામાં મનુષ્યનું અન્તર્મન બ્રહ્મરૂપ અવસ્થામાં રહે છે, તેથી તે વધુ પ્રભાવશાળી હોય છે. એ સમયે આ મન સ્થળ મર્યાદાની પણ પેલે પાર હોય છે.—

**यज्जाग्रतो दूरमुदैति दूरं तदुसुप्तस्य तथैवैति।**
**दुरंगमं ज्योतिषां ज्योतिरेकं तन्मे मनः**
**शिवसंकल्पमस्तु ॥** (વા. ય. ૩૪।૧)

" જે મન જાગૃત અવસ્થામાં હોઇને દૂર દૂર સુધી જાય છે તેવી જ રીતે સુષુપ્ત અવસ્થામાં પણ દૂર દૂર જઇ શકે છે. દૂર જવું એ તેનો સ્વભાવ જ છે, તે તેજસ્વીઓમાં તેજસ્વી છે, તે મારૂં મન શુભ સંકલ્પવાળું થાઓ. " આ મન દૂર દૂર સુધીની ગતિ કરનારૂં છે, તેથી તે શુભ સંકલ્પ કરનારૂં હો, તેથી અમે અમારૂં તેમજ બીજાનું હિત કરી શકીએ છીએ. આપણું મન વિદ્યુત યુક્ત છે, વિજળીના ગુણ રૂપવાળું આપણું મન છે, એક જ ક્ષણમાં ઘણે દૂર સુધી જઇ તે પ્રભાવશાળી કાર્ય કરી શકે છે, તેમાં આવા પ્રકારની શકિત રહેલી છે માટે તેને સત્ય અને શિવસંકલ્પયુક્ત બનાવવું જોઇએ. આ મન શિવસંકલ્પ કરે. આપણું મન જો અશુભ સંકલ્પ કરશે તો તેનું પરિણામ ઘણું જ ખરાબ થશે અને જો તે જ મન શિવસંકલ્પ કરશે તો તેનું પરિણામ જરૂર સારૂં અને ઇષ્ટ જ આવશે.

આપણું મન આપણો સેવક છે. જેનો સેવક ઘણો જ સામર્થ્યવાન્ હોય અને જો તે તેના માલિકને આધિન રહે તો તો ઠીક છે પણ જો તે સ્વેચ્છાચારી બની જાય તો તે સ્વામીનો જ જરૂર ઘાત કરશે. આપણું મન ઘણું જ સામર્થ્યવાન છે, પરન્તુ તે સ્વેચ્છાચારી બન્યું છે, આપણે આધીન રહેતું નથી, મનમાન્યા અવિચાર કરે છે, ઇચ્છા પડે ત્યાં જાય છે અને સ્વેચ્છા પ્રમાણે કાર્ય કરે છે, આથી તે આપણો સેવક હોવા છતાં તે આપણો જ ઘાત કરી રહ્યું છે.

એટલા માટે જ આ મનમાં મંત્રનો ભાવ ભરી રાખીને તેને રોકાએલું રાખવાનો પ્રયત્ન કરવો જોઇએ. તેથી મન પવિત્ર વિચાર કરવા ઉદ્યુક્ત થશે અને તેથી આપણું હિત થશે મન બધે સ્થળે ભટકતું જ રહે છે, જો તે અપવિત્ર વિચારથી આમ ભટકતું રહેશે તો તે કેટલું અનર્થકારી અને તેનો વિચાર પાઠક કરે અને વેદમંત્રોની અર્થભાવનાથી તેને પરિપૂર્ણ ભરવાનું કારણ બરાબર રીતે સમજે.

અહીં રહેવા છતાં પણ મનુષ્ય પોતાના પરિશુદ્ધ મનની ભાવનાથી દૂરના દેશમાં રહેનારાના મન પર પણ સારી અસર કરી શકે છે. જેથી તેને ઘણો સારો લાભ થાય છે. જ્યારે મન આપણા કબજામાં રહે, પવિત્ર વિચાર જ કરે તો આ સામર્થ્ય મનુષ્યમાં આવી શકે છે. આ સામર્થ્ય મનુષ્યના મનમાં ઉત્પન્ન થાય એટલા માટે જ વેદમંત્રોના સુભાષિતોના અર્થથી મનને પૂર્ણ કરવાનો અભ્યાસ કરવો જોઇએ.

આ બ્રહ્મજ્ઞાનનું પ્રકરણ છે, બ્રહ્મના વર્ણનના જ મંત્રો આ પ્રકરણમાં સંગ્રહિત થએલા છે, બ્રહ્મનું વર્ણન કરનાર બધાજ મંત્રો સારા હોય છે. પરંતુ અહીં તે સુભાષિતોનો સંગ્રહ કરેલો છે કે જેઓનો અર્થ સ્પષ્ટ છે. પ્રથમ પાઠક તેમનો ઉપયોગ કરે અને પછીથી ગૂઢાર્થવાળા મંત્ર ભાગ લેવા જોઇએ. જેમ કે—

**द्यां सद्म पार्थिवं रजः ।** ( અથર્વ ૪।૧૪ )

" દ્યુલોક, અંતરિક્ષલોક અને ભૂલોક મળીને એક ઘર છે. " આ ઘર પરમેશ્વરનું છે, આ ઘરમાં અમે રહીએ છીએ, જેના ઘરમાં રહીએ તેના નિયમો તો આપણે પાળવા જ જોઇએ એ આપણું કર્તવ્ય છે તેથી ઇશ્વરના ગુણગાન ગાઇને આપણે બધા આ મહાન ઘરમાં એકજ કુટુંબના સદસ્યો તરીકે હળીમળીને રહીએ, કોઇની સાથે કજીઓ કંકાસ કે ટંટો ફીસાદ ન કરીએ, સર્વ વિશ્વ એક ઘર છે, સર્વ માણસો ભાઇ ભાઇ છે એમ માનીને પરસ્પર એક બીજાની સહાયતા કરીએ. એક બીજા સાથે પ્રેમથી વર્તીએ, પરસ્પર એકતા સાધીએ અને ઐક્યની વૃદ્ધિના પ્રયત્નો કરીએ. જુઓ વિશ્વશાન્તિને માટે આ મંત્રભાગથી કેટલો સરળ અને સુગમ માર્ગ સાંપડી શકે છે. અત્યારે સર્વ દેશો એક બીજાથી તદ્દન વિભિન્ન છે. સહુ પોતે પોતાનું હીત બીજા કરતાં ભિન્ન છે એમ માનીને તે સાધ્ય કરવા માટે એક બીજા સાથે ઝગડે છે પરંતુ બધા દેશના વતનીઓ પોતે વિશ્વરૂપી એક મહાન્ ઘરમાં રહેનારા ભાઇઓ જ છે એમ માનીને તે પ્રમાણે આચરણ કરે તો કેટલું ઇષ્ટ પરિણામ આવે. આનો વિચાર પાઠક કરે અને સુભાષિતોને પોતાના જીવનમાં બરાબર ઉતારીને તે પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરે.

**तस्य स्पशो न निमिषन्ति भूर्णयः** ( અથર્વ. ૫।૬।૩ )

" ઇશ્વરના મનુષ્યને પકડનારા પાશ કદી પોતાની આંખો મિચતા નથી. " તેના દૂતો આંખો બંધ ન કરતાં તે ખૂબી

રાખીને સર્વના આચરણની પરીક્ષા કરે છે, તેથી કોઇ તેમને છેતરી શકતું નથી. તેઓ બધાની પરીક્ષા યથાયોગ્ય રીતે કરતા જ રહે છે. આમ જાણીને ભૂલ્યા વગર પોતાનું આચરણ પરિશુદ્ધ કરવાનો યત્ન દરેક મનુષ્યે કરવો જોઇએ.

**इन्द्रस्य गृहोऽसि ।** ( અથર્વ ૫૬।૧૧ )

" તું ઇન્દ્રનું ઘર છે. " તારા શરીરમાં ઇન્દ્ર રહે છે. આ કારણથી જ સર્વ ઇન્દ્રિયોને " ઇન્દ્રશક્તિનું સ્થાન " કહેલ છે. આંખ, નાક, કાન આ સર્વ ઇન્દ્રિયો છે. અર્થાત્ તેઓ ઇન્દ્રની શક્તિઓ છે. મારામાં ઇન્દ્ર છે, હું પણ આત્મારૂપે ઇન્દ્ર જ છું. મેં જ જોવા માટે આંખ, સાંભળવા માટે કાન અને બોલાવા માટે મુખ ઉત્પન્ન કર્યું છે. હાથ, પગ વગેરે મારાં કાર્યો કરવા માટે છે. આ ઇન્દ્રિયોને હું મારા આત્માની ઉન્નતિ કરવા માટે યોગ્ય કાર્યમાં જરૂર લગાડી દઇશ, કોઇ પણ કારણે અવનતિના કાર્યમાં હું તેમનો ઉપયોગ નહિ જ કરૂં.

**स नः पिता, जनिता स उत बन्धुः ।**

( અથર્વ. ૨।૧।૩ )

" તે પ્રભુ અમારા પિતા, જનક અને ભાઇ છે. " તે સર્વ સ્થળે વાસ કરીને અમારૂં રક્ષણ, પાલન, પોષણ કરે છે. આમ જાણીને તે આપણી આસપાસ ચારે તરફ હાજર જ છે. એમ માનીને, તેના રક્ષણ તળે આપણે છીએ જ એમ સમજીને સુરક્ષિત બની, નિર્ભય બની આપણે રહેવું જોઇએ.

વેદોમાં એટલાં સુભાષિતો છે કે તે સર્વનું યથોચિત ગુણગાન અશક્ય છે. મનુષ્યે પોતાની ઉન્નતિને માટે થોડાંક જ સુભાષિતો અપનાવવાં જોઇએ. તેઓમાંથી પોતા માટે થોડાં જ સુભાષિતો પસન્દ કરે અને પોતાનું મન તેમનાથી પરિપૂર્ણ રીતે ભરી દે અને પોતાના કલ્યાણનું સાધન પ્રાપ્ત કરે.

આ બ્રહ્મજ્ઞાન પ્રકરણ આ વિષયમાં સર્વના સહાયતા કરે એજ અહીં સદ્દ્ઇચ્છા છે.

## અથર્વવેદનો સુબોધ અનુવાદ — બ્રહ્મવિદ્યા પ્રકરણ

## કાંડ–સૂક્ત–વિષય–મંત્રસંખ્યા–ઋષિ–દેવતાઓની

# અનુક્રમણિકા

| કાંડ | સૂક્ત | વિષય | મંત્રસંખ્યા | ઋષિ | દેવતા | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|---|
| ૭ | ૮૭ | ૨૩ વ્યાપક દેવ | ૧ | અથર્વા | રુદ્રઃ | ૧૧૨ |
| ૯ | ૧૦ | ૨૪ એક આત્માનાં અનેક નામ | ૨૮ | બ્રહ્મા | ગૌઃ, વિરાટ્, અધ્યાત્મમ્ | ૧૧૩ |
| ૯ | ૯ | ૨૫ એક વૃક્ષપર બે સુપર્ણ | ૨૨ | બ્રહ્મા | વામઃ, અધ્યાત્મં, આદિત્યઃ | ૧૩૩ |
| ૧૦ | ૭ | ૨૬ સર્વાધારનું વર્ણન | ૪૪ | અથર્વા | સ્કમ્ભઃ, આત્મા વા | ૧૫૦ |
| ૬ | ૩૩ | ૨૭ ઇશ્વરનું પ્રચંડ સામર્થ્ય | ૩ | જાટિકાયનઃ | ઇન્દ્રઃ | ૧૫૭ |
| ૬ | ૬૧ | ૨૮ પરમેશ્વરનો મહિમા | ૩ | અથર્વા | રુદ્રઃ | ૧૫૮ |
| ૬ | ૩૪ | ૨૯ તેજસ્વી ઇશ્વર | ૫ | ચાતનઃ | અગ્નિઃ | ૧૫૯ |
| ૬ | ૨ | ૩૦ વિજયી ઇન્દ્ર | ૩ | અથર્વા | સોમઃ, વનસ્પતિ | ૧૬૦ |
| ૭ | ૪૪ | ૩૧ વિજયી દેવ | ૧ | પ્રસ્કણ્વઃ | ઇન્દ્રઃ, વિષ્ણુઃ | ૧૬૧ |
| ૭ | ૭૧ | ૩૨ પ્રભુનું ધ્યાન | ૧ | અથર્વા | અગ્નિઃ | ૧૬૧ |
| ૭ | ૬૩ | ૩૩ રક્ષણ કરનારો દેવ | ૧ | મરીચિઃ, કાશ્યપઃ | જાતવેદાઃ | ૧૬૨ |
| ૭ | ૪૧ | ૩૪ મનુષ્યોનો નિરીક્ષક દેવ | ૨ | પ્રસ્કણ્વઃ | શ્યેનઃ | ૧૬૨ |
| ૭ | ૨૧ | ૩૫ આત્માની ઉપાસના | ૧ | બ્રહ્મા | આત્મા | ૧૬૩ |
| ૭ | ૧૪ | ૩૬ ઉપાસના | ૪ | અથર્વા | સવિતા | ૧૬૪ |
| ૭ | ૧૫ | ૩૭ સવિતા દેવની ઉપાસના | ૧ | ભૃગુઃ | સવિતા | ૧૬૫ |
| ૭ | ૨૨ | ૩૮ આત્માનો પ્રકાશ | ૨ | બ્રહ્મા | બ્રધ્નઃ | ૧૬૬ |
| ૭ | ૯ | ૩૯ ઇશ્વરની ભક્તિ | ૪ | ઉપરિબભ્રવઃ | પૂષા | ૧૬૭ |
| ૧ | ૧૩ | ૪૦ અંતર્યામી ઇશ્વરને નમન | ૪ | ભૃગ્વંગિરાઃ | વિદ્યુત્ | ૧૬૮ |
| ૨ | ૧૬ | ૪૧ વિશ્વંભરની ભક્તિ | ૫ | બ્રહ્મા | પ્રાણઃ, અપાનઃ, આયુઃ | ૧૭૧ |
| ૪ | ૨ | ૪૨ કયા દેવની ઉપાસના કરવી ? | ૮ | વેનઃ | આત્મા | ૧૭૩ |
| ૧૦. | ૨ | ૪૩ કેન સૂક્ત—સ્થૂળ શરીરમાંના અવયવોની બાબતમાં પ્રશ્નો | ૩૩ | નારાયણઃ | પાર્ષ્ણિસૂક્તમ્, પુરૂષઃ, બ્રહ્મપ્રકાશનમ્ | ૧૭૭ |
| ૬ | ૮૦ | ૪૪ આત્મસમર્પણથી ઇશ્વરની પૂજા | ૩ | અથર્વા | ચન્દ્રમાઃ | ૧૯૫ |
| ૪ | ૧૪ | ૪૫ આત્મજ્યોતિનો માર્ગ | ૯ | ભૃગુઃ | આજ્યં, અગ્નિઃ | ૧૯૬ |
| ૭ | ૧ | ૪૬ આત્મોન્નતિનું સાધન | ૨ | અથર્વા, | આત્મા, | ૨૦૪ |
| ૭ | ૨ | ૪૭ જીવાત્માનું વર્ણન | ૧ | અથર્વા | આત્મા | ૨૦૭ |
| ૭ | ૩ | ૪૮ આત્માનો પરમાત્મામાં પ્રવેશ | ૧ | અથર્વા | આત્મા | ૨૦૯ |
| ૭ | ૪ | ૪૯ પ્રાણનું સાધન | ૧ | અથર્વા | વાયુઃ | ૨૧૧ |
| ૭ | ૫ | ૫૦ આત્મયજ્ઞ | ૫ | અથર્વા | આત્મા | ૨૧૨ |
| ૫ | ૧ | ૫૧ આત્મોન્નતિની વિદ્યા | ૯ | બૃહદ્દિવઃ, અથર્વા | વરુણઃ | ૨૧૬ |
| ૭ | ૬૭ | ૫૨ આત્મા | ૧ | બ્રહ્મા | આત્મા | ૨૨૮ |
| ૨ | ૧૧ | ૫૩ આત્માના ગુણ | ૫ | શુક્રઃ | કૃત્યાદૂષણમ્ | ૨૨૮ |
| ૪ | ૨૦ | ૫૪ દિવ્યદૃષ્ટિ | ૯ | માતૃનામા | માતૃનામા | ૨૩૧ |
| ૫ | ૯ | ૫૫ આત્મિક બળ | ૮ | બ્રહ્મા | વાસ્તોસ્પતિઃ | ૨૩૫ |
| ૫. | ૧૦ | ૫૬ આત્મિક બળ | ૮ | બ્રહ્મા | વાસ્તોસ્પતિઃ | ૨૩૬ |

| કાંડ | સૂકત | વિષય | મંત્રસંખ્યા | ઋષિ | દેવતા | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|---|
| ૨ | ૩૪ | ૫૭ મુક્તિનો સીધો માર્ગ | ૫ | અથર્વા | પશુપતિઃ | ૨૩૯ |
| ૭ | ૮૩ | ૫૮ મુક્તિ | ૪ | શુનઃશેપ | વરુણઃ | ૨૪૫ |
| ૬ | ૧૨૩ | ૫૯ મુક્તિ | ૫ | ભૃગુઃ | વિશ્વેદેવાઃ | ૨૪૬ |
| ૬ | ૧૧૧ | ૬૦ મુક્તિનો અધિકારી | ૪ | અથર્વા | અગ્નિઃ | ૨૪૮ |
| ૭ | ૧૦૬ | ૬૧ અમરત્વની પ્રાપ્તિ | ૧ | અથર્વા | જાતવેદા વરુણશ્ચ | ૨૫૦ |
| ૭ | ૧૦૫ | ૬૨ દિવ્ય વચન | ૧ | અથર્વા | મન્ત્રોક્તા | ૨૫૧ |
| ૭ | ૧૦૨ | ૬૩ ઉચ્ચ બનીને રહેવું | ૧ | પ્રજાપતિઃ | દ્યાવાપૃથિવી,અંતરિક્ષં મૃત્યુઃ | ૨૫૧ |
| ૧૩ | ૧ | ૬૪ અધ્યાત્મ પ્રકરણ | ૬૦ | બ્રહ્મા | અધ્યાત્મં, રોહિતાદિત્યદેવતે | ૨૫૨ |
| ૧૩ | ૨ | ૬૫ અધ્યાત્મમ્ | ૪૬ | બ્રહ્મા | અધ્યાત્મં રોહિતાદિત્યદેવત્યં | ૨૬૫ |
| ૧૩ | ૩ | ૬૬ અધ્યાત્મમ્ | ૨૬ | બ્રહ્મા | અધ્યાત્મં,રોહિતાદિત્યદૈવતમ્ | ૨૭૫ |
| ૧૩ | ૪-૯ | ૬૭ અધ્યાત્મમ્ | ૫૬ | બ્રહ્મા | અધ્યામં, રોહિતાદિત્ય દૈવતમ્ | ૨૮૨ |
| ૧૫ | ૧-૨ | ૬૮ અધ્યાત્મ પ્રકરણ | ૨૮ | અથર્વા | અધ્યાત્મં, વ્રાત્યઃ | ૨૯૭ |
| ૧૫ | ૩ | ૬૯ અધ્યાત્મ પ્રકરણ | ૧૧ | અથર્વા | અધ્યાત્મં, વ્રાત્યઃ | ૩૦૦ |
| ૧૫ | ૪ | ૭૦ અધ્યાત્મ પ્રકરણ | ૧૮ | અથર્વા | અધ્યાત્મં, વ્રાત્યઃ | ૩૦૧ |
| ૧૫ | ૫ | ૭૧ અધ્યાત્મ પ્રકરણ | ૧૬ | અથર્વા | અધ્યાત્મં, વ્રાત્યઃ | ૩૦૩ |
| ૧૫ | ૬ | ૭૨ અધ્યાત્મ પ્રકરણ | ૨૬ | અથર્વા | અધ્યાત્મં, વ્રાત્યઃ | ૩૦૪ |
| ૧૫ | ૭ | ૭૩ અધ્યાત્મ પ્રકરણ | ૫ | અથર્વા | અધ્યાત્મં, વ્રાત્યઃ | ૩૦૭ |
| ૧૫ | ૮ | ૭૪ અધ્યાત્મ પ્રકરણ | ૩ | અથર્વા | અધ્યાત્મં, વ્રાત્યઃ | ૩૦૭ |
| ૧૫ | ૯ | ૭૫ અધ્યાત્મ પ્રકરણ | ૩ | અથર્વા | અધ્યાત્મં, વ્રાત્યઃ | ૩૦૭ |
| ૧૫ | ૧૦ | ૭૬ અધ્યાત્મ પ્રકરણ | ૧૧ | અથર્વા | અધ્યાત્મં, વ્રાત્યઃ | ૩૦૮ |
| ૧૫ | ૧૧ | ૭૭ અધ્યાત્મ પ્રકરણ | ૧૧ | અથર્વા | અધ્યાત્મં, વ્રાત્યઃ | ૩૦૯ |
| ૧૫ | ૧૨ | ૭૮ અધ્યાત્મ પ્રકરણ | ૧૧ | અથર્વા | અધ્યાત્મં, વ્રાત્યઃ | ૩૧૦ |
| ૧૫ | ૧૩ | ૭૯ અધ્યાત્મ પ્રકરણ | ૧૪ | અથર્વા | અધ્યાત્મં, વ્રાત્યઃ | ૩૧૧ |
| ૧૫ | ૧૪ | ૮૦ અધ્યાત્મ પ્રકરણ | ૨૪ | અથર્વા | અધ્યાત્મં, વ્રાત્યઃ | ૩૧૨ |
| ૧૫ | ૧૫ | ૮૧ અધ્યાત્મ પ્રકરણ | ૯ | અથર્વા | અધ્યાત્મં, વ્રાત્યઃ | ૩૧૪ |
| ૧૫ | ૧૬ | ૮૨ અધ્યાત્મ પ્રકરણ | ૭ | અથર્વા | અધ્યાત્મં, વ્રાત્યઃ | ૩૧૪ |
| ૧૫ | ૧૭ | ૮૩ અધ્યાત્મ પ્રકરણ | ૧૦ | અથર્વા | અધ્યાત્મં, વ્રાત્યઃ | ૩૧૫ |
| ૧૫ | ૧૮ | ૮૪ અધ્યાત્મ પ્રકરણ | ૫ | અથર્વા | અધ્યાત્મં, વ્રાત્યઃ | ૩૧૬ |
| ૧૯ | ૩ | ૮૫ જાતવેદા | ૪ | અથર્વાંગિરા | અગ્નિઃ | ૩૨૨ |
| ૧૯ | ૫ | ૮૬ જગતનો રાજા | ૧ | અથર્વાંગિરા | ઇન્દ્રઃ | ૩૨૩ |
| ૧૯ | ૬ | ૮૭ જગતનો મૂળ પુરૂષ | ૧૬ | નારાયણઃ | પુરૂષઃ | [illegible] |
| ૧૯ | ૪૩ | ૮૮ બ્રહ્મા | ૮ | બ્રહ્મા | બ્રહ્મ, બહવો દેવતાઃ | [illegible] |
| ૧૯ | ૫૧ | ૮૯ આત્મા | ૨ | બ્રહ્મા | આત્મા સવિતા ચ | [illegible] |
| ૧૯ | ૭૨ | ૯૦ પરમાત્મા | ૧ | ભૃગ્વંગિરા, બ્રહ્મા | પરમાત્મા દેવાશ્ચ | [illegible] |

*

અથર્વવેદનો સુબોધ અનુવાદ

# બ્રહ્મવિદ્યા પ્રકરણની વિષયાનુક્રમણિકા

# અથર્વવેદનો સુબોધ અનુવાદ – બ્રહ્મવિદ્યા પ્રકરણ

## કાંડક્રમાનુસાર સૂક્તોની

# અનુક્રમણિકા

| કાંડ | સૂક્ત | નામ | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૭ | ૭૨ | ૨ | ૧૬૨ |
| | ૮૩ | ૪ | ૨૪૫ |
| | ૮૭ | ૧ | ૧૧૨ |
| | ૧૦૨ | ૧ | ૨૫૧ |
| | ૧૦૫ | ૧ | ૨૫૧ |
| | ૧૦૬ | ૧ | ૨૫૦ |
| ૮ | ૯ | ૨૬ | ૯૬ |
| ૯ | ૯ | ૨૨ | ૧૩૩ |
| | ૧૦ | ૨૮ | ૧૧૩ |
| ૧૦ | ૨ | ૩૩ | ૧૭૭ |
| | ૭ | ૪૪ | ૧૫૦ |
| | ૮ | ૪૪ | ૧૬ |
| ૧૧ | ૭ | ૨૭ | ૨૪ |
| ૧૩ | ૧ | ૬૦ | ૨૫૨ |
| | ૨ | ૪૬ | ૨૬૫ |
| | ૩ | ૨૬ | ૨૭૫ |
| | ૪-૯ | ૫૬ | ૨૮૨ |
| ૧૫ | ૧ | ૮ | ૨૯૭ |
| | ૨ | ૨૮ | ૨૯૮ |
| | ૩ | ૧૧ | ૩૦૦ |
| | ૪ | ૧૮ | ૩૦૧ |
| | ૫ | ૧૬ | ૩૦૩ |
| | ૬ | ૨૬ | ૩૦૪ |
| | ૭ | ૫ | ૩૦૭ |
| | ૮ | ૩ | ૩૦૭ |

| કાંડ | સૂક્ત | મંત્ર | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧૫ | ૯ | ૩ | ૩૦૭ |
| | ૧૦ | ૧૧ | ૩૦૮ |
| | ૧૧ | ૧૧ | ૩૦૯ |
| | ૧૨ | ૧૧ | ૩૧૦ |
| | ૧૩ | ૧૪ | ૩૧૧ |
| | ૧૪ | ૨૪ | ૩૧૨ |
| | ૧૫ | ૯ | ૩૧૪ |
| | ૧૬ | ૭ | ૩૧૪ |
| | ૧૭ | ૧૭ | ૩૧૫ |
| | ૧૮ | ૫ | ૩૧૬ |
| ૧૬ | ૧ | ૧૩ | ૩૨૯ |
| | ૨ | ૬ | ૩૩૦ |
| | ૩ | ૬ | ૩૩૦ |
| | ૪ | ૭ | ૩૩૧ |
| | ૫ | ૧૦ | ૩૩૧ |
| | ૬ | ૧૧ | ૩૩૨ |
| | ૭ | ૧૩ | ૩૩૩ |
| | ૮ | ૩૩ (૨૭) | ૩૩૪ |
| | ૯ | ૪ | ૩૪૦ |
| ૧૯ | ૩ | ૪ | ૩૨૨ |
| | ૫ | ૧ | ૩૨૩ |
| | ૬ | ૧૬ | ૩૨૩ |
| | ૪૩ | ૮ | ૩૨૬ |
| | ૫૧ | ૨ | ૩૨૮ |
| | ૭૨ | ૧ | ૩૨૮ |

